# અજામિલ



અથવા

## ગરીબનું નસીબ ગરીબ

ભાગ ૧ લો

# અજામિલ

અથવા

## ગરીબનું નસીબ ગરીબ

ભાગ ૧ લો

સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ
બી. એ.

પ્રકાશક

“ગુજરાતી” પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧

વિ. સં. ૧૯૮૪ ઇ. સ. ૧૯૨૮

# પ્રસ્તાવના



આ "અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ" એ નામની વાર્તા જાણીતા ઉત્તમ ફ્રેન્ચ નવલકથાકાર વિક્ટર હ્યુગોની અત્યંત લોકપ્રિય થયેલી વાર્તા "લે મિઝરાબ્લ" ઉપરથી સ્વર્ગસ્થ સુપ્રસિદ્ધ લેખક ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ, બી. એ. એમણે ગુજરાતી સંસાર અને સમાજને લાગુ ાડીને નવીન સંયોજના કરીને લખી છે; અને તે પ્રથમ સાપ્તાહિક 'ગુજરાતી" પત્રના અંકોમાં પ્રકટ થઈ હતી; અને ૨૧ મી જાન્યુઆરી ૯૧૭ માં તેની શરુવાત થઈ તે તા૦ ૨ જી ડીસેમ્બર ૧૯૧૭ ના અંકમાં ૭૬ પ્રકરણો છપાયા પછી રા. ભોગીન્દ્રરાવના અકાળ મરણથી બંધ પડી તી. તે પછી લગભગ છેંતાળીસ મહિના પછી આ અપૂર્ણ રહેલી વાર્તા ડોદરાના વણાટ કામમાં એક્કા ગણાતા અને ગુજરાતી સાહિત્યમાં અનેક ારની વાર્તાઓ લખીને જાણીતા થયેલા રા. તારાચન્દ્ર પોપટલાલ અડા-

લજાએ પૂર્ણ કરી આપી હતી. તેમનો લખેલો ભાગ ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૨૧ ના સાપ્તાહિક "ગુજરાતી" પત્રના અંકમાં શરુ થયો હતો અને તા૦ ૯ મી જુલાઈ ૧૯૨૨ ના અંકમાં તે સમાપ્ત થયો હતો. આ પ્રમાણે આ વાર્તા લગભગ પાંચથી સાડા પાંચ વર્ષ સુધી ગુજરાતી જનસમાજનું ધ્યાન ખેંચી રહી હતી. ફ્રેન્ચ નવલકથાકાર વિક્ટર હ્યુગોની "લે મિઝરાબ્લ" વાર્તાના અનુવાદો બીજી ભાષાઓમાં થયા છે તેમ ગુજરાતી ભાષામાં પણ સફળ અને અફળ ઘણા અનુવાદો, સંયોજનો અને અનુકરણો થયાં છે; પણ અમારે મુક્તકંઠે કહેવું જોઇએ કે સ્વ. ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆની લખાવટમાં અને વસ્તુની ખિલવણીમાં દોષ નથી, છતાં પણ 'દુર્જનતોષ ન્યાયે' ગમે તેવા દોષ (કેવળ નિર્દોષ તો પ્રભુ સિવાય કોણ છે?) હોય તો પણ, ગુજરાતી ભાષામાં લખાયલી સારી વાર્તાઓમાંની આ એક ઉત્તમ નવલકથા છે; અને જો આપણે એટલું જાણતા નહિ હોઇએ કે આ વાર્તા "લે મિઝરાબ્લ"ની વાર્તા ઉપરથી સંયોજિત છે, તો તેમાં મહત્વનો કોઇ દોષ પણ ભાગ્યે જ જણાશે. એક બીજાની સરખામણિએ આમાં દોષ જણાય તો નવાઇ નથી. એમ તો ગુજરાતના વિદ્યમાન અદ્વિતીય નવલકથાકાર રા.રા. કનૈયાલાલ મા. મુન્શીની "પાટણની પ્રભુતા" અને "ગુજરાતનો નાથ" એ નામની નવલકથાઓ ફ્રેન્ચ નવલકથાકાર સ્વ. એલેક્ઝાન્ડર ડ્યૂમાની "થ્રી મસ્કેટિર્સ"ની વાર્તા ઉપરથી સંયોજી કાઢેલી વાર્તાઓ છે, એવું જાણ્યા પછી એમાં દોષ કાઢનારાઓ ઘણા નીકળ્યા છે, પણ પ્રસ્તુત વાર્તાઓ સંયોજિત છે એવું નહિ જાણનાર વાંચનારના હૃદય ઉપર તો તેની સારી અસર પડેલી છે, અને ઐતિહાસિક દ્રષ્ટિએ તે વાર્તાનાં પ્રકરણોમાં લખ્યા પ્રમાણે જ ખરેખરું બન્યું હશે—હોવું જ જોઇએ, એવા સંભ્રમમાં પણ ક્ષણવાર પડી જવાય છે. આટલી આકર્ષતાનું કારણ માત્ર લેખકની અપૂર્વ સંયોજન શક્તિ જ છે. તેમ જ રા. ભોગીન્દ્રરાવની વાર્તા માટે પણ સમજવું. રા. ભોગીન્દ્રરાવની લખવાની શૈલી સરલ, વાંચનારાઓનું મન તુર્ત રોકે એવી, સમજ પડે તેવી, સચોટ, માર્મિક અને પાત્રનિરૂપણકળામાં તાદાત્મ્ય સાધે તેવી મનોરંજક છે; વસ્તુની ગુંથણી પણ મૂળ જેવી અપૂર્વ જ છે;

અને વળી તે આબાળવૃદ્ધ એક સરખી રીતે વિના સંકોચે વાંચી શકે તેવી છે. ગુજરાતમાં ચાલતી કેટલીક ખરાબ રસમો, વહેમો, રીવાજોનું તેણે હૃદયભેદક દર્શન આ વાર્તામાં કરાવેલું છે, અને સુધારાને ક્યાં સ્થાન છે તે પણ તે ઉપરથી સમજાય તેમ છે. શૈલીનાં વાક્યો ટુંકાં ટુંકાં અને માર્મિક છે, અને વાર્તાનાં દૃશ્યો એક પછી એક વાંચનારના હૃદયપટ ઉપર અસર કરતાં ચાલ્યાં જાય છે. તેમના જીવનકાળમાં પરિચયમાં આવનારાઓએ કહ્યું છે કે ભોગીન્દ્રરાવ એટલે 'દુઃખીના સાથી.' આ વચનનું તાદૃશ્ય સ્વરૂપ આ વાર્તામાં આપણને મળે છે. જો આજે ભાઈ ભોગીન્દ્રરાવ જીવતા હોત તો તેઓ, છાપામાં છપાયલી પોતાની શૈલીમાં જ્યાં ક્યાંક વ્યાકરણ અથવા ભાષા દોષ, ભાવસાંકર્ય વગેરે રસદોષો અનાયાસે અજાણતાં ઘુસી જવા પામ્યા છે તે તેઓ પોતે સુધારી શકત. પણ તેમની ગેરહાજરીમાં અમે તેમની ભાષાનું સ્વરૂપ અત્ર તત્ર કંઈ શબ્દદોષ સુધાર્યા સિવાય અવિચ્છિન્ન જેવું ને તેવું જ રાખ્યું છે; અને કેટલાક દોષો તો એમના એમ રહી જવા પામ્યા છે, જે વાંચનારાઓને સુધારી વાંચી લેવા વિનતિ છે. આ વાર્તા લખવાનો રા. દીવેટીઆએ આરંભ કર્યો તે પછી તુર્તમાં તેઓ માંદા પડ્યા હતા અને મંદવાડમાં જ ઘણો ભાગ લખાયલો છે, એ આપણે જાણીએ છીએ ત્યારે તેમના દોષો માટે કોણ ક્ષમા નહિ આપે? દયાળુ પરમેશ્વરે રા. દીવેટીઆને દીર્ઘ આયુષ્ય આપ્યું હોત તો આ વાર્તા તેમને હસ્તેજ પૂર્ણ થઇ શકી હોત, અને અત્યાર પહેલાં પુસ્તકરૂપે પ્રકટ પણ થઈ હોત. પણ હમેશાં સર્વ વિષયોમાં મનુષ્યનું જ ધાર્યું સિદ્ધ થાય એવો ક્યાં ન્યાય છે? તેની જીવન દોરી તો જગન્નિયંતાના હાથમાં છે. મનુષ્ય ગમે તેટલું અભિમાન રાખે કે કરે તોપણ આખરે તો તે મર્કટ પેરે તેનો નચાવ્યો નાચનારો છે. અનેક મુશ્કેલીઓ વચ્ચે આ વાર્તા અમારે હાથે પ્રકટ થાય છે તે માટે તે પરમેશ્વરનો આભાર માનીએ છીએ, અને આશા રાખીએ છીએ કે પ્રેમપૂર્વક અમારે હાથે અપાયલી આ અંજલિ લેખકના આત્માને જ્યાં હોય ત્યાં શાશ્વત શાંતિ અને સંતોષ આપો, અને ગૂર્જરપ્રજા તેમનું યશ શરીર પુનઃ નીહાળી અમારા કાર્યને અનુમોદન આપો.

મરહૂમ લેખક કોણ હતા એ વગેરે જાણવાની વાચકોની જિજ્ઞાસા તૃપ્ત થાય તે માટે તેમના એક સન્મિત્ર રા. ચંદ્રશંકર ન. પંડ્યાએ લખેલો સદ્ગત રા. ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆનો પરિચય આ સાથે આપેલો છે, અને તે કાર્યમાં સહાય કરવા માટે અમારા મિત્ર અંબાલાલ બુ. જાની બી. એ. અને છાયાચિત્રનો બ્લોક આપવા માટે અને પરિચયનો ઉપયોગ કરવા દેવા માટે "સમાલોચક"ના તંત્રી રા. રમણિયરામ ગોવર્ધનરામ ત્રિપાઠીએ જે સૌજન્ય દર્શાવ્યું છે તે માટે તેમનો આભાર માનું છું.

આ પુસ્તકને સારાં ચિત્રોથી શણગારવા માટે રા. તારાચંદ્રનો આગ્રહ હોવાથી તેમણે પોતે પરિશ્રમ લઇને તેનાં ચિત્રો ગોંડળવાળા ગુજરાતી ચિત્રકાર રા. રવિશંકર એસ. પંડિત બી. એ. પાસે તૈયાર કરાવ્યાં છે, અને રસપૂર્વક વાર્તા વાંચીને રા. પંડિતે ભાવપૂર્ણ સાભિપ્રાય ચિત્રો દોરી આપ્યાં છે માટે તેમનો પણ અત્રે આભાર માનું છું.

મુંબઈ,
વસંતપંચમી—સં. ૧૯૮૪ } નટવરલાલ ઇચ્છારામ દેશાઈ



સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ બી. એ.

| જન્મ | મરણ |
| --- | --- |
| ઈ. સ. ૩૧ મી માર્ચ ૧૮૭૫. | ૨૭ મી નવેમ્બર ૧૯૧૭. |

# સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીયાનો પરિચય

(રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ. એલ, બી.)

**આમુખ.**

ગુજરાત તરફની મ્હારી ગાઢ—લગભગ કૌટુમ્બિક ભાવથી યુક્ત—મમતાએ, ગુજરાતનાં રત્નરૂપ સ્ત્રીપુરુષોના સંબન્ધની તૃષ્ણાને મ્હારી પ્રકૃતિના એક તત્વનું સ્વરૂપ આપ્યું છે. એ તૃષ્ણાથી પ્રેરાઇને ગુજરાતનાં જેટલાં અગ્રેસર સ્ત્રીપુરુષોના સંબન્ધમાં અવાય અને તે પણ જેટલા નિકટ સંબન્ધમાં અવાય તેટલાં સ્ત્રીપુરુષોના સંબન્ધમાં આવવાને મ્હેં મ્હારાથી બનતો પ્રયાસ કર્યો છે, હજી કરૂં છું અને હંમેશાં કરીશ. એ સંબન્ધને પરિણામે હું અનેક ગુર્જર અગ્રેસરોનાં જીવન અને ત્હેમની કૃતિઓ વિષે પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયો છું એટલું જ નહિ, પરન્તુ ગુજરાતને ચરિત્રો તથા અવલોકનો દ્વારા ત્હેમનો પરિચય કરાવવા પ્રયત્નશીલ થયો છું. ગુજરાતને ગુજરાતનાં રત્નોના તેજનો પરિચય કરાવવાના કેટલાક પ્રયત્નો ગુજરાતના અને મ્હારા દુર્ભાગ્યે શોકની શ્યામ રેખાથી અંકિત છે. આ પ્રયત્ન પણ તે કરુણ પ્રકારનો એક દુઃખદ પ્રસંગ છે.

નવીન ગુજરાતના એક સૃષ્ટા અને મ્હારા એક અમોલા મિત્ર ભાઇ રણજિતરામના સંબન્ધમાં આવુંજ શોકકૃત્ય કરતાં સમાલોચકના ઈ. સ. ૧૯૧૭ના ઑગસ્ટ માસના અંકમાં મ્હેં લખ્યું હતુંઃ "નિર્બલ ગણાવાની ભીતિ વગર જેમના આગળ હૃદયની મર્મભેદી મૂંઝવણો કહી હૈયું હલકું કરી શકાય, મૂઢ મનાવાની ચિન્તા વગર જેમની પાસે બુદ્ધિને ગૂંચવી નાંખનારી મુશ્કેલીઓ રજુ કરી મગજને કાંઇક શાન્ત બનાવી શકાય, અને તરંગી લેખાવાની શંકા વગર જેમની સંમુખ આત્માનાં મીઠાં મનોરાજ્યો નિવેદિત કરી ઉરને ઉલ્લસિત કરી શકાય એવા અનેક મિત્રો પ્રભુકૃપાથી મ્હને મળેલા છે." ભાઈ રણજિતરામ જતાં આવા એક મિત્ર

મ્હેં ગુમાવ્યા હતા; ભાઈ ભોગીન્દ્રરાવ જતાં હું એવા બીજા મિત્રને ખોઉં છું. સાચા, સ્વયંભૂ, સ્વર્ગીય સ્નેહની ઉત્કર્ષકારક ભાવનાભૂમિમાં જે આત્માઓએ ભ્રમણો કર્યાં હોય છે અને સ્નેહભોગ ભોગવ્યા હોય છે તેઓ જ સમજી શકે છે કે સ્નેહી જતાં શું જાય છે. સ્વાર્થનાં સરોવરીયાંથી સંકુચિત થનારને સ્નેહસાગરની વિશાલતાનો ખ્યાલ ક્યાંથી આવી શકે? પોતે અને પોતાનાં, એ જ જેમનું જગત્ છે તેવાંને મૈત્રીની સાચી સ્વજનતા ક્યાંથી સમજાય? રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા—અથવા અમ્હે સર્વે સ્નેહીસંબન્ધીઓ જેમને "સાર્જન્ટરાવ" ને નામે ઓળખતા તેઓ—મ્હારા અતિશય નિકટ સ્નેહી હતા. ગુજરાત તેઓને પથ્ય વિચારો પ્રસારનાર અને ભાવભીની ભાવનાઓને આલેખનાર લેખક તરિકે જાણતું હશે? હું તો ત્હેમને મ્હારા એક સગા ભાઇ તરિકે જાણતો હતો—જાણું છું. અમ્હારો સંબન્ધ અમ્હારાથી જ ન અટકતાં કુટુમ્બોના સંબન્ધ રૂપે વિકસ્યો હતો; પરિણામે ત્હેમનાં વ્યક્તિગત તથા કૌટુમ્બિક સુખદુઃખોનો હું ભાગી હતો. તેઓનાં અનેક હૃદયકથનોનો હું પાત્ર હતો, મ્હારાં હૃદયકથનોના તેઓ પાત્ર હતા,—અને આ લેખ લખતાં લખતાં મ્હારી વિસ્મરણશીલ સ્મૃતિ પણ એટલા પ્રસંગો તાદૃશતાને ઉપસ્થિત કરે છે કે મ્હારૂં હૈયું ભરાઇ આવે છે. વિશેષ શું લખું? એક હૃદયભૂખને કાવ્યરૂપે પ્રકટ કરતાં મ્હેં લખ્યું હતુંઃ

"વિષમ યાત્રા જીવનની આ—કહો ક્યાં થકિ દૂર થાશે?—
"—વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે."

જીવનયાત્રાનો શ્રમ હરનાર વિસામાઓની અપેક્ષાવાળા એક આત્માએ ભાઇ ભોગીન્દ્રરાવ જતાં સ્નેહીના સમભાવરૂપ એક વિસામો ગુમાવ્યો છે; પરન્તુ તેઓનાં અનાથ પત્નીની અને કુમળાં બાલુડાંની મર્મવેધક વ્યથા પાસે તેમ જ ગુજરાતની ભારે ખોટ પાસે મ્હારો અંગત શોક શું પ્રકટ કરૂં? વિશેષ તીવ્ર અને વિશાલ શોકો પાસે મૌન જ ઘટે. માત્ર ભાઈ ભોગીન્દ્રરાવના જીવનની કાંઇક ઝાંખી કરાવી આશ્વાસન મેળવીશ—મેળવવા યત્ન કરીશ.

તેમ કરતા પૂર્વે તરંગસૃષ્ટિમાં વિહરનાર લેખકોના સ્નેહીઓની સ્મૃતિએ સાચવી રાખેલા સંસ્કારોના સંચયો જગત્ સમક્ષ પ્રકટ કરવાની આવશ્યકતા દર્શાવનાર એક સુન્દર અવતરણ રજુ કરવાના લોભને મ્હારાથી રોકી શકાતો નથી. સર એડવર્ડ બર્ન જોન્સ નામના ઇંગ્લંડના પ્રખ્યાત ચિત્રકારનું ન્હાનકડું ચરિત્રચિત્ર આલેખતાં ત્હેમના પિતૃભક્ત પુત્ર લખે છે:

" 'Lives of men who dream are not lives to tell, are they? You can tell the life of those who have fought and won and been beaten, because it is clear and definite–but what is there to say about a poet or an artist? I never want a life of any man whose work I know, for that is his day of judgment and that is his doom; the shapeless mess that other people make for one to deal with I won't have called a life. It's more like one's death–so many things are one's death more than the pale face that looks in at the door one day. **My life is what I long for and love and regret and desire.'**" These words, written by my father to an old friend long ago, clearly indicate his own feelings with regard to the record of lives other than those of men of action; yet he would certainly have admitted that to no man is it given wholly to manifest himself through the medium of his published works alone, and that in the case of a poet or a painter, no less than in that of most other men of peaceful pursuits, there must be many personal qualities and peculiarities, the very existence of which would for ever remain unknown, but for the loving memory of friends; which would certainly also find no chance for expression in what one might term the official output.

## જીવનની રૂપરેખા

ભાઈ ભોગીન્દ્રરાવનો જન્મ સંવત ૧૯૩૧ના ફાલ્ગુન વદ ૯ અને ઈ. સ. ૧૮૭૫ ના માર્ચ માસની ૩૧ મી તારીખે અમદાવાદમાં થયો હતો. ત્હેમના પિતાનું નામ રતનલાલ ત્રંબકલાલ દીવેટીયા હતું, અને તેઓ સરકારના કેળવણી ખાતામાં નોકરી કરતા હતા. તેઓ પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષક હતા. ભાઇ ભોગીન્દ્રરાવનાં માતુઃશ્રીનું નામ ડાહીબ્હેન હતું. બાળપણમાં ભોગીન્દ્રરાવ તોફાની અને ટીખળી હતા, અને ત્હેમના સ્વભાવનાં એ લક્ષણોની અસર મ્હોટપણમાં પણ કવચિત્ કવચિત્ દૃષ્ટિગોચર થતી. ગુજરાતી અભ્યાસ જરૂર પૂરતો કર્યા પછી તેઓએ અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો અને અમદાવાદની હાઇસ્કૂલમાંથી ઇ. સ. ૧૮૯૫ માં મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. તે બાદ તેઓ ગુજરાત કૉલેજમાં દાખલ થયા. તેઓ વિદ્યાર્થી હતા ત્યારે પણ તેઓ અભ્યાસક્રમની બ્હારનું વાંચવા લખવાની તથા બીજી જાહેર પ્રવૃત્તિઓમાં એટલો બધો ભાગ લેતા કે તેથી ત્હેમના અભ્યાસકાર્યમાં અન્તરાય પડતા, અને પરિણામે તેઓ અનેકવાર પરીક્ષાઓમાં નિષ્ફલ થતા. કેટલાક વિદ્યાર્થીઓ જ્યારે કેવળ અભ્યાસક્રમને જ વળગી રહી પરીક્ષાઓમાં ઉંચે નંબરે પાસ થવામાં જ કૃતકૃત્યતા માને છે અને વિશાલ તથા વિવિધ જ્ઞાનને ભોગે પરીક્ષાની સફલતા મેળવે છે, ત્યારે બીજા કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસક્રમ તરફ બેદરકાર રહી બ્હારનું વાંચવા લખવામાં અથવા જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવામાં સમય ગાળે છે અને પરીક્ષાઓની સફલતાને ભોગે વિશાલ અને વિવિધ જ્ઞાન પ્રાપ્ત કરે છે, તેમ જ યથાશક્તિ સાર્વજનિક સેવા કરે છે. વિદ્યાર્થીઓના આ બન્ને વર્ગો જુદી જુદી દૃષ્ટિઓથી દોષયુક્ત છે. દરેક બાબતની માફક આમાં પણ મધ્યમ અને સારગ્રાહી માર્ગ ઉત્તમ લાગે છે, પછી તો જેને જે અનુકૂલ આવે તે ખરો. ઈ. સ. ૧૯૦૦ માં ભોગીન્દ્રરાવનું લગ્ન રા. નીલકંઠરાય જસવંતરાયનાં પુત્રી ઇન્દ્રબા સાથે થયું. 'ઇન્દ્રબા' નું નામ ભોગીન્દ્રરાવે લગ્ન પ્રસંગે 'કૌમુદી' પાડ્યું, જે નામથી અથવા 'પ્રમિલા'ના ઉપનામથી અમદાવાદના નાગરવાડાની બ્હાર તેઓ

વધારે જાણીતાં છે. લગ્ન પ્રસંગે ભોગીન્દ્રરાવની ઉમ્મર ૨૪ વર્ષની હતી અને કૌમુદીની ઉમર ૧૩ વર્ષની હતી. કૌમુદી યે બન્ધુસમાજના એક અંગભૂત રા. રામમોહનરાય જસવંતરાયનાં ભત્રીજી થાય અને બીજા અંગભૂત રા. શંકરરાય અમૃતરાયનાં ભાણેજ થાય. એટલે ભોગીન્દ્રરાવ ત્હેમના બે સ્નેહીઓ સાથે સંબન્ધની ગ્રન્થિથી પણ જોડાયા. ઈ. સ. ૧૯૦૨ માં ભોગીન્દ્રરાવ બી. એ. ની પરીક્ષામાં પ્રથમ વાર બેઠા, પરન્તુ નિષ્ફલ થયા. તે પછી તે જ સાલમાં કાલોલના મામલતદારની કચેરીમાં ત્હેમણે કારકુનની જગ્યા લીધી. જાણીતા રેવેન્યૂ અમલદાર અને વિદ્વાન્ શ્રેયઃસાધક રા. નર્મદાશંકર દેવશંકર તે વખતે ત્યાં મામલતદાર હતા અને ત્યારથી તે ઉભયની વચ્ચે ગાઢ સ્નેહસંબન્ધ બંધાયો હતો. ઇ. સ. ૧૯૦૩ માં રાજકોટમાં સૌરાષ્ટ્ર હાઇસ્કુલમાં આઠેક માસ સુધી તેઓએ શિક્ષણનું કાર્ય કર્યું અને ત્યાંથી ધોળેરામાં કસ્ટમ ખાતામાં ગયા. ઇ. સ. ૧૯૦૪ માં તેઓ અમદાવાદના નેટિવ ઇન્સ્ટિટ્યુટમાં શિક્ષક તરિકે દાખલ થયા. ૧૯૦૫ માં તેઓએ પંજાબ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા આપી ને ત્હેમાં સદ્‌ભાગ્યે પાસ થયા. બન્ધુસમાજના બુદ્ધિશાલી યુવકોમાં તેઓ એકલા જ ગ્રૅજ્યુએટ થઇ શક્યા હતા અને તે પણ અનેક નિષ્ફલતાઓ પછી: એ હકીકત સ્પષ્ટતાથી સિદ્ધ કરે છે કે બુદ્ધિશાલી હોય તે માટે યુનિવર્સિટીની પરીક્ષાઓમાં તે વિદ્યાર્થી હમેશાં સફલ થાય જ એવો કાંઇ નિયમ નથી, તેમ અનેક ગ્રૅજ્યુએટોના સંબન્ધમાં આવનારાઓએ જોયું હશે કે માણસો યુનિવર્સિટીની પરીક્ષાઓ પાસ કરી શકે તે માટે તેઓ ઉંચી બુદ્ધિના હોય છે એવું માની લેવું એ ભ્રાન્તિ છે. સંક્ષેપમાં, ઉંચા પ્રકારની બુદ્ધિમત્તા કે કાર્યદક્ષતાને યુનિવર્સિટીની ઉપાધિ સાથે આવશ્યક સંબન્ધ નથી. પોતાની બુદ્ધિમત્તાથી અને પોતાની સાહિત્યસેવા તથા સમાજસેવાથી ભાઇ ભોગીન્દ્રરાવે જે પ્રતિષ્ઠા અને જે લોકપ્રિયતા પ્રાપ્ત કર્યાં હતાં, તે યુનિવર્સિટીની પરીક્ષાઓનાં પ્રતિવર્ષ ઉંચે નંબરે ઇનામો મેળવીને ઉત્તીર્ણ થનાર અનેક ઉપાધિધારીઓને સ્પૃહાનાં જ પાત્ર ત્હેમના દુર્ભાગ્યે રહેવાનાં. યુનિવર્સિટીની ઉપાધિઓને ધોરણે મનુષ્યનું મૂલ્ય આંકવું એ શોચનીય મોહ

છે, અને આપણા દેશના લોકો એ ભ્રમમાંથી જેમ વ્હેલા દૂર થાય તેમ સારૂં. ઇ. સ. ૧૯૦૪ થી ઇ. સ. ૧૯૦૮ સુધી તેઓ નેટિવ ઇન્સ્ટિટ્યુટમાં રહ્યા. ઇ. સ. ૧૯૦૮ ના ઑક્ટોબરમાં તેઓ મુંબાઇ આવ્યા ને ત્હેમની અમદાવાદની કારકીર્દી સમાપ્ત થઈ. ભાઈ ભોગીન્દ્રરાવ એટલે સતત સત્પ્રવૃત્તિ. અમદાવાદમાં તેઓ રહ્યા હશે તે દરમ્યાન એવી સાહિત્યપ્રવૃત્તિઓ કે સાર્વજનિકપ્રવૃત્તિઓ થોડી હશે જેમાં તેઓએ ઉત્સાહભર્યો ભાગ નહિ લીધો હોય. ત્હેમના સાત સન્મિત્રની બનેલી બન્ધુસમાજ ત્હેમના માનસિક વાતાવરણની પ્રેરક અને પોષક તરિકે હતી જ. તે ઉપરાંત, સાહિત્ય સભાના કામકાજમાં પણ ત્હેમણે ઉત્સાહભર્યો ભાગ લીધો હશે. તેઓની પ્રકૃતિનું બંધારણ એવું તો ઉંચા પ્રકારનું હતું કે સારી વાતચીત, સારા લેખો, સારાં ભાષણો, સારી સંસ્થાઓ વિના ત્હેમને ચેન ન પડે. ત્હેમણે અમદાવાદ છોડ્યું હશે ત્યારે ત્હેમના જેવી અનેક સત્પ્રવૃત્તિઓમાં ઉત્સાહભર્યો ભાગ લેનારી વ્યક્તિના જવાથી માત્ર ત્હેમના બન્ધુસમાજના મિત્રોને જ નહિ, પરન્તુ ઇતર ઉત્સાહી યુવકોને પણ ત્હેમની ખોટ લાગી હશે એવી આશા છે. ઇ. સ. ૧૯૦૮ માં મુંબાઇના સેવાસદનના સેક્રેટરી તરિકે તેઓ મુંબાઈ આવ્યા. ત્હેમને મુંબાઈ લાવનાર વીર વૈજ્ઞાનિક પ્રો. ગજ્જર. તે સમયે મિ. મલબારી, શ્રીયુત દયારામ ગીદુમલ અને પ્રો. ગજ્જર એ ત્રણ ગૃહસ્થો સેવાસદનના મુખ્ય કાર્યકર્તાઓ હતા. તે સમયે સેવાસદન ગિરગામ બૅકરોડ ઉપર અમરેલી હાઉસમાં હતું અને તેથી અનેક હિન્દુ સ્ત્રીજનો ત્હેનો લાભ લઈ શકતાં. ભોગીન્દ્રરાવ પોતાના કાર્યથી સેવાસદનના કાર્યકર્તાઓને સંતોષ આપી શકયા હતા એટલું જ નહિ, પરન્તુ સેવાસદનનો લાભ લેવા આવનાર અનેક સ્ત્રીજનોનો સદ્‌ભાવ પણ સંપાદન કરી શક્યા હતા. સમાજસેવાના અનેક પ્રદેશો ઉપર સ્વયંભૂ અનુરાગથી પ્રેરિત હોવાથી ભોગીન્દ્રરાવ પોતાના કાર્યમાં રસ લઇ શકતા એટલું જ નહિ, પરન્તુ તેઓ તન્મય બનીને એકનિષ્ઠાથી કાર્ય કરતા. પરન્તુ આપણી સાર્વજનિક સંસ્થાઓમાં વારંવાર થાય છે એવા કેટલાક અગમ્ય સંયોગોથી ત્હેમણે તે સંસ્થા ઇ. સ. ૧૯૦૯ ના જુલાઇમાં છોડી. ગુજરાતી હિન્દુ સ્ત્રીઓના લાભના દૃષ્ટિબિન્દુથી ખાસ

કરીને અને સેવાસદનની સંસ્થાના હિતની સામાન્ય દૃષ્ટિથી પણ ત્હેમના જેવા જાત સમાજસેવકના જવાથી સંસ્થાને ઘણું નુકશાન પ્હોંચ્યું હોવું જોઇએ. બેશક, આવી હાનિઓનાં કાંઇ માપ થઇ શકતાં નથી, પરન્તુ જેઓને ત્હેમના હૃદયનો પરિચય હોય અને જેઓ ત્હેમના દાઝતા દિલની દીનબન્ધુતાથી વાકેફ હોય ત્હેમને તો એમ લાગ્યા વગર નહિ રહ્યું હોય કે ભોગીન્દ્રરાવ જેવા ઉત્સાહી સમાજસેવકને ગુમાવવામાં સેવાદનના કાર્યકર્તાઓએ જેવી તેવી ભૂલ કરી ન હતી. ઇ. સ. ૧૯૦૯ ના ઑગસ્ટમાં બાબુ પનાલાલની જૈન હાઇસ્કૂલમાં તેઓ શિક્ષક તરિકે દાખલ થયા અને પોતાના અવસાન પર્યંત તેઓ ત્યાં જ હતા. શાસ્ત્રી રાજારામના નિવૃત્ત થયા પછી ઇ. સ. ૧૯૧૨ માં તેઓ તે સંસ્થાના વાઇસ–પ્રિન્સિપાલ થયા હતા, અને પોતાના મરણ સુધી તે જ પદ ઉપર હતા.

ઇ. સ. ૧૯૧૨ થી ઇ. સ. ૧૯૧૫ સુધીનો તેમનો સમય તીવ્ર ચિન્તા અને ઉદ્વેગમાં ગયો હતો, કારણ કે ત્હેમનાં પત્ની તે અરસામાં ગંભીર મંદવાડ ભોગવતાં હતાં, અને તેથી ત્હેમનું સુખમય અને સ્નેહભર્યું ગૃહજીવન અસ્તવ્યસ્ત થઇ ગયું હતું. કેવળ ગૃહવ્યવસ્થાની દૃષ્ટિથી જ ગૃહિણીનું અનારોગ્ય એટલે શું એનો અનુભવ તો હાલના જમાનામાં દુર્ભાગ્યે અનેક યુવાનોને ન્હાનપણમાંથી જ થવા માંડે છે, પરન્તુ જેઓ પોતાની પત્નીને પોતાની પ્રિયતમસહચારિણી બનાવવા ભાગ્યશાલી નીવડ્યા હોય છે ત્હેમને તો માત્ર ગૃહ જ નહિ, પરન્તુ આખું જીવન છિન્નભિન્ન અને વિશીર્ણ થઇ ગયું લાગે છે. તીવ્ર મનોવ્યથા હોવા છતાં ભોગીન્દ્રરાવ ત્હેમની પ્રવૃત્તિમય પ્રકૃતિ પણ પ્હોંચી શકે ત્હેનાથી વિશેષ કાર્ય માથે લેતા અને પતાવતા. ત્હેમની નવલકથાઓ દિવસે દિવસે એટલી બધી લોકપ્રિય થતી જતી હતી કે લગભગ દરેક વર્તમાનપત્ર ત્હેમની પાસે પોતાની ચાલુ વાર્તા લખાવવા આગ્રહપૂર્વક આમંત્રણ કરતું અને ભોગીન્દ્રરાવ કાંઇક કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને, કાંઇક પોતાની નવલકથાઓના સત્કારથી ઉત્તેજન પામીને અને કાંઇક આર્થિક દબાણથી કોઇને ના પાડતા નહિ. પ્રભુકૃપાથી ત્હેમનાં પત્નીને આરામ થયો અને તે સંબન્ધની ત્હેમની ચિન્તા દૂર થઇ, પરન્તુ દુર્ભાગ્યે

ત્હેમનું શરીર ધીમે ધીમે ક્ષીણુ અને નિસ્તેજ થતું જતું હતું, અને અતિશ્રમની તથા ચિન્તાગ્રસ્તતાની અસરો ત્હેમના શરીર ઉપર જણાવા માંડી હતી. હવાફેર માટે તેઓ મિ. કાબરાજીના આમંત્રણથી બીજાપુર થોડો વખત રહી આવ્યા અને કેટલોક કાળ ભાઇ ન્હાનાલાલ કવિના મહેમાન તરિકે રાજકોટ રહી આવ્યા. પણ જ્યાં જીવનનાં તેલ ખૂટયાં ત્યાં શા કામમાં આવે ઔષધોપચાર કે હવાફેર? ૧૯૧૭ના નવેમ્બરની ૨૭ મીએ આખરે તેઓએ દેહ છોડ્યો, અને નિર્ધન ગુજરાતનું એક રત્ન હરાયું!

**વ્યક્તિરૂપે જીવન**

ભોગીન્દ્રરાવના જીવનની રૂપરેખાનું આપણે દર્શન કર્યું; હવે ત્હેમના જીવનનાં જુદાં જુદાં સ્વરૂપો ઉપર સ્હેજ નજર નાંખી જઇએ. પ્રથમ તો એક વ્યક્તિ તરીકે ત્હેમનું જીવન કેવા પ્રકારનું હતું તે જોઇએ. શરીરે ભોગીન્દ્રરાવ દુબળા હતા અને તેથી જ મધ્યમ લંબાઇના હોવા છતાં સ્હેજ ઉંચા જેવા લાગતા. તેઓનો રંગ ફીકો અને પીળાશ પડતો લાગતો. તેઓનો બાંધો મજબુત ન હતો, છતાં તેઓની સામાન્ય તંદુરસ્તી ઠીક હતી. છેવટના ભાગમાં ત્હેમની મુખાકૃતિ ઉપર અકાલે વૃદ્ધાવસ્થાનાં ચિન્હો દેખાવા માંડ્યાં હતાં અને અમુક પ્રકારની નિર્બળતા પણ જણાતી હતી. તેઓમાં સ્ફૂર્તિ અને ચપલતા ઘણી હતી,—કોઇ મન્દ અને જડ પ્રકૃતિવાળાને અનાવશ્યક અસ્વસ્થતા તથા શાન્તિહીનતા લાગે એટલી બધી હતી, છતાં એક પ્રકારની અશક્તિ અને નિસ્તેજતા મ્હેં ત્હેમના મ્હોં ઉપર પ્રથમથી જ જોઇ હતી. જેમ ત્હેમના શરીરનો બાંધો અને દેખાવ સાધારણ હતા તેમ ત્હેમનો પોષાક પણ સાધારણ હતો. ત્હેમનો પોષાક સામાન્ય રીતે ઘર તેમ બ્હાર સાદો અને સુઘડ હતો. છેવટના ભાગમાં ઘણું ખરૂં તેઓ બૅંગ્લોર કેપ, સફેત ડકનો કોટ અને તેવો જ પાટલુન પહેરતા, અને મુંબાઈમાં ઘણાને તેઓ તે રૂપે સ્મૃતિમાં પ્રતિબિમ્બિત થયા હશે.

જેમ શરીરની બાબતમાં ખાસ સૌન્દર્યથી કે ત્હેના અભાવથી તેઓ લક્ષ ખેંચે તેવા ન હતા, તેમ બુદ્ધિની બાબતમાં પણ ખાસ ચમત્કારથી કે બુદ્ધિના ખાસ અભાવથી તેઓ ધ્યાન ખેંચે તેવા ન હતા. સાધારણ

ભૂમિકા કરતાં તેઓની બુદ્ધિ ઉંચા પ્રકારની હતી, અને તે ત્હેમના ખાનગી સંબન્ધમાં આવનારને તેમ જ ત્હેમની કૃતિઓ વાંચનારને તરત પ્રતીત થાય તેમ હતું. તેઓની ગ્રહણશક્તિ મૂળથી જ સારી હોવાથી અને વિશાલ તથા વિવિધ વાંચન, અવલોકન તથા અનુભવથી વધારે કસાયલી હોવાથી તેઓ બોલનારનો અથવા લખનારનો મુદ્દો ઘણી ત્વરાથી સમજી જતા; પરન્તુ ત્વરા એ ત્હેમનો ગુણ હતો તેમ ત્હેમની ખામી હતી. પરિણામે ત્હેમની સમજણ જરા ઉપરછલી રહેતી. એ ત્વરાને લીધે કાંઇક અને કાંઇક સ્વાભાવિક અશક્તિને લીધે ગંભીર ચિન્તન કે સર્વદેશીય દર્શન એ ત્હેમનામાં કમી હતાં. ત્હેમનામાં બુદ્ધિની બાબતમાં જે ખાસ પ્રશંસા કરવા જેવું હતું તે પ્રભુદત્ત સામાન્ય બુદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ હતો. સાધારણ મૂડી હોવા છતાં સતત ફેરફારથી પુષ્કળ વ્યાપાર કરનાર વર્ગમાં તેઓને મૂકી શકાય. ત્હેમની વાતચીતમાં કે ત્હેમના લેખોમાં ઉંચા પ્રકારની બુદ્ધિમત્તા (Intellectuality) કે વિદ્વત્તા (Scholarship) દૃષ્ટિગોચર થતાં નહિ, પરન્તુ વર્તમાન પ્રશ્નો વિષેની વર્તમાનપત્રી માહિતી ત્હેમનામાં પુષ્કળ હતી અને તેથી પોતાનું કામ તેઓ વેગભેર ચલાવ્યે જતા.

ત્હેમની વ્યક્તિમાં જે શ્રેષ્ઠ હતું તે ત્હેમનું હૃદય હતું. તે હૃદયનો નિકટ પરિચય મ્હને હોવાથી હું બેધડક રીતે કહી શકું એમ છું કે ત્હેમનું હૃદય અતિશય સ્નેહયુક્ત અને હૂંફાળું હતું. ત્હેમના સંબન્ધમાં આવનારને કવચિત્ ત્હેમના બોલવા ચાલવામાં સંકોચ જણાયો હોય તો ત્હેનું મુખ્ય કારણ ત્હેમના કડવા અનુભવ હતા. બીજાઓને પોતાનું બોલવું ચાલવું કેવું લાગશે એ બાબતની મુંઝવણ ત્હેમને ઘણીવાર ગભરાવતી અને તેથી તેઓ કઢંગી રીતે અને સંકોચથી બોલતા ચાલતા કેટલીકવાર લાગતા, બાકી ત્હેમના દિલમાં તો એમ જ હતું કે બધાંની સાથે સ્નેહથી ને સરલતાથી બોલી-ચાલી શકાતું હોત તો જીંદગીમાં કેવી લીઝત આવત. દુઃખી મનુષ્યો પ્રતિ અને ગરીબો પ્રતિ ત્હેમનું ભાવભીનું હૃદય હમેશાં સદ્ભાવ અનુભવતું, અને પોતે લેખો, ભાષણો, ખાનગી સલાહ વગેરે કરતાં વિશેષ તે દિશામાં કરી શકે એવી સ્થિતિમાં ન હતા તે માટે ત્હેમને ઓછું આવતું. તેઓ ઘણી

ગેરસમજોના ભોગ થયેલા હતા અને મ્હારે મોંએ ઘણીવાર અસંતોષ અને નિરાશાના ઉદ્‌ગાર કાઢતા, પરન્તુ તે સર્વમાં ત્હેમની પ્રકૃતિની ઉચ્ચતા સ્પષ્ટતાથી પ્રતીત થતી. તેઓનું સ્નેહીમંડળ ઘણું વિશાલ અને વિવિધ હતું અને ત્હેનું કારણ ત્હેમનો સમભાવશીલ સ્વભાવ હતો. તેઓ વ્યાવહારિક અને શાણા હતા, છતાં બીજાને પોતાનાથી જેટલા ઉપયોગી થઇ શકાય તેટલા થવા હમેશાં તત્પર રહેતા. એવાં સ્નેહમય હૃદયો બીજાનો સ્નેહ સંપાદન કરે એમાં શું આશ્ચર્ય?

હૂંફાળું હેત એ જેમ ભોગીન્દ્રરાવના હૃદયનો મુખ્ય ગુણ હતો તેમ ઉદ્યોગ—સતત, અસ્ખલિત, અશાન્તિજનક ઉદ્યોગ—એ ભોગીન્દ્રરાવના વ્યાવહારિક જીવનનું પ્રધાન લક્ષણ હતું. ભોગીન્દ્રરાવ અનેક કાર્યો માથે લેતા—ધર્મબુદ્ધિથી રહિત અને સ્વાર્થપરાયણ મનુષ્યોથી ઉભરાતા ભારતવર્ષમાં તીવ્ર ધર્મનિષ્ઠાથી પ્રેરિત સર્વ હૃદયોને જેમ અનેક કાર્યો માથે લેવાં પડે છે અને એકલે હાથે વગર કદરે પાર ઉતારવાં પડે છે તેમ ત્હેમને પણ કરવું પડતું હતું; છતાં પ્રતિકૂલ પરિસ્થિતિએ લાચાર બનાવી દીધા હોય તેવા પ્રસંગો બાતલ કરતાં ત્હેમાંનાં જેટલાં કાર્યો જેટલાં વ્હેલાં પતાવાય તેટલાં પતાવવા તેઓ ઇંતેજાર રહેતા. તીક્ષ્ણ કર્તવ્યબુદ્ધિ અને સર્વગ્રાહી ઉત્સાહ જે હૂંફાળાં અને હોંસીલાં હૃદયો પાસે અનેક પ્રવૃત્તિઓ સ્વીકારાવે છે તેવાં હૃદયોથી યુક્ત વ્યક્તિઓથી સમયના વચનભંગ અચાલ્યે થતા હશે, પરન્તુ કાર્ય જ એમને એમ વગરકર્યે છોડી દેવાનું થાય તે તો ન છૂટકે જ અને તે પણ એટલા બધા દુઃખથી કે જેનો ખ્યાલ ભાવશૂન્ય હૃદયોને ભાગ્યે આવી શકે.

વ્યક્તિત્વ અને ત્હેની મોહિની એ અપૃથક્કરણીય છે, છતાં ભોગીન્દ્રરાવની વ્યક્તિ જે ઘણાનો સદ્‌ભાવ અને કેટલાકનો સ્નેહ સંપાદન કરી શકી હતી તે મુખ્યત્વે ઉક્ત લક્ષણોથી; બાકી કોઇ વ્યક્તિનું વ્યક્તિત્વ સંપૂર્ણાંશે સમજી પણ શકાતું નથી તો આલેખી તો ક્યાંથી જ શકાય?

**કુટુમ્બીરૂપે જીવન**

કુટુમ્બી તરીકે ભોગીન્દ્રરાવની ભાવનાઓ અને ત્હેમનું વર્તન બન્ને એવાં ઉંચાં પ્રકારનાં હતાં કે તે જાણનારને ત્હેમને માટે માન થયા વિના

રહે નહિ. પતિ તરીકે તેઓ સ્નેહમય, કૂંળી કાળજીવાળા અને પોતાનાં પત્નીને ત્હેમની શક્તિઓના આવિર્ભાવ તથા વિકાસ માટે યથાશક્તિ અનુકૂળતા આપવા ઉત્સુક હતા. ત્હેમનાં પત્ની 'પ્રમિલા'ના ઉપનામથી 'સુન્દરીસુબોધ' આદિ પત્રોમાં ધ્યાન ખેંચે એવા લેખો લખતાં; અને મુંબાઇ આવ્યા પછી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલના કાર્યમાં ભાગ લેતાં. ત્હેમાં ભોગીન્દ્રરાવની પ્રેરણાનો અંશ ન્હાનો સૂનો ન હતો. હિન્દુ સંસારમાં ઉત્તેજન આપનાર પતિઓ હોય તો કાંઇક સ્ત્રીરત્નો ગુજરાતના ગૌરવને વધારે અને ભારતની ભવ્યતાને પ્રકટ કરે. ત્હેમનાં પત્ની પણ સારાં ગૃહિણી તરીકેની પોતાની ફરજો બાહોશીથી બજાવ્યા ઉપરાંત પોતાના પ્રેમાળ પતિની પ્રવૃત્તિઓમાં તાદાત્મ્યથી રસ લેતાં એટલું જ નહિ, પરન્તુ સક્રિય સાહાય્ય આપતાં. આ લઘુ ચરિત્ર લખવા માટે જે હોંસથી જ અને તત્પરતાથી જ માત્ર નહિ, પરન્તુ જે આવડથી, સમજણથી અને હોશીયારીથી ત્હેમણે સાધનો પૂરાં પાડ્યાં છે તેથી ત્હેમને માટે મ્હને માન અને અભિમાન થયા વિના રહેતાં નથી. એ દમ્પતીના સ્નેહમય જીવનના કેટલાંક સુન્દર સ્વરૂપોનો હું સાક્ષી હોવાથી કહી શકું એમ છું કે એવાં દમ્પતી ગુજરાતનો ગર્વ છે. મ્હારી સ્નેહમય સહજીવનની દમ્પતીભાવનાનું કાંઇક પ્રત્યક્ષ દર્શન મ્હેં એ દમ્પતીના જીવનમાં કર્યું હતું. આવા સ્નેહસંબન્ધ યુગલને વિયુક્ત કરવાનું વિધિને કેમ ગમ્યું હશે? પતિસ્નેહનાં સ્મરણો ઉપર જીવનાર એ વિયોગિની બ્હેનને માટે તો હવે પોતાના પતિનાં સ્મારક બાલકોની સંભાળ લેવાનું અને ગુજરાતની વિધવા સાધ્વીઓ—જમનાબ્હેન, ન્હાનીબ્હેન, બાજીગૌરીબ્હેન, સુલોચનાબ્હેનની માફક પરોપકારમય જીવન વ્યતીત કરવાનું બાકી રહ્યું છે.

પિતા તરીકે પણ ભોગીન્દ્રરાવ અતિશય વત્સલ હતા એટલું જ નહિ, પરન્તુ ત્હેમનાં બન્ને બાળકો—મૃણાલિની અને પ્રદ્યોત—સારૂં શિક્ષણ મેળવી શકે તે માટે અતિશય ઉત્સુક હતા. પતિપત્ની અને પુત્રપુત્રીનું સુખમય અને સ્નેહમય કુટુમ્બ જોઇ આંખ ઠરે એવું હતું.

પુત્ર તરીકે, ભ્રાતા તરીકે તેમ અન્ય કૌટુમ્બિક સંબન્ધોમાં ભોગીન્દ્રરાવનું

વર્તન કેવા પ્રકારનું હતું ત્હેની મ્હને ખબર નથી, પરન્તુ સાન્ટાક્રૂઝના વીલર વિલામાં–શાન્તિકુટિરમાં–રહેતું ત્હેમનું ન્હાણુકડું કુટુમ્બ તો મ્હારા જેવા સ્નેહભૂખ્યા મિત્રોને વિશ્રાન્તિનું અને વિનોદનું સ્થાન હતું એ હું જાણું છું.

## શિક્ષકરૂપે જીવન

ધંધા તરીકે ભોગીન્દ્રરાવે શિક્ષકનો ધંધો સ્વીકાર્યો હતો. તેઓ જો કોઇ સુધરેલા પાશ્ચાત્ય દેશમાં હોત તો વર્તમાનપત્રીનો ધંધો સ્વીકારત અને લેખોદ્વારા સમાજની સેવા કરી પોતાનું ગુજરાન ચલાવત. પરન્તુ હિન્દુસ્તાનમાં અને ત્હેમાં યે ગુજરાતમાં વાચનનો એટલો તો ઓછો શોખ છે કે કોઇ આબરુદાર માણસ તો લેખક તરીકે ભાગ્યે પોતાનો નિર્વાહ રહેલાઇથી કરી શકે. શિક્ષક તરીકે ભોગીન્દ્રરાવના ખાસ ગુણો શા હતા તે હું જાણતો નથી, પરન્તુ એટલું તો હું જાણું છું કે તેઓએ જે જે શાલામાં કામ કર્યું હતું તે તે શાલામાં તેઓ પોતાના ઉપરીની મહેરબાની અને મમતા મેળવી શકયા હતા એટલું જ નહિ, પરન્તુ પોતાના શિષ્યોનું માન અને ત્હેમની ભક્તિ સંપાદન કરી શકયા હતા. સમભાવ એ ત્હેમની સર્વપ્રિયતાની ચાવી હતી, અને તે ગુણવાળા કયા શિક્ષકે શિષ્યોનો હૂંફાળો પ્રેમ નથી પ્રાપ્ત કર્યો? જે મનુષ્યનામાં સમભાવ નથી, જેનામાં અન્યને સુખે સુખી અને દુઃખે દુઃખી થવાનું હૃદય નથી, જેનામાં બીજાના જીવનમાં ઉતરી શકવા જેટલી કલ્પનાશક્તિ નથી તે શિક્ષક થવાને તદ્દન નાલાયક છે–હું તો આગળ વધીને કહીશ કે તે મનુષ્ય નથી, મનુષ્યનો આકાર માત્ર છે.

## સમાજસેવકરૂપે જીવન

ભોગીન્દ્રરાવ એક જાતસમાજસેવક હતા. ગરીબો, સ્ત્રીઓ, બાલકો આદિ વર્ગો પ્રતિ ત્હેમને એવી તો કૂંળી લાગણી હતી અને ત્હેમને થતા અન્યાયોથી ત્હેમનું દયાળુ હૃદય એવું તો દાઝતું હતું કે ત્હેમના લેખોમાં જ્યાં ને ત્યાં વાંચનાર સમાજસેવાનાં તત્વો જોઇ શકશે. ખરૂં જોતાં મ્હને તો ત્હેમના જીવનનું એ સમાજસેવક તરીકેનું સ્વરૂપ વિશેષમાં વિશેષ આકર્ષતું. આ સંબન્ધમાં મ્હારે ત્હેમની સાથે અનેકવાર વાતો થતી અને

હિન્દુસમાજમાં અર્વાચીન પ્રકારની સમાજસેવાની ભિન્ન ભિન્ન દિશાઓમાં અનેક કાર્ય કરનાર સુશિક્ષિત બન્ધુઓ ઉત્પન્ન કેવી રીતે થઇ શકે તે વિષે અમ્હેં વારંવાર વિચારો કરતા. આ દરિદ્ર દેશના દુર્ભાગ્યે વિદેશી સરકાર જે નાણું અત્રેથી વિલાયત ઘસડી જઇ દેશને વિશેષ દરિદ્ર બનાવ્યે જાય છે તે ઉપરાંત ધર્મદાનને પવિત્ર નામે જે અપવ્યય દેશમાં થયે જાય છે તે આ દરિદ્ર દેશ ક્યાં સુધી સહી શકશે? આપણી ધર્મદાનપદ્ધતિને અર્વાચીન કાલને ઉચિત બનાવવામાં નહિ આવે ત્યાં સુધી અને આપણા ધર્માચાર્યો, બ્રાહ્મણો, બાવાઓ, સંન્યાસીઓ આદિ નવીન પ્રકારના સમાજ-સેવકો નહિ બને ત્યાં સુધી દેશનું સામાજિક જીવન ઉન્નત પ્રકારનું ભાગ્યે થશે. તેવી સુસ્થિતિ પ્રાપ્ત થતા સુધી જેઓ સમજે છે ત્હેમણે યથાશક્તિ કાર્ય કરવાનું છે.

### લેખકરૂપે જીવન

ભોગીન્દ્રરાવના જીવનની એક અતિશય અગત્યની દિશા ત્હેમની લેખનપ્રવૃત્તિની હતી. તેઓએ એ પ્રવૃત્તિ સ્વીકારેલી ત્હેમાં મુખ્ય પ્રેરણા તો સાહિત્યસેવા અને દેશસેવાની વૃત્તિની જ હતી, જો કે તે પ્રવૃત્તિનો ત્હેમને શોખ પણ હતો અને ત્હેની આર્થિક દૃષ્ટિથી ત્હેમને જરૂર પણ હતી. 'મૃદુલા,' 'ઉષાકાન્ત,' 'ટૉલ્સ્ટાયની વાતો,' 'નવરંગી બાલકો,' 'સ્ત્રીઓ અને સમાજસેવા' આદિ તેમનાં પુસ્તકોનાં અવલોકનોમાં મ્હેં તેમની કૃતિઓ વિષેના મ્હારા સામાન્ય અને વિશેષ અભિપ્રાયો પ્રકટ કરેલા છે. ઉત્કૃષ્ટ સાહિત્યની ઉંચી દૃષ્ટિથી અને કલાની દૃષ્ટિથી ત્હેમના લેખો મ્હને સામાન્ય ભૂમિકાના લાગેલા છે, પરન્તુ અત્યારે લોકોને, સ્ત્રીઓને અને બાલકોને તત્કાલ ઉપયોગી થઇ શકે એવા પથ્ય, સુગમ અને રસીલા લેખો લખનાર તરીકે ભોગીન્દ્રરાવે જે લોકપ્રિયતા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં છે તે યોગ્ય જ છે. ભોગીન્દ્રરાવનાં પુસ્તકો ઘણાં ખપતાં એટલું જ નહિ, પરન્તુ ત્હેમની વર્તમાનપત્રોમાં પ્રકટ થતી ચાલુ વાર્તાઓ ઘણા રસથી લોકોમાં વંચાતી અને ત્હેમના છુટક લેખો માટે પણ પુષ્કળ માગણીઓ થતી. છેવટના ભાગમાં તો તેઓ પોતાની નવલકથાઓમાંથી એટલું બધું

કમાતા અને અનેક પત્રો—દૈનિક, સાપ્તાહિક, માસિક—તરફથી ત્હેમની ચાલુ અને ટૂંકી વાર્તાઓ પૈસા આપીને મેળવવા એટલી બધી ઈંતેજારી બતાવતાં હતાં કે જેટલું કોઇ વિદ્યમાન વાર્તાકારના સંબન્ધમાં ભાગ્યે થયું હશે. આ ઉપરથી ત્હેમની કૃતિઓની લોકપ્રિયતા સિદ્ધ થાય છે. આવી સ્થિતિ હોવા છતાં ત્હેમને એ અસંતોષ રહેતો કે ત્હેમનાં પુસ્તકો વિદ્વાનોમાં વંચાતાં કે વખણાતાં નથી. એકી વખતે લોકોત્તર અને લોકોપયોગી વિદ્વદ્‌ભોગ્ય અને લોકભોગ્ય—સાહિત્ય ઉત્પન્ન કરવું એ મ્હોટા ભાગના લેખકો માટે મુશ્કેલ છે એ વાત જોઇએ તેટલી ત્હેમના ધ્યાનમાં ઉતરી ન હતી, અને તેથી ત્હેમના મનમાં અસંતોષ રહ્યાં કરતો. ત્હેમના પુસ્તકોની ભૂમિકા આપણે જોઇ; ત્હેમનાં પુસ્તકોનું સામાન્ય વાતાવરણ અને ત્હેમની લેખનશૈલી વિષે બે વચન લખીશું. ત્હેમનાં પુસ્તકોનું વાતાવરણ ઘણું જ નિર્દોષ અને પથ્ય છે, અને ઠરેલ માણસોની સંમતિ પામેલા વિચારોથી ભરપૂર છે. વાંચનારના મન ઉપર અનિષ્ટ સંસ્કાર પાડે એવું કાંઇ પણ એમની લેખિનીથી લખાયું નથી. ત્હેમની શૈલી સાદી, સુગમ અને સાધારણ સંસ્કારવાળી છે, અને તેથી જ જનસમુદાયમાં ત્હેમનાં પુસ્તકો પ્રિય થઇ પડ્યાં છે. ત્હેમનાં પુસ્તકોની નામાવલિ આ લેખને અન્તે આપવામાં આવી છે.

### ઉપસંહાર

ભાઈ ભોગીન્દ્રરાવના જીવનનું સંક્ષિપ્ત અને મુખ્ય મુખ્ય મુદ્દાઓને સ્પર્શ માત્ર કરનારૂં સિંહાવલોકન આપણે કરી ગયા; ત્હેમના જીવનને કે ત્હેમની કૃતિઓને આવી રીતે ન્યાય ન આપી શકાય એ સ્પષ્ટ જ છે. કોઇ ત્હેમનો ગુણજ્ઞ સ્નેહી ત્હેમનું જીવનચરિત્ર લખી ત્હેમનું બને તેટલું સંપૂર્ણ ચિત્ર આલેખવા પ્રયાસ કરશે તો એક ઉત્સાહમૂર્તિ સમાજસેવક અને લેખકને ઘટતું માન મળ્યું ગણાશે. દરમ્યાન ત્હેમના જીવનના એક સાક્ષી—સમભાવમય સાક્ષી—તરીકે મ્હારા મન ઉપર જે સંસ્કાર પડેલા તે જ અત્ર સંક્ષેપમાં પ્રકટ કર્યા છે.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસકારો ભોગીન્દ્રરાવની કૃતિઓને કયું

સ્થાન આપશે અને ભવિષ્યની ગુજરાતી આલમ ત્હેમના લેખોપ્રતિ કયી દૃષ્ટિથી જોશે તે મનોરંજક પ્રશ્નોનો ઉત્તર અત્યારે કેમ આપી શકાય? મ્હેં તો સમકાલીન અભિપ્રાય અને તે પણ એક અભિપ્રાયરૂપે મ્હારા નમ્ર વિચારો રજુ કર્યા છે. હું એટલી આશા તો રાખું છું કે જનસમુદાય, સ્ત્રીઓ અને બાલકો માટે પથ્ય અને મનોરંજક સાહિત્ય સતતતાથી ઉત્પન્ન કરનાર તરીકે ભોગીન્દ્રરાવ અને પઢીયારનાં નામ ગુણજ્ઞ ગુજરાત નહિ વીસરે.

## ભોગીન્દ્રરાવ દીવેટીયાનાં પુસ્તકો

૧. **મૃદુલા**–બન્ધુસમાજ તરફથી સુન્દરીસુબોધની ભેટ તરીકે ઇ. સ. ૧૯૦૭ માં પ્રકટ થઈ. પ્રથમ સ્વતંત્ર નવલકથા.

૨. **ઉષાકાન્ત**–ગુજરાતી પંચની ભેટ તરીકે ઇ. સ. ૧૯૦૮ માં પ્રકટ થઇ. બીજી સ્વતંત્ર નવલકથા.

૩. **ચમેલી**–ઈ. સ. ૧૯૧૦ માં લખી–ટૉલ્સ્ટૉયની કથા ઉપરથી. ઇ. સ. ૧૯૧૩ માં ચાલુ વાર્તા તરીકે સ્ત્રીબોધમાં છૂટક છૂટક પ્રકટ થઇ.

૪. **રાજમાર્ગનો મુસાફર**–ઈ. સ. ૧૯૧૦ માં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ તરફથી પ્રકટ થઇ–રાલ્ફ વૉલ્ડૉ ટ્રાઇનના ગ્રન્થને આધારે.

૫. **સીતારનો શોખ**–ઇ. સ. ૧૯૧૧ માં ગુજરાતી પંચની ભેટ તરીકે પ્રકટ થઈ. ટૉલ્સ્ટૉયની "ધી ક્રૂટ્ઝર સૉનેટા" નામની કથાને આધારે.

૬. **જીવનકલા**–ઈ. સ. ૧૯૧૨ માં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ તરફથી પ્રકટ થઇ.

૭. **નવરંગી બાલકો**–ઈ. સ. ૧૯૧૩ માં પ્રકટ થઈ.

૮. **રસિકચન્દ્ર ભાગ ૪**–ઈ. સ. ૧૯૧૩ માં પ્રકટ થઈ.

૯. **તરલા**–ઇ. સ. ૧૯૧૪ માં સ્ત્રીબોધમાં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થઈ.

૧૦. **અસિસ્ટંટ કલેકટર**–ઇ. સ. ૧૯૧૪ માં સયાજીવિજયની ભેટ તરીકે પ્રકટ થઇ.

૧૧. **શ્રીયુત ત્રિભોવનદાસ ભાણજીનું જીવન ચરિત્ર**–ઈ. સ. ૧૯૧૫ માં પ્રકટ થયું.

૧૨. **મોહિની**–ઇ. સ. ૧૯૧૫ માં ઑક્સફર્ડ પ્રેસ તરફથી પ્રકટ થઈ–મિસિસ હેન્રી વૂડની 'ડેન્સબરી હાઉસ'ની કથાને આધારે.

૧૩. **દીવાળી કે હોળી?**–ઇ. સ. ૧૯૧૫ માં હિન્દુસ્તાનમાં ચાલુ વાર્તા તરીકે છુટક છુટક પ્રકટ થઈ.

૧૪. **સ્નેહ કે મોહ?**–ઇ. સ. ૧૯૧૬ માં સ્ત્રીબોધમાં પ્રકટ થઈ. સ્વતંત્ર વાર્તા.

૧૫. **લગ્નઃ ધર્મ કે કરાર?**–ઇ. સ. ૧૯૧૬ માં સાહિત્યમાં ચાલુ વાર્તા તરીકે પ્રગટ થઈ.

૧૬. **બાલકુમાર**–ઇ. સ. ૧૯૧૬ માં પ્રકટ થઈ.

૧૭. **અજામિલ**–ઇ. સ. ૧૯૧૭ માં ગુજરાતીમાં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થઈ–અપૂર્ણ.*

૧૮. **કૉલેજીઅન**–ઇ. સ. ૧૯૧૭ માં સમાલોચકમાં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થઈ–અપૂર્ણ.

૧૯. **લલિતકુમાર**–ઇ. સ. ૧૯૧૭ માં પ્રજામિત્રમાં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થઈ–અપૂર્ણ.

૨૦. **જ્યોત્સ્ના**–ઇ. સ. ૧૯૧૭ માં સ્ત્રીબોધમાં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થઈ–અપૂર્ણ.

૨૧. **સ્ત્રીઓ અને સમાજ સેવા**–ઇ. સ. ૧૯૧૭ માં ભગિની-સમાજ તરફથી પ્રકટ થઈ.

૨૨. **સૉલિસિટર**–ઇ. સ. ૧૯૧૭ માં સયાજીવિજયની ભેટ તરીકે પ્રકટ થઈ.

૨૩. **બાલવાડી**–ઇ. સ. ૧૯૧૭ માં પ્રકટ થઈ.

---

* આ અપૂર્ણ રહેલી વાર્તા રા. તારાચન્દ્ર પોપટલાલ અડાલજાએ સંપૂર્ણ કરી છે અને તે તેના બીજા ભાગ તરીકે પ્રકટ થઈ છે.

# અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ

## ભાગ ૧ લાની

## અનુક્રમણિકા

# અજામિલ ભાગ ૧ લો

## ચિત્રોની અનુક્રમણિકા

# અજામિલ

અથવા

# ગરીબનું નસીબ ગરીબ

## ભાગ ૧ લો

---

## પ્રકરણ ૧ લું



### સંધ્યાકાળનો પરોણો

સંવત્ ૧૯—ના શિયાળામાં સંધ્યાકાળના સમયે તે કાળે ઠીક ગણાતા. આશાભીલના અસારવા ગામમાં એક અજાણ્યો મુસાફર દાખલ થયો. અસારવા ગામનું નામ ગુજરાતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. અહમદશાહ સુલ્તાનને શહેર વસાવવાની ઇચ્છા થતાં સારી ભૂમિ ખોળવાની જરૂર પડી, અને આ અસારવા ગામ પાસે જ સાબરમતીને કીનારે જ વીરભૂમિનાં ચિહ્ન નજરે પડ્યાં. શિકાર કરતાં જ કવિ નવલરામભાઇ કહે છે તેમ,

**જબ કુત્તેપર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા.**

અને અમદાવાદનું ખાતમુહૂર્ત થયું. અમદાવાદ વસ્યા પછી પણ કેટલાંક વર્ષ સુધી નાનું અસારવા એ ભાગમાં એક શહેરની ગરજ સારતું હતું. આજ અસારવા કાલ બળે અસારવું થઇ ગયું છે.

ઉપર્યુક્ત મુસાફર અસારવામાં દાખલ થયો તે વખત અસારવામાં જુદો જ દેખાવ હતો. ખેડુતો થાકયાપાકયા હળ લઇ, બળદને હાંકતાં ઘર

તરફ વળતા હતા. ગાયો ભેંસો પણ ચરીને ઉતાવળી ઘર તરફ જ જતી હતી, અને કુમારિકાઓ હસતી કુદતી, જેમને ફેશનેબલ લુગડાં કે બૂટ વગર હિંડાય જ નહિ એ વિચાર પણ આવી શકે એમ ન હોતો એવી કુમારિકાઓ ગાયોનું પૂજન કરી, મનમાનતા પતિ મેળવવાની ઇચ્છાથી ગાયો સામી આમતેમ દોડતી હતી. બાળકો ઉડતી ધૂળમાં, હડફટમાં આવતાં ગાડાં, ઢોર કે માણસોની જરાએ દરકાર ન કરતાં, આંધળો પાટો એરંડો કે હડતુતુ રમતાં હતાં. પાસેનાં મંદિરોમાંથી આરતીના કર્ણને અને હૃદયને મીઠા લાગતા નાદો આવતા હતા. વૃદ્ધ જનો હાથમાં માળા લઇ વર્તમાનકાળને વખોડી ભૂતકાળને સંભારી વાતો કરતા હતા. બિચારી સ્ત્રીઓ ઘડીમાં ઘરમાંથી બહાર નીકળી છાણુ અને લાકડાં લેતી, તો ઘડીમાં છોકરાંને ધવડાવતી, 'વાર થઇ છે' કરી રસોઇની ઉતાવળ કરતી. તો હાથમાં સુપડું કે દીવો રહી ગયો છે, તેવી સ્થિતિમાં પડોસણો સાથે વાતો કરતી દેખાતી હતી. ગામઠી નળીયાનાં છાપરાંમાંથી ધૂમાડા નિકળી यत्र यत्र धूमः तत्र तत्र वह्निः, यथा महानसे એ સત્ર પુરવાર કરતા હતા.

અસારવાની જ્યારે આ સ્થિતિ હતી ત્યારે પેલો મુસાફર આમ તેમ ફાફરીયાં મારતો ચાલ્યો જતો હતો. એનો વેશ જ નબળાપોચાને બીહીવડાવે એવો હતો. જાતે પ્રચણ્ડ, કદાવર અને કાળો શાહી જેવો હતો. તેની દાઢી અને માથાના વાળ એવા તો વધી ગયા હતા કે તે બીહામણો લાગતો હતો. ફાટેલી બંડી, મોંઢે બાંધેલી બુકાની, જાડું ધગડા જેવું પોતીયું અને લાંબી કડિયાળી વાંસની ડાંગ એટલી વસ્તુઓ રમતાં કે રોતાં છોકરાંને ત્યાં ને ત્યાં જ ઉભા રાખવા બસ હતાં. તેના પગ અને વાળ ધૂળથી ભરાઇ ગયા હતા. તે ગમે તો ભૂખ્યો હોય, અગર કયું ઘર મારવું એનો વિચાર કરતો હોય એમ એની ચકળવિકળ થતી આંખો સર્વત્ર ભય ઉત્પન્ન કરાવતી હતી. અરે, બીજે જ દિવસે આ નાના નિવૃત્તિમય ગામમાં કાણુથી જેવા લાગતા આ અજાણ્યા મુસાફરની વાત વાયુવેગે ક્યારનીએ ફેલાઇ હતી. કુવે ને તળાવે પાણી ભરવા જનારી બે ચાર સ્ત્રીઓએ એક છોકરાનો કંદોરો કાઢતાં આને જોયો હતો! માધા પટેલે મથુરાદાસના ખેતરમાંથી

એને રીંગણાં ચોરતાં આંખે આંખ જોયો હતો! ગામ બહાર મહાદેવનાં મંદિર પાસેના કુવા આગળ પાણીનો ઘડો ને ઘડો મ્હોંડે માંડી આણે એક બાઇનો ઘડો અભડાવ્યો હતો! આવી આવી બધી વાતો પોલીસ પટેલને કાને આવી ગઇ હતી, અને પોલીસ પટેલે એના ઉપર નજર રાખવા તજવીજ પણ કરી હતી.

ઉપલી વાતોમાં કેટલું સત્ય હતું? આ મુસાફરે કાંઇ કર્યું હતું કે કેમ તે પ્રભુ જાણે! પણ વાતનું વરેડું થયું હતું, અને ગામમાં જ્યાં ત્યાં લોકો આ મુસાફરને ઉભા રહેવા દેતા ન હોતા. થાકયો પાકયો કંટાળેલો મુસાફર એક સદાવ્રત અપાતું હતું ત્યાં ગયો. લંગડાં, લુલાં, મજબુત, નબળાં બાવા અને બાવીઓ પોતાનો ઘરવખરો સાથે લઇ, લડતાં, મારા મારી કરતાં સદાવ્રત લઇ ગાળો કે આશિષ્ દઇ જતાં હતાં. અહીં સદાવ્રત મળશે, અગર પૈસા લઇ ખાવાનું આપશે, એ આશાએ પેલો મુસાફર તેના બારણા આગળ પાટ ઉપર બેઠો; ડાંગ, પાસેની પોટલી, અને પાણીનો લોટો પાટ ઉપર મૂકર્યાં, એટલે સદાવ્રતનો મહેતો બહાર આવ્યો.

"તું કોણ છે? આ તો હિંદુનું સદાવ્રત છે."

"હું પણ હિંદુ છું, થાકેલો છું, અજાણ્યો છું."

"સદાવ્રતનો વખત થઈ ગયો. શું જોઇએ છીએ?"

"ખાવાનું અને સુવાનું. ગરીબને તે બીજું શું જોઇએ?"

"ખાવાનું! આવો ગોધા જેવો છે તો પછી મજુરી કરની. સાધુ સંતને સદાવ્રત! તું તો પીંઢારા જેવો લાગે છે. તને સુવાનું આપું તો પછી મારી બાયડી રાંડે જ તો!"

"પણ હું મફત ચાવવા નથી માંગતો. જોઇએ તો પૈસા લેજો."

"ઓતતારીની! ચીનનો શાહુકાર! તો પછી બજારમાંથી જ લેવું હતું ને?"

"બજારમાં કોઈ ઉભું રહેવા દેતું નથી; મારાથી બીહે છે."

"હંઅઅ"—આટલું કહી મહેતાએ નોકરને બોલાવી કાંઈ કાનમાં કહ્યું. નોકર બહાર ગયો અને થોડી વારમાં નોકરે દોડતા હાંફળાં ફાંફળા આવી

શેઠને આઘે બોલાવી કાંઇક કહ્યું. ઉત્તર સાંભળતાં જ સદાવ્રતના મહેતાની છાતી ધબકવા લાગી, શરીર ધ્રૂજવા લાગ્યું; ઘડીમાં પેલા મુસાફર તરફ તો ઘડીકમાં આગળ પાછળ જોવા માંડયું. આખરે હિમ્મત રાખી નોકરને પાસે ઉભો રાખી પેલા મુસાફર પાસે મહેતો આવ્યો ને બોલ્યો:–"અહીંથી ચાલ્યો જા. આ કાંઈ ધર્મશાળા નથી. રાતના અહીં કોઇને સુવા દેવાનો હુકમ નથી."

વિચાર કરો કે પગરસ્તાની લાંબી મુસાફરી કર્યા પછી, પેટમાં ભૂખ તરસથી ખાડા પડ્યા હોય, આંખો મીંચવાની હોંશ, નવરાશ કે અવકાશ ન મળ્યો હોય, જ્યારે એક ઝાડ નીચે પણ પડી આરામ લેવાની, સુકોપાકો રોટલો ખાઈ પડ્યા રહેવાની ઇચ્છા થાય, અને ઉઠવાની હામ ન હોય ત્યારે તમને કોઈ હાંકી કાઢે તે વેળા તમારા હૃદયમાં કેવી લાગણી થાય! તિરસ્કાર કે ક્રોધ ઉત્પન્ન થાય એમાં શી નવાઇ? આ વખત ખૂન, લૂંટની કે ગળું દાબી દેવાની નીચ વૃત્તિ થાય તો કોનો વાંક? આપણા અજાણ્યા મુસાફરની પણ આવી જ સ્થિતિ હતી. "ચાલ્યો જા," એ શબ્દે આરામ, ઉંઘ, ક્ષુધા, શાંતિનાં સ્વપ્નાંનો નાશ કર્યો અને વિશાળ આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. થાકયો પાકયો પણ ડાંગ લઇ ઉભો થયો ને તડુકી કરી બોલ્યો;–"જગ્યા નથી? હું આ પાટ ઉપર સુઈ રહીશ. ખાવાનું આપ; ગામમાં મને કોઈ આપતું નથી. દુકાનોવાળા મારાથી બીહીને પૈસા આપતા છતાં પણ ખાવાનું આપવા ધસીને ના પાડે છે! હું બહુ લાંબેથી આવું છું. શહેરમાં જવાની હિમ્મત નથી, શક્તિ નથી. માટે ખાવાનું આપ! જે હોય તે આપ. મારી પાસે જે છે તે લઇ લે, પણ ખાવાનું આપ! હું અહીં જ પડી રહીશ."

મુસાફર ઉશ્કેરાઇ ગયો હતો અને એના ઘોંઘાટથી સદાવ્રતના બીજા નોકરો, મહેતાની વહુ અને કામ કરનારી બાઈ આવી ચડ્યાં હતાં. આ બધાંને આવેલાં જોઇ મહેતાને હિમ્મત આવી અને બોલ્યો:–"ચા...લ, ચાલ્યો જા અહીંથી. તું કોણ છે તેની મને હમણાં જ ખબર પડી છે. તું પીંઢારો છું, લૂંટારો છું. જેના નામથી ઘોડિયામાંનાં બાળકો રોતાં રહી જાય

તે તું છું! તારા ગામમાં આવવાથી આજ આખું ગામ અત્યારથી શુનકાર થઇ ગયું છે! આજ રાત્રે ધાડ પડશે કે ખુનામરકી ચાલશે! શહેરમાં ખબર મોકલી છે અને રાતના પોલીસના માણસો આવશે. સમી રીતે ચાલ્યો જા." મુસાફર નિરાશ થયો. લાંબી પગરસ્તાની મુસાફરી કરી આવ્યો હતો. ભૂખ કડકડીને લાગી હતી. "હું લુંટારો નથી. હું લુંટ કરવા કે ચોરી કરવા આવ્યો નથી," એમ કહ્યું છતાં એની વાતપર ધ્યાન જ આપ્યું નહિ અને મુસાફરને ઉઠવું પડયું. ઉંડો નિશ્વાસ નાંખી, કરડી આંખ કરી, "ઠીક છે બચ્ચા! ભલાની દુનિયા નથી," કહી તેણે મકાન છોડયું તોપણ વિચાર થયો "હવે કયાં જવું?" ભાગ્યદેવી હજુ પણ એને કનડતી હતી. આગળ ચાલ્યો. નાના ગામમાં કોક બારણા આગળ ભજન ચાલતાં હતાં. એક બાજુ ઘરડાઓ હોકા પીતા પીતા છાણાંનો તાપ કરતા હતા અને ભજન સાંભળતા હતા. બીજી બાજુ બૈરાંઓ છોકરાંને ખોળામાં સુવાડી થાબડતી, તો કોઇક કોઇક છેડા તળે માળા ફેરવતી; એક માળા પુરી થયે આંખને અડકાડી, સમજી ન સમજી પણ ભજનમાં તલ્લીન થઈ જતી હતી. એકતારો અને મંજીરાની ધૂન જી હ જી–હો જી—ની હેલી જામી હતી. "આ હરિભકતોમાંથી કોઇને ત્યાં આશરો મળશે," કરી પેલો મુસાફર પગ ઘસડતો ત્યાં આવી બેઠો. ભજનની ધૂન, ભજનનો ભાવાર્થ એવો હતો કે સાંભળનારા વાહ વાહ કરતા હતા. મુસાફર થાક ભૂલી જઇ ભજન સાંભળવાની હોંશમાં પાસે ને પાસે જતો ગયો; ત્યાં એકાએક કોઇની નજર તેના તરફ ગઇ અને ભડકી ઉઠયા. "પીંઢારો!" પીંઢારાની બુમ પડતાં જ

ત્રુટયો મારો તંબુરાનો તાર,
ભજન અધુરૂં રહ્યું ભગવાનનું.

બૈરાંમાં નાસાનાસ થઇ, છોકરાંની રડારડ શરુ થઇ અને પુરુષવર્ગ આમ તેમ પીંઢારાને જોવા લાગ્યા. આપણો મુસાફર એકલો જ હતો અને આટલા બધા લોકમાં એનું જરાએ ચાલે એમ નહોતું છતાં એનું કદાવર શરીર, એનો વેશ અને લોકોમાં પીંઢારાનો પડેલો ત્રાસ એટલો ભયાનક હતો કે સર્વત્ર ત્રાસ વર્તી રહ્યો; બિચારો મુસાફર કોની પાસે ખાવાનું કે

સુવાનો સાંથરો માગે? નિરાશામાં નિરાશા ઉમેરાઈ; દુઃખમાં વધારો થયો અને કંટાળેલો મુસાફર આગળ ચાલ્યો. રસ્તામાં જતાં કાચી જેલ આવી. સીપાઇ બંદુક લઇ પેહેરો ભરતો હતો; કેદખાનાની જાળી ઉપર ખંભાતી તાળું હતું; ઝાંખો દીવો બળતો હતો અને કેદખાનું ખાલી હતું. મુસાફરે પેહેરેગીર પાસે જઇ કહ્યું;–"જમાદાર સાહેબ! મને પેલા ઓરડામાં આજની રાત સુવા દો."

"બદમાશ! કેદખાનું એ કાંઇ ધર્મશાળા નથી. સુવું હોય તો જાને મહાદેવની ઓશરીમાં."

"ત્યાં મને બાવાજી પેસવા દેતા નથી."

"અહીં સુવા માટે તો ગુન્હો કરવો પડે છે."

"એમ ને એમ સુવા ન દો તો તો ગુન્હો કરવા તૈયાર છું. કહો તો તમનેજ ઠાર–"

"ચાલ્યો જા, જતો હોય તો. નહિ તો જોઇ છે આ બંદુક."

મુસાફરને ત્યાંથી પણ પાણીચું મળ્યું. વળી આગળ ચાલ્યો. એક નાના ઘરમાં દીવો બળતો હતો. બારીમાંથી નજર કરતાં બધાં જમતાં હતાં. બહાર ત્રણ દિવસનો અપવાસી ઉભો હોય અને ઘરમાં સ્વાદિષ્ટ રસોઇ નિરાંતે જમાતી હોય, એ સ્થિતિ અનુભવનાર જ એ બેના ભેદ સમજી શકે. રસોઇની સુગંધી અને ભુખની પીડાએ મુસાફરની વૃત્તિ ઉપર સામ્રાજ્ય ચલાવ્યું, અને મુસાફરે બારણું ઠોકયું. ઘરમાંથી કોઇ વૃદ્ધ પુરુષ આવ્યો અને આ વખતે આમ બારણાં ઠોકનાર કોણ હશે તેનો વિચાર કરતો જોઇ રહ્યો. "કોણ છે એ?"

"અતિથિ, હું ભુખ્યો છું, કકડો રોટલો આપો. જોઇએ તો પૈસા લો. તમારા ડેલામાં રાત સુવા દો."

"હરામખોર! તારા જેવા ઘણા પીંઢારા આવે છે" કહી, બારણું જોરથી બંધ કરી, સાંકળ આગળીયો વાસી ચાલ્યો ગયો, અને તે સાથે જ પાસે ઉંઘતો ડાઘીયો કુતરો ઘર બહાર ધસ્યો. મુસાફર બીધો, પણ ડાંગ અફાળતાં જીવ લઇ નાઠો. અત્યારે ડાંગ ન હોત તો ડાઘીયાએ તેને ફાડી

ખાધો હોત. દોડતાં દોડતાં પથ્થર સાથે અથડાયો. પડ્યો, ઉઠ્યો અને એક ખંડેર આગળ આવ્યો, અને એમ ને એમ ઉંધે માથે પડ્યો. તે પડ્યો તેવો જ લગભગ બેભાન થયો; ત્યાં પગ ઉપર સળવળાટ થયો અને આંખ ઉઘાડી જુવે છે તો સાપ. સાપ જોતાં જ "ખાધો બાપ" કરી એકદમ ઉભો થયો. 'આ ગામ, આ જગા મારે માટે કરી નથી,' ધારી ગામને બીજે નાકે નિકળ્યો. દૂરથી કુતરાંના ભસવાના, ભજનની ધૂનના, અને ભેગભેગા ગર્દભના ભોંકવાના અવાજ પણ સંભળાતા હતા. "અરેરે! સુવાની તસુ જગા માટે પણ માણસો આવા નિર્દય થતા હશે, એનો અનુભવ મને આજે થયો. જે હું છું, જે હું થયો છું, તેમાં મારો શો વાંક? ઓ જગતના કૃતઘ્નિ મનુષ્યો! દુનિયામાં અનીતિ વધતી હોય, પાપ, ખૂન, દગા વધતા હોય તો તે માટે તમને પોતાને ધન્યવાદ છે. પણ હાય! અત્યારે મારું શું?" આમ હાય મારતો મુસાફર ગામ બહાર સ્મશાન ઉપર આવ્યો. આઘેથી ભીડભંજન હનુમાનની ભગવી ધજા ચંદ્રના પ્રકાશમાં ફરફરતી દૂરથી દેખાઇ. હનુમાનજીની દેરીની બહાર ઓટલી ઉપર આ મુસાફર બેઠો. અને ત્યાં જ ભૂખ, થાક, માણસોના તિરસ્કારથી કંટાળી નિરાશ થઇ પડ્યો. 'પ્રચણ્ડ પુરુષની આંખમાં આંસુ, ડુસકાં એ પણ વિધિની વિચિત્ર ગતિ!' ભાગ્યદેવી પોતે જ તેની પરીક્ષા કરી ધરાઇ હોય તેમ માથા ઉપર છાણનો ટોપલો લઇ એક ભરવાડણ ત્યાંથી આ સમયે જતી હતી. હનુમાનજીને દૂરથી જ પગે લાગતાં કોઇ ત્યાં રોવાનો અવાજ સંભળાયો અને આ ગામડિયણ બાઇના હૃદયમાં દયા આવી. પાસે ગઇ અને ત્યાં એક હૃષ્ટપુષ્ટ પુરુષને આમ રોતો જોઇ તે બોલી:—"ભાઇ! એવું શું દુઃખ પડ્યું છે તે રુવો છો? ગામ મુકી સ્મશાનમાં કયાંથી?"

"બેહેન! અત્યાર સૂધી કોઇએ મને પ્રેમથી બોલાવ્યો હોય તો તું જ છો. ગામમાં કોઇ, અરે ગામનાં કુતરાં પણ મને ઉભા રહેવા દેતાં નથી. ઘણાં વર્ષ થયાં કામળા ઉપર સુઉં છું. આજ પથ્થર—"

"દેશી રાજ્ય કે સરકારના લશ્કરમાં હોઇશ?"

"એવું જ કાંઇ."

"ગામમાં સદાવ્રત, ધર્મશાળા મંદિર કે કોઇ જ જડયું નહિ ?"

"બધું જડ્યું અને બધુંયે બળ્યું. ખાવાનુ તો ઘેર ગયું પણ મને કોઇએ પડી રહેવા પણ દેતું નથી. આ ટાઢમાં કયાં જવું?"

"ભાઇ! મારી પાસે ચણા છે તે લે, ખા, મારું કહ્યું માન. હા, તને કોઇએ ઉભો રહેવા દીધો નથી; તને હાંકી કહાડયો છે, પણ એક જગા છે તે ઇશ્વરના દરબાર જેવી સર્વને માટે ખુલ્લી છે."

"તું પણે ગયો છે? જો પેલા ચન્દ્રના તેજમાં આંબા વાડિયામાં ઉંચું શિખર દેખાય. એ પેલી ધજા ફરફરે."

"હા—એ તો મહાદેવના મંદિર જેવું લાગે છે."

"એજ. એ નીલકંઠ મહાદેવની જગા. એજ મહાત્મા ગરીબદાસજીનો આશ્રમ. એમનો આશ્રમ રાતદિવસ ઉઘાડો જ રહે છે. ગરીબને માટે તો ખાસ."



## પ્રકરણ ૨ જું

### મહાત્મા ગરીબદાસજી

અમદાવાદની પૂર્વે, પણ અસારવાની નિકટમાં, નીલકંઠ મહાદેવનું વિશાળ પુરાણુ પવિત્ર ધામ છે. નીલકંઠ મહાદેવનો મહિમા ગુજરાતનાં ગામડાંમાં એટલો તો છે કે આડે દહાડે, દર સોમવારે અને શ્રાવણ માસમાં અખંડ ઘીના દીવા, બીલીપત્રની પૂજા અને હજારો ભાવિક ભક્તોની અવરજવર ચાલુ જ હોય છે. આ મહાદેવના મંદિર પાસે જ ઇતિહાસ પ્રસિદ્ધ દાદા હરિની વાવ, આચારજીની બેઠક અને જુનાં ખંડીયેરો હજી પણ પુરાતન જાહોજલાલીની સાક્ષી પૂરે છે. નીલકંઠ મહાદેવની મંદિરની જગ્યા જ એક નાના ગામ જેવડી છે. પગપાળા, ગાડી ઘોડે બેસી આવતા ભક્તો મહાદેવને પગે લાગી જીવન સફળ કરનાર, સારેમાઠે પ્રસંગે મહાદેવ નિમિત્ત ઢોરઢાંખર, ખેતર, પૈસો મહાદેવને અર્પણ કરી કૃતકૃતાર્થ થતા હતા. મહાદેવના મંદિરને લગતી જ હસ્તીશાળા, હયશાળા, ગૌશાળા હતી. સદાવ્રત હમેશાં ત્યાં ચાલતું હતું અને મંદિરનાં બારણાં, રાત ને દિવસ ગરીબ, ભક્ત, અનાથ, અતિથિને માટે ખુલ્લાં જ રહેતાં હતાં.



મહાત્મા ગરીબદાસજી. (ભાગ ૧-પૃ. ૮)

નીલકંઠ મહાદેવની ઉપજ પણ એક નાના રાજ્ય જેવડી હતી. મહાદેવને ગામડાના દરેક ખેતરમાંથી દાણો ચાલ્યો આવતો હતો. સરકાર તરફથી વર્ષાસન મળતું હતું. ભક્તો તરફથી ભેટ અને દર્શને આવતાં મનુષ્યોથી મળતી ઉપજ પણ ઓછી ન હોતી. શ્રાવણ મહિનાના છેલ્લે દિવસે નીલકંઠ મહાદેવનો મેળો ભરાતો હતો અને તે વખતે લોકની એટલી જમાવટ થતી હતી, કે મંદિરના મહન્ત પાસેની વિભૂતિનો ઢગલો બે કલાકમાં ખલાસ થઇ જતો હતો!

આવા પવિત્ર ધામની ખ્યાતિમાં–મહત્તામાં આજ કેટલાક વર્ષ થયાં મહાત્મા ગરીબદાસજીએ વધારો કર્યો હતો. મંદિરના માલિક મહાત્મા ગરીબદાસજીની વય આશરે ઍંશી વર્ષની હતી, પણ લોકો તો એમને સત્ય યુગના હોય એમ માનતા હતા. એમને માટે કાંઇ કાંઇ અફવાઓ ચાલતી હતી. કોઇક એમ કહેતું કે એ તો ચિત્તોડના પાટવીકુંવર છે! કોઇ કહેતું કે છેલ્લા મોગલ શહેનશાહના સમયમાં મુસલમાનોમાં ત્રાસ વર્તાવનાર લૂંટારો તેજ મહાત્મા ગરીબદાસજી. વળી કોઇ એમ કહેતું કે એ તો કોઇ ખાનદાન કુટુંબના નબીરા હતા; પણ વિદ્યાભ્યાસ કર્યા પછી લગ્ન કર્યા પછી મહાત્મા બુદ્ધની માફક જગત્ ઉપર વૈરાગ્ય આવ્યો અને આ બાજુ નાસી આવ્યા અને આ ગાદીના પહેલા મહન્તની સેવા કરી આ પદ પામ્યા. વળી કેટલાએક એમ પણ કહેતા કે, હિંદુસ્તાનની રાજ્યક્રાન્તિ વખત આગળ પડતો કોઇ રાજ્યનિપુણ પુરુષ જ મહાત્મા ગરીબદાસજી જ હોવા જોઇએ. ગમે તે હોય પણ મહાત્મા ગરીબદાસજીના સમયથી મંદિરની પવિત્રતામાં મંદિરની ભવ્યતામાં વધારો થયો હતો. ગુજરાતના અમલદારો વારંવાર જાતે મહાત્માનાં દર્શન કરવા આવતા અને મહાત્માની સાથે વાત કરી નમ્ર બની જતા. એક દિવસ મહાત્મા હમેશના નિયમસર બહાર નિકળ્યા અને દાદા હરિની વાવ પાસે કોઇ અમલદારનો તંબુ જોયો. મહાત્મા જાય છે એવી અમલદારને ખબર પડતાં જ અમલદાર બહાર આવ્યો, મહાત્માને પગે લાગ્યો અને તંબુમાં લઇ ગયો. વાતવાતમાં જણાયું કે પાડોશના શહેરમાં મરકી ફાટી નિકળી છે અને દરદીઓને

રાખવાની ખુલ્લી હવાવાળી જગ્યાની શોધ માટે અમલદાર ત્યાં આવેલો છે. મહાત્માએ કોઇ પણ વિચાર ન કરતાં એટલું જ કહ્યું:-

"જી! પેલી વાવ પાસે મોટી ધર્મશાળા છે, એમાં બે મીઠા પાણીના કુવા છે. મોટી મોટી પચાસ ઓરડી છે. વચમાં મેદાન છે. બે ચાર લીંબડાનાં અને આંબાનાં ઝાડ છે. મકાન હમણાં જ બંધાવ્યું છે. અમારા સાધુઓની જમાત ત્યાં ભરાય છે. તે મકાન આપ રાખો. દરદીઓને ત્યાં રાખો. હું પોતે અને મારા સાધુઓ દરદીઓની દેખરેખ રાખીશું. દુધ વગેરે પુરું પાડીશું."

પેલો અમલદાર તો મહાત્મા ગરીબદાસજીના શબ્દથી ડઘાઈ જ ગયો અને તેને મહાત્મા માટે માન, પ્રેમની લાગણી થઇ આવી. મહાત્માનો ઉપકાર માન્યો. મહાત્માએ એટલો જ ઉત્તર આપ્યો, "પરમાત્માનું છે ને પરમાત્માને માટે આપવું છે."

મહાત્મા ગરીબદાસજીના મંદિરની આવક અગાધ હતી. પેશ્વા સરકારના સમયથી જ નોબત, ડંકો, હાથી, સીપાઇઓ આ મંદિરને મળ્યાં હતાં. પરંતુ મહાત્મા ગરીબદાસજીનો વેશ અને રહેવાની પદ્ધતિ તો જુદાં જ હતાં. એક લંગોટી, શરીરે રાખ અને ઉનની કામળી સિવાય બીજું વસ્ત્ર શરીરે અડકાડાયું જ ન હતું. સુવાને માટે લાકડાંની પાટ, પીવાને માટે પાણીનો લોટો—કમંડલુ, ખાવાનામાં બાજરીનો રોટલો અને એક તાંસળું દુધ, મંદિરને અંગે ભાવિક ભકતો તરફથી વારંવાર માલપુવા અને દુધપાકનાં જમણ થતાં પણ ગરીબદાસજીને આ બધું શિવનિર્માલ્ય હતું.

મંદિરની ઉપજની અને તેની વ્યવસ્થાની દેખરેખ મહાત્મા પોતે જાતે રાખતા. સાધુઓ, બાવાઓને ધર્મબોધ આપતા, એમની પાસે જનસેવાનું કામ લેતા અને પછી જ એમને ખાવા આપતા. સાધુ, બાવા એટલે તેમને મફતનું ખાવાનો હક્ક પટો એ વિચાર ગરીબદાસજીએ દૂર કરાવ્યો હતો. મેળામાં, માઘસ્નાન જેવા તહેવારોમાં સાધુઓ સ્વયંસેવક થતા. આંધળાં, પાંગળાં, ભૂલાં પડેલાં, ખોવાયેલાને સાચવતા. દુકાળમાં અને રોગના વખતમાં દરદીઓ તથા માંદાને ઉપાડી લાવવા, એમને ખવડાવવું

વગેરેનું કામ નીલકંઠ મહાદેવના બાવાઓનું હતું. બાવાઓ માટે રામકથા કહેવડાવવાની તજવીજ કરતા, હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં દુકાળ છે એમ ખબર પડતાં જ ત્યાં ગરીબદાસજી પોતાના માણસો સાથે દાણો કે રૂપીઆ મોકલી આપવા ચૂકતા જ નહી.

મહાત્મા ગરીબદાસજીનું નિત્ય જીવન પણ ઉચ્ચ હતું. ચાર વાગે ઉઠી કુવામાંથી જાતે જ દશ બાર ઘડા આટલી વૃદ્ધ વયે પણ જરા પણ થાક વિના ખેંચી હરહર મહાદેવ કરી નાહતા. નાહી મહાદેવની પૂજા કરી ધ્યાનમાં બેસતા અને ધ્યાન કરી આસપાસનાં ગામોમાં આંટો મારી આવતા. ગામમાં કોઇ દુઃખી, માંદું અને અનાથ હોવાની ખબર મળતાં જ રાતે કે દિવસે ગરીબદાસજી ત્યાં ગયા વગર રહેતા જ નહી. મંદિરમાં ઘોડા, ગાડી, હાથી રહેતાં. એનો ઉપયોગ કરવાનો હક્ક તેમને હતો, સત્તા હતી, છતાં ગરીબદાસજી તો પગપાળા જ જ્યાં ત્યાં જતા અને પગપાળા જ આવતા. કોઇ વાર સંધ્યાકાળે તો કોઇ વાર રાતના ગામડાંઓમાં જઇ મહાદેવના મંદિરે કે ગામના ચોરે કથા કરતા. ગરીબદાસજીની કથામાં લોકોને એવો તો રસ પડતો કે આખું ગામ તો શું, પણ નજીકના ગામડાંના લોકો પણ તેમની કથા સાંભળવાને આવ્યા વિના રહેતા નહી. ગરીબદાસજીની કથામાં એવી ભભક, એવો તો ઉપદેશ, એવી તો જમાવટ આવતી કે શ્રોતાઓને તે સાંભળતાં પૃથ્વી ઉપર ક્ષણ વાર સ્વર્ગ ઉતરી આવતું લાગતું. એક ગામમાં દાન ઉપર હરિકથા શરુ કરી અને દાનના પુણ્યના એટલા તો લાભ સમજાવ્યા કે શ્રોતાજનનાં હૃદય પવિત્ર બન્યાં. આ શ્રોતાજનોમાં એક મખ્ખીચુસ વ્યાપારી હતો, પાસે બે લાખ રૂપીઆ હતા, પાછળ કોઇ ખાનાર ન હોતું; આમ છતાં એક બંડી બાર મહીના ચલાવતો. ન્યાતીલાએ કે પરન્યાતીલાએ એને ઘેર કદી પાણીનું આચમન પણ લીધું ન હોતું તો મ્હોં એઠું કર્યાની વાત શી? ઠાકોરજીના દિવામાં ચરબીવાળું ઘી જ વાપરતો. પૂજામાં નાનામાં નાની સોપારી લાવતો, અને મંદિર જતો ત્યાં ખરાબમાં ખરાબ ચોખા અગર ઘસાયેલી પાઇઓ નાંખતો. આવા સૂમ વ્યાપારીના હૃદય ઉપર ગરીબદાસજીની કથાની અસર થઈ અને તે દિવસથી તેને દાન કરવાની પ્રેરણા થઈ.

બીજે દિવસે આ વ્યાપારીએ મંદિરમાંથી બહાર નીકળી ભીખારીને પાઈ આપી અને તે ગરીબદાસજીએ જોયું એટલે બોલ્યા કે, "કેમ શેઠ! ઘસાયેલી પાઈનું સ્વર્ગ લ્યો છો કે?' ગરીબદાસજીના આ શબ્દો તેને હાડોહાડ લાગ્યા. તેજ પળે મહાત્માને પગે પડ્યો. મિલકત ધર્માદામાં આપવા અને મહાત્માને ફાવે તેવો ઉપયોગ કરવા વિનંતિ કરી.

ગરીબ, દુઃખાર્ત, સ્ત્રી અને બાળકો પ્રત્યે ગરીબદાસજીની પ્રીતિ અનહદ હતી. ગરીબદાસજીની માન્યતા જ હતી કે, "સ્ત્રીઓ, બાળકો, નોકરો, નબળાઓ અને અજ્ઞાનીઓના દોષો હોય તો તે તેમના નથી, પણ તે દોષો તેમના પતિઓ, માબાપો, શેઠો, તંદુરસ્ત, દ્રવ્યવાન અને વિદ્વાનોના જ છે. અજ્ઞાનીનાં જ્ઞાનચક્ષુ ઉઘાડો, જ્ઞાનનો પ્રકાશ આપવામાં જે જનસમાજ, જે રાજ્ય આનાકાની કરે, કંજુસાઈ કરે, એ જનસમાજ, એ રાજ્ય અંધકારનાં પરિણામ ભોગવવા લાયક જ છે. મનુષ્ય હૃદય અંધકારમય છે. અને પાપ થાય એ સ્વાભાવિક છે. પણ પાપ કરનાર જેટલો દોષિત નથી તેથી બમણો દોષિત એનો અંધકાર રહેવા દેનાર છે."

એક દિવસ ગરીબદાસજી એક ગામમાં જઈ ચડ્યા. ચોરામાં બેઠા હતા ત્યાં વાત આવી કે એક જણને દેશનિકાલની સજા થઈ છે. વાત એમ હતી કે, એક જણ ઉપર ખોટા સિક્કા બનાવવાનો આરોપ આવ્યો હતો. આના પુરાવા મળતા ન હોતા. આથી પોલીસે એવી યુક્તિ કરી કે પેલો પુરુષ એક બીજી સ્ત્રીના સ્નેહમાં ફસાયો છે, એવી વાત ઉરાડી; તેની પરણેતર સ્ત્રીમાં ઇર્ષા ઉત્પન્ન કરી; એ ઈર્ષાને અંગે વેર લેવા પેલી બાઈ તૈયાર થઈ અને પોલીસના શિખવ્યા પ્રમાણે ઘરમાં ખોટા સિક્કાનો સર્વ સામાન પોલીસની મદદથી સંતાડ્યો અને પછી પોલીસે ઝડતી લીધી, માણસ પકડાયો અને દેશનિકાલની સજા થઈ. ગરીબદાસજી આ વાત સાંભળી એટલું જ બોલ્યા:—"એને તો દેશનિકાલની સજા થઈ પણ પેલા પોલીસ અમલદારનો કેસ ક્યાં ચાલશે તે ખબર છે?"

એક ગામમાં એક કેદી મરવા પડ્યો અને એને એમ થયું કે, આટલાં આટલાં પાપ કર્યાં પછી અંતકાળે જો હું ભગવદ્ગીતા સાંભળું તો મારો

આત્મા ઠરે. તેની મૃત્યુ વખતની આ ઇચ્છા પૂરી પાડવા જેલના અધિકારીએ બે ચાર બ્રાહ્મણોને પૂછાવ્યું પણ કેદખાનામાં જઇ પાપીને ભગવદ્દગીતા જેવું પવિત્ર પુસ્તક વાંચી સંભળાવી પાપ વહોરવા સર્વેએ ચોખ્ખી ના પાડી. પેલા કેદીનો જીવ ભગવદ્દગીતામાં હતો અને કોઇ ગુરુ કે બ્રાહ્મણ આવતો નહી. ઉડતી ઉડતી આ વાત ગરીબદાસજી પાસે ગઇ અને ગરીબદાસજી તરત જ રાત્રિ હતી, છતાં ગાડીમાં ન બેસવાનો સામાન્ય નિયમ હતો તે તોડી તે ગામમાં જઇ પહોંચ્યા. રાત્રિએ જેલ ઉઘડાવી અને સાથે આણેલું ફાનસ મૂકી ધીરે ધીરે પ્રેમથી અકેકો શ્લોક સંભળાવી કેદીના હૃદયમાં શાન્તિ ફેલાવી. અહીં ભગવદ્દગીતા પૂરી થઇ અને અહીં આનો આત્મા કાયા રૂપી પિંજર છોડી ઉડી ગયો, પણ કેદીના મ્હોં ઉપર જે શાન્તિ–જે સ્મિત છવાયું હતું તે જોઇ ગરીબદાસજીનો શ્રમ સફળ થયો હતો.

---

## પ્રકરણ ૩ જું
## ગુરુને શિખામણ

આજે ગરીબદાસજી એક ગામડામાં મરવા પડેલા ખેડુત પાસે શિવકવચનો પાઠ કરવા ગયા હતા, તે હમણાં જ આવ્યા હતા. નાહી મહાદેવની પૂજા કરી ધ્યાન ધરી પરવાર્યા હતા, વાળું કર્યું નહોતું, કરવાની મરજી જ નહોતી, પેલા ખેડુતના જ વિચારમાં હતા–એ મરવા પડ્યો હતો. એની પાસે પાઇ નહોતી. ખેતર વાણીયાને ત્યાં હતું; સરકારની વિઘોટી બાકી હતી; છોકરાંની બધી ઉપાધ બાકી હતી. આમ છતાં ગરીબદાસજીએ જઇ બોધ આપી એનું મૃત્યુ સુધાર્યું હતું, પણ એમને રાત્રિ દિવસ દેશમાં હજારો ભૂખે મરતા માણસોનો જ વિચાર આવતો. મંદિરની આ બધી મિલકત લૂટાવી દઉં. ના, ના, એમ કરું તો અનેક સદાવ્રતો–આશ્રમો ક્યાં નથી? મંદિરોમાં ઓછા પૈસા છે? ઘેરઘેરથી હજી રોજ શેર અચ્છેર લોટ દાણા અપાય છે. ત્યારે વાત મૂળ વ્યવસ્થાની છે. ક્યાં કેમ દાન કરવું, એ લોક જાણતા નથી. બાવા બ્રાહ્મણોને આપવું પણ કયાને એ કોણ જાણે છે? ગરીબદાસજી આ વિચારમાં પડ્યા હતા, ત્યાં ધોળો સાલ્લો, ગોપીચંદનું

દીધું, ગળામાં હાથમાં રુદ્રાક્ષની માળાવાળી એક વયોવૃદ્ધ બાવી આવીને ગરીબદાસજી તરફ કરડી આંખ કરી ઉભી. ગરીબદાસજી સહેજ હસ્યા ને પાસે ઉભેલા બાવા સામું જોઇ બોલ્યા: "કિસનદાસજી! આજ ગૌતમી મૈયા ક્રોધમાં છે." આટલું કહેતાં જ ગૌતમી બોલી ઉઠી: "મહારાજજી! તમારે મન તો હસવું જ છે. જંગલમાં નથી પડ્યા. મંદિર સાચવવાનું છે. આજ હું ગામમાં ગઈ હતી ત્યાં ખબર પડી કે, ગામમાં પીંઢારા આવ્યા છે. એક છોકરાનો કંદોરો કાઢી લીધો અને કોઇ આવી ચડયું ન હોત તો મારી નાંખત મારી! આખા ગામમાં એક પોલીસ પટેલ ને ચાર સીપાઇઓ! આ તે કાંઇ રાજ્ય છે? ને મહારાજને બોલવું જ નહી?

"મહારાજજી! આ ગૌતમી મૈયા કહે છે તે સાંભળ્યું?"

"કિસનદાસજી! હા સાંભળ્યું. તે શું છે?"

ગૌતમી મૈયાએ પીંઢારાની વાત ફરીને કરી. ગરીબદાસજી "ગરીબ બિચારો પીંઢારો!" એટલું જ બોલી મુંગા રહ્યા. ગૌતમી મૈયાથી ન રહેવાયું ને બોલી; "મહારાજજી! આપ તો કાંઇ અદ્દ્ભુત સત્વગુણી છો, પણ અમે તો દુનિયાનાં માણસ છીએ. મહારાજજી! નીલકંઠ મહાદેવ તો જંગલમાં સ્મશાનકાંઠે વિભૂતિ ચોળી ફરતા હશે પણ એમના આ મંદિરમાં તેમ નથી. ભાવિકોએ આપેલા મુગુટ, પાર્વતીજીનાં ઘરેણાં, સોનારૂપાના દીવા, થાળ, અને બધુંયે છે. આજ ગામમાં ધાડ ન પડે તો મારું નામ નહી. રાત પડી કે સ્મશાન. દીવો બાળવો તો કોઇ શિખ્યું જ નથી. શહેરને રસ્તે દીવા જોઇએ અને ગામમાં નહી! મહારાજજી! તેમાં તમારાથી તો તોબા છે! ડેલીનું બારણું તો વસાય જ નહી. આજે કેટલા મહિનાથી કહેતી આવી છું, બીજા કહે છે, પણ બારીને સાંકળ કે તાળું મારવાની ના. આજ તો મને જવા દો. બાપલો લુહાર અત્યારે રાત ગઇ છે તોએ મંદિરનું નામ સાંભળી દોડતો આવશે. એટલે સાંકળ નંખાવી દેવા દો, અને મહારાજજીને એવી ટેવ છે કે રાતના બાર વાગ્યે પણ બારણું ઠોકે કે કોણ છે તેની તપાસ કર્યા વિના "અંદર આવો" એ જ શબ્દ કહેવા."

ગૌતમીનું શિખામણનું આ ભાષણ પુરું થયું નહી હોય ત્યાં તો બારણા ઉપર કોઇનો પગરવ સંભળાયો અને મહાત્મા ગરીબદાસજી જરા પણ આંચકો ખાધા વિના હસીને બોલ્યા; "અંદર આવો, અંદર આવો," શબ્દ પૂરા થયા નહી હોય ત્યાં આપણો મુસાફર બારણું જોરથી અફાળતો એમ ને એમ ઉઘાડું રાખી અંદર દાખલ થયો. ખભે પોટલી, હાથમાં ડાંગ અને આમ તેમ દુનિયા બુરાઇની જ છે, એક ભરવાડણ સિવાય સર્વે પાજી છે, એમ માનતો વિકરાળ આંખો ચોગરદમ નાંખતો ગરીબદાસજી બેઠા હતા ત્યાં આવ્યો.

ગૌતમી મૈયાએ પીંઢારાની વાત સાંભળી હતી. હમણાં જ એની વાત થતી હતી ત્યાં એ જ પીંઢારાને આમ આવેલો જોઇ એટલી તો બીની કે ખૂણામાં જ ચુપચાપ ઉભી રહી. કિસનદાસજી પણ આ પીંઢારાના વેશથી, એની વિકરાળ આંખથી અને એ આંખમાંથી વરસતા અગ્નિથી બ્હીન્યા હતા. મહારાજની મરજી હોય તો આ હરામજાદાને મારી કાઢું એમ કરી ગરીબદાસજી સામું જુએ છે તો ગરીબદાસજીના હસમુખા શાંત ચહેરામાં જરાએ ફેર પડ્યો નહોતો. ગરીબદાસજી પેલા મુસાફર તરફ પ્રેમથી જોતા પૂછવા જતા હતા ત્યાં ગૌતમી મૈયા કે કિસનદાસની જરાએ દરકાર કર્યા વિના મુસાફરે કહ્યું; "મહારાજ! મારું નામ જાણી શું કામ છે? હું મારી મેળે જ તમને કહી દઉં. હું કેદખાનામાંથી, એક દેશી રાજ્યના ભયંકર કેદખાનામાંથી ઘણે વર્ષે હમણાં જ છૂટ્યો છું. હું થોડા દિવસથી જ છૂટ્યો છું અને હું મારે વતન જાઉં છું. પગવાળો આજ ચાલતાં ચાલતાં આ ગામમાં આવ્યો. ધર્મશાળામાં મંદિરમાં બાવાજીએ ધક્કો માર્યો; સદાવ્રતના મહેતાએ ઉભો ન રાખ્યો કારણ આ ડામ કેદખાનાનો આંક છે એ તે શી રીતે જાય? કેદખાનામાં પાછા જવા માટે રસ્તામાં કાચી કેદના પહેરેગીરને કહ્યું, પણ ત્યાં પણ એમ જ. ગામનાં કુતરાં પાછળ પડ્યાં. ગામ બહાર ખંડીયેરમાં પડી રહીશ કરી ત્યાં ગયો તો ત્યાં સાપ;–આખરે સ્મશાનમાં હનુમાજીની દેરીનો આસરો લીધો ત્યાં એક ભરવાડણ બાઇએ આ

મંદિર બતાવ્યું, આ મંદિરમાં ખાવાનું સુવાનું મળે છે એમ કહ્યું. મળતું હોય તો મારી પાસે જે હશે તે આપીશ. કેમ મને ખાવાનું સુવાનું મળશેને ?"

"ગૌતમી મૈયા ! આ અતિથિને સત્કાર કરો."

પેલો મુસાફર ગરીબદાસજીના આ શબ્દોથી અજાયબી પામી બોલ્યો:– "મહારાજજી ! હું કોણ છું તે આપે બરાબર સાંભળ્યું ? હું લગભગ ઘણાં વર્ષની સખત મજુરીની ટીપમાંથી હમણાં જ છૂટેલો બદમાસ મનાતો લૂંટારો–ખૂની છું, આ મારા હાથ ઉપરનો આંક જોયો ? બાર પંદર વર્ષ અનેક ગુનાહ માટે, કેદી, ખૂની ! આખી દુનિયા મારા સામું જોતી નથી. મને કોળીયાની પેઠે દૂર રાખે છે ને તમે મારો અતિથિ તરીકે સત્કાર કરવા ધાર્યો ! મને ખાવાનું આપો–હું તો ડેલીના ઓટલાપર પણ સુઇ રહીશ."

"ગૌતમી મૈયા ! ઠાકોરજીનો પ્રસાદ અતિથિને આપો. પાણીનો લોટો અને અતિથિ–આશ્રમમાં સારું ગોદડું નાંખી સુવાની વ્યવસ્થા કરી આપો. કિસનદાસજી ! તમે જરા તજવીજ રાખજો."

કિસનદાસ અને ગૌતમી મૈયા ગરીબદાસજીના સ્વભાવ ઉપર ચર્ચા કરતાં ઉઠયાં, અને ગરીબદાસજી અને મુસાફર એકલા પડ્યા. એટલે મહાત્માએ મુસાફરને કહ્યું કે, "બચ્ચા ! બેસ અને આ ધૂણી પાસે બેસી ગરમ થા. એટલામાં તારે માટે ખાવાસૂવાની ગોઠવણ થશે."

મુસાફર તો આભો જ બની ગયો હતો. એને ભરવાડણના શબ્દ ઉપર જરાએ વિશ્વાસ ન હતો. એ નક્કી માનતો હતો કે જેમ બીજી જગ્યાએથી એને હાંકી મુકવામાં આવ્યો હતો તેમ અહીંયી પણ હાંકી મૂકશે. પણ ગરીબદાસની પ્રભાવશાળી શાન્ત મુદ્રા આગળ એનો ક્રોધાગ્નિ શાન્ત થઇ ગયો અને ભયંકરતા દૂર થયાં. મુસાફર મહારાજની સામે ધૂણી પાસે બેઠો અને ગાંડાની માફક બડબડવા લાગ્યો;–

"શું આ ખરું છે ? સ્વપ્નું તો નથી ને ? ખૂની પીંઢારાને તમે કાઢી ન મૂકો ? સૂવા દેશો–ખાવા આપશો ? તમે મને 'બચ્ચા' કહી બોલાવ્યો ! આ કાને આજ સૂધી 'બદમાશ–હરામખોર' સિવાય બીજો કોઇ શબ્દ પડ્યો જ નથી. પેલી ભરવાડણનું ભલું થજો, ઠાકોરજીનો મને પ્રસાદ ! કેટલે

વર્ષે જાર સિવાય બીજું અન્ન જોઇશે. મને ગોદડું! ગોદડું શું તે હું ભૂલી ગયો છું. તમે ભલા માણસ છો. મારી પાસે છે તે બધું આપીશ. આ તમારી ધર્મશાળા છે કે વીશી છે? ખરેખર તમે મને રહેવા દેશો? આ કાંઇ મુસાફરખાનું છે નહીં?"

"હા ભાઇ! મંદિરનો અધિકારી એ વીશીવાળો જ છે."

"મંદિરના તમે પૂજારી બાવા! હું જ્યાં જ્યાં ગયો છું ત્યાં ત્યાં લંગોટીયા બાવા ગાંજાનો દમ મારતા, કાળા અક્ષરને કૂટી મારતા પરમેશ્વરના નિમેલા અધિકારીઓ હોય એમ માતેલા ફરતા જોયા છે. તે કોઇએ મને મંદિરમાં પેસવા દીધો નથી, અને પૂજારીઓ પરમેશ્વર ને તેમની મૂર્તિને ખાઈ જાય એવા જોયા છે. મંદિરની અંદર પાડાની માફક લઢતા, સ્ત્રીઓ ઉપર કુદૃષ્ટિ કરતા પૂજારીની ક્યાં ખોટ છે? મારા જેવા ગરીબ કેદમાંથી છૂટેલાને ઘડી ઉભો રહેવા દે? ના, ના, એ મંદિરો તો પાલખીવાળા માટે, સોના રૂપાના દાગીનાવાળા માટે"—

"ભાઇ! તારા પૈસા તારી પાસે રાખ. મંદિરમાં મહાદેવજીની કૃપા છે!"

એટલામાં ગૌતમી મૈયા અને કિસનદાસ આવ્યાં. એટલે ગરીબદાસજીએ મુસાફરને કહ્યું:—"ભાઇ! પહેલાં આ મૈયા સાથે જાઓ. ગરમ અગર ઠંડા પાણીથી નાહી, થાક ઉતારી, જમો અને પછી આ પાસેના જ ઓરડામાં નિરાંતે ઉંઘો."

પેલો મુસાફર તો ગરીબદાસના માયાથી બોલાયલા 'ભાઇ' શબ્દથી એટલો તો ગળગળો થયો હતો કે કાંઇ બોલી જ શક્યો નહી. તે મનમાં અજાયબીથી બોલ્યો કે,—"શું હું સ્વપ્ન જોઉં છું કે સાચું? ભાઇ! હું કોણ? કેદી! લગભગ વીશ વર્ષનો? એને માટે નાહવા ગરમ પાણી! ખાવાને પ્રસાદ! અને મહારાજની પાસેના જ ઓરડામાં પલંગપર સુવાનું? પલંગ શું?"

ગરીબદાસજી આ મુસાફરનો ગભરાટ મુંઝવણ સમજી ગયા અને ઉઠીને પેલા મુસાફર પાસે ગયા. તેનો હાથ હાથમાં લીધો ને પ્રેમથી બોલ્યા:— "બેટા! તું કોણ છે તે જાણવાનું મારૂં કામ નથી. આ ઘર શંકરનું છે.

શંકરની નજરમાં હું ને તું સરખા છીએ. શંકરના ઘરમાંથી કહાડી મૂકવાનો મને શો હક્ક છે? શંકરનાં બારણાં દુઃખી નિરાધારને માટે સદા ઉઘાડાં છે. નીલકંઠ મહાદેવ તારા હૃદયમાં શાન્તિ પ્રસારો. આ દ્રવ્ય મને થાપણ તરીકે મળ્યું છે. એ થાપણનો હું આવો જ ઉપયોગ કરૂં છું, તારૂં નામ કહેવાની જરૂર નથી. હું તારૂં નામ જાણું છું."

"શું મારૂં નામ કહ્યા વિના જાણો છો?"

"લોકો તને ગમે તે કહી બોલાવતા હોય પણ તું મારો ભાઇ છે."

"મહારાજજી! હું દુઃખી હતો. ભૂખ્યો છું, પણ આપના માયાળુ શબ્દથી મારૂં દુઃખ વિસરી ગયો છું. ભૂખ મરી ગઇ છે."

એટલામાં કિસનદાસજી વચમાં બોલી ઉઠ્યાઃ—"મહારાજજી! કાલ શિવરાત્રિ છે. તો મહારાજ શંકરનો મુકુટ અને પાર્વતીજીનાં ઘરેણાં ભંડારમાંથી કાઢવાનાં તે કાઢ્યાં છે તે આ પડ્યાં. ક્યાં મૂકવાં છે?"

"આ પાસેના ઓરડાના હાટીયામાં મૂકો."

ગરીબદાસજીના આ શબ્દોથી ગૌતમી મૈયા કિસનદાસ તરફ જોઈ રહી, પણ ગરીબદાસજી તો પેલા મુસાફર જોડે વાતે વળગ્યા હતાઃ—"ભાઇ! તને બહુ દુઃખ પડ્યું લાગે છે?"

"મહારાજ! દુઃખ એટલું કે સુખનો અંશ વર્ષોથી જોયો નથી. પહેરવાને ખાદીની બંડી, ખાવાને એક જારનો રોટલો, પગમાં બેડી, માંદા હો કે સાજા. એમાં ને એમાંજ કુદરતી હાજત પૂરી પાડવી. ભંગી પણ આપણે, ચાબખાનો માર તો ઘડીયે ઘડીયે, પથ્થર ભાંગવા, રોજનું મણ મણ દળવું, ઉંઘાય નહી, ટાઢ તડકો વેઠવો, વીશ વર્ષ સુધી બીજા કેદી સિવાય માણસનું મોં જોયું નથી. બોલતાં પણ આવડતું નથી. મહારાજ વીસ વર્ષ કેદમાં થયાં! આજ મને લગભગ પચાસ વર્ષ થયાં છે."

"બચ્ચાજી કંઇ ફિકર નહી. શંકરની કૃપા થઇ છે એમ સમજ, બેટા! જો તું ભૂતકાળનાં પાપ માટે પશ્ચાત્તાપ કરીશ તો સ્વર્ગ અહીંજ મળશે. માણસો નહી સંગ્રહે પણ પરમાત્માની કૃપા રહેશે. હજી પણ તારામાં તિરસ્કાર દ્વેષ હશે તો પરમાત્મા તારા ઉપર દયા લાવો એટલું જ કહું છું."

"મહારાજ! પાણી ઠંડુ થાય છે" એવી ટકોર થતાં ગરીબદાસજીએ વાત અટકાવી અને પેલો મુસાફર ગૌતમી મૈયા સાથે નાહવા ખાવા ગયો.

જતાં જતાં ગૌતમી મૈયાએ કિસનદાસના કાનમાં કહ્યું:—"મહારાજે મારી શિખામણ ન માની અને આ લપ ઘાલી છે. વળી તારૂં અધૂરું રહેતું હતું તે શંકરનો ભંડાર ઉઘડ્યો, તે પણ અત્યારે, કોણ જાણે શું એ થવા બેઠું છે?"



## પ્રકરણ ૪ થું
## ધૂમરાયેલાં ગૌતમી

"પેલા અતિથિને નહવાડતાં, ખવરાવી પાછો અને સોંપવામાં આવેલા ઓરડામાં લઇ જતાં લગભગ બાર વાગી ગયા. આવતી કાલ શિવરાત્રિ છે. નીલકંઠ મહાદેવનો મેળો ભરાશે. હજી પૂજાનો સામાન તૈયાર કરવાનો છે, બીજા બાવાઓને સૂચના આપવાની છે ત્યાં મહારાજજીએ વળી આ વેઠ ક્યાં વળગાડી?" એમ બડબડતી ગૌતમી મૈયા માંડ માંડ એક વાગે પરવારી. બીજા બાવાઓ બીજા દિવસ માટે બીલી પત્ર અને બીજો સામાન તૈયાર કરતા હતા. ધૂણી સળગતી હતી. કથા હમણાં જ પૂરી થઇ હતી. આખા મેળામાં ગરીબદાસજીએ મંદિરનાં દરેકને કામ સોંપી દીધું હતું.

આ શિવરાત્રિના મેળામાં દૂર દૂરના લોકો આવતાં, દિવસભર વાવ, ઝાડ કે મંદિરની ઓશરીમાં પડી રહી, જમવા ખાવાનું કરતાં. રાતના બાર વાગ્યે શંકરની પૂજાનાં દર્શન કરી બીજે દિવસે વિદાય થતાં. આ વખતે બંદોબસ્ત કરવા સરકાર તરફથી માણસો આવતાં, પોલીસ ઇન્સ્પેકટરનો પડાવ જ વાવની પાસેના તંબુમાં રહેતો. પણ ગરીબદાસજીના આવ્યા પછી સરકારી માણસોની જરૂર પડતી નહી. ગરીબદાસજી સઘળી મહેનત લઇ, પોલીસને મેળામાં જેમ ઓછો શ્રમ પડે એમ વ્યવસ્થા કરતા. બાવાઓની જમાત સ્વયંસેવક બની જતી. વાવ પાસે ધર્મશાળામાં, મંદિરમાં, કુવા કાંઠે બબ્બે ચચ્ચાર બાવા ફરતા રહેતા. કોઇ

છોકરૂં ભૂલું પડયું તો તેને સંભાળી મૂકી આવતા. વાવ કુવામાં કોઇ પડ્યું કે બાવાજી ભૂસકો મારવા તૈયાર જ હતા. કોઇ વૃદ્ધથી હિંડાય નહી તો તેને માટે મંદિરની ગાડી તૈયાર રહેતી. માંદાં સાજાં માટે કુદરતી વનસ્પતિની દવા જાણનાર વૃદ્ધ બાવો હાજર રહેતો. ગરીબદાસજીની આ સગવડથી યાત્રાળુઓમાં બાવાજી માટે ભાવ થતો અને 'મુઆ પીટચા, ખાઇ ખાઇને પાડા જેવા થયા છે,' તેવા શબ્દત્યાં કદિ વાપરતા નહી. કોઇ પણ બાવાએ કાંઇ પણ ન લેવું એવો ગરીબદાસજીનો સખ્ત હુકમ હતો. યાત્રાળુને જે આપવું હોય તે મંદિરમાં આપે. યાત્રાને પ્રસંગે તેમ જ આડે દિવસે હજારો સ્ત્રીપુરુષો દર્શન કરવા આવતાં પણ સ્ત્રીઓની મર્યાદા સચવાય એવી વ્યવસ્થા ગરીબદાસજી રાખતા. શરૂઆતમાં એકાદ બે યુવાન બાવાએ કોઇક સ્ત્રીની મશ્કેરી કરી હશે તે મહારાજજીને ખબર પડી. એને કાઢી મૂકવાને બદલે એક અંધારી કોટડીમાં ચાર દિવસ ભૂખ્યા રહેવા દીધા. મહિના સુધી જમાતમાં જમવાનું બંધ કર્યું અને કથાભજનમાં બેસવાનો હક્ક લઇ લીધો. આમ જ્યાં બેચારને સખ્ત શિક્ષા થઇ ત્યાં બીજા બાવાઓ, મંદિરમાંની ગાય ભેંસનું છાણ લેવા આવતી ભરવાડણો, અને બીજા લોકો સમજી ગયા અને મંદિર પવિત્રતાનું સ્થળ થઇ પડયું. આમ હોવાથી ગૌતમી મૈયાઓ જેવી સ્ત્રીઓ વિના ભયે રહી શકતી.

ગરીબદાસજી પ્રથમ તો મંદિરમાં આવી કે કોઇ સ્ત્રીનેય રાખવાની વિરૂદ્ધ હતા, પરન્તુ એક મધ્ય રાત્રે એક વિધવા આવી ચડી. બાળલગ્નના પરિણામે વિધવા થઇ હતી. પિતા, માતાની બેદરકારીથી તેનો અધઃપાત થયો, અધઃપાત કરનાર દુષ્ટે તેને ત્યજી દીધી. આ બાઇ પસ્તાતી હતી. ઘેર જઇ માતાને વાત કરી. રૂઢિબદ્ધ માતાપિતાએ પુત્રીને કાઢી મૂકી. આ બાઇ દુઃખની મારી બેજીવનો ઘાત કરવા તૈયાર થઇ, ત્યાં ગરીબદાસજીને તેની ખબર પડી, ગરીબદાસજીએ એ બાઇને પ્રેમથી બોલાવી; બોધથી હૃદય ગળગળું કર્યું અને બેજીવનો ઘાત કરવાથી વધુ પાપમાં પડે છે, એમ સમજાવ્યું. આ વખતે ધાત્રી તરીકે કોઈ સ્ત્રીની જરૂર જણાઈ અને ગરીબદાસજીએ ગૌતમી મૈયાને રાખી. પેલી વિધવા સ્ત્રી

મહાત્માની માયાથી, શંકરની કૃપાથી પવિત્ર બની અને તે દિવસથી મંદિરની સેવિકા બની અને અનેક પતિત થતી બહેનોને બચાવવા સાધનભૂત થઇ.

આજ બાવાઓમાં કિસનદાસજીએ અતિથિની વાત ક્યારનીએ કહી હતી અને તે બધાને ગૌતમી મૈયા પણ આવી આવી વાતો, મહારાજના સ્વભાવની નિર્દોષ ચર્ચા કરે નહી ત્યાંસુધી ટાઢક વળતી નહી. તેથી તેમણે ગૌતમી મૈયાને ટકોર કરી પૂછ્યું;–"ગૌતમી મૈયા! આજ તો બહુ કામમાં રોકાયાં લાગો છો! કાલ શિવરાત્રિ એટલે મહારાજજીએ રોકયાં હશે!"

એટલે ગૌતમી મૈયાની જીભ ધાણીનાં ફુલડાંની પેઠે તડતડ ચાલી:– "શું ધૂળ મહારાજજીનું કામ! અરે આવા સાત્વિક પુરુષ તો જગતમાં જોયા નહી. કોણ જાણે કેમ લૂંટારા આ મંદિરમાં રાતવાસો રહેવા નથી આવતા! આવે તો ખાવાનું મળે, સુવાનું મળે અને જાય ત્યારે સામો માલ પણ મળે. કોઇ ચીજ તાળામાં છે? જે આવે તેને 'અંદર આવ.'–

વચમાં એક બાવો બોલ્યો:–"ગૌતમી મૈયા, પેલો કોણ આવ્યો હતો!"

"–અરે એ તો બાપનું ઘર અને મારવાડનો મઉ છે. એણે તો અંકરાતીયાની પેઠે ખાયાં જ કર્યું. નાના મોટાનો ભાર છે? જમીને મહારાજજી પાસે ગયો. મહારાજ જમતા હતા તે જોઇ બોલ્યો:–"મહારાજ! તમને આવો ખોરાક કેમ આપે છે? મંદિરનો પ્રસાદ તમને મળતો નથી?"

ત્યારે મહારાજે ઉત્તર આપ્યો:–"ભાઈ! એ બધા મારા કરતાં વધારે મહેનત કરે છે."

"ના. એમ હોય નહી. એ મંદિરમાં રહી ખાઇબદ્યા રહેતા હશે."

"ભાઈ! તું પાવાગઢ જાય છે!"

"હા. મારે જવું જ જોઇએ. પરોઢીએ નીકળીશ."

"પાવાગઢનો ભાગ ખરેખર રમણીય છે. કાલકા માતાનો પ્રતાપ કાંઇ જેવો તેવો નથી. ત્યાંનાં ખંડીયેર, હાથીઆરો–મસ્જીદો, કીલ્લા, ખીણો જોતાં જ ભૂતકાળની જાહોજલાલી નજરે પડે છે. મહમદ બેગડાની ચઢાઇ, પતાઇ રાજાની પડતી અને ઇતિહાસ મશહુર ચાંપાનેર આંખ આગળ ઉભાં છે. ચાંપાનેરનું નામનિશાન નથી પણ ત્યાંના ગામડાના લોક મહેનતુ! હજી પણ ખંડીયેરોમાંથી ધન, ચીજો નીકળી આવે છે."

"મહારાજજી તો આમ વાતોએ ચઢ્યા તે ચઢ્યા જ, અને જાણે એમનો સગો હોય એમની પૂર્વાવસ્થાનો મિત્ર હોય એમ વર્તવા લાગ્યા. એ પીંઢારો, કાબુલી વળી સૃષ્ટિસૌન્દર્યમાં શું સમજે? એને તે વળી માતા શી? એ બાજુનો હશે, પણ ચાંપાનેરનો પથ્થરો નહી જોયો હોય! મહારાજ બોલતા હતા તે એ સમજતો હશે કે કેમ તે માટે શક છે.

"એ પીંઢારોયે કેદખાનામાંથી છૂટયો છે એમ તો કહેતો હતો, છતાં એને મંદિરમાં ઘાલ્યો. એ વિષે બે વચન પણ કહ્યાં નહી. રાખ્યો, ખવડાવ્યું તો ભલે, પણ ભવિષ્યમાં ખૂન ચોરી ન કરવા બે શિખામણ આપી હત તોએ બસ હતું. એ કોણ છે? નામ શું? જાત શી? એ વાત જ નહી. પણ સતજુગના ગરીબદાસજી! એમના મનથી કે બિચારો માંડ છૂટયો છે તો એને એ વાત શા માટે સંભારી દુ:ખી કરવો!"

આટલું બોલતાં મંદિરને સાચવનાર શુદ્ધ ગૌતમી મૈયાને ગરીબદાસજી માટે માન થયું. બીજા દેખતાં નિંદા થઈ એમ લાગતાં પસ્તાઇ, ગળગળી થઇ અને બોલી:–"ગરીબદાસજી! નીલકંઠ મહાદેવની કીર્તિ તમારાથી જ વધી છે. તમે તો શ્રીશંકરના અવતાર છો. અમે પાપી છીએ."

એટલે વચમાં એક બાવો બોલ્યો:–"ગૌતમી મૈયા! ફીર કયા હુવા?"

"અરે મહારાજજી તો એક પ્રતિષ્ઠિત પુરુષ આવે ને વાત કરે એમ વાત કરતા હતા. મહારાજજી જાતે જ પેલાને એનો સુવાનો ઓરડો બતાવવા ગયા! મહારાજજીને કોણ જાણે કેમ બધા માણસો સારા લાગે છે. મને તો બીક લાગે છે. કિસનદાસ! આજ તમે મહારાજજી પાસે સુવો તો? મને પેલા પીંઢારાની–"

કિસનદાસજીએ કહ્યું:–"ગૌતમી મૈયા! શંકર ભગવાન સબ અચ્છા કરેગા."

એક બાવો બોલ્યો:–"મહારાજજી એકીલે સુતે હૈં; ઉસીકી પાસ કોઇ નહી ચહીએ એસા હુકમ હય."

ગૌતમી મૈયાને આજ આખી રાત ઊંઘ ન આવી. ક્યારે વ્હાણું વાય અને મહારાજજી હેમક્ષેમ છે, એમ જુવે એ જ ચિન્તા હતી.



# પ્રકરણ ૫ મું

## પૂર્વકથા

સમસ્ત આર્યાવર્તમાં એક જ પ્રશ્ન ઉઠી રહ્યો હતો. આ તે રાત્રિ પડે છે કે સૂર્યનો ઉદય થાય છે? આના પડઘા ગુજરાતમાં પણ પડતા હતા. પેશ્વાઇનો દમામ ભૂતકાળની વાતોમાં જ રહ્યો હતો, છતાં ક્યાંહી ક્યાંહી મરાઠા સરદારો બ્રાહ્મણ મુત્સદીઓના દોરાયા ફુટી નીકળતા હતા. ગુજરાતમાં શાન્તિ ફેલાઇ હતી અને ગુજરાતના સદ્ભાગ્યેજ ગવર્નરો અને અમલદારો પ્રભુપરાયણ આવતા હોવાથી ગુજરાતમાં ધીરે ધીરે પણ મક્કમપણે ઈંગ્રેજ સત્તા છવાતી હતી અને ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ દલપતરામ ડાહ્યાભાઈ ક. દ. ડા. ની

"ઈંગ્રેજના નેજાની નીચે તારાં તનુજ કરે ગુલતાન" ભવિષ્યવાણી ખરી પડતી ગઇ.

આમ છતાં ગુજરાતમાં હિંદુસ્તાનનો પવન લાગ્યો. મોગલ શહેનશાહના હિંદુસ્તાન અને બ્રિટીશ સલ્તનતના હિંદુસ્તાનમાં ભેદ ગુજરાત સમજતું હતું. કલકત્તા કે મીરતમાં બનતા બનાવની ખબર કે અસર ગુજરાતમાં જણાતી હતી. મુંબઇ અને ઈંગ્લાંડ વચ્ચેનો વ્યવહાર ચાલુજ હતો પણ ટપાલ તો હિંદુસ્તાનના નૌકાસૈન્યની આગબોટો મારફત આવતી. પેનીન્સ્યુલર અને ઓરીએન્ટલ કંપની સાથે ટપાલ લેઇ જવા અને લેઇ આવવા કોલકરાર થયા હતા. મુંબઇથી થાણાની સડક ખુલ્લી મુકાઇ હતી અને એન્જીનોને ભલા અજ્ઞાન ભોળા ગામડિયાઓ રાક્ષસ, દૈત્ય કે દેવતાઇ પાડો સમજી ફુલહાર પૈસા અને નાળીયેર વધાવી પૂજા કરતા હતા અને પક્કા એન્જીનડ્રાઇવરો, અને કોલમેનોને ધૂમ તાપમાં પાણીવાળાં નારીયેર, કકડો સાકર અને બીડીના પૈસાનો ઘણીવાર તકાડો પડતો.

જે લોકોએ મુસલમાન, પેશ્વા, મરાઠા અને પેટા દેશી રાજ્યના અમલમાં તલવાર ચલાવી હતી તેમની તલવાર મ્યાનમાં કટાવા લાગી; જેમનાં બુદ્ધિબળ રાજ્યખટપટમાં રચ્યાંપચ્યાં રહેતાં તેમનો ઘડો થવા ન

લાગ્યો; જેઓનાં જીવન લૂંટફાટ, ખૂનામરકી અને અશાન્તિમય રહેતાં તેઓને શાન્તિમયજીવન કીડીયોની માફક કરડવા લાગ્યું અને નવરો બેઠો નખ્ખોદ વાળે તેમ યદ્વાતદ્વા અફવાઓ ફેલાવા લાગ્યા. રાજ્ય જવાનું છે એવી ભ્રમણાથી નાના ઠાકરડાઓ પણ પોતાના મનની સાર્વભૌમ શહેનશાહી સર્વોપરી સત્તા હાથ લેવા તલપાપડ થયા હતા. ઇનામી જમીન માટે કમીશન બેઠું હતું અને એ ઉપરથી લાગ્યું હતું કે ગુજરાતની રાજ્યસંક્રાંતિમાં જેને જે ફાવી તેવી અને તેટલી જમીન પોતાને નામે ઇનામી તરીકે ચડાવી હતી અને આની વ્યવસ્થાનો, ખરા હક્કદારને આપવાની સરકારની નેમનો ઉઠાવગીરોએ ખોટો અર્થ કરવા માંડ્યો. ઉત્તર ગુજરાતમાં કચ્છના રણમાંથી મીઠાની પોઠો દક્ષિણ તરફ જતી હતી. ગમે તો વણઝારાની ગફલત હો કે વાણીયા વ્યાપારી બેફામ હો, પણ મીઠું સીંધુરવાળા કોથળામાં ભરાયું, ને સીંધુરનો રંગ મીઠાને લાગ્યો. વાટચ જોઇને બેસી રહેનાર આળસુ નિંદાખોરે એ મીઠામાં ગાયનું લોહી નાંખ્યું છે, એ વાત ફેલાવી. પંચમહાલ ભણી નાયકડાનો ધંધોજ જતા આવતાને લૂટવા, ગામમાં ધાડ પાડવી, એ હતો. આ નાયકડાઓને ઇંગ્રેજ સરકારના રાજ્યમાં લૂંટફાટ કરવી ફાવે એમ ન હોતું. અમદાવાદમાં રહેતા લશ્કરમાં કાંઇક ગડબડ થઇ અને ગુન્હેગારોમાંના પાંચને તોપને મોંએ બાંધી માર્યા. ત્રણને બંદુકની ગોળીઓએ ઉરાડી મૂકયા ને બાકીનાને ફાંસીએ ચડાવ્યા. આ વાત એટલી તો ફેલાઇ કે માત્ર મોનીજ તોપો મારનાર તો તેલમાં માખી ડુબે તેમ ચુપચાપ બેસીજ ગયા. પરંતુ નાયકડા એમ માને એમ ન હોતા. માતાજીએ આપણને સ્વપ્નું આપ્યું છે અને જરૂર આપણે માતાને બત્રીશ લક્ષણા પુરૂષનો ભોગ આપવો જોઇએ, એ વિચારે નાયકડાઓ ઘેલા થયા હતા. હાથમાં તીરકામઠાં, નાગા, ઉઘાડે માથે ને પગે જંગલે જંગલે અને પહાડે પહાડે ફરનાર ભીલોનાં કામઠાં નકામાં પડ્યાં હતાં. એમનાં છોકરાં વાઘ, વરૂના શિકાર કરી કંટાળ્યાં હતાં. આ સ્થિતિનો લાભ લઇ ભાઉ સાહેબ અને દાદા સાહેબ જેવા સરદારો આ નાયકડા ભીલોને ચડાવી ફોસલાવી તોફાન કરાવતા હતા. પંચમહાલના નાયકડાઓ ઠેઠ ચાંપાનેરથી નારૂકોટ

અને ગોધા સુધી ધાડ પાડતા. રસ્તાના યાત્રાળુને લૂંટતા, સામા થનારને મારી નાખતા અને ત્રાસ વર્તાવતા, અંગ્રેજ સરકારના બાહોશ અમલદારોએ આ હુલ્લડો બેસાડી દીધાં હતાં અને તે સમયનાં સાધન અને સંયોગોના પ્રમાણમાં શાન્તિ ફેલાવી હતી.

સ્ટીમર અને મુસાફરીની ગાડીની અનુકૂળતાના અભાવે અમલદારો લાંબો સમય હિંદુસ્તાનમાં રહેતા, લોકોની રીત રીવાજ, ભાષાનો અભ્યાસ કરતા અને એમના હાથ તળે આવેલી પ્રજાની પ્રગતિના માર્ગ ખોલતા. લશ્કરી અમલદારોના મનમાં એમ જ આવ્યું કે આવા ભીલ, નાયકડાઓને સંભાળી ફુલાવી ફુલાવી લશ્કરી તાલીમ આપી હોય તો લૂંટફાટ કરી લોકોને ત્રાસરૂપ થવાને બદલે ઉપયોગી રક્ષક તેમ જ પ્રજાને અને રાજ્યને ઉપયોગી અંગભૂત થાય. નવા આવતા મીશનરીઓ આ ભીલ નાયકડાને પૈસા, વસ્તુ અને લુગડાં આપતા તથા કોઇ કોઇ વાર જીવને પણ જોખમમાં નાંખી, ખ્રીસ્તી થવા લલચાવતા અને થોડું ઘણું, જરાતરા ભણાવતા.

બુદ્ધિમાન્ વ્યવહાર કુશળ અને અગમ બુદ્ધિવાણીયા વૃત્તિવાળા ગુજરાતીઓ આ સંક્રાંતિ, આ અસંતોષ અને ક્ષોભને પ્રાતઃકાળજ લેખતા સમસ્ત હિંદુસ્તાન ઉલટે અને મોગલ બાદશાહ ઘોરમાંથી જાગૃત થાય, બાલજી બાજીરાવ, વિશ્વાસરાવ ભાઉ ફરીને જીવતા થાય, પરંતુ હિંદુસ્તાનનું શ્રેય નવા ઉગતા દિવસમાંજ છે, એ ઉદયજ અનેરાં કિરણોની હુંફ આપી દેશમાં જ્ઞાન, એકતા, વ્યકિતત્વ અને પ્રજાકીયતત્વ ખીલવશે એમ માનતા આથી ઉલટું તર્ક બુદ્ધિના રાજ્ય અને સત્તાના લોભથી અંધ બનેલા સ્વરાજ્યને બહાને સ્વાર્થ સાધતા હતા, એમને તો અશાન્તિ, અંધાધુંધી, ખૂનામરકીની સાંજ અને રાત્રી જ આનંદમય લાગતાં.

આ ટોળામાં અજ્ઞાન પઠાણો. અફઘાનો, ભીલો અને નાયકડાજ હતા. જ્ઞાનનાં પ્રસરતાં કિરણોએ બ્રાહ્મણોનો પટો લીધો હતો, અને તિરસ્કૃત બ્રાહ્મણો જોષ જોઇ ભવિષ્યની મોટી આશા બંધાવી. વ્હેમીના વ્હેમને પોષતા હતા મુત્સદીઓ ગાદીથી પડ્યા હતા, છતાં મુત્સદીપણાનો ડોળ ઓછો થયો નહોતો. નાનાં નાનાં રાજ્યોમાં સરકારી થાણાંઓમાં બીજી ભણેલી પ્રજાને

અભાવે કુલકુલાં સત્તા ભોગવતા હતા અને ભૂતકાળની અવ્યવસ્થિતિ અને અનિશ્ચિત સ્થિતિ સંભારી પોતાનો ધાર્યો હેતુ સાધવા સત્તાનો પૂરેપૂરો ઉપયોગ કરતા. ન્યાય ચૂકવવા કચેરી જેવું તો બને ત્યાં સુધી કરતાજ નહી. નાના મોટા કેસ ચૂકવવા પોતાનાજ ઘરની ડેલીમાં સવાર સાંજ બેસતા. ત્યાં કસુંબો, રાવણું બેસતું. બાર વાગ્યા સુધીમાં એકાદ બે કેસ ચૂકવાતા અને તે પણ જે પ્રમાણમાં ઢગલી મૂકાઈ હોય તે પ્રમાણમાં. બપોરે ખાઇ અમલદારો આળોટતા હતા. ઉનાળામાં ભાંગ નીકળતી. હજામ પગ તળાંસતો. પટેલ, કુંભાર અને શેઠીયાઓ ગામગપાટા મારતા અને સરકાર સાહેબ ઉંઘી જતા. ત્રણને સુમારે વળી પહેરેગીર સરકારને જગાડતો અને કચેરી બેસતી. એમાં છેક નાના કસ્બા અને નાની જાગીરીમાં તો ઉઘાડા બેસવાની, બંડી કે ડગલો ન પહેરવાની નવાઇ ન હોતી. એ કેસ ચલાવવામાં વકીલોની જરૂર જણાઇ જ ન હોતી, મુદ્દતનો બાધ ન હોતો, તેમ મુદ્દત પડતી પણ નહી. ફાંસી, શૂળી, એ ધારો. કેદખાનામાં જીવન પર્યંત કેદ, હાથ, નાક, કાન કાપવાની શિક્ષા તો પગલે પગલે થતી અને જ્યારે આ સમયમાં ફાંસી એ માત્ર પેપરોમાંજ વાંચીએ છીએ ત્યારે એ સમયે તો ફાંસી ગામ બહાર અને કોઇ ભયંકર કેસમાં ગામની વચ્ચો વચ્ચ દેવામાં આવતી. ભૂતકાળમાં અમદાવાદ જેવા શહેરમાં ભદ્રના કિલ્લા ઉપર ભદ્રકાળી માતા જાણે ભોગ ન લેતાં હોય એમ ફાંસીનાં દર્શન અનેકને થયાં હશે. અગીઆરશ જેવા પવિત્ર દિવસે નદીએથી આવતી જતી હિંદુ બાઇઓ ટપકતે લુગડે અને રામનામ જપતી ઉપર ફાંસીની તૈયારી થતી જોઇ ત્રાસતી અને ઘણીવાર બીકથી બેસી જતી. આ ફાંસી એ સમયમાં રોજની વાત હતી અને તેમ છતાં જેમનામાં એ ત્રાસ ફેલાવવો જોઇતો હતો તેમાં ફેલાતો નહોતો.

નાયકડાઓ, ભીલો, પીંઢારા અને ઠગોની ટોળી જ્યાં ત્યાં ફરતી હતી. રાજ્યની અપક્રાન્તિ થાય એમાંજ એમનો સ્વાર્થ હતો અને એટલા માટે ઠેરઠેર, જ્યાં અંગ્રેજ અમલદાર સહેલાઇથી આવી શકે એમ ન હોય, ત્યાં એકદમ જતા અને પ્રથમ ધાડ પાડી ગામ લૂંટતા. પોતાના ભેગા ભળાય

એવાને સામ દામ ભેદથી જોડતા અને પહાડોમાં, ખીણોમાં અને ભોંયરામાં સંતાઇ પેસતા.

ચાંપાનેરની આસપાસ આવાં ઘણાં ગામો હતાં. એ ગામોમાં ભોંયરાં ખંડીયેરો હતાં અને માતાનાં ઉંડાં મંદિરો પણ કાંઇ થોડાં ન હોતાં. આ ગામો પર્વતની તળેટી પાસે આવેલાં હતાં. એટલે લૂંટફાટ કરી સંતાઇ જવાની અનુકૂળતા મળતી. કોઈ વાર પકડાતા ત્યારે સીપાઈઓને, કોટવાળને અને સુબાને લૂંટમાંથી ભાગ આપી છૂટી જતા. કોઇવાર ધમકી આપી બીવડાવતા અને કોઇવાર માતાને નામે ઠગતા. ચાંપાનેરની હદમાં ગાયકવાડના સરદારો, નાના ઠાકરડાઓ, ભીલ રાજાઓ અને ઇંગ્રેજની સત્તા પણ હતી.

આપણો મુસાફર, મહાત્મા ગરીબદાસજીનો અતિથિ, પાવાગઢની તળેટીમાં ઉપર કહેલા એવા ઠાકરડાના એક નાના ગામમાં રહેતો હતો. જાતે ભીલ, નાયકડોજ હતો, અને ધંધો ખેતીનો કહેવડાવતો પણ તે સમયનો લૂંટફાટ એજ એના બાપનો કુટુમ્બનો પૈસો હતો. નાનપણમાં માતાજીનાં દર્શન કરવા જતા ભકતોની સાથે નાનું તીરકામઠું લઇ જતો, અને યાત્રાળુઓમાંથી કોઇ કોઇ તેને લુગડાં ખાવાનું આપતા. પોતાના ગામના ઠાકોર સાથે પોતાના બાપને રાતના બાર વાગતે ઢોલ વાગતાં જ તીર ભાલોડાં સાથે જતા જોઇ છોકરાને શૂર ચડી આવતું. પાવાગઢના પર્વત ઉપર કે ગામની હદમાં સરકારી લશ્કર આવ્યું છે એમ સાંભળતો ત્યારે આપણો મુસાફર નાગો નાગો તીરકામઠું લઇ જતો અને ગોરા ગોરા સાહેબોને જોઇ ગાંડો ઘેલો થઇ જતો. સાહેબો આ નાના છોકરાને તીરવડે નિશાન તાકવા ઉશ્કેરતા અને પૈસાની લાલચે કે ગોરા સાહેબને ખુશ કરવા ચલ્લીઓ, ખીસકોલીઓ, કાગડા તીરથી વીંધતો અને મોજ મેળવતો. ગામમાં ધાડની વાત આવતી ત્યારે રસથી સાંભળતો અને મોટો થઇશ ત્યારે હું પણ ધાડ પાડીશ, એમ કહેતાં એનાં શરીરનાં રોમ ઉભાં થતાં. આમ છતાં ધાડ અને લૂંટફાટ રોજ બને એમ નહોતું. ઠાકરડા અને તોફાની સરદારો કડક અમલ આગળ બકરી જેવા થઇ ગયા હતા એટલે અને પથ્થરવાળી જમીનમાં ખેતી મુશ્કેલ હતી એટલુંજ નહી પણ જમીન

ખેડી, પાકે ત્યાં સુધી રાહ જોવાનું બને એમ ન હતું એટલે આ ભીલ લોકો પહાડ ઉપરથી લાકડાં કાપી, ભારીઓ વેચી, ગુજરાન ચલાવવુંજ પસંદ કરતા. આપણો મુસાફર પણ આજ પ્રમાણે દરરોજ નાની નાની ભારી લાવતો, અને યાત્રાળુના વળાવાનું કામ કર્યા ઉપરાંત ગામબહાર શિકાર કરવા જતો.

સમય જતાં આવી લૂટફાટમાં તેનો બાપ મરી ગયો અને વૃદ્ધ મા રહી. પોતાને બે ત્રણ નાના ભાઇ અને બે ત્રણ નાની બહેનો હતી. આપણો મુસાફર નાનપણથી કસાયેલો હતો, યુવાન હતો, હૃષ્ટપુષ્ટ હતો, પરંતુ અત્યારસુધી બાપની ઓથ હતી. એ ઓથ ભાંગી પડતાં કુટુમ્બનું પોષણ માથે પડ્યું અને પોતાની માતા અને છ સાત નાનાં ભાંડુનો પાલક થયો. આમ આઠ આઠ માણસો માટે મજુરી કરવાની ચિન્તાથી તેનો ઉત્સાહ નષ્ટ થયો. આ મુસાફર સવારના પહોરમાં પહો ફાટતાંજ પહાડ ઉપર જતો, ભારી લાવતો અને તે વેચી દાણા લાવતો. વૃદ્ધ માતા પુત્રની વાટ્ય જોતી બેસી રહેતી. લોટ, ખીચડી આવે તે રાંધતી અને થયેલી રસોઇમાં સર્વ જમી ચોવીસ કલાક ચલાવતાં. રોટલા, કાંદા, મરચાં અને ખીચડી એ તેમનું નિત્ય ભોજન હતું; અથાણું એ શબ્દ જ સાંભળ્યો ન હોતો; શાક નજરે પડ્યું ન હોતું. બે વખત જમવું એ આ ગરીબ કુટુમ્બના મનથી તો મોજશોખ હતી. કોઇ કોઇ વાર બે ભારી વધારે વેચતો ત્યારે દાળ કે ચોખાનું મ્હોં જોતાં; ગોળ, ખાંડ મોદીની દુકાને જ જોયાં હતાં. નાનાં ભાંડુ ખાવાના ઉપર બિલાડીની માફક તરાપ મારતાં—ભાઇ જોઇ રહેતો પણ નીચું જોઇ કાંઇ જ બોલતો નહી. છોકરાંઓ કોઇ કોઇ વાર પાડપાડોશીને ત્યાં જતાં અને દુધ માગતાં. એક વાણીયણને ત્યાં દુઝણું હતું, દુધની ખોટ ન હતી, એટલે એકાદ લોટો દુધ કોઇ કોઇ વાર આપતી. તમામ છોકરાં લોટા માટે વઢી પડતાં અને દુધ પેટમાં જવાને બદલે ઘણી વાર કોઇની ફાટેલી ઘાઘરી ઉપર તો કોઇની ઠીગડા-વાળી બંડી ઉપર ઢોળાતું અને વાણીયણના છોકરાંને જોવાની મજાહ પડતી. મોટા ભાઇને આ વાતની ખબર પડતાં વાણીયેણને ત્યાં એમ ને



અજામિલ મીઠાઈનો ટાટ ચોરીથી ઉપાડે છે. (ભાગ ૧-પૃ. ૨૯)

એમ લાકડાંની ભારી નાંખી આવતો. પિતાના મૃત્યુ પછી અને અંગ્રેજ રાજ્યની સત્તા આગળ લંટનું નામ લેવાતું નહી. બિચારો મુંઝાવા લાગ્યો. વૃદ્ધ માતા દિવસે દિવસે અશક્ત થતી ગઈ. આખું ચોમાસું માને વા આવ્યો અને ખાટલાવશ થઈ. લાકડાની ભારી માટે ડુંગરા ઉપર જવાના રસ્તા ઉપર સરકારી લશ્કરનો પડાવ હતો એટલે રસ્તો બંધ થયો હતો. કેટલાક પીંઢારા અને ઠગો આ બાજુ આવ્યા હતા અને પાવાગઢની ખીણોમાં છૂપાયા હતા, એવી માહિતી મળતાં આ લશ્કર મોકલવામાં આવ્યું હતું અને આટલા માટે પહાડ ઉપર કોઇને આવવા જવા દેવામાં ન હોતા આવતા.

વૃદ્ધ માતા, નાના ભાંડુ ખાવા માટે બૂમાબૂમ પાડવા લાગ્યાં. ભલી વાણીયેણે બે દિવસ ટાઢા રોટલા આપી ચલાવ્યું, પણ એમને કેટલા દિવસ ચાલે? આ ભીલ પુત્રને તીરકામઠાનો ઉપયોગ કરી, બાપની પેઠે કોઇને ઠેકાણે કરી ખાવાની જોગવાઇ કરવાનું મન થઈ આવતું, પણ ફાંસી, અંધારૂં કેદખાનું અને પાસે પડેલા લશ્કરની બીક લાગતી. માતાને અંધારાં આવવા લાગ્યાં. મા મરી જશે એમ જણાયું અને નાનાં છોકરાં માના શુષ્ક સ્તનને ચૂસવા લાગ્યાં. પુત્રથી ખમાયું નહી. ક્યાં જાઉં? કોની પાસે માગું? કોને મારૂં? શું કરૂં એજ વિચારે એનું માથું ફરી ગયું અને રાતના ઘરમાં મરતી માતાને મૂકી, રડતાં કકળતાં ભાઇભાંડુને છોડી નાઠો.

ગામમાં પરદેશી ભૈયાની મીઠાઇની દુકાન હતી. નાના ગામના પ્રમાણમાં જલેબી, બરફી, પુરી, ગાંઠીયા વગેરે ખપજોગું રાખતો. એક ઈંટોના કામચલાઉ ચૂલા ઉપર કઢાઇ મૂકી રાખતો અને એમાં દુધ ઉકાળતો. આ કઢાઇનો નીચલો ભાગ નવી કઢાઇ થઇ ત્યારે મંજાયો હતો. મીઠાઇની થાળીમાં ધૂળ હતી છતાં લેવા આવનારને "અભી બનાયા" કહી વેચતો. ચૂલા ઉપર દુધ ઉકળતું હતું અને ભૈયાજી તુલસીકૃત રામાયણની હસ્તલિખિત પ્રત વાંચતા. દિવેલને ઝાંખે દીવે ભૈયાજી ચોપાઇની ધૂનમાં હતા. ભૈયણ ધીરે ધીરે દુકાન બંધ કરતી હતી ત્યાં કોઇનો હાથ મીઠાઇના ટાટ ઉપર પડ્યાં. ભૈયાએ તુલસીદાસની ચોપાઇ ગાતાં ગાતાં "કૌન હે! સસુર!" કહી મ્હોં ફેરવ્યું. કોઇને મીઠાઇનો ટાટ ઉપાડતાં જોયો ને ભૈયો

કૂદ્યો. પેલો ટાટ લઇ દોડ્યો, પણ પરદેશી ભૈયો કાંઈ તેનાથી જાય એવો ન હતો. મોડી રાત થઇ હતી એટલે નાના ગામમાં શુનકાર થઇ ગયો હતો; આગળ ટાટ ઉપાડનાર ને પાછળ ભૈયો, એક એકાદ ખેતરવા દોડ્યો હશે ત્યાં ભૈયાએ પેલાને બોચીમાંથી પકડ્યો. બે વચ્ચે ઝપાઝપી ચાલી, ત્યાં ભૈયણે મોકલેલો ચોકીયાત આવી પહોંચ્યો, અને ભૈયા અને ચોકીયાતે ચોરને કોટવાળીમાં ઉભો કર્યો. રાતના બાર વાગવાનો અમલ થયો હતો. કોટવાલ સાહેબ સુતા હતા, એટલે ગામના ચોરામાં એક કોટડીમાં આપણા મુસાફરને પૂરવામાં આવ્યો. ભૈયાએ ચોકીયાતને મીઠાઈ આપી અને 'સસુરકુ બમ બજાવ' કહી ઘર તરફ રજા લીધી.



## પ્રકરણ ૬ હું

### પૂર્વકથા ચાલુ (૨)

વહાણું વાતાં જ ભૈયો ચોરા ઉપર ગયો અને ચોકીયાતને પોતે જે તરતના માંજેલા લોટામાં દુધ લઈ ગયો હતો તે પાયું. તાજું ભેંસનું દુધ મળતાંજ ચોકીયાતની આંતરડી ઠરી અને તે ભયાને સાથે લઇ કોટવાળને ઘેર ગયો. કોટવાળ સાહેબનાં છોકરાં જતાં આવતાં ભૈયાને ત્યાં દુધ પીતાં, હલવો ખાતાં અને ભૈયો પણ 'જી આપ લીજીયે' કહી આપતો ખરો. આમ હોવાથી કોટવાળાને ત્યાં ભૈયાને ભય કે બીક હતાંજ નહી. ભૈયો અને ચોકીયાત કોટવાળાને ત્યાં પહોંચ્યા તે વખતે કોટવાળને ત્યાં લડાઇ ચાલતી હતી. છોકરાને માટે સોનાનો કંદોરો હજી થયો ન હોતો અને કોટવાળ સાહેબ વાયદા કર્યે જતા હતા. બૈરી માથાની મળી હતી અને આજ ને આજ કંદોરો લાવો તોજ રાંધું, નહી તો કુવે પડું, એમ ધમકી આપતી હતી; ત્યાં બન્ને જઇ ચડ્યા. કોટવાળ સાહેબને ચોકીયાતે રાતની હકીકત કહી અને 'સાહેબ હુકમ કરે તો દરબારમાં ચોરને લાવું' એમ કહી ઉભો રહ્યો. કોટવાળને બીજી હકીકત સાંભળવાની જ ન હોતી. ભીલ નાયકડાની જાતના ચોરને તો સખ્ત શિક્ષા કરવાનો હુકમજ હતો અને જ્યાં સુધી એ જાતને સખ્ત શિક્ષા કરવામાં નહી

આવે ત્યાં સુધી એ લોકો સુધરશેજ નહી, એમ માનનારામાં તે એક હતો. આ વાતમાં ભૈયાજીએ ટાપસી પૂરી અને કોટવાળ સાહેબે ચોરને ગઢના નીચેનાં ભોંયરામાં પૂરવાનો હુકમ કર્યો. ભૈયો ભૈયણુ આગળ બડાઇ મારવા ઘેર આવ્યો અને ટાટ ચોરનારને દરબાર ગઢના પાછલા ભાગના અંધરામાં નાખવામાં આવ્યો. નાના યુવાનને, હોંશ આશાથી ભરેલાને અંધારૂં ભોયરૂં ? આ ભોંયરામાંથી બહાર કયારે આવવાનો ? એમાં એના જેવા બીજા હશે કે કેમ ? ત્યાં એને શું કરવાનું ? ખાવાનું શું ? સૂરજનું અજવાળું હશે ? કોઇ દિવસ બહાર માણસનું મોં જોવાનું મળશે કે કેમ ? આ વિચાર આ ટાટ લેનારાને આવ્યા. તે સમયે આવી શિક્ષાઓ નવાઇની ન હોતી એટલે ગામમાં ઝાઝી હોહો ન થઇ. પરંતુ કેદીને તો આજ જીવન્ત મૃત્યુ હતું. ઘર આગળ વૃદ્ધ માતા—વલવલતી માતા વાટય જોશી હશે કે કદાચ મરી પણ ગઇ હોય. "નાનાં ભાઇ બહેનો ભૂખે ટળવળતાં હશે ! એમનું મ્હોં કયારે જોઇશ ? એકવાર જવા દે તો ? હાય ! હાય ! મારો શો વાંક ? મારી તરફડતી મા અને ભૂખ્યાં ભાંડુને ત્રાસ પામતાં ન જોઈ શકયો, એ જ મારો ગુન્હોને ? અરેરે ! મેં ટાટ ઉપાડ્યો ! મેં ચોરી કરી, પણ કોટવાળ સાહેબે મને પૂછ્યું પણ નહી ! ઠાકોર સાહેબ કોટવાળના હાથમાં. અરેરે ! સરકારી હદમાં હત તો મારૂં સાંભળત પણ ખરા ! મારા નાના પગ ઉપર બેડીયો ? મારે આ પહાડના પથ્થર ભાંગવા ? કે જન્મ સુધી અંધારા કેદખાનામાં ગોંધાઇ રહેવું ? હાય ! હાય ! મારી માને કયારે જોઇશ ? એ હમણાં આવશે કરી ઝુરતી હશે ! હુંયે અકળાયેલો કહ્યા વિના નાસી આવ્યો તે પાછો જઇ શકયો જ નહી !"

કુટુમ્બના પોષણના દુઃખથી પીડાતો આ ભીલ પુત્ર હૃદયમાં સંતાપ કરવા લાગ્યો. ભીષણ કારાગૃહ કરતાં નજરે તરતાં કળકળતાં ભાંડુઓ અને મૃત્યુ પામતી માતા વધારે ભીષણ લાગતાં હતાં. રોતા હૃદયે બીચારો ભોંયરામાં પેઠો, ત્યાં ને ત્યાં બેડીઓ નંખાઇ અને કોઇ કોઇ વાર પહાડ ઉપર પથ્થર તોડવા બીજા કેદીઓની સાથે જતો ત્યારે હાથમાં કોદાળી, કોશ લઇ ગામ તરફ—તે પોતાનાં ઝુંપડાં તરફ નજર નાંખી કલાકોને કલાકો ઉભો

રહેતો. અસ્ત પામતો સૂર્ય, ઉપર માતાના મંદિરની ઉડતી ધજા અને નીચે ખીણમાંથી પાછી જતી ગાયો, એ સહુને જોતો નિશ્વાસ નાખતો હતો. ભૈયો, ચોકીયાત, કોટવાળ જાણે સ્વપ્નનાં ઉડતાં ચિત્ર હોય એમ તેને એમની ઝાંખી જ રહી હતી. પહેરેગીર મારફત આજીજી કરી ઘરની ખબર મંગાવવા અનેક પ્રયત્ન કર્યા હતા, પણ નિષ્ફળ. પથ્થર ભાંગતાં ભાંગતાં નાસી જવા નિશ્ચયો કર્યાં હતા, પણ આથી પણ વિશેષ વિષમ કારાગૃહ અને કોરડાના મારની બીકે એ નિશ્ચય બરફની પેઠે ઓગળી જતા હતા. એક વિશાળ વૃક્ષના થડને કાપી નાખ્યાં પછી તેનાં પાંદડાની શી સ્થિતિ ? મા, ભાઇભાંડુ જીવતાં છે કે મુવાં તેની પણ એને ખબર ન મળી. પથ્થરો ભાંગવામાં, ટોપલા ઉપાડવામાં, ખડખડતી બેડીઓને જોઇ ત્રાસ પામવામાં તે સઘળું ભૂલી ગયો. અંધારા કારાગૃહના કેદીઓને સખ્ત કામ કરાવી રોળાવવાં, એમનાં હૃદય નરમ કરવાં, એમના જોરને દાબવામાં જ શિક્ષાનો હેતુ સમાયેલો મનાતો હતો અને આ કેદીની પણ એ જ અવસ્થા હતી.

કેટલેક કાળે એક નવો કેદી આવ્યો અને એ ગામનો જ હતો. મા મરી ગઇ, ભંગીયાઓએ મડદું દાટયું, છોકરાં ભીખ માગતાં પાસેના શહેરમાં ગયાં અને ત્યાં એકાદ બે તો મરીએ ગયાં, એવા ભાંગ્યા તૂટયા ખબર મળ્યા. આ ખબર દાઝયા ઉપર ડામ જેવા હતા. જગતમાં એક આશા હતી. એ આશા આજ નષ્ટ થઈ. વિચારો આવ્યા કે, "કોને માટે જીવવું ? મા ! મોં જોયા વિના ચાલી ગઇ ! એ માને છેલ્લી વખતે પોતે પાણી પણ ન આપી શક્યો ! બિચારાં ભાઇ બહેન ! એમને કેવું લાગ્યું હશે ! પરમેશ્વર ! પરમેશ્વર છે ક્યાં ? હોય તો મને આમ દુઃખ આપે ? મને ખાવા ન આપ્યું ! પહાડ ઉપર ભારી લેવા ન જવાય ! ગામમાં મજુરી ન મળે ! તો ખાવું શું ? ટાટ ! ટાટ માટે બબ્બે ત્રણ ત્રણ વર્ષ કેદખાનું ! મેં કેમ જાણે ખૂન કર્યું હોય ? કોટવાળને કોઇ પૂછનાર જ નથી ! ઠાકોર સાહેબ અફીણ કસુંબામાંથી પરવારે ત્યારે ને ! મારા જેવા કેટલા એમ ને એમ કેદમાં સડતા હશે ?"

ઘોર કેદખાનું, સુકો જારનો રોટલો ને કકડો મરચું, ખૂની, ક્રૂર, દુષ્ટમાં દુષ્ટ કેદીઓનો સહવાસ અને સખ્ત મહેનતથી આપણો નાનો કેદી જીવ

ઉપર આવ્યો. પાંજરામાંના પક્ષીને નાશવાનું મન થાય તેમ આપણા નાના કેદીને છૂટવાનું મન થતું હતું, અને આટલે વર્ષે સંયોગો મળ્યા. ઠાકોર સાહેબનાં માએ બાધા રાખી હતી કે રાણીજીને છોકરો આવે તો બીજું દેવળ બંધાવવું. માતાજીએ આશા પુરી અને તળેટી ઉપર આશાપુરીના મંદિર માટે પથ્થર ભાંગવાના હતા, અને આ અંધારા કેદખાનાના કેદીઓ પથ્થર ભાંગવામાં હુશીયાર હતા. મંદિરના કામમાં મજુરો, કેદીઓ, અને પરગામથી આવી વસેલા નાયકડાઓ, પઠાણો પણ હતા. કેદીઓને રોજ રાતના પહાડ ઉપરના જુના કિલ્લાના એક ઓરડામાં પુરવામાં આવતા અને સવારે કામ ઉપર લઈ જવામાં આવતા હતા. એક દિવસ સંધ્યાકાળે નિત્યનિયમ પ્રમાણે કેદીઓને લઈ રજપૂત સિપાઇઓ કિલ્લા તરફ જતા હતા ત્યાં નજર ચૂકવી આપણો નાનો કેદી પાછળ રહ્યો. પહાડ ચડતાં ચડતાં એક પથ્થર પાછળ લપાઇ રહ્યો અને ઘણા દિવસના વિશ્વાસથી અને વાતોમાં સિપાઇઓની નજર ન પડી.

કેદી પહાડ, ખીણ, નાળાં કૂદતો કૂદતો ચાલ્યો અને ઉતાવળમાં, ઉત્સાહમાં કેટલું ચાલ્યો તેનું તેને ભાન પણ ન રહ્યું. ઘણે દૂર નિકળી ગયો અને પહાડની નાની ટોચ ઉપર અંધકારમય રાત્રિમાં ઉભો. પાછું જોયું. સ્વતંત્રતા ! છૂટકારો ! હું સ્વતંત્ર ! હું છૂટો ! નીચે ખીણમાં ઝાડનાં પાંદડાં હાલે કે ચમકતો. દૂર અંધારામાં પાંદડાં વગરનું ઝાડ જોતાં માણસ છે, એમ માની બીતો. રસ્તે જતાં વટેમાર્ગુ, ભસતાં કુતરાં, ઘોડેસ્વાર, અજવાળું, અંધારૂં, ઝાડો, પોતે જ્યાં ઉભો હતો તે પર્વતના બીજા પથ્થરો સર્વે એને બીવડાવતા હતા. પથ્થર ઉપર, ઝાડ નીચે સુતો પણ પકડાવવાની બીકે ઉંઘ ન હોતી આવતી. અહીં તહીં રાત વાસો રહું તો સવાર થતાં પકડાઇશ અને રાત્રે આવા જંગલમાં વાઘ વરૂ મળે તો શું થશે, એ બે ભયની વચ્ચે તેના વિચારો ઝોલાં ખાવા લાગ્યા. આખરે ફરીને તે કારાગૃહમાં પડી પથ્થર ભાંગવા તે કરતાં વાઘના ભોગ થવું વધારે સારૂં માની તે એમ ને એમ ખીણ ભણી પાછલે રસ્તે ચાલ્યો અને સ્વતંત્રતાના પવને ભૂત અને ભવિષ્ય વિસરાયું.

---

## પ્રકરણ ૭ મું
### પૂર્વકથા–ચાલુ (૩)

સ્વતંત્રતાના ઉત્સાહમાં ઉપર ઉડતા પક્ષીની પેઠે પરંતુ ધડકતા હૃદયે આપણો ટાટનો ચોર પર્વતમાં આડો રસ્તો લઈ ઉતર્યો. માને, ભાઈભાંડુને મળવાનું તો હતું જ નહી પણ "ત્રૂટી સરખી ઝુંપડી મળી ન બીજી વાર" એવી સુદામાજીની સ્થિતિ આની થઈ હતી. ગામમાં, આવા નાના ગામમાં ખબર પડતાં જ હોહો થવાની અને સ્વારો પાછળ પડવાના જ, એ ખાત્રી હતી. એટલે જંગલમાં જ ભરાઈ રહેવું અને લાગ આવ્યે કાઠિયાવાડ ગુજરાતમાં નાસી જવું એ નિશ્ચય કરી બે ત્રણ દિવસ તો જંગલમાં જ ફળફળાદિ ખાઇ અને કોટરોમાં સુઈ કાઢયા. અંધકારમય કેદખાનાનાં કઠણ પથ્થરા ઉપર સુનારને સ્વતંત્રતાના પાસામાં કોટરમાં સુવામાં હરકત આવે એમ નહોતી. ચાર દિવસ થઇ ગયા અને આપણો મુસાફર આગળ ચાલ્યો. હજી જંગલનો અંત આવ્યો નહોતો. જન્મથી જ પિતાની સાથે આસપાસનાં ભીલનાં ગામમાં ગયેલો, તે સિવાય બીજું કાંઇ જ જોયું ન હોતું. ગુજરાત ને કાઠિયાવાડનો રસ્તો જાણતો ન હોતો. તેમાંયે ચારેક વર્ષ અંધારા ભોંયરામાં પથ્થર ફોડવામાં કાઢયા હતા, એટલે કાંઇ જ ભાન ન હોતું.

કેદખાનામાંથી પથ્થર ફોડતાં ફોડતાં નાઠા પછી આઠે દહાડે થાકયો પાકયો સુવાને સાથરો નહી અને ખાવાને રોટલો નહી એ સ્થિતિમાં જંગલમાં ચાલ્યો. રસ્તામાં નાનાં ગામ આવતાં પણ ત્યાં જતાં બ્હીતો. એ ગામ સરકારી હદનાં કોઈ દેશી રાજ્યનાં કે ગાયકવાડનાં હશે તે પણ પૂછવાની એની હિમ્મત ન હોતી. વનમાં ઉંચાં આંબા, વડ, પીપળા, આંબળીનાં અસંખ્ય વૃક્ષો આવી રહ્યાં હતાં. ખરેલાં પાંદડાનો એટલો તો ઢગ હતો કે એમાં થઈ નાસતાં સસલાં કે ઉંદરના અવાજથી પણ ખડખડાટ થતો હતો. વચમાં વચમાં નાનાં ઝરણું આવતાં હતાં અને એ ઝરણું ઓળંઘતાં પથ્થર ઉપર પગ મૂકતાં પથ્થર ડગમગતા અને હાય ગયો એમ થતું. આપણો મુસાફર એમ ને એમ ચાલ્યો અને રસ્તામાં રાત્રિ પડી. ચરતી ગાયો, છૂટાછવાયા ભરવાડ અને ગામડીયા મળતા પણ પોતે જ ભીલ

એટલે કોઇને નવાઇ લાગતી ન હોતી. આગળ ચાલતાં વૃક્ષની ઘટા વધી અને અંધકાર વધ્યો. રસ્તામાં માત્ર પગથી સિવાય કોઇ જ ન હોતું. આપણો મુસાફર કશાથી ડરે એમ ન હોતો. પણ જેમ જેમ આગળ જતો ગયો તેમ તેમ એને ભય અને શંકા આવતાં ગયાં કે હું જંગલની બહાર જાઉં છું કે અંદર! હું સ્વતંત્ર થવા જાઉં છું કે પરતંત્ર? ક્યાં સુઉં? ક્યાં પડું? એવો વિચાર કરે છે ત્યાં સામે મહાદેવના મંદિર જેવું લાગ્યું. મંદિર જોતાં મુસાફરને ટાઢક આવી અને મહાદેવના મંદિરનાં બારણાં ઉઘાડાં હતાં. મંદિરમાં મહાદેવ અપૂજ્ય હતા. બહાર ઓસરીમાં કોઇ જતા આવતા મુસાફરે દેવતા સળગાવેલો તેની રાખ હતી. મંદિર એવી જગ્યામાં હતું કે કોઇ જ આવે નહી, આગળ પાછળ એવાં ખંડીયેર અને ભીંતોનાં કોટડાં પડ્યાં હતાં કે જોનારને લાગે કે કદાચ આ મંદિર પાસે નાનું ગામ હોશે. પરંતુ અત્યારે તો એમાંનું કાંઇ જ ન હોતું. નાનો મુસાફર એકાંતવાસ, રાત્રિ, ભૂખ અને થાકથી એટલો કંટાળ્યો હતો કે મહાદેવની પીંડી પાસે જ એમ ને એમ સુઇ ગયો. રાત્રિ સડસડાટ ચાલી જતી હતી, ચોગરદમ ઘોર અંધારૂં હતું. સર્પ વીંછી જેવા હિંસક પ્રાણી યથેચ્છ ફરતાં હતાં, ચામાચીડીયાં દોડતાં હતાં અને આનાં નસકોરાં બોલતાં હતાં. માના ખાટલા પાસેથી નાઠા પછી કદાચ આજ શાંત નિદ્રા તેને આવી હશે એમ લાગતું હતું.

થોડી વાર થઇ. આપણો મુસાફર જે પથ્થર ઉપર સુતો હતો તે આખો પથ્થર ઉંચો થયો. ઉંચો થતાં જ મુસાફર ગભર્યો અને અંધારા ખૂણામાં લપાઇ ગયો. ભય અને ભાંગેલી ઉંઘથી બેબાકળો થયેલો પથ્થર પેઠે ચોંટી જ ગયો અને શું થાય છે તેનો તાલ જોવા લાગ્યો. પથ્થર એટલો મોટો હતો કે એની પાછળ ભરાઇ રહે તો કોઇને જણાય નહી અને એણે કર્યું પણ એમ જ. પથ્થર ઉંચો થતાંની સાથે જ નીચેના ભોંયરામાંથી માણસોના અવાજ આવ્યા. પ્રથમ મશાલ આવી અને પાંચ દશ આદમીઓ તલવાર, બંદુક વગેરે સામાનથી સજ્જ થઇ આવ્યા. ચોગરદમ નજર કરી, અને વાત શરૂ થઇ. આપણો નાનો ભીલ તો આમની

વાતથી હેબકી જ ગયો. આ જંગલના ખંડીયેર જેવા લાગતા મહાદેવના મંદિરમાં આ કાવતરૂં? આ મહાદેવની નીચે આવું ભોંયરૂં? આ ભોંયરૂં ક્યાં મળતું હશે? એ બીચારાને આ કશાનો વિચાર કરવાનો હતો જ નહી. સુખે કે દુઃખે વાતો સાંભળી ચું કે ચાં કર્યાં સિવાય બેસી જ રહેવું જોઇએ.

આ ભોંયરાના દેવો રાક્ષસો હતા. આ ભોંયરાનું બીજું મોં દસ બાર ગાઉ ઉપર નિકળતું, એમ લોકવાયકા હતી. વડોદરાની હદ બહાર અને આ મહી નદીની સામી બાજુએ આવેલા કેટલાક કિલ્લામાં આમાંથી જવાતું એમ કહે છે. ગમે તે હોય પણ અત્યારે આ ટોળીની અંદર મરાઠા, ગુજરાતી, નાયકડા, રજપુતો અને પઠાણો હતા. મરાઠા સરદાર પવારે સતારાના રાજાના નામે અમદાવાદ, ખેડા અને વડોદરાના અમલદારોનો કુડદો કાઢવા કાવતરૂં કર્યું હતું. એ પવારનો માણસ આમાં હતો. ખેડાના નાના ઠાકોરો અને પરતાપપુર અને આણંદના કેટલાક પટેલોને ફોડવા મોકલવામાં આવેલો નાલચંદ ઝવેરી પણ આ રાત્રિની સભામાં હાજર હતો. ક્યાં અને આપણા લશ્કરને કેવી રીતે ઉતારવું, એ નક્કી કરવાનું કામ આવી રાત્રિ–સભામાં થતું. ઇંગ્રેજ અમલદારોને આ કાવતરાની ખબર પડી હતી અને ગાયકવાડની મદદથી આ ટોળીને પકડવાની તજવીજ ચાલતી હતી. આ કાવતરાં કરનારમાં એકતા ન હોતી. હિમ્મત ન હોતી, બળ ન હોતું, સાધન ન હોતું. વાણીયાને પૈસાની લાલચ હતી. મરાઠા સરદારને ગુજરાતનું રાજ્ય જોઇતું હતું. નાના ઠાકોરો જમીન માટે લઢતા હતા અને પટેલો પટેલાઈ માટે એકબીજાનાં ગળાં કાપવા તૈયાર હતા.

ચતુર ઇંગ્રેજ અમલદારને સાંજના બાતમી મળી અને નાની લશ્કરની ટુકડી લઈ આ મંદિર તરફ આવ્યો. મંદિરની આસપાસ માણસો ગોઠવી બંદુક સાથે દસ બાર સિપાઇઓ લઈ અમલદાર મંદિરમાં આવ્યો અને અંદરનું ટોળું ચમક્યું. ભોંયરામાં ઉતરવા જાય છે ત્યાં ઇંગ્રેજ બચ્ચાએ પીસ્તોલથી એકને ઠાર કર્યો અને ખડા રહોની ત્રાડ મારી. આ ત્રાડ અને બંદુકના અવાજ થતાં જ બધા ત્યાં ને ત્યાં ઉભા રહ્યા અને હથિયાર

મુકી દીધાં. સિપાઇઓ બહારથી ધસી આવ્યા અને બધાને કેદ કર્યા. એ જ મશાલથી મંદિરની ઝડતી લેવાઈ અને પથ્થર પાછળથી નાનો ભીલ ધ્રુજતો નિકળ્યો. "સાહેબ! હું નહી! હું તો મુસાફર છું?" એમ માંડ માંડ બોલ્યો ત્યાં તો પાછળથી ગોદો પડ્યો.

આ ભોંયરાની પુરેપુરી ઝડતી લેવાઈ, અને ઠેઠ મહી નદીથી લગભગ મંદિર સુધી ઘોડેસ્વારથી આવી શકાય એવું જબરજસ્ત ભોંયરૂં જણાયું. આ ભોંયરાના નીચેના ભાગમાં રહેવાની સોઇ હતી અને એમાંથી અઢળક લૂંટનો માલ નિકળ્યો. પકડાયેલા કેદીઓ જે જે રાજ્યની પ્રજા હતી તે તે રાજ્યમાં સોંપાયા અને ખાસ તપાસને અંતે મુખ્ય માણસોને તોપને ગોળે ઉરાડી મૂકવામાં આવ્યા, જ્યારે બાકીનાને જન્મદેશનિકાલની સજા થઇ.

આ સજામાં આપણો નાનો ભીલ હતો. તપાસમાં પોતે કેદખાનામાંથી નાસી આવ્યો છે, એ પૂરવાર થયું અને બીજે કોઇ જ જગ્યાએ નહી અને આ જગ્યાએ અચાનક આવે એ બનવા જોગ નથી, એમ ન્યાયાધીશની ખાત્રી થઇ. ફાંસી અને જન્મદેશનિકાલની સજા ન કરતાં કીલ્લાના કેદખાનામાં જન્મટીપ આપી. જન્મટીપનું નામ પડતાં જ ભીલ રોયો. પોતાની હકીકત કહી, માને માટે, ભાઈ ભાંડુ માટે ખાવાનું લાવતાં ચાર વર્ષ અંધકારમય ભોંયરામાં કાઢયાનું જણાવ્યું. કાવતરા વિષે કાંઈ જ જાણતો ન હોતો છતાં માત્ર હાજર રહેવા માટે જન્મટીપ! મારા નસિબમાં સ્વતંત્રતાજ નહી? પરમેશ્વર છે કયાં? હોય તો મારે માથે આ થાય? મંદિરમાં આવ્યો ને એ મંદિર શંકરની પૂજાના સ્થાનને બદલે કાવતરાની જગ્યા થાય—તે જ દહાડે એના ઉપર દરોડો પડ્યો, તેમાં એનો શો દોષ? આ નાના ભીલનું કોણ સાંભળે? જે સમયમાં ચારે બાજુ શંકાથી જોવાતું હોય, કયાંથી ફણગો ફાટયો એ કહેવાય નહી એમ હોય ત્યાં સાચું કોણ જોવા બેસે? ગરીબનો કોણ બેલી! ટાટ ચોર્યો એ વાત ખરી, કેદખાનામાંથી નાઠો એ વાત ખરી, કાવતરાખોરોવાળા મકાનમાં હતો એ વાત ખરી! આથી બીજો કયો પૂરાવો વિશેષ જોઇએ?

જન્મટીપની સાથે જ તે સમયના રીવાજ પ્રમાણે તે ડમાગો અને

નંબર નંખાયો. લગભગ વીશ વર્ષ થવા આવ્યાં અને રાજ્યના શુભ પ્રસંગે છુટવા પામ્યો. પરંતુ એના જીવનનો સર્વ ઉત્સાહ નષ્ટ થયો હતો. પાવાગઢ અને એની ઝુંપડીનું નામ હશે કે કેમ તેનો તેને શક હતો. જન્મટીપમાંથી નિકળ્યો ત્યારે પચાસની ભરતીમાં હતો. કેદમાં ગયો ત્યારે માથાના વાળ કાળા શાહી જેવા હતા. છુટ્યો ત્યારે ધોળા પૂણી જેવા હતા. જીવનની બધી આશાઓ અને નિરાશાઓ કેદખાનામાં જ ઉત્પન્ન થઇ ત્યાં જ વિલય પામી હતી કેદખાનામાં અનેક વૃત્તિના કેદીઓના સહવાસમાં આવ્યો હતો અને બપોરના બાગમાં, રસ્તાની સડક ઉપર, ખાણુમાં કામ કરતાં કેદીઓની દુનિયામાં ફર્યો હતો, જન્મથી જ સત્ય, દયા, પ્રેમ જોયાં ન હોતાં એટલે એ વસ્તુ છે જ નહી, એમ માનતો હતો કેદખાનામાં પણ એક ડોશી માયા રાખતી, એના છોકરાએ કાંઇક વાંચતાં શિખવેલું એજ. જન્મીને દુઃખ, કેદખાનું, ભયંકર કેદીઓ અને ક્રૂર અધિકારી શિવાય કાંઇ જ જોયું ન હોતું,



## પ્રકરણ ૮ મું

### જાગ્યો

ગૌતમી મૈયાએ જમાડ્યો, મહાત્મા ગરીબદાસજીએ પ્રેમથી સુવાનો ઓરડો બતાવ્યો અને મુસાફર એકલો પડ્યો. વીશ વર્ષ કેદખાનાની ઉંચી કાળી ભીંતો જોઇ જોઇ કંટાળેલો તેને આ ઓરડો જાણે પોતે રાજમહેલમાં આવ્યો હોય એવો ભાસ્યો. "પેલો પલંગ! પલંગ ઉપર પથારી! અને તે ઉપર સફેદ ચાદર! પાસે ચકચકતો લોટો! અને ખૂણામાં દિવો! આ બધું મારે માટે હોય નહીં." પથારીમાં બેઠો પણ રખેને ચોળાઇ જાય, એ બીકે ઝડપથી ઉઠ્યો. "ના, ના, પથારી તો મહારાજજી માટે હશે. મારે માટે તો આ પાથરેલું છે તેજ પથારી" કરી ત્યાં સુતો. વળી ઉઠ્યો, પથારીમાં પડ્યો. વીશ વર્ષ સખ્ત જમીનપર સુઇ રહેનારને પલંગની પથારી કોમળ લાગે એમાં નવાઇ શી? આ ફેરી તો પથારીમાં પડ્યો

એવો જ ઉંઘ્યો, ઘસઘસાટ ઉંઘ્યો, વીશ વર્ષ ઉંઘ નહી આવી હોય એવો ઉંઘ્યો. મંદિરમાં પહેરાવાળા બાવા દર કલાકે ઘંટ વગાડતા હતા. તેમાં આજ તો આવતી કાલે શિવરાત્રિ હતી એટલે વધારે જાગૃત હતા. વહેલા ઉઠવાનો હુકમ થયો હતો. પહેરા ઉપર ઘડીઆળ વાગી ને મુસાફર સફાળો ઉઠયો ફરીને ઉંઘવા યત્ન કર્યો. તે પણ ઉંઘને ટેવ હોય છે તે ફરી નજ આવી. પ્રથમ તો એમજ સમજ્યો કે કેદખાનાનીજ ઘડિયાળ વાગી–પહેરગીરે તરવારની અણી મારી અને જાગ્યો છે, પણ જ્યારે આગળ પાછળ જોયું ત્યારેજ સમજ્યો કે પોતે બીજે ઠેકાણે છે. મન ચકડોળે ચડયું. "વહાણું વાઇ ગયું. હવે જવું જોઇએ" કરી કપડાં પહેર્યાં, પોટકી લીધી, ડાંગ લીધી, "આ સફેદ ચાદરવાળી પથારી મૂકી પાછો બહાર રખડવા જાઉં? જાઉં તો ખરો, પણ ખાઇશ શું? આ માતેલા સાંઢ જેવો લંગોટીયો અહીં સુખમાં રહે ને હું ભીખારી! એમ શા માટે? આજ શિવરાત્રિ છે! પેલા નીલકંઠ મહાદેવ હીરામોતીનાં ઘરેણાં પહેરે ને હું નાગો! એ કેમ બને? પેલા બીજા બાવાએ કહ્યું હતું કે ઘરેણાં મુકુટ અહીં મુકું છું, જો તે ઉપાડું તો? બસ એટલું જ હોય તો બસ. મારા જન્મમાં તો કમાવું નહી પડે. પણ પકડાઉં તો ફરીને કેદખાનું જ ને? ફરીને પથ્થર ભાંગવાના ને?" આ વિચારમાં ને વિચારમાં એક ઘડી થઇ ગઈ ને પહેરગીરે ઘડિયાળ વગાડી. એક ઘડી પછી બાવા નાવાધોવા ઉઠશે ને કામ બગડશે, એ વિચારે મુસાફર જાગૃત થયો. રખેને ખખડાટ થાય, એ બીકે ધીરે રહી બારણું ઉઘાડયું, વળી પાછું મન નબળું પડયું, પાછો આવ્યો, પલંગ પર બેઠો. એટલામાં મંદિરના પાછલા ભાગમાં કોઇ બોલતું જણાયું. "વખત જાય છે. આવો લાગ ફરીને નહી આવે. એ તો એજ. ડેલીનાં બારણાં ઉઘાડાં છે. ઓરડાની બારીએથી જોયું તો સર્વત્ર શુમશામ હતું. દૂર કુતરાના ભસવાના અવાજ અને માતા ભવાનીની આંબલીયોમાંથી ઘૂવડના અવાજ આવતા હતા. મુસાફરને હિંમત આવી. ઓરડાના ખૂણામાં પડેલો એક જબરો લોખંડી સળીઓ લીધો. તૈયાર થયો. સફેદ ચાદર ફરી ફરીને જોઇ અને ગરીબદાસજી સુતા હતા તે ઓરડાનું બારણું ધીરે રહી

ઉઘાડ્યું, બારણાં ઉઘાડાં જ હતાં. બારણાં ઉઘાડ્યાં પણ જે હાટીયામાં ઘરેણાં મૂકયાં હતાં તેની પાસે નાની પાટ પડી હતી. આમ તેમ જોઇ એક હાથે પાટ ખસેડી. હાટીયાને તાળું નહોતું. એક બારણું ઉઘાડવા ગયો ત્યાં વપરાશમાં ન હોવાથી, નકુચા કટાઇ ગયેલા હોવાથી ચરડાટ થયો. ચરડાટની સાથે જ મુસાફર ધોળો પૂણી જેવો થઇ ગયો. છાતી ધબકવા લાગી આખા શરીરે પરસેવો છુટયો—મહાત્મા સુતા હતા તે તરફ જોયું. મંદિરને છેલ્લે ખૂણે આ ચરડાટ સંભળાયો હશે અને હમણાં જ લઠ્ઠા લઇ બાવાઓ આવશે. કેદખાનું, ચાબખાના માર, શખ્ત બેડી, અંધારી કોટડી ફરીને નજર આગળ તરી આવ્યાં, થોડો વખત તો પથ્થરના પુતળાની માફક ત્યાંજ ઉભો રહ્યો, બારણું અરધું ઉઘાડુંજ હતું બન્ને ઓરડામાં નજર કરી કોઇનો અવાજ આવતો નહોતો, કોઇ જાગ્યું નથી. ચરડાટ કોઇથી સંભળાયો નથી, એની ખાત્રી થતાજ શાંતિ થઇ, હટારીયું ઉઘાડ્યું, નીલકંઠ મહાદેવનો શિરપેચ, પાર્વતીજીના સોળે શણગાર, રૂપાનાં આચમની પવાલું ત્રાંબટ નજરે પડ્યાં. "આ બધું લઇ જાઉં તો પકડાઉં, આ ત્રાંબટ પવાલું ને લોટો બસ છે" કરી પોટલીમાં નાંખ્યાં; હટારીયું વાસ્યું અને મહાત્મા ગરીબદાસજી સુતા હતા તે ઓરડામાં દાખલ થયો. પોતાને પલંગ પથારીમાં સુવાડનાર લાકડાની પાટ ઉપર એક કામળી ઉપર હાથનું ઓશીકું કરી સુતા હતા, મહાત્મા સુતા હતા. ભર ઉંઘમાં હતા પણ એમની પવિત્રતાનો પ્રતાપ ચહેરા ઉપર સ્પષ્ટ હતો. રાત અંધકાર હતી પણ ઓરડામાંનો દીવો મહાત્માના તેજમાં વૃદ્ધિ કરતો હતો. લગભગ સો વર્ષની એમની વય કહેવાતી હતી છતાં નાના બાળકની નિર્દોષ ઉંઘ–પ્રતાપી ભવાં, વિશાળ છાતી, નિડર નસકોરાંએ રાત્રિના અંધકારમાં, શિવરાત્રિના પ્રભાતમાં આખા ઓરડામાં પવિત્ર વાતાવરણ ફેલાવતાં હતાં. આપણા ચોર મુસાફરે જીવનમાં આવું દિવ્ય સ્વરૂપ દેખ્યું ન હોતું. "મને બચ્ચા ભાઇ કહી બોલાવનાર આ! જ્યારે મને ગામ કે જંગલમાં કોઇ ઉભું રહેવા દેતું નહી ત્યારે મિષ્ટાન્ન જમાડી પલંગ આપનાર આ અને આનો જ વિશ્વાસઘાત! આના કરતા મરવું બહેતર, પણ શા માટે! મને દુનિયાએ શિખવ્યું છે. મારી મા, મારાં

ભાંડુઓનાં હાડકાં જડતાં નથી. ફકડા રોટલા માટે મરી ગયાં, મને સારે માર્ગે ચડાવવાને બદલે મારી જીંદગી ધુળધાણી કરી નાંખી. વીશ વર્ષ કેદખાનામાં રહ્યો પણ કોઇએ મારા આત્માનો ઉદ્ધાર કરતાં મને શિખવ્યો ? દુનિયા ઉપર રહેમ શી? ઉપકાર જેવી વસ્તુ જ નથી. પરમેશ્વર છે જ નહી. બસ એ તો એ જ—આ ડાંગ અને આ મહાત્માનું માથું! એ તો એ જ. ના, ના. પણ કેવો શાન્ત ચેહેરો છે! કેદખાનામાં પેલા અધિકારીની ડોશી રોજ હરિકથા વાંચતી તેની છાપ ભૂલાતી નથી. વળી એના છોકરાએ મને વાંચતાં લખતાં શિખવ્યું છે. એમની પાસેથી શિખ્યો છું, તો પછી આ મહાત્માને, મારી આંતરડી ટાઢી કરનારને મારી નાંખું? ના, ના. આ લીધેલી વસ્તુઓ એમના પગ આગળ મૂકું, એમને પગે પડું. માફી માગું." મુસાફર જોઇ જ રહ્યો. એટલામાં એની નજર સામે ભીંત ઉપર પડી, ઉત્તર હિંદુસ્તાનનું હાથનું ચિતરેલું ચિત્ર હતું. એક બાજુ વાલ્મીકિ ભીલ લૂંટ કરતા હતા; નારદ રૂષિ એની સાથે વાત કરતા હતા. બીજી બાજુ નદીકિનારે નાવડા પાસે વાલ્મીકિ ભીલની બૈરી છોકરાં ઉભાં હતાં. વાલ્મિકી અને બૈરાનો મિલાપ ચિતર્યો હતો. અને ચોથો દેખાવ વાલ્મીકિ તીરકામઠું નારદ રૂષિને પગે મૂકે છે, એમ ચિતર્યું હતું. આ જોઇ કેદખાનાની ડોશીએ કહેલી વાત યાદ આવી, "વાલ્મીકિ રૂષિ થયા તો હું પણ આ વસ્તુઓ મારા નારદ રૂષિ પાસે મૂકી પવિત્ર થાઉં તો"—પણ એ તેને માટે હજી પળ આવી નહોતી. એવા સંસ્કાર પણ અમુક ચોઘડીયે જ જાગે છે.

"વાલ્મીકિ ગાંડો—એને બૈરી છોકરાં હતાં, મારે નથી. દુનિયા ઉપકારને લાયક જ નથી. બસ એ તો એ જ. મહારાજને મારવા વિચાર હતો તે નહી મારૂં." આવો વિચાર કરી તે ડાંગ, લોખંડનો સળીયો, પોટકી લઇ મહાત્મા તરફ છેલ્લી નજર ફેંકી એકદમ ડેલીની બાર નિકળ્યો. મહાત્માના ઓરડામાંથી નિકળનારને કાંઈ ન પૂછવું, એવો હુકમ હોવાથી પહેરેગીર બાવો કાંઇ જ બોલ્યો નહી.



## પ્રકરણ ૯ મું

## શિવરાત્રિનો દિવસ

"રાત રહે પાછલી ખટ ઘડી જાહરે, સાધુ પુરૂષને સૂઈ ન રહેવું."

નરસિંહ મહેતાના પ્રભાતિયાંના અવાજ આવવા લાગ્યા. બાવાઓ કમંડળ લઈ જંગલમાં જવા લાગ્યા. મંદિરના ભંગી વગેરે સવારથી જ આસપાસ ઝાડુ કાઢવા લાગ્યા હતા. મેળામાં દુકાનો નાંખનારાઓ મંદિર બ્હાર આવવા લાગ્યા હતા અને પક્ષીના કલરવ સાથે ભજન, ગાયન અને ખખડાટ શરૂ થઈ ગયાં હતાં. મહાત્મા ગરીબદાસજી નિત્યકર્મ પરવારી, દંડ પીલી, શંકરની પૂજા કરી હમણાં જ પાટ ઉપર બેઠા હતા. ગૌતમી મૈયાને તો ગઈ કાલની ઉંઘ જ નહોતી આવી; વહાણું વાતાં જ ઉઠી; રોજ શંકરનાં દર્શન કરી આવતી પણ આ શિવરાત્રિના દિવસે શંકર સાંભર્યા નહી. એકદમ મહારાજજીના ઓરડામાં થઈ પેલો મુસાફર સુતો હતો ત્યાં ગઈ. ઓરડો ખાલી! મહારાજજી સાથે નિત્ય સ્નાન કરવા ગયો હશે કરી હાટીયું ઉઘાડયું તો હાટીયામાં મહારાજનું રૂપાંનું ત્રાંબટ પવાલું લોટો ન દેખાયાં અને ભડકી. કયારે મહારાજ આવે, એ વાટય જોતી ગૌતમી આજ ગાંડી થઈ ગઈ હતી. દશ વાર આવીને દશ વાર ગઈ. મહારાજને બેઠેલા જોયા કે પહેલો સવાલ પૂછયો, "મહારાજ! ઠાકોરજીનો ભંડાર ક્યાં!"

કિસનદાસજીએ પેલા હટારીયામાં મૂકયો હતો. "ગૌતમી મૈયા! આજ શિવરાત્રિને દિવસે પણ પ્રાતઃકાળમાં શંકરનું નામ લેવાને બદલે માયામાં ક્યાં પડે છે?"

ગૌતમી મૈયાને આ સાંભળવા નવરાશ નહોતી અને ફરીને હટારીયું જોયું ને ખાત્રી કરી બોલી "મહારાજજી! પણ લોટો ત્રાંબટ પવાલું નથી!"

"ગૌતમી મૈયા! શંકર કરતાં તમને રૂપાંનું પવાલું બહુ વહાલું છે! હશે ગમે ત્યાં."

"મહારાજજી! એ બધું ચોરાઈ ગયું છે અને પેલો અતિથિ જ ચોર." આટલું બોલતાં જ ગૌતમી મૈયા અતિથિના ઓરડામાં જઈ આવી. બારી



ગરીબદાસઃ—"બેટા! આ હાટીયામાં મૂકેલાં ઘરેણાંમાથી તારે
જેટલું જોઇએ તેટલું લેવું હતું." (ભાગ ૧—પૃ. ૪૩)

ઉઘાડી, દૂર જંગલમાં જોયું, વળી મહારાજ પાસે આવીને બોલી:-"મહારાજ! આજ શિવરાત્રિ, મહાદેવની પૂજા કરવાનો રૂપાંનો સામાન જ સાળો ઉઠાવી ગયો, હરામખોર!"

"ગૌતમી મૈયા! એ વાસણ આપણાં હતાં?"

"આપણાં નહી તો એનાં? મંદિરનાં."

"ગૌતમી મૈયા! એ વાસણમાં પૂજા કરો કે માટીના વાસણમાં પૂજા કરો. ભાવ હશે તો શંકર સ્વીકારશે. એ વાસણ વેચી કોઈ ગરીબનું ઘર ઉઘડતું હોય તો ભલે ઉઘડે. પરમાત્મા એને સદ્બુદ્ધિ આપે. ગરીબ તો હતોજને."

"મહારાજ! પણ આજ શિવરાત્રિને દિવસે મોટા મોટા શેઠીયા સરકારી અમલદારો આવશે ને તમે પૂજા કયા વાસણોથી કરશો?"

"ત્રાંબાના, માટીનાથી."

"મહારાજ! તમે શું બોલો છો? મારા મનમાં તો કાંઇ ને કાંઈ થઈ જાય છે. એ તો સારૂં થયું કે એણે ચોરી જ કરી. કદાચ આપના શરીરને નુકશાન કર્યું હત તો. મહારાજ! આજ પછી અજાણ્યાને, પહેલી ખાત્રી કર્યા વિના કોઇને અંદર આવવા કહેતા નહી." ગૌતમી મૈયાનું વાકય પુરૂં થયું ત્યાં કોઇએ બારણું ઠપકાર્યું અને ગરીબદાસજીના મોંમાંથી "અંદર આવો." શબ્દ નિકળ્યા. દેખાવ વિચિત્ર હતો. પેલો મુસાફર, ત્રણ બાવા અને એક સરકારી અમલદાર રૂપાંનાં વાસણ સાથે દાખલ થયા. ત્રણ બાવાના મનથી એમ જ હતું કે મહારાજજી હુકમ કરે તો આને અહીં ને અહીં જ ઠાર કરીયે. પેલા પોલીસ અમલદારના મનમાં હતું કે, મંદિરની ચોરી પકડી છે એટલે મંદિરમાંથી કાંઇક મળશે. મહાત્મા ગરીબદાસજી સમજી ગયા હતા. એમણે તરત જ અતિથિ તરફ પ્રેમ ભાવથી નજર કરી અને બોલ્યા:-"બેટા! આ હાટીયામાં મુકેલાં ઘરેણામાંથી તારે જેટલું જોઇએ એટલું લેવું હતું. તારે માટે રાખ્યાં હતાં. આટલું જ શામાટે લીધું? એટલે શું થશે?" આપણો અતિથિ તો મહાત્માના આ શબ્દ સાંભળી સ્તબ્ધ જ થઇ ગયો.

અમલદાર બોલ્યો:–"મહારાજજી! ત્યારે આનું કહેવું ખરૂં હતું. આજ શિવરાત્રિનો મેળો એટલે કાલ રાતના અમે ચોકી કરીએ છીએ. આને અમે નાસતા જોયો, પકડ્યો અને જડતી લેતાં આ સામાન નિકળ્યો."

"ત્યારે તો અમે એને જવા દઇએને ?"

"અલબત્ત."

બાવાઓએ અતિથિને બાંધ્યો હતો તે છોડ્યો અને અતિથિ બેભાન થઈ પડ્યો. ગરીબદાસજી એકદમ ઉઠ્યા, કમંડળમાંથી પાણી છાંટ્યું; જાગૃત કર્યો. "ત્યારે હું છૂટો છું." એમ બડબડ્યો.

"ચલ જા ઇધરસેં–મહારાજજી જાને દેતે હૈ."

"ભાઈ! હું શું જવા દેતો હતો. મને શો હક્ક છે ? ભાઈ! પૂજાના સામાનમાં આચમની રહી ગઈ છે તે લઈ જા, એટલે પૂરેપૂરો સામાન થાય." મહાત્માએ જાતે જઈ હટારીયું ઉઘાડ્યું, આચમની આણી અને અતિથિને આપી. ગૌતમી મૈયા અને કિસનદાસજી વગેરે બાવાઓ તો મુંગાં મુંગા તાલજ જોયાં કરતાં હતાં.

"ભાઇ! શાંતિથી જા અને પરમાત્મા તારૂં કલ્યાણ કરે. બીજીવાર આવે તો નિરાંતે આવજે. નીલકંઠ મહાદેવનાં દ્વાર સદા ઉઘાડાં છે. જમાદાર સાહેબ! તસ્દી માફ કરજો. આજ પ્રસાદી મંદિરમાંથીજ લેજો, ઉતારો અહીં જ રાખજો. બચ્ચા! તમે તમારી ચોકીપર જાઓ. નિરાધાર નિરપરાધીને હેરાન કરી મંદિરનું નામ વગોવશો નહી."

મહાત્મા અતિથિની પાસે ગયા. એને ખભે હાથ મૂકયો અને બોલ્યા; "બેટા! આના પૈસા આવે તે લઈ પ્રામાણિક ધંધો કરવાનું વચન વિસરી જતો નહી હો." અતિથિ શુમશામજ ઉભો હતો, મહાત્માએ તે તરફ ધ્યાન ન આપતાં કહ્યું:–"તારૂં ગમે તે નામ હો પણ આજ તું પવિત્ર બન્યો છે. તારા હૃદયમાંથી દુષ્ટ વાસના હમેશને માટે લુપ્ત થઈ છે. પેલી છબીના વાલ્મીકિ પેઠે તું રૂષિ થયો છું. જગત તને દુભવશે. તારાં શુભ કાર્યોમાં વિઘ્ન આવશે, દુશ્મન હેરાન કરશે પણ હવે તારા પવિત્ર વિચારો નષ્ટ નહી થાય. આજ પશ્ચાત્તાપના સ્વર્ગીય ઝરણામાં સ્નાન કરી

પુણ્યશાળી બન્યો છે. પુરાણની કથામાં અજામિલ ભીલ પુત્ર નારાયણનું નામ દેતાં સ્વર્ગને માટે લાયક થયો છે. તે તું અજામિલ છે. તારો આત્મા ઈશ્વર આધીન છે. અજામિલ જાગૃત થઈ જા."



## પ્રકરણ ૧૦ મું

## મારો રૂપીઓ

અજામિલે મંદિર છોડયું અને ઉતાવળે પગે જંગલનો રસ્તો લીધો. ખાડા, નાળાં, આંબાવાડીયાં ઓળંગતો ગાડા વાટે ચાલ્યો. ક્યાં જાય છે, ક્યાં જવું છે, એનું એને ભાનજ ન હોતું. એના મનમાં અનેક વિચારો થતા હતા. એ તે શરમિંદો પડ્યો હતો કે બેશરમ થયો હતો તે સમજાતું નહોતું. જંગલમાં ફરતાં બાવીશ વર્ષ ઉપર લાકડાંની ભારીઓ લઈ આવતો તે દિવસો એને સાંભર્યા અને રસ્તામાં કુવા કાંઠે બેઠો. સવારનો નિકળ્યો હતો, પાસે ખાવાનું લીધું ન હોતું, છતાં આજ ભૂખ જ ન લાગી. કુવા પાસે જ વડનું ઝાડ હતું. વડવાઈઓની ઘટા એવી તો છવાઈ ગઈ હતી કે સૂર્યનો તડકો ક્યાં પડે છે તે પણ જણાતું નહી. ડાંગ કુવાના થાળાપર નાંખી અજામિલ હાશ કરી બેઠો. રસ્તાની સડક ઉપર કોઈ કોઈ ગાડાંમાં એકલદુકલ મુસાફર જતા હતા. દૂર ગામડામાંનાં છાપરાંમાંથી ધૂણી નીકળતી હતી. અહીં અજામિલ બેઠો છે, એટલામાં એક દશેક વર્ષનો છોકરો નાની લેંઘી, અને બદન પહેરી કુદતો કુદતો, ઘડીમાં ગાતો તો ઘડીમાં સીસોટી વગાડતો ક્યાંય જતો હતો. હાથમાં બેએક રૂપીઆ હતા, તે ઉંચે ઉછાળતો અને હાથમાં ઝીલી લેતાં ખુશ થતો હતો. અજામિલ કે કુવાની જરાયે દરકાર કર્યા વિના નિર્દોષતાની મૂર્તરૂપ છોકરો સ્વતંત્ર ઉડતા પક્ષીની માફક કલ્લોલ કરતો હતો. કુવા પાસે સડક ઉપર ઉભા રહી વળી રૂપીઆ ઉછાળ્યા અને ઝીલતાં એક રૂપીઓ ગગડી પડ્યો. ગબડતાં ગબડતાં રૂપીઓ જ્યાં અજામિલ બેઠો હતો ત્યાં આવ્યો અને અજામિલે એના ઉપર કોણ જાણે કેમ પગ મૂકયો! પેલો છોકરો રૂપીઓ ખોળતો ખોળતો કુવા પાસે આવ્યો અને બોલ્યોઃ—"મારો રૂપીઓ."

"તારૂં નામ શું ?" "ગણુપત." "ચાલ્યો જા." "મારો રૂપીઓ આપો."

અજામિલે ઉત્તર જ ન આપ્યો.

"મારો રૂપીઓ આપોને ?"

અજામિલે સાંભળ્યું જ નહી કે કેમ, પણ ન ખસેડ્યો પગ કે ન આપ્યો ઉત્તર.

ગણુપતની ધીરજ રહી નહી. પોતાનામાં જેટલું જોર હતું તેટલું અજમાવી અજામિલને ધક્કો માર્યો, પગ ખસેડવા ફાંફાં માર્યાં, પણ પથ્થરની પેઠે બેઠેલો અજામિલ ડગ્યોજ નહી.

"મારો રૂપીઓ આપો," કહેતાં કહેતાં ગણુપતની આંખમાં આંસુ આવ્યાં. પણ અજામિલે પગ ખસેડ્યો નહી અને કરડી આંખે ગણુપત સામું જોયું. ગણુપત દશ વર્ષનો બાળક, એટલે જંગલમાં સંધ્યાકાળની વખતે આ કાણુશી પીંઢારા જેવા દેખાતા રાક્ષસની કરડી નજરથી ત્રાસ્યો. આંસુ આંખમાંજ રહ્યાં અને પાછું જોયા વિના જ જીવ લઈ નાઠો. અજામિલ હજી એજ સ્થિતિમાં હતો, સૂર્ય અસ્ત પામ્યો. દૂર ગાડાનાં પૈડાંનો ચરેડાટ સંભળાયો, અંધારી રાત્રિમાં ગાડાવાળો બળદીયા છૂટા મૂકી ગાડામાં સુતો સુતો

"તું તો હાલને મારે છેતર રે, કરહરણીયા"

ગાતો હતો. અજામિલ ઉભો થયો. સર્વત્ર અંધકાર હતો, તેમાં ભૂતની પેઠે પોતે ઉભો હતો. પગ ખસેડ્યો, ગરીબ બિચારો રૂપીઓ આ કઠિન જમીનમાં સખ્ત દીલના રાક્ષસના પગના ભારથી અડધો દટાઈ ગયો હતો, છતાં પાપમાં પુણ્ય પ્રકાશે તેમ તેજ મારતો હતો. અજામિલ નીચો વળ્યો, રૂપીઓ ઉપાડ્યો, ધારી ધારી જોવા લાગ્યો અને રૂપીઓ ગજવામાં નાંખી એકદમ ઉઠયો. જે દિશામાં ગણુપત ગયો હતો તે દિશા તરફ ચાલ્યો. થોડે છેટે ગયા પછી કોણ જાણે શુંએ થયું ને "ગણુપત, ગણુપત !" ની બૂમો પાડી ઉભો રહ્યો. ચોગરદમ અંધકાર અને શાંતિ ફેલાયાં હતાં. કોઈ તરફથી અવાજ આવ્યો નહી. વડ, આંબાનાં પાદડાંમાંથી પવનનો સુસવાટો આવતો હતો. અજામિલ વળી ચીલા વાટયે દોડ્યો. "ગણુપત," "ગણુપત"ની બૂમ પાડી, પણ કોઈ ન હતું. સામેથી કોઇને આવતો જોઈ ઉભો

રહ્યો. શિવરાત્રિની પૂજા કરી, મધ્યરાત પહેલાં, ઘેર પહોંચવા એક બ્રાહ્મણ આવતો હતો. કપાળમાં ત્રિપુંડ તાણ્યું હતું, હાથમાં આચમની, પવાલું, લોટો હતાં. મહાદેવજીનાં બીલી પત્ર અને નમણ હતાં, પાઘડીમાં ટીપણું હતું. બ્રાહ્મણને જોઈ અજામિલે પૂછયું: "મહારાજ! કોઇ છોકરો મળ્યો?"

"કોઈ મળ્યું નથી."

"મહારાજ! આ રૂપીઓ લઇ એની રૂદ્રી કરજો, બ્રાહ્મણ જમાડજો. ગરીબને આજ શિવરાત્રિ ખાતે જમાડજો. ગણુપત કરીને કોઇ છોકરો આ પાસેના ગામમાં રહે છે?"

"ભાઈ! એવા છોકરાઓને હુ ક્યાં ઓળખતો ફરૂં? મારા ગામનો નહી હોય, આ સામે દેખાય છે એ ગામમાં જો. એ રૂપીઓ હુ લઉં, અને તું ચોર જેવો લાગે છે, તેથી વખત છે ને હુ પીડામાં આવું. મારે નથી જોઇતો."

બ્રાહ્મણભાઈ અંધારી રાતે આ પીંઢારાને જોઈ ડર્યા હતા તે ઉભી પૂછડીએ ગાયત્રી મંત્ર ભણતા ભણતા ચાલ્યા. અજામિલ સામે રસ્તે ચાલ્યો, આગળ ચાલતાં ત્રિભેટો આવ્યો. ત્રિભેટા વચ્ચે હનુમાનજીની દેરી હતી અને હનુમાનજીની દેરીના ઓટલાપર નાળીયેરનાં છોતરાં, કોલસાનાં નામ, વાઘ બકરીની રમતનાં ખાનાં, દેવતાની રાખ વગેરે જણાતાં હતાં. હનુમાનજી અને ઓટલો જોઈ અજામિલને સ્મશાનના ભીડભંજન હનુમાન અને ભરવાડણ સાંભર્યાં. અજામિલ એકદમ ઉભો રહ્યો. રૂપીઓ ગજવામાંથી બહાર કાઢયો. અંધારી રાતે આકાશના તારાના પ્રકાશમાં અજામિલની આંખો આ રૂપીઓ જોતી હતી. એને જાણે તે રૂપીઓ એક મોટો સાપ હોય એમ અજામિલને ડંખવા લાગ્યો અને હનુમાનજીના ઓટલા ઉપર જ ધબ દઈ પડ્યો. "હુ જ અસુર છું, રાક્ષસ છું, પાપી છું." એમ બડબડ્યો. એનું હૃદય પીગળ્યું અને બીજી વાર હનુમાનજી આગળ જ વીસે વર્ષે રોયો.

અજામિલ નીલકંઠ મહાદેવની ડેલીમાંથી નિકળ્યો, ત્યારે મહાત્મા હતો. પ્રામાણિક ધંધો, પવિત્ર જીવન ગાળવા દઢ નિશ્ચય કર્યો હતો. હવે કાં તો પુણ્યની હોડીમાં બેસી સંસાર તરવો અગર નરકમાં સડવું, એ બે રસ્તા છે, એમ તેને લાગ્યું. અજામિલ નામની સાર્થકતા કરવી, કે નીચ ધંધાના

ક્રીડા થવું, એ બે વિચારોથી તેના હૃદયમાં સુર અસુરનું યુદ્ધ જામ્યું. મહાત્મા ગરીબદાસજીના શબ્દ માને તો જીવનમાં ઉંચે જાય છે—હૃદય પવિત્ર બને છે, નહી તો અધઃપાત થતાં ક્યાં જશે તે પ્રભુ જાણે. બન્ને રસ્તા મોહક લાગ્યા. કયો રસ્તો લેવો તે એને સૂઝ્યું નહી. એકંદર દુનિયાના અનુભવ પછી વીશ વર્ષ ખૂની, પાપીના સંગમાં, ક્રૂરતાના રાજ્યમાં રહ્યા પછી હૃદયની કોમળતા ક્યાંથી રહે? એટલામાં હાથમાંના રૂપીઆ તરફ તેની નજર ગઇ અને જાદુઇ લાકડી અસર કરે તેમ તેના હૃદયનો દિવો પ્રકટયો. પેલો રૂપીઓ મંદિરનું પવાલું, લોટો, પોટકી ફેંકી દઉં, એમ થયું. પોતાની નજરે રાક્ષસ, નરાધમ અજામિલ ઉભેલો જોયો, "હું આ? મારી જાતને જોઇને મને ત્રાસ છૂટે છે તો બીજાને એમ થાય એમાં શી નવાઈ? ગણુપત! ગણુપતને ક્યાં ખોળવો! જ્યાં સુધી ગણુપતને ખોળી આ રૂપીઓ એને નહી આપું ત્યાં સુધી મને ઉંઘ નહી આવે." અજામિલ ફરી સ્વપ્નસૃષ્ટિમાં પડ્યો. આંખ આગળ મહાત્મા ગરીબદાસજી ખભે હાથ દઈ હસતા, બેટા કહેતા ઉભેલા જોયા. આ બાજુ રાક્ષસી સ્વરૂપમાં પોતે—બીજી બાજુ મહાત્મા—બંને વચ્ચે અજામિલ થરથરતો હતો. રાક્ષસી સ્વરૂપ ત્રાસ આપતું હતું ત્યારે મહાત્મા શાંતિ પ્રસારતા હતા. રાક્ષસી સ્વરૂપ લુપ્ત થયું, મહાત્મા ઉભા જ રહ્યા. અજામિલ ઢીલો પડ્યો અને પોકેપોક મૂકી રોયો, કેદખાનું, ડામ, નીલકંઠ મહાદેવનો ઓરડો, મહાત્માનો બોધ, છેવટે ગણુપતનો રૂપીઓ નજરે તરી આવ્યાં. ગરીબ બિચારા છોકરાનો રૂપીઓ ઝુંટાવી લીધો તે વધારે સાલવા લાગ્યું. "મારા કહ્યા છતાં એકજ દિવસમાં આવું દુષ્ટ કાર્ય કર્યું." એમ મહાત્મા ઠપકો આપતા હોય એમ લાગ્યા. અજામિલથી ઉંચે જોવાયું નહી; ત્યાં ને ત્યાં નીચો પડ્યો, સાષ્ટાંગ દંડવત કર્યાં અને ક્ષમા માગતો હોય એમ રોતો રોતો પડ્યો જ રહ્યો; કેટલો સમય ગયો તેની ખબર ન પડી; પણ રાતના કોઈ ગાડાવાળાએ ગામમાં વાત કરી કે કુવા આગળ કોઇક રોતો માણુસ પડ્યો છે. અજામિલ શાંત થયો. આગળ પાછળ જુએ છે તો પોતે એકલોજ હતો. કુવાપરથી ડાંગ લીધી અને હલકા હૃદયથી મુસાફરી શરૂ કરી.

—※—

## પ્રકરણ ૧૧ મું

## સહેલાણીઓ

અલબેલી મુંબઇ એક અજબ શહેર છે; એ બેટમાં એવી તો ખૂબી છે કે આખા હિંદુસ્તાનમાં દુકાળથી મનુષ્યો પ્રત્યેક ક્ષણે તરફડી મરતાં હોય; મરકી, કોલેરા આદિ ભયંકર રોગનો ઝપાટો તળ મુંબઇમાં પણ ચાલતો હોય છતાં નવા આવનાર કે મુંબઇના અમુક લત્તામાં રહેનારને, સાંજના પાલવા કે ચોપાટી, કોટ કે કવીન્સ રોડ ઉપર ફરનારને દારિદ્રય, દુકાળ, ગરીબાઇ, મૃત્યુ એ માત્ર કવિની સૃષ્ટિના જ શબ્દ લાગે. એની એજ ગાડીઓ, એની એજ ટ્રામો, એની એજ રેલ્વેટ્રેઇનો મનુષ્યથી ભરપૂરની ભરપૂર; નાટકશાળા, બીલીયર્ડ રૂમો, કલબો અને આનંદ સ્થાનોમાં એનો એજ ઉત્સાહ, એની એજ હસાહસ અને એની એજ મોજમોજાહ. વળી મુંબઈ એટલે સર્વ બંદરોનું બંદર અને સમસ્ત આર્યાવર્તનું કેન્દ્રસ્થાન. રૂમાલ ઉપર કાળી ઉઢાણી મૂકી હોય એવા માથાના વેશવાળા આરબો; ચીનાઓ, જાપાનીઓ, ફ્રેન્ચો, ભાટીયા, કચ્છી, મેમણો અને ખોજાઓ ઉપરાંત અનેક પાઘડીઓનું હાલતું ચાલતું સંગ્રહસ્થાન જોવું હોય તો મુંબઈ જ. મુંબઇમાં પળની કિમ્મત એટલી બધી છે કે મરતા પિતાને મળવા જવાને ફુરસદ પણ પુત્રને નથી હોતી. વ્યાપારજીવન નભાવવાની એટલી હાડમારી છે કે મળવું મુકવું એ અશક્ય મનાય છે.

आत्मानं सततं रक्षेत् धनैरपि दारैरपि।

એ સૂત્ર મુંબઈમાંજ બરાબર પળાય છે. ઘરમાં માંદા પડનારને ઇસ્પીતાલ જ બતાવવાની વૃત્તિ થાય છે; જ્ઞાતિભેદ, ધર્મભેદના યોગ્યાયોગ્ય ઝીણા ભેદને મુંબઇમાં અવકાશ નથી. લગ્ન જેવાં મહાન કાર્યો પણ મીજલસાદિ શોખ આનંદની વસ્તુઓ સિવાય મીનીટમાં પૂરા થતા હોય તો કલાક ચાલે એવી ધીરજ રહી શકે એમ નથી.

આવી સ્થિતિમાં, દ્રવ્ય ઉછળતું હોય, યુવાવસ્થા હોય, આકર્ષણ હોય, સધાન હોય અને જીવન એટલે મોજમજાહ એજ સૂત્ર મનાયું હોય ત્યાં પછી

બીજું શું જોઇએ? ધર્મની સંગીન અસર ન થઈ હોય ત્યાં મૃત્યુનો ભય વિશેષ લાગે છે, અને ત્યારે "ભોગવી લ્યો"–એ વૃત્તિ જાગે છે અને યોગ-રદમમાં ઇંદ્રિયોને તૃપ્ત કરવાના સાધનોનીજ ખોળ થાય છે.

આ વખતે મુંબઈના ધનાઢયોની આવી સ્થિતિ હતી. ગુજરાતમાં હમણાંજ દુકાળ ગયો હતો. મરકી, પ્લેગની રાડ પડતી હતી, લોકો ઘરબાર એમનાં એમ મૂકી નાસતા હતા; કવોરેન્ટાઇનના ખરા અને કહેવાતા જુલ્મની બુમો મુસાફરી કરનારનાં હાંજા ગગડાવી નાંખતી હતી. દસ દસ દહાડા એક સ્થળે, અધવચ રહેવાની સ્થિતિ એટલી બધી ત્રાસદાયક હતી કે મરતા પુત્રને મળવા જવાની હીમત ન હોતી. કયા સ્ટેશને કયારે દાકતર આવશે અને નાડ તપાસી કવોરેન્ટાઇનમાં 'લે જાવ'નો હુકમ આપશે એ કહેવું મુશ્કેલ હતું. આમ છતાં મુંબઈ એનું એજ હતું. શરૂઆતમાં હજારો માણસો દેશ જતા રહ્યા હતા, પરંતુ એનો લાભ લઇ અનેક ધનાઢ્ય પણ બન્યા હતા. તેઓ હવે મૃત્યુથી બી'તા ન હોતા. જેમ જેમ દ્રવ્ય કમાતા જતા તેમ તેમ મુંબઇમાં મોજશોખ ઉડાવતા હતા અને પ્લેગ, દુકાળનાં દુઃખો–ત્રાસ વિસરતા હતા.

આ પ્રસંગે, જે સમયે મુંબઈ અને ગુજરાતમાં જીવનની અનિત્યતા બરો-બર સમજાતી હતી, "આજ રોકડા કાલ ઉધાર"નો બરોબર અમલ થતો હતો તે સમયે ચાર યુવાનો પોતાના પિતાની પેઢીનું કામ કરતા, ઇંગ્રેજી, ફ્રેન્ચ શીખી પારીસ અને યુરોપમાં ઝવેરાતનો ધંધો ખિલાવવાનાં સ્વપ્નાં જોતા હતા. આ ચાર યુવાનોના પિતા અને વડિલો વ્યાપારની મંદીને લીધે સુરત તરફ રહેતા અને અવરનવર મુંબઈ આવતા. આ ચારે યુવાનો જન્મથી જ ગાડી દોડાવે, હીરાનાં બટન પહેરે, એવા ગર્ભશ્રીમંત ન હોતા, પણ એમની સર્વ અભિલાષાઓ પૂરી પડે એટલા પૈસા તેમને મળ્યા જતા હતા.

આ યુવાન ઝવેરીઓ બપોરના બે કલાક ઝવેરી બજારમાં ફરતા, યુરોપી, આરબ ઝવેરીઓને ત્યાં જતા અને સાંજના ફરવા જતા, રાતના ગાન, મુજરા, નાચ હોય જ, અને રાત્રિના બાર એક વાગ્યા વિના ઘેર આવતા જ નહી. એમની પત્નીઓ રાતના એકલી પડતી, ત્યારે મુંઝાતી–

પતિના નિશાચરપણા માટે દીલગીર થતી, પણ 'પુરુષો ગમે તેમ વર્તે' એ માન્યતામાં તેઓ ઉછરી હતી, એટલે સ્ત્રીઓ એટલે દાસી એ ભાવના તેમની હતી, આથી પતિ આગળ તે કાંઈ બોલી શકતી નહી. ચતુર ઝવેરીઓ રાતના આવીને ભોળી વાણીયેણને વહાલથી, લાડથી–ઘરેણાં લુગડાંની વાતોથી અગર કોઇ વાર હીરા કે મોતીની ચુડીઓ–બંગડીઓથી ભોળવતા અને પતિને પરમેશ્વર માનતી આ સ્ત્રીઓ 'હશે, આપણે શું.' 'એ જાણે' કરી શાંત થઈ જતી. આ ઝવેરીઓ ઠાઠમાં રહેતા. કોઇ વાર મલમલનાં અંગરખાં તો કોઇ વાર ચાઇના સિલ્કના કોટ, ઝીકટીકીની ટોપીઓ તો કોઈ વાર પાઘડીઓથી સજ્જ થતા, હાથમાં સોનાના હાથાવાળી રેશમ જેવાં લુગડાંની છત્રીઓ રાખતા. કોલર બટન અને હાથની વીંટી દૂરથી પ્રકાશ આપતા. કપાળમાં નાનો ચાંલ્લો, હોળેલા સુંવાળા શ્યામ વાળ અને ભરેલો આકર્ષક ચહેરો. આવા ઠાઠમાઠથી ઝવેરીઓ જ્યારે મુંબઈના કોઈ કોઇ લત્તામાં ફરતા ત્યારે અનેક અસ્થિર વૃત્તિની સ્વચ્છંદ ઉછરેલી કન્યાઓ–સ્ત્રીઓ ઘડીભર તેમને જોઇ રહેતી. તેમને ગાનતાનનો શોખ હતો એટલે તેમણે એક ઉસ્તાદજીને ત્યાં ફારશી અને ગાયન શિખવા જવાનું શરૂ કર્યું. મુનશીને ત્યાં બેઠક જામતી. એક દહાડો સીતારવાળો, તો એક દહાડો લખનૌનો ઉસ્તાદ નાયકા લઈ આવતો.

મુનશી સાહેબ સુરતના નવાબ કુટુમ્બમાં શિક્ષક હતા એટલે આખા સુરતના નવાબ પોતેજ હોય એમ માનતા. પરદેશી વહેપારીઓ પણ આજ મુનશી પાસે ફારસી લખવા શિખવા આવતા.

મુનશી સાહેબ કોઈ દિવસ ખીલ્યા હોય ત્યારે પોતાની જુવાનીનાં પરાક્રમ–નાચ, મુજરા અને શૃંગારની વાતો કહેતા અને આ યુવાન ઝવેરીના રસને પોષતા. સંગીત વખાણવા બેસતા તેમ સાથે સાથે નાયકણીને ત્યાં પણ લઈ જતા. આમ અભ્યાસ માટે આવેલા ઝવેરીઓને નાયકણને ત્યાં જવું અને બે ગાયન સાંભળી, પાન પટી ખાઇ આવવામાં સંકોચ ન હોતો આવતો. ઝવેરી બજારમાં, બંદર ઉપર દેશદેશનાં માણસો આવતાં અને એમની વાતોમાં, એમના સહવાસમાં ચારે ઝવેરીઓ હોકા તમાકુના વ્યસનમાં પડ્યા.

તેઓ વેશ્યાના આવાસમાં જતા આવતા થયા. આ અરસામાં આ ચારે ઝવેરીઓને મુનશીના સહવાસથી સ્ત્રીઓનો પ્રસંગ પડયો. દુકાળના પ્રસંગે ગરીબાઇને અંગે છોકરીઓ વેચવાનો ધંધો છાનો ચાલતો. આવી છોકરીઓમાં સ્વરૂપવતી કન્યાઓને વેશ્યાઓ વેચાતી લેતી. આપણા ઝવેરીઓને આવી વેશ્યાઓએ ફસાવ્યા. આ સ્ત્રીઓને ખુશ રાખવામાં, એમની સાથે ચંદનીમાં સહેલ મારવામાં, ગાનતાનમાં ઝવેરીઓ પૈસો ને શરીર બરબાદ કરવા લાગ્યા. આ ઝવેરીઓમાં સૌથી નાના ઝવેરીને મળેલી સ્ત્રીનો ઇતિહાસ જુદો જ હતો. એ જાતે બ્રાહ્મણ હતી; નાનપણમાં લગ્ન થયાં હતાં; બાપ કર્મકાંડ કરાવી સંસાર નભાવતો હતો; મા ઘર કામ કરતી અગર કોઇને ત્યાં અડી ઓપટીએ રસોઈ કરતી; પોતે એકલી, ઘરમાં છોકરીને એકલી ક્યાં મૂકવી, સાપનો ભારો ક્યાં સુધી સંગ્રહવો કરી, કન્યાનું લગ્ન કરી દીધું હતું. એ બિચારી પરણી ત્યારે ચોરીમાં જ ઉંઘતી હતી; 'બહેન! ઉઠ તો'–'જો ધુ ધુ વાગ્યું;' 'જો પતાસું આપું,' કરી ઉઠાડી આત્રાં લગ્નનો લાવો લેતો હતો. અને પરણાવી માથેથી ભાર ઉતાર્યો હતો, પરંતુ બે મહિના પછી એક દિવસ આજ કન્યાનો વર–છોકરો ઠાકોરજીનો દિવો કરતો હતો ત્યાં ધોતીયાને ઝાળ લાગી, ધોતીયાની ગાંઠ છૂટી નહી, બુમો પાડી, પણ ઘરમાં કોઈ ન હોતું અને બળી ગયો; એવો સખ્ત દાઝયો કે બીજે દિવસે ગુજરી ગયો. નવ દશ વર્ષની કન્યા વિધવા થઈ. પોતે વિધવા શું એ સમજતી ન હોતી; વર એ શબ્દ જ સાંભળ્યો હતો. માએ દીકરીને વેશ રખાવ્યો હતો, પણ દીકરીને જોઇ બળી જતી. આજ અરસામાં આ વિધવા કન્યાનો બાપ પણ ગુજરી ગયો. માદીકરી એકલાં પડ્યાં, પેટ તો ભરવું જોઇએ, એટલે રસોઈ કરવા જતી ત્યારે દિકરી કોઈ શેઠને ત્યાં છોકરૂં રાખવા રહી. આ શેઠનું ઘર મુનશીના ઘર પાસે જ હતું. છોકરી સવારમાં ઉઠી નોકરીએ આવતી અને ઝવેરીઓ મુનશીને ત્યાં ફારસી શિખવા આવતા. છોકરી બુદ્ધિશાળી, તનદુરસ્ત અને સ્વરૂપવતી હતી. મુનશીને ત્યાં સંગીત ચાલતું અગર ફારસી ચાલતું તે વખત છોકરી શેઠના છોકરાને લઈ ઓટલે બેસતી. આમ દિવસો વહી ગયા. છોકરી ઉમર

લાયક થઈ. નાના ઝવેરીઓનું આવવું અને આ છોકરીનું ઓટલે બેસવું. છોકરી કોઈ કોઈ વાર એવાં મીઠાં હાલરડાં કે ગરબા ગાતી કે નાનો ઝવેરી ફારસી શિખવું ભૂલી જતો. એક દિવસ એવું બન્યું કે ત્રણ ઝવેરીઓ આવ્યા નહી, નાનો ઝવેરી એકલો જ મુનશીને ત્યાં આવ્યો. મુનશી રાતના કોઇ ખાનસાહેબને ત્યાં નાચમાં ગયા હતા તે આવ્યા જ ન હોતા. હવે શું કરવું? રાહ જોવી? એનો વિચાર કરતો હતો ત્યાં પેલી છોકરી ઓટલે આવી, મુનશીનાં બારણાં બંધ છે જાણી બોલીઃ–"આવોને, ત્યાં ઉભા છો તો આ બાંકડે બેસો; મારાં શેઠશેઠાણી પણ કોઇ મરી ગયું છે ત્યાં ગયાં છે." ઝવેરીને એટલું જ જોઇતું હતું. શેઠના ઘરમાં ગયો. છોકરાને વચમાં બેસાડી બે જણાં હિંચકે બેઠાં અને વાતોમાં પડ્યાં. તે દિવસથી બન્નેને એકબીજાને મળ્યા શિવાય ચાલતું નહી. પેલી છોકરીની એવી જ ઇચ્છા હતી કે એનું લગ્ન આની સાથે થાય તો ઠીક. પોતે વિધવા છે, એ એની માથે દુઃખ થાય માટે જણાવ્યું જ ન હોતું. પોતે બ્રાહ્મણ છે અને ઝવેરી વાણીયો છે, એ વાત ધ્યાનમાં જ ન રહી. આટલો ભય દેખાડે છે. ખાનદાન છે એટલે તે છેતરશે નહી, એમ આ વિશુદ્ધ કન્યાની ધારણા હતી. જ્યારે બીજા ત્રણ ઝવેરીઓ નીચ વેશ્યાઓના પ્રસંગમાં પડ્યા હતા, ત્યારે આ ઝવેરી આ કન્યાના મોહમાં પડ્યો અને ગમે તે બહાને ગમે તે સ્થળે છેવટે એ કન્યાને ઘેર મળતો; વખત ચાલવા માંડ્યો. ઝવેરીઓ મોજ શોખમાં એટલા ગુલતાન થતા ચાલ્યા કે દેશમાંથી ઘેર આવવાના સંદેશા આવવા લાગ્યા. પૈસાનો હિસાબ મોકલવો બંધ કર્યો હતો. અભ્યાસ, વ્યાપાર ક્યાં સુધી ચાલ્યો, શું કરે છે તે સંબંધી ઘેર લખતાજ નહિ. આ દિવાળીએ આવીશું કરી બે વર્ષ કહાડી નાંખ્યાં, પણ હવે આ મામલો વધારે વખત ચાલે એમ ન હોતો.

પૂર્ણિમાની રાત્રિ હતી. મુંબઇના પરામાં એક નાની વાડીમાં માળીને પૈસા આપવા કહી મુજરો ગોઠવ્યો, અને ચારે ઝવેરીઓએ પોતાની રમણીઓને લાવવા કબૂલ્યું. માત્ર નાના ઝવેરીને મુશ્કેલી નડી. પરંતુ શેઠને ત્યાં શેઠાણીએ બોલાવી છે એમ કહી ભવિષ્યના માનેલા પતિ ઝવેરી ખાતર

આવવા આ વિધવા કન્યા તૈયાર થઈ. ત્રણે ઝવેરીઓ વાડીમાં ક્યારનાએ આવ્યા હતા. એક બાજુ દુધપાક પુરીની રસોઇ તૈયાર હતી, અને પેલી ત્રણ નાયકણો સંગીતનો સાજ લઈ આવી હતી. આખા ઓરડામાં લાઇટ હતું; ઝુમર, હાંડીઓ સળગી રહ્યાં હતાં. અત્તર, ગુલાબજળ છંટી રહ્યાં હતાં; પાનની પટીઓનો હિસાબ નહોતો. હજી નાનો ઝવેરી આવ્યો ન હોતો. એ આવે ત્યાં સુધી વાટ જોવાને બદલે, 'સંગીત ચાલવા દો'નો હુકમ થતાં નાયકણે શરૂ કર્યું;

કોઇનેભી દેખા યારો મેરા સનમ
મેરા સનમકી યેહી નિશાની
બાંકીસી ટોપી ઉડાતા પતંગ–કોઇને–

જેમ જેમ સંગીત, તબલાં સારંગીની લહેજત આવતી ગઇ તેમ તેમ ઝવેરીઓ કૂદવા લાગ્યા; એકની એક કડી અનેક વાર ઉથલાવી ઉથલાવી ગવાઈ. આમ વાડીમાં સંગીતની હેલી ચાલી રહી હતી તે જ વખત નાનો ઝવેરી પોતાની હૃદયવલ્લભાને લઈ ઉઘાડી ગાડીમાં આવતો હતો. વાડી પાસે આવ્યાં ને "મેરા સનમ"ની ધૂન કાને પડી.

"ઝવેરી! આ તો કોઈ નાયકણનું ઘર લાગે છે. મને ત્યાં ક્યાં લાવ્યા? હું ત્યાં નહી આવું. મને મારી મા પાસે લઇ જાઓ."

"અરે! નાયકણ નથી. મારા મિત્રોની રમણીઓ છે. સંગીત જ્યારે રમણીઓના કંઠમાંથી નિકળે છે ત્યારે જ મજાહ આવે છે."

ગાડી ઉભી રહી, બંને ઉતર્યાં અને વાડીમાં પગ દે છે ત્યાં અંદર ગાયન અને ગાનાર બદલાયાં

મોતી બિના નહી સોતી,
હજારો મોરે કાનકા મોતી–

"ઝવેરી! તમે ગમે તે કહો પણ આ ગાયન જ નાયકણનું. મુનશીને ત્યાં નાયકણો આવે છે ત્યારે આવાં જ ગાયનો ગાય છે. સદ્‌ગૃહસ્થની સ્ત્રીઓ આવાં ગાયન ગાય નહી, તમે મને ફસાવતા તો નથીને? તમે લગ્ન કરવાનું કહો છો પણ કેટલા વાયદા કર્યા? હું નહી આવું. તમારા



ઝવેરીએ કહ્યું:–"હવે જવાય નહિ. ચાલ હવે આજની રાત
મોજ ભોગવી લે.' (ભાગ ૧–પૃ. ૫૫)

પિતાને લખવાના હતા, પણ હજી જવાબ જ ન આવ્યો. મને, તમારા ઉપર વિશ્વાસ રાખનારને છેહ ન દેશો. પરમેશ્વર તમારૂં ભલું નહી કરે. હું આ નાયકણો ભેગી નહીં આવું. તમે જાઓ. હું પાછી જઇશ."

"હવે જવાય નહી. ચાલ હવે, આજની રાત મોજ ભોગવી લે."

બિચારી વિધવા પરાણે ભવિષ્યની આશાએ, અને રખેને ચીડવીશ તો દગો દેશે, એ બીકે અંદર દાખલ થઈ. ઝવેરી મિત્રો "કાનકા મોતી" કરતા હતા તે આવકાર આપવા ઉઠ્યા. ગાનારીઓ આ કન્યાનું રૂપ, કન્યાની મુખમુદ્રા જોઇ ક્ષણ વાર અટકી. પેલીને ક્યાં બેસવું, એ સૂઝયું નહી પણ એજ અરસામાં ભટ 'વખત થઇ છે' કહેવા આવ્યો અને સર્વ મંડળ ખાવા ઉઠ્યું. બહાર ચોગાનમાં આઠ પાટલા માંડી દીધા હતા. બબ્બે પાટલા વચ્ચે રૂપાનો લોટો, ધુપ અને પવાલામાં ચંપો મુકયો હતો. વ્યવસ્થા એવી હતી કે દરેક જણે સજોડે બેસવું અને એ પ્રમાણે ગોઠવાયા. સ્વાદિષ્ટ રસોઇ, ચંદની, પડખામાં હ્રદયવલ્લભા, સંગીતની હમણાં જ રેલાયેલી મીઠાશ, આ ઝવેરીઓને પૃથ્વી ઉપર સ્વર્ગનું ભાન કરાવતાં હતાં. જમતાં જમતાં ભવિષ્યના સંસારની, ચારે જોડાંએ મુંબઇમાં જ રહેવાની, આવી જ ગમ્મત ઉરાડવાની વાતો કરી; 'અમારા જેવું ભાગ્યશાળી કોઈ નહી,' એમ સુંદરીઓને થયું, અને ઝવેરીઓ પણ આનંદમાં ડોલવા લાગ્યા. જમવાનું પુરૂં થયું. પાનસોપારી આવ્યાં અને ઘાટીએ 'ગાડી આવી છે'ની વરધી આપી. "અત્યારથી શું છે ?" કરી એક ઝવેરી ઘાટી ઉપર ચીડાયો. પણ ઝવેરી ધીરે ધીરે લુગડાં પહેરી તૈયાર થયા. પેલી ત્રણ સુંદરીઓ વાડીમાંથી બંગલામાં આવી ગાદી ઉપર પડી અને આ ઝવેરીઓને નીચોવવાના, એમની સાથે સુખ ભોગવવાના વિચારમાં હતી. નાના ઝવેરીવાળી બિચારી દૂર ને દૂર ફરતી; એને આજની મીજલસ જોઈ ઝવેરીઓ માટે હલકો અભિપ્રાય થયો. 'રખેને મને છેતરે—મારૂં ભવિષ્ય બગાડે,' એ ચિન્તા જ તેને ઉત્પન્ન થઈ. એકલી પડતાં રોઉં રોઉં થઈ ગઇ, અને એમને મારી પાસે રાખું એ વિચારે બંગલામાં ગઇ તો ત્યાં પેલી ત્રણ તબલાં વગાડનાર સાથે હાહા ઠીઠી કરતી હતી. ચોગરદમ જોતાં ઝવેરીઓમાંથી

કોઇ હાજર ન હોતું. 'હમણાં આવશે'ની વાટ જોતી હતી ત્યાં માળીએ આવી એક ચીઠ્ઠી આપી. 'અત્યારે ચીઠ્ઠી શાની?' કરી એકે ઉઘાડી અને મજાક કરતી હોય તેમ વાંચી!

"તમે જાણો છો કે અમારે માબાપ, ભાઇભાડુ, બૈરાં છે. અમે પણ નાનપણથી પરણ્યા છીએ. અમારાં સગાંવાહલાં આજ બએ વર્ષથી અમારા નામની બુમો પાડે છે. એમની ધીરજનો આંક આવ્યો છે. આજકાલ અમને લઇ જવામાં આવશે. એ આવે તે પહેલાં અમારે જવું એજ વ્યાજબી છે. માળી તમને આ ચીઠ્ઠી આપશે ત્યારે અમે અમારા ગામ તરફ જતા હોઇશું. અમારા ગામનું, અમારા માબાપનું નામ તમને ખબર નથી. મુનશીનેએ ખબર નથી; એટલે અમારી પાછળ આવવું કે અમારી તપાસ કરવી નકામી છે. અમે ઝવેરીઓ. અમે ઝવેરીઓ નીતિવાન ગણાઇશું. તમે આવશો અગર અમારે વિષે વાત કરશો તો કોઇ માનશે નહી. લોકની નજરમાં હલકાં પડશો એ નકામાં. ઘરબાર છોડી ન્યાતજાત છોડી તમને અમે રાખિયે એ બને જ નહી. એ તો બે ઘડીનો આનંદ. અમે તમને કાંઇ થોડો મોજશોખ કરાવ્યો નથી. હવે બીજા ખોળી લેજો. મુનશી, ભટ, ઘાટી, માળીને પુરતા પૈસા આપ્યા છે, એટલે એ તરફની ચિંતા રાખશો નહી. ભવિષ્યમાં કોઇ જગ્યાએ મળીએ તો ઓળખતાં જ નથી, એમ વર્તજો. નહી તો નુકશાન તમને છે."

એજ, તમારા,

આ ચીઠ્ઠી વાંચતાંની સાથે જ નાના ઝવેરીવાળી રોઇ જ પડી. "હાય! હાય! હવે શું કરીશ? હવે ક્યાં જાઉં? મને મારી મા મારી નાંખશે. મારા શેઠ કાઢી મૂકશે. પરણુશે એ આશાએ એમના પ્રેમના શબ્દોથી ફસાઇ." બીજી સ્ત્રીઓ તો જાણે કાંઇ જ બન્યું નથી એમ ચીઠ્ઠી ફેંકી ચાલતી થઇ. ગરીબ નિરાધાર ફસાઇ પડેલી વિધવા માળીને સમજાવી રાત ત્યાં પડી રહી, વહાણું વાતાં પહેલાં ચાલી ગઇ.



# પ્રકરણ ૧૨ મું

## બાળકો

ગુજરાતના એક નાના ગામની પાધરે એક નાનું ઝુપડું હતું. ઝુપડાંની બહાર માટીથી લીપેલો ઓટલો હતો, ઓટલા ઉપર વચમાં શોભિતો તુળસીનો ક્યારો હતો. ઝુપડાંના છાપરા ઉપર નળિયાંને બદલે તાડપત્રીઓ નાંખી હતી. ઝુપડાંમાં ભીતમાં જ હવા અને અજવાળા માટે બે બાકોરાં હતાં. ઝુપડાંની આસપાસ થોરની કાંટાની વાડનો વંડો હતો. એ વાડમાં ઠેરઠેર રસ્તા થઇ ગયા હતા. એક બાજુ લીંબડાનું ઝાડ હતું અને બીજી બાજુ પીપળો હતો. પીપળા પાસે છાણાનો ઢગ સળગતો હતો અને એમાં ગાડાના પૈડાની લોખંડી વાટ તપતી હતી. લીંબડા તળે એક ભાંગેલા ગાડાનો આગલો ભાગ વર્ષો થયાં કટાતો પડ્યો હતો. લીંપેલા ઓટલા ઉપર એક બાઇ બેઠી બેઠી ખીચડી વીણુતી હતી. પગના અંગુઠામાં ઘોડિયાની દોરી વીંટાળી પગ હલાવી અંદર સુતેલા બાળકને લાંબી દોરી હલાવી વખતો વખતઃ—

"હાલ, વાલને હુવા, લાડવા લાવશે ભાઇના ફુવા;
ફુવાના શો ફોક, લાડવા કરશે ગામના લોક."

"હાલ, હાલ." કરતી સુવાડતી હતી. પેલા ભાંગેલા ગાડાની ધુંસરીને બે છેડે બે બાળક બેસતાં અને એક બીજાને ઉછાળી હસતાં. આ બન્ને છોકરીઓ જ હતી અને એક અઢી વર્ષની હશે તો બીજી માંડ દોઢ વર્ષની હશે. બન્ને બાળકો ગામડામાં રહેતાં. આ સામાન્ય ઝુપડામાં ઉછરતાં હતાં, છતાં ગોરાં તો નહી પણ તંદુરસ્ત અને સ્વચ્છ હતાં, બન્નેએ નાનાં ઝભલાં પહેર્યાં હતાં અને હસતાં હસતાં કુદતાં કુદતાં વારંવાર માતાની તરફ જોતાં હતાં. "વાગશે ને માથું ફોડશો," "માનતાં નથી કે?" એમ હાલરડાં ગાતી ગાતી બુમો પાડતી અને છોકરાં હસતાં તે ભેગી હસતી. સંધ્યાકાળ પડવા આવી હતી. અસ્ત પામતો સૂર્ય દૂર વૃક્ષોમાંથી નહી જેવો દેખાતો હતો. ગામના દેવળમાં આરતીઓ થવી શરૂ થઈ હતી અને

ખેતરોમાંથી ખેડુતો, ગાયો, ભેંસો ધીરી ધીરી પાછી ફરતી હતી, રમતા બાળકોની માતાનું ધ્યાન ખીચડીમાં હતું. પગ ઘોડીયાનો દોરો હલાવતો હતો, ત્યાં એકદમ તેને કાને અવાજ પડ્યો.

"બહેન! આ બે છોકરાં તમારાં છે? કેવાં રમે છો!" ખીચડી વીણતી માતાનો પગ એકદમ હાલતો બંધ થયો. ઉંચું જોયું તો પોતાની સામે એક સુંદર, સ્વચ્છ, શોકગ્રસ્ત સ્ત્રી ઉભેલી છે. એ સ્ત્રીના હાથમાં એક બાળક હતું, પેલાં બે બાળકોને રમતાં જોઈ આ બાળકે પણ માતાની કેડમાંથી ઉતરવા ફાંફાં માર્યાં, માતાએ ઇચ્છાએ કે અનિચ્છાએ ઉતાર્યું અને બાળક પેલાં બે બાળક પાસે દોડી ગયું. ઉભેલી સ્ત્રી મજુર વર્ગની ન હોતી; તેમ કોઇ ઉચ્ચ ખાનદાન કુટુંબની પણ લાગતી ન હોતી; આમ છતાં તેનો પહેરવેશ, તેની બોલવાની છટા, તેની પુત્રીનું ઝભલું, એ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે, એ બાઈ મધ્યમ વર્ગની પણ સંસ્કારી હોવી જોઇએ. સુંદરતા, કુદરતી સુંદરતા, દુઃખ–દારિદ્રયથી નષ્ટ થયેલી લાગતી હતી. બાળકને સ્તનપાન શિવાય લગભગ ત્રણ ચાર વર્ષનું હોવા છતાં બીજું કાંઈ મળ્યું હોય એમ જણાતું ન હોતું, અને દિવસભર સ્તનપાન અને શરીર સાચવી રાખવા યોગ્ય ખોરાકને અભાવે એ સુંદરીની છાતી નિસ્તેજ થઈ હતી. શરીર કોમળ છતાં વાસણ ધોવાથી કુવાનાં દોરડાં ખેંચવાથી હાથમાં કાપા હતા, હાથો ખરબચડા હતા. એણે માત્ર છાલ જ પહેર્યું હતું, પણ એ છાલ સ્વચ્છ રાખવાની ચીવટ હશે એમ સ્પષ્ટ જણાતું હતું.

આ નિસ્તેજ સુંદરી તે આપણા નાના ઝવેરીવાળી વિધવા. તે દિવસની મીજલસ પછી આ સુંદરી કોઇને મળી ન હોતી, મળી શકી ન હોતી. રખેને શેઠ માતાને કહે કે 'રાત્રે ન હોતી આવી અને રખેને માતા પૂછે' એ બીકે આ સુંદરી સહજ પણ બહાર નીકળતી ન હોતી. એકાદ વાર રસ્તામાં કોઇની ગાડીમાં પેલી ત્રણમાંની એકને જોઈ, સુંદરી ઉભી જ રહી, પણ પેલીએ ઓળખવાની, બોલાવવાની તસ્દી જ ન લીધી અને ન બોલાવે એમજ તે ઇચ્છતી. બ્રાહ્મણની કન્યા અને નાનપણમાં વિધવા થયેલી એટલે આડે રસ્તે ન જાય માટે શાસ્ત્રી પાસે મોકલતાં. ત્યાં જરા સંસ્કૃત અને

નહી જેવું ગુજરાતી ભણેલી. ગરીબ વર્ગમાં પુસ્તકોની અનુકૂળતા ક્યાંથી હોય? થોડા દિવસ પછી તો ઝવેરી જરૂર પત્ર લખશે અને આવશે; આપેલું વચન પાળશે, એમ આશામાંને આશામાં દિવસ ગાળ્યા; પરંતુ દિવસ ઉપર દિવસ ચાલવા માંડ્યા અને બિચારી વિધવા માતાને કહી શકી નહી. શેઠને ત્યાં ખબર પડ્યા વિના રહેવાની નથી, એમ માની એકાદ બે વાર મુનશીની મારફત નાના ઝવેરીનો પત્તો મેળવવા તજવીજ કરી, પણ નિરર્થક "હાય! હાય! હવે! હું વિધવા! મારી સ્થિતિ મારી માતા કે શેઠ જાણશે તો મને ઘડી ઉભી રાખશે? હાય! હાય! હું ફસાઇ! મારી સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું. પરંતુ લગ્ન થયાં પહેલાં હું કેમ તાબે થઇ? એજ મારો જ દોષ! ઉમર લાયક થઈ ત્યાંસુધી હું વિધવા છું એમ મને મારી માતાએ જણાવા ના દીધું. સૌભાગ્યની સર્વ નિશાનીઓ મારી પાસે હતી. શેઠને ત્યાં નોકરો મારી મશ્કરી કરતા, શેઠાણી મને વર ખોળી આપવા કહેતાં ત્યારે મને શી ખબર કે હું વિધવા છું. માતાએ મોડું કર્યું-પણ હું બ્રાહ્મણ, એ ઝવેરી, એ પ્રસંગ જ આવવા કેમ દીધો? એજ મારો દોષ. મને એની શિક્ષા થાય છે. પરંતુ જન્મનાર બાળકનું શું? અરે રામ! હું વ્યભિચારિણી નથી. હું પતિત થવા ઇચ્છતી નથી, હું કન્યા જ છું એમ માની વિવાહિત થવા ઇચ્છતી હતી. હું પાપીણી નથી. લગ્નની આશાએ મીઠા બોલે, સંસારભોગે મને ફસાવી. હવે સમય પાસે આવ્યો છે." માતાને કહેવાની હિમ્મત ન હોતી. એક રાત્રિએ શેઠને ઘેર જવાને બદલે શહેર બહાર પરામાં એક કુંભારણને ત્યાં ગઈ. એ કુંભારણ શેઠને ત્યાં માટલાં લઈ વારંવાર આવતી ત્યારે સુંદરી જોડે બે ગપ્પાં મારતી. વાતમાં ને વાતમાં ખબર પડી હતી કે કુંભારણ પરણેલી ન હોતી પણ એનો વર જાતે સુથાર હતો. ગામમાં ફજેતીની બીકે કેટલાંક વર્ષથી અહીં આવી વસ્યો હતો, અને સુથારને બદલે કુંભારનો ધંધો લીધો હતો.

કુંભારણને એકાન્તમાં બોલાવી સર્વ હકીકત કહી અને કુંભારણે આશ્રય આપ્યો. શેઠને ત્યાં, માતાને ત્યાં હોહા થઇ, પણ ગરીબનું કોણ બેલી? વળી ફજેતીની બીકે માતા મુંગીજ રહી. કોઇ મુસલમાનની બીબી

થઇ હશે, કોઈ મરાઠો ઉપાડી ગયો હશે કોઇને લઇ નાસી ગઇ હશે, એમ તરેહવાર ગપ્પાં ચાલ્યાં અને શમ્યા. સમય જતાં સુંદરીને કન્યા જન્મી અને હૃષ્ટપુષ્ટ સુંદર કન્યા જોતાં હર્ષ અને શોક થયો. આનું ગળું દાબી દઉં—ઉકરડે નાંખું, એમ ક્ષણ વાર વિચાર થયો, પણ માતાની પવિત્ર વૃત્તિએ હૃદય ઉપર સામ્રાજ્ય મેળવ્યું અને માતા પ્રાપ કરતી અટકી, ગરીબ પણ પ્રામાણિક કુંભારણ સુંદરી પાસે કામ કરાવતી, પણ એની મજુરીના પૈસા જુદાજ રાખતી. સુંદરીના ખાધાખરચનો હિસાબ હતોજ નહી. કુંભાર અને કુંભારણ સુંદરીને પોતાનાજ બાલક તરીકે માનતાં અને એને જન્મભર પોતાને ત્યાંજ રાખવા ચહાતાં હતાં. પરંતુ સુંદરીને તેમ પાલવે એમ ન હોતું. સાધારણ રીતે કુંભારણજ માટલી લઈ ગામમાં જતી, પણ કોઇ કોઇ વાર ગામના પ્રતિષ્ઠિત કુટુમ્બના નોકરો તેને ત્યાં માટલાં લેવા આવતા અને નવીન માણસને આવતા દેખી સુંદરી અંદર ભરાઈ જતી. સુંદરીને આ સ્થિતિ ઠીક ન લાગતાં એક દિવસ રાતનાજ કુંભારણને સમજાવી બાલક કન્યાને તેડી મુંબઇ છોડ્યું. મુંબઇનાં પરાંને છેલ્લા રામ રામ કર્યા. કોઇ દિવસ નહી ચાલેલી તેને બાલકને ઉપાડી ચાલવું મુશ્કેલ લાગ્યું. રસ્તામાં ચોર, લુચ્ચા લોકનો ભય, અંધારૂં, લાંબી મજલ અને જવાનું સ્થાન અનિશ્ચિત, આમ રખડતી રખડતી વળી કોઇ કોઇ વાર રેલ્વેનો લાભ લેતી નાના ઝવેરીનો પત્તો મેળવવા ભટકી. પણ તેનો પત્તોએ ન હોતો.

જે વખતે આ સુંદરી આ સ્થળે આવી ચહડી તે વખતે સૂર્યાસ્ત થવા આવ્યો હતો. આગળ જવું કે આ ગામમાંજ રાત રહેવું એનો વિચાર કરતી ઉભી હતી ત્યાં બે બાલકને ગાડી પાસે રમતાં જોયાં; કુદરતી બાગનાં બે સુંદર પુષ્પો જોઇ સુંદરીને આનંદ થયો અને ઘડી વાર વિચાર કરી ઓટલા ઉપર ખીચડી વીણતી બાઇ પાસે જઇ ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો.

"હા, અલી! તારે શું કામ છે? તું કેમ આવી છે?"

"બહેન! હું વિધવા છું. આ છોકરીનો બાપ હમણાંજ મરી ગયો છે. આટલી છોકરી છે. મારે માબાપ નથી. એના બાપ રસોઇ કરતા. બે પૈસા હતા ત્યાં સુધી ખાધા. હવે આપણે બાયડી માણસને હજાર જાતની બીક.

બહેન હવે મુંબઇમાં રહેવું ગમતું નથી. આ બાજુ ગુજરાતમાં ક્યાંઇ જઇશ ને જો બનશે તો કમાઇ આને મોટી કરીશ."

આ વાત થાય છે ત્યાં તો ત્રણે છોકરીઓ જાણે ઘણા દિવસથી સાથે રમતાં હોય, ઓળખતાં હોય એમ રસથી–વ્હાલથી રમવા લાગી, અને બન્ને માતાઓને આ બાલકોને આમ સાથે નિર્દોષ પ્રેમથી ન્યાતજાત, ધર્મસ્થિતિનો જરા પણ વિચાર કર્યા વિના રમતાં જોઇ ક્ષણવાર ભેદ વિસરાયો અને એટલે બેઠેલી બાઇએ પ્રશ્ન કર્યો.–

"બેસ બા! તારી છોકરીનું નામ શું? એ કેટલાં વર્ષની થઈ?"

"બહેન! એનું નામ મેના અને એ લગભગ અઢી ત્રણ વર્ષની થઇ." કુંભારણે આપેલું નામ કહેવું કે છુપાવવું એનો ક્ષણમાં વિચાર કરી નામ ફેરવી સુંદરીએ ઉત્તર આપ્યો.

"મેના? ખરેખર મેના જેવી જ છે. મારી મોટી જેવડી જ."

આ વખતે ગાડા પાસે ગમત થઇ હતી. છોકરાં રમતાં હતાં ત્યાં એક ગોકળગાય ઉડતી આવી. એને પકડવામાં, એને ફુંક મારી ઉરાડવામાં ને પાછી પકડવામાં ત્રણે એટલાં ગુલ્તાન થયાં હતાં ને એટલાં કુદતાં હતાં કે આ બન્ને માતા ક્ષણવાર તો પોતપોતાના બાલક સામું જોઇ જ રહી.

"છોકરાંને ભળી જતાં કેટલી વાર! કોઇ કહેશે કે ત્રણે ભાંડુ છે." પેલી વિધવા સુંદરીના મનમાં હશે કે કેમ પણ ત્રણે ભાંડુ એ શબ્દ કર્ણ પર અથડાતાં જ હૃદયમાં વિજળીનો ઝબકારો થયો અને મોં ઉપર લોહી ચડી આવ્યું. નવો જ વિચાર સ્ફુર્યો હોય એમ એકદમ બોલી.

"બહેન! મારી છોકરીને તમારી છોકરીઓ સાથે રાખશો?" એક માતા, પોતેજ નવ માસ ભાર વેઠેલો એવી માતા આમ માતૃભાવ ભુલી જઇ પોતાના બાલકને આમ પરાયાને સોંપવા તૈયાર થાય, એ વિચારજ મંછીને નવો હતો. મંછીના હૃદયમાં શા શા વિચારો થયા એ સુંદરીના લક્ષમાં આવતાંજ બોલી.

"બહેન! તમે મારે માટે સારો ખોટો વિચાર ન લાવશો. હું હવે એકલી પડી છું. મારૂં રહેવાનું ઠેકાણું નથી. આ નાની છોકરી હોય તો

કોઈ નોકર રાખે નહી અને એકલી હોઉં તો સગવડ. વળી હું વિધવા મારે માટે લોકો ગમે તેવો અભિપ્રાય બાંધે. તમારાં બે છોકરાંને આમ સંપસંપી રમતાં જોયાં એટલે જ મને લાગ્યું કે માનું હૈયું કોમળ હોવું જોઇએ. મને નોકરી મળી. ઠેકાણે પડી કે તરતજ મેનાને તેડવા આવીશ. ત્યાંસુધી નહી રાખો ?"

હા કહેવી કે ના કહેવી એ વિચારમાં મંછીએ પીપળાના વૃક્ષ પાસે કામ કરતા પુરૂષ તરફ જોયું.

"બહેન ! હું તમને દર મહીને પાંચ રૂપીઆ મોકલીશ."

અત્યાર સુધી છાણાને આમ તેમ ઉથલાવતો, પૈડાની વાટ મોટા સાંઠાથી હલાવતો જાણે વંડામાં કાંઈ છેજ નહી એમ વર્તતો જલુ છેલ્લી રૂપીઆની વાત સાંભળતાંજ તાડુકીને બોલ્યો:-

"સાત રૂપીઆ શિવાય કાંઈ નહી બને અને છ મહિનાના અગાઉથી આપવા પડશે. બેતાળીસ રૂપીઆ મૂકે પછી વાત-"

"બહેન સાંભળ્યું ?" "હા બહેન !"

"અને પરચુરણ ખરચના દસ રૂપીઆ."

"બહેન આપીશ. મારી પાસે સાઠ રૂપીઆ છે. મને આઠ રૂપીઆ ઘણા છે. આ છોકરી માટે પચાસ રૂપીઆ ખરચવા તૈયાર છું પણ બહેન એને-" એટલું કહેતાં કહેતાં—અનાથ વિધવાના સ્નેહનો એકજ આધાર ત્યજી દેવાના વિચારે હૈયું ભરાઇ આવ્યું અને આંખમાંથી આંસુ નિકળી પડ્યાં. લાલચોળ દેવતામાં સખ્ત લોખંડ પણ લાલચોળ થયું હતું. નરમ બન્યું હતું, પરંતુ તે નરમ બનાવનારનું હૈયું નરમ ન હોતું. રખેને પોતાની વહુ પેલીના આક્રંદથી પીગળે એ બીકે ત્યાં ને ત્યાંથી જ બોલ્યો; 'અને ચાલુ પહેરવાને ઝભલાં છે કે નહી ?'

"બહેન ! એ આ બે છોકરીઓના બાપ છે."

"હશે. બહેન ! આ નાની પોટલીમાં મેં હાથે શિવેલાં ઝભલાં છે. એ એને હમણાં ચાલશે. લ્યો."



"હશે બેન!" રૂંઢરી બોલી; "આ નાની પોટલીમાં મેં હાથે સીવેલાં ઝભલાં છે.......લ્યો." (ભાગ ૧–પૃ. ૬૨)

પેંડાંની વાટ તપાવતો તપાવતો આડી આંખે ઝબલાંની પોટલી આપી કે કેમ તે જોયું; અને તે વિધવા પોતાની પુત્રીને લઈ રાત પડવાથી અહીંજ રહી; પણ આખી રાત જરાયે આંખ મીચી ન હોતી–રામચંદ્રજીએ વનમાં તજેલી સીતાને જેટલું વ્હાલ દર્શાવ્યું નહી હોય, શ્રીરામ લક્ષ્મણને વનમાં મોકલતાં દશરથ, કૌશલ્યા કે સુમિત્રાએ જેટલું વ્હાલ દર્શાવ્યું નહી હોય, ધ્રુવની માતાએ ધ્રુવજીને વનવાસ જતાં જેટલું આલિંગન નહી દીધું હોય, તેથી દશ ગણું આલિંગન સુંદરીએ આ નિર્દોષ મેનાને આખી રાત્રી દીધું. મેના નહોતી જાણતી કે તેની વ્હાલી માતા એને ત્યજી કદાચ ફરી ન મળવા માટે ચાલી જવાની હતી. મેના, અંધ પ્રેમના પરિણામ રૂપ મેના, પાપી પિતાની પવિત્ર પુત્રી જનસમાજની બીકે આજ ત્યજવી પડે છે. સુંદરી આખી રાત રોઈ. બાઈ તો ઠીક પણ છોકરીઓનો પિતા ક્રૂર છે. મારી મેનાને મારી તો નહીં નાંખે? નિશ્વાસ નાંખી, ભૂતકાળના નાના ઝવેરી સાથે મોટી મોટી આશામાં ગાળેલા દિવસો સંભારતાં સુંદરી બાળકને સ્તનપાન કરાવતી છાતી ઉપરજ રાખી વાંસે હાથ ફેરવતી ઉંઘીજ ગઈ. પ્રભાતમાં મંછીએ ઉઠાડી ત્યારે સફાળી ઉઠી, પાડપાડોશીમાં ટીકા થાય એ બીકે વ્હેલી ચાલી. મેના ગરીબ મેના હજી ઉઠી નહતી. ઉંઘતા પુષ્પને એક ચુંબન આપી સજળ નેત્રે સુંદરી 'જો જો બહેન! હું આવીશ' કરી ચાલી. પાડોશણ ચબરાક હતી. મંછીની સાથે દહાડામાં દશ વાર પાણી ઢોળ્યું, તારી છોકરીએ મારા છોકરાને માર્યો, કરી લડતી તેણે બીજીને ધીરે રહી કહ્યું.

"અલીઓ! કાલ સાંજનાં મંછીને ત્યાં એક બાઈ છોકરી લઈ આવી હતી પણ અત્યારમાં ગઈ ત્યારે એકલી જ ગઈ."

"જા જા, હવે તને તો ગામની ચોવટ."

આ શબ્દો મંછીને કાને પડ્યા ન પડ્યા ત્યાં જલુઠાર મંછી પાસે આવ્યો. સવારના પહોરમાંજ સ્વરતી સંભળાવતો બોલ્યોઃ 'રાંડ! તારે તો છોકરી અમથી રાખવી હતી. આટલી ધાડ ઓછી છે! મારે વાણીયાને

આપવાને રૂપીઆ જોઇતા હતા. મુદત પાકી હતી. ગળે ફાંસો ખાવા વખત આવત. પણ તેં રંગ રાખ્યો. ચાલ આજ લાપશી રાંધજે.'

"તમારે શેં નહી, મારે આમાંથી છાલ લેવું છે."

"લેજે-પછી કાંઇ."

---

## પ્રકરણ ૧૩ મું
## મુંગી મેના

જલુઠાર અને મંછી ગામ બહાર રહેતાં, પાસેજ ગામનો ઉકરડો હતો અને ઉકરડા રૂપજ હતાં. અમાસ, વ્યતિપાત, રવિવારે ગામડાંનાં વ્હેમી લોકો ગામના પાદરે ઉતાર મૂકતાં અને મંછી છોકરાંને મોકલી ઉતાર મંગાવી લેતી. જલુઠાર વાટ તપાવતાં, ગાડાં સમાં કરતાં, આવતાં જતાં સાથે હજાર વાર લાકડીઓ ઉરાડતો. મુદતે અને પ્રામાણિકપણે કામ કરી આપવું, એ એનો સ્વભાવજ ન હોતો અને સંધ્યાકાળે કામથી પરવાર્યાં પછી તાડી, મહુડી વગર ચાલતું જ નહી. ભોળાં ભલાં ગામડીયાં મંછી આવી હોય ત્યારે છોકરાંને ખવડાવતાં, ઉઘાડાં રાખતાં કે સારાં લુગડાં પહેરાવતાં ખંચકાતાં; કારણ "હાય હાય તમારો છોકરો તો ખાસ્સું દુધ પીએ છે." "તમારી છોકરીને લુગડાં ઠીક શોભે છે," એમ કહ્યું કે આઠ દિવસમાં એ છોકરૂં માંદું પડવાનું જ. મંછી ડાકણ એ ખાનગી નામ હતું, અને ડાકણના સર્વ ગુણો તેનામાં હતા. જલુઠારને માત્ર વા જોડે લડવાની ટેવ હતી. વ્યસનમાં, ભંજનમાં બે ફુંક મારવાની ટેવને લીધે પૈસાની હમેશાં તાણ પડતી એટલે જેને તેને આપો કહેતાં શરમાતો નહી, અને પૈસાને લોભે હૃદય બહેર મારી ગયું હતું. જગતમાં કેટલાક એવા પણ આત્માઓ છે કે જેમને પ્રકાશ કરતાં અંધકારજ વધારે પ્રિય હોય છે, જગતની પ્રગતિ સાથે પ્રગતિ કરવાને બદલે પાછળ જ હઠે છે અને દિવસ જતાં પાપમયજ બની રહે છે.

પૈસાને માટે, લુંટને માટે, નાનપણુમાં બેધડીના આનંદ માટે કોઇ

વાર દેશી રાજ્યોમાં મુસલમાન લશ્કરમાં તો કોઇ વાર મરાઠા લશ્કરમાં જોડાયો હતો. હાથ મારતો બહાદુર સિપાઇ બચ્ચામાં ખપાવતો. ખાન-ખાનાન, શિવાજી, ફીરંગી, પેશ્વાની આગલી પાછલી સાંભળેલી વાતો કહેતો, અને આસપાસનાં ઘરોમાં જલુ ઠારની વાતમાં રસ રેડાતો. ધણીધણીઆણી કોઇ દિવસ ખુશ મિજાજમાં હોય ત્યારે ભૂતકાળની વાતો કહી, એક બીજાનાં પરાક્રમો કહી આનંદ પામતાં અને છોકરાંઓનાં કાનમાં અજ્ઞાનતામાં અનીતિના રસ્તાના રણકારા વગાડતાં.

મેના નિમિત્તે સુંદરી પાસેથી પડાવેલા પૈસા આવતાં જલુ ઠારને ભવની ભાવટ ભાગી એમ લાગ્યું. વગર ઉઘરાણીએ વાણીયાને ત્યાં ચાલી ચલાવી જઇ પૈસા આપી આવ્યા અને લાપસી ખાઇ નિરાંતે ઉંઘ્યા; મેનાને છાતી સરસી ચાંપી, ઓકીયો કરી અને પોતાની છોકરીઓ કરતાં સહજ પણ ઉણપ ન આવવા દેવા નિશ્ચય કર્યો. પણ બીજે જ મહિને પાછી પૈસાની તાણ પડી. મેનાનાં કપડાં મેનાના શરીર ઉપર તો શેનાંજ હોય? ઉતરેલાં કપડાં જ મેનાના નશીબમાં આવતાં, આમ થતાં ધીરે ધીરે મેના ભારે પડવા લાગી. ઘરમાં ધાન, કપડાંની તાણ અને નાની અગવડો મેનાને લીધેજ પડવા લાગી. પોતાની છોકરીઓના ખાધા પછી જ મેનાને જમવાનું મળતું. થાળીઓ ખસેડવાનું, વૈતરૂં કરવાનું કામ મેનાનું જ હતું. જે મેના પહેલે દિવસે જલુ ઠારને વ્હાલી હીમ જેવી લાગી હતી, જે મેના પહેલે દિવસે સગી બહેન પેઠે છોકરીઓ ભેગી રમતી હતી, તે મેનાને દહાડામાં દસ વાર છણકા ખાવા પડતા. મારનો તો હિસાબ જ ન હોતો અને સવારથી તે સાંજ સુધી પગ વાળી બેસવાનો વારો જ ન હોતો આવતો. કોઇ ખેપીઆ જોડે, કોઇ આવતા જતા જોડે, દર મહિને સાત રૂપીઆ સુંદરી ગમે ત્યાંથી મોકલતી. મેનાની ખબર પૂછાવતી કે ટપાલમાં અને જવાબમાં "મેના કલ્લોલ કરે છે" એ સંદેશો મળતાં વ્હાલસોઇ સુંદરી ક્ષણ વાર સ્વર્ગ સુખ ભોગવતી. મહિના ને મહિના ચાલ્યા અને નિયમિત પૈસા મળતાં જલુ ઠારને કહેવાનું રહ્યું નહી. પરંતુ મેના, મધુરી મીઠી મેનાએ મંછીના જીવનનો રસ લુંટી લીધો. પરમા-

ત્માની જ કૃપાથી મેના કચરાતી ઝૂંદાતી મેના વધારે આકર્ષક થતી ગઇ. એનો સુંદર ચહેરો, એનો કંઠ, એના નાજુક અવયવો અને ગમે તેવો પોશાક મેનાને મોહક અને પ્રભાવશાળી બનાવવા બસ હતાં. મંછી, ઇર્ષાળુ મંછી મેનાને જોતાંજ બળી જતી. એકનું એક ઝભલું, કે ઓરણું મેનાના શરીર ઉપરથી કઢાવી પોતાની છોકરીઓને પહેરાવતી. મેના સારૂં ગાય ને તને કેમ ન આવડે કરી છોકરીઓને ધોઇ નાંખતી. મેનાના દેખતાંજ પોતાની છોકરીઓને ખોળામાં બેસાડતી, ચોટલો વાળી બચ્ચીઓ કરતી. મેનાને ધૂતકારતી. પરંતુ મેના, મુંગી મેના, ત્રાસ પામેલી મેના માર સહન કરતી. પોતાનીજ નજરે પોતાની બહેનોને લાડ લડાવતી જોતી એકલી એકલી ફરતી. નાનપણમાંજ ગંભીર સહનશીલ બની ગઇ હતી. "મા તેવી દીકરી અને ઘડો તેવી ઠીકરી" એ ન્યાયે બન્ને છોકરીઓ મેના પાસે કામ કરાવતી, મેનાને મારતી, મેનાને રોવડાવતી અને મેનાને દૂર ને દૂર રાખતી. મેના ત્યજાયેલી તિરસ્કારાયેલી મેનાની કોઇ દરકાર રાખતું ન હોવાથી પાડપાડોશીમાં જતી ત્યાં દાદ ફરિયાદ ગાતી અને એક શાસ્ત્રીના કુટુમ્બના પરિચયે નહી જેવું વાંચતાં લખવા શીખી. શાસ્ત્રીની છોકરી વિધવા હતી. એને આ દુઃખી નિર્દોષ કન્યાપર વાત્સલ્ય ભાવ જાગ્યો અને વખત કહાડી વાતોમાં–વાંચવા વંચાવવામાં પ્રોત્સાહિત કરતી. "થોડા દિવસમાં લઇ જઇશ" કહેલું છતાં હજી સુધી સુંદરી લઇ ગઇ નહી અને નિયમિત પૈસા આવી જતા એટલે જમાનાના ખાધેલા જલુ ઠારને વ્હેમ આવ્યો. 'છોકરી એ વિધવાની જ હોય તો! વિધવા ન હોય અને કાંઈ ગોટાળો હોય તો!' એ શક પડતાં જ એ બહાને એને નિચોવાશે એમ ધારી જલુ ઠારે, 'છોકરી મોટી થઈ છે. હવે એટલે પૈસે થાય નહી—વખત બારીક છે, હવે અમારાથી થતું નથી. લઇ જાવ' કરી સાતના બાર રૂપીઆની માંગણી કરી, અને ઉત્તરમાં બાર રૂપીઆ આવ્યા, ત્યારે જ જલુ ઠારને એમ થયું કે પંદર માગ્યા હોત તો ઠીક. વર્ષ ગયું અને પંદરના અરાઢ થયા. મેના ઘરની નોકર બની. કુવેથી પાણી લાવવું, બજારમાંથી લાવવું હોય તો તે, ઘર વાળવું કચરો કાઢવો, છોકરાનાં લુગડાં ધોવાં, વાસણ માજવાં એ મેનાની જ ફરજ ગણાઇ. પંદર,

અરાઢ રૂપીઆ ઓછા પડતા અને એમની ઇચ્છા પ્રમાણે બાર મહિનાના અગાઉથી રૂપીઆ મોકલતા નહી તો તેટલે દરજ્જે સુંદરી અનિયિમત લેખાતી.

સુંદરી આટલે વર્ષે પાછી આવે અને તે દિવસની સાંજ સંભારી મેનાને જુવે તો મેનાને ઓળખે કે કેમ તે શક છે. સુંદરતાના અંશો હતા. મોહકતા હતી, નિર્દોષ બાલીશતા હતીઃ પણ તંદુરસ્તીની લાલાશ, હૃદયની પ્રફુલ્લતા, હોંશ, ઉમંગ સદાને માટે નષ્ટ થયાં હતાં. જે સમયમાં અસ્ખલિત હાસ્ય, આનંદનાં મોજા ઉછળી રહેવાં જોઇએ તે સમયમાં શોક ચિન્તાની ઉંડી છાયા, ગંભીરતા, સુખની અજાણી થોડાં બોલી મેનાને ગભરાવી રહ્યાં હતાં. શિયાળાની કડકડતી ઠંડીમાં કુવામાંથી પાણી કાઢતાં, ઉનાળાની લૂમાં છાણા થાપતી આ નાની કન્યાને જોતાં રસ્તાના જનારને પણ ત્રાસ આવતો. આ ગામડાની મેના, પીંજરામાં સોસાતી મેનાનો મુંગો મીઠો સ્વર સર્વના હૃદયને ગમતો અને આ મેનાને જોવાં, એનાં ગીત સાંભળવાં, એને હર બાને બોલાવી હૃદયને સંતોષવા સર્વ કોઇના હૃદય તલપતાં અને ઘણીવાર જલુઠારની મુંગી મેનાને નામે ઓળખાતી.



## પ્રકરણ ૧૪ મું

### નાનજી શેઠ

### લઘુતામાં પ્રભુતા બસે, પ્રભુતાસેં પ્રભુ દૂર.

સુરતની પાસે નવસારી, ગણદેવી અને બીલીમોરાના ભાગમાં શેરડીનો પાક વિશેષ થાય છે, અને ગણદેવીનો ગોળ હજી પણ, બાપ ગયા અને લીસોટા રહ્યા તેમ, વાતોમાં વખણાય છે. આ બાજુ જે સમયે સુરતની જાહોજલાલી હતી અને ફ્રાંસ અને રૂશિયાના વ્યાપારીને પણ સુરત નામ જાણીતું હતું ત્યારે આ નાનાં ગામડાંઓ દરિયાકિનારે આવેલાં હોવાથી જાહોજલાલી ભોગવતાં હતાં. યજ્ઞ થતાં હોમ નાંખતાં બહાર પડેલાં દ્રવ્ય ઉપર અનેક કીટો જીવે છે તેમ મોટા બંદરના વહેવારને લીધે વામેલાં વહાણ, જકાતની દાણચોરી અને કિનારે કિનારેના વહેવારને લીધે

આ પ્રાંત બે પૈસા કમાઇ જાણતો. પરંતુ જ્યારથી મુંબઇ જાગ્યું ત્યારથી સુરતનો વ્યાપાર પડી ભાગ્યો, અને સુરતની વાતોજ કરવી રહી હતી. સુરતની આ સ્થિતિ હતી, તો પછી એવાં બીજાં બંદર કે ગામડાનું તો પૂછવું જ શું? દુકાળ, પ્લેગ અને અનેક કારણોને લીધે આ નાનાં ગામડાંઓનો વ્યાપાર ઓછો થતો ગયો. ગામડાંને બદલે લોકો શહેરી જીવન પસંદ કરતા થયા, અને જીન, મીલો થતાં ખેતીને બદલે મજુરીની લાલચે હજારો ગામડીઆઓ શહેરમાં જઇ વસવા લાગ્યા હતા. સવારથી સાંજ સુધી મીલમાં કામ કરવું શ્રેય છે પણ ખેતી કરવી એ અગવડભરેલું છે એવી માન્યતા થતી ગઇ, અને ધનાઢ્ય વ્યાપારીઓ જેમના ઉદ્યોગ ખેતી કરતાં હુન્નર ઉદ્યોગમાંજ વિશેષ હતા. તેઓ ખેતીને નિંદવા લાગ્યા. આનું પરિણામ એ આવ્યું કે આ પ્રાંત જે શેરડીના પાક માટે હિંદુસ્તાનમાં મશહુર હતો તેની પ્રખ્યાતિ જવા માંડી. શેરડી એટલે રાત દિવસનો ઉજાગરો, શેરડી એટલે પુષ્કળ પાણી, શેરડી એટલે ખાતરનું ખર્ચ. વળી શેરડી તૈયાર થાય પછી એનો ગોળ બનાવવામાં જે હાડમારી ભોગવવી તે પણ અસહ્ય થાય એવી. વળી લોકોની અભિરૂચિ ગોળ કરતાં વિદેશી ખાંડ તરફ વળતી હોવાથી એ ખર્ચ અને મહેનત પાલવતાં નહીં. આ બધાં સંયોગોનું એ પરિણામ આવ્યું કે શેરડીનાં ખેતર દિવસે દિવસે નષ્ટ થવા લાગ્યાં, અને ગામડામાં વૃદ્ધ માણસો 'કળીકાળ આવ્યો ! ગાડી આવી એટલે વહેવાર ભાગ્યો,' એમ ગમે તેમ બબડવા લાગ્યાં.

આજ અરસામાં ગણદેવી પ્રાંતના એક નાના ગામમાં એક આધેડ વયનો પરદેશી આવ્યો. આ ગામડું નદીના કિનારે આવ્યું હતું અને એ ગણદેવીથી એટલું નજદીક હતું કે ત્યાંના લોકો પોતાનો સઘળો વ્યવહાર ગણદેવી સાથેજ રાખતા. ચોમાસામાં જ્યારે નદિમાં પૂર આવતું ત્યારે મછવાની વ્યવસ્થા કરતા અને આડે દહાડે કપડાં જરાક ઉંચા લે તો ઓળંગવાને વાંધો આવે એમ ન હોતું. આ ગામડું મૂળ તો એટલું નાનું હતું કે એના અસ્તિત્વ માટે પણ ઘણાને શક હતો. ગણદેવીથી નદી તરફ સાંજના ફરવા જનારને નદી ઉપરથી સામે કિનારે થોડાં છાપરાં, અંદ-

રથી નિકળતી ધૂણી અને ખેતરમાંથી જતા હળ અને ગાડાં જોઈ ત્યાં ગામડું છે, એમ ધ્યાનમાં આવતું. થાકેલા બળદીઆઓ નદીમાં વચમાંજ ઉભા રહી પાણી પીતા. ગામ પાસે છે તો લાવોને થાક ખાઇ હોકોબેકો પીએ કરી, પાસેના શેરડીના ખેતરવાળા પાસે જઈ ગાડાવાળા બે ઘડી બેસી થોડી વારે જતા. આ ગામમાં આધેડ પરદેશી આવ્યો અને ગામનું નશીબ ફર્યું. એને માટે કાંઇ કાંઇ અફવાઓ ચાલતી હતી. 'દોરી લોટો લઇ આવેલો મારવાડી; કચ્છી મોદી; ગુજરાતના માણસા પેથાપુર ભણીનો કોઇ અનઘડ જૈન, કોઈ કાળો ખ્રીસ્તી; પરદેશી ભૈયો, કાઠિયાવાડના રાજ્યમાંથી બરતરફ થયેલો મુત્સદ્દી; પરરાજ્યનો જાસુસ; ઇંગ્રેજી પોલીસને બાતમીદાર; વખાનો માર્યો કોઈ એકલ દુકલ પંજાબી; ફીરંગી મુક્તિફોજનો કોઈ વટલાવવા આવેલો હાફ–કાસ્ટ,' એમ ગમે તેમ વાતો આસપાસ થવા માંડી. ગમે તેમ હોય પણ જ્યારથી એણે આ ગામમાં પગ મૂકયો અને તે શેરડીની ખેતીમાં પડ્યો ત્યારથી ગામની આમદાની વધી. તેણે શેરડીના ખાતરમાં ફેરફાર કર્યો, એના વાવેતરમાં ભૂલ સુધારો અગર ગમે તેમ હો પણ આ જે શેરડીમાં મીઠાશ નહોતી તેજ શેરડી પરદેશીના આવ્યા પછી ખાતાં અમૃત વિસરાઈ જતું; ખેતરમાંથી એક લઠ્ઠ જેવી શેરડી નીકળી અને જ્યારે એના તાજા રસમાં મસાલો નાંખી આંબાના છાયડાંમાં વહાણના ખાટલામાં બેસી અને શેરડીના કોલાહના સુંદર સ્વર સાંભળી પીવાતો ત્યારે મુંબઇના 'એરેટેડ વોટર્સ" અને "ટોસ્ટ" ભૂલી જઈ શ્રીકૃષ્ણ પરમાત્મા સુદામાજીના તાંદુલથી કેમ ગાંડા થઇ ગયા હશે, એનું ભાન થતું. શેરડીની અને ગોળની માંગણી વધી અને જે ગામના લોકો પહેલાં આ પરદેશીથી બીતા, અને એને નાનો ખેતરનો ટુકડો લેતાં પાણીછલ્લો કર્યો હતો તેજ લોકો એની ખુશામત કરવા લાગ્યા. એને પોતાનાં ખેતરોમાં લઈ જઈ ગમે તેટલા પૈસા લઈ પાક સુધારી આપવા આજીજી કરવા લાગ્યા. નવસારી, ગણદેવી અને આજુબાજુના દેસાઇઓ આ પરદેશીની પૂછપરછ કરવા લાગ્યા અને જેઓને હજારો વીંઘા ખેતર હતાં અને શેર-

ડીનાં ખેતર ને ખેતર હતાં તેઓ 'આ પરદેશી અમારી સાથે જોડાય' એ ઇરાદાથી અનેક લાલચો આપવા લાગ્યા.

દોરીલોટો લઇ આવેલો આ પરદેશી બે ચાર વર્ષમાં જામી ગયો, અને એને લીધે આ નાનું ખૂણે પડેલું ગામડું ગામ શહેરનું બચ્ચું કહેવાવા લાગ્યું. આ સ્થિતિ લાવનાર માટે એવી દંતકથા ચાલતી હતી કે, એક દિવસ સાંજના નદીકીનારે આ પરદેશી પડ્યો હતો, નદીકીનારે આવેલા શંકરના મંદિરમાં આરતી થતી હતી, નદીમાં છોકરાઓ રાંગ–ભેખડ ઉપરથી ભૂસકા મારી હજી ધરાયા નહોતા અને નદીમાં ધોતી, પાણી ભરતી સ્ત્રીઓને છાંટા ઉરાડી ગાળો ખાવામાં તેમને મજાહ પડતી. સંધ્યાકાળ થઇ ગઈ, રાત પડી અને ગામમાં શૂન્યકાર થયું. આ નાના ગામડામાં મ્યુનિસિપાલીટીના જ દીવા ન હોય તો પછી ગ્યાસ કે વીજળી તો સ્વપ્ને પણ શાનાં હોય? ઘરની બહાર જ ખાટલામાં સુવાની પદ્ધતિ, એટલે એ ગલીઓમાં રાતના ગાડાંને જવું, એટલે પચાસ ખાટલા ઉપડાવવાના. કોઇને ત્યાં મહેમાન આવે તો આખું ગામ જાણે, અને રાતના બારણાં વાસી અગર અજવાળામાં બહાર ઓટલે ઉઘાડે શરીરે અને ઉઘાડે પગે બેસવામાં ઓર આનંદ પડતો. ઘરની અંદર ભીંત ઉપર દીવેલના કોડીયાં હતાં. આરતી થઇ રહી અને પુજારી બાવો આરતી લઈ નમણુ આપવા ફરવા લાગ્યો ત્યાં ગામમાંથી લાયની બુમ પડી. બે માણસો દોડતાં આવ્યાં, અને એક અમલદાર અને શેઠ મનાતા સંભાવિત ગૃહસ્થના ઘરમાં આગ થઈ છે અને શેઠનાં બે છોકરાં ઘરમાં રહી ગયાં છે, એવી વાત આવી. શેઠ ગાંડાની માફક આમતેમ દોડતો હતો, અત્યારે છોકરાંને જીવતો લાવી આપનારને, હમેશાં મારવાડીની પેઠે વ્યાજ ખાનાર, પાઇને માટે જીવ લેનાર, એનું ચાલે તો મડદાંને અટકાવી લેણું વસુલ કરનાર શેઠ અત્યારે સર્વ આપવા તૈયાર થયો હતો. કહે છે કે, થોડી મીનીટમાં નદીકિનારે શંકરના મંદિરમાં બાવા પાસે પડેલો એક લઠ્ઠ પરદેશી નાના બાલકની પેઠે શેઠના ઘરમાં દોડ્યો, પળવારમાં બન્ને બાળકોને પીઠપર ઉઠાવી અને બગલમાં ઘાલીને લાવી, બેભાન સ્થિતિમાં શેઠના પગ આગળ મૂકયાં. આ

ઘડીથી પરદેશીનાં માન વધ્યાં. તે શેઠનો માનીતો થયો અને શેઠનો માનીતો એટલે સરકારી અમલદારના તેની ઉપર ચારે હાથ. શેઠનો માનીતો એટલે ગામનો પટેલ. શેઠે પોતાના ખેતરમાંથી એકાદ બે ખેતર આ પરદેશીને ખેડવા આપ્યાં અને ઉપર કહ્યા પ્રમાણે પાકમાં સુધારો થતાં શેઠને પણ આને પાસે રાખવામાં સ્વાર્થ જણાયો. ગામમાં આ પરદેશી નાનજી, નાનજી પટેલ મનાવા લાગ્યો. 'શેરડી એટલે નાનજી પટેલ' એમ ખેડુતોમાં, વ્યાપારીઓમાં થઈ પડયું અને નાનજી પટેલ પણ સતત મહેનત કરવામાં જરા પણ પાછો હઠતો નહી. શેરડીનાં ખેતરો ને ખેતરો પોતા તરફથી, શેઠ તરફથી અને બીજા વ્હેપારીઓ તરફથી વવરાવતો, આસપાસના પૈસાદાર લોકોને શેરડીનાં ખેતરો જથ્થાબંધ લેવા લલચાવતો અને એમાં હજારો બૈરાં છોકરાં મજુરો તરીકે રખાવતો. તેણે શેરડીનાં પાંદડાં, પૂંછડાંની અનેક વસ્તુઓ બનાવવાની રીતિઓ ખોળી હતી. આમ અનેક વ્યાપાર અને ઉદ્યોગથી આ નાનું ગામ શહેર જેવું થઈ પડયું અને રાતના મજુરો બહાર નીકળતા ત્યારે જુદોજ દેખાવ થઈ પડતો. જેમ જેમ હુન્નરઉદ્યોગ અને પૈસાની કમાઇની વાત બહાર જવા લાગી તેમ તેમ ધનાઢ્ય લોકો ગામની જમીન ખરીદી ખેતરોના માલીક થઇ, શેરડીનાં વાવેતર મજુરો મારફત કરાવવા લાગ્યા. નાનજી અને બીજા શેઠોએ વખારો, મજુરોને રહેવાને ઓરડીઓ પણ ધીરે ધીરે તૈયાર કરાવી. બીજા બધા કરતાં નાનજીની વ્યવસ્થા જુદીજ હતી. એ પોતાનાં ખેતરોમાં બૈરાં, છોકરાં અને એકજ કુટુમ્બનાં માણસોને રાખતો. ગામમાં ભીખ માગવા આવનારને નજીવું પણ કામ આપી, તેની પાસે મહેનત કરાવી આપતો. નાનજી પટેલના ત્રણ સિદ્ધાન્તો હતાઃ–પુરૂષોએ શુદ્ધ દાનત રાખવી, સ્ત્રીઓએ પવિત્ર રહેવું અને દરેકે પ્રામાણિક થવું. ખેતરોમાં સવારથી સાંઝ સુધી સ્ત્રીપુરૂષો સાથે રહે, વખારમાં કામ કરે, રાત્રે સાથે રહે માટે નાનજી સ્ત્રીપુરૂષની સંખ્યા સરખી રાખવા અને એક કુટુમ્બ ન હોય તો પરણેલાં સ્ત્રીપુરૂષોનેજ પોતાને ત્યાં કામે લગાડતો. આ નિયમ લાગુ ન પડવાથી બીજા ખેતરોમાં અવ્યવસ્થા ચાલતી અને એની બુમો નાનજી

પટેલને ત્યાં આવતી. સર્વ જાતની અનુકૂળતા કરી આપ્યા પછી 'સ્ત્રીએ પવિત્ર રહેવું જ જોઇએ', એવો નાનજી પટેલનો મત હતો. અપવિત્ર સ્ત્રીનો એ કટ્ટો દુશ્મન હતો. દેશી રાજ્ય અને દૂર વસવાટને લીધે શાન્ત જીવનને બદલે અર્ધ ઔદ્યોગિક જીવન હતું એટલે કે જે સ્થિતિ મીલ કારખાનામાં હોય છે તેવી સ્થિતિ આ ગામમાં ચાલતી હતી, અને મજુર વર્ગની સ્ત્રીઓ સાથે અયોગ્ય વર્તન રાખવું, એ પાપ મનાતું નહોતું. નાનજી પટેલ આ સઘળું સમજતો અને એથી જ તે વધારે સખ્ત રહેતો.

આ ગામમાં નાનજી પટેલનો વાસ સર્વ રીતે લાભકારક નીવડ્યો. નાનજી પટેલના આવ્યાં પહેલાં વ્યાપારમાં, ખેતીમાં, નીતિમાં અને વ્યવહારમાં આ ગામડું જ હતું. નાનજી પટેલના પરિચયથી નવો ઉત્સાહ, નવો પ્રેમ અને ખત ઉદ્યોગ અને ઉમદા ગુણોનો પ્રાદુર્ભાવ થયો. દરિદ્રાવસ્થા અને તેને અંગે આવતા દુર્ગુણોનો નાશ થયો. એવું એક પણ ઘર નહોતું કે જ્યાં આવતી કાલે શું કરીશું, એ ચિંતા રહી હોય અને આનંદ સંતોષનું નામ ન હોય. આ ગામની સમૃદ્ધિ સાથે નાનજી પટેલની સમૃદ્ધિ વધી જ જતી હતી. પરંતુ એ અને બીજા ધનાઢયોમાં ભેદ એ હતો કે, બીજા ધનાઢયોમાં 'સ્વ' એ પ્રધાન પદે હતું ત્યારે નાનજી પટેલના હૃદયમાં 'સ્વ' ને ગૌણ સ્થાન હતું. ગામમાં કોઈ માંદું છે, દુ:ખી છે, એમ જાણતાં હરેક બહાને તેને ત્યાં જતો અને ન જાણે તેમ દાણા પૈસા મોકલાવતો પણ ખરો.

જેમ જેમ ગામની સંપત્તિ વધતી ગઈ, જેમ જેમ વ્યાપાર ઉદ્યોગ વધતાં ગયાં અને ગામડું મટી ગામ થવા લાગ્યું તેમ તેમ અનાથાશ્રમની પણ જરૂર જણાઈ અને નાનજી પટેલે એક નાના પાયા ઉપર એજ શંકરના મંદિર પાસે અનાથાશ્રમ ઉઘાડ્યું. શરૂઆતમાં લોકમાં એવી વાત ચાલી કે, 'આ પૈસા કમાવાની યુક્તિ છે.' પણ જ્યારે આખા ગામને નાનજી પટેલથી લાભ થયો ત્યારે એના એ જ લોકો કહેવા લાગ્યા કે એ મહાત્વાકાંક્ષી છે. નાનજી પટેલ દરરોજ સવારમાં જ નહિએ સ્નાન કરવા જતો, ઘર આગળ કલાક દોઢેક પૂજામાં ગાળતો, વાર તહેવારે

બ્રહ્મભોજન અને ગરીબોને અન્નદાન આપતો; સંધ્યાકાળે આરતી વખતે મંદિરમાં હાજર રહેતો અને જ્યાં જ્યાં હરિકીર્તન હોય ત્યાં ત્યાં નાનજી પટેલની હાજરી ખરી જ. ધર્મના આ નિયમ લોકપ્રિય થવાનાં સાધન છે એમ મનાતા, મહત્વાકાંક્ષા જ જનસમાજમાં આગળ પડતી લાગી અને એની સહૃદયતા, એની સાદાઈ, એનો મળતાવડો સ્વભાવ માત્ર ઢોંગરૂપ લાગ્યાં. દરબારી અમલદાર, ગામના દેશાઈ "હોને દો નાચ ઓર ભર દે ગાંજા"માં મશગુલ રહેતા. પોતાની જમીન, પોતાનું ગામ, ખેતરોની વ્યવસ્થા માણસો સીપાઈઓ મારફત જ કરતા પણ, જ્યારે નાનજી પટેલને લીધે જમીનની કીમત વધી, આવક વધી અને ગામ આબાદ થયું એમ જાણ્યું એટલે એને ચોરામાં બોલાવી પોશાક આપવો એ નક્કી થયું, અને સરકાર તરફથી મશાલ પાલખી ઇનાયત થયાં, એટલું જ નહી પણ આ નાના નગરશેઠ જેવા નાનજી પટેલ થયા. વહેપારી મહાજન વધ્યું જતું હતું; મહાજને પણ નાનજી પટેલને શાલ પાઘડી આપ્યાં. નાનજી પટેલ આ બધો તાલ જોતો હતો, પોશાક દરબારી ગાયકવાડી ભેટ સ્વીકારી. પણ પટેલ શબ્દમાં મોહ લાગતાં નગરશેઠાઈ તો વાણીયાને જ શોભે કહી તેનો અસ્વીકાર કર્યો.

ગમે તેમ હોય પણ ગામ ઉપર નાનજીનો ઉપકાર ઓછો ન હોતો અને તેમાં પણ ગરીબવર્ગનો તો તે પિતાજ હતો. સમસ્ત પ્રજા માટે એનાં કાર્યો એવાં હતાં કે એને સન્માન ન મળે એ રાજ્યની નામોશી મનાઇ, લોકો પ્રત્યે એનો એટલો તો પ્રેમ હતો કે એનો તિરસ્કાર કરવો, એના પ્રત્યે અભાવ દર્શાવવો, એ મહાપાપ મનાતું. માફા, પાલખી, ઘોડે ફરતા અમલદારો અને શેઠીઆઓ નાનજી પટેલને વળી સલામો કરતા ત્યારે એને જેટલો આનંદ ન હોતો થતો તેથી સવિશેષ આનંદ ગરીબ ગામડીઆ, મજુરો એને જોઈ, એની તરફ ભક્તિભાવથી માર્ગ આપી પ્રણામ કરતા ત્યારે થતો. નદીકિનારે આખા ગામમાં રખડી નિરાશ થઈ પડેલા નાનજીને અત્યારે શેઠીઆઓની હવેલીઓ, પાલખીઓ વગર માગ્યે મળતી, પણ તેનો ઉપયોગ તે ભાગ્યે જ કરતો. નાનજી પટેલનું મૂળ

વતન કયું ? એ ભણેલો છે કે કેમ ? એને કુટુમ્બ છે કે કેમ એ કોઇ જ જાણતું નહી. શેરડીનું કામ શરૂ કર્યું ત્યારે જબરા વ્યાપારી તરીકે ઓળખાયો, પૈસો છૂટે હાથે દાન કર્યો ત્યારે મહત્વાકાંક્ષી લેખાયો, નગરશેઠાઇનો અસ્વીકાર કર્યો ત્યારે બડો પક્કો મનાયો, અને જનસમાજની મોજમજાહનો ત્યાગ કર્યો ત્યારે એક ઇંદ્રિયના જ્ઞાનવાળો બણુચક કહેવાયો પાંચેક વર્ષ આમ નભ્યું. પરંતુ જે વાતની ના હોય તે માટે મમત્વ વિશેષ થાય છે, એ ન્યાયે 'ગમે તેમ થાય પણ નાનજી પટેલને જ નગરશેઠાઈ મળવી જોઇએ,' એમ લોકનો મમત વધ્યો. નાનજી પટેલે મહાજનને સમજાવવા, શેઠસાહેબ મારફ્ત વગ લગાડવા, પારસી વ્યાપારી અને અમલદારો મારફ્ત ના કહેવડાવવા ફાંફાં માર્યાં પણ નિરર્થક. એની ઇચ્છા વિરૂદ્ધ મહાજન મળ્યું, નાનજી પટેલને ત્યાં આવ્યા વિના ચાલ્યું નહી અને નદી કિનારે કાલે શું થશે એની ચિન્તામાં પડી રહેનાર દોરીલોટાવાળો નાનજી ગણદેવીના એક વખતના ગામડાનો નગરશેઠ થયો.

---

## પ્રકરણ ૧૫ મું

### નાનજીની નાની નાની વાતો

દોરી લોટાવાળો નાનજી આજ લખેશરી નાનાજી થયો હતો; બચકા રોટલા માટે વલખાં મારતો નાનજી આજ ધારે તો હજારો રૂપીઆ ખરચે એમ હતો; જેને સુવાને જમીન, ઓઢવાને આકાશ હતું, એ નાનજી હજારોની હવેલી બાંધી શકત, પરંતુ શેરડીના નાના વ્યાપારી તરીકેનું જે જીવન શરૂ કર્યું હતું તેમાં નગરશેઠ થયો છતાં ફેર થયો ન હોતો. પાકટ વયનો, તંદુરસ્ત, મજબુત બાંધાનો નાનજી હજી એવો ને એવો જ હતો. તેનો નિયમિત ખોરાક, કસરત અને સાદા જીવનથી હ્રદયનો આનંદ, શરીરની મજબુતાઈ જળવાઇ રહ્યાં હતાં. રસ્તા ઉપરના એક સાદા સગવડવાળા ઘરમાં રહેતો અને વ્યાપારી, નગરશેઠ તરીકેની ફરજો અદા કરી બાકીનો સમય એકાંતમાં જ ગાળતો. જેમ બને તેમ થોડા જ સાથે પરિચય પાડતો-મિતભાષી રહેતો. સલામ, પ્રણામથી દૂર રહેવા ગલીગુંચી

અગર આડા રસ્તા જ ખોળતો. જે સ્થળે લોકનો અવરજવર ઓછો ત્યાં ફરવા જતો, લખોપતી છતાં જુવાર બાજરાનો રોટલો અને દૂધ એ જ એનો ખોરાક હતો. ધર્મનાં પુસ્તકો, ભજનો અને મહાત્માનાં જીવનો વાંચતો અને સાંભળતો. દિવસ જતાં નાનજી શેઠના ચહેરા ઉપર ધાર્મિકતા, પવિત્રતાનો પ્રભાવ વધતો ગયો. એના વર્તનમાં એની ભાષામાં મધુરતા, મોહકતા લાગતાં ગયાં અને એના જીવનની અમૃતતા સર્વત્ર છવાતી ગઈ.

સરકાર તરફથી તરવાર બંદુક મળ્યાં હતાં પણ નાનજીએ એનો ઉપયોગ ભાગ્યે જ કર્યો હતો. શિકારનો એને શોખ નહોતો, અને લૂંટારા ચોર નાનજીનું નામ સાંભળી પવિત્ર બનતા તો પછી એમની સાથે હથિયારનો ઉપયોગ જ કયાંથી થાય?

પચાસ વર્ષ થઇ ગયાં હતાં છતાં એક મલ્લ જેવો બળવાન નાનજી સર્વને હંફાવી શકે એમ હતો. બહાર ફરવા જતાં અનેક ગામડીયણોના છાણાના ટોપલા, લાકડાના ભારા ઉપડાવતો. કાદવમાં ખૂંચાઇ પડેલા ગાડાનાં પૈડાંને કાઢતો, અપંગ ગરીબને ઉપાડી છાંયડે મૂકતો અને ગાડીમાંથી નાઠેલા બળદને શિંગડાં પકડી ઉભો રાખતો. ઘેરથી નિકળતો ત્યારે ગજવા ભરેલાં રહેતાં પણ ઘેર આવતાં પાઇ ન રહેતી. રસ્તામાં બાળકો એની આસપાસ વીંટળાઈ વળતાં અને સાકરીયા ચણા મળતા ત્યારે જવા દેતા. ગામડીયાઓને એની સલાહ એટલી ઉપયોગી થઇ પડતી કે ગાય કે ભેંશ વસુકી જાય, ઝાડ કે પાકને નુકશાન થતું હોય તો નાનજી પટેલની સલાહ મળતાં જ સર્વ હરકતો દૂર થતી. કયું ખાતર નાંખીયે તો શેરડીનો પાક થાય, તૈયાલ મોલ તીડ ન ખાય માટે શું નાંખવું, હીમથી પાક બચાવવા શા ઉપાય લેવા, એ સર્વનું જ્ઞાન નાનજી પટેલને હતું. પડતર જમીનને ફલદ્રુપ બનાવવાના, વર્ષોના વર્ષો થયાં ફળ ન આપતાં વૃક્ષોને ફળ આપતાં કરવાના અકસીર ઉપાયો નાનજી શેઠ પાસે હતા. ખેતરની વાડમાં ઉગતા રોપાઓનો વૈદકીય ઉપયોગ, નકામી લાગતી ચીજોમાંથી પૈસા ઉત્પન્ન કરવાની રીતો એવી સારી તેને આવડતી કે થોડી મૂડીએ અનેક ઉત્સાહી ગરીબો દ્રવ્યવાન્ થવા પામ્યા. એ વારંવાર કહેતો કે 'પરમાત્માએ કોઇ

પણ વસ્તુ નિરૂપયોગી બનાતી નથી, આપણું જ અજ્ઞાન છે. જમીન કે માણસો ખરાબ નથી–માત્ર ખેડુત થતાં આવડતું નથી અને આપણે ગરીબાઇમાં સડીએ છીએ.' સાંજના પરવાર્યા પછી ઘરના ઓટલા પાસે રમતાં બાળકોને બરૂના સાંઠાનાં રમકડાં કરી આપતો. પાડપાડોશમાં મૃત્યુ થતાં અવલ મંજલ પહોંચાડવા સદા સત્પર રહેતો. પારકાનાં દુઃખથી એનું કોમળ હૃદય વિંધાઈ જતું. પરમાત્માનાં આધ્યાત્મિક ભજનોમાં એને રસ પડતો અને ઘણી વાર ગળગળતા કંઠે, આંસુ ભરી આંખે, હાથ જોડી નમતા સૂર્યને, આકાશમાં ઝગઝગતા તારાને આત્મા નમાવી ધ્યાનસ્થ થતો પક્ષીઓના કલરવમાં, પુષ્પોની સુગંધીમાં, નદીના ખળખળ અવાજમાં, પર્વતના વાદળ સાથે વાત કરતાં શિખરોમાં એને પ્રભુનો વાસ જણાતો. જે સમયે આખું ગામ શ્રમ–ચિન્તાથી કંટાળી ભર નિદ્રામાં પડતું ત્યારે નાનજી શેઠ ઘરમાંથી બહાર નિકળતો; ગરીબાઈ, ભૂખ, રોગની પીડાથી ચીસો પાડતાં જનોના ઘરની સાંકળ ધીરેથી ઉઘાડી અંદર પેસતો–ન જાણે તેમ અંદર જતો અને પાછો એમ ને એમ ચાલ્યો જતો. મધ્યરાત્રીએ અગર પાછલી રાત્રીએ સાંકળ ઉઘડી છે જાણતાં "માળાના મૂળગા જશે" એ બીકે હાય હાય ચોર આવ્યા હશે ધારી મૂડી સંભાળતાં કોઈ સ્થળે સોનાનો તો કોઇ સ્થળે રૂપાનો સિક્કો મળતો. પૈસાદાર છતાં નિરભિમાની, ભાગ્યશાળી છતાં ચિંતાતુર મનુષ્ય જોવો હોય તો નાનજી શેઠ, એમ લોકોક્તિ હતી. એના સુવાના ઓરડામાં મહાત્માની છબીઓ, ધર્મનાં પુસ્તકો જાદુઇ વસ્તુઓ એને ભગવા લુગડાં છે; એવાં લુગડાં પહેરી નાનજી રાતના સ્મશાનમાં જાય છે અને વીર સાધના કરે છે, એમ લોકમાં અફવા હતી. એકાદ બે વૃદ્ધ પાડોશણોથી નાનજીનો સુવાનો ઓરડો જોવાની જીજ્ઞાસા કબજે રહી શકી નહી એટલે એક દિવસ એને ત્યાં ગઈ અને ઇચ્છા પ્રદર્શિત કરતી લોક અફવા જણાવી. નાનજી હસતાં હસતાં એ બન્ને વૃદ્ધાઓને સુવાના ઓરડામાં લઇ ગયો. ત્યાં નહોતાં ધર્મના પુસ્તકોનો ભંડાર કે નહોતી જાદુગરની જાદુઇ મઢુલી. ખૂણામાં વહાણનો એક ખાટલો તે ઉપર ઉનનો કામળો પડ્યો હતો. પાણીનો હાંડો, પથારીની સાથે

ગોખલામાં રૂપાનું પવાલું, તાંબટ, આચમની અને દીવી હતાં. તેની પાછળ એક મહાત્માની છબી હતી. આ શિવાય આ છૂપા ભેદવાળા ઓરડામાં કાંઇ જ નહોતું. એની સઘળી મુંડી વાણીયાને ત્યાં કે બૅંકમાં જમા હતી એમ કહેવાતું, પણ એ વાણીઓ કયા, એ મુંડી કેટલી, કયારે અને કેમ લાવતો, એ સંબંધી માત્ર વાતો જ ચાલતી.

## પ્રકરણ ૧૬ મું
## વહેમના વમળ

નાનજી શેઠ નિત્યના નિયમ પ્રમાણે સંધ્યાકાળે નદી કિનારે ગયો. જે મંદિર પાસેના વડવૃક્ષ નીચે વર્ષો ઉપર સુનો હતો તે મંદિરમાં ગયો. આજ એ મંદિરમાં આનંદને બદલે ગ્લાનિ પથરાઈ હતી. મંદિરના બાવા સાધુ ગમગીન થયા હતા, દેશ ઉપર શત્રુઓનો હલ્લો આવ્યો હોય, મહમદ ગીઝનવીની પેઠે કોઇ ધર્મમંદિરનો વિનાશ થયો હોય, કિંવા રાજસંકટ આવ્યું હોય એમ સર્વત્ર વિચારમાં પડેલા સાધુઓ સંસારથી વિરક્ત છતાં આંસુ પાડતા હતા. નાનજી શેઠે શંકરના દર્શન કર્યાં, ધ્યાન ધર્યું, નદી પાસે પડેલી પાટ ઉપર બેઠા અને પછી સાધુઓની સામી ઓશરીમાં ગયો. કોઈ દિવસ નહી ને આજ એના હૃદયમાં પણ અવિદિત બળતરા થતી હતી. સામાન્ય રીતે નિસ્પૃહી નાનજીને આજ ચટપટી થવા લાગી અને સાધુની પાસે જઈ પૂછયું:–

"મહારાજજી! આજ આપ સર્વનાં મુખ કેમ પડી ગયાં છે?"

"નાનજી શેઠ! બચ્ચા! આજ ધર્મનો સૂર્ય અસ્ત પામ્યો. પવિત્રતા લુપ્ત થઈ. મહાત્મા ગરીબદાસજી સમાધિસ્થ થયા–"

"મહાત્મા ગરીબદાસજી સમાધિસ્થ થયા?" એટલા શબ્દ બેભાન અવસ્થામાં જ નાનજી શેઠના મુખમાંથી નિકળ્યા અને નાનજી શેઠે ઉંડો નિશ્વાસ નાંખ્યો, એની આંખમાંથી પણ આંસુ નિકળી પડ્યાં. આ જોઇ સાધુએ પ્રશ્ન કર્યો:–"શેઠજી! મહાત્મા ગરીબદાસજીની પીછાન હતી કે શું?"

"મહારાજ! હું એમનો દાસ હતો."

નાનજી શેઠ ત્યાંથી એકદમ ઘેર ગયો. તે દિવસથી નાનજી શેઠે કાળી પાઘડી, કાળો ફેંટો પહેરવો શરૂ કર્યો. બીજે જ દિવસે નાનજી મહાત્મા ગરીબદાસજીના સંબંધમાં હશે, એમ લોકવાયકા શરૂ થઇ અને એને અંગે નાનજીની પવિત્રતા માટે લોકમત સબળ થયો. સમય જતાં આખા ગામમાં, ગામડામાં એવું એક પણ મનુષ્ય ન હોતું કે જે નાનજી પ્રત્યે અ-ભાવ રાખતું હોય. જનસમાજમાં પ્રસિદ્ધિ પામતા મનુષ્યોના જીવનમાં બને છે તેમ પ્રથમ અનેક વિઘ્નો જીવનમાર્ગમાં આવતા હતાં. એ વિઘ્નો ધીરે ધીરે નિંદાના રૂપમાં ફેરવાયાં. નિંદામાંથી ઇર્ષ્યા-તેજ દ્વેષ થયાં અને એનો પણ વિનાશ થયો. જે સમયે, સમય મળતા-અનુકૂળતા થતી, સં-યોગો પ્રાપ્ત થતાં, સત્તા જમાવવા કાવતરાં તરકટ થતાં તે સમયે લોકપ્રિ-યતા પ્રાપ્ત કરવી, એ સહેલ નહોતું. હિંદુ કે મુસલમાન, પારસી કે ફીરંગી, નાનજી શેઠની સલાહ, નાનજી શેઠનો ચુકાદો ઇશ્વરના પવિત્ર શબ્દસમ માનતા, અને એ પણ મનુષ્ય છે તે ભૂલને પાત્ર છે, એવી સહજ પણ શંકા લેનાર મનુષ્ય જનસંઘનો તિરસ્કાર વ્હોરી લેતો.

આમ છતાં એક મનુષ્યના હ્રદયમાં નાનજીની પવિત્રતા, નાનજીની સહ્રદયતા, નાનજીની નિસ્વાર્થતા માટે શંકા હતી. તે માત્ર સાબીતીના અભાવે, લોકના તિરસ્કારની બીકે જ હ્રદયનો અભિપ્રાય બહાર કાઢતો નહી. આ મનુષ્ય કોઇ નહી પણ આ ગામનો નવો ફોજદાર હતો. જુના ફોજદારની બદલી થઈ હતી, અને ઇનાયતખાન્ આવ્યો ત્યારે નાનજીની પૂર જાહોજલાલી હતી. પોલીસનું કર્તવ્ય પ્રજાનું રક્ષણ, પ્રજાની નીતિનું પાલન એ છે, છતાં સત્તાને અંગે એમનાં હ્રદય કેટલીવાર એટલાં કલુષિત થાય છે કે, હ્રદયની કાળાશ આસપાસ જુએ છે. કેટલાક વિજ્ઞાનવેત્તા-મહાત્માઓનું એવું કહેવું છે કે, મનુષ્યમાં પશુતા જન્મથી જ છે. આ પશુતા એક અથવા અનેક પ્રાણીઓનાં દુષણની બનેલી છે. કોઇકમાં અમુક પશુતાનો વિકાસ થયો હોય છે તો કોઇમાં દબાયેલી રહે છે. જગ-તમાં જણાતાં બીજા પ્રાણીઓ મનુષ્યના ગુણદુર્ગુણનાં પ્રત્યક્ષ સ્વરૂપ જ છે, અને આપણા એ અંશો આપણી સન્મુખ ફરતા દેખાય છે. જ્યારે



પોલીસ અમલદાર ઈનાયતખાન (ભાગ ૧–પૃ. ૭૯)

પશુઓમાં બુદ્ધિનો અભાવ છે ત્યારે એ પશુતા ઓળખવા, નિયંત્રિત કરવા પરમાત્માએ આપણને બુદ્ધિ આપી છે.

આટલું જાણ્યા પછી ઇનાયતખાનનું હૃદય સમજતાં વાર નહી લાગે. ઇનાયતખાનનો પિતા જબરો લૂંટારો, ખૂની હતો, અને પરિણામે શૂળી મળી હતી. ઇનાયતખાનની માતા કામણટુમણ કરવામાં એક્કો હતી. એક દેશી રાજ્યમાં રાણીને પતિ સાથે નહોતું બનતું, એમાં એના કામણનો ઉપયોગ કરવામાં આવ્યો. ખાવામાં કાંઇ આપવાનું એના ઉપર તહોમત આવ્યું અને ઇનાયતખાનની માતા બંધીખાને પડી. બંધીખાનામાં જ ઇનાયતખાનનો જન્મ થયો અને એ ચાર વર્ષે જ્યારે બહાર નિકળ્યો ત્યારે ખૂની, લૂંટારા, ડાકણના છોકરા તરીકે એનો તિરસ્કાર થયો. 'સીપાઇ પોલીસની નોકરી મુસલમાનભાઇ માટે છે' એમ માની તે એમાં દાખલ થયો અને ખટપટ, શૌર્ય, ખુશામતથી ફોજદારી પ્રાપ્ત કરી. ઇનાયતખાન એક જબરજસ્ત પોલીસ અમલદાર હતો. ન્યાયાધિશ ખોટું કરે જ નહી, એ એની દૃઢ માન્યતા હતી. એમના અભિપ્રાય, એમના વિચારની સામા થનાર એકેએક બળવાખોર છે માટે એમને સખ્તમાં સખ્ત નશીયત થવીજ જોઇએ, એમ અંતઃકરણથી માનતો. પોતાના પિતાને પણ પકડતાં મુંઝાય નહી અને માતાને ફાંસીને લાકડે લટકતી જોઇ કર્તવ્ય કર્યું છે, એમ સંતોષ માનનાર ઇનાયતખાન હતો. મનમાં જે અભિપ્રાય બંધાયો તે અભિપ્રાય કદી પણ ફેરવાતો નહી અને આખા રાજ્યમાં ઇનાયતખાનનું નામ ત્રાસ રૂપ હતું. કર્તવ્યની એની ભાવના જ વિચિત્ર હતી અને સ્પાર્ટનોની માફક પોતાની વૃત્તિઓમાં મક્કમ રહેતો. આમ છતાં ઇનાયતખાન અન્યાયી નહોતો. ગરીબ પણ નિર્દોષને કનડતો નહી. એકે જાતનું વ્યસન ન હોતું, ખૂબ આવેગમાં હોય, વિચારમાં હોય તો ચપટી છીંકણી એને ઠેકાણે લાવવા બસ હતી. વિષયલંપટી પ્રત્યે તિરસ્કાર હતો, મધુપાનને કુરાન વિરૂદ્ધ માનતો; પાંચ વાર નિમાજ પઢતો, પરંતુ કર્તવ્ય કરતાં પંદર દિવસ પણ નિમાજ વિના કાઢતો.

આ ઇનાયતખાને આ ગામમાં આવ્યા પછી નાનજી શેઠની લોક-

પ્રિયતા જોઇ અને એના હૃદયમાં કાંઇક તેજ દ્વેષના બી વવાયાં; એ કોણ છે, એનો ભૂતકાળ શો છે, એ જાણવા ઉત્કંઠા થઇ, અને એની ઉપર આંખ રાખવી શરૂ કરી. નાનજી શેઠે નવા ફોજદારને એકાદ બે વાર પોલીસ કેસમાં જોયો હતો; અને એ પોતાની તરફ બહુ લક્ષ રાખે છે એમ જાણતો હતો. પરંતુ નાનજીને એની જરાયે પરવા ન હોતી. નવો ફોજદાર પડપૂછ કરે છે એટલું જ નહી, પણ દૂર દેશોમાંથી કેટલીક માહિતી મેળવે છે એવી શંકા નાનજી શેઠને પડી પણ હતી.

એક સવારે નાનજી શેઠ નદીએ સ્નાન કરી ગામબહાર ફરવા નિકળ્યા. હમેશાં પાંચ સાત માઇલની પગપાળે મુસાફરી કરવી, એમાં એને જરાએ મુશ્કેલી નહોતી. ચાલતાં ચાલતાં આઘા નિકળી ગયા અને ત્યાં થોડે દૂર લોકોનું ટોળું ભેગું થયેલું જોયું. જીજ્ઞાસા તૃપ્ત કરવા નાનજી ટોળાં પાસે ગયો; ત્યાં જઈ જૂવે છે તો રસ્તામાં કીચડમાં એક લાકડાથી ભરેલા ગાડાના પૈડાં હેઠળ એક જણ દબાયો હતો. આ ગાડાવાળો હતો. ચાલતાં ચાલતાં ખાડો આવતાં ગાડાને હીલ્લો આવ્યો ને હાંકનાર ઉછળી પડ્યો. તે જ જગ્યા કીચડવાળી હતી. બળદ અને પૈડાં વચ્ચે પડ્યો અને ગાડાંનું પૈડું પગ ઉપર આવ્યું. બળદ છૂટી નાસી ગયા. પડતાંની સાથે જ ગાડાંવાળાએ બુમ પાડી. પાસેના ખેતરવાળા, રસ્તાના વટેમાર્ગુ ઉભા રહ્યા અને પૈડું ઉંચું કરતાં પોચી જમીનથી અંદર પેસતું ગયું. પેલાનો પગ એવો આવ્યો હતો કે ચસકે એમ ન હોતો. ગાડામાં ભાર પુષ્કળ હતો. પાંચ દસ માણસોએ ગાડું ખસેડવા પ્રયત્ન કર્યો પણ નિરર્થક. નાનજી આવી પહોંચ્યો અને સ્થિતિ તેના ધ્યાનમાં આવી ગઈ. ગાડાંવાળાને જોતાં જ ચમક્યો. "આ તો પુલો! જેનું ખેતર મેં સસ્તામાં લઈ શેરડીનો નવો પાક નાંખી કમાયો તે; તે દિવસથી એને એમ થયું છે કે, મેં એનું ખેતર પડાવી લીધું છે અને મારૂં વાંકું બોલે છે. પરમાત્મા એનું કલ્યાણ કરે."

"ઓ બાપરે! મરી ગયો!" ત્રાસદાયક ચીસ નાનજી શેઠના કાનમાં પડી. ગાડું ખસેડવા જેમ યત્ન કરાતો તેમ તેમ હાલવાથી પુલીયાને દરદ વધારે થતું. નાનજી પાસે ગયો ને કહ્યું;—"એક કોશ લાવો!"

"ફ્રાશ લેવા ગયો છે પણ ગામ કયાં પાસે છે?"

"હમણાં ઘડીમાં આવશે."

"ઘડીમાં! એ આવશે તે પહેલાં ફુલીયાના રામ રમી જશે."

"ત્યારે તો શું થાય?"

"શું થાય શું? પૈડું ઉંચું કરો નહી તો ગયો જાણજો. એક જણ ધીરે રહી ગાડા નીચે જાય અને પીઠેથી ગાડું ઉંચું કરે બીજાએ ફુલીયાને ખેંચી લેવો. છે કોઇ? પાંચ રૂપીઆ અબઘડી આપું. દશ, પંદર!"

કોઇએ જવાબ ન આપ્યો અને ફુલીયાનું ભાન જવા માંડયું.

"મહેરબાન! પૈસાનું નથી કામ, પણ આવડું ભરેલું ગાડું કેમ કરીને ઉંચકાય?"

નાનજી શેઠે પાછું જોયું અને બોલનાર કોઇ નહી પણ ઇનાયતખાન પોતેજ હતો. એક બાજુ બીચારો ફુલીયો સ્વર્ગ અને મૃત્યુ વચ્ચે ઝોલા ખાતો હતો; અને બીજી બાજુ અનેકને ફાંસીને લાકડે મૃત્યુ પામતા જોનાર ઇનાયતખાન બેદરકારીથી, આજ ઠીક લાગ આવ્યો છે, કરી નાનજી શેઠની મીઠી મશ્કરી કરતો હતો.

"નાનજી શેઠ! ભરેલા ગાડાને સહેજમાં ઉચકનારો મેં તો એકને જોયો છે,"

નાનજી ચમકયો; ઇનાયતખાને જાણે કોઇ છેજ નહી, એમ કરી બોલ્યો.

"અને એ જબરો બદમાશ કેદી હતો."

"હશે–"એટલોજ ઉત્તર નાનજીએ આપ્યો.

"ઓ બાપ! મારી સાથળના કકડા થઇ ગયા રે–" કરી ફુલીયાએ બરાડ મારી અને સર્વના હૃદય કંપ્યા.

"આ ગરીબને મદદ કરવા કોઇ તૈયાર નથી."

"એવો એકજ માણસ છે.." "ઓ મા–રે–"

નાનજી શેઠની આંખમાં અગ્નિ વરસ્યો; ટટાર થયો; વાઘ શિકાર ઉપર આંખ ફાડે તેમ ઇનાયતખાન ઉપર વિકાળ આંખો ફેરવી; ભેગાં મળેલા લોક સામું જોયું; મરણ સામું ઉભું છે, એવા ફુલીયા તરફ મીઠી

નજર કરી, અને બીજીજ પળે લોકો અટકાવે, શું કરે છે એ સમજે તે પહેલાં ગાડાં નીચે પેઠો. લોકોમાં ત્રાસ, આશ્ચર્ય, ભય, ચિન્તાની લાગણી પ્રસરી. "નાનજી શેઠ! તમે બહાર આવો. તમારાથી ગાડું ઉંચકાશે નહી. દરદ દબાણથી કચડાતો ફુલીયો પણ બુમો પાડવા લાગો. "નાનજી શેઠ! મને મરવા દો."

નાનજી શેઠે કોઇને પણ ઉત્તર ન આપ્યો. પૈડાં નીચે જતાં હતાં એટલે ગાડા નીચે જઇ પાસું ફેરવ્યું. પીઠ કરીને "ઉંચું કરૂં કે ફુલીયાને ખેંચી લેજો," કહી પીઠ ગાડાને અડકાડી જોર કર્યું. પૈડું ઉંચું થયું અને ફુલીયાને બહાર ખેંચી લીધો. લોકો તો તાજુબજ થયા. નાનજીની વાહ વાહ થઇ. લંગડો ફુલીયો પગે લાગ્યો, પણ ઇનાયતખાન એકલો સ્તબ્ધ થઈ ઉભો રહ્યો.



## પ્રકરણ ૧૭ મું

### અકર્મીના પડીયા કાંણા

નાનજી શેઠે બીજા ખેડુતનું ગાડું મંગાવ્યું, ફુલીયાને ગાડામાં નાખી દાકતરને ત્યાં મોકલ્યો. બીજે દિવસે સવાર પડતાંજ નાનજી દવાખાનામાં ગયો, ફુલીયાને મળ્યો, એના ખાટલાપર બેઠો, પગે કેમ છે તે પૂછ્યું, અને વાતમાં ને વાતમાં રૂપીઆની નાની ભરેલી કોથળી ફુલીયાના હાથમાં મૂકતાં કહ્યું:-"ફુલા! હવે તારાથી ખેતી નહી થાય. એક બળદ મરી ગયો છે, ગાડું ભાંગી ગયું છે, પગ કાપવો પડ્યો છે, માટે આ લે. સાજા થયા પછી તને ઠેકાણે પાડીશ. ફિકર ન કરીશ હોં."

આ વાતને દિવસો વીતી ગયા અને નાનજી શેઠનું માન નવા અમલદારોમાં વધતું ગયું, લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવવા, મોગલાઇ અને ન્યાયી રાજ્યમાં ભેદ કેટલો છે તે જણાવવા અને શુદ્ધ હેતુથી નાનજી શેઠને માજીસ્ટ્રેટનું કામ સોંપવામાં આવ્યું અને લોકોમાં ગાયકવાડ સરકારની વાહ વાહ બોલાઇ.



નાનજી શેઠે કહ્યું:—"હું કહું કે કુલીયાને ખેંચી લેજો." (ભાગ ૧—પૃ. ૮૨)

નાનજી શેઠને માજીસ્ટ્રેટની સત્તા મળતાંજ ઇનાયતખાનની તેના પ્રત્યેની વર્તણુંક બદલાઇ. સરકારી અમલદાર એટલે પોલીસે માન આપવું જ જોઈએ. એ સૂત્ર શિખ્યો હોવાથી નાનજીને રસ્તામાં કે કોર્ટમાં મળતાંજ નમી કુરનસ બજાવતો આમ છતાં એની શંકા હજી નષ્ટ થઈ નહોતી.

નાનજીના પ્રતાપે ગામ સમૃદ્ધિવાન્ થયું હતું અને એનાં પરિણામ સ્પષ્ટ હતાં. જ્યારે દેશ ગરીબાઈમાં સબડતો હોય છે, રાજાપ્રજા વચ્ચે, સ્નેહ, મમતા, પૂજ્ય ભાવને બદલે અવિશ્વાસ, અનુકંપાનો અભાવ હોય છે, ત્યારે શાંતિ પ્રસરેલી હોતી નથી. મહેસુલ, કર, ઉઘરાવતાં રાજ્યને ઘણું ખર્ચ, અતિશય ત્રાસ થાય છે, પોલીસને શ્રમ વેઠવો પડે છે અને રાજ્યને નાહક ત્રાસ ભોગવવો પડે છે. પરંતુ જ્યારે લોકો સુખી અને ધનાઢ્ય હોય છે. ત્યારે મહેસુલ, કર, ઉઘરાવતા રાજ્યને જરા પણ મુશ્કેલી નડતી નથી. નાનજીના ગામમાં આવ્યા પછી વ્યાપાર રોજગાર અને તેને અંગે આજીવિકાનાં સાધન એટલાં તો વધ્યાં હતાં કે ભૂખમરા, આલસ્યને લીધે ગુન્હા થતા બંધ પડ્યા હતા.

ગામની આ સ્થિતિ હતી. સેરડી, કપાસની મોસમ ધમધોકાર ચાલતી હતી, અને નાનજીની કપાસની વખારોમાં માણસોની મેદિની મચી રહી હતી તે અરસામાં મેનાને મંછીને ત્યાં મુકી સુંદરી આવી પહોંચી. નાનજીની વખારમાં સ્ત્રીઓ કામ કરતી ત્યાં સુંદરી ગઇ. મર્યાદા સચવાય છે, પેટપૂર મજુરી મળે છે એમ ખાત્રી થતાં દાખલ થઈ, અને ખંત શ્રમ અને પ્રામાણિકતાથી સારી સ્થિતિ પ્રાપ્ત કરી બે પૈસાની મુંડી થાય તો મેનાને બોલાવું એ ઇચ્છાથી નાની ઓરડી રાખી કરકસરથી જીવન વ્યતીત કરવા લાગી. સુંદરી વિધવા હતી, પણ સાદો સ્વચ્છ વેશ, અંતર અને બાહ્ય પવિત્રતા, નિયમિત અને ચોક્કસ કામથી મજુરવર્ગમાં, વખારમાં, પાડપડોશીમાં પ્રસિદ્ધિમાં આવી ગઇ, અને પ્રીતિ—સન્માન ઇર્ષ્યાને પાત્ર થઈ. પગાર મળવાની વાર હતી. મેનાને કાંઇક મોકલાય તો જલુ ઠારને વિશ્વાસ આવે એ ઇચ્છાથી મજુરવર્ગને વ્યાજે રકમ ધીરનાર વાણીયા પાસેથી

રકમ લઇ જલુ ઠારને મોકલી. સાથે સાથે નાનો પત્ર લખાવ્યો. સુંદરીને સહજ સાજ વાંચતાં લખતાં આવડતું, પણ લખવાનાં સાધન—લખવાનો મહાવરો ન હોવાથી પત્રો બીજા પાસે લખાવતી. જનસમાજને બીજાની વાતો કરવામાં, નિંદા કરવામાં કાંઇ ઓર આનંદ આવે છે અને બીજા શું કરે છે, ક્યાં જાય છે, કોની સાથે વ્યવહાર રાખે છે એ ખંતથી તપાસે છે, અને તે પછી ફાવે તેમ અફવા ઉરાડે છે. વખારમાં નાનજી શેઠના માણસો સુંદરીના કામથી સંતુષ્ટ હતા અને તેને આગળ લાવતા. 'કાલ સવારે આવેલીને અમારાથી વધારે પૈસા મળે!' એ મુખ્યાં બીજી સ્ત્રીઓમાં ઉદ્‌ભવતાં છીડાં શોધવા પ્રયત્ન થયા. એજ જુવાન વિધવાને વખારના ઉપરી સાથે સંબંધ હોવો જોઇએ. પૈસા કોને મોકલે છે. પત્રવ્યવહાર કોની સાથે છે? એની તજવીજ શરૂ થઇ, વાણીયાને ત્યાંથી જલુ ઠારનું શરનામું મળ્યું, મેનાનું નામ મળ્યું. મેના કોણ? વિધવાજ હોય અને વિધવા થયા પહેલાંની પુત્રી હોય તો પુત્રીને સાથે લાવતાં શી શરમ? નક્કી ગોટાળો જ. આવતાં જતાં સાથે જલુ ઠારને ત્યાં સુંદરીની છોકરી છે, એની તપાસ કરાવી અને ખાત્રી થઈ. આ બધી નિંદા, ચોવટ અને ખટપટનું કામ એક હૃષ્ટપુષ્ટ પાલી નામની વાણી-યણનું હતું. પાલી નાનપણામાં એક સહેલાણીને પરણી હતી એટલે મોજ-શોખ મારવામાં બાકી રાખી ન હોતી. એના વરને વેપારમાં ખોટ આવી, પૈસો વૈશ્યા, નાયકણોમાં ફનાહ ફાતીયા થઈ ગયો. વાણિયાને અસાધ્ય રોગ થયો અને પાલી વિધવા થઇ. વિધવા થઇ તે દિવસે પાલીના શોકની મણા નહોતી. પાલીએ છાતીમાથાં કૂટી નાંખ્યાં. ચાર દિવસ ખાધું નહી પણ 'દુઃખનું ઓસડ દહાડા' તેમ પાલીનો શોક નરમ પડયો; દેવદર્શનમાં પડી, તે સાથે વાતોમાં, રોવા કૂટવા જવાના કાર્યમાં મન પરોવાયું, પાલીનું બદન ભરાવા માંડ્યું; વૈધવ્ય એ નિશ્ચિત સ્થિતિ થઇ, પાલીબા યુવાન કન્યાઓ, નસંતાન યુવતીઓ, અણુમાનીતી પત્નીઓની સલાહકાર થઈ પડી. ગામમાં આવેલી કોઇ પણ યુવાન સ્રીને, એના જીવનને પાલીબા ન જાણે એ બને નહી. સાંજ પડતાં ગામના ખબર એને મળતાં અને

સવાર થતાં એ ખબરો ચવાઈ ચુંથાઇ ગામમાં પસરતી. સુંદરી સંબંધી સર્વ રીપોર્ટો પાલીબાને મળતા, અને પાલીબા જાતે જ યાત્રાને બહાને ગયાં ત્યારે રસ્તામાં જલુ ઠારને ત્યાં મેનાને જોઇ આવ્યાં હતાં. સુંદરીને કાને પાલીબાનું નામ આવ્યું હતું, પણ પાલીબા શિથિલ વૃત્તિવાળાં હતાં અને નીતિનું ધોરણ ઉંચું ન હોતું એમ જાણતી હતી, એટલે એની સાથે સંબંધ રાખતી નહી. પાલીબાને સર્વ ઉપર સત્તા ચલાવવી બહુ ગમતી, અને સુંદરીને બેદરકાર અભિમાની જોઇ, એને શિક્ષા કરવા નિશ્ચય કર્યો.

પગારનો દિવસ આવ્યો. કારખાનાઓમાં, મીલોમાં મજુરવર્ગને પગારનો દિવસ એ દિવાળીનો દિવસ હોય છે. એ પગાર ઉપર આખા અઠવાડીયાનું કે મહિનાનું બજેટ થાય છે. ઉધાર આણેલા પૈસાનું વ્યાજ. મોદીનો આંકડો, મહુડીનું દૈનિક બીલ, મોજશોખ, કપડાં એ બધું જ આમાંથી, કારખાનાના પગાર આપનારા અમલદારને કમીશન આમાંથી જ. એ ન અપાયું, એમની હલકી વૃત્તિ ન સંતોષાઇ તો કદાચ નાળીયેર મળવાનો સંભવ. પગાર વહેંચાવા લાગ્યો. સુંદરીનો વારો આવ્યો. ત્રીસ રૂપીઆ મળ્યા, પણ તે સાથે વખારના અમલદારે કહ્યું, તમને કાલથી રજા આપવાનો શેઠનો હુકમ થયો છે, 'તમારૂં નામ કમી કરવામાં આવ્યું છે.'

આ ખબર મળતાં જ સુંદરી ઢીલીઢચ થઇ ગઇ, શરીર ધ્રૂજવા લાગ્યું, આંખમાં પાણી આવ્યાં, કયાં જવું? ઓરડીના ભાડાના, મોદીના બીલના, મેનાના પૈસા આમાંથી જ આપવાના છે તે શી રીતે આપીશ. નાનજી શેઠ કોઇને પણ રજા આપતો નથી એ સુંદરી જાણતી હતી, એટલે પોતાની પવિત્રતા માટે જ શક આવ્યો હશે, લોકોએ કાંઇ ભરાવ્યું હોવું જોઇએ એમ ખાત્રી થઇ. પેલી પાલીબાને પૂછું. એ રસ્તો બતાવે તો—હા, સુંદરી હજી સુંદર છે. પાલીબા એ સૌંદર્યનો ઉપયોગ કરાવી સુખી કરાવી શકે એમ છે. માથે આવેલી નાલેશી દૂર કરાવવા એનામાં શક્તિ છે. પરંતુ સુંદરીની નીતિ હલકી નહોતી, એના હ્રદયમાં સંસ્કારો ક્ષુદ્ર કોટીના ન હોતા. 'કુમાર્ગ પકડી સુખ ભોગવવા કરતાં ક્ષુધાપીપાસાથી મૃત્યુવશ થવું બહેતર છે,' એમ માની સુંદરી એમને એમ ઘેર ગઇ. બે

ચાર ભલી બાઇઓએ નાનજી શેઠને મળવા સલાહ આપી, પણ "જેના મુનીમ આવા છે, જે કાચા કાનનો છે એ જાતે કેવોયે હશે." કરી મુંગી બેઠી અને ઓરડી ઉઘાડી પથારીમાં ઉંધું મોં કરી ખૂબ રોઈ.



## પ્રકરણ ૧૮ મું
## સુંદરીનાં સંકટ

જ્યારે સુંદરી જેવી અનેક દુઃખી સ્ત્રીઓ નાનજી શેઠને ગાળો દેતી હતી ત્યારે નાનજી શેઠ આમાંનું કાંઇ જ જાણતો નહોતો. મોટી સંસ્થાઓમાં બહોળા કાર્યમાં મૂળ પુરૂષ સર્વત્ર ધ્યાન આપી શકતો નથી. વ્યવસાયને અંગે કેટલુંક કાર્ય બીજાને સોંપવું પડે છે, અને જો એ માણસમાં પ્રભુપ્રેમ ન હોય, મૂળ પુરૂષના જેવું હૃદય ન હોય તો ઘણી વાર સંસ્થાઓના શુદ્ધ હેતુ પાર પડવાને બદલે એ જ સંસ્થા અનીતિ, દુઃખ અને અગવડોનું કારણ થઇ પડે છે. પાલીબા મારફત સ્ત્રીઓની મુકાદમને, સુંદરીની શિથિલવૃત્તિ માટે વિધવા છતાં છોકરી છે એ હકીકત પહોંચાડવામાં આવી હતી અને મુકાદમે તપાસ કરવાની તસ્દી ન લેતાં ખરી માની લીધી. મુકાદમે નાનજી શેઠને નામે હુકમ કાઢ્યો અને અડીઓપટીએ દુઃખી રાંકને મદદ કરવા પોતાની પાસે જે રકમ રહેતી હતી તેમાંથી એક નાની રકમ પગાર ઉપરાંત સુંદરીને દાનમાં આપી.

સુંદરી રોઇ રહી, બેઠી થઇ, એક જ જાળીયાવાળી ઓરડીની ભીંતો સામું જોઇ જ રહી. કયાં જાઉં? ચાલીશ રૂપીઆમાંથી અરાઢ મોકલવાના! ભાડાના, ખાવાના, બીજી નોકરી મળે ત્યાં સુધી નભાવવાના આજ રૂપીઆ ને! સુંદરીને કાઢી મૂકી છે, એ વાત ગામમાં પસરતાં જ ઘરવાળાનો માણસ, મોદી, લાકડાવાળો પૈસા લેવા આવ્યો. એમને થોડી થોડી રકમ આપી. પાડોશીઓએ, મજુરણોએ "સુંદર છે. તંદુરસ્ત છે પછી શું જોઇએ?" કહ્યું. આ શબ્દો કાને પડતાં જ સુંદરી ત્રાસી. નાના ઝવેરી સાથેના જીવનનો ઇતિહાસ આંખ આગળ તાદશ થયો. બીજી વખારોમાં ગઇ. નાનજી શેઠની વખારમાંથી રજા મળી, એ સર્ટીફીકેટથી કાંઇ

ઉભું રહેવા દેતું નહી. ઘર નોકર તરીકે રહેવા બે ચાર વાણિયાને ત્યાં ગઈ. પરંતુ નાનજી શેઠને ત્યાંથી રજા મળી છે, એ વાત જાણતાં જ બે દિવસથી વધુ એક જગ્યાએ રહી શકતી નહી. સુંદરી નિરાશ થઈ. નદીમાં પડી આપઘાત કરૂં ? તો મારી મેનાનું શું? મહીનો થયો હજી થરે પડી ન હોતી. છૂટક નહી જેવું મળતું હતું અને જલુ દારને મોકલવાની મુદત વીતી ગઇ હતી. એવા પણ પ્રસંગો આવે છે કે, જ્યારે પ્રામાણિકપણે કામ કરવાની ઇચ્છા છતાં કામ મળતું નથી અને પેટને માટે બે રસ્તા નજરે પડે છે. શરૂઆતમાં જ મોહક સુખથી ભરચ્ક અનીતિનો માર્ગ અને કઠણ લાગતો નીતિનો પંથ, આ બેમાંથી કયો પકડવો? હૃદયમાં ચાલતા આવા યુદ્ધપ્રસંગે મનોબળ, સંસ્કાર, પ્રભુ કામ આવે છે અને ઘણી વાર સંસ્કારી છતાં, મનોબલ છતાં, મનુષ્ય અજાણપણે અનીતિના રસ્તે દોરવાય છે.

દિવસ ઉપર દિવસ જતાં સુંદરીનાં સંકટો વધવા માંડ્યાં. દીવો બાળવા એરંડીયું નહોતું, ખાવા માટે દાણા નહોતા. પણે મેના ભૂખે મરે છે, પહેરવાને કપડું નથી અને હવે બે દિવસમાં પૈસા નહી આવે તો મેનાને કહાડી મૂકીશ એવા ઉપરા ઉપરી પત્ર આવવા માંડ્યા.

વખારના મજુરો સહેલાણી મીયાંભાઇઓ, રાવસાહેબો, સીપાઇસપરાં અને નદી તળાવે ફરતા નવરા યુવાનો સુંદરીને સતાવવા લાગ્યા. સુંદરીને ઘરની બહાર નીકળતાં નવનેજા થતી. પરન્તુ દુઃખી મેનાની ચિન્તાએ તેને કઠણ બનાવી. નોકરી–પૈસાની શોધમાં આખા ગામમાં ફરવા લાગી. એ પણ વિચિત્ર જગતની વિચિત્રતા જ કે અનીતિનો માર્ગ લે તો ગામમાં અત્યારે અનેક શેઠીઆ, યુવાનીઆ, અમલદારો હતા જે સુંદરીને સ્વર્ગ-સુખમાં રાખે, સુંદરી માટે પાંચ ને બદલે હજાર ખરચે પણ એ જ સુંદરીને 'નાનજી શેઠને ત્યાંથી રજા મળી છે માટે,' પોતે જાણે ધર્મપવિત્રતાની મૂર્તિ હોય તેમ, નોકર તરીકે રાખવામાં હીણપતિ જ માનતા. પાલીબા સુંદરીને વિસર્યાં ન હતાં, એ ક્યાં જાય છે, હજી નરમ થઇ છે કે કેમ! તેની તપાસ રાખતાં એને સમજાવવા અનેક પ્રયત્નો ચાલુ જ હતા.

ગામમાં એક શેઠીયાને ત્યાં એકનો એક છોકરો પરણુતો હતો અને તેને લીધે તાનજોરી નાયકા, લખનૌથી તાયફા, વૃદ્ધનગરના તરગાળા અને ભવૈયા આવ્યા હતા. નાચરંગ મીજલસોની જમાવટ થવાની હતી. સુરતના નગરશેઠ, નીઝામના સુબા, મુંબઈના શેઠિયા આવવાના હતા, અને આખા ગામમાં ચકલે ચકલે શેરીયે શેરીયે એજ વાત ચાલતી હતી. પૈસો કાંકરાની પેઠે ખરચાતો હતો. સુંદરીને આમાંથી એક નાની રકમ મળી હોત તો એના જીવનમાં નવો જ ઉત્સાહ આવત, પણ મળે ક્યાંથી. આખી રાત્રી આક્રન્દ, નિરાશા, નિશ્વાસમાં વ્યતીત કર્યા પછી સુંદરી ઉઠી, મોં ધોયું, ઓરડીનાં બારણાં ઉઘાડ્યાં અને ચોટલો વાળવા બેઠી. અંબોડો છોડતાં જ કાળા ભમર જેવા, રેશમને વિસરાવે એવા કેડથી નીચે જતા વાળપર નજર પડી અને સુંદરીએ ઉંડો નિશ્વાસ નાંખ્યો. અરેરે! વિધવા તરીકે મને વાળ રાખવાનો શો હક્ક છે! વાળ નહોત તો ધૂપેલની જરૂર પડત? આવા સુંદર ભરાવદાર લાંબા વાળ મને પ્રભુએ શામાટે આપ્યા હશે. મેનાના પિતાએ એ વાળ માટે શું શું કર્યું છે, પણ હવે શા કામનું? આમ વિચારમાં ને વિચારમાં એક હાથમાં વાળ અને બીજા હાથમાં કાંસકી રાખી સુંદરી બેસી જ રહી. એટલામાં ભવૈયાનું એક ટોળું ત્યાં થઇને ગયું. એક વૃદ્ધ ભવૈયો સુંદરીને જોઇ, એકલી જોઇ, એના વાળ જોઇ ઓરડી પાસે આવ્યો ને બોલ્યો;-

"બાઇ! તારા હાથમાં કાંઇ નથી તે ઉપરથી તું રાંડી રાંડ હોય એમ લાગે છે છતાં આટલા વાળ કેમ?"

"ભાઇ! તેમાં તારે શી લેવાદેવા છે?"

"બાઇ! તું દુઃખી દેખાય છે. એકલી છે અને તને સુખી કરવા મારી પાસે ઉપાય છે. અમને ગામમાં લગ્ન છે માટે બોલાવ્યા છે. પરમ દિવસે અમારે ભવાઇ કરવાની છે. રામસીતાના વેશમાં સીતા થનારને ચોટલો જોઇએ તે અમારા સામાનમાં હશે જાણી અત્યાર સુધી તપાસ કરી નહી અને હમણાં જ ખબર પડી કે ચોટલો ભુલી આવ્યા છીએ, ચોટલા વિના

અમારી ફજેતી થાય. બે ચાર હજામને પૂછ્યું પણ આ ગામમાં ભવાઇનો રિવાજ ન હોવાથી એ લોકો વાળ રાખતા નથી. તો તારા વાળ આપીશ?"

"મારા વાળ! વાળના પૈસા! એ પૈસામાંથી મારી મેના માટે રૂપીઆ મોકલી શકીશ. કેટલી સગવડ! ઘેર બેઠે ગંગા આવી છે તો પછી શા માટે મોં ધોવા જવું? વાળ! વાળનો મારે શો ખપ છે? વિધવાને વાળ શા? તીર્થમાં મુંડન કરાવે છેજને? ખરા એ તો એજ." કરી સુંદરી ટટ્ટાર થઇ બોલી.

"શું આપશો?"

"બહેન! અત્યારે આપવાનું પૂછવાનું હોય? અમને ખાસ બોલાવ્યા છે. ભવાઇ સારી થાય તો બે પૈસા ઇનામના મળે એમ છે, પચીસ રૂપીઆ."

"પચીસ રૂપીઆ—એમાંથી મારી મેના માટે કપડાં મોકલી શકીશ. ભવૈયો નહી પણ પરમેશ્વરજ ઉતરી આવ્યો છે. હાશ," કરી સુંદરી ઉઠી, કાતર આણી મૂકી અને દશ મીનીટમાં પગ આગળ આંખને ઉડીને બાઝે એવા કાળા રેશમી વાળનો ઢગલો થયો. સુંદરીએ તેજ ઘડીથી માથું રખેને ઉઘડી જાય એની ચીવટ રાખવા માંડી. પચીસ રૂપીઆમાંથી કપડું લાવી, હાથે શીવી જતા આવતાં ગાડાં સાથે જલુ ઠારને મેના માટે બદન ઓરણું મોકલ્યાં. જલુ ઠારને લુગડાં નહોતાં જોઇતા, એને રોકડ રકમ જોઇતી હતી. કપડાં તો પોતાની છોકરીનાજ ઉપયોગમાં લેવાયાં, વાળ જતાં, ચાટલામાં મોં જોતાં સુંદરી દુઃખી થઇ, એક રાતમાંજ વાળ ગયા તે જોઇ પાડપાડોશીમાં વાતો થઇ. વાળ કપાતાં સૌદર્યમાં ક્ષતિ થઇ અને લોકો એનાથી અભડાવા લાગ્યા. આ બધા દુઃખનું કારણ નાનજી શેઠનો કહાડી મૂકવાનો હુકમ. નાનજી શેઠનું નામજ સુંદરીને અકારૂં થઇ પડ્યું. ઝવેરીની સાથે સ્વર્ગસુખમાં હતી. "ઝવેરી બેવફા નિવડ્યો. વખારમાં રાત્રિદિવસ ખંતથી કામ કરતી છતાં, પવિત્ર જીવન ગાળતાં છતાં અપવિત્ર મનાઇ, કાચા કાનના નાનજીએ ભીખ માગતી કરી. મેનાને જોઇતાં કપડાં, મેનાને જોઇતો પુષ્ટિકારક ખોરાક ન મળે તો તેનું પાપ નાનજીને માથે. એક પેટ માટે સ્રીની શોભા વાળ તે પણ કાપી આપ્યા,

પેટને માટે અનીતિ માર્ગે પકડે તો શી હરકત ? ભૂખે મરતી મેનાની કોણ સંભાળ લે છે. સારી કહેવા માટે કદાચ દુઃખ સહન કરે પણ લોક તો એને વ્યભિચારિણીજ લેખે છે તો પછી શા માટે સત્યતઃ વ્યભિચારણી થઇ જીવન સગવડમય ન કરૂં ?" સુંદરીના હૃદયમાં આવા વિચારો સતત આવતા હતા. વાળ ઉગવા માંડ્યા હતા. હૃદય, દરિદ્રતા–જગતનો તિરસ્કાર અને અંતરની ચિંતાથી એટલું તો કઠોર બન્યે જતું હતું કે જે સુંદરી થોડાં વર્ષપર બહાર જતાં શિથિલ વૃત્તિના પુરૂષ સાથે સહેજ પણ પરિચયમાં આવતાં ત્રાસતી, તે ક્ષુદ્ર વાતોમાં આનંદ માનતી–કુલટાના કુલટાપણામાં લહેજત આવતી જોઇ; પવિત્રતામાં ને પવિત્રતામાં ભૂખે તરશે ઝીણા તાવ, ઉધરશની ભોગ થઇ પડી. "હું મરી જઇશ તો મારી મેનાનું શું થશે ? મારી મેનાનું મરતેએ મોંડું નહી જોઉં ?" આ વિચાર મુઝવી નાંખવા બસ હતા. એક દિવસ પાલીબાને ત્યાંથી એક સંદેશો આવ્યો.

'એક મુસલમાન અમલદારે સુંદરીને જોઇ છે, એના ઉપર એની આંખ છે. સુંદરી માને તો એક સારા ઘરમાં રાખવા, માસિક સારી રકમ આપવા અને ખીજમતમાં એક દાસી રાખી દેવા તૈયાર છે.' સંદેશો આવતાં જ સુખ, પૈસો, નોકર, મેનાને માટે ગાડી, મેનાને માટે ઘરેણાં, લુગડાંનાં સ્વપ્નાં આવ્યાં. હસતી મેના નજરે પડી, મોદી, ઘરવાળાની ઉઘરાણી હમણાં જ થઇ હતી. હમણાં જ ગાળો દઇ એ લોકો ગયા હતા. ઘરમાં ચપટી લોટ નહોતો, બહાર જઇ મજુરી કરે ને મળે તોજ પેટમાં આવે એમ હતું. મળી મળીને પેટીયું મળે પણ પાછી કાલની તો ફિકરજને ? તો પછી આ લાભ શા માટે ખોવો ? નીતિ ! બધી નીતિ જ છે ? ગાડીઘોડા પાલખીમાં ફરનારા શેઠિયાઓ, મોટાં તિલક કરી ધર્મિષ્ટમાં ખપે છે તે બધાએ મારા નાના ઝવેરી જેવાજને ? કયાં ગઇ એમની નીતિ ? પુરૂષો ઘેર સ્ત્રીઓને રઝળતી મૂકી, સમજાવી પટાવી બહાર રાતને રાત પડી રહે તેને કેમ કોઇ કહેતું નથી ? આર્ય સ્ત્રીઓએ શો ગુન્હો કર્યો ? હું અત્યાર સુધી પવિત્ર છું છતાં ભીખ માગતી થઇ, પેલી પાલીએ એ ધંધામાં હજારો રૂપીઆ ભેગા કર્યાં, ચાર વખત તો કાશી જઇ આવી ત્યારે હું રખડું છું. બસ

એ તો એજ એટલામાં કાગળ આવ્યો. "મેનાને શીતળા નીકળ્યા છે, દવાની જરૂર છે, લુગડાં નથી. પૈસાની ત્રેવડ નહીં થાય તો મરી જશે." સુંદરીના હોશ ઉડી ગયા. મેના, માંદી મેના પથારીમાં 'મા' ના નામની બુમો પાડતી, શીતળા, તાવથી તરફડતી મેના નજર આગળ આવી "બા ! બા ! મારે માટે એટલું નહી કરે ? મારા જીવ કરતાં તારૂં જીવતર શા કામનું ? તે દિવસ સાંજના મને અણસમજમાં મૂકી ગઇ પછી મારી શી દશા છે, તેની ફિકર રાખી હતી ! આજ હું જાઉં. ભૂખી, જુલમથી કંટાળેલી દીકરી માની હઠનો ભોગ થાય છે. જગતમાં તારી વાતો થાય છે. મારો પિતા કાયદાસર છે કે કેમ તે લોક શંકા કરે છે ત્યારે"–સુંદરી મેનાના શબ્દથી, મરતી મેનાના તરફડીયાંથી ત્રાસી અને નીતિ નીતિ કરી મરવા કરતાં જગત તરફ બેપરવા રહી. બાલકીને બચાવવા તૈયાર થઇ. "જે જગતની આપણે આટલી દરકાર રાખીએ છીએ તે જગત અમ ગરીબની કેટલી દરકાર રાખે છે ? પેલા દોરી લોટાવાળા નાનજીને હવે અમારી સ્થિતિનું ભાન છે ? જરાક તપાસ કરી હત તો મારી આ દશા થાત ? એજ." સુંદરી ઉભી થઇ ટુંકડા પણ કાળા લીસા વાળ ઓળ્યા. મોં ધોયું, સફેત કપડું પહેર્યું, ચાટલામાં મોં જોયું, અને 'જા બહેન આવું છું કરી' પેલીને વિદાય કરી, ઘરમાં ઠીકઠાક કર્યું હવે આ ઘરને છેલ્લા રામ રામ. આવી ઓરડી તો મારા નોકરને પણ નહીં આપું. જે ફાટેલી ગોદડીમાં નીરાંતે ઉંઘી હતી તે ગોદડી અત્યારે ગંદીગોબરી લાગી. બે ઘડી પછી કદાચ છત્રપલંગમાં સૂઇશ. બારણાને સાંકળ વાસતાં–તાળુ મારતાં હાથ ધ્રુજવા લાગ્યાં. હૈયું ઉછળવા લાગ્યું અને પાલખી, સોના રૂપાના ઘરેણાં નજરે તરવરવા લાગ્યાં. સુંદરી આગળ ચાલી ત્યાં એક ખૂણામાં લોકનો જમાવ થયો હતો. કાંઇક નવીનતા વિના આટલા લોક ભેગા થાય નહી કોઇક ફીરંગી બુમો પાડતો હતો. "ઢાકાના નવાબ સાહેબની શાહજાદી ઝરૂખામાંથી પડી ગઇ અને તેના બે દાંત પડી ગયા છે. ઘણા ઘણા હકીમોએ હાથીદાંતના કૃત્રિમ દાંત કરી આપ્યા પણ શાહજાદીને પસંદ ન પડ્યા એને કોઇ સુંદરીના બે દાંતની જરૂર છે. બે દાંતના પચાસથી પોણોસો રૂપીઆ

મળશે." બે દાંતના પોણોસો રૂપીઆ, એવી તે કેવી શાહજાદી! જેને કૃતિમ દાંત પસંદ ન પડ્યા? પોતાના શોખની ખાતર દેશના દેશને આગ લગાદે, એ પાદશાહ પણ ખરા! વાત ખરી હશે! ખોટી હોય તોએ શું? મને પૈસા આપતો હોય તો બસ. પોણોસો રૂપીઆ! એટલા રૂપીઆ બસ નથી? વાળ આપ્યા અને શીયળ બચાવ્યું, તો દાંત આપી ન બચાવાય? વાળ દાંતની શોભા કોને માટે, શા ઉપયોગના છે? તો હું શા માટે પેલાને ત્યાં જાઉં? પોણોસો રૂપીઆ! મારી મેનાને બચાવી શકું અને પવિત્ર રહીને! બસ, ટોળાના લોકની જરા પણ દરકાર રાખ્યા વિના ફીરંગી પાસે ગઇ અને હિમ્મતથી બોલી, મારા દાંત પસંદ પડતા હોય તો લ્યો, કરી દાડમની કળી જેવા દાંત દેખાડ્યા. ફીરંગીને પસંદ પડ્યા અને સુંદરીને લઇ ધર્મશાળામાં ગયો.

સાંઝના સુંદરી ઘેર આવી. જે ઓરડીને તાળું મારતાં મહેલનાં, ઘરેણાંનાં સ્વપ્ન આવતાં હતાં, જે ગોદડીનું હવે કામ જ નહી પડે એમ ધારી ખૂણામાં ફેંકી હતી તે ઓરડી ઉઘાડતાં, તે ગોદડી પાથરતાં ક્ષણ વાર આનંદ આવ્યો. પોણોસો રૂપીઆ આવ્યા હતા. "એ રૂપીઆમાંથી મારી મેનાને મારી પાસે લાવી શકીશ. ઢાકાના નવાબની શાહજાદીના બધાએ દાંત કેમ ભાંગી ન ગયા? એમ હોત તો મારા બત્રીસે દાંત જાત પણ મારી મેનાને—"ગાંડાની માફક સુંદરી હસી, હસતાં, નજર ફેરવતાં ચાટલું જોયું અને ટુંકડાવાળ—આગલા બે દાંત વગરનું મોં જોઇ ત્રાસી; પોણોસો રૂપીઆ મેનાના કપડામાં—જલુ ઠારના ચડી ગયેલા લવાજમ પેટે વેડફાઇ ગયા. સુંદરી તો પાછી એવી ને એવી જ થઈ ગઇ, સવારમાં શું કરવું તેનો વિચાર થયો. નવાબ સાહેબના અમલદારની માગણી સ્વીકારવા નિશ્ચય કર્યો! "મારા વાળ આપ્યા! દાંત આપ્યા! મારી ચામડી માગે તો તે આપવા તૈયાર છું, બીજો નવાબ જાગે ને આંખ પગ માગે તો આપું. પણ હવે મારૂં એક જ રહ્યું છે, આત્મા, શિયળવ્રત આપું? વેચું? નાના ઝવેરીએ ફસાવી, હું પતિત ખરી કે કેમ? ઘર બહાર નિકળું છું ત્યારે મારી પાછળ કેટલા ફરે છે? પોલીસના સીપાઇઓ, લહેરી

શેઠીઆઓ, નદી કિનારે ફરતા યુવાનો, કુવા કાંઠે જ રખડનારા સહેલાણીયો મને ઘેર કે બહાર જંપવા દેતા નથી. કારખાનામાં જાઉં છું ત્યાં પણ દાખલ કરવા માટે એની એજ માગણી! નોકર રહેવા જાઉં છું ત્યાં બીજા નોકરો, વંઠેલ શેઠિયાના વંઠેલ નોકરોની પણ એજ પાપી ઇચ્છા! હાય! હાય! ગરીબાઇ! ક્યાં છે પ્રભૂપરાયણ ભકતો? ક્યાં છે દેશ–ઉદ્ધારકો? અમે પછી પતીત થઇએ, અમે અમારા શરીર આત્મા વેચીયે તો દોષ કોનો? મેના ન હત તો આપઘાત કરત. પણ મેના અઢી વર્ષની મેના આજ પરણવા જેવી થઈ હશે. રખેને એને બીચારીને મારી પેઠે ઝવેરી મળે, એને ખાતર મારૂં શરીર, મારો આત્મા વેચીશ, ભલે લોક નિન્દે, ભલે લોક હસે.”



## પ્રકરણ ૧૯ મું

### બાબાસાહેબ

લંડન, મુંબઈ કે પારીસમાં લાખો રૂપીઆ એક રાતની મોજમજાહમાં ખરચનાર મળી આવે છે તેમ નાનાં ગામોમાં હજારો રૂપીઆ ન્યાતવરા, રંગરાગ, હોમ હવન કે બાપના બારમામાં ખરચનાર નીકળે છે. ગામડાના આ શેઠીઆઓ વિદ્વાન, ફેશનેબલ પ્રમાણભૂત ગણાય છે. બુદ્ધિના અંશ માત્ર જ હોય છે, મૂર્ખતાના નમૂના જ હોય છે છતાં પંચના પ્રમુખ અને રાજ્યના માનદ અમલદાર થાય છે. રાજ્યસભા કે સુધરેલા શહેરમાં, ‘હજી રીતભાત આવડતી નથી’માં ખપનારા ગામડામાં પહેલા વર્ગના ગૃહસ્થ મનાય છે. જે લુગડાં, જે પગરખાં, જે વસ્તુ શહેરમાંથી અયોગ્ય ઠરી દૂર થઈ હોય છે તે વસ્તુનો ઉપયોગ ત્યાં શરૂ થાય છે. બે ખેતર અને એકાદ સારા ઘરના માલિક થતાં જમીનદારમાં ખપે છે. ગામબહાર ઘર થતાં બંગલાનું નામ અપાય છે. એક કે બે ઘોડાની ગાડીમાં ફરતાં ગામમાં બાળકો સ્ત્રીઓ ઘરના ખૂણામાંથી જોવા દોડી આવે છે. ગામના અમલદારો, બ્યાપારીઓ ડીસ્ટ્રીકટમાં આવતા સત્તા-

ધીશોનું નિત્ય બેઠક સ્થાન અને આતિથ્ય સ્થાન પણ અત્રે જ હોય છે. નાચરંગ, પાર્ટીઓ તો વાર તહેવારે થવાં જ જોઇએ. કુવા કે તળાવ કાંઠે લહેરી લાલા થઇ બે ચાર સાગ્રીતો સાથે ફરવું, હાજી હા કરાવવી અને એકાદ બેની મશ્કરી કરી, જીવન ધન્ય ધન્ય ગણાવવું, એ એમનું નિત્ય જીવન.

આવા સ્વતંત્ર ગૃહસ્થોમાં નાનજીના નાનપરામાં બાબાસાહેબ એક હતા. કિનારે રામચંદ્રજીના મંદિર પાસે જ રહેતા. આ મંદિરના રક્ષક, આચાર્ય પૂજક જે કહો તે બાબાસાહેબ જ હતા. મરાઠા પેશ્વાની જાહોજલાલીના સમયમાં પેશ્વા સરદારો આ મંદિરમાં દર્શનાર્થે આવતા અને બાબાસાહેબના પિતાને એ બહાને અર્થ પ્રાપ્તિ થતી. મંદિરને અંગે જમીન હતી, લોકમાં શ્રદ્ધા હતી, એટલે લુગડાં, દાણો, રોકડ નાણું, ફળ, ફળાદિ એટલું આવતું કે વાસણો, દાણા, લુગડાં બાબાસાહેબના પિતા વેચતા અને ધનસંગ્રહ કરતા. બાબાસાહેબની માતા કાશીયાત્રા કરી આવી અને ગંગાપૂજન કર્યું ત્યારે ભાવિક ભકતોએ જ્ઞાતિભોજન, બ્રહ્મભોજનનું ખરચ આપ્યું. બાબાસાહેબની માતાનું મૃત્યુ થયું અને ઉત્તર ક્રિયામાં બાર ગામ નોતર્યાં. ક્રિયાથી પરવારી સરવૈયું કરતાં લગભગ હજારનો ખર્ચ કાઢતાં ચારસો રૂપીઆ વધ્યા. એ પણ જમા થયા. લગ્ન મૃત્યુ કુટુમ્બમાં આવે અને ખર્ચ બારોબાર નિકળતાંએ બસેં પાંચસેંની આવક થાય. લોકમાં વાહવાહ થાય એ લગ્ન મૃત્ય વગેરે શાં ખોટાં ? બાબાસાહેબ આ વાતાવરણમાં ઉછર્યાં હતાં, પૈસો કયાંથી આવે છે, એ જાણતા નહોતા. ઇચ્છા થતાં ગમે ત્યાંથી છેવટે શ્રીરામચંદ્રજીની સન્મુખ પડેલા પીતળના થાળામાં સાયંકાળ સુધીમાં બે ચાર રૂપીઆ પડતા અને બાબાસાહેબને એનો છૂટથી ઉપયોગ કરવા સદર પરવાનગી હતી.

જે દિવસથી નાનું અજાણ્યું ગામ પાછું નાનજી પટેલે આણેલા વેપારઉદ્યોગથી વધતું ગયું હતું તે દિવસથી રામચંદ્રજીના મંદિરનો પણ જીર્ણોદ્ધાર થયો હતો અને જ્યાં ગામડીઆ બે ઘડી ગપ્પા મારતા ત્યાં જાહોજલાલીમાં આવેલા નાનપરાના મુત્સદીઓની બેઠક જામતી.

બાબાસાહેબને નવાબી, મુગલાઇ, પેશ્વાઇ ઉપરાંત વિલાયતી પવન લાગ્યો હતો. મંદિરમાં ભિન્નભિન્ન જ્ઞાતિની, નાની મોટી સ્ત્રીઓ, કન્યાઓ આવતી અને બાબાસાહેબને પોતાની ઇચ્છા પાર પાડવા અવસર અને અનુયાયીઓ મળી રહેતા.

નદિ કીનારે જ ઝરૂખામાં બેસી, પગ ઉપર પગ ચડાવી પાનની ચમચીમાંથી પાન કાઢતાં, પ્રથમ સોપારી કાતરી મોંમાં નાંખતાં, અંગુઠાથી ચુનો ચોપડી પાન ખાઈ, ઉપર બે ચાર કકડી કાથાની ખાઇ તમાકુની ચપટી ભરતાં, પિચકારી મારતાં, પનીઆરીઓ ઉપર કાંકરી ફેંકતાં બાબાસાહેબને જે આનંદ આવતો તે આનંદ અવર્ણનીય હતો.

રાત્રીના અગીઆર વાગ્યા હતા. બાબાસાહેબ મુનસફ સાહેબને ત્યાં નાચમાંથી રંગપાણી લઇ આવતા હતા ત્યાં એક નાની કોટડીનાં ઓટલા ઉપર સ્ત્રી બેઠેલી જોઇ. રાત્રી, એકાન્ત અને સ્ત્રી–આટલું મળતાં બાબાસાહેબની વૃત્તિ ચમકી, હિંમત ભર આશાએ પેલીની પાસે ગયા. દૂરથી દેખાતી સુંદર સ્ત્રીના માથા ઉપર સુંદર પણ ટુંકા વાળ જોતાં આશ્ચર્ય પામ્યા. ગમે તેમ પણ સ્ત્રી છે, સુંદરતા છે. પગથી ચાંપર ચડ્યો અને હાથ લાંબો કર્યો. વિચારમાં દુઃખમાં પડેલી સુંદરીને હાથનો સ્પર્શ થતાં જ ચમકી, ઉભી થઇ, ઓરડીમાં પેસી બારણાં બંધ કરવા માંડ્યાં ત્યાં તો બાબાસાહેબ પાછળ પડ્યો. વિપૂલ બળ દાખવી બારણાં બંધ થતાં અટકાવ્યાં, અંદર પ્રવેશ કર્યો અને સુંદરી નાહિમ્મત થઇ, નિરાશ થઇ પડી, એમ થયું અને સાફાળી "હાય રે !" ની બુમ પાડી બુમ પડતાંજ બીજી ઓરડીઓનાં બારણાં ઉઘડયાં અને સામેથી એક અમલદાર ગલીમાંથી નિકળી આવ્યો. 'કોન હે ? ચલ મેરી સાથ ! જમાલ ! લેલો એ રંડીકું,' આ ધાંધળમાં બાબાસાહેબ પલાયન કરી ગયા અને થરથરતી, કંપતી, શું થશે, કયાં લઇ જશે, રખેને જે અમલદારની ઇચ્છા પૂરી પાડી શકી ન હોતી તેજ હોય એમ ત્રાસ પામતી સુંદરી બહાર આવી. ઓરડીને તાળું વાસતાં સાંકળ રહી જાય તો કુંચી આડી આવે એમ થતું. ઓરડી બંધ થઇ અને ઇનાયતખાન સુંદરીને લઈ ચાલ્યો.

## પ્રકરણ ૨૦ મું
### ચાવડી ઉપર

રાત્રીના બે વાગ્યા હતા. આ સ્થળ સિવાય સર્વત્ર શૂન્યકાર છવાયો હતો. ઇનાયતખાન આજ મહાન કાર્ય કર્યું હોય એમ આગળ ચાલતો હતો. વચમાં સુંદરી મુંગી મુંગી રોતી ચાલતી હતી અને પાછળ બે ચાર સીપાઇઓ હતા. સુંદરીના પાડોશીમાંથી કોઇએ ચાવડીમાં જવા હિમ્મત કરી નહી અને "રાં–છે જ એવી, કોણ જાણે રાતરે કોણ આવતું હશે? આજ પકડાઇ એટલે સતી થશે, પોલીસનું કામ. કચેરીમાં કોણ રોજ ધક્કા ખાવા જનારૂં છે; એવા આપણે કયાં પરદુ:ખભંજન વિક્રમ છીએ કે મદદ કરીએ–એમાં વળી પોલીસખાતા સાથે વાંધો પડે તો ગામમાં રહેવું ભારે પડે. ભોગ એના–" કરી પોતપોતાની ઓરડીમાં સુઇ ગયા.

પોલીસગેટ પાસે જ હતી; પડાળી વાળી પાંચ છ ઓરડીવાળી લાંબી ચાલીની બહાર પોલીસ પહેરો ભરતો હતો, ફાનસ બળતું હતું, ફાનસની પાસે ઘંટ અને ઘંટની પાસે રેતીની શીશીમાંથી રેતી સરી જતી હતી. ઇનાયતખાન અને ટોળું આવી પહોંચતાં પહેરો ભરનારો સન્ટી ટટાર ઉભો રહ્યો, સલામ કરી અને કાંઇક છે કરી જોવા લાગ્યો, ઇનાયતખાને 'ખોલો' કહેતાંજ અંધારી, જાડા સળીયાવાળી ઓરડીનું ખંભાતી તાળું ઉઘડયું અને સુંદરીને મુંગે મુંગે અંદર નાંખી બંધ કરી, ઇનાયતખાન અને સીપાઇઓ છૂટા પડ્યા.

સવાર પડી, ઇનાયતખાન ઉપરથી નીચે આવ્યો અને ગાદી તકીયે પડ્યો, તકીયાની પાસે નાનો ઇસ્કોતરો પડ્યો હતો અને ઇસ્કોતરાની જમણી બાજુ કલમદાન પડયું હતું. બે ચાર સીપાઇઓ, એકાદ કારકુન ખૂણામાં કામ કરતા હતા. ઇનાયતખાનને રાતે ઉંઘ ન હોતી આવી. તે પોતાના અમલમાં મધ્ય રાત્રીએ ભર લત્તામાં આવાં તોફાન થાય, એ હીણપત સમજતો. સુંદરી નાનજી શેઠની વખારમાં હતી, ત્યાંથી હલકી ચાલ માટે કાઢી મૂકવામાં આવી છે અને એ સારી પેઠે તે જાણતો હતો. ધંધારોજગારવાળી દેખાવડી સ્ત્રીને ગુજરાન નભા-

વવાનું એક જ સાધન છે અને એજ સાધન સુંદરી ઉપયોગમાં લેતી હોવી જોઇએ, એમ ઇનાયતખાનનું માનવું હતું. ઇનાયતખાનના ઇસ્કોતરા ઉપર એક ચીઠી પડી હતી અને એ ચીઠી હાથમાં લેતાંજ પહેરાવાળાએ કહ્યું:– “જીનાબ એ આલી! એ ચીઠી બાબાસાહેબ કે ઘરસે આઇહૈ.” ઇનાયતખાને ચીઠી વાંચી અને મોં ઉપર ક્રોધ છવાયો. રાતવાળી કેદીને બોલાવવા હુકમ થતાં સુંદરીને સામી લાવી ઉભી રાખી. “જરૂર! આવી દુષ્ટાઓ લોકોની નીતિ બગાડે છે. બાબાસાહેબ જેવો માણસ આની લાજ લૂંટે એ બને કેમ? ભૂખે મરતી આ રાંડજ એમ સારા માણસનો ફજેતો કરી બે પૈસા લેવા માગતી હશે. બાબાસાહેબ કોણ અને આ વેશ્યાજીવન ગાળનારી આ રાંડ કયાં? વળી મીયાં સાહેબ તરફથી પણ આને વિષે ફરિયાદ આવી છે. રાજ્યના હિત ખાતર આવા મુકદ્દમામાં બીજા પુરાવાની જરૂર નથી. હિંદુ કાયદાવાળા કહે છે કે, નિરપરાધીને દુઃખ ન દેવું અને પંચ નિમ્યા સિવાય, પૂરેપૂરી હકીકત સાંભળ્યા સિવાય કોઇને દેહાંત દંડ કે કારાગૃહની શિક્ષા કરવાનો રાજાનો પણ હક્ક નથી, તે હશે; પણ પોથીમાંનાં રીંગણાં; એમ હોય તો રાજ્યથી, અમલદારથી કોઇ બીએજ નહી. એ તો એમને એમજ પકડી કેદમાં સબડાવાય તોજ ગુન્હા અટકે.” ઇનાયતખાનના વિચાર આવા હતા અને સુંદરીને, પાડપાડોશીને, ગામ ચર્ચા જોવા જનાર પોલીસને પૂછ્યા સિવાયજ ઇનાયતખાને કાગળ ઉપર કાંક લખ્યું, શોજ-દારીનો સિક્કો કર્યો અને સહી કરી સુંદરી તરફ જોઇ પહેરેગીરને કહ્યું;– ‘આને કેદખાનામાં લઇ જાઓ. છ મહિનાની સજા કરાવું. પેલા બીજાને પણ એજ પ્રમાણે.” “છ મહિનાની સજા! કેદખાનું! હાય! હાય! મારી મેનાનું શું? એને તાવ આવે છે, શીતળા નિકળ્યા છે. એ મરી જશે તો, કેદખાનું! અને તે પણ વગર વાંકે.”

સુંદરી ગભરાઇને રોઇ પડી અને ઇનાયતખાન બેઠો હતો ત્યાં આવી પગે પડી. “મહેરબાન! કાંઇ દયા કરો! તમે પહેલેથી હોત તો ખબર પડત કે એમાં મારો દોષ જરાયે નથી. હું દુઃખી ઓટલા ઉપર બેઠી હતી ત્યાં એણે આવી મારો હાથ પકડ્યો, હું નાઠી. એ મારી પાછળ આવ્યો

ને મેં બુમ પાડી, ફોજદાર સાહેબ! મને ક્ષમા કરો. હવે રાતના ઓરડીમાંથી બહાર નહીં નીકળું. મેં ચોરી કરી નથી. શું કહો છો? મેં એની વીંટી લીધી? હાય! હાય! મારૂં શરીર જુવો. ત્યાંથી બાહારોબાહાર આવી છું પાસે વીંટી! ક્યાં છે? વીંટી લઇ કયાં રહું? કેદ! ત્યાં દળીને મને શું મળવાનું? મારી મેના મારા વીના મરવા પડી છે—જલુ ઠારને પૈસા આપવાના છે, ઘરની ઓરડીનું ભાડું, આમ છતાં શા વાંકે કેદ? ઇનાયતખાન, વગર વાંકે હું નિરાધાર બની અને અયોગ્ય રસ્તા લેવાનું મન થયું. મારી નાજુક કોમળ મેનાને જલુ ઠાર કાઢી મૂકશે. હાય! હાય, એને દુનિયા પજવશે. મારી પેઠે ભીખ માગતી થશે. અઢી વર્ષની મૂકી આવી છું. મેં એનું મોં જોયું નથી. અહીં પૂરેપૂરી તપાસ કરો. આજ કેટલાં વર્ષથી રહું છું. એક પાઇની વસ્તુ ચોરી નથી. નાનજીની વખારથી નીકળવું પડ્યું છે, પણ તે પેલી પાલીના પાપે, મારે ઘેર કોઇ આવે જાય છે કે કેમ તે તપાસ કરો. અમે સ્ત્રીઓ મજુરો, ગરીબ એટલે પાપી જ! અમે પવિત્ર હોઇ શકયે જ નહીં! તમારા શેઠીઆ, અમલદારો જ પવિત્ર! એમના શબ્દ એ બ્રહ્માનું વાકય, અમે સાચું બોલીયે તોપણ ખોટું લાગે! એક નિરાધાર સ્રીને કેદમાં નાંખી બાલહત્યા અને સ્રી હત્યાનું પાપ ન લો! મહેરબાન દયા કરો! કહો તો વહીવટદાર સાહેબ પાસે, માજીસ્ટ્રેટ પાસે, સરકાર પાસે જાઉં પણ દયા કરો." આટલું બોલતાં તાવ, ઉધરશ અને આવેગથી સુંદરી થાકી ગઇ; આંખમાંથી આંસું પડ્યે જતાં હતાં, શરીર કંપતું હતું, જીભ તોતડાતી હતી. એક પથ્થરનું હ્રદય પણ પીગળે પણ ઇનાયતખાનનું હ્રદય લોખંડનું હતું.

'બોલી રહી. બાબાસાહેબ ખોટા અને તું સાચી, તું સાચી? તું કોણ છે? કેવી છે? તે જાણું છું. બીલકુલ સાંભળવું નથી, ખુદ પરમેશ્વર આવીને કહે તો પણ એક દિવસની સજા ઓછી થાય એમ નથી. સીપાઇ—લઇ જાઓ એને—"

"લઇ જાઓ" શબ્દની સાથે જ સુંદરી બેભાન થઇ પડી અને બે સીપાઇઓ ઉંચકી લઇ જતા હતા ત્યાં કચેરીમાં ખળભળાટ થયો. ઉપરી

અમલદાર કે કોઇ મોટો માણુસ આવતો હોય તેમ સૌ આઘા ખશી ગયા. ઇનાયતખાન પણ ઉભો થયો. બે સીપાઇઓ સુંદરીની સારવારમાં પડ્યા. 'ખુદ પરમેશ્વર આવીને કહે તો પણ એક દિવસની સજા ઓછી થાય એમ નથી,' એ વાક્ય આવનારે સાંભળ્યું હતું; આવનારે સુંદરીના છેલ્લા શબ્દ સાંભળ્યા હતા અને એનું ત્રાસદાયક આક્રન્દ જોયું હતું અને અત્યારે મૃત્યુવત પડેલી સ્ત્રીની દયાજનક સ્થિતિ નજરે નિહાળી હતી. પેલો અમલદાર ગંભીરતાથી ધીરે પગલે આવ્યો. ઇનાયતખાનની ગાદીપર બેઠો, પડેલી ચીઠી તથા કાગળ વાંચ્યા અને બોલ્યો;–

"ઇનાયતખાન!"

"જી!"

સુંદરીને ભાન આવવા માંડ્યું હતું, બીકથી ચોગરદમ જોતી હતી. ઇનાયતખાનની પાસે ઉભેલા અમલદારને જોતાં જ સફાળી ઉઠીને બોલી:– 'આ તો નાનજી! હાય! હાય!" એટલું જ બોલી શકી.

"ઇનાયતખાન–આ બાઇને છોડી મૂકો."

જીવનમાં કોઇ દિવસ ફટકો નહી લાગ્યો હોય એવા ફટકો અત્યારે ઇનાયતખાનના હૃદયને લાગ્યો. નાનજી માજીસ્ટ્રેટ હતો; લોકપ્રિય હતો, નગરશેઠ હતો; ગાયકવાડીમાં, ઇંગ્રેજી રાજ્યમાં માનીતો હતો. એનો હુકમ તોડવો, એ રાજ્યની ઇતરાજી લેવા બરાબર હતું. "મારા કામમાં નાનજી શું સમજે? આમ અમારા કામમાં માથું મારશે તો પછી અમને કોણ ગણુશે? આવી સ્ત્રીને છૂટી રાખવાથી ખૂન, ગુન્હા વધે છે, એ એ ક્યાં જાણે છે? ગામમાં ફરવાની, ઉજાગરા કરવાની અને એવા લત્તામાં જઇ માથું ખોવાની સ્થિતિ એમની નથી આવતી." એવા વિચારો ઇનાયતખાનને આવ્યા અને તેનું ચાલત તો ત્યાં ને ત્યાં જ નાનજીને ઠાર કરત. તે મનમાં બડબડ્યો પણ ખરો કે, "અત્યારે કચેરીમાં વગર કામે આવવાની જરૂર શી હતી?"

"છોડી મૂકો," શબ્દ કાને પડતાં જ સુંદરી હર્ષઘેલી થઈ:–"ખરે મને છોડી મૂકશો? કેદખાનું નહીં? કોણ કહે છે? ના, ના. ખોટી વાત. મને હમણાં જ સજા થઈ છેને–આ જમ જેવા સીપાઇઓ હજી મને વીંટ-

બાહ્ય વળ્યા છેને! 'છોડી મૂકો?' એ શબ્દ પેલો ક્રૂર નાનજી કહે—એ બને જ નહી. એનામાં દયા હોત તો વખારમાંથી મારે નીકળવું પણ શેનું પડત?"

—'ફોજદાર સાહેબ! મારે નથી છૂટી થવું? નાનજી શેઠની દયા નથી જોઇતી, હું વખારમાંથી શાસાટે નીકળી? પેલી પાલીની દુષ્ટ વાસના પૂરી ન કરી શકી માટે? હું વ્યભિચારિણી છું, કહી કાઢી મૂકનાર, કાઢી મૂકવાનો હુકમ આપનાર—મારા જીવનને ધૂળધાણી કરનાર આ—શેઠ મને છૂટી કરી, વળી કોણ જાણે શુંયે કરશે? મારે છૂટાં થવું નથી." સુંદરી ઉશ્કેરાઇ ગઇ હતી મોં લાલ થઇ ગયું હતું. આંખમાંથી અગ્નિ વરસતો હતો.

"ફોજદાર સાહેબ! હું તમારાથી નથી બીતી. તમે ન્યાયી છો પણ આ તો અન્યાયી છે. આણે મને છૂટી કરી નથી; પણ તમને જ લાગ્યું કે હું નિર્દોષ છું—છૂટી—ના, ના, મને બનાવો છો? છૂટી હોઉં તો આ સીપાઇઓ મારી પાસેથી ખસતા કેમ નથી? મારી મેનાને મળીશ? મેના! મારી છાતીમાં સણકા આવે છે—મને તાવ ચઢ્યો છે—પણ મજુરી, શું ખાઇશ? કેદ—" સુંદરી ગાંડાની માફક યદ્વાતદ્વા બોલતી હતી.

ઇનાયતખાનનો મિજાજ આજ ઠેકાણે નહોતો. 'ખુદ પરમેશ્વર આવે તોયે એક દિવસની સજા ઓછી નહી થાય' કહેનારને છોડી દેવી પડી, એ એના અધિકારને, એના ટેવાયેલા હૃદયને જરાએ રૂચિ કરનારૂં ન હતું. નાનજી શેઠ માજીસ્ટ્રેટ ત્યાં હતા, પણ સુંદરીને જે સજા પોતે કરાવવાના હતી તે પોતાની સત્તાની રૂએ કરી હતી. બાબાસાહેબની ચીઠી હતી. એ સ્ત્રી માટે લોકમાં સારો અભિપ્રાય ન હોતો; પોલીસ રીપોર્ટ પણ ખરાબ હતો, તો પછી નાનજી શેઠ શા માટે વચ્ચે પડે? સુંદરીની આસપાસથી સીપાઇઓ ખસી ગયા; સુંદરી સ્વતંત્ર બની અને ઇનાયતખાનની આંખો ફાટી, બેચેહની આવી અને 'કોણ છે—ક્યાં છે' તે ન જોતાં તડુકી ઉઠ્યો:—"જમાલ! જાફર! હેવાન છો કે શું? આ રાંડ વેશ્યા, ખૂનીને કોણે છોડી મૂકી? લઇ જાવ એને કેદમાં! સાંભળો છો કે નહી? મારી સત્તામાં, મારા કામમાં કોણ વચમાં આવનાર છે તે તો જોઉં?"

"ઇનાયતખાન! હું! માજીસ્ટ્રેટ તરીકે નગરશેઠ તરીકે હું વચમાં પડું છું."

સુંદરી, સીપાઇઓ, અને બે ચાર બીજા કેદી ચમકી ઉઠ્યા. ઇનાયતખાન નાનજી શેઠની સામા થવાની હિમ્મત કરે, એ નવાઇ લાગી. ધ્રુજતી સુંદરી ઘડીમાં ઇનાયતખાન તરફ તો ઘડીમાં નાનજી તરફ જોતી હતી. 'ઇનાયતખાન ઉપરી કે નાનજી? નાનજી અહીં ક્યાંથી? આ તે નવાબી કે વીસમી સદીનું દેશી સ્વતંત્ર રાજ્ય? આમ ભર કચેરીમાં અપમાન થઇ શકે ખરૂં? પોલીસ અમલદાર માજીસ્ટ્રેટની સામે? મોગલાઇમાં સુબાઓ બાદશાહની સામા થતા હતા. આ તો ઇંગ્રેજી અમલ હતો, સુધરેલું દેશી રાજ્ય હતું.' ઇનાયતખાને અત્યાર સુધી કોઇનું અપમાન ખમ્યું નહોતું. નાનજી તરફ હૃદયથી તિરસ્કાર હતો. "દેહાંતદંડની શિક્ષા થાય તો થવા દો પણ આજ તો એની સામો જ થવાનો," કરી બોલ્યોઃ-

"મહેરબાન! આપ વચમાં ન પડો. સજા કાયમ જ રહેશે.'

"શા માટે!"

"આ સ્ત્રીની ચાલચલગત જાણું છું. તમારી વખારમાંથી તમે જાતે રજા આપી છે અને બાબાસાહેબ જેવા એક પ્રસિદ્ધ શહેરીની આબરૂ ગુમાવવા તૈયાર થઇ, એ ઓછો ગુન્હો? મેં જાતે જોઇ છે."

"ઇનાયતખાન! તમે સાચાબોલા છો. તમારૂં હૃદય ચોખ્ખું છે એટલે જ હું આટલું સાંખી રહું છું. બાકી કચેરીમાં આટલા માણસ વચ્ચે મારૂં અપમાન થાય, એ હું જોઇ રહું એમ નથી. જેમ તમે હાજર હતા તેમ હું પણ હાજર હતો. હું એ જગા પાસે જ હતો. તમારો બાબાસાહેબ કે જે હોય તે આ છોકરીની પાછળ પડ્યો હતો અને બિચારીની લાજ લૂંટવા તૈયાર થયો હતો. કેદમાં મોકલવા કોઇ લાયક હોય તો તમારો બાબાસાહેબ છે, આ નહી. મેં બાબાસાહેબની ચીઠી વાંચી છે. વળી મુકદ્દમો ચલાવ્યા વિના આમ કેટલાને તમે કેદમાં મોકલતા હશો? પેશ્વાઇ કે મોગલાઇ નથી! નવા રાજ્યના અમલદાર છો હોં. તમારા જેવા આપખુદી અમલદારોથી જ સરકાર પ્રત્યે અણગમો થાય છે. પુરતી તપાસ કર્યા વિના આમ કેદખાનું!"

"મહેરબાન! આવી હલકી સ્ત્રીનો બચાવ આપ કરો છો, એ દિલગીરીની વાત છે. હમણાં જ તમારે માટે એ શું બોલી હતી?"

"મારે માટે? એ મારે સમજવાનું છે? મેં એને વખારમાંથી કહાડી મૂકવાનો હુકમ કર્યો એની હું તપાસ કરીશ પણ–"

"તમે કચેરીમાં ખાનગી ગૃહસ્થ નથી. નગરશેઠ–માજીસ્ટ્રેટનું અપમાન તે સરકારનું અપમાન, એ માટે પણ શિક્ષા થવી જ જોઇએ." ઇનાયતખાને બીજો મુદ્દો રજૂ કર્યો.

"ઇનાયતખાન! બધી કચેરીમાં અંતઃકરણની કચેરી જુદી જ છે. મેં આ બાઇની હકીકત સાંભળી છે અને જે કરૂં છું તે યોગ્ય જ છે–"

"ને મહેરબાન હું પણ જે કરૂં છું તે યોગ્ય જ છે–એ કેદખાનામાં જશે."

"હું એક કલાક પણ નહી રહેવા દઉં."

ઇનાયતખાન ધીરા પડ્યો, અને બોલ્યો:–"નાનજી શેઠ! આપ માજીસ્ટ્રેટ છો, આપને અખત્યાર છે પણ આજ વચમાં ન પડો. મારી જીંદગીમાં આજ જ ઉપરી અમલદારની સામે બોલવા હિમ્મત ભીડી છે. બાબાસાહેબ જાગીરદાર છે–રામચંદ્રજીના મંદિરના વહીવટદાર છે. બાબાસાહેબ સરદાર છે–એમના કુટુમ્બે સરકારને મરાઠા પેશ્વા સાથેના યુદ્ધ વખતે કેટલીક બાતમી આપી મદદ કરી છે–એમને રાજી રાખવા એ આપણી ફરજ છે અને આ સ્ત્રીનો પેશો હલકો છે–એને–"

"ઇનાયતખાન! હવે બહુ થયું. તમારૂં ડહાપણ રહેવા દો! માજીસ્ટ્રેટનો શો અખત્યાર છે તે હું જાણું છું. પોલીસ અમલદારને સત્તા મળવાથી લોકો ઉપર કેવો ત્રાસ વર્તે છે તે હું જાણું છું. પોલીસ કરતાં જમનું તેડું સારૂં. કેદખાનામાં તમે કેદીની શી સ્થિતિ કરો છો, એનો અનુભવ છે. પશુ કરતાં પણ અધમ ગણો છો." નાનજી શેઠે દ્વિઅર્થમાં આ વાક્યો ઉચ્ચાર્યા.

"મજીસ્ટ્રેટ સાહેબ! એ આપના અખત્યારની વાત છે પણ મારે વાત આગળ લઇ જવી પડશે."

"લઇ જાઓ પણ અત્યારે એને છોડો. વગર કારણે, વગર સાબીતીએ અને મુકદ્દમો ચલાવ્યા વિના એક વ્યક્તિને તમે ભવિષ્યમાં કેવી રીતે પકડી કેદ કરો છો તે જોઇશ.–"

"પણ–"

"પણ બણુ નહી, સત્તાની રૂએ આ બાઇને છૂટી મૂકવા હુકમ કરૂં છું."

ઇનાયતખાને વખત વિચાર્યો, એકદમ મૂગો થયો. નીચા પડી કુરનસ બજાવી અને ઇશારતથી સીપાઇઓને દૂર કર્યા. બિચારી સુંદરી સ્વર્ગ અને નર્ક વચ્ચે ઝોલાં ખાતી હતી. એની પોતાની સન્મુખજ દેવ અને દાનવનું યુદ્ધ ચાલતું હતું. દાનવ એને અંધકારના ગર્તમાં લઇ જવા મથતો હતો. દેવ એને સ્વર્ગની સ્વતંત્રતામાં લઇ જવા પ્રયત્ન કરતો હતો અને એને સ્વતંત્રતા અપાવનાર, કેદખાનાના અંધકારમાંથી બચાવનાર કોણ હતો? જેના નામનો એને તિરસ્કાર હતો જેણે વખારમાંથી કહાડી મૂકવા હુકમ આપ્યો હતો, જેને લીધે તેની આવી સ્થિતિ થઇ હતી તે નાનજી. નાનજીના એકેએક શબ્દ એના હૃદયમાં શાંતિ પ્રસારતા હતા, અભાવ તિરસ્કાર જડમૂળથી ઉખેડી નાંખતા હતા. ઇનાયતખાન ખોયેલા શિકારથી નિરાશ થયેલા સિંહની માફક ચાલ્યો ગયો. અને નાનજી સુંદરી પાસે ગયો, તેના વાંસે હાથ મૂકયો ને બોલ્યો;–"બાઇ મેં તારો ઇતિહાસ સાંભળ્યો છે. તું મારી વખારમાં હતી, અને તને કહાડી મૂકવામાં આવી છે, એ હુકમ ઉપર મારી સહી હોવીજ જોઇએ એનો વિચાર કરૂં છું ત્યારે પસ્તાઉં છું, પણ મારી પાસે કેમ ન આવી? મારાં બારણાં ફરિયાદ માટે સદા ઉઘાડાં છે, એ આખું ગામ જાણે છે. બાઇ! ફિકર કરીશ નહીં. તારૂં દેવું હું ભરીશ. તારી મરજી હશે તો તારી છોકરીને બોલાવી મંગાવીશ ને મારી પાસે રાખીશ. તારી ત્યાં જવા મરજી હશે તો ત્યાં મોકલીશ. જીવન શરૂ કરવા જોઇતી સગવડ કરી આપીશ. તારી દવાને માટે તજવીજ કરીશ. આબરૂદાર જીવન ગાળવામાં તને મદદ કરીશ. તું પતિત થઈ નથી, એ હું માનું છું."

નાનજીના આ શબ્દો નિર્જીવ સુંદરીને સજીવન બનાવવા, હૃદયમાં ઉત્સાહ રેડવા, નિરસ સંસારને રસમય બનાવવા બસ હતા. "શું હું સ્વતંત્ર? મારૂં દેવું પતી જશે? ફરીને આબરૂભેર રોટલો રળીશ! મારી મેના મારી પાસે રહેશે? એને ભણવાની, સુખમાં રહેવાની અનુકૂળતા થશે. મને સ્વતંત્ર જીવન!" આવો વિચાર થતાં સુંદરીનું હૃદય ભરાઇ આવ્યું તે રોઈ પડી. રોતાંજ નબળા શરીરમાં ટાઢની કંપારી આવીને નાનજીનાં પગ આગળ પડી.

# પ્રકરણ ૨૧ મું

## અંતકાળ

સુંદરીને ઉંચકાવી દવાખાનામાં મોકલાવી નાનજી ઘેર ગયો. સુંદરીને સખ્ત તાવ ચઢ્યા હતો. મુઝારાનાં ચિહ્ન જણાતાં હતાં. પથારીમાંથી ઉઠી ઉઠી નાસતી હતી. લુગડાંનું, શરીરનું ભાન ન હોતું. ઘડીક મૈનાને ધવડાવતી હોય, ખોળામાં સુવાડી થાબડતી હોય તો ઘડીમાં કોઇથી ત્રાસીને 'ભાઇ સાહેબ! મને જવા દો' કહેતી હોય એમ ચાળા કરતી. "પકડાયા છો—આટલે વર્ષે પરણવાનું કહી મને ફસાવી મોજ માણનારા તમે જ ને?" "હાય! પાલી આવી! બાબાસાહેબ!" આમ ઢંગધડા વિનાનું બોલતી અને છાતીની અને તાવની પીડાથી પથારીમાં બેચેનીમાં પડી હતી. સુંદરીની સારવારમાં વૈદ્ય, બે ત્રણ બાઇઓ રાત દિવસ હાજર હતાં. નાનજી દિવસમાં ત્રણવાર સુંદરીની ખબર કાઢવા આવતો; એના ખાટલા પર બેસી માથે ઠંડા પાણીનાં પોતાં મૂકતો, છાતીએ અળસીનું પોલ્ટીસ મૂકતો અને સુંદરીને જરા પણ અગવડ ન પડે એવી ચીવટ રાખતો.

આજ ચારેક દિવસે સુંદરીને કાંક આરામ હતો, કદાચ ઓલવાતા દિવાનો છેલ્લો પ્રકાશ પણ હોય. દરદ કમી હતું. તાવને બદલે શરીર ઠંડું હતું. આંખોમાંથી બેચેની દૂર થઇ હતી. સુંદરીને કાંઇક હોંશીયાર જોઇ નાનજી બોલ્યોઃ—

"બેટા! કેમ છે હવે?" "ઠીક છે. હું બહુ ઉંઘી."

"તું શું જુએ છે?"

"શ્રી રામચંદ્રજીની પેલી છબી, પેલી અહલ્યા પતિત થાય છે, પસ્તાય છે, શલ્યા થઇ પડે છે અને જગદુદ્ધારક રામચંદ્રજીના સ્પર્શથી પુનિત થાય છે તે કેવો પુણ્યમય દેખાવ!"

"બહેન! તું પણ અહલ્યા જ છે. પતિતનો ઉદ્ધાર થવાનો જ. મનુષ્ય દેવપદ આમ જ પામે છે. હિરણ્યકશ્યપને સ્વર્ગ મળ્યું, ખોટા જાલંધરને જાલંધર માનનારી વૃંદા પૂજ્ય થઇ પડી, જે નર્કનો તેં ત્યાગ

કર્યો તે નર્કના અનુભવથી સ્વર્ગમાં રહેવાનું મનોબલ આવશે," આટલું બોલતાં નાનજીએ ઉંડો નિશ્વાસ નાંખ્યો અને "મહાત્મા ગરી–" એટલા જ શબ્દ નહી જેવા સંભળાયા. આ ચાર દિવસ નાનજી બેશી રહ્યો ન હોતો. સુંદરી કોણ હતી, વખારમાં કયારે આવી, કેમ નીકળી, મેના કયાં છે, વગેરેની પુરતી તપાસ કરી, જલુ ઠારને બસો રૂપીઆ અને પત્ર મોકલ્યો હતો. તેમાં લખ્યું કે મેનાને જલદી મોકલી દે. બસો રૂપીઆ મળતાં લોભી જલુ ઠારને એમજ થયું કે સુંદરીના મોહમાં કોઇ ધનાઢય ફસાયો છે અને મેનાને હાથમાંથી જવા દીધી તો ઘેર બેઠે કમાવાનું સાધન જવાનું. આથી એણે ઉત્તર લખ્યો કે, "મેનાની તબીયત નરમ છે. એ વૈદ્યની દવા ચાલુ છે અને લગભગ દોઢસો રૂપીઆ બીજું ખર્ચ થઈ ગયું છે." પત્ર મળતાંજ નાનજીએ બસો રૂપીઆ મોકલ્યા અને તાકીદે મેનાને મોકલવા આગ્રહ કર્યો.

આ બાજુ ઈનાયતખાને સુરત, અમદાવાદ, મુંબઈ, કાઠીયાવાડ વગેરેના પોલીસ અધિકારીઓને સરકારી પેગામ મોકલ્યા અને તે બધા ઉપર 'ખાનગી' એવો શેરો હતો. નાનજીને આ ખાનગી પેગામની ખબર મળી હતી પણ એ શા સંબંધી છે તેની તજવીજ કરવા યોગ્ય ધાર્યું નહી.

નાનજી રોજના નિયમ પ્રમાણે સુંદરીની ખબર કાઢવા જતો, પણ દિન પ્રતિદિન સુંદરીની તબીયત લથડતી હતી. જે દિવસે સુંદરીને દવાખાનામાં આણી તે દિવસે ગામમાં હાહાકાર વર્તી રહ્યો. નાનજી શેઠની નિંદા થવા માંડી. 'વ્યભિચારિણીને આમ ઉત્તેજન આપવાથી પાપને પોષણ મળશે; એવી સ્ત્રીઓને તો ધગધગતા તેલમાં હોમવી જોઇએ; પતિત સ્ત્રી પછી ઇચ્છાથી કે અનીચ્છાથી પતિત થયેલી સ્ત્રી પ્રત્યે દયા સંભવેજ નહી,' એ જ્યાં માન્યતા ત્યાં નાનજીનું વર્તન કયાંથી રૂચિકર લાગે ? દવાખાનામાં પણ શરૂઆતમાં સારવારનું કામ કરતી બાઇઓને સુંદરીની સેવા, સુંદરીનો સ્પર્શ દુઃખરૂપ લાગ્યાં પણ ધીરે ધીરે પવિત્ર સુંદરીના શુદ્ધ અંતઃકરણનો, એના દયાર્દ્ર હૃદયનો અનુભવ થતો ગયો તેમ તેમ સુંદરી તરફનો અભાવ, તિરસ્કાર લુપ્ત થતો ગયો. નાનજી સુંદ-

રીની બગડતી જતી તબીયત જોઈ સુંદરીની પાસે બેઠો, એના કપાળે હાથ ફેરવ્યો અને ધીરે રહી બોલ્યો;–'બેટા! તને શું થાય છે!"

"પિતાજી! મારી મેના ક્યાં? હજી નથી આવી?"

"બહેન! કાલસોરી આવશે, આવવી જોઇએ. તું બે ફિકર રહે."

'પિતાજી! હાશ. મેના મારી સોડમાં સુશે? કેવી ટાઢક? હું કેવી પાપિણી કે તમને ધિક્કારતી હતી! તમે મને વખારમાંથી શું કામ રજા આપી?'

નાનજીએ ઉંડો નિશ્વાસ નાંખ્યો અને હાથ પંપાળતો બેસી રહ્યો. વૈદ્ય આવ્યો. નાડ તપાસી બોલ્યો, "ભાઈ! હવે જલદી કરો! એને જેને મળવાની ઇચ્છા છે તેને જલદી બોલાવો!"

"વૈદ્ય શું કહે છે પિતાજી?"

"મેનાને જલદી બોલાવવા આગ્રહ કરે છે. મેના આવશે તો જલદી આરામ થશે."

"બરાબર છે. મેના, ક્યાં છે, મારી મેના?"

દિવસ પછી દિવસ જતા ગયા. વહાણું વાય ને નાનજી મેનાની વાટચ જોતો ઉભો રહેતો પણ કોઇ જ દેખાતું નહી. જલુ ઠારને આ સોનાનાં ઇંડાં મુકતી મુરઘી છોડવી ગમતી નહી. 'એની તબીયત લથડી ગઇ છે અને પગપાળાની કે ગાડીની મુસાફરીથી વધારે બગડશે' કરી મોકલવાનું લંબાવ્યે ગયો.

"પિતાજી! આખરે મેના નજ આવી હોં, માને દિકરીનું બળે એવું દિકરીને માનું શાનું બળે?"

"બહેન! આજ ને આજ હું માણસ મોકલું છું, નહી તો હું જાતે જઇશ. બહેન! આના ઉપર સહી તો કર, એટલે જલુ ઠારને ખાત્રી થાય."

"લાવો."

---

# પ્રકરણ ૨૨ મું

## એકઇમાની ઇનાયતખાન

નાનજીનું ચિત્ત હમણાં ચગડોળે ચડ્યું હતું. એક બાજુ મેનાના નામની જપમાળ જપતી સુંદરી મૃત્યુવશ થયે જતી હતી, બીજી બાજુ જલુ ઠારને બમણા રૂપીઆ મોકલ્યા છતાં, સંદેશા અને માણસો મોકલવા છતાં મેનાને મોકલતો નહોતો. જેટલો વિલમ્બ થાય છે તેટલો પસ્તાવો થશે, બે દિવસમાં મેના નહી આવે તો પછી મહેનત નિરર્થક જશે, એમ ધારી નાનજીએ જાતે જ મેનાને લેવા જવા તૈયારી કરી. જતાં પહેલાં માજીસ્ટ્રેટનું, વ્યાપારનું જરૂરી કામ આટોપી જવાય તો ઠીક ધારી નાનજી આજ રોજ કરતાં પણ વહેલો પરવારી કાર્યગૃહમાં ગાદી ઉપર બેઠો હતો. કાગળીયાં જોઇ શેરો, સૂચના કરતો હતો ત્યાં ઇનાયતખાનની વરધી આવી. ઇનાયતખાન તે દિવસ પછી આજ જ નાનજીને એકાન્તમાં મળ્યો હતો. નાનજી કામમાં મશગુલ હતો એટલે ઇનાયતખાનને આવકાર આપવાનું બેસો કહેવાનું પણ વિસરી ગયો. એનું હૃદય બળતું હતું, આંખો કાગળીયામાં હતી. ઇનાયતખાન ખાસ કામે આવ્યો હશે, એ લક્ષમાં જ ન હતું. ઇનાયતખાન નિમકહલાલ પ્રામાણિક અને આવેગવાળો માણસ હતો. એના ચહેરા ઉપરથી સ્પષ્ટ લાગતું હતું કે, એના હૃદયમાં થોડા સમય ઉપર જુદી જુદી વૃત્તિનું મહાન યુદ્ધ થયું હોવું જોઇએ. ઇનાયતખાન ક્રોધનો ભભૂકો હતો, તેનામાં ઉર્મિનો આવેગ એટલો હતો કે જે સમયે એ તણાતો તે વેળા એને પકડી રાખવા કોઇ સમર્થ ન હોતું. એનું હૃદય નિખાલસ હતું. જેટલા વેગથી પ્રેમની લાગણી થતી તેટલા જ વેગથી તેનો તિરસ્કાર પ્રદર્શિત થતો. અન્યાયનો, પોતાને લાગતા અન્યાયનો કટ્ટો દુશ્મન હતો, તે જ પ્રમાણે કાયદાને અક્ષરશઃ પકડી રાખતો. ઉપરી અમલદારના શબ્દને 'બાબાવક્યં પ્રમાણમ્' માનતો.

ઇનાયતખાને દાખલ થઇ કુરનસ બજાવી અને પૂછે ત્યાં સુધી ન બોલવાના અધિકારીઓના નિયમ પ્રમાણે ઉભો જ રહ્યો. પેહેરા ઉપર

સન્ત્રી ઉભો રહે તેમ કલાક ઉભો રહ્યો અને એ આખો વખત એની નજર નાનજી તરફ જ હતી. આખરે નાનજી પરવાર્યો. કલમ કલમદાનમાં મુકાઇ, કાગળોનું દફતર બંધાયું અને ગાદી ઉપર પડતાં પડતાં બોલ્યો:-

"કેમ? ઇનાયતખાન, શી ખબર છે?"

"મહેરબાન! એક ગંભીર ગુન્હો બન્યો છે."

"ગુન્હેગાર કોણ છે?"

"જી, હું પોતે!"

"અને ગુન્હો કોની સામે કર્યો છે?"

"આપની સામે, એક અધિકારી સામે!"

"મારી સામે? ઇનાયતખાન! તમે ગાંડા થયા છો?"

"ના જી! હું ગાંડો નથી થયો. મહેરબાન! મને નોકરી ઉપરથી બરતરફ કરો, મારે બીજો જવાબ જોઇતો નથી. હું રાજીનામું આપી શકું એમ છું પણ એ શિક્ષા બસ નથી. મને બરતરફ જ કરો. બીજી શિક્ષા પણ કરો! તે દિવસે તમે મારા ઉપર મારી ફરજ બજાવતાં ખોટા ચીડાયા હતા. આજે તો હું મારો દોષ કહેવા આવ્યો છું, માટે સખ્ત શિક્ષા કરજો."

"એવો કયો ગંભીર ગુન્હો કર્યો છે? જે બરતરફી માંગો છો, પણ વાત તો કરો!"

"સાહેબ! પેલી છોકરીની વાત બન્યા પછી મેં આપના વિરૂદ્ધ એક અરજી કરી આપની નાલેશી કરી હતી?"

"અરજીમાં શું બઝ્યું હતું?"

"હું આપને એક પાપીમાં પાપી ખૂની ધારતો હતો."

"મને! શા ઉપરથી?"

"મેં કેટલી બાતમી મેળવી હતી. વળી તે દિવસે પેલા ફુલીયાને ગાડા તળેથી કાઢ્યો તે દિવસે મેં નહોતું કહ્યું કે ગાડું ઉંચું કરે એટલા જોરવાળો તો એક જ છે. અજામીલ નામનો એક અથંગ ઉઠાઉગીર છે. તેમાં અને તમારામાં બહુ મળતાપણું આવવાથી મેં ભૂલ કરી."

"કોણ? શું નામ?"

'અજામિલ! એક પહાડી કિલ્લામાં આશરે વીશેક વર્ષ ઉપર જ્યારે હું સામાન્ય સીપાઇ હતો ત્યારે અજામિલને મેં જોયો હતો. આ અજામિલે કેદખાનામાંથી છૂટયા પછી એક મંદિરમાં લૂંટ કરી હતી અને એક નાના છોકરાને રસ્તામાં લૂંટયો હતો. ત્યાર પછી એનો પત્તો જ નથી. તે દિવસના બનાવથી મને શંકા આવી અને તમે જ અજામિલ, એમ મેં અરજીમાં લખ્યું હતું."

નાનજી ઇનાયતખાનના નિખાલસ એકરાર અને સ્પષ્ટ વચન સાંભળી હસ્યો ને બોલ્યોઃ-

"પછી! તમને શો ઉત્તર મળ્યો?"

"તમારી ડાગળી ચસકી ગઇ છે-તમે તમારૂં કામ કરો."

"ઠીક."

"અને મને લાગે છે કે, મારી મૂર્ખાઇજ હતી."

"સારૂં છે કે, તમે સમજો છો."

"ન સમજું તો જાઉં કયાં? હમણાં જ ઇંગ્રેજ અમલદારે પેલા બહારવટીયા અજામિલને પકડ્યો છે!"

નાનજી ચમકયો, ઇનાયતખાન તરફ ટીકીને જોઇજ રહ્યો.

"મહેરબાન! વાત આમ છે. 'જંબુસરમાં એક મહાદેવના મંદિરમાં ચતુરદાસ કરી વૃદ્ધ બાવો રહેતો હતો. મહાદેવની પૂજા કરતો અને એ તરફ કોઈનું લક્ષ પણ ન હોતું. દુકાળમાં આ બાવાએ એક છોકરાનાં ઘરેણાં કાઢી કુવામાં નાંખ્યો. છોકરો બચ્યો, બાવાને પકડવામાં આવ્યો અને અમદાવાદની જેલમાં પુરવામાં આવ્યો. ત્યાં બાબરા નામનો બીજો કેદી હતો, ચતુરદાસને જોઇને તે એકદમ બોલી ઉઠયો. "આ તો અજો? અમે પહાડી કેદખાનામાં સાથે હતા." એમાં તકરાર પડી અને તપાસ શરૂ થઇ. ચતુરદાસ પાવાગઢ પાસેના નાના ગામનો રહેવાસી માલુમ પડ્યો અને ત્યાં લાકડાંના ભારા કાપી વેચવાનું કામ કરતો હતો. ચતુરદાસ કાઠિયાવાડમાં ફરતો હતો એમ પત્તો મળ્યો, ત્યાંથી રાધનપુરમાં ફકીર તરીકે રહેતો એવી ખબર મળી છે-અજો અથવા અજામિલ પણ પાવાગઢ તરફનો જ

છે; એ લાકડાના ભારા ઉપર જ ગુજરાન ચલાવતો. અજામિલે જ જુદાં જુદાં નામ ધારણ કર્યાં હોય એ સંભવિત છે. પાવાગઢના ગામડે ગામડે તપાસ કરતાં અજામિલના કુટુમ્બને કોઈ ઓળખતું જ નથી. તેનું તેવું કોઇ નામનિશાન રહ્યું નથી. ગામડાંઓ ગરીબાઇને લીધે પાયમાલ થઇ જાય છે, જે ગામડાંમાં પાંચસે છાપરાં હોય ત્યાં પાંચ પણ રહેતાં નથી, એ શહેરના વતનીઓને ન જણાય. વધતી જતી ગરીબાઇ દુકાળ અને રાજ્યોની ફેરફારીથી આ ગામડાં પાયમાલ થઇ ગયાં છે. અજામિલને ઓળખનાર બાબરા ઉપરાંત બીજા બે કેદી છે, એ બધા જ ચતુરદાસજ અજામિલ છે, એમ કહે છે. એટલાં જ વર્ષ, એટલી જ ઉંચાઇ, એટલી જ જાડાઇ–' આજ આરસામાં મેં અરજી કરી અને મારામાં અક્કલ નથી એમ ઉત્તર આવે એમાં શી નવાઇ? અજામિલ અમદાવાદની જેલમાં હોય, અને હું કહું કે આપ અજામિલ એ કોણ માને? મને એટલાથી સંતોષ ન વળ્યો. ચતુરદાસને જોઇ આવ્યો અને મારી ભૂલ સમજાઇ. એજ અજામિલ."

"ઇનાયતખાન! તમારી ખાત્રી છે? જો જો પાછી બીજી ભૂલ ન થાય."

"હવે ભૂલ થાય? મેં મારી નજરોનજર જોયું છે કે એજ અજામિલ! મહેરબાન! હું હવે પસ્તાઉં છું. મારા જેવો ગધેડો બીજો કોણ કે આપ જેવાને મેં ખૂની લૂંટારા ધાર્યા? હું તમારી ક્ષમા ચાહું છું. અને મને નોકરી ઉપરથી દૂર કરવા લખો."

"પણ, ચતુરદાસ–તમારો અજામિલ–શું કહે છે? પોલીસ અમલદારો માર મારીને ગુન્હો કબુલ કરાવે છે એમ તો નથીને? પેલી છોકરીને વગર કામ ચલાવે છ મહિના બેસી દેતા હતા, એમ તો નથીને?"

"નાજી! મંદિરમાં રહી છોકરાંનાં ઘરેણાં કાઢવાં ને બાલકને કુવામાં નાખવું એ બાવાથી નથી બનતું. જુની ટેવો, અભ્યાસ વિના ન બને. એ કાંઈ બે ચાર માસની સજાનું કામ નથી. એને માટે તો કાળે પાણી કે જન્મ ટીપજ. અને અજામિલને આપ ઓળખતા નથી! એનો આત્મા આવીને કહે કે તું અજામિલ છે તો એ નામુકરર જાય એમ છે. એ તો એમજ કહે છે કે હું તો ચતુરદાસ! અજામિલને ઓળખતોજ નથી!

એનો પત્તો મળશે અને એને તો યોગ્ય નશીયત થશે. અમદાવાદ કેસ ચાલવાનો છે અને મારે સાક્ષી આપવા જવાનું છે."

નાનજીએ દફ્તર ઉઘાડી, બે ચાર કાગળ ફેરવ્યાં ન ફેરવ્યાં કરી દફ્તર બાંધતાં કહ્યું:—

"ઇનાતખાન! હશે. મારે કાંઇ લેવાદેવા નથી, વખત નકામો બગડે છે ને મારે જરૂરનું કામ છે. હમણાં જ મુનસફની ગાડી નીચે એક છોકરો ચગદાયો. એની મા ફરિયાદ કરવા આવી હતી. મુનસફના ગાડીવાનને પકડી મંગાવો. મુનસફથી ડરશો નહી. લોકોને ચગદવાની એમની સત્તા નથી. મનસુખ શેઠે ખાળની મોરી ઉઘાડી છે અને ગંદું પાણી પડોશની ભીંતમાં જાય છે, શેઠને કહીયે કે મોરી સમી કરો, નહી તો શેઠની શેઠાઇ ગુમાવવા વખત આવશે. પણ ઇનાયતખાન, તમે તો અમદાવાદ જવાના હશો?"

"હાજી."

"ઠીક!"

"પણ સાહેબ મને બરતરફ કરવાનું શું?"

"ઇનાયતખાન! તમે એક ઇમાની છો અને એટલા માટે મને તમારે માટે માન છે. તમે તમારા વાંકને મોટું રૂપ આપો છો. વળી આ વાંક મારા સંબંધી છે! તમારા જેવા અમલદાર સરકારના અમલને દીપાવે છે. તમે મોટા માણસ થવા લાયક છો અને થશો. તમે નોકરીમાં ચાલુ રહો, એમ મારી સલાહ છે."

ઇનાયતખાન નાનજી તરફ ટીકીને જોઇ રહ્યો ને પછી વિચાર કરી બોલ્યો:—

"ના જી, એ નહી બને. એ કાંઈ મોટું રૂપ હતું જ નહી. તમને મેં શંકાની નજરે જોયા તેનું તો કાંઇ જ નહી, કારણ પોલીસો તો સર્વને શંકાની નજરે જોવા ટેવાઇ જ જાય છે. જો કે રાત્રીદિવસ સર્વને શંકાની નજરે જોવાં એ પાપ છે. પરંતુ ગંભીર દોષ તો એ જ કે આવેગમાં ને આવેગમાં વેર લેવા નિશ્ચય કર્યો અને કાંઇ પણ સાબીતી વિના અરજી કરી અને તે પણ કોની વિરૂદ્ધ? એક પરોપકારી, ભલા શહેરી સામે!

માજીસ્ટ્રેટ સામે, સરદાર સામે ! આ કાંઈ ઓછો ગુન્હો છે ? કોઇની નાલેશી કરવી, એ શું નાનું પાપ છે ? મારા હાથ નીચેના અધિકારીએ આવું કર્યું હોય તો હું તો નાળિયેર જ આપું. આખું જીવન કર્તવ્ય બજાવતાં બીજા પ્રત્યે સખ્તાઈ વાપરવામાં વ્યતીત કર્યું છે, અને હવે એજ નિયમ મારા પોતાની બાબતમાં ન પાળું તો પ્રભુનો ગુન્હેગાર થાઉં. ન્યાયનો અમલ કરતાં હું બીજા તરફ જરા પણ નરમ થયો નથી તો પછી આજે એ નરમાશ શા માટે ? લોકો મને પછી લુચ્ચો ઇનાયત કહે તો વ્યાજબી છે. મહેરબાન ! મારે આપની કૃપા નથી જોઇતી ? આપની દયા કેવી છે તે હું જાણું છું. એક સદ્‌ગૃહસ્થની બેઆબરૂ કરનાર બે બદામની સ્ત્રીનો બચાવ કરવો, વડા અમલદારનું અપમાન કરનાર સીપાઇડાનાં વખાણ કરવાં—ઉંચા લોકો, ધનાઢ્ય લોકો વિરૂદ્ધ ગરીબ વર્ગને કરવા, એમને મદદ કરવી. એવી દયાથી જનસમાજના બંધ શિથિલ થાય છે. મારા મહેરબાન ભલા થવું સહેલું છે પણ ન્યાયી થવું સહેલું નથી. તમારી જગ્યાએ હું હોઉં તો કોણ જાણે શુંએ કરૂં ? જેવી બીજાની સ્થિતિ તેવી જ આપણી, એ મારો સિદ્ધાંત છે. હું ભૂખે મરીશ. મજુરી કરી પેટ ભરીશ પણ હું અન્યાયી નહી થાઉં. બસ મને બરતરફ કરો.”

“ઇનાયતખાન ! ઠીક છે જોઇશું, તમે સાક્ષી તો પુરી આવો.”

“એ ઠીક ! પણ હવે હું આપના માનને લાયક નથી આપ બેસી જ રહો. પણ આટલું નક્કી રાખજો કે બીજો માણસ આવતાં સુધી જ છું.”

“બહુ સારૂં, પધારો !”

---

## પ્રકરણ ૨૩ મું

### ગોઠવણમાં

સુંદરી પથારીમાં એક દસ વર્ષની છોકરી જેવી લાગતી હતી. એકે એક હાડકાં દેખાતાં હતાં, શરીર ધગધગતું હતું, ઘડી ઘડી ઉધરસ આવતી હતી, પગે સોજા હતા. બે બાજુ બે ધાત્રીઓ બેઠી હતી અને જીવનની આશા આપતી હતી. આ બે ધાત્રીમાં એક મૂળ રસોઇયણ હતી. શેઠને ત્યાં

શેઠના છોકરાએ અપમાન કર્યું અને ધાત્રીના ધંધામાં સ્ત્રીઓ પાસેજ કામ કરવાનું એટલે રસોઇમાંથી ધાત્રી થઇ. આપણાં દેશમાં સૌથી સહેલો ધંધો વૈદનો મનાય છે. માત્ર એકાદ એને સહેજ આરામ થયો કે કીર્તિ ફેલાઇજ જાણવી. તેમાંયે સૂયાણી, ધાત્રીના સંબંધમાં તો તપાસ કરવાની તસ્દી જ લેવાતી નથી. મોં માગ્યા પૈસા, લુગડાં ખાવાનું મળે અને વળી સાહેબી જુદી. આ ધાત્રીમાં નહોતો પ્રભુપ્રેમ કે નહોતી દયા. દરદીને ધમકાવવી, કોઇ વાર ચુંટીયાં ભરવાં, અને એક ક્ષુદ્ર, બીનઉપયોગી વસ્તુ હોય તેમ તેની સાથે વર્તતાં આ ધાત્રીને હૃદયમાં જરા પણ આઘાત થતો નહી. સંબંધીઓ સગાંની સારવાર, ધાત્રીની સારવાર કરતાં ઉત્તમ નહી હોય પણ આપણા દેશમાં તો સગાં એટલે કર્તવ્ય, એમ મનાયેલું હોવાથી અને ધર્મભાવનાને અંગે સંબંધીઓ જે સેવા કરે છે તે સેવા ધાત્રીઓથી થતી નથી. ધાત્રી એ તો રોજના પાંચ કે સાત રૂપીઆ માટે કામ કરનાર; ત્યારે હૃદયની લાગણીવાળાં સગાં છે. તેથી ઉતરતાં પાડોશી છે અને છેવટ લોકલાજે સેવા કરનારની બરોબરી પણ ધાત્રી કયાંથી કરી શકે ?

સુંદરીનો મંદવાડ લાંબો ચાલ્યો હતો. એનાથી ઉઠાતું બેસાતું નહી. કુદરતી હાજતો ખટલામાં જ પુરી પાડવી પડતી, એટલે આ બધી ઉઠવેઠ માત્ર રોજના પૈસાને લીધે જ થતી. પરંતુ સુંદરીના સદ્ભાગ્યે નાનજીએ પોતાના પડોશની એક અનાથ પ્રભુપરાયણ ડોસીને સુંદરી પાસે રાખી હતી અને એ ડોસીની હાજરી જ બીચારી મૃત્યુવશ સુંદરીને શાન્તિ આપવા બસ હતી. મૂળ વૃદ્ધ એટલે બહુ નિદ્રા આવતી નહી. પોતાના બહોળા કુટુમ્બને એક પછી એક પોતાની જ સારવારમાં મૃત્યુ પામતાં જોયેલાં અને કથા, દેવદર્શનમાં 'સંસાર અસાર છે,' 'હાથે તે સાથે' એજ શબ્દો કાનમાં પડેલા એટલે સુંદરીને પોતાની પેટની જણી પુત્રી હોય તેમ માનતી. એની પાસે બેસી છાતીએ તેલ ચોળતી, કપાળે હાથ ફેરવતી. પગે લેપ કરતી અને સુંદરી દુઃખની મારી જયારે ઉંડો નિશ્વાસ નાંખતી કે હુંકારો કરતી ત્યારે 'કેમ બેટા!' કહી આ વૃદ્ધ ડોસી દોડી આવતી.

સુંદરીના ઓરડામાં વૈદ્ય અને નાનજી સિવાય બહારનું કોઇ માણસ

આવતું નહી. વૈદ્ય હમણાં જ આવી ગયો હતો અને નાનજી આવે ત્યારે બોલાવવા કહ્યું હતું. નિત્ય નિયમ પ્રમાણે નાનજી સુંદરી પાસે ગયો, કપાળે હાથ મૂકયો અને હાથ ક્ષણુમાં ગરમ થઈ ગયો.

"બહેન!"

સુંદરીએ ઉચું જોયું. નેત્ર ભીનાં થયાં, નાનજીએ આડુ જોયું, ખેસથી આંસું લોયાં અને બોલ્યોઃ—

"બેટા! તને કેમ છે હવે. જો વૈદ્ય આવ્યા."

"મારી મેના!"

"કાલ સવારે આવશે, જો તો વૈદ્યને જોવા દે."

વૈદ્યે સુંદરીને તપાસી, અને ધીરજ આપી અને નાનજીના કાનમાં દૂર લઇ જઇ કહ્યું:—"મને આશા નથી; ત્રણુ દિવસ ભાગ્યેજ કાઢે."

નાનજી પાસે પડેલા સ્ટુલ ઉપરજ બેસી ગયો. વૈદ્ય ધાત્રીની હાજરી જ વિસરી ગયો. બાળકની પેઠે ઢીલો થયો, આંખમાંથી દડદડ આંસું વસ્યાં જતાં હતાં, સામે ભીંતે ગજેન્દ્ર મોક્ષની છબી તરફ એકી નજરે જોઇ રહ્યો, અને થોડી વારે શાંત થયો.

સાંજના ૭ વાગ્યાને સુમારે નાનજી બજાર, પેઢી અને સરકારી કામ પતાવી ઘેર આવવાને બદલે નદીએ ગયો. નદી ઉપર નાના હોડકાવાળો હતો, ગામમાં એવો એક પણુ માણુસ ન હોતો કે નાનજીને ન ઓળખે અને નાનજી માટે જીવ આપવા તૈયાર ન થાય. નાનજીને જોતાંજ હોડીવાળો ઉભો થયો, 'સામે કિનારે' એટલા શબ્દ બોલતાની સાથે જ હોડીવાળાએ દોરડુ છોડયું. હોડીવાળો ભજન ગાતો હલેસાં મારતો ઘડીમાં નાનજીને "અત્યારે કયાં જાવ છો, પાછા આવશો ના?" સવાલ પૂછતો પણુ નાનજી "સહેજજ, આટલામાં" એટલું કહી પતાવતો.

સામે કિનારે આવ્યો, હોડીવાળાને ઉભા રહેવાનું કહી ઝાડીમાં પેઠો. આ કિનારા ઉપર ઝાડીની વચ્ચે વચ્ચે નાનાં ઝુપડાં, ખેતર અને વાડીઓ સિવાય કાંઇજ ન હોતું. નાનજીને આ જગ્યા આ રસ્તો પરિચિત હોય તેમ

દિસતું હતું. આ બધાં ઝુપડાંમાંથી નાનજીએ એક ઝુંપડું પસંદ કર્યું અને ઝુંપડા બહાર વહાણનો એક ખાટલો પડ્યો હતો તે ઉપર બેસી બુમ પાડી, 'શામજી!'

નાનજીનો ઘાંટો ઓળખતાં જ શામજી હાથમાંનો હોકો અંદર મૂકી બહાર આવ્યો. "કેમ મહેરબાન!"

"શામજી! એક કામ છે, તારૂં ગાડું અને બળદો જોઇએ."

"બાપુ! મારૂં ગાડું! બળદીયા?–હું જાતે જ તમારો છું ને."

"શામજી! પાછલી રાતના અહીંથી નીકળવાનું છે, કાલ સાંજ અગર પરમ દિવસે પહોંચાય અને કામ પતાવી પાછા આવવાનું છે."

"પણ આપને ક્યાં જવું છે?"

નાનજીએ ગુંજામાંથી કાગળ કાઢયો અને પંદર, પચીસ, ચાલીસ, એમ આંકડા માંડ્યા.

"શામજી! જ્યારે પહોંચાય ત્યારે ખરૂં પણ વખતસર પહોંચવું જોઇએ."

"સાહેબ! બળદીઆ નવાજ લીધા છે, ખેતીનો વખત છે, પણ આપને ના નહી કહેવાય. હું એટલા દિવસ બીજાથી ચલાવીશ."

"બળદ કેટલાના લીધા?"

"બસો રૂપીઆના સાહેબ!"

"હું તને ચારસો આપું છું. જીવતા અને સાજાતાજા આવશે તો તારા બળદ પાછા આપીશ."

"સાહેબ! લઇ જાવને."

"ના. આ તારા રૂપીઆની હુંડી. શામજી, ગાડું તૈયાર રાખજે અને હોહો કરવાની જરૂર નથી."

નાનજી કિનારા તરફ પાછો વળ્યો. અને શામજી, શામજીની વહુ અને પાડોશી ભેગા થયાં.

"હાય! હાય! બસો ને બદલે ચારસો કહ્યા હત તો આઠસેં આવત. હું જ મૂર્ખો ને! પણ નાનજી શેઠ કયાં જતા હશે? પણ લાંબી મુસાફરી ક્યાંની! પંદર પચ્ચીસ એ રાતવાસો કરવાનાં ગામ ગણ્યાં. નક્કી કોઇ સરકારી

અમલદાર અગર સાહેબ લોક પાસે જતા હશે ! એજ. આપણે શું ? આપણુને તો ચારસે રૂપીઆ આવ્યા."

નાનજીના શાન્ત જીવનમાં આજ અશાન્તિ પ્રવેશી હતી. નદીએ કયારે ગયો ? કયારે આવ્યો એનું એને ભાન જ નહોતું. ભટે "ખાવું છે ?" પૂછયું, તેની એણે ના પાડી, પણ તેને ભૂખ લાગી જણાતી જ નહોતી. એક ઓરડામાંથી બીજા ઓરડામાં બારણાં પેટીની ઉઘાડવાસ, દિવો એક ઓરડામાંથી બીજા ઓરડામાં કરતો તેનું અજવાળું જ જણાતું હતું. નાનજી ઓરડામાં ઉભો થતો, બેસતો ફરતો તેનો પડછાયો સામી ભીંતે છજા ઉપર પડતો અને નીચે કે પડોશના ઘરમાંથી જોનારને મોં જોયા વિના પણ તે શું કરે છે તેની અટકળ થઇ શકે એમ હતું.



## પ્રકરણ ૨૪ મું

### તોફાન

નગરશેઠ નાનજી એજ અજામીલ એમ ઘણાનાં અંતઃકરણ કહેતાં હશે. મહાત્મા ગરીબદાસજી પાસેથી છૂટયા પછી, ગરીબદાસજીની **પરમ ક્ષમાનો** અનુભવ લેતાંજ અજામિલમાં કાંઇ અલૌકિક ફેરફાર થયો હતો, અને ગણપતના રૂપીઆએ અજામિલનું જીવન ફેરવી દીધું હતું. નકામી દેખાતી આચમની, પવાલું અને ત્રાંબટમાં જે મહત્તા હતી, જે સત્તા હતી તે સત્તા સ્વયંભુ શંકર કે બ્રહ્મામાં નહોતી. અજામિલ તેમને જીવની પેઠે સાચવતો. પોતાના સુવાના ઓરડામાંજ નજર સામે રાખતો અને હર હમેશ પ્રાતઃકાળ અને સાયંકાળે દર્શન કરીનેજ સુતો. અજામિલ, પાવાગઢની તળેટીના નાના ગામમાં રહેનાર અજામિલ, મહાત્મા ગરીબદાસના મધ્ય રાત્રે બારણાં ઠોકનાર અજામિલના હવે માત્ર જીવનના બેજ સૂત્રો થયાં હતાં. નામ છુપાવી પવિત્ર જીવન ગાળવું અને ધીરે ધીરે સંસારમાંથી મોહ કાઢી ઈશ્વર સમીપ જવું. નાનામાં નાના કાર્યથી જીવનના મોટા કાર્યમાં અજામિલ આ સૂત્રો નજર આગળ રાખતો અને વર્તતો.

આજ સિદ્ધાંતને લીધે એનું જીવન ઉચ્ચ પણ સરળ, શાંત વહેતું. આમ છતાં અન્યની સેવા, પ્રભુ સેવા કરતાં પોતાની સગવડ, નિવૃત્તિનો ભોગ અને સંકટ આવી પડવાનો ભય જરાએ જોતો નહી. ગામબહાર ફરવા જતાં ગાડા તળે ચગદાઇ જતાં પુલીયાને બચાવતાં રખેને હું પકડાઇ જઇશ, ઇનાયતખાન જેવા કાબેલ પોલીસ અમલદાર જાણી જશે એની જરાયે ભીતિ ન હોતી. તે માત્ર જનસેવાના ઉત્તમ વિચારને લીધેજ.

आत्मानं सततं रक्षेत् धनैरपि दारैपि એ ન્યાય અજામિલને રુચતો નહીં. અસુરોનું દમન કરવા મહાત્મા દધિચી રુષિએ પોતાનાં અસ્થિ આપ્યાં. "મહાત્મા ગરીબદાસનું જીવન મેં જોયું, શું ત્યારે આ મળમૂત્રથી ભરપૂર કાયા માટે અન્યનું બલિદાન? એ બનેજ નહી. ઇનાયતખાન મારી પાછળ લાગ્યો હતો. એ ખોટો કે હું ખોટો, ચાલ ત્યારે હું જાતેજ તાબે થાઉં તો—? એથી શો લાભ? ફરીને કોઈ કાળા કિલ્લામાં પથરા ભાંગવા જવું? અહીં રહી બે પૈસા કમાઇ તેનો સદુપયોગ થાય છે, બે જણનાં જીવન સુધરે છે તે અટકાવી ફરીને પગમાં બેડીઓ પહેરી પથરા ભાંગવા જવું? ના, ના. એ નજ બને.—

"ઇનાયતખાન! ઇનાયતખાન! ચતુરદાસ એજ અજામિલ તો પછી હું કોણ! નગરશેઠ નાનજી એજ અજામિલ. અમે બે એટલા મળતા આવીએ છીએ. મારો ભાઇ તો નહી હોય! ભાઈ! મારા ભાઈ, મા, બાપ, છોકરાં હતાં ખરાં? બહેન!" આ વિચારથી વળી તે નાનજીનું હૈયું ભરાઈ આવ્યું. એના હૃદયમાં તોફાન ઉછળવા લાગ્યું અને અત્યાર સુધી એક રીતે ઠર પડેલા જીવન સાગરમાં ફરીને વાવાઝોડાની અસર જણાઇ. મન્થન કરી, વિચાર કરી શાન્તિ મેળવવા પ્રયાસ કર્યો પણ જેમ જેમ વિચાર વમળમાં પડ્યો તેમ તેમ શાંતિ દૂર જતી દેખાઇ. "પણ આટલો બધો ઉચાટ ગભરાટ શા માટે? 'ભય થા સો ડાલ દીયા.' ઇનાયતખાન! એનું નામ સાંભળતાંજ મારાં રૂવાં ઉંચાં થાય છે. એના સાંડસાંમાં આવતાં માંડ બચ્યો છું. પણ બચ્યો છું, પછી શો ભય છે? ચતુરદાસ અજામિલ છે એમ પોલીસ માને છે. એમ માનવા દેવામાં મને શો

વાંધો? એ નહી અને હું અજામિલ એમ શા માટે કહેવું? ઈશ્વરનીજ એવી મરજી હશે કે હું છૂટો રહું, તો મારે શામાટે વચ્ચે આવવું? પણ નહી? મારા ઠરાવમાંથી પાછો નહીજ પડું. એતો એજ." નાનજી ટટાર થયો, ઉભો થયો, આ બારીએથી પેલી બારીએ ગયો, એક ક્ષણ વાર શાંતિ મળી, પણ પાછા એના એજ વિચાર તેના હ્રદયને કોતરી ખાવા લાગ્યા. તોફાનમાં ઉછળતા મોજાને કિનારે અથડાતાં કોણ વારી શકે એમ છે? હ્રદયને ક્ષુબ્ધ બનાવનાર પરિતાપ પણ આમજ અથડાય છે, અંતર આત્માનાં મોજાં પણ ભરતી ઓટની માફક ચિત્તને હલમલાવી નાંખે છે. નાનજી પથારીમાં પડ્યો, ક્ષણ વાર આંખ મળી, વળી સર્પ ડંખ્યો હોય એમ ભડકી ઉઠયો. "હાય! હું શું કરૂં? નામ છૂપાવ્યું, દ્રવ્ય મેળવ્યું, જન સેવા કરવા ફાંફાં માર્યાં પણ શાંતિ છે? મારા જેવો કોણ સુખી એમ જગત કહે છે, પણ હું સુખી છું? કયે વખતે પોલીસના પંજામાં સપડાઇશ એ ભીતિ કાળની પેઠે મારી પાછળ ભમે છે. પણ હવે પોલીસે મને શા માટે પકડવો જોઇએ. દેહાંત દંડ અગર જીવન પર્યંતની કેદની શિક્ષા શામાટે? બીજાનાપર ત્રાસ બેસાડવા કે ગુન્હેગાર સુધારવા? ત્રાસ તો બેસીજ ગયો છે. મુસલમાન, પેશ્વા, સરકારના સંક્રાન્તિમાં હાથ, પગ અને માથાં રોજ છેદાતાં. હજારો માણસોને તોપને ગોળે, ફાંસીએ લટકાવી મારી નાખે છે છતાં ગુન્હા તો ન અટકયા? તેનો કોણ ભાવ પૂછે છે? તો પછી દાખલા માટે ફરીને મારે કાળા કિલ્લામાં જવું? અને સુધારવા માટે હોય તો હું સુધર્યો નથી? પોલીસ અમલદાર કરતાં વધારે સાદું અને ઉત્તમ જીવન ગાળું છું તો પછી આ સ્થળે શામાટે શાન્તિથી ન રહેવું? શામાટે ઉપાધિ વોરી લેવી? પણ આ કોણ? મહાત્મા ગરીબદાસ! ગરીબદાસજી! તમને નમસ્કાર! મારા ઉપર ક્રોધિત થયા હો એમ લાગે છે! મહાત્મા, આ બાલકો—અરેરે જગત—મને નાનજી નગર શેઠ તરીકે ઓળખે છે. પણ મહાત્મા તમે તો હજી પાપી અજામિલજ માનો છો. કારણ? ગુરૂજી! આચમની, પવાલું, ગણપતનો રૂપીઓ મારી નજર આગળ છે. હા! ચતુરદાસને બચાવું? અજામિલ હું

છું એ જાહેર કરૂં? કબુલ! જે થવાનું હોય તે થાય. શુ થવાનુ છે? નગરશેઠાઇ, આ અનુકૂળતાનું બલિદાન! પણ સુંદરી, મેનાનું શું કરવું? ગમે તે થાવ. આ દેહને માટે મહાત્મા ગરીબદાસ મહાપ્રભુને જરા દિલગીર નહી થવા દઉં. એ તો એજ. એને બચાવીશ."

અજામિલ ઉઠયો, કબાટ ઉઘાડયું, અંદરથી કાગળીયાં કાઢ્યાં, એક પછી એક સળગાવ્યાં, એકાદ બે કાગળ લખ્યા; નાની પેટીમાંથી કેટલાક રૂપીઆ, સોનામોહર કાઢી. બધું ઠેકાણે મૂકયું, કાંઇ સ્વસ્થ થયો અને આખા ઓરડામાં અકળાએલા વિકરાળ સિંહની માફક આંટા મારવા લાગ્યો. "મારા જીવનનો આજ ત્રીજો પડદો પડે છે, મહાત્મા ગરીબદાસે એક પડદો ઉપાડ્યો અને આ ચતુરદાસનો મુકદ્દમો બીજો પડદો ઉપાડશે. પણ ચતુરદાસ પોતેજ ઠગ હશે તો? અજામિલ કરતાં એ બે ચંદા વાર ચડી જાય એવો હશે તો? એને શામાટે મદદ કરવી જોઇએ? એને માટે મારૂં શાન્ત જીવન, સુખી જીવન શામાટે બગાડવું? એણે મોટી ચોરી કરી છે. એવા ખૂનીને તો જુની રીત પ્રમાણે અવળી ઘાણીયે પીલવા જોઇએ. ચોરી અને ખૂનની એકજ શિક્ષાના વખત ગયા. કહે છે કે ખૂન કર્યાં છે. ચતુરદાસ અજામિલ છે એમ માનીનેજ એને કોર્ટમાં ઘસડ્યો હોય તો? પોલીસ! અભણ પોલીસ કેટલો જુલમ કરે છે. એનો કયાં અનુભવ નથી. નદી કિનારે લુગડાં કાઢી નાવા પડેલા પેલા માસ્તર ગુમ થયા, એનું ખૂન થયું એમ પોલીસે ઠોકી બેસાડયું, પુરાવા ઉભા કર્યા, ખૂનીને ફાંસીની સજા થઇ, અને તેજ વખતે પેલો માણસ નીકળી આવ્યો. આવા અનેક દાખલા બને છે તો તેજ પ્રમાણે અજામિલને મળતો આવે છે માટે આજ અજામિલ, અને એણેજ જબરી લુંટો, ખૂનો કર્યાં છે એમ માની એને ઠેકાણે પાડવાની આ પેરવી તો નહી હોય? ત્યારે એને બચાવવોજ. પણ હું અજામિલ એમ કરી ખૂલ્લો થઇશ તો મારે કદાચ ફાંસી કે દેશનિકાલ થવું પડશે તો? ના, ના. મારા ગામમાંથી કિલ્લામાંથી નાસી આવ્યો. પેલા મહાદેવ! કયા ગુન્હા માટે હજી જવાબદાર છું? ખૂન ચોરી તો થયાં હશે, પણ હજી!-છેલ્લાં વર્ષોનું

મારૂં જીવન નહી જુએ? લોકની મારાપરની પ્રીતિ, મારા પૈસાનો ઉપયોગ અને સાદું શુદ્ધ જીવન જોઇ મને માફી નહી આપે? કદાચ એમ પણ થાય, પણ ગણપતનો રૂપીઓ? એને માટે શી શિક્ષા? અઠંગ ચોર છે. પહેલાં સજા ભોગવી છે અને અત્યારે ફાંશીજ મળવાની."

"નાનજી નગરશેઠ! હાથી, ઘોડા અને ગાડીમાં બેસનારો નાનજી પગે બેડી, ખાદીની ટોપી અને પહેરણ, છાતીએ નંબર અને હાથે ડામ! હાય! અને આ શા માટે! ચતુરદાસ અજામિલ નથી પણ હું ખરો અજામિલ છું એમ કહું એથીજ. તો પછી શામાટે કહું? પણ આ દેહ શા ઉપયોગનો છે? એને બચાવવોજ; પણ સુંદરી, ખાટલા વશ મરણને આરે આવેલી સુંદરીનું શું? મારે ખૂલ્લા થવું, એટલે પાપ કરતાં આત્માને બચાવવો, એ પણ સ્વાર્થજને? ધારો કે હું ખૂલ્લો થયો, ચતુરદાસ છૂટો થયો, મને કાળા કિલ્લામાં પથરા ભાંગવા મોકલ્યો પણ અહીં શું? મારાં ઉદ્યોગગૃહોમાં અનેક અનાથો પોષાય છે, મારાં દવાખાનામાં રોગીઓનાં હૃદય શાન્તિ મેળવે છે, હજારો ગરીબગુરબાંનાં જીવન સન્માર્ગે દોરાય છે. આ ગામમાં કયાં ઉદ્યોગ હતો? લોકો કેટલાક દુઃખી! ગામમાં કેટલી ચોરી થતી? લોકો ભૂખભેગા હતા! તે કયાં છે? આખા તાલુકામાં નવો ઉત્સાહ, નવું જોમ આવ્યું છે. મારા ગયા પછી એમના શા હાલ? એ બધાં શ્મશાન ભેગાં થશે. સુંદરી! મેના વિના ટળવળતી સુંદરી મરશે! મા વિનાની છોકરી દુઃખી થશે, એની કોણ સંભાળ લેશે! એક ચતુરદાસને બચાવવા લાખો માણસો દુઃખી થશે, ત્યારે મારે શા માટે ખૂલ્લા થવું? હું બીજાં દશ વર્ષ જીવું તો દશ લાખ રૂપીઆ કમાઇશ. એ રૂપીઆ મારે રાખવા નથી. લોકો માટે ઉદ્યોગ હુન્નર ખીલવીશ. ગરીબાઇનું નામ નહી રહે અને તેની સાથે કેળવણી મળતાં ચોરી, લુંટફાટ, વ્યભિચાર નાબુદ થઇ જશે. જ્યાં ધૂળ ઉડે છે ત્યાં લીલાં ખેતરો ઉદ્યોગગૃહો સ્થપાશે, અને જ્યાં ખેતરો છે ત્યાં નાનાં ગામો વસશે, અને સુંદરી! દુઃખી સુંદરી મારે લીધે દુઃખી થયેલી સુંદરી મેનાને મળ્યા વિના રહી જાય? એ બનેજ કેમ? ચતુરદાસ તરફ મારી ફરજ છે તો મેના,

સુંદરી, આ તાલુકાના લોક તરફ મારી ફરજ નથી? બસ એજ. અજામિલ જહાનમમાં જાય. હું અજામિલજ નથી. હું નાનજી નગરશેઠ છું અને નાનજી નગરશેઠજ રહીશ." પાસેની ચોકી ઉપર રાતના બારના ટકોરા થયા અને બાર ટકોરા બાર હથોડાના ઘા હોય એમ અજામિલને લાગ્યા. અજામિલ, નાનજી ઉઠ્યો, આગળ પાછળ જોયું, ગભરાતા, ધીમા પગે ખૂણામાં ગયો, ત્યાં પડેલો નાનો પટારો ઉઘાડ્યો, એમાંથી ગાંસડી કાઢી, ગાંસડી છોડી અને એક પછી એક લુગડાં જોવા લાગ્યો. નીલકંઠ મહાદેવના મંદિરમાં પેસતાં, અસારવાની હદ બહાર હનુમાનજીની ઓટલી ઉપર જે કપડાં પહેરેલાં હતાં તેજ કપડાંની આ ગાંસડી હતી. એક પછી એક કપડાં કાઢી નિશ્વાસ નાખતો છાતી સાથે ચાંપતો પાછો મૂકતો ગયો. ગાંસડી બાંધી 'આ ગાંસડી પટારામાં મુકું કે શું કરૂં' એનો વિચાર કરતો નાનજી એકદમ ઉભો થયો. ઓરડામાં આવવાનાં બારણાં બંધ હતાં છતાં સાંકળ વાંસી આવ્યો, પાછલી બારીએ ઉભો. નીચે નદી વહી જતી હતી. એની અંદર નાના હોડકાંના દિવાનો પ્રકાશ આવતો હતો. હોડકાંમાંથી મંજીરાનો એક તારાનો છૂટો છૂટો સ્વર સંભળાતો હતો ઘૂવડ વગેરે પક્ષી ઉડતાં હતાં. શામ નદીનું પાણી જોતો નાનજી ઉભો રહ્યો. પવન આવ્યો. બારણું ઠેલાયું. રખેને કોઇ આવી ચઢે માની એકદમ કપડાંની ગાંસડી નદીમાં ફેંકી. તેની સાથે ગજવામાંથી ચળકતું કાંઇ પડ્યું, એજ ગણપતનો રૂપીઓ. ના, ના. નાનજીએ બારીજ બંધ કરી દીધી. પથારી પાસે આવ્યો, પથારીની સામેજ ગોખલામાં આચમની, પવાલું પડેલાં હતાં, "અજામિલનું નામનિશાન નદીમાં ગયું, પણ હજી આમાં છે આને પણ એજ." નાનજી ઉઠ્યો. વળી બારી ઉઘાડી, ફેંકવા જતો હતો ત્યાં કોઇક બોલતું હોય એમ એને લાગ્યું—"અજામિલ! એ ફેંકી દઇશ એટલે તું અજામિલ મટી જઇશ? ના, એના વડેજ આ વિચાર આવ્યા છે, અજામિલ! નાનજી રહે, ચતુરદાસનું નસીબ ચતુરદાસ પાસે, સુંદરીની મેના લાવ, નગરશેઠ રહે અને જગતનું કલ્યાણ કર." નાનજી ચમક્યો, ચોગરદમ જોવા લાગ્યો, કોઇ નથી. "મહાત્મા ગરીબદાસજી! શું કરૂં? મોટાં

મોટાં વહાણોને પણ આવું તોફાન નહી નડયું હોય! પૃથ્વીના પ્રલયકાળ વખત પણ આવો ક્ષોભ નહી થયો હોય! મારા મનનાં તોફાન કોને કહું? એમાંથી કેમ છૂટું–" નાનજી–અજામિલ હાથમાં આચમની, પવાલું અને બારીને માથું ટેકવી ઉભોજ રહ્યો. "હું જાતેજ નદીમાં પડું તો–પણ પાછલી રાતે નીકળવાનું છે તે–"

---

## પ્રકરણ ૨૫ મું

### વિઘ્નો

નાનજી હાથમાં આચમની, પવાલું અને નદીનાં વહેતાં નીર નિહાળતો ઉભો રહ્યો. કલાકના કલાક નિકળી ગયા અને ત્રણ વાગ્યા. ઘડિયાળનો અવાજ સાંભળતાંજ નાનજી ચમકયો, અને તૈયાર થયો, નીચે ઉતર્યો, શુન શુનાકાર ગામમાં રોન ફરવા નીકળેલા પોલીસ અમલદાર માફક ચાલતો ગામબહાર ગયો. નદીએ પહોંચ્યો. બાંધેલું હોડકું છોડયું અને હાથેજ હંકારી સામી બાજુએ ગયો. જતાં જતાં ગામ તરફ ચોકી ઉપરના દીવા તરફ, અંધારામાં ઉડતી મંદિરની ધજા તરફ જોતો અજામિલ સામે કિનારે ગયો. શામજીનું ગાડું તૈયારજ હતું. ગાડામાં બેઠો, હાંકનાર બેસનારમાં પોતેજ હતો અને ગાડું ચાલ્યું, બળદને પાંખો હોત તો ઉરાડત એવી ઉતાવળથી નાનજી ગાડું હાંકતો. રસ્તામાં કયું ગામ કયું માણસ આવે છે, એની જરાએ દરકાર રાખ્યા વિના હાંકતો હતો. બીજા દિવસે સાંજે પર્વતની તળેટીમાં એક નાના ગામમાં આવ્યો. જીલ્લાની હદ બહાર આવેલું આ નાનું ગામ બે જીલ્લાની સાંકળ હતી. અહીં આવી વસેલા ગુજરાતીઓ વિચિત્ર ગુજરાતી ભાષા બોલતા હતા. ગામ બહાર કુંભારના વાડામાં આરામ લેવા ગાડું દાખલ કર્યું, અને કુંભારણના હાથમાં રૂપીઓ મૂકતાંજ પાણીનું માટલું, ગોદડી અને દેવતા હાજર થયાં. કુંભારનાં છોકરાં ફેરો આંટો ફરવા તૈયા થયાં અને નાનજીને થોડી વારમાં ઘઉંના રોટલા અને કાંદાની થાળી મળી. થાકેલો, વિચારમાં ગ્રસ્ત થયેલો

નાનજી ગોદડીપર પડયો. કુંભારના છોકરાએ પગ દાબવા માંડ્યા. અને કોઇ દિવસ કોઇને મહેનત ન આપનાર નાનજીને પગ દબાવવામાં ઓર મજાહ આવી. 'આપણા કુંભારો આપણો કેટલો આદર સત્કાર કરે છે? સાદા અને આપણી સર્વ સગવડ પુરી પાડનાર આવાં ખૂલ્લી હવા-વાળાં મકાન કયાંથી લાવવાં? એમાં કેટલી સગવડ? કેટલું સુખ? ગરીબ કુંભારણ તમારી તહેનાતમાં ઉભીને ઉભી. પાણીમાં, લોટમાં, દુધમાં જરાએ લુચ્ચાઇ નહી, અને તમે જે આપો તેથી ખુશી. અરે રામ! આપણા દેશમાંથી આ પદ્ધતિ જતાં અનેક સંકટો આવશે.' આમ વિચાર કરતો નાનજી પડ્યો હતો ત્યાં કુંભાર હોક્કો ગગડાવતો આવ્યો, આવતાં વારજ એની નજર ગાડા તરફ પડી.

'ભાઇ! તમે કયાં જવાના છો?'

'હજી મારે આઘે જવું છે. હમણાંજ જાઉં છું.'

'પણ આ ગાડાંનું પૈડું નકામું છે. વાટચ ભાંગી ગઇ છે અને ધરી પણ'—

'દોરડાં બાંધીયે નહી ચાલે?'

'ના.'

'ત્યારે શુ કરવું? તમારૂં ગાડું આપોને.'

'મારે ત્યાં નથી અને આ ગામમાં પણ નથી. એ તો ખેતરનાં કામનાં ગાડાં કામમાં ન આવે.'

'કોઇ સુતાર નથી? સમું નહી થાય?'

'સમું કાલ સાંજે થશે. કાંઇ કલાકનું કામ નથી.'

'મારે તો કલાકમાં જ જોઇએ, કાલ સાંઝ સુધી ખોટી થવાય એમ નથી, પરમ દિવસ મારે પહોંચવું જ જોઇએ. હું ટુંકે રસ્તે આવ્યો છું બાકી—'

'તે ગમે તેમ હોય પણ નહી જવાય. પાછા ફરો.'

"નહી જવાય, પાછા ફરો." એ શબ્દોથી નાનજીને આજ કોણ જાણે કેમ અનહદ શાંતિ વળી. 'હવે હું શું કરૂં? મારી પોતાની ઇચ્છા તો જવાની હતી પણ પરમાત્માનીજ મરજી છે કે, મારે નાનપરા જવું ને નાનજી રહેવું, મેં મારૂં કર્તવ્ય કર્યું છે એ જ.'

એટલામાં કુંભારનો પડોશી હોકકો પીવા આવ્યો હતો એ બોલ્યો:– 'શેઠ! આપને જવું જ હોય તો ઘોડા ઉપર જાઓ.'

'પણ ઘોડો લાવવો ક્યાંથી?'

'મારી પાસે છે પણ–'

'પણ તું માગે એટલા પૈસા.' આટલું કહ્યું તો ખરૂં પણ નાનજીના હૃદયમાં ચરેરાટ થયો. 'પાછું જવાનું આવ્યું હતું ત્યાં આ પાપ ક્યાંથી આવ્યું? હવે તો પાછો જાઉં, ઘોડે નહી, નથી જવું, વળી મારી આ લોકો ફજેતી જુએ તો? ઘોડો મળતો હતો છતાં ન ગયો એમ કહે તો?' વળી નાનજીની નજર આગળ કોઇ ઠપકો આપતું હોય એમ ઉભું અને નાનજી શરમાયો.

'શેઠ! હું તમને ઓળખતો નથી. તમે મુસાફર છો, તમને ઘોડો આપું, લાંબી મુસાફરીનું કામ. ઘોડાને કાંઇ થાય તો? આ તો મારે ઘોડો વેચવો છે.'

'ભાઇ! ને મારે ઘોડો લેવો છે. આ ગાડી બળદ બદલામાં મૂકું છું. સાથે રૂપીઆ આપું છું, પછી?'

'પછી કાંઇ નહી.'

'પણ હું વખતસર પહોંચીશ ખરો? એક કલાક મોડો પહોંચું તો થઇ રહ્યું.'

પાડોશીનો ઘોડો આવ્યો. ગાડી બળદ આપ્યાં.

ઘોડા ઉપર સામાન નંખાયો, અને નાનજીની મુસાફરી શરૂ થઇ.



## પ્રકરણ ૨૬ મું

### બૂઝાતો દીવો

નાનજીના ગયા પછી સુંદરીની સ્થિતિ બગડતી ગઈ. તાવ વધવા માંડ્યો, સુંદરી અસ્વસ્થ હતી, સંનિપાતના ચાળા શરૂ થયા. સુંદરી નામે સુંદરી, વાંદરી કરતાં પણ ખરાબ થઇ ગઈ હતી. ગાલ ઉપર હાડકાં બહાર

દેખાતાં હતાં, આંખો મોટી શીકિ ચકળવિકળ ફરતી હતી. ઉધરસથી ખાતા શરીરનું હાડપિંજર ખખડતું હતું, પગે સોજા ચઢ્યા હતા, હાથ પાતળી સોટી જેવા આમ તેમ પડતા હતા, ઘડી ઘડીમાં ઉઠી દોડવા જતી, પડતી, પથારીની ચાદર પકડતી. "મારી પથારીમાં આટલી કીડીયો ! કોઇ ખંખેરતું નથી? નાનો ઝવેરી! હા હા. મારી મેના! કારખાનામાંથી કાઢી મુકાવનાર પેલો.' સુંદરીની આમ સ્થિતિ હતી. વૈદ્ય વારંવાર આવતો અને ધાત્રીને બકરીનાં દૂધનાં પોતાં માથે મુકવા કહેતો. "ડાકટર! મારી મેના લાવો તોજ હું જીવીશ. હાય આ આવી. બેટા ! તને ધાવણી મુકી ગઇ હતી તે આજ જોઈ. મુવાએ તને ખાવાજ આપ્યું નથી. હાય હાય આ દેદાર શા! બેટા ધાવ, હું ધવડાવું' સુંદરી આમ ગાંડાઈ કાઢવા લાગી. મેના કે મેનાને બદલે કોઈજ નહોતું; નાની બે વરસની મેનાને ધવડાવતી હોય તેમ ખોળામાં સુવાડી છેડો ઢાંકયો. મેના ખોળામાંજ હોય તેમ થાબડવા મંડી. એટલામાં વળી ખસ્યું, મેના નથી એમ ખાત્રી થતાં "ડાકટર ! નાનજી ! લાવ મારી મેના," કહી પાસે પડેલા સ્ટૂલ ઉપરથી પવાલું લઇ ધાત્રી તરફ ફેકયું. સુંદરી—અશક્ત નિરાશ સુંદરી થાકી અને પથારીમાં પડી. સેવામાં રાખેલી ધાત્રીઓ કંટાળી ગઈ હતી. 'હવે તો આ છોકરી મરે અગર અમને રજા મળે તો છુટીએ. આમ અખંડ ઉજાગરા કેમ થાય. નાનજી શેઠને પણ ભૂતજ ભરાયું છે કે તે આવી છોકરી પાછળ આમ પૈસા વાપરે છે.' નાનજીની બીક ન હોત તો કદાચ ધાત્રી ડાકટર કે નોકર સુંદરીને શું થાય છે તેની ફિકર પણ કરતા ન હત, 'સુઇ જા. નાનજી શેઠ આવશે તો વઢશે હો.' ધાત્રીના આ શબ્દ સુંદરીને કાને પડ્યા. સુંદરી પડી રહી, વળી ઝબકી ઉઠી, 'મારી મેના ! વૈદ્યરાજ! કાલે હું મરી જવાની છું, નાનજી શેઠ કેમ ન આવ્યા? હા, હા મેનાને લઇ આવતા હશે.' સુંદરીના મનથી મેના તો અઢી વર્ષનીજ હતી. એને સુવાડવા હાલરડું ગાવા માંડ્યું, હાલરડું ગાનારની સ્થિતિ અને વખત જોતાં ધાત્રીના હૃદયમાં લાગણી થઇ આવી અને આંખમાં જળજળીયાં આવ્યાં. ધાત્રીએ કારખાનામાંથી, જ્યાં હોય ત્યાંથી નાનજીને બોલાવવા

માણસ મોકલ્યું. સુંદરી શુંઢમુંઢ પડી રહી. અતિશય શ્રમ અને તાવથી બેભાન થઇ ગઇ હતી, શ્વાસનું ઠેકાણું નહોતું, આંખો ઉઘાડી હતી; હાથ પગ હાલતા નહોતા અને ધાત્રીઓ ગભરાઇ જરા દૂર જઇ વાત કરતી હતી ત્યાં સુંદરી જાગી; 'હાં, તમે બેસી છાની વાત કરો છો. હું સમજી! હું મરવાની નથી, મારી મેનાને મળ્યા સિવાય નહિ મરૂં. પણ નાનજી શેઠ.'

'નાનજી શેઠ ગામમાં નથી. પાછલી રાતના બહારગામ ગયા છે.'

'શું? બહારગામ! મને મુકીને બહારગામ. નહિ આવે? મને ખોટું કહ્યું.'

'કહોને કે નાનજી હમણાં આવશે?'

દરદીને સાચું કહેતાં આઘાત થવા દેવો કે જુઠું કહી ક્ષણવાર આનંદમાં નાખી પછી નિરાશાના ઉંડા ધરામાં પડવા દેવો! ધાત્રીના હૃદયમાં આ વિચાર પસાર થયો અને બોલી. 'નાનજી બહારગામ કામે ગયા છે.'

'બહારગામ! કામે. નક્કી મેનાને લેવાજ.'

'હાશ. ભલું થજો એમનું? બહેન! મને માફ કરજો. મેં તમને બહુ હેરાન કર્યાં. છે પણ મારી મેના! તમને છોકરી છે? મેના હમણા આવશે ને મારા ખાટલામાં સુવાડીશ.'

'બેટા! સૂઇ જા. નહિ તો વધારે માંદી પાડીશ. મેનાને લઇ હમણાં નાનજી આવશે.'

"હા! હા! એ એટલાજ માટે ગયા છે. મારી પાસે તે દિવસે લખાવી ગયા તે એટલાજ માટે, પણ જલુ, મંછી મારી છોકરીને આપશે ખરા? હાય હાય કેવી હશે! બીચારીને ખાવા પણ પુરૂં નહી આપતા હોય. એ આવશે કયારે? આ બધાં મને માંદી ધારે છે પણ મને કાંઇ જ થયું નથી. મને કાંઇ જ દરદ નથી. હાય હાય એને છોડ્યે કેટલાં વર્ષ થયાં? એની નાજુક આંગળીઓ, પેલા ભાંગેલા ગાડા પાસે ત્રણે છોકરી કેવી રમતી હતી! મારી મેના! નાનજી પહોંચ્યા હશે? અહીંથી એ ગામ કેટલું દૂર હશે?'

'બહેન, કાલ સવારે આવશે.'

કાલ સવારેનું નામ પડતાં સુંદરીમાં જોમ આવ્યું, બન્ને હાડકાના હાથ ભેગા થયા. ભયાનક મોંમાંથી રાક્ષસી દાંત દેખાયા અને બબડી, 'કાલ સવારે, મારી મેના કાલ સવારે મારા પડખામાં.'

આટલું બોલતાં સુંદરીના શરીરમાં જે કાંઇ લોહી હતું તે માથે ચડી આવ્યું. મોં ઉપર આનંદ વ્યાપ્યો હતો. અત્યારે જ પોતાનું બાળક ખોળામાં પડ્યું પડ્યું ધાવતું હોય તેમ માતાને થયું.

'બહેન ! જો તારે સાજા થવું હોય, મેનાને જોવી હોય તો સૂઇ જા.'

"મેનાને જોવી હોય તો સૂઇ જા. હા સૂઇ જાઉં." સુંદરી સૂતી. ધાત્રીએ રગ ઓરાઢયું અને ઓરડામાં શાંતી ફેલાઇ. રાતના વૈદ્ય આવ્યો, અને સર્વત્ર શુમસામ જોઇ સુંદરી ઉંઘે છે એમ ધાર્યું. વૈદ્ય ધીમે ધીમે ખાટલા પાસે ગયો. ખાટલા ઉપર બેઠો અને બાહાર પડેલો હાથ લઇ નાડ જોઇ. હાથ અડકતાં જ સુંદરીએ મોં ઉપર ઓઢેલું કાઢી નાંખ્યું અને ડાકટરને જોતાંજ બોલી.

"મારી મેનાને મારા ભેગી નહી સૂવા દો ?"

"બહેન ! તારા ભેગી જ. જો કેટલી બધી જગા છે.'

'હાસ. મારી મેના મારા પડખામાં આવશે કે મારો તાવ ઉતરી જશે.'

'બહેન આજ તારી નાડ સારી છે. તાવ ઉતરે છે, આ દવા પી જા તો, નાનજી શેઠ હમણાં આવશે. મેના આવશે. એને રમાડીશ કે ? શાબાસ, દવા કડવી નથી, ચાલ હવે ઓઢો ને સૂઇ જા." 'એવા પણ દાખલા છે કે દરદીના મનનું ધાર્યું થવાથી એકદમ શુભ સમાચાર મળવાથી સ્નેહી જનના સ્પર્શથી ભયંકર રોગ નાબુદ થયા છે. ધાત્રી મને આમાં પણ એવું જ લાગે છે, દીવો બુઝાય છે કે સળગે છે તે અત્યારે કહી શકતો નથી. પણ સાચવજો.' એટલું કહી વૈદ્યે રજા લીધી અને ધાત્રી સુંદરીને પગે હાથ ફેરવવા લાગી.



# પ્રકરણ ૨૭ મું

## ગામમાં આવી પહોંચ્યો

બપોરના બાર હમણાં જ થયા હતા. અસંખ્ય ઝાડ છતાં ઉઘાડે પગે ચાલનારના પગે ફોલ્લા પડે એવી ધરતી ઉની થઇ ગઇ હતી. ઉની વરાળ જેવી હવા શરીરને બાળી નાંખતી હતી. બીચારાં પંખી તાપમાં તડફડતાં ઝાડની ઘટામાં આશરો લઇ બેઠાં હતાં અને ઉઘાડા વાડામાં બાંધેલાં ઢોર બિચારાં મુગે મોંયે તાપ સહન કરતાં હતાં. નદીનું ગરમ પાણી તૃષાતુરને પણ મોંમાં નાંખવું ગમતું નહોતું. કારીગર, મજુરો કામ કરી રોટલા ખાવા પાંદડાં વગરનાં ઝાડના છાંયે બેઠા હતા. પેટને માટે, સવારથી મજુરીમાં પડેલી બાઇઓ ઝાડની ડાળીએ ટાંગેલા ઘોડિયામાં તાપમાં ફડફડતાં બાળકને પાંચ કલાકે ધવડાવતી હતી. આજ અરસામાં સામેથી હાંફતો, આખા શરીરે ફીણ ફીણવાળો ઘોડો આવ્યો. નદી ઉતરી પછી ગામની ભાગોળે આવ્યો; વંડામાં અનેક ગાડાં ઉતારૂઓના હતા ત્યાં પેઠો, સામેની પડાળીમાં ઉતારો રાખ્યો, વંડાવાળાએ આ કોઈ સદ્‌ગૃહસ્થ છે માની તહેનાતમાં માણસ મોકલ્યું. માણુસે ઘોડાને બાંધ્યો, ઘાસ નાંખ્યું, વંડાની ઓરડી ઉઘાડી આપી, ગોદડી નાખી, નવો ઘડો લાવી પાણી ભર્યું અને 'ખાવાની તજવીજ કરવી છે?' એમ પૂછ્યું.

'ભાઇ! આટલામાં કોઈ રાંધે એવું હોય તો મારે બે રોટલા ને મરચું બસ છે.'

'એમ શા માટે સાહેબ? આપને વાંધો ન હોય તો મારે ત્યાંથી. આપ શી નાત છો?'

'હું બ્રાહ્મણ નથી. મારે વાંધો નથી. બે રોટલા બસ છે.'

માણુસ ગયો, રોટલા દૂધ આવ્યા અને ઘોડેસ્વાર ખાઇ ટટાર થયો.

'મારે અહીંની અદાલતમાં કામ છે, આ ઘોડાને સાચવજો, આ પૈસા.'

હાથમાં પાંચ રૂપીઆ આપતા વંડાના માણસના પગમાં જોર આવ્યું, 'સાહેબ! અદાલતમાં શું કામ છે? હું સાથે આવું?'

'સાથે આવવાની જરૂર નથી પણ જરા રસ્તો બતાવશો તો મહેરબાની. ફોજદારી અદાલત ક્યાં છે?'

'તમે વકીલ છો? સાક્ષી છો? અદાલત તો સરકારી કીલ્લામાં બેસે છે, મોટા સાહેબ આવ્યા છે.'

કીલ્લામાં જવાનો રસ્તો તો "ગામમાં પેઠા કે ડાબા હાથ ભણી જજો!"

મુસાફરે ઘોડાની પીઠ ઉપર નાખેલા ખલામાંથી કપડાં કાઢ્યાં, પહેર્યાં, જરૂરની વસ્તુઓ લીધી, કેટલીક કેડે બાંધી અને ગામમાં પેઠો. જતાં જતાં મુસાફરને ઘણા વિચાર આવતા હતા. ચાર વાગી ગયા હતા. 'કચેરી ચાલતી હશે? મુકરદમો પૂરો થયો હશે તો? કદાચ મોડો પહોંચીશ તો? આ વિચારમાં ને વિચારમાં ચાલ્યો જાય છે ત્યાં સામેથી કચેરીની જ વાત કરતા બે માણસો મળ્યાં, તેને પૂછ્યું.

'ફોજદારી અદાલત અહીંથી કેટલે દૂર છે?'

'બહુ દૂર નથી, પણ કેસ પૂરો થયો.'

'શું? કેસ પૂરો થયો!' આટલું બોલતાં મુસાફર ફિક્કો પડ્યો, શરીરે પ્રસ્વેદ આવ્યો અને ગાત્ર શિથિલ થઈ ગયાં, 'હશે! શું થયું એ તો જણાશે' કરી મુસાફર ઉતાવળો ચાલ્યો, 'સંધ્યાકાળ પડશે ને કોઇ હશે નહી તો કોને પૂછીશ. મારૂં આવવાનું નકામું જશે' એ ચિન્તા હૃદયને બાળતી હતી. આખરે કચેરીએ પહોંચ્યો, નાની કચેરીઓ બંધ થઇ હતી, બંધ થતી હતી. ફોજદારી કચેરી ચાલતી હતી; રોજ કરતાં ભીડ પણ ભારે હતી. દશ નિકળતાં ને દશ અંદર દાખલ થતાં, કચેરીનો હજામ દિવા તૈયાર કરતો હતો એ ઉપરથી લાગતું હતું કે આજ કચેરી લાંબા વખત સુધી બેસવાની હશે. સીપાઇઓ, કેદીઓ, કેદીઓનાં સગાંવહાલાં આમતેમ હર્ષ શોકની લાગણીથી ફરતાં હતાં અને આખું વાતાવરણ પાપ, ગુન્હા, ખૂન, લૂટફાટના વિચારથી ભરપૂર લાગતું. મનુષ્યનો વિશ્વાસ એ આ સ્થળે જણાતો જ નહોતો. મુસાફર કચેરીમાં દાખલ થયો અને 'કોનો મુકરદમો છે! શું થયું'ના પ્રશ્નમાં ઉત્તર મળ્યો. 'પૂરો થયો, જન્મ ટીપ.'

'જન્મ ટીપ અપાઈ! હું મોડો આવ્યો.'

'હા, અપાઈ. તમે બંધવાના સગા છો?'

'ના, અરે રામ! આ એ જ માણસ, એમ સાબીત થયું?'

તમે શું બોલો છો? આ મુકદ્દમો તો ઉઘાડો હતો. બાઈ વિધવા હતી. શેઠને ત્યાં રસોઇણ તરીકે રહી. શેઠે બલાત્કાર કર્યો એમ બાઈ કહે છે, પણ એ સાબીત નથી થયું, બાઇને દિવસ રહ્યા, છોકરૂં આવ્યું એ એણે ગુંગળાવી મારી નાખ્યું. બાઈ ખૂની ઠરી પણ માજીસ્ટ્રેટને દયા આવી તે જન્મ ટીપ મારી.'

'હં, ત્યારે તમે આ બાઇને વિષે કહો છો. ઠીક ત્યારે પેલો મુકરદમો હજી ચાલ્યો જ નથી?'

"પેલા ચતુરદાસ બાવાનો? અરે એમાં સાબીતીઓની જરૂર જ નથી. જાઓ પેલા મોટા ઓરડામાં, જુઓ! દિવાની તૈયારી થાય છે." મુસાફર એ ઓરડા તરફ વળ્યો અને એનું હૃદય ધબકવા લાગ્યું. કેસ પૂરો થયો, જન્મ ટીપ મળી એ શબ્દ કાને પડ્યા ત્યારે હૃદયમાં આનંદ થયો હતો કે શોક તે એ કહી શકયો નહી. પરંતુ જ્યારે ખબર પડી કે એ મુકદમો તો હજી પત્યો નથી ત્યારે હૃદયમાં આઘાત થયો અને એકદમ કંપારી છૂટી.

જડજે આ મુકદમો ખાસ કરીને છેલ્લો રાખ્યો હતો. આ કેસની જુબાની પુરાવા લઇ લેવાયા હતા. કેદી પાંચ વાર જેલમાં જઇ આવેલો હતો અને આજ અજામિલ એમ સાબીત થતાં, જન્મટીપમાંથી નાસી છૂટેલો અને જેને માટે આખા પ્રાંતમાં તપાસ ચાલતી હતી તે જ ભયંકર ધરફાડુ આજ—એમ સર્વને લાગ્યું હતું. એના નામથી આખા ગુજરાતમાં ત્રાસ પેઠો હતો. આવો ભયંકર ગુન્હેગાર પકડવા માટે પોલીસને સાબાશી અપાઈ હતી અને આજ તો બચાવપક્ષનું સાંભળી ફાંસી અગર કાળે પાણી લઈ જવાની સજા ફરમાવવી એ જ બાકી હતું. અજામિલનું નામ ગુજરાતના બારવટિયા, ફાંસીઆમાં મશહૂર હતું એટલે એનો મુકદમો જોવા માટે બહાર ગામથી હજારો માણસો આવ્યાં હતાં. એને

પકડવા અંગ્રેજો, દેશી રાજ્યો અને મુસલમાન નવાબોના માણસો ફર્યા કરતા હતા. અજામિલ કેદમાંથી છૂટયા પછી કે નાઠા પછી ગુજરાતમાં ફરે છે અને હમણાં જ ગુજરાતમાં દેખાયો હતો એવી અફવા અહીં આવી હતી. આપણો મુસાફર લોકોની આ વાતો સાંભળતો કચેરીના દીવાનખાના તરફ ગયો પણ તે એટલો ચીકાર ભરાયેલો હતો કે ઉભા રહેવાની પણ જગ્યા ન મળી. પટાવાળાને રૂપીઓ આપ્યો ત્યારે માંડ ઉભા રહેવાની જગ્યા મળી. મુસાફરને સંતોષ થયો નહી, થોડી વાર વિચાર કરી ગુંજામાંથી કકડો કાગળ કાઢ્યો, એના ઉપર લખ્યું અને પટાવાળાને મોટા જડજને આપવા કહ્યું. પટાવાળો ગભરાતો, આવા લેભાગુની ચીઠી અને તે પણ આવા ચીથરા ઉપર લઈ જવી કે કેમ તે પ્રશ્ન થઇ પડ્યો, પણ હમણાં જ રૂપીઓ લીધો હતો એટલે ના કહી શકયો નહી અને કચવાતે મને ગયો.

---

## પ્રકરણ ૨૮ મું
## કચેરી

કચેરીમાં સેંકડો માણસ હતાં છતાં સોય પડે તો અવાજ સંભળાય એવી શાંતિ હતી. વચલા, મધ્ય ભાગમાં ભીંતને અઢેલી ઉંચા પ્લેટફોર્મ પર ન્યાયાધીશો બેઠા હતા. સાથે સાથે જ્યુરીના સભાસદો રાખ્યા હતા. નીચે કારકુનો કાગળિયાં તૈયાર કરતા હતા. એક બાજુ પાંજરામાં હાથ અને પગે બેડીવાળો બંધવો ઉભો હતો અને તેની ચારે બાજુ ઉઘાડી તરવારના સીપાઇઓ ઉભા હતા. મુખ્ય ન્યાયાધીશ બેઠો હતો ત્યાં પટાવાળાએ ચીઠી આપી. ચીઠી ઉપર નામ વાંચતાં જ ન્યાયાધીશ ઉભો થયો અને પોતાના જોડીદારને કહ્યું. "નાનજી નગરશેઠ આ મુકદ્દમા માટે આવ્યા છે." નાનજીનું નામ પડતાં જ આખા હોલમાં ખળભળાટ થયો. એવું એકકે ગામ ન હોય કે જ્યાં વહેપારીઓ, ભીખારીઓ, ઉદ્યોગ હુનરવાળાઓએ નાનજીનો પ્રત્યક્ષ કે પરોક્ષ લાભ નહી લીધો હોય. નાનજીના પૈસા સમસ્ત દેશમાં વપરાતા, નવા હુનર માટે, નવી વિદ્યા

માટે, જનસમાજની ઉપયોગી સંસ્થા માટે નાનજીની કોથળી સદા ખુલ્લી હતી. એ નાનજી આ મુકદમો સાંભળવા આવે અને એ રીતે આ ગામની પ્રજાને એનાં દર્શનનો લાભ થાય એ વિચારે આખી કચેરી ખળભળી ઉઠી. જે સીપાઇએ નાનજીને ઉભા રહેવાની જગ્યા આપતાં નવનેજા કર્યાં હતા તેજ સીપાઈ જવાબ લઈ આવ્યો અને બોલ્યોઃ

"સાહેબ ! પધારો, મારી પાછળ પાછળ આવો, જુઓ ! જડજ સાહેબનો ખાનગી ઓરડો, અંદર જાઓ, ત્યાંથી કચેરીમાં આવવાનું બારણું છે તે ઉઘાડશો કે એમની ખુરશી પાસે જ આવશો. માફ કરજો સાહેબ."

નાનજીએ કાંઈ પણ ઉત્તર આપ્યા વિના બારણું ઉઘાડ્યું અને અંદર પેઠો. ન્યાયાધીશના ઓરડામાં એકલો પડતાં જ નાનજીની વિચાર-માળા ચાલી. 'આમ જાઉં કે આમ જાઉં. આવ્યો એવો પાછો જાઉં તો ? મારે શા માટે ખુલ્લા થવું ? મારે પણ જન્મટીપજને–પેલી ભયંકર કાળી જગ્યાનું મો ફરીને જોવાનું ને ? મને કેટલું માન મળે છે. નાનજીને નામે આખી પૃથ્વી ધ્રુજે છે ત્યારે હું નાનજી તેજ અજામિલ એમ કહેતાં શું થશે ? એક નામ ફરતાં કેટલો ફેરફાર ? ત્યારે શામાટે, પણ જવું જ." નાનજીએ બારણા ઉઘાડયાં અને ન્યાયાધીશને પડખે જગ્યા લીધી.

નાનજી દાખલ થતાં તો થયો પણ આસપાસના લોકો, ન્યાયાધીશની જગ્યા, કચેરી, ઉઘાડી તરવાર, સીપાઇઓ જોતાં જ એને અંધારાં આવ્યાં, ગાત્ર ઢીલાં થયાં. 'પાછો જાઉં કે નાસું' એમ ક્ષણ વાર થયું. ન્યાયાધીશ અને એની સાથે બેઠેલાની સલામ ઝીલે તે પહેલાં જ એની નજર બંધવા ઉપર પડી. "એજ, આવું પાંજરૂં; આવી જ કચેરી ! તે વેળા બીજી જગ્યા હતી. અત્યારે બીજી જગ્યા છે. આજ લુગડાં, આજ, આવા જ સીપાઇઓ." ઉભેલો બંધવો તેજ પોતે હોય એમ ક્ષણવાર ધારી નાનજીનું હ્રદય કંપવા લાગ્યું. આજ કેટલાં વર્ષોથી છૂટ્યો છું તે પાછો આજ સ્થિતિમાં આવીશ. પહાડી કિલ્લાનો એકાંતવાસ, પથ્થર, ગીધ, ચામાચીડીયાં અને વિકરાળ અજગર નજર આગળ તરી આવ્યા. હાય હાય ! તે વખત આ નવા સંસારનો અનુભવ નહોતો. ખૂન, વેર, લૂંટ, એના જ વિચાર આવતા.

મહાત્મા ગરીબદાસના પ્રતાપે નવો માર્ગ સૂઝ્યો, વાલ્મિકી ભીલ મટી વાલ્મીકી બ્રાહ્મણ થવા ઇચ્છા છે છતાં એ ભીલની સજા મારે ભોગવવી! કાયદામાં એવું શામાટે જોઇએ? મનુષ્યને સુધારવાનો જ આશય હોય તો શામાટે સુધરેલાને શિક્ષા? આ ભીલને બચાવવા બ્રાહ્મણ મરે છે. મારૂં ભીલપણું બળી ગયું છે. હવે બ્રાહ્મણ બન્યો છું. પણ અજામિલ, આને બધા અજામિલ જ કહે છે. અજામિલ! તારો મુકદમો તને સાંભરે છે! તે સમય જુદો હતો. જગ્યા ફેર હતી. નાના મોટાં રાજ્યને સ્વતંત્ર બનવું હતું, અને ભાડુતી માણસો રાખતા. લૂટતા અને ભયંકર શિક્ષા કરતા. પરમેશ્વર, દેવ ઉંઘી ગયા હતા. હવે દેવ પણ જાગવા માંડ્યા છે, નહી તો આમ હોય? એ જ અજામિલ કહી હજારો અજામિલ ફાંસીની લાકડે ચડી ગયા હોય."

નાનજી ખુરસીપર બેઠો અને મુલતવી રહેલો મુકદમો શરૂ થયો. ચતુરદાસ અઠંગ લૂટારો કાળાકિલ્લામાંથી નાસી જનાર ચોરમાંનો એક હોવો જોઇએ એની સાબીતી માટે કાળા કિલ્લામાંના ચાર કેદીને સાક્ષી તરીકે ઉભા કર્યા હતા, નાસી છૂટયા પછી બીજી અનેક લૂટો તેણે કરી હતી અને છેલ્લી લૂટ સાબીત થઈ હતી. આજ અરસામાં 'ચતુરદાસ એજ અજામિલ' એમ પોલીસને શક પડ્યો, અને શક પુરવાર કરી ખૂનીને સખ્ત શિક્ષા કરાવવામાં ઇનાયતખાન પ્રથમ હતો. ચોરીને માટે શિક્ષા એમાં શંકા જ નહોતી. ચતુરદાસ અજામિલ, અને ચતુરદાસ એ માત્ર નવું નામ એમ સર્વને શંકા હતી. બંધવાને પૂછતાં બંધવાએ ચોખ્ખી ના પાડી, અને પોલીસ અમલદારે પગ પછાડ્યો. એનું ચાલત તો બંધવાને ત્યાં ને ત્યાં જ એકાદ બે ચાબુક લગાવત.

ન્યાયાધીશે બંધવા સામું જોયું અને કહ્યું; "કચેરીને એમ ખાત્રી થાય છે કે, તું જ અજામિલ છે. સાચું બોલીશ તો કદાચ શિક્ષામાં ઘટાડો થશે."

બંધવાના આખા શરીરે પરસેવો છૂટ્યો. એની આંખમાં આંસુ આવ્યાં. બેડીવાળા હાથે પરસેવો લ્હોયો, અને બોલ્યો:–"મહેરબાન! ગુજરાતના નાના ગામડાનો હું રહીશ છું. મારા માબાપ–જગત કહે છે કે, માબાપ

હોય માટે હું માનું છું કે, મારે હશે. સરકાર! બધાને રહેવાને ઘર હોય એમ હું માનતો નથી. જંગલમાં જ જન્મેલો છતાં પશુ કેમ થયો નહી તે જ નવાઇ લાગે છે. અત્યારે ઘરડો છું, પણ તે વખત નાનો હતો. કેમ ઉછર્યો, કોણે ઉછર્યો એની મને ખબર નથી. સાહેબ! પાવાગઢના ગામડામાં, ત્યાંથી ગુજરાત તરફ પેટને માટે રખડ્યો હતો. હું ક્યાં જાઉં છું એમ પૂછનાર કોઇ જ ન હોતું. ગાડીનાં પૈડાં કરનારને ત્યાં રહ્યો, ઘમણ ઉંચી નીચી કરતાં આ હાથને હજી ચકામા પડ્યા છે. હથોડા મારી હાથ ખડબચડા થયા છે. મારી સાથે મારી નાની બહેન હતી. લોક કહે છે કે અમે બે સાથે જન્મ્યાં હતાં. મારી બહેનને હું મારી સાથે જ ફેરવતો. જ્યાં હું મજુરીએ જતો ત્યાં રોજના દશ પૈસા મળતા, એટલામાં અમારા બેનું શી રીતે પૂરૂં થાય? મારી બહેન વાસણ માંજતી, કોઇના કપડાં ધોતી. ત્યાં એક જમાદારની નજર બગડી અને મારી બહેન ગભરાઇ. એનો વહેમી વર મજુરીમાં બે આના લાવતો પણ દારૂમાં ગુમાવતો; રાત્રે મારી બહેનને મારતો અને ઘડી જંપવા દેતો નહી. જમાદારે મારા ઉપર, મારી બહેન ઉપર ચોરીનું તહોમત મૂક્યું. અમે કામ કરી રાતના ઝાડ તળે જ સુઇ રહેતાં, કચેરીમાં જમાદાર પાછળ પડ્યો; પણ અમારા ભોગ મળ્યા, મારી બહેન કુવામાં પડી મરી ગઇ, ત્યારે જ જમાદારે અમારો પીછો છોડ્યો."

"બંધવાને કહો કે મુદ્દા ઉપર આવે, બે મુદ્દાના ઉત્તર આપ! પ્રથમ તો જે ગુન્હા માટે એને પકડવામાં આવ્યો છે એ ગુન્હો કબુલ કરે છે કે કેમ, અને છૂટો થયેલો અજામિલ એ પોતે છે કે નહી?"

બંધવો તદ્દન મુંગો જ રહ્યો.

"બંધવા! તું મુંગો રહી તારો મુકદ્દમો બગાડે છે. તારૂં નામ ચતુરદાસ નથી એમ કચેરીને ખાત્રી થઇ છે. અજામિલ એ તારૂં મૂળ નામ અને તું જ પાવાગઢની તળેટીનો કઠિયારો છે એમ ઘણાની જુબાનીથી પુરવાર થયું છે અને આજનો ગુન્હો તેં કરેલો છે."

પાંજરામાં બંધવો અકળાઇ ગયો હતો, આંખો લાલ થઈ હતી.

બેડીનો અવાજ સર્વના હૃદયમાં ત્રાસ ઉત્પન્ન કરતો હતો. બંધવાએ ન્યાયાધીશ સામું જોયું અને બોલ્યો.

“ચોરી! લૂંટ! મેં કરી જ નથી. પોલીસને ખરો ગુન્હેગાર ન જડતાં જુના વેરને લીધે મારા ઉપર ઢોળી પાડવાનું બાનું જ જડયું છે. દુકાળ, તાવ અને અનેક ઉપાધિથી દિવસમાં એક વાર પણ ખાવાનું મળતું નથી; તો પછી ચોરીની તો વાત જ શી? ભુખ્યો તરસ્યો આવતો હતો, અને ખેતરની વાડ પાસે લટકતાં ફળ તોડ્યાં એ જ વાંક. આજ ત્રણ ત્રણ ચાર ચાર મહીનાથી કેદમાં આ સીપાઇઓના ઠુંસા ખાતો પડ્યો છું. અજામિલ–મારી ફોઈ હતી કે કેમ તે મને ખબર નથી. મને ચતુરો કહેતા. મંદિરમાં ચતુરદાસ બાવો નામ પડયું. હું અજામિલ નથી છતાં તમારે મનાવવો હોય તો તમે જાણો.”

ન્યાયાધીશ વિચારમાં પડ્યો અને બોલ્યો, “ઇન્સ્પેકટર ઇનાયતખાન અહીં આવી જુબાની આપી ગયો છે, અને એની જુબાની મજબુત અને ઉપયોગી છે. બંધવાનું નામ ચતુરદાસ હશે, પણ એજ અજામિલ છે એમ પોતાના અંગત અનુભવથી કહે છે. મહાત્મા ગરીબદાસને ત્યાં ચોરી કરનાર અને ગણપતનો રૂપીઓ લઇ લેનાર અજામિલ આજ એમ મને પણ શક જાય છે.” ચતુરદાસ બાવાની ચોરીનો મુદ્દો જેટલો ગંભીર હતો તે કરતાં વધારે ગંભીર ‘એ અજામિલ કે કેમ’ એ મુદ્દો થઇ પડ્યો હતો. પોલીસ અત્યારે એને અજામિલ ઠરાવવા ફાંફાં મારતી હતી. ન્યાયાધીશ અને પંચની ખાતરી થતી હતી. લોકો પણ એજ અજામિલ એમ માનતા હતા. અજામિલની સાથે કેદખાનાના બે કેદીઓને સાક્ષીમાં બોલાવવામાં આવ્યા હતા, અને બન્ને સાક્ષીઓએ ‘આજ અજામિલ’ એમ ભર કચેરીમાં કહ્યું.

આમ થતાંજ બંધવો નિરાશ થઈ મૂર્છા ખાઈ પડ્યો. આખા દીવાનમાં શાન્તી પ્રસરી, અને ન્યાયાધીશના ઠરાવની રાહ જોતાં લોકો ઉચું જોતાં ઉભાંજ રહ્યાં.

એટલામાં ન્યાયાધીશની ખુરશી પાછળ ખળભળાટ થયો અને આખા હોલમાં સંભળાય એવો અવાજ આવ્યો. "ભાઇઓ;–"

આ અવાજ આવતાંજ લોકોની, બંધવાની, સાક્ષીની અને પોલીસની નજર ખેંચાઇ. નાનજી શેઠ?



## પ્રકરણ ૨૯ મું

### આ શું?

નાનજી ટટાર ઉભો હતો, પણ આખું શરીર ધ્રુજતું હતું. ચોગરદમ તે જોતો હતો, પણ એની આંખજ ફરતી હતી. નાનજીના પવિત્ર જીવન, પરોપકાર અને ગરીબના મિત્ર તરીકેની ખ્યાતિ એટલી મશહુર હતી કે નાનજી ઉભો થયો કે, ઘણા લોકો આવા મહાત્માના દર્શન થયાં તે માટે પોતાનું જીવન ધન્ય ધન્ય માનવા લાગ્યા. નાનજીને શું કહેવું હશે તેનો વિચાર થાય તે પહેલા નાનજી પ્લેટફોર્મ ઉપરથી નીચે ઉતર્યો, બંધવો અને બંધવાના બે કેદી સાક્ષીઓ હતા ત્યાં ગયો, અને સર્વ સાંભળે તેમ પૂછ્યું:–

"મને ઓળખો છો?"

લોકો, પોલીસ, કેદીઓ આશ્ચર્ય પામ્યા હતા, અને આનું શું પરિણામ આવશે એ જોતા હતા. નાનજી ન્યાયાધીશ અને પંચ તરફ ફર્યો ને બોલ્યો:–

"બંધવાને ચોરીને માટે જે શિક્ષા કરવી હોય તે કોર્ટ કરવા સત્તા ધરાવે છે, પણ તેમાં પણ તેણે ચાર મહિના સજા ભોગવી છે તો કોર્ટે તેને છોડી દેવા મહેરબાની કરવી જોઇએ. મને અજયબી તો એજ લાગે છે કે, આ નિરપરાધી બંધવો પોલીસના જુલ્મનો ભોગ થઈ પડ્યો છે. છેક હેઠળથી ઉપર સુધી સદર સદરના શેરાથી આ બીનવગનો માણસ જન્મટીપ અગર ફાંસીને લાકડે ચડવાની તૈયારીમાં છે. એ તો ઠીક છે કે, ઇંગ્રેજી રાજ્યનો અમલ છે; બાકી એકલી પેશ્વાઈ કે નવાબી હત તો

આટલા મુકદમાનું ધતિંગ પણ ન હોત. આના હાથ, પગ, કાન તો કપાયાજ હત, અને શૂળીએ ચઢ્યો હત. જે અજામિલની શોધમાં આજ આટલા રાજ્યની પોલીસ પડી છે તે અજામિલ આ પાંજરામાં ઉભો છે તે ન હોય. એ અજામિલ જેને તમે અત્યાર સુધી નાનજી માનો છો તે પોતેજ હું,–"

આટલો શબ્દો કાને પડતાંજ સર્વત્ર ત્રાસ વર્તાયો, સોમનાથ મહાદેવના શિવલિંગ તૂટતાં ભાવિક હિંદુની જે માનસિક સ્થિતિ થઈ હતી તે હાલ થઈ. નાનજી અને ખૂન, નાનજી અને પાપ એ બે સાથે હોય જ નહી એવી લોકોની માન્યતા ત્યાં 'નાનજી એ જ અજામિલ' એ કોણ માને? ન્યાયાધીશ તો એકદમ ગમગીન અને નિરાશજ થઈ ગયો. કોર્ટનો વૃદ્ધ કારકુન ઉભો થયો ને બોલ્યો:–"સાહેબ! અહીં વૈદ, હકીમ કે દાકતર છે? ન હોય તો બોલાવો. નાનજી શેઠને ન ઓળખે એવું નવખંડ પૃથ્વીમાં કોણ છે? જેની છબીઓ ગરીબો સવારે દેવ માની પૂજે છે, જેની બાધા રાખી હજારો અજ્ઞાન સ્ત્રીઓ કાર્ય સિદ્ધ કરે છે, અને જેની આશાથીજ લાખો હિંદ બાળકો જીવે છે તે નાનજી શેઠ અજામિલ, નાનજી શેઠ ખૂની! નાનજી શેઠને એમના ગામમાં નહી ગમતું હોય! કાળા પાણી પાર કેદીઓની દશા જોવાનું મન થયું હશે!"

આખી કચેરીમાં હસાહસ થઈ રહી.

નાનજી મક્કમપણે ઉભો હતો અને સર્વત્ર શાંતિ ફેલાતાં બોલ્યો.

"ભાઇઓ! આ રાવ સાહેબ માને છે તેમ હું ગાંડો નથી થયો, તમે આજ એક ગંભીર ભુલ કરતા હતા. આ નિર્દોષ માણસને છૂટો કરો. અજામિલ હું પોતેજ. તમારી આંખે પડળ આવ્યા છે એટલે સાચું જોઈ શકતા નથી. હું સત્ય કહું છું કે કેમ તે પ્રભુ જાણે છે. મેં મારૂં નામ છૂપાવ્યું અને આ સ્થિતિએ પહોંચ્યો છું. હું પવિત્ર જીવન ગાળી રહેવા ધારતો હતો, પણ પરમાત્માની એવી જ મરજી છે કે, મારે મારૂં જીવન ઉંડી ગુફામાં જ પુરૂં કરવું. મારા જીવનનો ઇતિહાસ જગત કોઈ દિવસ જાણશે. અત્યારે જણાવવાની જરૂર નથી. ગરીબદાસ! હા! મહાત્મા

ગરીબદાસ! મોતના પંજામાંથી બચાવનાર, મારા પાપી જીવનને ઉધારનાર ગરીબદાસને ત્યાં નિમકહરામી કરનાર આ પાપી, તમારો નાનજી નગરશેઠ! બીચારા હર્ષભર્યા ગણપતનો રૂપીઓ લઈ લેનાર આ જ મૂર્તિ! ભાઇઓ! ઈશ્વરની મરજી વિરૂદ્ધ કાંઇ જ બની શકતું નથી, અને અહીં મળેલા પંચથી હું ડાહ્યો નથી, છતાં મારે કહેવું જોઇએ કે **કેદખાના અને ભયંકર શિક્ષાથી જ ભયંકર ગુનાહ થાય છે.** ભાઇઓ હું નાનો હતો તે દિવસ સાંભરે છે. દિવસો ને દિવસો રોટલો મળતો નહી, કોઈ આપતું નહીં ત્યારે શું કરવું? પડેલો રોટલો ઉઠાવવો એ હું પાપ સમજ્યો નહી! કેદખાનામાં, જન્મટીપથી ભયંકર કેદીઓના સહવાસમાં, કેદીના ભાઈ જેવા સીપાઇઓ અને લાંચ રૂશવતમાં જ રચ્યાપચ્યા રહેતા અમલદારોના સહવાસમાં સુધરવાને બદલે હું બગડ્યો. ક્ષણુવારની ઉર્મીથી અગર સંયોગોવશાત ભોગ થઇ પડેલા હજારો માણુસો કેદખાનામાં જતા પહેલાં પવિત્ર હોય છે, પણુ બહાર નીકળે છે ત્યારે સેતાન થાય છે. હું પણુ પવિત્ર હતો, એ કેદખાનાના દરવાજામાં પેસતાં જ પવિત્ર વિચાર, પરમેશ્વર દૂર થયા અને બાહાર નિકળતાં પહેલાં અઠંગ ઉઠાવગીર થયો. મહાત્મા ગરીબદાસજી! એ તમારા, તમારી આચમની પવાલીના પ્રતાપ. હં, પેલા રાવસાહેબ એમ માને છે કે, હું ગાંડો થઈ ગયો છું. આ સાક્ષીઓ દબાયેલા છે. ગમે તેમ હો, પણુ આને છોડો, ખરે ઇનાયતખાન હાજર હોત તો કેવું સારૂં?"

નાનજી સાક્ષી કેદીઓની પાસે ગયો, "કેમ અલ્યા! તે દિવસ પેલા મહેલના પથ્થર ખોદતાં આપણા ઉપર ચોકી કરતા સીપાઈ ઉપર પથ્થર નાખવાનો વિચાર કર્યો હતો અને પકડાયા હતા તે દિવસ ભુલી ગયો કે?"

એક કેદી તો આ શબ્દ, આ ધાંટો સાંભળી ધ્રુજતો ઉભો જ રહ્યો. નાનજી બીજા કેદી તરફ ગયો, "કેમ તને પણુ સંભારવાની જરૂર પડશે કે, તારા જમણા હાથમાં પેલા ખીલાનો ડામ હજી એવોને એવો જ છે કે નહી? તને ન સાંભરતો હોય તો અજામિલ નામનો ડામ તેં દીધેલો—' જો કહેતાં જ નાનજીયે બાંય ઉંચી કરી અને છેક ખભા પાસે નીચલા

ભાગમાં અજામિલ નામ સ્પષ્ટ વંચાવ્યું. "અહા! નામની, પ્રતિષ્ઠાની શી ખુબી છે. મેં મોજુદ દાખલા બતાવ્યા છતાં હજી કચેરીને વિશ્વાસ આવતો નથી. ખેર! મારી એટલી જ વિનંતી છે કે, આ કેદીને છોડી દો, હું આ જ કામે આવ્યો છું અને જાઉં છું. હવે હું નાસવાનો નથી. હું ક્યાં છું, ક્યાં જાઉં છું અને ક્યાં હોઇશ એની પોલીસ મારે બદલે કાળજી રાખશે. ઇનાયતખાન જાણે છે અને એને જ્યારે ફાવે ત્યારે આવી કેદ કરવા સત્તા છે. હાલ તો જાઉં છું–" આટલું બોલતાં જ નાનજી ચાલ્યો ગયો, કચેરીમાં ત્રાસ, ભય, આશ્ચર્યના ભાવ છવાવા લાગ્યા. 'નાનજી એ જ અજામિલ કેમ હોઈ શકે' એમ વાતો થવા માંડી. ન્યાયાધીશ અને પંચ વિચારમાં પડ્યું, બંધવાએ ચોરીને માટે પુરતી કેદ ભોગવી છે કરી છોડી મૂક્યો, અને અજામિલનું શું કરવું એનો નિર્ણય મુલતવી રાખી કચેરી ઉઠી.



## પ્રકરણ ૩૦ મું
## મેના ક્યાં?

સવારના આઠ વાગ્યા હતા, સુંદરીને રાતમાં તાવ સખ્ત હતો, તેમ ઉંઘ જરાયે આવી ન હોતી એટલે ધાત્રીએ ઉંઘની દવા પાછલી રાત્રે આપી અને સુંદરી ઉંઘતી હતી. ધાત્રી દવાની શીશીઓ, થુંકીયું ધોઈ નવી ચાદર, નવું લુગડું તૈયાર કરી અંદર લાવતી હતી ત્યાં કોઇનો પગ સંભળાયો.

"માજી? કેમ છે–"

"હો, તમે ક્યારે આવ્યા! અત્યારેજ આંખ મળી છે. ચાર દિવસ તો ચાર ભવ જેવા કાઢ્યા છે. તમારા નામની જપમાળ જપે છે, જાગશે કે પૂછશે એની છોકરીનું શું થયું? તો શો ઉત્તર આપવો, જુઠું બોલી મૃત્યુવશ પડેલા આત્માને શામાટે ખોટી આશા આપવી? પણ નાનજીભાઈ! આ શું? તમારા વાળ એકદમ આટલા ધોળા કેમ? મુછોમાં એક કાળો વાળ નહી."

"મા! માનસિક ચિન્તાની અસરજ એવી છે. પ્રભુની મરજી, વારૂ હું અંદર જાઉં?"

"જવાનો વાંધો નથી પણ ચાર દિવસે આજ ઉંઘી છે. વળી તમને જોશે કે મેનાનો જપ શરૂ થશે."

"જે થાય તે ખરૂં પણ પછી મારાથી મળાય કે ન મળાય માટે મારે મળવું જોઇએ," આટલું કહેતાં નાનજી અંદર દાખલ થયો. નાનજી ધીરે ધીરે રખે જાગે એ બીકે શ્વાસને પણ રોકતો ખાટલા પાસે આવ્યો. જે સુંદરીના સૌંદર્યથી ભલભલાં મોહ પામતાં તે સુંદરી હાડપીંજરવત્ એક બે વરસનું બાળક હોય તેમ ખાટલામાં પડી હતી. શ્વાસ ચાલતો હતો, નાકની અણી વાંકી વળી હતી, આંખોની નીચેના ભાગમાં કાળાશ આવી હતી, હાડપીંજર ઉછળતું હતું, અને બરફ ઓગળતો હોય એમ દિવસે દિવસે ઓગળતી લાગી. નાનજીના જીવનમાં કોઈ પણ રસનું સ્થાન હોય, એના જીવનને ટકાવનાર કોઈ પણ વસ્તુ હોય તો તે સુંદરી જ હતી, આ સ્થાન નિર્મૂળ થતું હતું, આ વસ્તુ હાથમાંથી ઉડી જતી હતી:–"અરે! આ પવિત્ર આત્માને બચાવવા, એના પીડિત હૃદયમાં શાંતિ ફેલાવવા મારા બધા યત્નો નિષ્ફળ ગયા! મારા જ કારખાનામાંથી એને આ સ્થિતિએ આવવું પડ્યું, એના અંતર આત્માની છેલ્લી ઇચ્છા પણ મારાથી હજી પૂરી પડાઈ નહી." આટલું બોલતાં નાનજી ખાટલા ઉપર બેઠો અને કપાળે હાથ દીધો–

'બહેન!'

હાંડપીંજર લાકડાનું, હાડકાનું જ રમકડું હોય અને પાછળની દોરી ખેંચાતાં એક પછી એક અવયવ હાલે તેમ કપાળે હાથ પડતાં જ આંખ ઉઘડી. એ આંખો બીજી આંખો સામું ટીકી ટીકી જોઈ રહી. બંને, ચારે આંખ ભીની થઈ, ભીની થતાં બંને હૃદયમાંથી ઉંડો નિશ્વાસ નિકળતાં જ બંનેની આંખો પાછી બંધ થઈ.

'બહેન!'

"મારી મેના ક્યાં, હું જાણતી જ હતી કે તમે ત્યાં ગયા હશો, તમે કેવા સારા છો. પરમેશ્વર તમારૂં ભલું કરે, પિતાજી! પણ મારી મેના

ક્યાં ?" નાનજીની આંખમાંથી દડ દડ આંસુ પડતાં હતાં. ભૂત, ભવિષ્યના વિચારે એને આજ મૂઝવ્યો હતો, જવાબ આપે એટલામાં દાકતર આવ્યો.

"બહેન ! આ દવા પી જા તો, બહુ ડાહી છે. જો તારી મેના–"

"જો તારી મેના"ના શબ્દ કાને પડતાં જ અશક્ત સુંદરીમાં કોણ જાણે ક્યાંથી જોર આવ્યું. 'લાવો મારી મેના' કહી સફાળી ઉભી થઈ અને એકદમ પથારીમાં અફળાતાં બેભાન થઈ. દાકટરને પસ્તાવો થયો. નાનજીએ સુંદરીનું માથું ખોળામાં લીધું, અને ડોશીમા પાણી લઈ આવ્યાં. સુંદરીએ લવવા માંડ્યું. "મેના. બેટા ! હાશ ! તને કોણુ ધવડાવતું હતું ? હશે, હાશ ! મારા વિના સુકાઈ ગઈ." મેના સુંદરીના મનથી હજી દોઢ વરસની જ હતી. સુંદરીએ આંખ ઉઘાડી, 'પિતાજી મારી મેના નહી આપોને ?'

"બહેન તને તાવ છે. જરા ઉતરે એટલે લાવીએ. એકદમ આવવાથી તું અને એ બંને હેરાન થશો."

"મને તાવ ! તાવ ક્યાં છે ? તાવ ઉતારવો હોય તો મેના લાવો. મેના, મારી મેના ! મેના કેમ નથી લાવતા ? ડોશીમા તમને છોકરી નથી, પિતાજી તમને છોકરી નથી, દાકટર પરણ્યા નથી એટલે મારા મનની સ્થિતિ સમજાતી નથી. બસ લાવો છો કે હું ઉઠું ? "

'બહેન ! જો ખરૂં કહું, જેટલી ઉશ્કેરાય છે એટલી વાર છે. મેના એકલી છે, એને માટે જીવવાની જરૂર છે, એને જીવાડવી હોય તો શાન્ત થા. તમે સારાં હશો તો જ મેના સંભાળાશે.'

"પિતાજી, ડાકટર ક્ષમા કરો, હું દુઃખી છું, હું જન્મથી જ હતભાગી છું, મને નિરાશા સિવાય કાંઇ જ મળ્યું નથી. હું જીવીશ. આખી રાત હું મારી મેના સાથે જ હતી, પિતાજી ! તમને રસ્તામાં મુશ્કેલી તો નડી જ હશેને ! અરેરે મારા સ્વાર્થમાં તમારી પીડા તો ભુલી જ ગઈ. હાય ! હાય ! તમે ન હોત તો મારૂં શું થાત ! મેં તમને એક વખત ગાળો દેવામાં મણા રાખી નથી. સુવા જલુ અને મંછીએ આપવા ના જ પાડી હશે. શેના હા પાડે ? દૂઝતી ગાય કોને ન ગમે ? પણ મારી રાંક મેના ! કસાઇને ઘેર ગાય હતી તેને છોડાવ્યાનું પૂણ્ય તમને !" આટલું બોલતાં સુંદરી ઉશ્કેરાઈ

ગઈ, થાક લાગ્યો અને પડી રહી. નાનજીએ કપાળ ઉપરથી હાથ લઈ લાકડીવત હાથ હાથમાં લીધો. હાથથી જોતો હાથ ફેરવવા લાગ્યો; નિશ્વાસ ઉપર નિશ્વાસ નાંખતો હતો, હૃદયની શાન્તિ આનંદ એકદમ લુપ્ત થયાં હતાં.

બહાર કેટલાંક છોકરાં રમતાં હતાં તેમાં એકાદનો અવાજ સુંદરીને કાને પડ્યો. કાને પડતાં જ જાગી. "એ જ મારી મેના ? લાવો એને, હવે મારાથી એના વિના ઘડી નહી રહેવાય. કેવો મીઠો સ્વર. એને બોલતાં આવડ્યું. નારે બા ! માજી બહારથી મારી મેનાને લાવો તો. જરાક ઝાંખી તો કરૂં—મારા ખાટલામાં મને તાવ ઉતરે પછી લાવજો. સાંજના તાવ ઉતરશે પણ જરાક નજર આગળ તો લાવો. ડોશીમા જાવ તો."

ઓરડામાં ચિંતાગ્રસ્ત નાનજી અને અધીરી સુંદરી સિવાય કોઈ રહ્યું નહી. નાનજી ખુરસી ઉપર બેઠો હતો, પણ એની નજર સુંદરી ઉપર જ હતી. સુંદરી સુતી હતી. નાનજીની પાછળ બહાર જવાના ઓરડાનું બારણું જોયા કરતી હતી. પવનથી, બારણું હાલતું ત્યાં સુંદરી ચોંકતી, અને 'મારી મેના આવી,' મેના કરીને ચીસ પાડતી. અડધો કલાક થયો ડોશીમાને ગાળો દેવા લાગી. નાનજી શબ્દ બોલતો નહોતો, એટલામાં બારણું ઉઘડયું, 'મારી મેના ક્યાં,' એ વાક્ય બોલે છે ત્યાં શબ્દ મોમાં જ રહ્યા. સુંદરીનાં હોંશ ઉડી ગયા. બીજી જ પળે રામશરણ થશે એમ નાનજીને લાગ્યું, અને આ ફેરફાર ક્યાંથી એ જાણવા પાછળ જુવે છે તો બારણા પાસે જ ઇન્સ્પેકટર ઇનાયતખાન !

——:o:——

## પ્રકરણ ૩૧ મું

### સાંડસામાં આવ્યો છે ?

નાનજી એ અજામિલ નહી એની ખાત્રી થતાં ક્ષમા માગી, અને નોકરીમાંથી બરતરફ કરવાની ભલામણ કરવા કહ્યા છતાં નાનજી મુંગો રહ્યો, એ ઇન્સ્પેકટર ઇનાયતખાન ભુલ્યો ન હોતો. ઇનાયતખાન સીપાઈ બચ્ચો હતો. રૈયતને કનડવી એને તે પોતાના મનથી ખુદાની નજરે પાપ

માનતો અને આમ છતાં એના મનમાં જે વાત ઠસતી તે વાત ગમે તે પ્રકારે જતી નહી, અને જેને તે ફરજ માનતો તે ફરજ અદા કરવા જતાં દોસ્તી, સગપણ સંબંધને તિલાંજલિ દેતો. ચતુરદાસના મુકદમામાં પોતે જાતે જઈ જુબાની આપી આવ્યો હતો અને નાનજી અજામિલ છે એ વાતજ વિસરી ગયો. પણ જ્યારે પાછળથી બાતમી મળી ત્યારે એ તાજુબ થયો અને જીવનમાં પહેલી વારજ ઇનાયતખાને થાપ ખાધી એમ લાગ્યું. શું કરવું એનો વિચાર કરે છે ત્યાં નગરશેઠ નાનજીને પકડવાનો હુકમ આવ્યો, હુકમ આવતાંજ ઇનાયતખાનના પગમાં જોર આવ્યું અને નાનજીને ખોળતાં જ્યાં સુંદરી સુતી હતી ત્યાં આવ્યો.

'બહેન! બહેન! શું છે? આટલી ગભરાય છે કેમ? હું પાસે છુંને.'

'પિતાજી!' એટલું બોલતાં ઉઘાડેલી આંખ બંધ કરી નાનજીના ખોળામાં ભરાઇ ગઈ, નાજુક વેલની માફક ધ્રૂજવા લાગી. કપાળ ઉપર પરસેવાનાં ટીપાં આવ્યાં.

'બેટા! એ તારે માટે નથી આવ્યો.'

ઇનાયતખાનજી—'ઉતાવળ કરો.'

ઇનાયતખાનના હર્ષનો આજ પાર નહોતો. આટલે વર્ષે દેશને ત્રાસરૂપ ભયંકર ખૂની પકડાયો, હવેજ દેશનો ઉદય, દેશની શાન્તિ ફેલાશે, એમ આ સલાહશાન્તિ ફેલાવનાર અમલદારને થયું. નાનજી અત્યારે નગરશેઠ, એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ કે અમલદાર હતો, એમને જોઇ શકે એમજ નહોતું; નાનજી એ અજામિલ, પીંઢારો, ફાંસીયો જે કહો તે આજ હતો. હવે તે જેટલી ક્ષણ જગતમાં છૂટો રહે તેટલી ક્ષણ જગતના હિતને નુકસાનકારક છે એમ આ પોલીસનો અમલદાર માનતો હતો. આખો જનસંઘ જેના નામે ખડો થવા તૈયાર છે, જેનું પ્રાતઃસ્મરણીય નામ, જેની ગરીબો પ્રત્યેની ભાવના, જેનો સ્વાર્થત્યાગ અને ઘડી પહેલાં જેનો સત્તાધારી આગળ પણ પ્રભાવ પડતો તેજ મનુષ્ય છૂટો રહે, એ આ અમલદારને રૂચ્યું નહી. એને તો ફરીને કાળા કિલ્લામાં જીવન પર્યંત ગોંધી રાખવામાંજ શ્રેય છે એવી તેની મક્કમ માન્યતા હતી એટલે એક ક્ષણ

એને યુગ જેવી લાગતી હતી. અજામિલ ખુરસી ઉપરજ બેઠો હતો. એક હાથ સુંદરીના વાંસા ઉપરજ હતો.

'કેમ આવે છે કે નહી?'

જે માણસ દશ દશ કુરનસ બજાવે તેજ આજે આવા અપમાનસૂચક શબ્દ બોલે તે સુંદરીથી સમજાયું નહી; અશક્ત, ભયંકર મંદવાડ અને તેમાં આ બનાવથી તે ત્રાસી ગઇ, વધારે ગભરાઇ અને નાનજીના ખોળામાં ભરાતી ગઇ:–

'પિતાજી! નાનજી નગરશેઠ,–'

ઇનાયતખાનની આંખો વિકરાળ બની પાસે આવ્યો, નાનજીના ગળા ઉપર હાથ નાંખ્યો ને તાડુકો કર્યો, 'અહીં કોઇ નગરશેઠ નથી, આ તો અજામિલ ખૂની–'

'ઇનાયતખાન!–'

'જમાદાર ઇન્સ્પેક્ટર કહેતાં મોં દુઃખે છે?'

'ઇનાયતખાન! હું નાસતો નથી, નાસવાનો નથી. મારે તમને બે અક્ષર ખાનગીમાં કહેવા છે.'

'બોલ, અહીંજ બોલ.'

'બીજા ન સાંભળે એમ મારી ઇચ્છા છે.'

'તેની મને શી પરવા છે? બોલ બોલતો હોય તો.'

અજામિલ નિરાશ થયો, છતાં સુંદરી ન સાંભળે તો ઠીક કરી ધીમેથી બોલ્યો:–

'ઇનાયતખાન! મારૂં છેલ્લું જીવન જોઇ મને ત્રણ દિવસની મહેતલ આપ. કહે એટલા પૈસા આપું? જોઇએ તો મારી સાથે આવ. પણ આ મૃત્યુશય્યાપર પડેલીની છોકરી લઇ આવું એટલો વખત આપ.'

'ત્રણ દિવસ! એ વખત ગયા. ઇનાયતખાન ફરી તે થાપ ખાય એમ નથી. ત્રણ દિવસ એટલે પોલ થઇ જવું હશે. છોકરી! આ છકેલ વેશ્યાની છોકરી!'

'ચુપ! મોત મને અને તને બેને છે. શરમ છે, ધિક્કાર છે. મોતના પંજામાં પડેલા માટે પ્રેમનો શબ્દ નથી?'

'મારી મેના! હજી નથી આવી? ત્યારે તમે બધા ખોટું બોલ્યા! આ રાક્ષસ મારા પિતાને લઇ જવા આવ્યો છે? મારી મેના ક્યાં છે, બોલો? પિતાજી! ડોશીમા કેમ બોલતાં નથી?'

ઇનાયતખાને પગ પછાડ્યો, 'ચુપ રાંડ! અહીં કોણ ડોશી છે? મરતી હોય તો મર, નહી તો આ ડંડુકાથી જીવ લઇશ. આ ગામનાં પણ ધન્ય-ભાગ્ય કે આવા બદમાસ ખૂની નગરશેઠ, આવી વેશ્યાઓનો વાસ! હવેજ કચરો સાફ થશે, આ તારો નાનજી નગરશેઠ નથી, એ ખૂની છે, કસાઇ છે, એનું નામ ભયંકર લૂટારો અજામિલ છે.'

સુંદરી ઉભી થઇ, ભીંતે ઓશીકું દીધું, ઘડીમાં ઇનાયતખાન તરફ તો ઘડીમાં નાનજી તરફ જોતી ચકળ વકળ આંખો કરવા લાગી. બોલ-વાનાં ફાંફાં માર્યાં પણ બોલી શકી નહી. આંખો ફાટી, આંખમાંથી પાણી પડ્યું, હેડકી આવી, ખેંચાઇ અને ક્ષણ વારમાં સુંદરીનો મેના માટે તર-સતો આત્મા ઇશ્વર પાસે ફરિયાદ કરવા ગયો.

અજામિલથી આ દેખાવ જોઇ શકાયો નહી. ઘણાં વર્ષ ઉપર પોતાની ભૂખે મરતી બહેનનો દેખાવ નજર આગળ તરી આવ્યો. તે એકદમ ઉશ્કેરાઇ ગયો અને ઈનાયતખાનને લાત મારી બોલી ઉઠ્યોઃ—

'હરામખોર, સેતાન? આ નિર્દોષ સ્ત્રીનું ખૂન કરનાર તું છે.'

'ચુપ, જબાન સંભાળ. એવી વેશ્યાઓ તો કંઇક મરે છે. બહાર સીપાઇઓ ઉભા છે. સમે સમો આવ, નહી તો હાથકડી નાંખી લઈ જવો પડશે.'

'ઇનાયતખાત! હું તને ઇમાનીની સાથે પ્રભુપ્રેમી ધારતો હતો. પોલીસ ખાતામાં તારા જેવા માણસો છે ત્યાં સુધી સારૂં એમ થતું, પણ આજનો બનાવ એ અભિપ્રાય દૂર કરાવવા બસ છે. પાપી! તમે પ્રજાના જાનમાલ રક્ષવા નિમાયા છો. તમે દુનિયામાંથી પાપ ગુન્હા દૂર કરવા સરજાયેલાં છો, પણ કેદખાનામાં સડતા, દેશનિકાલ થયેલા અમારા જેવા

લાખો માણસો તમારા પાપેજ પાપી થયા છે. અમારી તરફ સારૂં વર્તન રાખતા હત—અમને સુધારવા પ્રયત્ન કરતા હત તો ભયંકર કેદખાનાં કે ફાંસીની જરૂર ન પડત. પાપી ! અત્યારે તો હું શિક્ષા ખમું છું, પણ આ નાજુક-વેલનું ખૂન કરવા બદલ પરમેશ્વરની સમક્ષ હાજર થજે. ચાલ ! જ્યાં કહે ત્યાં આવું."

"કેવો સપડાયો છે—" એમ ફુલાશ મારતો ઇનાયતખાન અજામિલ સાથે બાહાર નીકળ્યો.



## પ્રકરણ ૩૨ મું

### નાઠો

જે કેદખાનામાં નાનજી દર સોમવારે કેદીઓની શારીરિક સ્થિતિ જોવા જતો, જ્યાં જઇ કેદીઓને ભેગા કરી એમનાં જીવન સારાં બને એવા સસ્કાર પાડતો તેજ કેદખાનાની એક અંધારી કોટડીમાં અજામિલને પૂરવામાં આવ્યો. અજામિલ પકડાયો, નાનજી એજ અજામિલ એમ ગામમાં ખબર પડતાં તરેહેવાર ગપ્પાં ચાલ્યાં. અડધા કલાકમાં અજામિલનાં કરેલાં કામ ભુંસાઇ ગયાં. 'અમે ધારતાંજ હતાં કે એ ઢોંગ છે. રસ્તામાં ટોપલાવાળીના ટોપલા ઉપડાવતો. ગરીબને મદદ કરે; ક્યાંનો પૈસો ક્યાં વાપરતો; કારખાનાં, ઉદ્યોગગૃહમાં હરેક સ્ત્રીને બોલાવતો ! જોને પેલી હજી દવાખાનામાં છે. એ તો ગોટાળા; આ કળિયુગમાં વળી મહાત્મા શા? કેટલાક એના ભક્ત હતા તે સત્તાની બીકે હાજી હાજી કરતા. આપણે શું કરીએ ભાઇ ? પૂર્વજન્મના સંસ્કાર. સત્તા આગળ શાણપણ શા કામનું કરી મુંગા બેસી રહ્યા.' આખા ગામમાં ડોશીમા અને એકાદ એના નોકર સિવાય અજામિલનું કોઇજ નહોતું. ડોશીને મન તો અજામિલ હજી નાનજી શેઠજ હતા, અને હમણાં આવશે એમ વાટ્ય જોઇ બેઠીજ હતી.

રાત્રિના બાર વાગ્યા અજામિલના ઘરમાં શૂન્યકાર હતું, નોકર બારણા પાસે અડધો ઉંઘમાં પડ્યો હતો ત્યાં કોઇનો પગરવ સંભળાયો, 'ભગત !'

પરિચિત ધાંટો કાનમાં પડતાંજ ભગત ઉઠ્યો, બારણું ઉઘાડ્યું.

‘ચુપ, બારણું બંધ કર ને મારી પાછળ ઉપર આવ.’

‘હા સાહેબ! આવું છું, આપ ઉપર જાવ.’

‘પણ વાતમાં બારણું ઉઘાડું ન રહે.’

‘નહી રહે, સાહેબ.’

અજામિલ ઉપર ગયો. રોજની જગ્યાએથી દીવો લઇ સળગાવ્યો; કબાટ, પેટી ઉઘાડ્યાં, બંધ કર્યાં. આચમની પવાલીનું નાનું પોટલું બાંધ્યું. એક રૂપીઓ કાગળમાં વીંટી “ગણુપતનો રૂપીઓ” એમ લખ્યું અને ઝડપથી બીજો કાગળ લીધો અને લખ્યું, “મારી મીલકત મારી નોંધમાંથી જણાશે, છુટી નથી. એમાંથી મારા મુકદમા માટે અને સુંદરીની મૃત્યુક્રિયા માટે વાપરવું. બાકીનું રહે તો ગરીબોના હિત માટેજ વાપરવું.”

આ ચીઠી લખી ભગતને આપી, ‘ભગત! સવારે શેઠને આપી આવજે.’ આ વાત થાય છે ત્યાં માણસના ધબકારા સંભળાયા.

‘ભગત! બારણું બંધ નહોતું કર્યું કે?’

‘સાહેબ!’

‘કપાળ સાહેબ! ઠીક, હું પૂજાના ઓરડામાં છું. આ દીવો ઓલવી નાંખજે, તને ઠીક પડે એમ જવાબ આપજે.’ અજામિલ પાછલી બાજુથી પૂજાના ઓરડામાં પેઠો, અને આ બાજુ ઇનાયતખાન દાખલ થયો.

‘ભગત! તારો શેઠ કયાં છે?’

‘સાહેબ! ગામમાં વાત ચાલે છે કે, શેઠને તો કેદખાનામાં નાંખ્યા છે તો તમે જાણો કે હું?’

‘ડાહ્યો થતો રહેને, ભોળા બ્રાહ્મણની પેઠે ફરતો તારો શેઠ કેદખાનાની જાળીના શળીયા તોડી નાઠો છે. એ ઘેરજ આવ્યો છે. મેં હમણાંજ અજવાળું જોયુંને.’

‘સાહેબ! એ તો શેઠના હુકમ પ્રમાણે દેવનો દીવો કરવાનો આજ ધાંધળમાં ભૂલી ગયો તે અત્યારે કર્યો, હવે ઓલવાઇ ગયો!’

‘પેલા ઓરડામાં શું છે?’

'શેઠની પૂજા;–'

'પૂજા—એ ઓરડામાં હું નહી જાઉં. અમે મુસલમાન; પણ હિંદુઓના દેવ પણ જાગતા છે. મારા ખેતરમાં એક બાવાએ પથરો મૂકી મહાદેવ કર્યા. મને રીસ ચડી ને મહાદેવને નદીમાં નાખ્યા. તો તેજ દિવસે મારા છોકરાને તાવ આવ્યો. મને અને બીજાને વ્હેમ આવ્યો કે, આ હિંદુના દેવનું અપમાન કર્યું ને આ થયું. હાલ ને હાલ મહાદેવ કઢાવી આપ્યા, અને દેરૂં બંધાવી આપ્યું, ત્યારે મારા બચ્ચાને આરામ થયો. ત્યારથી ધર્મની વાત આવે ત્યાં વચમાં પડુંજ નહી. 'પૂજાના ઓરડામાં તો નથીને ?'

'ના સાહેબ ! હોય તો બેલાશક જોઇ આવો.'

ઇનાયતખાન, ફરજ બજાવનાર ઇમાની ઇનાયતખાન, આમ વ્હેમને લીધે એ ઓરડામાં ગયો નહી. રખેને હાથમાંથી શિકાર છટકી જાય એ બીકે માણસો લઇ બીજે શોધ કરવા દોડ્યો.

ઇનાયતખાન ગયો એટલે અજામિલ બહાર આવ્યો.

'ભગત ! લે આ બસો રૂપીઆ. આ ઘર બારનું પોલીસને ફાવે તેમ કરે. જીવીશ તો કોઇ દહાડે મળીશ, પણ ભગત ! બીચારી સુંદરીના શબને રઝળાવીશ નહી, એને નદીકિનારે અગ્નિસંસ્કાર કરજે.'

'શેઠ ! બેલાશક નિશ્ચિત રહો. મારા જીવના જોખમે એ કામ કરીશ.'

અજામિલ છેલ્લી વેળા પૂજાના ઓરડામાં ગયો, મહાત્મા ગરીબદાસજીની છબીને દંડવત્ પ્રણામ કર્યા અને નાઠો.

ભાગ્યહીન સુંદરી, વિધવા માની વિધવા દીકરી, નાના ઝવેરીની થનારી પત્ની, સુરતની બહાર બંગલામાં જેણે છેલ્લી મોજ માણી હતી તે સુંદરી 'મારી મેના, મારી મેના,' કરતી સંસારનાં અનેક દુઃખો સહન કરી મૃત્યુ પામી અને તેની છેલ્લી આશા પણ ફળીભુત ન થઇ. બીજે દહાડે સવારે ભગતના શ્રમથી સુંદરીના શબને નદીકિનારે આપણા સર્વની માતા પૃથ્વીની સાથે ભસ્મ રૂપે ભેળવી દેવામાં આવ્યું. આવી અનેક સુંદરીઓ ભસ્મસાત્ થાય છે. નથી તેમને માટે આંસુ પાડનાર કે નથી તેમને અગ્નિસંસ્કાર કરનાર !



# પ્રકરણ ૩૩ મું

## સંક્રાંતિ

અજામિલ નાઠો તે પહેલાં ઘણાં વર્ષો પહેલાં ગુજરાત કાઠિયાવાડમાં રાજકીય પરિવર્તનો ચાલતાં હતાં અને તેને અંગે લોકોના આચારવિચારમાં પણ ભેદ પડયે જતો હતો. મુસલમાન સત્તાનાં માત્ર સ્વપ્નાંજ રહ્યાં હતાં; સુરત, વડોદરા અને ભરૂચના નવબોની વાતો કરવી રહી હતી. પેશ્વાની સત્તા ૧૮૧૮ માં અને ૧૮૫૩ માં બીજા મરાઠા રાજ્યોની સત્તા નષ્ટ પામી અને સીંધીયા સરકારે ઝહાંસી પાસેનો મુલક આપ્યો. પંચમહાલ બ્રિટીશે લીધો. ગાયકવાડ પેશ્વા સરકાર તરફથી કાઠિયાવાડમાં મુલ્કગીરી ઉઘરાવતા હતા અને મોકલેલા સરદારો પેશ્વાના, ગાયકવાડના ગુંજવાં કાયદેસર ભરી પોતાનાં ઘર ભરવા ચુકતા નહી. કાઠિયાવાડની પ્રજા આ જુલમથી ત્રાસ પોકારી ગઇ અને બ્રિટિશ સત્તાધીશને પ્રાર્થના કરતાં તેઓએ કાઠિયાવાડના સદ્‌ભાગ્યે કાઠિયાવાડની ખંડણી ઉઘરાવી આપી શાન્તિ ફેલાવવા માથે લીધું, અને તે દિવસથી ગુજરાતમાં ઉદયનાં બીજ વવાયાં. પરન્તુ દેશી રાજ્યોમાં, તેમાં પણ એક ખૂણે સીંધીયા, બીજે ખૂણે પેશ્વા, ત્રીજે સ્થળે ગાયકવાડ અને ચોથે ખૂણે કાઠિઓ અંદર અંદર લડે અને એમની લડાઇમાં જેમને લાભ થતો હોય એવાને આ નવી યોજનાથી બેસી રહેવું પડ્યું. એમની સત્તા નષ્ટ થઇ. હાથ હથિઆર વિના ખાલી પડ્યા અને ફાવે તેના લશ્કરમાં લૂંટને માટે દાખલ થઇ ગામ બાળતા, સ્ત્રીઓ ઉપર જુલ્મ કરતા તે સઘળા નિરાશ થયા અને ઈંગ્રેજ સરકારનું રાજ્ય જાય, ફરીને એવી અંધાધુની થાય તોજ આપણું ફાવે એમ ઇચ્છતા છાની ખટપટ, બાધા આખડી રાખતા અને અજ્ઞાન તોફાની પ્રજાને ઉશ્કેરતા.

આ તોફાની પ્રજામાં પંચમહાલના ભીલ અને નાયકડાઓ મુખ્ય હતા. ભીલ અને કોળીઓની સંખ્યા લગભગ હેંશી હજાર હતી. અને આ નાયકડાને ઈંગ્રેજી સત્તા આવ્યા પહેલાં ગામો લૂંટવાની, યાત્રાળુ ઉપર ધાડ પાડવાની જે સવડ પડતી તે આ સત્તા આવ્યા પછી ગઇ.

નાયકડા ધર્મે અડધા મુસલમાન, અડધા હિંદુ અને દેવદેવીને ભોગ ચડાવવા સદા તત્પર રહેતા. આ નાયકડાના ભોળપણાનો લાભ લઇ પદભ્રષ્ટ થયેલા સરદારો, ખટપટી મુત્સદ્દીઓ અને લશ્કરમાંથી નિકળેલા સિપાઇઓ દેવીની પૂજા કરી ટોપીવાળાની સામા થવા સમજાવતા. આનું પરિણામ એ આવ્યું કે આ નાયકડાઓએ હોળી જેવા પવિત્ર દિવસે એક જગ્યાએ મળી ઈંગ્રેજી મુલક ઉપર હુમલો લઇ જવા નક્કી કર્યું.

દોહાદ તાલુકામાં ખાન નદીનો નાનો પણ જોરબંધ પડતો ધોધ છે. નિચે એક કુંડ બાંધી લીધો છે અને એને ભીમકુંડ કહે છે. આ ભીમકુંડનો મહિમા એટલો બધો ચાલે છે કે જેઓ પોતાનાં મૃત સગાંનાં હાડકાં, રાખ કાશી, ગયા, સેતુબંધ રામેશ્વર કે સિદ્ધપુર ન લઇ જઇ શકે તેઓ ભીમકુંડમાં નાખી પોતાને કૃતકૃત્ય માને છે, અને પિતૃ ઋણમાંથી મુક્ત થાય છે. આ ભીમકુંડનો મહિમા હોળીના ચાર દિવસ રહે છે અને એ વખત પંચમહાલમાંથીજ નહી પણ ચોગરદમથી હજારો ભાવિકો આવી આ કુંડમાં પોતાનાં જીવન્ત હાડકાં બોળી, નાની પોટલી, ડાબલી અને ચીંથરામાં જતન કરી બાંધી રાખેલાં માતાપિતાના દાંત, હાડકાં અને રાખ નાખે છે.

"જીતે પિતાકુ સુખ નહી, મુવે હાડ ગંગા લે ગયે!"

એ સૂત્ર ખરૂં પાડે છે. પરંતુ "શાસ્તર–બરામણ" ના શબ્દ ઉપર અડગ વિશ્વાસ રાખતા અમારા અજ્ઞાન ગણાતા લોકો આ શબ હાડકાં નાંખતાં શુદ્ધ અંતઃકરણથી માબાપને સંભારે છે, એમની કાલી ભાષામાં લાડના દિવસો યાદ લાવી અશ્રુ પાડે છે અને દેવું કરીને પણ એમને સ્વર્ગપ્રાપ્તિ થાય માટે બ્રહ્મભોજન અને દાન કરાવે છે.

ઉપર કહ્યું તેમ અજામિલ નાઠો તે પહેલાં ઘણાં વર્ષો પહેલાં હોળીના ચાર દિવસ અગાઉ ભીમકુંડ આગળ દર વર્ષ કરતાં વધારે ભીડ હતી. ભીલ નાયકડાનાં ટોળેટોળાં તીરકામઠાં, ભાલુડાં લઇ આવતાં હતાં અને એમનામાં કાંઇ નવોજ ઉત્સાહ, નવોજ રંગ જામ્યો હોય એમ લાગતું હતું. પંદર પંદર વર્ષના છોકરાથી માંડી સાઠ સાઠ વર્ષના મજબુત અર્ધ

નાગા ભીલો ને નાયકડાથી આ ભીમકુંડની જગ્યા છવાઇ ગઇ હતી. દક્ષ પ્રજાપતિ ઉપર સતીના આત્મઘાત અને અપમાનનું વૈર લેવા જતા શિવના ભૂતગણો ભેગા થયા હોય એમ લાગતું હતું. યાત્રામાં, મેળામાં, બે પૈસા મળશે, એ દાનતથી આવેલા વેપારીઓ, બ્રાહ્મણો આ વર્ગ એકલા પુરૂષોનેજ જોઇ, તીરકામઠાં જોઇ 'રામરામ નાયક' કરી બાનાં કાઢી પાછા ગયા. ઇંગ્રેજી સત્તા હમણાંજ આવી હતી. સીંધીયા સરકારના સમયમાં નહી જેવો બંદોબસ્ત હતો એટલે અને યાત્રા છે એમ માની બે ચાર પોલીસના માણસો આવ્યા હતા, અને તે પણ આ ફેરીના જમાવથી જરા હેબકાઇ ગયા હતા.

હોળી સળગી રાતના હોળી માતાની પૂજા થઇ, જંગલમાંથી ઘાસ અને લાકડાં ભેગાં કર્યાં અને જુના સમયમાં એક ટેકરી ઉપરથી બીજી ટેકરી ઉપર તાપણું કરી દુશ્મનો આવવાની ખબર ગામે ગામ ફેલાવાતી તેવાં તાપણાનો ભણકારો આજ પાસેનાં ગામોમાં થયો. રાત વધતી ગઇ તેમ મહુડી અને બીજા દેશી દારૂની લ્હાણી થવા માંડી. હાથમાં તીરકામઠાં અને ઢોલક સાથે નૃત્ય વાદન થયાં અને આ ભીમકુંડ પાસે તાંડવ નાચ થતો હોય એમ લાગ્યું. રાત ચાલવા માંડી અને એક મુખ્ય નાયકે હોકારો કર્યો, અને સઘળા ચુપ થઇ બેઠા! "અલ્યા! સાંભળો છો કે! આજે આપણે શામાટે ભેગા થયા છીએ? પેલા ટોપીવાળા આવ્યા ત્યારથી આપણે લુંટ કરી શકતા નથી. આપણે દેવીને ભોગ ચડાવી શકતા નથી, વળી એ ટોપીવાળા આવીને આપણને ખેતી કરવા કહે છે પણ ખેતી કરવાનું કામ વાણિયા બામણનું! એ તીરકામઠું મૂકી બળદનું પૂછડું કોણ આમળે? માટે આપણે તો આપણો મૂળ ધંધો કરવા દે તે રાજા. આપણને સીંધીયા, પેશ્વા અને ગાયકવાડના કાઢી મૂકેલા, ઘેર બેઠેલા સરદારોની મદદ છે–એમની ફોજમાં કામ કરતા માણસો આવશે માટે આપણે હવે એક થઇ આપણો મુલક આપણે હાથ કરીએ. જેને ન આવવું હોય તે ઉભા થાવ."

બીજા ભીલ, નાયકડાની આંખોમાંથી આગ વરસતી હતી, કાળા

શાહી જેવા પણ લોખંડ જેવા બાંધાના ભીલો, નાયકડાઓનાં ભાલુડાં હાલ્યાં અને ઉભા થવાની કોઈની હિમ્મત ચાલી નહી.

નાયકના પગમાં જોર આવ્યું અને બુમ પાડી:–"અલ્યા રૂપલા ! પેલાને બહાર લાવ" આ શબ્દ સાંભળતાં જ એક નાયકડો એક જણને બહાર લાવ્યો અને જોરીયા નાયકની સામે ઉભો કર્યો.

'અલ્યા ! તારૂં નામ શું ?'

'બાપજી ! જલુ !'

'બોલ શું કહે છે ?'

"નાયક ! હું રાધનપુર, કાઠિયાવાડ અને ગુજરાતમાં દેશી લશ્કરોમાં હતો. જેમ જેમ ટોપીવાળાની સત્તા થતી ગઈ તેમ તેમ મને ઘેર બેસવું પડયું. મેં હજાર ધંધા કર્યા છે. નોકરીમાં હથિઆર રાખ્યાં હતાં પણ નાયકજી હું તો લૂંટ જ કરતો. પકડાતો ને નાસી જતો. કોઈ ગામમાં દરજીનો, કોઈ ગામમાં સુથારનો એમ ધંધો કરતો. હું હમણાં જ પરણ્યો છું."

"વારૂ ! પણ તું કહે છે શું ?"

"ભાઈ શાબ ! હું હમણાં જ આવ્યો છું. હું બહામણ છું તે જોશ આવડે છે. ગઇ રાતે મને સ્વપ્નામાં કાળકા માતાએ દર્શન આપ્યાં અને કહ્યું કે 'અલ્યા ! તું જોરીયા નાયકને મળ ! ટોપીવાળાની સામે થા અને તને સારી લૂંટ મળે. ગુજરાતના એકાદ ગામને નાકે ગાડાના પૈડાં નાખવાનો અને આવ્યા ગયાનો ઉતારો આપવાનો ધંધો લેજે.' નાયકજી ! આજ હોળી છે, તમે બધા પણ એ જ વિચાર કરો છો. બક્ષીજી નામના સરદાર આપણી મદદે આવશે માટે એ તો એ જ."

'અલ્યા ! તું આવીશ કે ?'

'હું બહામણ ! હથિયાર રાખતો હતો પણ હવે રાખવા દેતા નથી. મેં પણ ઘણી ઘણી લઢાઈઓમાં ભાગ લીધો છે.'

'અલ્યા ! ત્યારે બોલ તો. ક્યારે હલ્લો કરવો ને કેમ કરવો ?'

'નાયકજી ! દાંડી પીટાવી બધાને ચકીને આરે ભેગા કરો. ત્યાં નાહી, ધોઇ, પાપની માફી માગી એકાદમ ઈંગ્રેજી જીલ્લામાં હલ્લો કરવો એટલે

બસ. ઈંગ્રેજી લશ્કર નથી. એ ચાર અમલદારો છે તેમાં કાંઇ બળ્યું નથી અને જોરીયા નાયકનું નામ સાંભળતાં જ ભલભલા થથરી જશે. બક્ષીજી ઘરડા છે પણ મદદ કરશે અને આ જીલ્લો હાથમાં આવ્યો એટલે જખ મારે છે દુનિયા." જાણે આખા હિંદુસ્તાનની કુલકુલ્લાં સત્તા હાથમાં આવી હોય, લૂંટફાટ મારામારીનો ખોવાયેલો હક્ક મળ્યો હોય, દેવીને ભોગ આપવાનો અમૂલ્ય લ્હાવો મળ્યો હોય અને તીરકામઠાંનો સ્વતંત્ર ઉપયોગ કરવાનો ફરીને વખત આવ્યો હોય એમ નાયકડામાં ખુશીના પોકાર થયા. બહામણુને કાંઈ આપવું જોઇએ કરી પૈસા આપ્યા અને વગર બ્રાહ્મણે બ્રાહ્મણ થતા જલુએ પોટલું બાંધ્યું. નાયકડા ભીલો કાલ સવારે ટોપીવાળાને કાઢી મૂકશે કરી નાચતાકુદતા ગયા અને જલુ પણ "ઠીક ફાવ્યો છું; વળી આગળ ઉપર વાત" કરી બીજે રસ્તે ગયો.

નાયકડા ભીલો અને જલુ ગયા અને પૂર્ણિમાની ઝગઝગતી રાતે આ જંગલમાં કોઈ ન રહ્યું ત્યારે વડના ઝાડ ઉપરથી એક ગૌરવર્ણનો, મજબુત બાંધાનો, હાથમાં તરવાર, કેડે બાંધેલી ભેટમાં જમૈયો અને નાની પીસ્તોલ એવો સજ્જિત સરદાર ઉતર્યો. ચોગરદમ જોયું અને વેગથી આવતું પાણી બંધને તોડી નાંખી ઉભરાઇ જાય તેમ એકદમ મોટેથી બોલી ઉઠયો. "ઠીક છે બચ્ચા! જોરીયા નાયક! તેં ઠીક બદલો આપ્યો છે! તમારે માટે લૂંટફાટ કરવી ન પડે ધારી મીશનરી મારફત કેળવણી, ખેતીની તજવીજ કરવા માંડી તે નથી ગમતી અને ધણી થઈ બેસવું છે! હા! જુની અંધાધુનીમાં તમે સ્વચ્છંદ વરતી શકતા. એ દિવસો ગયા. બક્ષીજી! મારા દાદા! આ લોકોની સાથે! અંધાધુનીની ખટપટથી હજી ધરાયા નથી! સુધારાના દુશ્મન! બક્ષીજી! પરમેશ્વર તમને બદલો આપશે! જલુ કોણ? કોઇ પાકો હરામી, સોનેરી ઠગ લાગે છે. ત્યારે શું કરવું? એજ મારી ફરજ બજાવવી. પુના શી રીતે ખબર કરવી. મુંબઇ ખબર પહોંચાડવીજ જોઇએ. અમદાવાદ કરતાં પુનાથી લશ્કર જલદી આવશે. તાર! માણુસ! ઠીક છે. ચક્કીનો આરો! એ નાયકડાના શા ભાર છે? તીરકામઠાંના દિવસો ગયા! એ તો શોભાના! દિવસ જતા જાય છે તેમ લડાઈનાં

સાધનોમાં પણ ફેર પડે છે. હું મુત્સદ્દી, મુનશી અને હિંદુ છું, ઈંગ્રેજ સરકારને પ્રતાપે મારી આ સ્થિતિ થઇ છે. કેળવણી અને શાન્તિ ફેલાઈ છે. લાંચ, નાચ, અફીણ અને દેવદેવીને નામે શરાબ બક્ષીજીને સોંપ્યા. હિંદુસ્તાન એટલે ગુજરાત નહી. હુન્નરઉદ્યોગ ખીલે છે ત્યારે બક્ષીજીની પેઠે કસુંબા પી પડી રહેવું? દેશી રાજાઓની સાથે નાચ મુજરામાં આનંદ માનવો? ના, ના, બક્ષીજી રીસાય તો ભલે. વખત જાય છે, ખબર કરૂં." ફરી આ યુવાન, ઉછળતા લોહીવાળો યુવાન ઉતાવળે પગે ચાલ્યો.

---

## પ્રકરણ ૩૪ મું
## ચક્કીનો આરો

ઈ૦ સ૦ પૂર્વે કાશીમાં સુલોચન નામનો એક રાજા રાજ્ય કરતો હતો. આ રાજા સર્વ રીતે લોકપ્રિય, પવિત્ર અને નીતિનિપુણ હતો પરન્તુ પૂર્વજન્મનાં પાપને લીધે એને એક પીડા હતી. આ યુવાન, સુંદર રાજાની હાથેલીમાં વાળ ઉંગતા હતા. સુલોચન રાજાએ અશ્વિની કુમારને હઠાવે એવા વૈદ્ય, ધન્વંતરીની દવા કરી; ગંગા, યમુના, બ્રહ્મપુત્રા, નર્મદાનાં પવિત્ર જલમાં સ્નાન કર્યાં; બ્રાહ્મણોને જમાડ્યા, જપ, તપ, યજ્ઞ કરાવ્યા, પરંતુ એ રોગથી મુક્ત ન થયો અને જીવન ઉપર કંટાળો આવ્યો. આખરે કાશીના મહા પંડિતોની સભા થઇ અને "આપણા રાજાના દુઃખમાં ભાગ ન લઇએ તો આપણે પ્રજાધર્મ બજાવતા નથી," એમ લાગતાં સુલોચનને સલાહ આપી. "હે રાજન્! અમે અમારા જપતપથી તને દુઃખ મુક્ત કરવા શ્રમ કર્યો પણ નિષ્ફળ ગયા. હવે અમને એમ લાગે છે કે ગુર્જરાષ્ટ્રમાં પાવાગઢ નામના પર્વતમાં કોઇ સ્થળે વિશ્વામિત્ર ઋષિ છે એ તમારો રોગ મટાડે તો." દુઃખાર્ત સુલોચન તરતજ એકલો થોડા માણસો લઈ પાવાગઢ તરફ જવા નિકળ્યો અને વિશ્વામિત્ર ઋષિ પાસે આવી હકિકત કહી. પરમ દયાવાન્ ઋષિએ રાજાનો સત્કાર કરી કહ્યું, 'હે રાજન્! ભલે આવ્યો. પરમાત્માની કૃપાથી તારૂં દુઃખ જશે. અત્રેથી થોડેક દૂર એક નદી છે ત્યાં એક ચક્કીનો પથ્થર પડેલો છે. એ પથ્થર ઉપર બેસી સ્નાન કરી

અને યજ્ઞ કરી પવિત્ર થા એટલે તારો અસાધ્ય રોગ નિર્મૂળ થશે. તારા પાપ ચક્કીમાં લોટ દળાય તેમ દળાઇ જશે. સુલોચન રાજા નદી પાસે ગયો. ત્યાં યજ્ઞકુંડ કરાવ્યો અને હોમવા માટે ઘીનો સતત પ્રવાહ ચાલી શકે માટે જરા ઉચ્ચાણપર કુંડ કરાવી યજ્ઞમાં પડે એમ વ્યવસ્થા કરાવી. સુલોચન રાજાનો યજ્ઞ પુરો થતાં રોગ ગયો અને એ પવિત્ર સ્થળનું માહાત્મ્ય વધ્યું. એ નદી કરાદ ગંગા નામે ઓળખાવા લાગી, અને જે સ્થળે યજ્ઞ થયો અને જ્યાં ચક્કીનો પથ્થર હતો તે જગ્યા 'ચક્કીનો આરો' નામે પ્રસિદ્ધ થયો. આ પથ્થરમાં અદ્‌ભુત શક્તિ હોવાથી એકાદ ગોસ્વામીને લઇ જવાની દાનત થતાં અડધો કકડો ઉપાડ્યો, પરન્તુ એ એટલો ભારે થતો ગયો કે અધવચજ નાંખી દેવો પડ્યો. અડધી ચક્કી નદી ઉપરજ છે અને અડધી ચક્કી હાલ પણ કાલોલ તાલુકાના અલાવી અને વ્યાસરા ગામની વચ્ચે એમ ને એમ પડી છે.

સોમવતી અમાસને દિવસે તેમજ મસોતા પર્વને દિવસે 'આ ચક્કી આગળ સ્નાન કરી કાર્ય કરવાથી પૂર્ણ જય મળે છે' એમ લોકમાં માન્યતા હોવાથી ભીલો નાયકડાંઓ અમાસને દિવસે ત્યાં ભેગા થવા માંડ્યા હતા. જંગલોમાં આજ ઘણા દિવસથી રાતના દાંડીઓ પીટાતી હતી; તાપણાં થતાં હતાં અને બુમાટા પડતા હતા.

કાલોલ, દોહદ, ગોધરાના તલાટીઓ અને સામાન્ય લોકો આનો અર્થ સમજતા નહી, પણ ભીલ પલ્ટન અને કેટલાક યુરોપીઅન અફસરોને એટલા ખબર મળ્યા હતા કે એમણે હથિયારબંધ તૈયાર રહેવું અને અમુક તરફથી હુકમ મળતાં હુકમનો અમલ કરવો. અમાસને દિવસે દર વર્ષના નિયમ પ્રમાણે ચક્કીને આરે યાત્રા ભરાઇ અને ભીલો, નાયકડાંનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. સ્નાન દાન અને નાચ થવા માંડ્યા, અને બે ચાર દહાડામાં દસ બાર હજાર નાયકડા ભેગા થયા. આ નાયકડા ભીલના સરદાર જોરીયા નાયકે જલુ પાસે ચાંલ્લો કરાવ્યો અને જોરીયાએ એક ગામ આપવા તેને વચન આપ્યું. પાછલી રાતના બે વાગ્યા હતા અને જોરીયાએ ઢોલક વગાડયું. વગાડતાંની સાથે જ નાયકડાઓમાં

"જે કાળકા માતા! કાળકા માતાની જે." બોલાઇ અને આ હોકારો નહી નહી તોએ દસ બાર માઇલ સંભળાયો હશે. જોરીયાએ કુચ કરવાનો હુકમ આપ્યો અને આ નાયકડાનું ટોળું તીડની પેઠે દોડયું, રસ્તામાં આવતાં ગામમાં ખૂનામરકી, લૂંટ કરતા ઈંગ્રેજ અમલદારના મુકામ તરફ ચાલ્યા. પંચમહાલના અમલમાં કાંઇક તોફાન છે અને પુનાથી લશ્કર આવનાર છે, એવી વાત ચાલતી હતી. એક અમલદારથી બીજા અમલદાર પાસે એક દેશી સરદાર જતો હતો. ઈંગ્રેજોને આ નાયકડાએ હલ્લો કર્યો છે ને ગામડાં ઉપર મારો ચલાવ્યો છે એ ખબર મળતાં જ રણશિંગડું ફુંકાયું, અને એકાદ બે યુરોપીઅન અફસર અને દેશી લશ્કર સામું ધસ્યું. દોહદની હદમાં બે પક્ષ મળ્યા અને તીરકામઠાં અને બંધુક તરવારનો ભેટો થયો. નાયકડા એક પછી એક ભાલુડાં મારતા ગયા અને નાસતા ગયા. ઈંગ્રેજી લશ્કરને ભીલો નાયકડા સાથે લઢવાનો પહેલો જ પ્રસંગ હતો અને એમના મનથી એમ હતું કે અમસ્તુ પાંચ પચાસનું હુલ્લડ હશે. પરંતુ જ્યારે એમણે દસથી વીસ હજારના મરણિયાને જોયા ત્યારે ખરી સ્થિતિનું ભાન આવ્યું. માતાજી આપણે મદદે છે, એ વિચારથી નાયકડા શૂરમાં આવ્યા હતા અને આબાદ નિશાન તાકી વીંધી નાંખતા હતા. દારૂણ યુદ્ધ ચાલ્યું, બંધુકની ગોળીઓથી વિંધાતા નાયકડા ભીલો અને તીરથી વીંધાતા લશ્કરના સીપાઇઓથી જમીન છવાઇ ગઈ અને બન્ને પક્ષમાં કોનો જય થશે, એ કહી શકાતું નહી. યુરોપીઅન અમલદારે દેશી સરદારને બોલાવ્યો અને પૂછ્યું, "હવે કેમ કરીશું? આપણી પાસે માણસો ઓછાં છે. અમદાવાદ પુના તાર કર્યો છે, પણ હજી ખબર નથી આવ્યા. પાછા હઠીએ તો આબરૂ જાય, એટલું જ નહી પણ જીલ્લામાં અણવિશ્વાસ થાય. નાયકડા મરણિયા થયા છે અને એમને લૂંટ સિવાય બીજો વિચાર જ નથી. એમના બે હજાર માણસો મરી ગયા હશે પણ આપણા માણસો પણ ભૂખેતરશે હેરાન છે. આ દુશ્મન એવા નથી કે લઢાઈ અટકાવે, તેમ એમની સાથે સલાહ કરવી એ બને એમ નથી." પેલો સરદાર મુંગો રહ્યો ને થોડી વારે બોલ્યો,–"કાંઇ ફિકર નહી! હિમ્મત હાર-

વાની નથી. આ નાયકડા ભલે બુમ મારે, વેહેમી બ્રાહ્મણોએ દાનની આશાએ ચઢાવ્યા છે. ગામના લોકો, સામાન્ય પ્રજા એ નાયકડાને ઉભા રાખે એમ નથી, અને પુનાથી ઘોડેસ્વારની ટુકડી કેપ્ટન મેકલાઉડ સાહેબની સાથે આજ કાલ આવી પહોંચતાં આમના ટુકડેટુકડા કરી નાંખીશું. પેલા બક્ષી અને અસંતોષી સરદારો કાળે પાણી કે ફાંસીને લાકડે જશે એટલે શાન્તિ ફેલાશે. બે દહાડા ટકાવી રાખવાનું છે. આપણને જય મળતાં લોકોમાં હર્ષ ફેલાશે અને આ નાયકડા ફરીને ઉભાં નહી થાય."

અમલદારને હિમ્મત આવી અને ફરીને ધસારો કરવા લશ્કરને ગોઠવવા લાગ્યા. પેલી બાજુ નાયકડા કાંક નિરાશ થયા હતા. એકીદમ ગામ હાથ આવશે, કોઇ સામુંજ નહી થાય એ હવાઇ વિચારો લુપ્ત થયા, ભીમકુંડ, ચક્રોના આરાના જપ તપ નકામાં ગયાં લાગ્યાં. ટોપીવાળાને કાઢી મૂકવાની હોંશ ગળી ગઇ અને પેલા જલુવાને મળે તો દેવીને ભોગ આપવા ખોળવા માણસો મોકલ્યાં. પણ લૂચ્ચો જલુ શરૂઆતમાં એક તરવાર લઇ આવ્યો હતો, જોરીયા નાયકને મળ્યો હતો પણ સામી બાજુએ જોર જોઇ છપાંચ ગણી ગયો હતો.

સવાર પડી અને આજ છેલ્લો દિવસ હતો. કેપ્ટન મેકલાઉડની ઘોડેસ્વારની ટુકડી આજ ન આવે અને મદદ ન મળે તો આજનો સૂર્યાસ્ત કેવો જાય એની ભારે ચિન્તા હતી. પેલી બાજુ નાયકડાઓ જોરમાં આવ્યા હતા. બ્રાહ્મણે આજનો દિવસ જયનો છે, એમ આશા આપી હતી અને 'જય કાલકા માતા' કરી તુટી પડ્યા. ગુજરાતના સદ્ભાગ્યે કેપ્ટન મેકલાઉડ અને ઘોડેસ્વારની ટુકડી આવી પહોંચી અને અમલદારોના હૃદય ઉછળ્યાં. ટેકરી ઉપરથી, દોડતા દોડતા નાયકડા તીર મારતા હતા પણ ઘોડેસ્વારો એમની વચ્ચે ઘુસ્યા. તલવાર બંદુકનો મારો ચલાવ્યો અને એટલો તો ત્રાસ ફેલાવ્યો કે નાયકડાના તીરકામઠાં હાથમાં ને હાથમાંજ રહ્યાં. બંધુક અને તલવારથી નાયકડા ઘવાયા અને એક પછી એક પડવા લાગ્યા. જોરીયા નાયક અને કેપ્ટન મેકલાઉડને ઝપાઝપી ચાલી અને જોરીયાએ એક તીર કેપ્ટન સામા તાકયું, આ તીર છૂટત તો કેપ્ટનની છાતીમાં

સુંસરૂં નીકળત અને કેપ્ટન મૃત્યુવશ થાત. પણ તીર ચડાવ્યું અને પણછ ખેંચી તેજ વખત કેપ્ટનની પાછળ ઉભેલા સરદારે ઘોડો ફેરવ્યો, પાછળથી ભીલ ટોળામાં પેઠો અને નાયકડાઓ સમજે, સામા થાય તે પહેલાંજ ઘોડાને ઉપર નાંખી તલવારથી જોરીયાનો હાથ ઉરાડી દીધો. તીર નીચે પડયું અને કેપ્ટન બચ્યો. જોરીયો પણ પડ્યો અને નાયકડા ગભરાયા અને નાસભાગ શરૂ થઇ. નાસતાં નાસતાં એક નાયકે પેલા સરદારને તીર માર્યું અને સરદાર 'જયશંકર!' કરી પડ્યો. આની કોઇને ખબર ન રહી. ઈંગ્રેજી લશ્કર નાયકડાને મારવામાં, એમનાં તીર લઇ લેવામાં, સરદારો જોરીયાને પકડવામાં પડયું હતું. એટલે સરદારની ખબર ન રહી. અડધા કલાકમાં નાયકડાનો ફેજ થયો, ઇંગ્રેજી રાજ્ય ઉરાડી મૂકવાનાં સ્વપ્નાં ઉડી ગયાં અને કેપ્ટન મેકલાઉડ એક દિવસ મોડો આવ્યો હત તો શું થાત એ બીક રાખનાર અમલદારોનાં લોહી ચડ્યાં અને શાંતિ ફેલાઇ. નાયકડા જંગલમાં જતા રહ્યા અને જોરીયાને કેદ કર્યો અને આખા પ્રાંતમાં ઘેર ઘેર આનંદ પ્રકટ થયો. જોરીયાને પકડી લાવ્યા ત્યારે જંગલનો સિંહ હોય તેમ બીતા તેને દૂર જોવા લોકનાં ટોળાં ને ટોળાં ઘર બહાર આવ્યા અને આને પકડનાર કેપ્ટનનાં સ્ત્રીઓએ ઓવારણાં લીધાં. જોરીયાને નાયકડાઓના જ ગામ વચ્ચે ફાંસીએ ચઢાવ્યો અને નાયકડા નરમ ઘેંશ થઇ ગયા. પંચમહાલમાં શાંતિ ફેલાઈ અને ધીરે ધીરે વ્યાપાર ઉદ્યોગ વધવા માંડ્યો. બક્ષીજી અને અસંતોષી સરદારો કયાં ભરાઈ પેઠા તે જણાયું જ નહી અને આ બધામાં ઘવાયેલા સરદારનું શું થયું તે ખબર કાઢવા કોઇને સુજ્યું નહી.

---

## પ્રકરણ ૩૫ મું
## રણભૂમિ

અંધારી રાત્રી હતી. આકાશમાંના તારા નીચે પડેલાં અસંખ્ય મડદાંને જોતા હતા. શિયાળવાં અને વન્ય પશુને ઉજાણી થઈ હતી. સ્થળે સ્થળેથી મૃત્યુ પામતાની કારમી ચીસો સંભળાતી હતી. પાણીની બુમો પડતી હતી અને પ્રત્યેક પળે યમદૂતો આવી જીવ લઈ જતા હતા. નાયકડા

જંગલમાં ભરાઇ ગયા હતા અને સગાંવ્હાલાંનાં મડદાંને અગ્નિસંસ્કાર કરવાની હિમ્મત રહી નહોતી. ઈંગ્રેજી લશ્કરમાં નુકસાન નહી જેવું થયું હતું અને એમણે એમના માણસોને ઉપડાવી ઠેકાણે પાડ્યા હતા. પાસેનાં ગામોમાં તો એવો ત્રાસ થઈ ગયો હતો કે ગામબહાર જતાં બીક લાગતી અને અસંખ્ય મડદાં ભૂત થઈ ખાઈ જશે એ બીકે શુમશુમાકાર વર્તી રહ્યો હતો.

નાયકડાના ગયા પછી તેજ રાત્રે એ મુડદાનાં ઢગલાઓમાં યમદૂત જેવો, રાક્ષસ જેવો એક માણસ ફરતો હતો. હાથમાં તરવાર હતી પણ સીપાઇનું હૃદય નહોતું, ખરો શૂરવીર આવું હીણું કાર્ય કરવા ન નિકળે. એણે બાવાઓ પહેરે છે એવો લાંબો ઝબ્ભો પહેર્યો હતો અને એ ઝબ્ભાને બે મોટાં ખીસાં હતાં. અમાસની અંધારી રાતે, શ્મશાનમાં મડદાંની વચ્ચે, કાન અને હૈયું ફાટી જાય એવી બુમો સાંભળતો અને વરૂ, શિયાળવાં ફરતાં હતાં છતાં, નિડરતાથી પોતાનું કાર્ય કરતો હતો. ઘડી ઘડી ચોગરદમ જોતો હતો અને ઉભો રહેતો. વળી નીચો વળી મડદાં ઉથલાવતો અને કોઇ કોઈ વાર ખીસામાં નાંખતો. મડદાંના ઢગ વચ્ચે ફરતા કોઇ રાક્ષસ આનંદ પામે તેમ આ એકલો ખુશ થતો હતો. આ માણસ કોઈ કોઇ વાર કોઇના કપાયેલા છુંદાયેલા માથા ઉપર, હાથ ઉપર, લોહીમાં પગ મૂકતો અને સહજ જીવવાળાઓ કચરાતાં ચીચીયારી પાડી પ્રાણ મૂકતાં; પણ એથી આના હૃદયમાં જરાયે અસર થતી નહી. થોડા કલાક ઉપર આ શૂરાઓ સશક્ત હતા, જીવતા હતા, સૂર્યપ્રકાશ જોઇ શકતા હતા, યુવાવસ્થાના મદથી ડોલતા હતા, હમણાં દુશ્મનને માર્યા કરી કીર્તિની આશામાં ઘૂમતા હતા, જીત મેળવી માતા પિતા, પુત્ર, પુત્રીને મળીશું, રણસંગ્રામની વાતો કહીશું એમ વિચાર કરતા તેજ અત્યારે ક્ષણવારમાં અંધકાર, મૃત્યુના ગર્તમાં પડયા હતા. હે ગોળી વાગી, હે તીર આવ્યું, હાથ ગયો, માથું ગયું, કપાયા, ઘવાયા, ચગદાયા, જે હાથ તરવાર બંધુક તીરનો ઉપયોગ કરતો તે હાથ દૂર જઇ પડ્યો છે, બેસવા જતાં બેસાય નહી, ઉભાં થતાં તમ્મર આવે, કોઇના પગ પડતાં 'અરેરે' એટલું જ થાય,

પાસે પડેલો રોટલો ખવાય નહી, ઘાના દરદથી અંધારાં આવે, મૃત્યુ સામે એ પણ સ્થિતિજ.

રણભૂમિનો દેખાવ આવો હતો, લોહીની નદી હતી, મડદાંના ઢગલા હતા અને આમાં પેલો રાક્ષસ ફરતો હતો. ફરતાં ફરતાં એકદમ અટકયો એક ઠેકાણે નાયકડાના મડદાંમાં લુગડાંવાળાં મડદાં જોયાં. એ મડદાંમાં એક શબ હતું. એની આંગળીએ હીરાની વીંટી ચળકતી હતી. અંધારી રાતે આકાશમાં જેમ તારો ચળકે તેમ આ કાળા નાયકડાના મડદાંમાં હીરો ઝગઝગતો હતો. પેલો રાક્ષસ એકદમ નીચો વળ્યો અને ઉઠયો ત્યારે તેજ બંધ થઇ ગયું હતું. રાક્ષસે બાજુ ફેરવી અને એજ શબના ખીસામાંથી વસ્તુઓ કાઢી ઝભ્ભામાં સેરવતો હતો ત્યાં એના પગ કોઇકે પકડ્યા. રખેને શિયાળ કે વરૂ હોય એ બીક લાગતાં જ ઉભો થયો અને આ રાક્ષસની જગ્યાએ બીજો હત તો ત્યાં ને ત્યાંજ ત્રાસી મરી જાત. પણ આ તો હસ્યો. અંધારી રાતે આ અટ્ટહાસ્યનો પડઘો થયો અને ગામડાના લોકો સમજ્યા હશે કે ભૂત સાથે શિવજી આવ્યા હશે.

ઠીક! પેલા ટોપીવાળાની જેટલી બીક છે તેવી આ ભૂતની નથી. 'આ જીવે છે! જોઉં તો ખરો! અરે એની છાતીમાં તીર છે,' એટલું બોલી નીચો વળ્યો, માથાનો ફટકો નીચો પડ્યો હતો, ગૌર કપાળ અંધારામાં તેજ મારતું હતું, આંખો અર્ધ ઉઘાડી હતી, જમૈયો કેડમાંજ હતો, તરવાર દૂર પડી હતી. છાતીમાં અંગરખામાં થઇ લોહી વહેતું ઘટ્ટ થઈ ગયું હતું, તીર સિવાય બીજો ઘા ન હોતો અને કોઇ અવયવ કપાયો ન હોતો. અંદર સોનાની સાંકળી અને ઘડીયાળ દેખાતાંજ રાક્ષસે ઉપાડયાં પણ તેથી પેલો જાગૃત વિશેષ થયો અને છાતી ઉપરથી તીર કાઢવા નિશાની કરી. આ રાક્ષસને કોણ જાણે કેમ દયા આવી, તીર ખેંચ્યું અને ઝભ્ભાના ખીસામાંથી કોઈ પાંદડાં કાઢી બે હોથેલીથી દાબી, મસળી ઘામાં ભરી દીધાં. એ ભરાતાંજ પેલાને આરામ થયો અને બોલ્યો, 'કોણ જીત્યું? સાહેબ ક્યાં?'

'ટોપીવાળા જીત્યા.'

'જય શંકર ! સાબાશ. આ ખુશ ખબર માટે અને મને જીવાડવા માટે મારી પાસે કંઇ નથી. ઘડીયાળ લઇ લે.' રાક્ષસ કહેવાની વાટય જુવે એમ ન હોતો છતાં હાથ નાંખી બોલ્યો, "કાંઇજ નથી.'

'કોઇએ લૂંટી લીધો, એજ નાયકડા. કાંઈ ફીકર નહી હું જીવું છું તો રાજા છું. તમે કોણ છો ? કોના માણસ ?'

"હું ઇંગ્રેજી પ્રજા છું, મેં પણ સીપાઇગીરી કરી છે, હાલ તો સુથાર છું."      'નામ ?'

'જલુ ઠાર. પણ તમારૂં નામ ?'

'મારૂં નામ. મારૂં નામ, મોહનરાય મુનશી.'

---

## પ્રકરણ ૩૬ મું

## નંબર ૧૫૭૦ માંથી નંબર ૫૬૦

અજામિલ નાઠો અને ઇનાયતખાને સ્વારો, માણસો દોડાવ્યા અને તાર ઉપર તાર કર્યા. હાથમાં આવેલો શિકાર ગયો, ઉપરીઓને શું મોં બતાવીશ ? ઇનામ, ખીતાબની આશા મનની મનમાંજ રહેશે એમ થયું, અને ઈનસ્પેકટર ઇનાયતખાનને ત્રણ દિવસ ઉંઘ ન આવી.

સુરત, ગણદેવી, નાનપરા, ભરૂચ, સમસ્ત ગુજરાતમાં અજામિલની વાત ફેલાઇ હતી. અજામિલ પીંઢારો, લુટારો, ખૂની, બહારવટીયો, નાનજી નગરશેઠ, માજીસ્ટ્રેટ એમ ઓળખાતો, તેનું શું થયું ? એ ઘેરે ઘેર પૂછાતું. નાનાં બાળકોને બહાર મોકલતાં માબાપો ગભરાતાં. નાના ગામના દરવાજા બંધ થતા. પોલીસ કાબુલી, પઠાણ વગેરેની દરવાજે, ગેટે અને સ્ટેશન ઉપર જડતી લેતી અને આમ અજામિલના નામે ભય પ્રસર્યો. એવામાં પત્રોમાં નીચેની હકીકત છપાઇ અને ઠેરઠેર લોકો ભેગા થઇ સાંભળતા. ઘરમાં, પોળોમાં, નિશાળોમાં, કચેરીમાં વાતો ચાલી અને લોકના જીવ સ્થિર થયા, હકીકત આમ હતી.

"એક ભયંકર ખૂની ને ઉઠાઉગીરની ધરપકડ."

નાનપરાના નાનજી નગરશેઠના નામથી ગુજરાત શું પણ આખા મુંબઇ ઇલાકામાં કોઇ અજાણ્યું નહી હોય. નાનજી એક અજાણ્યા મુસાફર તરીકે કેટલાંક વર્ષ ઉપર નવસારી ગણદેવી ડીસ્ટ્રીકટમાં આવ્યો અને હાલના નાનપરા ગામમાં એક આગ વખતે મદદરૂપ થઇ પડ્યો હતો. ત્યાર પછી એણે કપાસ અને શેરડીના પાક દાખલ કરી એમાં સુધારો કરી, લોકમાં હુન્નર, ઉદ્યોગ નીતિની સાથે આરામ ફેલાવી નાના ગામને ટુંક સમયમાં સમૃદ્ધિવાન બનાવ્યું હતું. આના બદલામાં લોક, સરકાર અને ઓફીસરોમાં એનું માન વધ્યું હતું અને નગરશેઠ અને માજીસ્ટ્રેટનો માનવંતો હોદ્દો મેળવવા ભાગ્યશાળી થયો હતો. પરન્તુ ઇન્સ્પેકટર ઇનાયતખાનને વહેમ પડ્યો અને તપાસ કરતાં જણાયું કે આ નાનજી નગરશેઠ એક બદમાશ છે અને કેટલાંક વર્ષો ઉપર કાળા કિલ્લામાંથી નાઠેલો; એ ઉપરાંત બીજા ઘણા ગુન્હા માટે પોલીસને હાથે સપડાયેલો અને નજર ચુકવી નાસતો ફરતો અજામિલ તેજ આ નાનજી. નાનજી પાસે પુષ્કળ પૈસા છે અને કહેવાય છે કે, તે તેણે પાછળથી પ્રામાણિક રસ્તે મેળવેલા હતા. નાઠા પછી આ પૈસા બેંકમાંથી ઉપાડવા શક્તિવાન થયો હતો અને હાલમાં પકડાયો છે છતાં એ પૈસા એણે ક્યાં સંતાડ્યા છે તેનો પોલીસને પત્તો નથી."

વળી બીજા વર્તમાનપત્રમાં, જેમાં, થોડા સમય ઉપર નાનજીનાં વખાણ અને સરકારને એને સારો ખિતાબ આપવા ભલામણ કરી હતી તેજ પત્રમાં નીચેની હકીકત આવી:—

"અજામિલ નામના ભયંકર લૂટારા બહારવટીયા અને ખૂનીની તપાસ હમણાંજ પૂરી થઇ છે. આ બદમાશ અદ્ભુત રીતે આખા ઇલાકાની પોલીસને છેતરવા સશક્ત થયો હતો તે એટલે સુધી કે એજ ઇલાકાના નાના ગામમાં નગરશેઠ અને માજીસ્ટ્રેટ થવા પામ્યો હતો. આટલાં વર્ષે એ બદમાશને પકડવા પોલીસ સશક્ત થઇ છે અને એને માટે પોલીસને ધન્યવાદ ઘટે છે. આ નાનજી બદમાશની ચાલચલગત અતિશય નિંદાસ્પદ હતી. માજીસ્ટ્રેટ અને નગરશેઠ એટલું જ નહી પણ ખેતી, કારખાનાં, જીન વિગેરે પોતાનાં હોઇ ઘણી સ્ત્રીઓના સંબંધમાં આવતો. એણે

એક નાની યુવાન સ્ત્રીને ઘરમાં રાખી હતી જે માંદી હતી અને પકડાયો તે વખતે આઘાતથી મૃત્યુ પામી છે. આ અજામિલ આટલી વયે પણ એટલો મજબુત છે કે, દસ બાર માણુસોને ગણે એમ નથી. પકડાયા પછી પણ પોલીસને ફરેબ દઇ નાઠો અને ચારેક દિવસે પંચમહાલ અને ખેડાની હદમાં આ ઉઠાવગીરે લેણદેણ પતાવી પૈસા ઉપાડી લીધા છે અને એની ઇસ્કયામત લાખ સવા લાખ ઉપરની હોય એમ લોકવાયકા છે. કહેવાય છે કોઇ જંગલમાં આ પૈસા એણે રાતના દાટયા છે પણ પોલીસને એનો કાંઇ પત્તો લાગ્યો નથી તેમ એ કાંઇ જ કહેતો નથી. આ કેસમાં બચાવમાં 'હું અજામિલ છું' એ જંબુસરવાળા બાવાના કેસમાં બોલેલો તે સિવાય કાંઇ જ બોલ્યો નથી. પણ પોલીસ તરફથી પાછલા અનેક ગુન્હાની યાદી મૂકવામાં આવી હતી. પાવાગઢની તળેટીમાં, રાજદ્રોહી ટોળીમાં, મહાત્મા ગરીબદાસને ત્યાંની ચોરીમાં અને બીજા ઘણા ગુન્હા માટે એને કોર્ટે તકસીરવાર ઠરાવી જન્મદેશ નિકાલની સજા કરી છે અને હાલ સેન્ટ્રલ જેલમાં રાખવામાં આવ્યો છે."

નવી જેલમાં નાનપરાનો નાનજી શેઠ, સુંદરીનો ધર્મ પિતા, અનેક ગરીબોનો જીવન દાતા, ગરીબદાસજીનો વ્હાલો શિષ્ય અજામિલ જગતની દૃષ્ટિએ નરાધમ ઠર્યો. લોકો એના નામથી ભડકવા લાગ્યા અને જેલમાં એની ખાદીની બંડી, પીળી ટોપી અને ખાદીની ચડી, પગમાં બેડી, હાથમાં નાની નાની કડીઓનો તાંબાનો વાળો નંખાયો અને છાતી ઉપર પતરૂં પડ્યું.

H

અજામિલ

તા૦......થી

સુધી

તા૦ ...... જન્મટીપ

નંબર ૫૬૦

નાનપરામાં હાહાકાર વર્તી રહ્યો હતો. નાનજીની સાથે જ નાનપરાની સમૃદ્ધિ, ઉત્સાહ, ઉદ્યોગ અને શાન્તિ નષ્ટ થયાં. ચતુરદાસ બાવાને

બચાવવા જતાં અજામિલને જે વિચારો થયા હતા, નાનપરા માટે જે ભવિષ્ય જોયું હતું તે ફલીભૂત થયું. અજામિલ નાનજી વિના નાનપરા આત્મા રહિત થયું હતું. એક મહાન્ આત્મા, પુણ્યશાળી પુરૂષના મૃત્યુ થતાં ઘરમાં, દેશમાં જે અસ્તવ્યસ્તતા, ખાના ખરાબી અને કુસંપ કલેશ અને દુઃખ થાય તે નાનપરાંમાં દાખલ થયાં. એક બળવાન શહેનશાહ પદભ્રષ્ટ થાય એટલે એના સરદારો રાજ્યાભિષેકને માટે મારામારી કરે, શાહજાદા જાદવાસ્થળી ચલાવે, પરદેશીઓ ચડી આવે અને લશ્કરી અમલદારો લૂંટફાટ કરે એવી તો નહી પણ લગભગ એવી સ્થિતિ થઇ ગઇ. નાનજીનાં ખેતરો વેરાન થયાં, કારખાનાં અને જીનનો સામાન કટાવા લાગ્યો. મજુરો ભૂખભેગા થઈ ગયા અને ગામ છોડી જવા લાગ્યા. નાના વેપારી સ્વાર્થી થયા અને વ્યાપાર પાયમાલ થયો. શેરડી, કપાસના પાકની દેખરેખ, ખાતર વ્યવસ્થા રહ્યાં નહી. શેઠ અને મજુરો વચ્ચે મમત્વ, હોંશ, ઉમંગ, પ્રેમ હતાં તેને બદલે શેઠ અને નોકર, ગુલામગીરીના વિચારમાં પ્રવેશ પામ્યા અને તિરસ્કાર વધ્યો, આથી પાકને નુકસાન થયું અને જે માલ માટે પરગામથી વગર જોયે માંગણી આવતી તેજ માલનો કોઈ ભાવ પૂછતું નહી. ભૂખ, દેવાળા અને ચોરી, લૂંટફાટ શરૂ થયાં. રાજ્યને પણ નાનજીની ખોટ હવેજ જણાઇ. જે નાનાં ગામમાંથી દુકાળ, પ્રજાકીય કાર્યમાં સહજ વારમાં સારી રકમ ભેગી થતી તેજ ગામમાંથી મહેસુલ વસુલ કરવી ભારે પડવા લાગી અને માફી, તગાવી માટે અરજીઓ ઉપર અરજીઓ થવા માંડી અને સરકારના અમલદારને રિપોર્ટમાં જણાવવું પડ્યું કે, નાનજી શેઠના ગયા પછી એ તાલુકાની પડતી થઇ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.



## પ્રકરણ ૩૭ મું

### જેલનો નવો અને જુનો અનુભવ

અજામિલ, નાનજી કેદખાનાના મજબુત જાળીવાળા અંધારા ઓરડામાં હાથનું ઓસીકું કરી પડ્યો હતો. આજ એને ઉંઘજ આવતી નહોતી.

બહાર સંત્રી ફરતો હતો તેનાં પગલાં ઘડી ઘડી સંભળાતાં હતાં. અજામિલને જેલનો અનુભવ કાંઇ નવો ન હોતો. આથી પણ વધારે અંધારી ઓરડીમાં, ઉંડા ભોંયરામાં મહિના ને મહિના રહ્યો હતો એટલે એને એનું દુઃખ ન હોતું. એનું દુઃખ માનસિક હતું તે મન સાથે બબડ્યો; "અરે! રામ! મેં હાથે કરીનેજ મારા પગ ઉપર કુહાડો માર્યો છેને! પેલા ચતુરાબાવાના કેસમાં ન ગયો હત તો! તારી પોતાની મૂર્ખાઇથી જ આ જેલ જોઇને! બિચારી સુંદરી ત્રાસમાં ને ત્રાસમાં મરી ગઈ. મેનાને નજ મળી. ઉતાવળ ન કરી હત ને મેનાને લઈ આવ્યો હત તો મને આટલું દુઃખ ન થાત. ચતુરદાસ માટે નિકળ્યો ત્યારે રેલ્વે ગાડીથી ન આવ્યો તે પણ મેનાનું કરવાનેજ—પણ વચમાં એમ લાગ્યું કે પગ રસ્તે જ મુસાફરી કરવી, ગરીબ ખેડુતોની સ્થિતિ જોવી, પણ તેમાં મારી યોજના ભંગ થઇને! મહાત્મા ગરીબદાસજી! હું લુચ્ચો કે જગત? મારો આટલો અનુભવ લીધો, મેં દુનિયાનાં દુઃખ દૂર કરવા પ્રયત્ન કર્યા તેનો બદલો તો સારો મળ્યો! પાપની, ગુન્હાની સજા એ ઠીક. પણ ભવિષ્યમાં ગુન્હા ન થાય એની ખાતરી છતાં સજા! લોક શી રીતે માને? શી રીતે? મારા આટલા વર્ષના જીવન ઉપરથી! હાય! હાય! જે મિત્રો, જે અમલદારો, જે જગત મારા પડ્યા બોલ ઉપાડતા, મારી સ્તુતિ કરતા તેજ મને પ્લેગ હોઉં એમ તજે છે. મારા પૈસા હરામના છે એમ માને છે. સુંદરી, મારી પુત્રીરૂપ સુંદરી સાથે મારૂં વર્તન અનીતિમય હતું એમ માને છે, અને મને ઢોંગી, બદમાસ લેખે છે. મહાત્મા ગરીબદાસજી! તમે સંસારનો ત્યાગ કર્યો એજ ડહાપણ! મને દીક્ષા કેમ ન આપી? આવી બેકદર દુનિયાને—" એટલામાં જેલરનો છોકરો મોટેથી ગાતો હતો તેના શબ્દ કાને પડ્યા અને એમાં હૃદયને શાન્તિ વળી.

ભલે ફુંકો ફુંકો પવન તમ જ્વાળા સળગતી,
ભલે વંટોળાની ગગન પડમાં ધૂળ ઉડતી;
સુસાટામાં છોને ગિરિશિખર મોટાં ઢળી પડે,
ભલે સૂર્યે ઢાંકી રજ સહુ દિશા મેલી જ કરે.

હવે તો હું વૈરી જગત સઘળાનો થઇ રહ્યો,
અહો, જેને માટે મમ હૃદય બાળી દુઃખી થયો;
કૃતઘ્ની લોકોને કદર નવ કાંઇ હૃદયની,
ન જોવાની ઇચ્છા! કદર કરવા સાધન નહી.

"બસ! કૃતઘ્નીજ, મારા હૃદયની, મારા સ્વાર્થત્યાગની મારા જોખમની કદરજ નહી—" એટલામાં વળી સંભળાયું,

દયાના, પ્રીતિની મૃદુ હૃદય જે માર્દવતણા,
તમે લોકો વૈરી, મમ હૃદય લે વૈર કયમ ના;
હસી રોતાં દેખી, હસીશ તમને આજ ચગદી,
અહો! હોનારાં આ મમ હૃદયમાં ઝાલ સળગી.

"સુંદરીનું ખૂન કર્યું! મેના માની છેલ્લી નજર ન મેળવી શકી! મેં શું કર્યું હતું તે મને અહીં આણ્યો? મારાં પાછલાં પાપ મહાત્મા ગરીબદાસને પ્રતાપે બળી ગયાં હતાં. જગત્! જગત્! નાદીરશાની માફક તને બાળી મૂકવું જોઇએ."

એટલામાં ગાયન બંધ થયું ને અજામિલના હૃદયમાં ક્રોધ સળગ્યો, ઉભો થયો. કેદખાનાની જાળીના સળીયા હચમચાવ્યા અને પાછો પડયો. ઉંઘી ગયો ત્યાં મહાત્મા ગરીબદાસજીનાં દર્શન થયાં અને હૃદયમાં સ્ફુરણા જાગીઃ—"બેટા! અજામિલ! શાન્ત થા! દુનિયાના રંગ એવા છે. દુઃખ એ કસોટી છે. જગતને મન તું પાપી હઇશ પણ પરમ ધામમાં તારૂં નામ નોંધાયું છે. બેટા! વૈર! વૈર શા માટે, વૈરથી વૈર નાશ પામતું નથી, સ્નેહથી જ વૈર નાશ પામે છે. મેનાના જીવનમાં જીવન આપવાનું તારા નસીબમાં છે. સુંદરીનું ઋણ ફેડવાનું છે, તારે હાથે જગતનો ઉદ્ધાર થવાનો છે. જગત તને ભલે દુશ્મન પાપી લેખે, હિમ્મત રાખ અને આમાંથી છુટજે."

અજામિલ ગરીબ ગાય જેવો થઇ ગયો. એનો આત્મા પવિત્ર થઈ ગયો અને નિરાંતે ઉંઘ્યો.

અજામિલ સવારમાં ઉઠયો અને કોઇએ ઓરડીનું તાળું ઉઘાડયું. પાંજરામાં સંકડાઇ ગયેલો સિંહ આળસ મરડે તેમ તેણે આળસ મરડયું એટલે સન્ત્રી જરાક ગભરાયો. કાળચક્રની બલિહારી છે. નાનજી નગરશેઠે માજીસ્ટ્રેટ થયા પછી આવાં ઘણાં કેદખાનાં જોયાં હતાં. એની હદનાં કેદખાનાંમાં ડાકટરની સાથે કે એકલો જતો ત્યારે કેદખાનાની બહાર બધુક લઈ પહેરો ભરતા સીપાઇઓ ઉભા થઇ સલામી આપતા. યંત્રની માફક કેદખાનાનાં લોખંડી બારણાં ઉઘડતાં અને સલામો થતી. તેજ અજામિલ આજ કેદી થયો છે. જુના અને નવા અજામિલમાં આશ-માન જમીનનો ફેર હતો. જુનો અજામિલ હત તો કદાચ કેદખાનામાં આવતાં "એમાં શું? બહારે ખાવું છે અને અહીંએ ખાવું છે. કામ? કામ તો કરવાનું જ છે." એમ થાત, પણ મહાત્મા ગરીબદાસની કૃપાએ અજામિલના હૃદયમાં પવિત્ર સંસ્કાર પાડ્યા હતા. તેને ચોરી, ખૂન, લૂંટફાટ ઉપર તિરસ્કાર આવ્યો હતો; પોતે પસ્તાયો હતો અને જગતમાં આવા ગુન્હા શરૂઆતમાં અજ્ઞાન, આળસ, વ્યસન અને ઉચ્ચ સ્થિતિના મનુષ્ય તરફથી મળતા તિરસ્કારથીજ થાય છે. એમ એની દૃઢ માન્યતા હતી. "પોતે કેદમાં શા માટે પડ્યો? એક થાળી ઉઠાવવા માટે!" તેણે ભૂખે મરતા પ્રાણીના જીવ બચાવવા થાળી ઉપાડી હતી. એને મજુરી અને કામ આપ્યાં હત તો એ ન કરત. કેદખાનાં? કાળા કિલ્લા અને જુનાં કેદખાનાં. દેશી રાજ્યનાં કેદખાનાં એણે જોયાં હતાં. "કેદી એટલે નરાધમ! એમનામાં આત્મા નહી. નાની કોટડીમાં, ભોયરાંમાં દસ દસ કેદીઓને સાથે-વયમાં, ગુન્હામાં, સંસ્કારમાં ફેર હોય કે નહી પણ બધાને સાથે રાખવામાં આવતા હતા. આ કેદીઓમાં કોઈ નવા હોય, કોઈ આઠ આઠ વાર આવી ગયા હોય, કોઇનાં અંતઃકરણ હજી ઠપકા આપતાં હોય, કોઇનાં પથ્થર જેવાં થયાં હોય, કેદખાનામાંથી બહાર કામ કરવા લઇ જાય ત્યારે કાંક શરમાતા હોય, ત્યારે કોઇને શરમજ ન હોય—એવા સર્વે કેદીઓ ભેગા હતા. કેદખાનામાં વગર તકલીફે ખાવાનું મળશે એજ વિચારે ગુન્હા કરી ફરી ફરી આવતા હોય એવા પણ હતા—સ્ત્રીઓને પણ સામીજ કોટ-ડીમાં રાખવામાં આવતી હતી. એકાદ સન્ત્રી ફરે અને અંદર મશ્કેરી થાય.'

અજામિલ નાનજીએ આ બધું જોયું હતું અને ધીરે ધીરે કેદખાનામાં કેદીઓની સ્થિતિમાં ફેરફાર કરવા નિશ્ચય કર્યો હતો. કેદખાનાના કમીશનના રિપોર્ટ મંગાવી સમજ્યો હતો, ફ્રાય જેવી પરોપકારી બાઇના શ્રમને અંતઃકરણથી વખાણતો હતો અને એટલાજ માટે દર વખત જુદે જુદે સ્થળે કેદખાનાં જોતો હતો. આટલે વર્ષે કેટલો ફેર! ઇંગ્રેજી હદમાં કેટલો તફાવત. પુરૂષો કે સ્ત્રીઓ કેદખાનામાં આવે તે લાંબી મુદત કે ટુંકી મુદતનાં કેદી હોય તો પણ જુના સમયની ડામની પદ્ધતિ અને ઘણુંખરૂં બેડીની પદ્ધતિ નીકળી ગયેલી જોઈ. છાતી ઉપર પતરૂં બાંધવામાં આવતું અને એમાં સાદી કે સખ્ત મજુરી, કઈ તારીખથી કઈ તારીખ કેદ–નામ અને નંબર કોતરવામાં આવતો. કેદીઓની સંખ્યાના પ્રમાણમાં કોટડીઓમાં કેદીની સંખ્યા નક્કી કરવામાં આવતી. કોટડીઓમાં હવા અજવાળાં હતાં. આ જોઇ અજામિલને કાળો કિલ્લો અને પાવાગઢનાં ભોંયરાં સંભારતાં કંપારી છૂટી. સખ્ત મજુરીના નવા આવનાર કેદીને ઘંટી, નેતર, જાજમ, ગાલીચા, પાટી વગેરેનાં કામ સોંપવામાં આવતાં, પણ એમને પાણી વગેરેની સગવડ હતી. ઉદ્ધત કેદી સિવાય બીજાને ચાબકા કે સોટી ન હોતાં. એવા પણ દાખલા એણે જોયા હતા, કે કેદીઓ આવ્યા પછી વજનમાં વધ્યા હતા. ખાવાનામાં કકડો જારનો રોટલો કે ભડકું ખાધાં હતાં ત્યારે અત્યારે સવાર સાંજ બબ્બે રોટલા, શાક કે દાળ. ડાકટર હાજર. ખુલ્લી હવા અને ફળફુલોવાળાં કેદખાનાંનું ભૂતકાળમાં સ્વપ્નુંયે ન હોતું. સ્ત્રીઓને માટે ઇલાયદી જગ્યા હતી, અને પુરૂષ કેદીને એમની સાથે સંબંધજ નહોતો. કેદીને જોતાંજ જણાય કે તે કેદ હશે એમ વ્યવસ્થા હતી. એક પણ પીળી ટોપી કે લુગડું એટલે લાંબી સજા, કાળા પાણીની સજા; અને એમને પાંચ દસ ભેગા થયા પછી વહાણની વ્યવસ્થા થયે લઇ જવામાં આવતા. અજામિલ પોતે આમાંનો એક હતો. દરેક કેદીના વર્તનના પ્રમાણમાં દર મહિને સજામાંથી દહાડા કપાતા અને કેદની મુદત ટુંકી થતી, જન્મટીપના પણ સારી વર્તણુંકવાળાને વોર્ડરની જગ્યા મળતી. દર મહિને આશરે ચાર આના બક્ષીસ મળતી અને એઓ છૂટે ત્યારે એ રકમ લઈ

જતા. સ્ત્રીઓ, ગર્ભવન્તી, નાનાં બાળકોવાળી સ્ત્રીઓની બરદાશ પણ ઠીક હતી. નાનજીએ 'વીઝીટર' તરીકે આ જોયું હતું, પણ ફરીને કેદી તરીકે અનુભવ્યું ત્યારેજ ભેદ માલમ પડ્યો. એનું હૃદય પ્રફુલ્લિત થયું. મહાત્મા ગરીબદાસના નામનું સ્મરણ કર્યું અને વળી પાછો ખિન્ન થયો. તે મન સાથે વિચારવા લાગ્યો;-

"મહાત્મા ગરીબદાસજી! તમે આશા આપો છો, પણ નિરર્થક. મને સુધરેલો છે માની કોર્ટ શિક્ષા નહી કરે, એમ ધારીનેજ હું જાહેર થયો હતો. પરંતુ આ તો ઉલટું પરિણામ આવ્યું. શિક્ષાનો હેતુ સુધારવાનો હોય તો મને શિક્ષા શા માટે? ગુન્હા થાય ને સુધરે તે કરતાં ગુન્હા નજ થાય એવાં પગલાં કેળવણીનાં શા માટે ન લેવાં! મહાત્મા! હું અહિં ન આવ્યો હત તો કેદખાનાના મારા વિચારો અમલમાં લાવત. મારી મિલકત સરકારને સોંપત. હાય! એ દેવી! ઘરબાર ત્યજી અધમ મનાતા કેદીનાં જીવન સુધારવા જીવન અર્પ્યું! અમારા દેશમાં એ સ્થિતિ ક્યારે આવશે? ક્રીશ્ચિઅન મીશનરીઓ કેદખાનામાં આવી અમને ધર્મબોધ કરે, અમને ઈશ્વરને ઓળખતાં શિખવે, અમારાં પાપ ધૂવે, અમારા હૃદય કોમળ બનાવે, અમને માંદે સાજે પ્રેમથી પાસે બેસી પંપાળે ત્યારે અમારા હિંદુ શેઠીયાઓ, વીઝીટરો, ધર્મગુરૂઓ, દેશસેવકો અમારા સામુંયે ન જુવે! જ્યાં મીશનરી જાય છે ત્યાં કેદીઓ બહાર નીકળી પવિત્ર જીવન ગાળે છે, હુન્નર ઉદ્યોગથી જીવન વ્યવહાર નભાવે છે, ત્યારે અમારા હિંદુ કેદીઓનાં હૃદય એવાં કલુષિત હોય છે કે ફરી ગુન્હા કરે છે. બાહાર સગાંવહાલાં અને જગત એમનો પ્લેગ હોય એમ તિરસ્કાર કરે છે. આપણા ધર્મગુરૂઓએ, પૈસાદારોએ અને સમજુઓએ શા માટે અમારી સંભાળ ન રાખવી? અમારા ઉપદેશકો આવે, મુદત પુરી થતાં અમારી તરફ પ્રેમ રાખી બહાર અમને ધંધો રોજગાર બતાવે તો અમે શા માટે ફરીને અંદર આવીએ? કેટલા આત્મા નર્કમાં પડતા બચે? ક્રિશ્ચિયન થતા અટકે? શા માટે ક્રિશ્ચિયન ન થાય? ફરીને બહાર નીકળી ખૂન, ગુન્હા કરે તે કરતાં ક્રિશ્ચિયન થઈ માણસ થાય અને શુદ્ધ જીવન ગાળે એમાં શું? હાય! હાય! મારા જેવા બને. મેં સુંદરીનો

અધ:પાત કર્યોને. મીલવાળા, કારખાનાવાળા, કેદખાનામાં જરા વધારે ચોકસાઇથી, પ્રભુપ્રીત્યર્થે તપાસ થતી હોત તો સુંદરીના જેવાં દૃષ્ટાંત બને? અરે! આજજ કેદખાનામાં બે વર્ષથી ઉપરના બાળકને ન રખાય એવો નિયમ, અને એ નિયમ હોવોજ જોઇએ; નહી તો બાળકના મનમાં નાનપણથી કેવા સંસ્કાર પડે? એ બાળકની માને સાત વર્ષની સજા, એ બાળકનું શું કરવું, એ જેલવાળાને પંચાતી થઈ પડી. સગાંવહાલાં એ છોકરાને પાળવાને ના પાડે છે. હિંદુઓમાં અનાથાશ્રમો ક્યાં તપાસ કરે છે? સેવાસમાજ છોકરાંને ગરમ પાણીએ નવડાવે, સીનેમા બતાવે, સહેલગાહે લઇ જાય, પણ આનું શું? આવાં બાળકોનું શું થાય છે? નાની વયના કેદી બહાર નીકળે તેમનું શું? આપણો પૈસો, આપણી દયા, આપણો પ્રભુપ્રેમ શા કામનાં? આવાં બાળકોને લઈ, પાળી, ધંધે રોજગારે લગાડનાર કયાં છે? ધન્ય છે ક્રીશ્ચિયનોને! એ બાઇઓ રોજ માગવા આવે છે, જેલર સારો છે કે હિંદુઓમાંથી કોઇ લઈ જાય તો ઠીક કરી વાત લંબાવે છે, આખરે ક્રિશ્ચિયન ફેન્ડલીંગ હોમમાં જશે."

આમ અજામિલ નવા અને જુના અનુભવનો વિચાર કરતો હતો, ત્યાં "લાકડાં ફાડવા" લઈ જવા સીપાઈ આવ્યો. અને આવા હજારો સીપાઇઓ, મજુરોને રાખી એમનાં શરીર, મન અને જીવન સુધારનારો અજામિલ પાપી લેખાતો મુંગો મુંગો ગયો.



## પ્રકરણ ૩૮ મું
## સ્ટીમર આન્ડામાન

અમદાવાદના સ્ટેશન ઉપર આજ ધમાલ હતી. મેલનો વખત થઈ ગયો હતો. ડીસેમ્બર મહીનો હતો, મદ્રાસ તરફ બારે વર્ષે આવતી એક યાત્રા અને મેળો ભરાવાનાં હતાં, એટલે અને છેલ્લા દિવસો આવતા હોવાથી સેકન્ડ અને ફર્સ્ટ કલાસના ઉતારૂઓની જબરી સંખ્યા હતી. ઉપલા વર્ગના ઉતારૂઓના નોકરો માટે થર્ડ કલાસની જરૂર હોવાથી ત્રીજા

વર્ગના ઉતારૂઓની ગણુત્રી ન હોતી. એક એક ખાનામાં દસને બદલે વીસ બેસવા તૈયાર હતા. પોતે માણુસ છે, પૈસા આપે છે એમ બોલીને માણુસના હક્ક મેળવવા સશક્ત હતા છતાં ગુજરાતી ભાઈઓ 'કોણુ પીડા કરે! જવા દોને બે ઘડીનું કામ છે. જ્યાં ત્યાંથી પહોંચ્યા એટલે બસ.' એમ પશુ બનવા તૈયાર હતા, એટલે જગતમાં 'બળ એજ ઉત્તમ હક્ક છે' એ માનનાર નબળાને શા માટે સહાય કરે! વચલા સ્ટેશન ઉપર ત્રીજા વર્ગની ટીકીટો બંધ કરવાના તાર છૂટયા. બીજા વર્ગના અને પહેલા વર્ગના નવા ડબ્બા તૈયાર થયા અને ત્રીજા વર્ગના ઉતારૂઓ સ્ત્રીઓ, પોતાને માથે, ખભે પોટલાં મૂકી આમ તેમ દોડતા હતા, તેમને પહેલા અને બીજા વર્ગના દેશી ઉતારૂઓ પણુ હસતા હતા.

આટલી બધી ધમાલ છતાં જેને ડબ્બા જોડવાના હતા, જે ગાડીમાં મુંબઈ જવા તલપાપડ થઈ રહ્યા હતા તે ગાડી રાતના દસ થવા આવ્યા પણુ આવી નહી. સ્ટેશન માસ્તરને, ઘડી ઘડી કેબીનવાળાને, તાર માસ્તરને, પૂછતાં પણુ કાંઈ પત્તો નથી, "સ્પેશીઅલ આવે છે." સ્પેશીઅલ ગયા પછી મેલ આવશે એમ લાગે છે એટલોજ ઉત્તર મળતો. સ્પેશીઅલ! શેની સ્પેશીઅલ! ગવર્નર સાહેબ તો કાઠીઆવાડ નથી ગયા? કોઈ રાજા રજવાડાની સ્પેશીઅલ હોય તો પહેલેથી ખબર આવે છે! ગૃહસ્થોને સ્ટેશન માસ્તર જવાબ આપતો, ગરીબોને કડવા ઘાતો કરતો હતો ત્યાં પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અને પચાસ પોલીસની પાર્ટી આવી. સ્ટેશન માસ્તરને મળ્યા, સ્પેશીઅલ મુંબઈ જાય છે, અમને I. G. P. ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલીસનો તાર છે. કોણુ જાય છે તે ખબર નથી પણુ બંદોબસ્ત રાખવાનો છે. પ્લેટફાર્મ ખાલી કરાવવો જોઇએ. વેટીંગ રૂમમાં બાનુઓ રહેશે, સીગનલ પડે અને સ્પેશીઅલ સહીસલામત જાય ત્યાં સુધી બધાંને બહાર કાઢો. પોલીસનો ઓર્ડર નીકળતાંજ ઉતારૂઓને ઝાંપા બહાર કાઢવાની વ્યવસ્થા થઈ. મારતેમીયાં હેટ, નેકટાઈ ને સીગારવાળા 'વોટસ ધેટ? ઇટસ ઇનસલ્ટ', કરવા લાગ્યા. બીજા મુગા મુગા બહાર નીકળ્યા. પણુ સર્વત્ર હાહાકાર વર્તાઈ રહ્યો. એવી કોની સ્પેશીઅલ હશે? વાઇસરોય આવતા

હશે ! તરેહવાર ગપ્પો ચાલી અને એટલામાં સ્પેશીઅલનો ઘંટ થયો. બહાર ઝાંપાના કઠેરામાંથી, વેઇટીંગ રૂમમાંથી ઓફીસમાંથી ડોકીયાં થતાં હતાં, પ્લેટફોર્મની ઉપર દસ દસ પગલાંને છેટે ટટાર બંધુક લઇ પોલીસ ઉભા હતા અને કોન્સ્ટેબલો, સુપ્રીન્ટેન્ડેન્ટ વગેરે પ્લેટફોર્મના પથ્થર સાથે ઘસડાતી તલવાર સાથે ધોળાં સફેત લુગડાં સાથે ચોગરદમ નજર નાંખી ફરતા હતા. એઓ પણ જાણતા ન હોતા કે સ્પેશીયલ શાની છે. સ્પેશીઅલ આવી અને પોલીસનાં હૃદય ધડકયાં, કાંઈ થાય નહી ને ચાલી જાય તો બસ. સ્પેશીયલમાં એક એન્જીન બે ડબ્બા અને એક ગાર્ડનો ડબ્બો હતો. બે ડબ્બા સેકન્ડ કલાસના છજાવાળા હતા. બારીઓ બંધ હતી પણ એન્જીન, છજાં અને ગાર્ડના ડબ્બામાં લશ્કરી સીપાઇઓ ઉઘાડી તરવારે હતા. એટલુંજ દોડતી ગાડીમાં દેખાયું. સ્પેશીઅલ ગઇ અને ઝાંપા ઉઘડયા, લોકોની ધમાલ શરૂ થઇ, પોલીસ પાર્ટી પાછી ગઈ પણ આ સ્પેશીયલ શેની એનો તો ભેદજ રહ્યો.

બીજે દિવસે મુંબઇના એકાદ પેપરમાં નીચેની હકીકત આવી.

“ગઈ કાલે ગુજરાત મેલ અતિશય મોડો હતો. ગુજરાત મેલ મોડી આવવાના કારણની તપાસ કરતાં અમારો અમદાવાદનો ખબરપત્રી જણાવે છે કે સાબરમતી સ્ટેશન ઉપર ગઈ કાલ બપોરથી પોલીસ અને રેલ્વેના સત્તાધારીઓ આવ્યા હતા. સઘળી સગવડવાળા બે સેકન્ડ કલાસના ડબ્બા ઉભા રાખવામાં આવ્યા હતા, અને સેન્ટ્રલ જેલમાં યુરોપીયન, દેશી રાજ્યના કેટલાક અમલદાર આવજાવ કરતા હતા. સાંઝના જેલનાં બારણાં ઉઘડ્યાં અને વીશથી પચીશ કેદીઓ જેમને પગે સખ્ત બેડીઓ નાંખી હતી અને આગળ પાછળ પોલીસ પાર્ટી હતી એમ નિકળ્યા. આમાં એક આપણો એક વખતનો નાનપરાનો નગરશેઠ અને કહેવાતો ઉઠાઉગીર બદમાશ અજામિલ હતો. અજામિલ ઉપર સર્વની નજર હતી. ઇન્સ્પેક્ટર ઇનાયતખાન અજામિલ તરફ નજર નાંખતો હતો. અજામિલ હસતો હતો, ગળામાં મહાત્મા ગુરૂ ગરીબદાસજીના પગલાં હતાં તેને જોતો હતો અને ‘હું હજી ખૂની, આ બધા જેવો !’ એનો વિચાર કરતો હોય એમ ભાસતું

હતું. સઘળી પાર્ટી સ્ટેશન ઉપર ગઇ, એક ડબ્બામાં અજામિલને બેસાડયો અને બીજામાં બીજા કેદીઓ હતા. ડબ્બા બંધ થયા, અંદર ખાવાપીવાની સર્વ વ્યવસ્થા હતી. સઘળું બરાબર છે એમ જણાતાં 'કેદી સોંપ્યા અને લીધા'ના જેલર અને જનાર પાર્ટી વચ્ચે સહીઓના કાગળો અપાયા લેવાયા એટલે સ્પેશીયલ ઉપડી."

આ ખબર વાંચતાંજ અજામિલની વાતો વળી ચાલી અને દેશનિકાલ, ફાંસી, દયા, વૈરની લાગણીઓ ઉભરાઈ આવી. સ્પેશીયલ મદ્રાસના બારામાં પહોંચી અને ત્યાં હિંદુસ્તાનના જુદા જુદા ભાગથી આન્દામાન જનારા કેદીઓ આવી પહોંચ્યા હતા. મદ્રાસના આ બંદર ઉપર "કન્વીકટ શીપ" 'આન્દામાન' જતું હોવાથી બંદર કેદીઓ અને સીપાઇઓથીજ ભરેલું લાગતું હતું. સ્ટીમર આન્દામાન લોકને ત્રાસમય લાગતી હતી અને જ્યારે જ્યારે આવા કેદીઓને લેવા આ સ્ટીમર આવતી ત્યારે જુના વ્હેમી લોકો બે દહાડા દરિયા ઉપર જઇ આવતા અને યમનું વિમાન પાપીઓને લેવા આવ્યું હોય અને આગળ પાછળ યમદૂતો ફરતા હોય એવો એમને ભાસ થતો. કેદીઓને સ્ટીમર ઉપર લઈ જવા અને તેમાં પણ અજામિલ જેવો કેદી સાથે એટલે પોલીસને, તેમાંયે ઇન્સ્પેકટર ઇનાયતખાનને, ઉંઘ ન હોતી આવી. કિનારાથી સ્ટીમર સુધી નાની સ્ટીમ લૉંચો જેમાં કેદીઓને બેસાડી લઈ જવામાં આવતા અને જેના ઉપર ભરેલી બંધુકના પેરા હતા તે સિવાય વચમાં કાંઈ રાખવામાં ન હોતું આવ્યું. બીજી સ્ટીમરો, વહાણો, મછવાઓ દૂર રાખવામાં આવ્યાં હતાં.

કિનારા ઉપરથી અજામિલને લઈ સ્ટીમ લૉંચ ચાલી તે વખતે બંદરથી દૂર થોડે છેટે એક મોટો બતેલો ઉભો હતો. આ બતેલા સામાન્ય રીતે કિનારે કિનારે ફરે છે, છતાં લાંબી મુસાફરી કરે છે. જંગબાર, ગોવા, કાઠીઆવાડનાં બંદરો, સુરત, બીલીમોરા એમ જાય છે. ઘણું કરીને આ બતેલામાં નાળીયેર, ચોખાની ગુણો અને તેજાના કે કેળાં એવું જ હોય છે. નાળીયેરો લઈ આવેલો આ લાંબો બતેલો ખાલી કરતાં વીશેક દિવસ થઈ ગયા હતા. ચાર ચાર નાળીયેરની પચીસી કરી ફેંકવામાં ગુજરાતના

'બુધીયા અને સોમલા' ખલાસીને પોતાને માટે 'અમે' અને બીજાને માટે 'તું' વાપરતાં જે આનંદ પડતો તે એજ સમજતા. બતેલો ખાલી થઈ ગયો, નવો માલ નહી જેવો ભર્યો અને બતેલો હંકારવા ટંડેલે હુકમ આપ્યો. હુકમ મળતાં જ એક જણ ડોળ ઉપર નટ ચડે તેમ શઢ ઉકેલવા ચઢ્યો. બતેલો બહુ જ મોટો હતો એટલે એના પ્રમાણમાં ડોળ પણ ઉંચો બહુ હતો, એને આડો જબરો શઢનો વાંસ અને એને શઢ વિંટાળેલો હતો. ખલાસી ઉપર ચઢ્યો, ડોળની સાથે બે પગ ટેકવી એક હાથે ડોળ પકડી બીજે હાથે દોરડું છોડવા લાગ્યો. દોરડું છૂટયું અને શઢ એકદમ નીચે આવ્યો. શઢના ઝપાટાથી કે કોણ જાણે કેમ આ ખલાસીનો પગ સર્યો અને હાથમાં દોરડાં સાથે લટકવા લાગ્યો. દોરડાને એકદમ ઝાટકો આવેલો એટલે દોરડું હીંચકાની પેઠે હાલતું હતું. એક હાથમાં દોરડું, જો મૂકી દે છે તો કાંતો બતેલામાં કોઇના ઉપર પડે છે ને ફૂટાઇ જાય છે ને કાંતો ઝોલાં ખાતો ભર દરિયામાં પડે છે.

ખલાસી તારો હતો પણ અત્યારે પડવાની સાથે, મનના ગભરાટથી તેનાથી કાંઇ બની શકે એમ ન હોતું. આગળ પાછળની સ્ટીમરો, વહાણો, બતેલા અને કિનારા ઉપર હાહાકાર થઈ રહ્યો અને 'ખલાસી ગયો, એ હવે બચવાનો નથી,' એમ સર્વને લાગ્યું. ડોળ ઉપર ચડનાર તો ઘણા હતા પણ જેમ ડુબતો બચાવનારને ડુબાડે તેમ સખ્ત ઝોલાં ખાતા દોરડા ઉપ-રથી, ડોળ ઉપરથી શી રીતે પકડવો અને બચાવવો, એ વિચારની વાત થઈ ગઈ હતી. સ્ટીમર 'આન્દામાન' ઉપર પણ આ હાહાકાર સંભળાયો અને રખેને કોઈ કેદી નાઠો હોય એ બીકે તુતક ઉપર બંધુક સાથે પહેરે-ગીરો દોડી આવ્યા. અજામિલની લોંચ આવતી હતી. અજામિલે પેલા ખલાસીની સ્થિતિ જોઇ, અને એને કોઈ બચાવે એમ નથી એ જાણતાં જ 'મને જવા દો, હું એને બચાવું'ની બુમ પાડી. ઇન્સ્પેક્ટર ઇનાયતખાનનું ચાલત તો અજામિલને આટલુંએ બોલવા ન દેત; પણ બોલતાંની સાથે પાસેની સ્ટીમરો, બતેલા, કિનારા ઉપરનાં માણસો 'જવા દો, બચાવવા જવા દો,' એવી બુમો પાડવા લાગ્યા, અને પોલીસ અમલદારોએ ધાર્યું કે,



એક હાથે ઝુલતું દોરડું પકડ્યું, ને બીજે હાથે ખલાસીને કેડથી
પકડી શરીર સાથે જકડી લીધો. (ભાગ ૧–પૃ. ૧૭૫)

અજામિલને નહી જવા દેવામાં આવે તો તોફાન થશે. ન છૂટકે તેના હાથની બેડી કાઢવી પડી. પગની બેડી સાથે અને કેદીનાજ લુગડાંમાં સ્ટીમ લૉચ એ બતેલા તરફ હંકાવી. બતેલા પાસે પહોંચ્યો. બતેલા ઉપર ચઢવાને બદલે શઢનો છેડો લટકતો હતો તે પકડ્યો ને શઢ ઉપરજ ઉંદર ચડે તેમ અજામિલ ચઢ્યો. માણુસોની મેદની જામી હતી. અત્યારે અજામિલ ખૂની છે, કેદી છે અને આન્દામાન લઇ જવાનો છે, એ ખ્યાલજ કોઇના મનમાં ન હોતો. પેલો ખલાસી જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતો હતો; તેના હૃદયમાં એટલી બીક પેસી ગઈ હતી કે માથામાં ઘુમરી આવતી હતી, હાથની મડાગાંઠ વળી હતી એટલે જ લટકી રહ્યો હતો પણ બીજી પળે પડવાનો એમ સર્વેને થતું હતું.

અજામિલ ચઢ્યો, શઢ અને ડોળ વચ્ચે એક હાથે ડોળ પકડી ઉભો અને હિમાલયમાં ગંગોત્રીના ઝોળામાં નીચે જોસબંધ નદીનો પ્રવાહ વહેતો હોય અને ઉપર સામી સામી ઝોળીઓ હાલતી હોય અને જીવનનાં પાપ બાળી કૈલાસની આશાએ અનેક ભાવિકો કૂદી સામા ઝોળામાં જાય છે તેમ અજામિલ જીવના જોખમે દોરડાંપર કુદ્યો, એક હાથે તે ઝુલતું દોરડું પકડ્યું ને બીજે હાથે પેલા ખલાસીને કેડથી પકડી પોતાના શરીર સાથે જકડી લીધો. જે દોરડા ઉપર એક હતા તે દોરડા ઉપર બેનાં શરીર અને જીવ ટંગાયા. સ્ટીમરો અને કિનારા ઉપર લોકો 'શું થશે' કરી પથ્થરવત ઉભા રહ્યા હતા, અને અજામિલ એક વાંદરૂં નાનું બચ્ચું છાતીએ બઝાડી સરકી પડે તેમ ડોળપર વળગી નીચે એક હાથે સરક્યો અને અર્ધ બેભાન ખલાસીને સુવાડ્યો આટલું થતાંજ ચોગરદમથી "સાબાશ ! એ કેદીને માફી આપવી જોઇએ, આન્દામાન નહી લઈ જવા દઇએ, સરકારને અરજી કરીએ ને ત્યાં સુધી મદ્રાસ રહેવા દો." એવી બુમો પડવા લાગી અને ઇનાયતખાન પાછો ફફડી ઉઠ્યો. "અજામિલ પાછો લોકપ્રિય થયો, પાછો લોકનો વ્હાલો, ખૂની લૂટારાને વળી મદદ કરવાની, બચાવવાની માગણી થાય; નહી; એ તો એ બહાને છૂટવાનાં ફાંફાં" લોકની લાગણી, એક મનુષ્યને આવા પ્રસંગે સહજ ઉદ્ભવતી બચાવનાર પ્રત્યેની ભાવના કાંઈ પણ ઇનાયતખાનના

ક્રૂર હૃદય ઉપર અસર કરતી હોય એમ ન લાગી અને "ચાલ સ્ટીમ લૉંચપર"નો ઓર્ડર થયો અજામિલ મનુષ્ય હતો. સૈતાન, રાક્ષસ હશે ત્યારે હશે, પણ અત્યારે તો એ મનુષ્ય હતો અને દેવ થતો હતો. એટલે ઇનાયતખાનના આ વર્તનથી એને ત્રાસ થયો, કાંઇક તિરસ્કાર આવ્યો અને પેલા ખલાસી પાસે જઈ અને આશ્વાસન આપવાની બલવત્તર ઇચ્છા દાબી દઈ સ્ટીમ લૉંચ ઉપર જવા તૈયાર થયો.

અજામિલ ખરેખર થાકી ગયો હતો, લોથ થઇ ગયો હતો, બે ઘડીના આરામની જરૂર હતી, ત્યાં લોકો તરફથી સાબાશીના, માફી માંગવાના પોકાર સાંભળ્યા, પણ પોલીસની વર્તણુંકથી નિરાશ થયો. બતેલા ઉપરથી સ્ટીમ લૉંચમાં જવા કૂદ્યો પણ થાકી ગયો હોય તેથી કે ગમે તે કારણથી સ્ટીમ લૉંચને બદલે બતેલા અને લૉંચની વચ્ચે દરિયામાં પડ્યો. પાણી ઉંડું હતું; જગ્યા સાંકડી હતી અને એટલી ઉંચાઇથી અજામિલ પડ્યો હતો કે પાણીમાં નીચે ઉતરી ગયો. પોલીસ, ખલાસીઓ અને લોકોમાં ત્રાસ પેઠો. 'બચાવો'ની વળી બુમ પડી. પોલીસ અને માછીઓની હોડીઓ બીજી સ્ટીમ લૉંચો ચપોચપ છૂટી, પણ અજામિલનો પત્તોજ ન લાગ્યો. અજામિલ પડતાંની સાથેજ પાણીની અંદર પેઠો તે સપાટી ઉપર દેખાયોજ નહી. પથ્થર હોય તેમ તળીયે જઇનેજ બેઠો. ખલાસી પોલીસનું એમ માનવું હતું કે ત્યાં અનેક હોડીઓનાં લંગર, બોયાં નંખાયેલાં હતાં તે કોકની સાથે તળીયે ભરાઇ ગયેલો. ઈનાયતખાન એકલો બેબાકળો ફરતો હતો. પોતાનું જ ઘર પોતાની સમક્ષ બળતું હોય, પોતાના જ કુટુમ્બનું માણસ પોતાની નજરે ડુબતું હોય ને કાંઈ ન કરી શકે તેમ આંટા હાંફળો ફાંફળો ફરતો હતો અને આરે આવેલું વહાણ ડુબ્યું. એક ખૂનીને જન્મટીપની સજા આપી જે સંતોષ થાત તે સંતોષ લેવાનો પ્રસંગ ગયો તેથી મુઝાયો. સાંજ અને આખી રાત તપાસ ચાલી, પરંતુ અજામિલનો પત્તોજ ન લાગ્યો.

મદ્રાસનાં પેપરોમાં નીચેના ખબરો મોટા અક્ષરે બીજે દિવસે આવ્યા. "સ્ટીમર આન્દામાન મારફતે ગઇ કાલે હર વખતની માફક કેટલાક જન્મ-

દેશનિકાલના કેદીઓ લઈ જવાની તૈયારી ચાલતી હતી તેમાં મુંબઇ ઇલાકાનો ઉઠાવગીર નાનજી ઉર્ફે અજામિલ નામનો બદમાસ કેદી નંબર ૫૬૦ હતો. એ વખતે એક નાળીયેરના બતેલાનો ખલાસી શઢ ચઢાવેલો ઉતારવા જતાં જોખમમાં આવી ગયો તેને બચાવવા અજામિલને રજા આપવામાં આવી. એણે બહુ જ બહાદુરીથી જીવના જોખમે ખલાસીને બચાવ્યો, અને તે વખતે લોકલાગણી એટલી ઉશ્કેરાઇ હતી કે એ જીવ્યો હત તો એને માટે સરકાર પાસે માફી માંગત. ત્યાર પછી સ્ટીમ લોંચમાં જતાં પગ સરકયો અને દરિયામાં પડ્યો અને અંદર ગુંચો હોવાથી કયાં ભરાઇ ગયો તેનો પત્તો ન લાગ્યો. લોકો અને પોલીસે આખી રાત તપાસ કરી પણ કાંઇજ પત્તો ન લાગ્યો અને મુડદું પણ હાથ ન આવ્યું. આ પ્રમાણે એક નગરશેઠ, ધર્માત્મા થયેલા ઉઠાઉગીર બદમાશનો અંત આવ્યો છે."



## પ્રકરણ ૩૯ મું

## અજામિલ ભૂત

અજામિલના ખબર તાર, પેપર મારફત સમસ્ત દેશમાં ફેલાયા; તેમજ ગુજરાતમાં અને નાનપરામાં પણ વાત વધીને આવી. સરકારની બીકે, ઇનાયતખાનના નામે અને જેમને નાનજી અજામિલ ઉંધો પડ્યો હતો તેઓ જ અજામિલનું વાંકું બોલતા હતા. સામાન્ય રીતે નાનજી શેઠ એના સ્વભાવ, વર્તન, ઉદાર અને ધર્મપરાયણવૃત્તિ, ગામને માટે લાગણીથી એટલો તો માનીતો હતો કે એના ગયા પછી એની છબીઓ દેરાશરમાં મુકાતી. એના નામની જપમાળા થતી અને ભાગવતના અજામિલ પેઠે એનાં પણ ભજનીયાં થયાં.

આની સાથે સાથે જ અજ્ઞાન લોકોમાં અજામિલ ભૂત થયો છે અને નાનપરાની સીમમાં, કુવાકાંઠે અને ગામની આગળ પાછળ ફરે છે એવી વાતો ચાલી. નિશાળમાં ચાલતી ચોપડીઓમાંથી ભૂતની વાત કઢાવી નાંખવામાં આવે છતાં મૃત્યુ પછીના અજ્ઞાનને લીધે ભૂતપિશાચની વાતો જનસમાજની સાથે ચિરસ્થાયી રહેવાનીજ અને ભણેલા પશ્ચિમના પવનથી

મત્ત થયેલા એમજ માનતા હોય કે આ વ્હેમો કેવળ હિંદુસ્તાનમાં જ છે તો તેમાં તેમની ગંભીર ભૂલ અને અજ્ઞાનતા જ છે. યુરોપ, ઈંગ્લાંડ, અમેરિકામાં બીજા વહેમો કરતાં ભૂતનો વહેમ અતિશય પ્રબળ છે. એના જોઈએ એટલા લેખો માસિકોમાં લખાય છે, અને ઘરમાં દિવસે રાત્રે ભૂતના, પ્રેતના ભણકારા સાંભળે છે. નાનપરામાં એક એવી વાત ઉડી હતી કે આજ કેટલોક સમય થયાં ભીડભંજન હનુમાનની આંબલીઓ પાસે એક જીન ફરે છે અને એણે કાંક પૈસાના ચરૂ દાટ્યા છે. ડોશીઓ કથામાં, મંદિરમાં દર્શનની વાર હોય ત્યારે મંદિરને ઓટલે, અને કુવા તથા નદીના કાંઠે પાણીયારીઓ વાત કરતી કે અંધારી રાતે જંગલમાંથી કોઈ ગાડું જતું હોય એવો ખખડાટ સંભળાય છે. ખેતરવાળા જુવે પણ છે. કોઈ કોઈ વાર કઠિયારાના વેશે કોઈ લાકડાં કાપતું હોય એમ લાગે છે. આ કઠિયારો, આ ગાડાવાળો કાળો શાહી જેવો છે. મોટો ઝભ્ભો પહેરે છે, પગ ઉંધા છે અને માથા ઉપર શીંગડાં છે. અમૂક છેટે ગાડું ઉભું રાખી, અથવા લાકડાં કાપવાનું બંધ રાખી મોડી રાતે આ જીન એક ખાડો ખોદે છે. આ માણસ, જીન કે ભૂતને મળવાના ત્રણ રસ્તા છે. એક તો હિમ્મતથી એની સામા જવું અને એને બોલાવવો. આમ કરવાથી જીન ખેડુત જેવો લાગે છે. અંધારી રાતને લીધે કાળો લાગે છે, અને ખાડો ખોદતો નથી દેખાતો પણ પોતાનાં ઢોર માટે ઘાસ કાપતો જણાય છે. અને દૂરથી જે શીંગડાં લાગતાં તે શીંગડાં નથી પણ એ તો ઘાસ ભેગું કરવાનું હથિયાર ખભા ઉપર નાંખ્યું હોય છે તે શીંગડાં જેવું દૂરથી લાગે છે. પણ આવી રીતે જોનાર ઘેર ગયા પછી અઠવાડિયામાં રામશરણ પહોંચતો. આ જીન-ભૂતને જોવાનો બીજો રસ્તો આ પ્રમાણે હતો, દૂરથી શું કરે છે તે જોવું. જીન ખાડો ખોદતો હોય અને એમાં કાંઈ સંતાડતો હોય એમ લાગે છે. જીનના ગયા પછી ખાડા પાસે જવું અને દાટેલું ધન બને તેટલું લેવું. આમ કરવાથી તમે એક મહીનામાં સ્વર્ગમાં જવાના. ત્રીજો રસ્તો જીનને જોતાં બોલ્યા ચાલ્યા વિના નાસી જવું અને એક વર્ષમાં તમારૂં મોત. નાનપરા અને આગળ પાછળના

ગામોમાં આ વહેમની વાતો એટલી તો ફેલાઈ હતી કે, કાંઇક માણસોએ ઉપલી રીતે જીનને જોયેલો ને એક અઠવાડિયામાં, મહિનામાં મરી ગયેલાના દાખલા અપાતા.

આ બધી રીતોમાંથી બીજી રીતમાં કાંક લાભ હતો. મરી તો જવાનુંજ, પણ પૈસો મળે એ વાત નક્કી. આથી કેટલાક મરણીઆ રાતના જતા અને જીનને દરરોજ લૂંટતા, છોકરાં માટે બે પૈસા મૂકતા. મહિનો ખાસ ખુબ મજાહ કરતા અને પછી રામશરણ થતા.

હવે આજ અરસામાં એક ગાંડો દારૂડીઓ મજુર પાવડો ને કોદાળી લઈ જંગલમાં ફર્યાં કરતો. ફાવે ત્યાં ખોદતો, લાકડાં કાપવા, ઘાસ કાપવા આવતી સ્ત્રીઓને, ઢોર ચરાવવા આવતા ભરવાડોને મળતો અને મગજ ઠેકાણે હોય ત્યારે કાંઇ કાંઇ વાતો કરતો. 'નાનજી, અજામિલ ભૂત થયો છે. એણે એનો પૈસો અહીં દાટયો છે. હું ચોકી કરૂં છું ને એને જોનાર અઠવાડિયામાં, મહિનામાં મરી જાય છે, મારી પાસે પૈસો છે, અને એ ભૂત ખાવાનું આપી જાય છે, રાત્રે મારી ચોકી કરે છે.' આટલું બોલતાં વળી એનું ચક્કર ખસી જતું અને પાવડો લઇ દોડતો. પૈસાની લાલચે લોકોએ જંગલમાં હજારો ખાડા ખોદ્યા પણ પૈસાને બદલે પાઇ ન નીકળી. પોલીસે રખેને અજામિલ બચ્યો હોય ને આવ્યો હોય કરી રાત દિવસની ચોકી મૂકી પણ કાંઇ જ પત્તો ન લાગ્યો. લોકો શાન્ત થયા, પણ નાનપરાના લોકોનો વહેમ ન ગયો, અને કાળીચૌદશને દિવસે નાનજી અજામિલના નામનાં નૈવેદ થવા લાગ્યાં અને એના નામના ઉતાર ચકલામાં મૂકાતા.

---

## પ્રકરણ ૪૦ મું

## નાની પનીઆરી

જલુ ઠાર અને મંછીને મેના દુઝતી ગાય હતી. સુંદરી જીવી અને નાનજી સ્વતંત્ર હતો ત્યાં સુધી જલુ ઠારની એક ચીઠ્ઠી જોઇએ એટલા રૂપીઆ લાવવા બસ થતી. મેના જલુને બહુ ઉપયોગી હતી. મેના નામે પૈસા મળતા અને છોકરી નોકરડી તરીકે કામમાં આવતી. જ્યારથી

સુંદરી તરફથી પૈસા આવતા બંધ થયા ત્યારથી મેનાનાં નસીબ ફર્યાં. એ બિચારીને જે કાંઇ સુખ મળતું તે બંધ થયું. નાના ગામડામાં હાલમાં મુંબઇ કે અમદાવાદમાં નળની જે ગોઠવણ છે તે કયાંથી હોય. સવાર સાંજ સ્ત્રીઓને ગામ બહાર દૂર તળાવ કે નદીના કાંઠે લુગડાં ધોવા જવું પડતું, એક પાટીયું, ધોબકણું, સાબુની લાટીને બદલે ઘણીવાર ઉસ અને લુગડાંનો ગાંસડો લઇ નાનીમોટી સ્ત્રીઓ જતી અને મહેનત પડતી; પણ ક્રૂર સાસુના પાપથી ઘડીભર છૂટીશું કરી આ કામ કરવા વહુઓ, જુલમી શેઠાણીઓથી કંટાળેલી નોકરડીઓ રાજી થતી અને છાતીનો છેડો કાઢી, લાંબે પગે, બે પગ વચ્ચે પાટીયું મૂકી, આગળ કે પાછળની સ્ત્રીઓ સાથે વાત કરતી ધબધબ ધોબકણા સાથે લુગડાં ધોતી, ઘરસંસારની વાતો કરતી અને લુગડાં સુકવતી. વળી કેટલીક કુવામાંથી લાંબા હાથે પાણી કાઢતી, બેડાં માંજતી અને માથા ઉપર સામટાં બે ત્રણ બેડાં મૂકી, બેડાંનું સમતોલપણું બે હાથે દોરડાના આંટાથી સાચવી સૂર્યનાં કિરણથી ચળકતાં બેડાં સામે આવનારને અંજાવે એમ પનીયારી ચાલતી. વિલાયત પશ્ચિમ અને મુંબઇમાં સ્ત્રીઓ હીસ્ટીરીયા અને અશક્તિથી ફીકી, વળેલી લાગે છે ત્યારે ડાકટરો ટટાર રહેવાની કસરત શિખવે છે ત્યારે અમારા આર્યદેશમાં આ કરકસર, કસરત અને ઉપયોગીપણાથી ભરેલી પદ્ધતિથી અમારી સ્ત્રીઓ હજી પણ ગામડાંમાં અદેખાઇ આવે એવી તંદુરસ્તી ભોગવે છે.

જલુ ઠાર અને મંછીને ત્યાં પનીયારીનું કામ, લુગડાં ધોવાનું કામ મેનાનું હતું. બિચારી મેના ગજા પ્રમાણે કામ કરતી; સવારથી સાંજ સુધી પગ વાળીને બેસતી નહી પણ તેની કોઇને દયા નહોતી આવતી. જલુ ઠાર ગાડાનાં ચાક ચઢાવવાનું કામ કરતો; તે ઉપરાંત જ્યારથી મેનાને રાખી પૈસા મળ્યા હતા ત્યારથી કોઇ કોઇ મુસાફરને ઉતારો આપતો અને મીઠી જીભે બે પૈસા મારી ખાતો. લીંબડા, આંબાનાં ઝાડ, ખૂલ્લો વાડો, તુળસી કયારો, લીંપેલું ઘર અને આંગણું જોઇ મુસાફર આનંદ પામતો, અને ધર્મશાળા કે મંદિરની ઓસરીમાં પડી રહેવા કરતાં આ શું ખોટું છે, કરી અહીં રહેતો. આ કારણથી મેનાને લુગડાં ધોવાનું અને પાણી

ભરવાનું વૈતરૂં બહુ આવતું, 'પાણી નથી'ની બુમ પડતાં જ દોરડું ને ઘડો લઇ મેના કુવે દોડતી અને જલુ ઠારની છોકરીઓ તો ઘરમાંજ નળ હોય તેમ પાણી વાપરતી. શ્રાવણ મહિનો હતો, ઝરમર ઝરમર વરસાદ આવતો હતો અને ગામમાં મેળા હતા. પાસેના શહેરમાંથી એકાદ બે વોરાઓ થોડાંક રમકડાં લઇ આવ્યા હતા અને જલુ ઠારના ઘરથી દૂર વડના ઝાડ નીચે, મહાદેવના મંદિર પાસેજ દુકાન માંડી બેઠા હતા. મીઠાઇવાળા, ચકડોળવાળા હતા. છોકરાઓ પાઇ પાઇ આપી ચકડોળમાં દસ આંટા ખાતાં, એક બીજાની ટોપી લઇ ભોંય ઉપર મૂકતા, બીજી વાર એ લઈ લેતા, અગર મશ્કરીમાં બીજી બેઠકવાળાએ લઈ લીધી તો ટોપી ગઈ માની ઘડી ગભરાતા. ગામડું, કૃત્રિમતાનો અભાવ એટલે સ્ત્રીઓ મોટી પણ અવિવાહિત કન્યાઓ અને પુરૂષો સાથે ઉભા રહેતાં, બોલતાં, વચમાં નાહ્યા વગર ડાહ્યા બ્રાહ્મણો લાંબા લાંબા રંગીન ચિત્રોવાળા કાગળો ફેરવી નવા વર્ષનું ભવિષ્ય ભાખી ખેડુતોને આશા આપતા. ખાંડથી ભરપૂર બરફી, હનુમાનના તેલવાળી દાળ, ભજીયાં ને ગાંઠીયા લઇ છોકરાં અને મોટાં ખુશ થતાં અને આમાં જલુ ઠારનાં છોકરાં હતાં. મેના આમ ઉમ્મર લાયક હતી છતાં નાની હતી, રમવાની જોવાની વૃત્તિ ગઈ ન હતી. પોતાની જ બહેનો સાથે પોતાથી મોટી સ્ત્રીઓ ચકડોળમાં બેસે, ખાવાનું ખાય, રમકડાં લે અને પોતાને જોવાનું પણ નહી! દસ વાર કુવે જાય, પાણી કાઢી હાથ છોલાઇ ગયા હતા. મોં લાલ થઇ ગયું હતું ગામના લોકો દયા ખાતાં હતાં. મેના કુવે જતાં આવતાં બે ઘડી આ દુકાને પાસે ઉભી રહેતી અને ઘેર જતાં વાર થતી તો મંછી ઉઘડી લેતી અને કોઈ કોઈ વાર મેનાનો વાંસો ધોવાતો.

---

## પ્રકરણ ૪૨ મું
## જલુઠાર અને મંછી

જલુઠાર અને મંછી ઉમ્મરે વનમાં પહોંચ્યાં હતાં, છતાં તેમની વૃત્તિઓ શિથિલ થઇ નહોતી. રાધનપુર, કાઠિયાવાડ, ગુજરાત, પંચમહાલમાં અનેક

ધંધા કરતો; મોહનરાય મુનશીના મુડદાને લૂંટતાં અને શ્મશાનમાં ફરતાં ગીધ શિયાળ જેવો જલુ ઠાર હજી એવો ને એવો જ હતો. મંછી લગભગ એટલી જ ઉમ્મરની હતી, છતાં શરીરે હૃષ્ટપુષ્ટ–પગમાં મોટાં કલ્લાં, હાથમાં જાડાં સંખ્યાબંધ ઘરેણાં, કાનમાં લોળીયાં અને નાનાં નાનાં બાળકોને રમાડતી, ધવાડતી એવી ને એવી જ હતી. આટલી વયે સુવાવડમાં ઉંચી આવતી નહી અને એની સુવાવડ એટલે દસ બાર દહાડા જ. તરત જ ઘરમાં ખાંડવું, દળવું, ઝાટકવું, અને ઘમણ ચલાવવી, એ કામ મંછી કરતી અને પાડપાડોશીને ત્યાં કુટવા જવામાં, માંદેસાજે દવાની શિખામણ આપવામાં મંછી પહેલી હતી. પોતાને છોકરી અને છોકરા હતાં છતાં કામ કરવામાં એની હાથલાકડી મેનાજ હતી. હાથીની તહેનાતમાં ઉંદરડી હોય તેમ મંછી ધાંટો પાડતી ત્યારે છોકરાં તો થરથરે જ, પણ સખળડખળ થયેલાં ઘરના બારીબારણાં પણ ખખડતાં, ધ્રુજતાં અને પરમેશ્વરે એને પુરૂષ ઘડતાં સ્ત્રી બનાવી હોય એવી ફાતડા જેવી લાગતી; દાઢીયે વાળ ઉગ્યા હતા તે કોઇ બહુરૂપી સ્ત્રીના વેશમાં હોય એમ કોઇ કોઇ વાર લાગતું; એ એટલી તો મજબુત હતી કે હાથની મૂઠીથી નાળીયેર અને અખરોટ ભાંગી શકતી અને એનો એક હાથ પડે તો શું થાય એનો અનુભવ મેનાને હતો. તાડી પીતી અને જ્યારે બોલવા ચડતી ત્યારે પાડપડોશી ગભરાતાં, તેથી ડાકણ, માતેલો સાંઢ એવાં નામ તેનાં પાડ્યાં હતાં; પણ મંછીને એની જરાયે દરકાર ન હતી. બે બાઇઓ વચ્ચે બેસતી અને કોઇ સાસુને ધમકાવતી કે વહુને શિખામણ આપતી, ત્યારે એમ જ લાગતું કે આના જેવી કોઇ ભલી નહી હોય. પણ એજ મંછી જ્યારે મેનાને મારતી ત્યારે નિર્દયનું હૃદય પણ ચીરાઇ જતું.

જલુ ઠાર લુચ્ચાનો સરદાર હતો. મીઠો ફાંસીયો હતો, વિવેકની મૂર્તિ હતો અને ગોળે મરે ત્યાં સુધી ઝેર આપતો નહી. ભીખારીને પણ ચાર દહાડાની નકામી સુકી રોટલી આપતાં એનો જીવ નહોતો ચાલતો અને ભિખારી સાથે પણ હસીને વાત કરતો. તાડી બીજાને પૈસે પીતો, દારૂ કોઈ કોઈ વાર લેતો પણ કાળજું ઠેકાણે રાખીને. અંદર નાનો કબજો

ને ઉપર લાંબો કોટ પહેરતો; કબીર અને તુલસીકૃત રામાયણ, ભજનાવલી એવી એવી ચોપડીઓ પાસે રાખતો અને ગળામાં માળા રાખતો તે વખતો વખત કાઢી ફેરવતો, ને સાથે સાથેજ અષ્ટવધાની માફક કોઇને લૂંટવાના, ગાળો દેવાના-મારફાડના વિચાર પણ કરી શકતો; રાતના ચોરામાં ભજનમાં અને કસુંબાના રાવણામાં બેસતો ત્યારે જ જલુ ઠાર ખીલતો; "રાધનપુરના નવાબ સાહેબના મારા ઉપર ચારે હાથ હતા. કાઠિયાવાડ ગુજરાતનાં દેશી રાજ્યોનાં લશ્કરમાં મેં કાંઈ કાંઈ બહાદુરી કરેલી, ઇંગ્રેજ સરકાર તરફથી ઘણી વાર કહેવડાવેલું પણ હું ગયોજ નહી." એવા ફડાકા મારતો અને લોકો ઉપર અસર કરતો. ખરી રીતે એ કઈ જાતનો હતો, એનું મૂળ વતન કયું વગેરે કોઈજ જાણતું નહી, અને આ લૂચ્ચાનો સરદાર એ વિષે વાત પણ કરતો નહી. મોહનરાય મુનશીને લૂંટયો પછી અહીંજ આવી કેટલાક વર્ષોથી વસ્યો હતો અને બે પૈસા ભેગા કર્યા હતા. મંછી પહોંચેલી છે, ઘર સંભાળે છે અને કોઇને પાઈ આપે એવી નથી એવી ખાત્રી થતાં મંછીના કામમાં આડે આવતો નહી, છતાં મંછી ઉપર ઘણી વાર ચીહડાતો અને આટલે વર્ષે પણ "બુધિ નાર પાધરી" એ સિદ્ધાંત જગતને સાબીત કરી આપતો. મંછી અદેખી છે અને કોઈ સ્ત્રીની સાથે જલુ વાત કરે તો છાજીયાં લેતી એ જલુ ઠાર જાણતો, સારથી એણે મંછીના દેખતાં સ્ત્રીઓની સાથે વાત કરવી છોડી દીધી. જલુના હાથમાં આવેલાના ભોગજ મળ્યા સમજવા, ખીસા ખાલી થવાનાંજ અને એની મોની મીઠી જબાનથી છેતરાવાનોજ.

જલુને પૈસાદાર થવાની બહુજ હોંશ હતી, પણ હજી થઈ પડ્યો ન હોતો. કોઈ બીજી જગ્યાએ ગયો હત અને મળ્યા ઉપર શાંતિથી જીવન નભાવતો હત તો રહી શકત, પણ જ્યારથી મેના આવી અને લોટરીની માફક મફત પૈસા આવતા થયા એટલે પૈસાની કીંમત ગઇ અને ઉરાડવા લાગ્યો. લગભગ હજાર બારસોનું દેવું થયું, અને મુસાફર અને ગાડીના પૈડાની વાટ નાંખવામાંથીજ ઘર ચલાવવાનું રહ્યું એ મોટી ચિન્તા હતી.

આ ધણીધણીઆણીની જોડ હતી. બે સાથે મળતાં ત્યારે દેવાની કે જગતની ચિંતા કોઇને થતી નહી; ખાવું, પીવું અને આનંદ કરવો એજ ઉદ્દેશ હતો. વાતો કરતાં દહાડામાં દશ વાર લઢતાં, ધાંટે ધાંટા પાડતાં, છોકરાં ધોવાતાં, છોકરાં અંદર અંદર 'તારી મા મરી જાય' કરી ગાળો દેતાં અને મારામારી ઉપર આવતાં. આમ સુડી વચ્ચે સોપારીની માફક મેનાને રહેવું પડતું. મેનાને દિવસમાં દશ વાર માર પડતો, બજારના ફેરા આંટા તો હોય જ. પાણી લાવ, ઘોડીઆને હીંચકો નાંખ, ભાઇને ધો, પાણી ભરી આવ, લુગડાં ધો, હુકો ભરી આપ, મારે વાંસે હાથ ફેરવ, માથામાંથી જૂ કાઢ, મારા પગ દાબ વગેરે હુકમો સંખ્યાબંધ નીકળી જતા અને આ કોમળ મેનાથી ભાર ઝીલાતો નહી, છતાં કામ કર્યે જતી. મેના બે વાઘ વચ્ચે બકરીની માફક સોસાઇ ગઇ હતી, બોલી શકતી જ નહી. બાળક, પરમેશ્વરની પાસેથી આવે જેને થોડો જ સમય થયો છે, એવા નિર્મળ પવિત્ર આત્માને આવા સંયોગોમાં રહેતાં હૃદયમાં શું શું થતું હશે, એ કોણ સમજી શકે ?



## પ્રકરણ ૪૨ મું

### પાણી લાવ!

જ્યારથી જલુ ઠાર અને મંછીને મેના ફળી હતી ત્યારથી અવારનવાર આવતા મુસાફરનું આતિથ્ય કરવું શરૂ કર્યું હતું અને આ ધણીધણી-આણી मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् એ ન્યાયે, પોતાની છોકરીઓને શિખવીને મુસાફરનાં ગજવા ઉપર કાપ મુકતાં અને ઠીક તડાકો પડ્યો છે એમ થતું. મેનાને મહેમાન આવ્યા કે પેટમાં તેલ રેડાતું. નાની મેના શક્તિ ઉપરાંત વૈતરૂં કરતી અને મહેમાનની નાનામાં નાની સેવા કરી ઘર કામમાં લાગતી. મેનાને મારની નવાઇ ન હોતી. તેના મોંએ અને વાંસે કાળાં ચકામાં પડ્યાં હતાં અને તે પ્રત્યેક પળ મંછીના મારની રાહ જોતી. જે ઓરડામાં મુસાફરોને સુવા બેસવાનું રાખ્યું હતું ત્યાં વાસીદું કાઢવાનું, પાણી ભરવાનું કામ મેનાનું હતું. હાથે રાંધી જમતાં હોય તો વાસણ પણ મેનાને જ માંજવાનાં, વીશીમાંથી લાવવાનું હોય તો મેનાને જ લઈ આવવાનું.

સંધ્યાકાળ પડવા આવી હતી અને ચાર મુસાફર એક ગાડામાં બેસી આવ્યા; વાડામાં ગાડું છોડાયું, કે 'મેના! પૂળા લાવ'નો જલુદારનો હુકમ થયો. 'હુક્કો ભર, ખાટલા ઉપર ગોદડી નાંખ; મોં ધોવાને પાણી લોટો લાવ' વગેરે હમેશના હુકમ થયા અને મેના દોડાદોડ કરવા લાગી. મુસાફર ખેડુતો હતા પણ સવારના નાહ્યા નહોતા. રોટલા હતા પણ થાકેલા હોવાથી નાહીને ખાવું ઠીક લાગ્યું. આ ગામમાં કુવા દૂર હતા એટલું જ નહી પણ ઉંડા હતા. નાની નદી હતી પણ એમાં નાહવું ફાવે એમ ન હોતું એટલે ઘેર જ નહાવું વ્યાજબી લાગ્યું. 'મેના! ઘડીમાં પાણી છે કે? જો તો; ન હોય તો જા પાણી બે બેડાં લઇ આવ' મંછીનો હુકમ થયો અને મેનાના હાંજા ગગડ્યા. સંધ્યાકાળ પડી ગઇ હતી. 'નદી જરા દૂર હતી, વચમાં ઝાડી આવતી હતી અને બે બેડાં શી રીતે લાવવાં? બેડું કોણ ઉપડાવશે?' વગેરેની ચિન્તા થઇ. મેના ઘડી પાસે ગઈ, ઘડીમાં ટીપું પાણી નહી. મંછી અને મંછીના બીજાં છોકરાંને પાણીનો હિસાબ ન હોતો. દેશમાં કુવા નદીથી પાણી લાવવું પડે છે ત્યારે અગર નળના પાણીના પૈસા આપવા પડે છે ત્યારે પાણી સંભાળીને વાપરવાની જે ગુમાગુમ પડે છે તે જ્યારે પાણી કાઢવાની પોતાને મહેનત નથી પડતી ત્યારે કાંઇ જ નહી. એક એક વાડકી વીંછળવી હોય કે પચાસ વાસણ વીંછળવાં હોય તો એ નળની ચકલી છૂટી મુકાય; પગ ધોવો હોય કે નહાવું હોય તો એ એક કુંડી પાણી ઢોળાય. મંછીને ત્યાં આ સ્થિતિ હતી. નહોતું જવું પડતું મંછીને કે મંછીનાં છોકરાંઓને; નવરી મેના હતી, એટલે દિવસમાં વીશ વાર ઘડા લઇ બીચારી મેના પાણી લેવા જતી. ગામના લોક, પાડપાડોશી પણ એમ જ જાણતા કે મેના સવારથી સાંજસુધી પાણી જ ભર્યાં કરે છે.

'ઘડીમાં પાણી નથી' એ શબ્દની સાથે જ મેનાને ઘડા લેવા પડ્યા અને અંધારી રાતની બીક છતાં પાણી ભરવા જવું પડ્યું. મંછીથી ન રહેવાયું તે બોલી, 'મેના! આવતાં કે જતાં પેલા લુવાણાને ત્યાંથી ચાર પૈસાના કાંદા અને પૈસાનું મીઠું, પૈસાનાં મરચાં લીલાં લેતી આવજે. લે બે આની, બે પૈસા સંભાળી પાછા લાવજે.'' મેનાના કબજાને બહુ જ

નાનું ગુંજવું હતું અને એમાં મેનાએ બેઆની મૂકી, લુગડાનો કકડો લીધો અને બે ઘડા લઇ ઘર બહાર નીકળી. મેના બહાર તો નીકળી પણ બે ઘડા, અંધારી રાત, વળી કાંદા વગેરે લાવવાનું એ બધાનું શું થશે, એ બીકે થરથર ધ્રૂજતી વંડા બહાર ઝાડ પાસે ઉભી રહી. નાના ગજવામાં બે આની, એક માથે ને બીજો હાથમાં ખાલી ઘડો, સંધ્યાકાળ અને પેટમાં ભૂખ, આવી મેના ! ગરીબડી મેના આંખમાં આસું, દૂર મેળાની દુકાનોમાં ઝગઝગતા દીવા અને છોકરાંઓના કીલકીલાટ, ચકડોળનો ચીંચી અવાજ જોઈ સાંભળી ઉભી રહી. "મેના ! કેમ મરવાની થઇ છે ? હજી અહીં જ છે ? પેલા ભૂખ્યા પાણી વિના બેસી રહ્યા છે તેનું ભાન નથી ? ચાલ, જાય છે કે પથ્થરો મારૂં." મેના પાછળ વાઘણ આવી હોય, અજગર પડ્યો હોય એમ મેના જીવ લઇ નાઠી.

---

## પ્રકરણ ૪૩ મું
## પુતળી

મેના દોડી તો ખરી પણ જરા આગળ ચાલી ત્યાં એક હોરાની દુકાને ધમાલ હતી. આવા નાના ગામમાં આવી દુકાનો વર્ષમાં એકાદ મહીનો રહેતી હોવાથી ગામના લોકમાં ઉત્સાહ માતો નથી. દુકાન ગોઠવવાની ખૂબી હતી. નાનાં પાટીયાંની ચડઉતર બેઠક કરી એ ઉપર જુદાં જુદાં રમકડાં ગોઠવ્યાં હતાં. સાદી એનજીન ગાડી, પૈડાંવાળી તોપ, બોલતો મરઘડો, કુંચીવાળો ઉંદર, વાઘ, હાથી, કાચનાં પુતળાં, નાની તરવાર બંધુક પણ તમામ વિલાયતી. મેળામાં લાખો રૂપીઆ રમકડાંમાં છોકરાં ખરચે પણ કોઇને રમકડાં તૈયાર કરવાનું કારખાનું કરવા સૂઝતું નથી. રૂના વહેપારમાં, મોતીના વહેપારમાં કે કાપડના વહેપારમાં, મેટ્રીક કે બી. એ. થવામાં, ગતાનુગતિક હરીફાઇ કરવામાં શૂરા. આપણે નવું સાહસ કરતાં પાછા હઠીયે. હતભાગ્ય તે એટલે સુધી કે અમારા ગૃહમંદિર કે જાહેર મંદિરમાં નાહી ધોઇ પવિત્ર થઈ જેની સમક્ષ અમે અમારૂં સર્વસ્વ આપી દેવા તૈયાર એવા અમારા પીતળ, રૂપા, સોનાના દેવો પણ યુરોપ, અમે-

રિકામાં ઘડાય ! અમારા દેશમાં તો હજી કુંભારના માટીનાં જ બેડોળ રમકડાં શ્રીરામચંદ્રજીના વખતથી ચાલ્યાં આવે, પછી હમારાં બાળકોને નવાં આકર્ષે એમાં શી નવાઈ ? આ રમકડામાં પુતળીઓ હતી. એક એક પુતળી બીજીથી ચડી જાય એમ હતી. એકને સફેત કપડાં પહેરાવ્યાં હતાં તો બીજીને લાલ રેશમી, ત્રીજીને લીલા રેશમી, એકના વાળ સોનેરી તો બીજાના કાળા ભ્રમર જેવા, એકને નાજુક ઘરેણાં તો બીજાને સાદાં, ભૂરી આંખો, ભરેલા ગાલ, લાલ સુરખી અને હસતો ચહેરો, મોટા માણસોને આકર્ષવા બસ હતાં, તો બીચારાં છોકરાં, જેમના રમકડાનાં કોડ પુરાયા ન હોય તેમની શી સ્થિતિ ? એક પુતળીને સુવાડીયે કે આંખ મીંચે, બીજીને આડી કરીએ કે ડોળા હલાવે. દુકાન આગળ હોરાજી રમકડાં બતાવતા હતા ને છોકરાં કુદાકુદ કરતાં હતાં. છોકરાં દુકાન જોઈ આનંદમાં આવતાં પણ પાછું શું લેવું એ વિચારે ગભરાતાં. એમનાં વડીલો એમ કહે કે 'આખી દુકાન લઇ જવી છે' તો રાજી રાજી થાય. પણ જ્યારે છોકરાં બાઘ્રા જેવાં ઉભાં રહેતાં ત્યારે અધીરા બાપો, 'બોલ ! શું જોઇએ છીએ ? ભસને' કરી ચીડાતાં, બાળક ઘડીકમાં બંધુક તો ઘડીમાં પુતળી લેતાં. બાળકની અવસ્થા વિસરી ગયેલાં, ગંભીર બનેલાં માબાપો 'એને શું કરીશ ?' કહેતાં એટલે છોકરાં વળી નિરાશ થતાં ચકલી મુકી મરઘી લેતાં, અને મરઘી મુકી આગગાડી લેતાં. વળી કોક પીપુડી લઈ મોટા ગોળો બનાવતાં એટલે એ લઇ વગાડવા મન થતું અને એમ કરતાં વધારે હવા ભરાતાં ગોળો ફટાક ફૂટી જતો એટલે છોકરાંની નાસીપાસી થતી. કોક છોકરૂં બંધુક લેતું ને બાપ હોરાજીને કિમત પૂછતો. દસ આનાનું નામ પડતાં 'રહેવા દે,' 'બીજેથી સારૂં અપાવીશ' કહી છોકરાંને ઘસડી લઈ જતા તે દેખાવ પણ સખેદ આનંદમય લાગતો. આપણે એવાં જ હતાં. આપણા જીવનમાં પણ એવી જ આશાનિરાશા હોય છે અને આ જગતનાં રમકડાં મૂકાવી દઈ પરમાત્મા વધારે સારૂં રમકડું અપાવવા પોતાની પાસે ખેંચી લે છે.

મેના આ બધું જોતી ઉભી રહી. એણે જન્મમાં રમકડાં જોયાં ન

હોતાં, મંછીનાં બીજાં છોકરાંનાં ભાગેલાં રમકડે રમી હતી. આવતાં જતા મુસાફર કોઇ વાર કોઇ આપતા તો તે થોડી જ વારમાં જમ થતું અને મેના એવી ને એવી જ રહેતી. મેનાને પુતળી બહુ ગમી પણ શી રીતે લેવી? પુતળી આવે તો જ સુખ મળે એમ અત્યારે લાગ્યું પણ એ આશા ગગનકુસુમવત્ હતી. મેના રોઈ અને આગળ ચાલી. અંધારૂં થઈ ગયું હતું. માતેલો સાંઢ, કુતરાં અને કોક વટેમાર્ગુ સિવાય નદીને રસ્તે કોઇ જ ન હોતું. ચંદ્ર અસ્ત થાઉં થાઉં થઈ રહ્યો હતો. ચામાચીડીયાં, વાગોળીયાં ઉડતાં હતાં અને આંબલી, વડ, આંબાની ઘટામાંથી કાંક કાંક પક્ષીનો ખખડાટ સંભળાતો હતો. મેના થરથરી. એક બેડું લઇ જવું જ ભારે છે ત્યાં બીજો ફેરો ખાવાનો કેમ બને? મેના કિનારે બેસી જ ગઇ, ત્યાં દેડકો કુદી પાણીમાં પડ્યો. પાસે થઈ કોઈ સરસર કરતું દોડ્યું અને નાજુક હરિણીશી મેનાને શરીરે પરસેવાના ઝેબઝેબ આવ્યા. ‘નદીમાં પાણી જ નથી’ કહું તો શું? ‘અહીંથી નાશી જાઉં તો?’ એમ આ અનાથ, દુનિયામાં સુખ જોયું જ નથી એવી બાલાના મનમાં થયું. મેના જાગૃત થઈ, પાણી ભર્યાં વિના છૂટકો ન હોતો એટલે ચણીયાનો કચ્છો વાળ્યો અને એક ઘડો લઈ પાણીમાં ગઈ, ઘડો વિછળ્યો, પાણી ભર્યું, પણ ભરતાં ભરતાં નાની ગજવીમાંથી બેઆની પડી ગઇ તે ખબર ન પડી. બીજો ઘડો લીધો ને ભર્યો. પણ બે ઘડા લઇ શી રીતે જવા? અત્યારે ચડાવનાર કોણ હોય? મેના થાકી ગઈ, ને રોઈ પડી. ઘાસમાં ઘડા મૂકી લાંબી સુતી, ત્યાં કાન આગળ કંઇ સળવળાટ થયો ને જીવનની સ્વાભાવિક આશાએ ઝબકી ઉઠી. આછો ચંદ્રમા, અંધારી રાત ખળખળ વહેતું પાણી, ઘોર ઘટા, એકાન્ત, બે ઘડા અને દૂર એકલા જવાનું, મેનાને કંપારી છૂટી. પરમેશ્વરની મૂર્તિસમ, નિર્દોષતા સાક્ષાત્કારને જીવનના અભિલાષાને બદલે મૃત્યુ વ્હાલું લાગ્યું. મૃત્યુ એ સમજતી ન હોતી પણ લોક મરી ગયું કહે છે ને ફરીને આવતું નથી ત્યાં હું જાઉં, એમ થયું. મેના ઉઠી. એક ઘડો માંડમાંડ માથે લીધો, બીજો કેડમાં રાખી હાથ રાખ્યો ને અંધારામાં લથડતી ચાલી. ઘડામાંથી પાણી છલકાતું હતું અને મેનાનું શરીર પલળતું હતું. આ નિરા.

ધાર બાળકને પરમાત્મા અને મૃત સુંદરી જ સ્વર્ગમાંથી જોતાં હતાં અને દયા ખાતાં હતાં. મેના દુકાન પાસે આવી, પુતળીઓ જોઇ વળી નિશ્વાસ નાંખ્યો અને વંડા તરફ વળી. મેના હાંફતી હતી, તદ્દન થાકી ગઇ હતી. રોજ એક એક ઘડો લાવતી આજ બે ઘડા સાથે લાવવાના હતા. વંડા બહાર ઝાડ પાસે આવી અને મેના પડુ પડુ થઇ રહી. બીજી જ પળે મેનાના માથાનો ઘડો પડત, મેના પડત ત્યાં એક મજબુત હાથે માથાનો ઘડો અને બીજા હાથે કેડનો ઘડો પકડ્યો અને મેના હલકી ફૂલ થઇ ગઈ. મેના ચમકી પાછળ જોતી ઉભી તો એક મોટો પ્રચણ્ડ માણસ તેની પાછળ બે ઘડા લઈ ઉભો હતો. નદીએથી આવી ત્યારે સાથે કોઇ જ ન હોતું. કોઇનો પગરવ સંભળાયો ન હોતો ત્યારે આ આવ્યો ક્યાંથી? ભૂત પિશાચ તો નહી હોય! કોઇ ખૂની કે ચોર તો નહી હોય! બન્ને મુંગાં મુંગાં ચાલ્યાં અને મેનાનો ભય ધીરે ધીરે નષ્ટ થયો.



## પ્રકરણ ૪૪ મું

### ભૂત ખરૂં

જે સંધ્યાકાળે, જલુ ઠારના વંડા આગળ જ મેનાનો ભાર ઉપાડી લઇ મેનાને નિશ્ચિત બનાવી તેના બે દિવસ અગાઉ મુંબઇમાં મહાલક્ષ્મી જતાં, નળબજારને રસ્તે તંબાકુવાળાની એક ચાલ આવે છે અને એ રસ્તો મોટા રસ્તાથી એટલો દૂર છે કે જ્યાં અવરજવર નથી ત્યાં ઘરની શોધ થતી હતી. 'તબાકુવાળાની ચાલ, અંદર ભૈયાને પૂછવું' એટલું હાથથી લખેલું પાટયું હતું. જે માણસ મકાન ખોળતો હતો તે માણસને ઓરડી લેતાં જરાયે વાર ન થઇ. આવા ભાગો અને આવા મકાનોમાં ભૈયાના હાથમાં રૂપીઓ આઠ આના અને બે મહિનાનું ભાડું આગળથી આપ્યું એટલે ઓરડી તૈયાર. ભાડે લેનારના દેદાર જોયા હોય તો તે સદ્‌ગૃહસ્થ ભિખારી લાગતો હતો. શરીર ઉપર કે સામાનમાં કાંઇજ ન હોતું, છતાં વેશે સ્વચ્છ હતો. એને જોતાં એની ગરીબાઇ માટે દયા ઉત્પન્ન થતી, પણ તેજ સાથે એને માટે સન્માન થતું. માથા ઉપર ખાખી ફૅંટો, જાડો

હાફકોટ, તેના ઉપર લાંબો ઘણા ગુંજવાવાળો ઓવરકોટ, ધોતીયું બંધુક છાપનું અને પગમાં કાઠીયાવાડી જાડા જોડા હતા. ફીજીના ટાપુમાંથી, આફ્રિકામાંથી અગર કાઠીયાવાડના કોક ગામડામાંથી આવ્યો હોય એમ લાગતું હતું. વાળ સફેદ થયા હતા, દાઢી મહીને પંદરે દિવસે હજામને દેખતી હશે; એના મોં ઉપર કરચોળીઓ વળી ગઇ હતી અને જીવનની હાડમારી ભોગવી હોય એ સ્પષ્ટ હતું, સાઠેક વર્ષ થઈ ગયાં હોવાં જોઇએ. આમ છતાં એની શારીરિક શક્તિ જરાએ ક્ષીણ થઇ ન હોતી. હાથમાં ફકીરો રાખે છે એવી સાપ જેવી વાંકી ચુંકી જાડી લાકડી હતી. નીચલા ભાગને પીતળની કડીઓ જડાવી હતી અને દરેક ગાંઠ ઉપર પીતળની ખીલી હતી.

મકાન રાખ્યું અને ખાતરી કરી કે આ રસ્તે ઝાઝી અવર જવર હોતી નથી. ચાલીમાં મીલ મજુરો, ફેરીયાઓ, સુથારો અને ખટારાવાળા રહેતા હતા. દિવસમાં દસવાર મારામારી, ગાળાગાળી, દારૂના ઘુમાટા સંભળાતા હતા. આની આ નવા રહેનારને જરાએ દરકાર ન હોતી. રાતના આ લત્તો સ્વર્ગમાંથી નર્કમાં બદલાઈ જતો. દર ત્રીજે દિવસે ખૂન, ચોરી, જુગાર આ ચાલીની પાડોશમાં થવાનાં જ. પોલીસ દાદાની મુલાકાત રાતના જુદે જુદે વેશે થતી હતી અને એમાં આ લત્તાના રહેનારને શરમ કે પાપ નહોતાં ભાસતાં. મકાનને તાળું વાસ્યું અને નવો રહેનાર બહાર નિકળ્યો, બજારમાં ગયો, બે ત્રણ વાનાં લીધાં, હોટલમાં પેઠો, નાસ્તો લીધો અને સુરત જતી રાતની છેલ્લી ટ્રેન પકડવા ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર આવ્યો. સ્ટેશન ઉપર આવ્યો કે માધુ અને છટુ, કરીમ મીયાં અને જાફરમીયાં મધમાંખની પેઠે એની પાછળ ફરવા લાગ્યા. કાંઇક શિકાર આવ્યો એમ આ સીપાઇઓને લાગ્યું અને મારી પાછળ તરાપ છે એમ આ મુસાફરે પણ જાણ્યું, જાણે સીપાઇઓને બનાવવા માગતો હોય તેમ એકને સુરત જવું છે તો બીજાને કોસંબા જવું છે એમ કહેતો. આમ સ્વચ્છ કપડાં, કદાવર શરીર અને નિર્ભય વર્તણુંક સાથે સામાન કાંઇ જ નહી એટલે સીપાઇઓ શકમાંજ રહ્યા, એટલું જ પણ એની ઝડતી

લેતાં ગભરાયા. ટીકટ ઓફીસ પાસે ગયો અને એણે ડુંગરીની ટીકટ લીધી. ટીકીટ લઇ ખીસામાં મૂકી અને પ્લેટફોર્મ ઉપર ગયો. સુરતની છેલ્લી ગાડી અને દરેક સ્ટેશને ઉભી રહે એટલે ભીડનું પૂછવું શું? મારવાડી પાંચ જનારા ને પચીસ મુકવા આવનારા, કાબુલીઓ, પઠાણો, નાસિક જઈ આવેલા યાત્રાળુઓ, સુરતની સફર મારનારા અને બાવાઓ, ખોજાઓની ખોટ ન હતી. ગાડી આવી બારણાં ઉઘડ્યાં અને અંદર જવાની મારામારી શરૂ થઈ. આપણો મુસાફર એકલો હતો એટલે એને દાખલ થતાં જરાયે હરકત ન આવી. એની સાથે જ એક પોલીસનો સીપાઈ બેઠો અને સુરત જવાનો છે ધારી બીડી સળગાવી પાડોશી સાથે વાતો કરવા લાગ્યો.

રાતના એક વાગવા આવ્યા અને સિપાઇ ઓવરકોટનું ઓશિકું કરી સુતો સુતો નસકોરાં બોલાવતો હતો. આગગાડીનો ડબ્બો લગભગ ખાલી થયો હતો અને ડુંગરીનું સ્ટેશન આવ્યું. પેલો મુસાફર એકદમ ઉતરી ગયો અને ટીકીટ આપી બહાર નિકળી પગરસ્તે ચાલ્યો. અંધારીઆની પાછલા વખતની અજવાળી રાત્રી હતી. ચાલતાં ચાલતાં જંગલનો રસ્તો લીધો હતો, ત્રણનો અમલ થયો હતો. દૂરથી કુતરાં અને શિયાળના અવાજ સંભળાતા હતા. એક વિશાળ વૃક્ષ આવ્યું ત્યાં ઉભો રહ્યો, ચોગરદમ જોયું, કોઈજ નજરે ન પડયું; ઉત્તર, દક્ષિણ દિશા નક્કી કરી, ત્યાં અમૂક પગલાં ચાલ્યો અને પથ્થરની નાની ઢગલી જોઇ એ ઢગલી ખસેડી, જમીન ખોદાઇ છે કે નહી એની ખાત્રી કરી અને પાછી ઢગલી ગોઠવી નિશ્ચિત થઈ રસ્તો લીધો. વહાણું વાતાં એક નાના ગામમાં આવ્યો અને આરામ લીધો. નદીએ જઇ નાહ્યો, ભાથું ખાધું, ઝાડ તળે સુતો અને સાંજ પડતાં વળી આગળ ચાલ્યો. અમુક ગામ, અમુક ઘર, અમુક માણસ શોધતો હોય તેમ સંધ્યાકાળના સુમારે જલુઠારના વંડા પાસે આવ્યો અને આગળ કહી ગયા તેમ મેનાના ઘડા લઇ લીધા તે આજ મુસાફર. ડુંગરી, વલસાડ, નવસારી, ગણદેવી, નાનપરાના ગામડામાં જંગલમાં કોઇ જીન આવે છે. પૈસા દાટેલા કાઢે છે કે લઇ જાય છે એ વાતો જેની ઉડી હતી તે આજ ભૂત.

## પ્રકરણ ૪૫ મું

## મેના ને મુસાફર

રાત્રી, થાક, નિરાશા હતાં. તે સમયે આ કાળા શાહી જેવા બીહામણા મુસાફરે મેનાની પાસે આવી બે ઘડા ઉપાડી લઈ વાંસે હાથ ફરવ્યો અને બોલ્યો;–'બેટા! આટલો બધો ભાર તારાથી લઇ જવાય? થાકી ગઇ છું. નહી વારૂં?'

"હા."

'લાવ, હું તને તારા ઘર સુધી મૂકવા આવું,' બન્ને ચાલ્યાં.

'કયાંથી પાણી ભરી આવી?'

'નદીએથી.'

'અત્યારે?'

'હા. ઘરમાં પાણી મુદ્દલ નથી.'

'તારૂં ઘર કયાં?'

'પેલું દેખાય.'

'તારે મા નથી?'

'મને ખબર નથી. મારી બીજી બેનોને મા છે, મારે નથી; મારે મા હતી જ નહી, એમ લાગે છે.'

પેલો મુસાફર બાલિકાનું નિખાલસપણું જોઇ હસ્યો. નિશ્વાસ નાંખ્યો, બે ઘડા નીચે મુકયા અને આ બાલિકાનો ચહેરો બરાબર જોવા તેના ગાલ ઉપર બે હાથ મૂકી મોં ઉંચું કર્યું. "બ્હેન! તને કોણે પાણી ભરવા મોકલી હતી? ઘર કોનું છે?'

'જેને હું મા કહું છું તેનું નામ મંછી છે, અને આ ઘર જલુઠારનું છે.

'મને આજની રાત રહેવા દેશે?'

'હા, પૈસા આપશો તો.'

'જલુને છોકરાં છે?'

'હા, છોકરીઓ, છોકરા બહુએ છે.'

'એ છોકરાંઓ તને રમાડે છે ખરાં કે? મેળામાંથી તને રમકડાં અપાવે છે કે?'

મેનાને એકદમ હોરાની દુકાનની પુતળી સાંભરી ને રોઇ પડી. દુનિયા ખારી લાગી અને ડુસકાં ખાતી બોલીઃ "મને નથી રમાડતા. હું એ રમતા હોય ને જાઉં તો 'ઓ બા! જોને મેના!' કરી બુમો પાડે અને મંછીબા મને કામ સોંપે કે મારે. રમકડાં તો મેં જોયાં નથી. આજ જ હોરાને ત્યાં મેં એક સારી પુતળી જોઇ પણ–"

મુસાફરે મેનાને છાતી સરસી દાબી અને 'કાંઈ નહી બહેન' કરી ઘડા ઉપાડી સાથે સાથે ચાલ્યો.

ઘર આવ્યું ને મેના બોલી:–'હવે ઘડા મારે માથે મુકો, નહી તો મને માર પડશે.'

મુસાફરે ઘડા મુકયા અને પોતે પાછળથી અંદર દાખલ થયો.



## પ્રકરણ ૪૬ મું
## આસામી તો માલદાર છેને?

મેનાના મગજમાં હોરાની દુકાનમાં જોયેલી પુતળી રમી રહી હતી, અને એ ધૂનમાં ને ધૂનમાં વંડાનું બારણું ઉઘાડયું. બારણું ખખડતાં જ હડખાયું કુતરૂં લાવવું લેવા આવે તેમ મંછી આવી. મેનાના મોં ઉપર તમાચો માર્યો અને બોલી; "રાંડ! અત્યાર સુધી કયાં ગઇ હતી? પાણી ભરી આવતાં આટલી વાર?" મેનાને માર કે ઠપકાની નવાઈ ન હોતી. વહાલ અને લાગણી વિનાના મારથી તે નઠોર બની હતી અને બહુ મારથી એનું શરીર 'માર–પ્રૂફ' થઇ ગયું હતું. જાણે કાંઈ બન્યું જ નથી એમ મેના બોલી; 'બા! આ ભાઇને રાતવાસો રહેવું છે. ગૃહસ્થ છે.' મેનાના શબ્દે મંછી નરમ થઇ ગઇ, શરમાઇ ગઈ અને ગૃહસ્થ સામે જોઇ ટટાર થઈ બોલીઃ "આ ગૃહસ્થ! ચીનના શાહુકાર કે દિલ્હીના?"

પેલા મુસાફરે ધીરે રહી ઉત્તર આપ્યો: "બાઈ! બન્નેના. એકાદ ખાટલો, ગોદડી, પાણીનો લોટો આપશો તો બસ."

આ વાત ચાલતી હતી ત્યાં જલુ ઠાર આવી પહોંચ્યો ને બોલ્યો; "ભાઇ! બધું ખરૂં, પણ જગ્યા નથી."

'હું આ ઘાસની ગંજી પાસે સુઈ રહીશ, તમારે જે જોઇએ તે લેજો.'

'મંછી! રૂપીઆ બે પડશે! આવા માણસને રાખવાથી આપણી આબરૂ જાય.'

પેલો વૃદ્ધ ગૃહસ્થ જરા પણ અપમાન સમજ્યા વિના બોલ્યો: 'બેના ત્રણ.'

મનમાનતા પૈસા મળ્યા એટલે મંછીની રીસ ઉતરી ગઇ. અંદર છોકરાં સુતાં હતાં તેને બહાર ઓશરીમાં તાપડા ઉપર સુવાડ્યાં અને ઓરડામાં દિવો, ખાટલો, ગોદડું વગેરે તૈયાર થયું. મેનાને આજે નવો ઉત્સાહ આવ્યો હતો. મુસાફરની તજવીજ રાખવી એ મેનાને નવાઈ ન હોતી, પણ હમેશાં મેના ગરાશીઓ વેઠે પકડાયો હોય એમ પરાણે કામ કરતી ત્યારે આજે આ મુસાફર પાસે ઉભીને ઉભી રહેતી. નાની ઓઢણી, ફાટેલો કબજો, મેલો ચણીયો પહેરી આમતેમ દોડતી હતી અને મુસાફરનો પડતો બોલ ઉપાડતી. મેના ગોરી હતી પણ ફીકી હતી; મેનાનાં હાડકાં કસાયેલાં હતાં પણ શરીરે કૃશ હતી. એની આંખો રોઇ રોઇ લાલ થઇ હોય એમ લાગતી; અને ફાંસીની શિક્ષાનો હુકમ સાંભળ્યા પછી જેમ મોં ઉપરનું નૂર અને હસવું ઉડી જાય છે તેમ મેનાના મોં ઉપરનું નૂર ઉડી ગયું હતું. શિયાળો, ચોમાસું કે ઉનાળામાં એકજ બદન અપાતું અને બીચારી મેના ટુટીયું વાળી પડી રહેતી. ગરમ બદન, ગરમ રગ જોઇએ એટલાં સુંદરી મોકલતી, પણ તે મેનાને મળતાં જ નહી. લુગડાં કહાડે તો, સાથળે, વાંસે માર અને ડામનાં ચકામાં નજરે પડતાં. મેના આપણી હિંદુ કન્યા અને વહુની માફક પોતાની જાતને નિરંતર હલકી લેખતી અને બીતી હરિણીની માફક ધ્રૂજ્યાં કરતી. તેની આંખમાં, તેના હૃદયમાં, તેના એકે એક અવયવમાં ભય, ચિન્તા અને ત્રાસ રમતાં

હતાં. પાણી ભરી આવી ત્યારે મેના ભીંજાઇ હતી, પણ મંછીનો એટલો તો ત્રાસ હતો કે છાણા પાસે જઇ શકી નહી અને કામે વળગી. કોઇ કોઇ વાર મેના ઉંચમાંથી હબકી ઉઠતી ત્યારે તો એમ લાગતું કે કદાચ એકાએક તેનું હૃદય બંધ થઇ જશે કિંવા ગાંડી થઇ જશે.

મંછીને એટલામાં કાંદા સાંભર્યાં ને મેનાને બુમ પાડી. 'મેના! કાંદા મંગાવ્યા હતા તે ભૂલી ગઇને?'

'ના, બા, દુકાન બંધ હતી.'

'અત્યારમાં બંધ હોય નહી, એમનું નામ દીધું હત, તો ઉઘાડીને આપાત.'

'મેં બહુજ ધક્કા માર્યાં પણ બારણું કોઇએ ઉઘાડયું જ નહી.'

'ઠીક છે, સવારે વાત. તું સાચું બોલે છે તે જણાશે.'

મેનાએ જે મોંએ આવ્યો તેવો ઉત્તર આપી મંછીને શાંત તો કરી, પણ એ ત્રાસથી જુઠું જ બોલી હતી. કાંદા લાવવા જ વીસરી ગઇ હતી અને બે આની માટે ગુંજવામાં હાથ નાંખતાં ધાસકો પડ્યો. 'બે આની ક્યાં? નદીમાં પડી? ગુંજાને કાણું તો નથી!' ચકોર મંછી મેનાના ચાળા સમજી ગઇ અને ખુણામાંથી લાકડી લીધી ને મેના ધ્રુજી. 'ભાઇ સાહેબ, ભૂલી' કહે છે ત્યાં બે ચાર સોટીઓ મેનાના વાસામાં પડી 'રાંડ! બે આની હરામની આવે છે! બોલ શું ખાધું?''

પેલા વૃદ્ધ ગૃહસ્થથી મેનાની આ સ્થિતિ જોવાઇ નહી અને તરતજ ગુંજામાંથી બે આની કાઢી બોલ્યા! 'બાઇ! વંડાના બારણા પાસે આ બે આની પડી હતી તે કદાચ એજ હોય. હું તમને પૂછવાનો જ હતો.' મંછીએ તરતજ બે આની લઇ લીધી. મેના ચાલી ગઇ અને મંછીએ પેલા મુસાફરને પૂછ્યું: ''કેમ, ભૂખ લાગી છે? હોય તો રોટલો આપું.' પેલો વિચારમાં એટલો તલ્લીન થઇ ગયો હતો કે ઉત્તર જ ન આપ્યો. મંછી બબડી, 'આ તે વિચિત્ર માણસ લાગે છે. ભીખારી જેવો ને ત્રણ રૂપીઆ આપવા તૈયાર થયો. આ બે આની મેનાની નહી.' એટલામાં બહાર મેળામાંથી પરવારી અમથી અને શકરી આવી. આ બન્ને છોકરીઓનાં

લુગડાં જોતાં એમ જ લાગે કે મંછીની છોકરીઓ નહી હોય. સરસ ગરમ કપડાં, ઝાલરવાળા ચણિયા, સાળુનાં ઓરણાં અને ફુલેલી બાંયના કબજા જોઇ, પેલો વૃદ્ધ મુસાફર આ બે છોકરીઓને મેના સાથે સરખાવવા લાગ્યો અને ઉંડો નિશ્વાસ નાંખ્યો. અમથી અને શકરી અંદર ગયાં. મેના તરફ જોવાની પણ તસ્દી ન લીધી, કારણ એમને મન મેના એ પશુથી પણ હલકી હતી; ઇર્ષ્યા અને તિરસ્કાર એમના હૃદયમાં હતા. અમથી અને શકરી પાસે એક પુતળી હતી અને એ પુતળીને ઘડીમાં સુવાડી આંખો મીચાવી, ઘડીમાં એના સુંદર અવયવો મેના જુવે એમ રાખી રમતી હતી અને મેના પાસે એક હાથ અને પગ ભાંગેલો એવી લાકડાની પુતળી હતી તે લઇ નિશ્વાસ નાંખી બેઠી હતી. મંછી અંદર આવી ને મેનાને રમતી જોઈ બુમ પાડી ઉઠી, "જો ખરૂં, નજર બહાર ગઇ કે રમવાની વાત. હવે નાની નથી. કાલ સવારે સાસરે જઇશ. ત્યાં શું થશે? ચાલ ઉઠ,' પેલો વૃદ્ધ મુસાફર આવતો હતો તેણે મંછીના શબ્દ સાંભળ્યા અને બોલ્યો: 'બાઇ! છોકરીએ આજ બહુ મહેનત કરી છે. રાત જાય છે. ઘડી રમવા દઇ સુવા દો.' જો મંછીને આવી ઇચ્છા કોઇ બીજા મુસાફરે દર્શાવી હત તો આજ્ઞા સમાન માની અમલમાં મુકી હત, પણ આ મુસાફર માટે મંછીને જરાયે માન નહોતું એટલે બોલી:

'ખાય છે કે ની તો પછી કામ કરેજ તો, નકામી બેસાડી રાખવા નથી રાખતી.'

'આ છોકરી પાસે શું કામ કરાવવું છે? તે પણ અત્યારે?'

'અરે, મારા નાના છોકરાને ગરમ ઝભલું નથી, ને એને આવ્યો છે તાવ, એ ઝભલું થાય તો પહેરાવાય.'

'દરજીને આપો તો શીવડામણુ શું લે?

'આઠ આના.'

'એજને?

'હાલ ને હાલ તૈયાર કરાવવું હોય તો બાર આના લે.'

'દયો આ રૂપીઓ. પણ છોકરીને આરામ આપો. મેના, જા રમ.'

મંછીએ અંદર જઇ જલુને વાત કરી અને ઘણીઘણીઆણી રૂપીઓ લઇ વિચારમાં જ ઉભાં ત્યાં મેના બીતી બીતી આવીઃ "બા ! હું રમું?" 'જા જતી હોય તો' એટલું જ મંછી બોલી.

જલુ ઠાર મંછીને આઘી લઇ જઇ બોલ્યોઃ 'આ છે કોણ ? લાગે છે તો ભીખારી જેવો ને પૈસા કાંકરાની પેઠે વાપરે છે.'

બીજી બાજુએ છોકરીઓ ઘર ઘર રમવા લાગી. અમથી અને શકરી પાસે રાંધવાનાં નાનાં વાસણ હતાં. રસોઇ થતી હોય, ફુંકતી હોય, કઢાઇ ઉતારતી હોય એમ શકરી કરતી હતી. પુતળીને જમવાને હડ કરતી, પુતળીને નવડાવવાની, વાળ ઓળવાની, લૂગડાં પહેરાવવાની ઉઠવેઠમાં અમથી પડી હતી. આ બે બાળકોને અત્યારે ખરોજ સંસાર હોય, ખરે ખરીજ રસોઇ કરવાની હોય અને પોતાનાંજ છોકરાંને નવડાવવા વગેરેની વેઠ કરવાની હોય તેમ બન્ને ઉત્સાહભર મંડ્યા હતા. ઉંઘ, થાક વિસરાયાં હતાં અને કીન્ડરગાર્ટન પદ્ધતિ અને નિશાળમાં રસોઇનો અને બાલઉછેરનો વિષય રાખવાની જરૂર સિવાય અમારા હિંદુ ઘરમાં આમ રોજ ગૃહકેળવણી મળે છે તેમ આ છોકરીઓ લેતી હતી.

મેનાને રમવાની રજા મળી હતી, પણ આજ એનો ઉત્સાહ મંદ પડ્યો. મેળામાં જે પુતળી જોઇ હતી તેવી જ પુતળી શકરી અને અમથી પાસે હતી. પોતાને એવી પુતળી જોઇતી હતી અને નહોતી મળી. 'શકરી અને અમથી પુતળીને કેવી રમાડે છે!' બીજીને છોકરાં જોઇ, સ્ત્રીને જેમ 'હજી મારે છોકરાં નહી' એવું થાય છે. તેવી જ કાંક સ્થિતિ મેનાની હતી. એ રમતી હતી પણ પરાણે.

મંછી, રૂપીઆની લોભી મંછી પેલા મુસાફર પાસે ગઇ અને પોતાને માટેનો અભિપ્રાય ફેરવવા બોલીઃ "મહેરબાન! આ છોકરી મને કાંઇ અળખામણી નથી. એ રમે તે મને ગમતું નથી એમ નહી. એમાં ક્યાં ઘસાઇ જવાય છે ? છોકરાં તો રમેજ તો. આપણે બેઠાં હોઇએ ને છોકરાં શું કામ કરવાનાં હતાં ? આ તો એમને પણ શિખવવુંને ? પછી સાસરે

જાય ને ન આવડે તો ગાળો આપણુને જ ખાવાનીને? તેમાં એ વળી પારકું છોકરૂં ?'

'હં, ત્યારે એ તમારી છોકરી નથી ?'

'નારે, આતો દયા આવી ને રાખી છે. અમે ગરીબ માણસ રાખી શકીએ, એ કહોને? છોકરી છે ગાંડા જેવી, વળી દવાદારૂમાં પૈસા જાય છે તે જુદા. એના સગાંવહાલાંએ થોડા દિવસ તો પૈસા મોકલ્યા. હવે જીવતાં છે કે કેમ તે પણ ખબર નથી.'

પેલો મુસાફર ખાટલામાં પડ્યો પડ્યો આકાશ સામું જ જોઈ રહ્યો. ત્યાં કોઈ આવી ઉભું હોય એમ લાગ્યું અને એની ક્ષમા માગતો હોય એમ ગણગણ્યો.

જલુ ઠારે અંદરથી થાળી આણી અને મુસાફરે દુધ ને રોટલો ખાધો. બીજા મુસાફર દૂર ખાટલામાં પડ્યા પડ્યા હોકો ગગડાવતા હતા. છોકરાં બગાસાં ખાતાં હતાં પણ રમત મુકતાં નહોતાં. પુતળી મુકી અમથી અને શકરીએ કુંચીવાળો કુતરો અને વાઘ લીધો હતો. મેનાને અત્યારે સ્વર્ગ મળ્યું હતું. જે પુતળી હોરાને ત્યાં જોઈ હતી, જેને હાથ જ અડકાવવા દે તો સર્વસ્વ આપવા તૈયાર હતી તે મેનાને પુતળી મળતાં આનંદ આનંદ થયો. પુતળી લઈ ત્યાંથી ઉઠી અને દૂર જઇ એકલી રમાડવા લાગી. એટલામાં શકરીને પુતળી સાંભરી ને પુતળી ન જોતાં જ અમથીને પુતળીની વાત કહી. જરૂર મેના લઇ ગઈ કરી બન્ને છોકરીઓ મેનાની પાછળ ગઈ, પુતળી ઝુંટાવી લીધી અને મેનાને શિક્ષા કરાવવા પકડી મંછી પાસે આણી.

"બા! મેના અમારી પુતળી લઈ ગઇ હતી અને આપતી ન હોતી."

"કેમ મેના ? ચોટ્ટી! પુતળી તારા બાપે નથી આપી, સમજી! ખબરદાર જો આજ પછી લીધી તો." મેના તો થરથર ધ્રુજવા લાગી અને આ વિશાળ સંસારમાં એનું કોઇજ નથી એમ ક્ષણુ વાર લાગ્યું.

મુસાફરના વિચારનો તાર તૂટ્યો ને એકદમ બેઠો થયો, અને બોલ્યોઃ– 'મેના! કેમ રૂવે છે? છે શું?'

'નથી જોતા? મારી છોકરીઓની પુતળી ઉઠાવી ગઈ અને પાછી આપવી પડે છે એટલે મોત આવે છે.'

'એમાં આટલો ધોંધાટ શો? થોડી વાર એ રમે. એ પણ છોકરૂં જ છેને!'

મેના ડુસકેડુસકાં ખાતી હતી.

'ચુપ, ઢોંગીલી! પુતળી તારી ન હોય. જોને તારા હાથ. ગંદા હાથે પુતળી બગડી જાય.'

પેલો મુસાફર ખાટલા ઉપરથી એકદમ ઉઠ્યો, માથે ફાળીયું બાંધ્યું અને વંડાનું બારણું ઉઘાડી બહાર ગયો. જેવો મુસાફર બહાર ગયો કે તરત જ મંછીએ મેનાને લાત મારી અને ગરીબ મેના ચીસ પાડી દૂર પડી. થોડી વારમાં પેલો મુસાફર પેલા હોરાની દુકાને જે સારામાં સારી ડોલી હતી અને જે જોવાને, બને તો લેવાને ગામનાં છોકરાં વારે વારે ટીગી ટીગી ઉભાં રહેતાં તે પુતળી લઈ આવી મેનાની પાસે ઉભી મૂકી.

'મેના! આ તારી પુતળી, રમ.' મેના, રાંકડી, ડઘાયેલી, માર ખાઈ ખાઈ બીતી ફરતી મેના તો પુતળી જોઈ હબકાઇ જ ગઈ. ઘડીમાં પુતળી સામું તો ઘડીમાં પેલા મુસાફર સામું, તો ઘડીમાં મંછી સામું જોતી હતી. 'આ સ્વપ્ન તો ન હોય? આ પુતળી મારી? એ બને જ કેમ? મારી મશ્કરી તો નથી કરતા? લઉં ને લઈ લે તો? મને મારે તો? આ તો હોરાને ત્યાં સારામાં સારી પુતળી હતી એ. કેટલાએ રૂપીઆ બેઠા હશે. ના, ના, મુસાફર પોતાની છોકરી માટે લાવ્યો હશે તે મને ઘડી ખુશ કરવા મારી છે એમ કહેતો હશે. અમથી કે શકરીને આપે પણ મને કોણ આપે?' મંછી, શકરી અને અમથી તો પથ્થરવત્ જોઇ જ રહ્યાં. શકરી અને મંછીને પોતાની પુતળી નજીવી, નિર્માલ્ય લાગી, અને જ્યાં સુધી મેનાવાળી પુતળી ન મળે ત્યાં સુધી અત્યાર સુધી કાંઇ જ મળ્યું નથી એમ એમને લાગ્યું. મંછી તો વિચારમાં જ પડી! 'આ મુસાફર છે કોણ? એ તો લખેશરી છે કે ગરીબ? દેદાર તો ગરીબના છે ને આમ પૈસા શેના ખરચે છે? હું તો ધારૂં છું કે કોઈ જબરો ચોર છે એટલે પૈસાની કીમ્મત જ નથી.'

જલુ દાર હોકા પીતો પીતો પુતળીની કીમ્મત કરતો હતો તે બોલ્યો:—

'મંછી! જરૂર આ પુતળી પાંચ રૂપીઆની હોવી જોઇએ. મુસાફર માલદાર લાગે છે, આપણને પૈસા આપે એટલે બસ. ગમે તે હોય.' મંછીના અવાજમાં, વર્તનમાં ફેર થયો. મંછી મેના પાસે ગઈ, એને વાંસે હાથ ફેરવ્યો, અને કહ્યું: 'મેના! ઉઠ. લે પુતળી અને પાસે રાખી સુઈ જજે. એ પુતળી તારી છે.' નિર્દોષ, હતભાગી, અનાથ મેના આ શબ્દ સાંભળી રોઈ પડી. કોઇએ આવી કહ્યું હોય કે તું રાજાની રાણી થઈને જે આનંદ થાય એવો આનંદ આ પવિત્ર આત્માને થયો. મંછીએ કહ્યું છતાં મેનાને વિશ્વાસ ન આવ્યો ને ફરી ફરીને પૂછ્યું:–'બા? આ પુતળી હું લઉં?' 'હા, હા, એ તારી છે. રમ.' મેનાને હજી શંકા હતી અને મુસાફરને પૂછ્યું: "મારે માટે લાવ્યા છો?"

પેલો મુસાફર મેનાના ચ્હેરા સામું જોતો હતો, એનું બીકણુ હૃદય નિરખતો હતો, એના હૃદયમાં ઉદ્ભવતો ત્રાસ અનુભવતો હતો અને આંખમાં ઝળઝળીયાં લેતો હતો. ક્ષણ વારમાં રોઈ પડ્યો હત પણ જાગૃત થયો. મેનાનો હાથ પકડી પાસે બોલાવી, ખાટલે બેસાડી ને છાતી સાથે દાબી કહ્યું:–"બેટા! એ પુતળી તારી છે હોં, કોઈ નહી લઈ જાય, એનું નામ શું પાડીશ?"

"એનું નામ 'સીતા' બા! મારી પુતળીને ખાટલામાં સુવાડું?"

'હા બહેન!' મેનાએ મંછીને મોંએ 'બહેન' શબ્દ જન્મમાં પહેલવહેલો સાંભળ્યો અને એને નવાઈ લાગી.

હવે અમથી અને શકરીની નિરાશાનો પાર ન આવ્યો. 'મેનાનાં આટલાં માન? સારામાં સારી પુતળીએ કેવી રમે છે? કેવી આનંદમાં છે.'

જલુ દારથી આ બધું ખમાયું નહી. એને આ મુસાફર ઉપર તિરસ્કારની અને વૈરની લાગણી થઈ અને એનામાં હિંમત હત તો એનું ખૂન કરત. પરંતુ અત્યારે તો એ મુસાફરને ખુશ રાખવામાં જ એને લાભ હતો. એટલે શકરી અને અમથીને ધમકાવી સુવા મોકલ્યાં અને મેનાને કહ્યું:–'બહેન! સુઈ જા. થાકી ગઈ હોઇશ. પુતળી ભાંગી ન જાય હો, પાસે રાખી સુજે પણ પેટીમાં મૂકજે, સવારે રમજે. હવે નાની નથી પણ મૂકી છાંડીયે.'

'હવે તમેએ સુઈ જાવ.'

પતિપત્ની ઉઠયાં અને જલુ ઠારનો મીજાજ ગયો. "ગધેડો સાળો મારા ઘરમાં આવી મારે ત્યાં કંકાસ કરાવનાર કોણ છે? જે છોકરીની પાંચ રૂપીઆ કિમત નથી તેને પાંચ રૂપીઆની પુતળી? કોઈ ગાંડો છે. મેનાને જોઈ એને છોકરી સાંભરી હશે. ભોગ એના, આપણુને પૈસા મળે ત્યાં સુધી ગમે તે કરેને."

સઘળાં સુતાં; ગાડાવાળા મુસાફર કુકડાં બોલતાં ગાડાં જોડી ચાલ્યા ગયા. પણુ પેલો મુસાફર ખાટલામાં જ પડ્યો હતો. આખી રાત એણે આંખ મીચી ન હોતી. જલુ ઠાર બહાર આવ્યો અને મુસાફરને જાગતો જોઈ બોલ્યો:–"કેમ ઉંઘ ન આવી? માંકણુ હતા?"

"ના, અમસ્તાજ, જલુ ઠાર! તમારી જગ્યા સારી છે હોં. આ વડ, લીંબડા, આંબા, તમે નસીબદાર છો, હું ને જલુ ઠાર! દિવસ ઉગે હું મેનાને લઈ જવા ધારૂં છું."

જલુ ઠાર તો ચકિત જ થઈ ગયો. 'કયાં કેમ?'

'એ સવારે વાત,' કરી મુસાફરે આંખો મીચી.

જલુ ઠાર વંડા બહાર ગયો, અને મુસાફર ઉઠયો. ઘરમાં ધીરે પગલે ગયો. એક નાના ઓરડામાં અમથી, શકરી ખાટલામાં ભેગી સુતી હતી. ચાદર હતી; પાસે લોટો હતો અને રગ ઓઢયું હતું. મુસાફરે ચોગરદમ આંખ ફેરવી પણુ મેના નજરે ન આવી, બીજી ઓરડીમાં એક પથારી ખાલી હતી, બીજીમાં મંછી નાના છોકરાને લઇ પડી હતી. મા અને દીકરો હજી ઉંઘતાં જ હતાં. મુસાફર પાછલી પડાળીમાં ગયો ત્યાં જોતાં જ ઉભો રહ્યો. લીંપણુ ઉખડી ગયું છે, પાસે મોરી છે, અને એક તાપડાના કકડા ઉપર ઉઘાડી ટુટીયું વાળી મેના સુતી હતી. આવી જગ્યાએ પણુ મેના આજ સ્વર્ગ સુખમાં હતી. આજ એને ઘણા દિવસની મનમાની ચીજ મળી હતી. પુતળીને છાતી સરસી લઈ સુતી હતી, અને સ્વપ્નનું હસતું મુખમુદ્રા ઉપર સ્પષ્ટ જણાઈ આવતું હતું. મુસાફર નીચો વળ્યો, એને વાંસે અને વાળ ઉપર હાથ ફેરવ્યો, અને ગજવામાંથી રૂપીઓ કાઢી એની નાની ગજવીમાં મુકી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૪૭ મું

## જલુ ઠારનો હિસાબ

વહાણું વાયું, પેલો મુસાફર નદીએ જઈ નાહી આવ્યો, અને નાસ્તો લઈ તૈયાર થયો. તે વખતે જલુ ઠાર એક ટાટ ઉપર બેસી નાની લાકડાની પેટી ઉઘાડી, નાનો ચોપડો કાઢી કલમ અને સાહીથી હિસાબ લખવામાં રોકાયો હતો. દસ વાર કલમ માથાના વાળરૂપી બ્રશમાં અથવા તાપડા ઉપર લોહતો હતો, કકડા કાગળ ઉપર બે ચાર એમ આંકડા મૂકી સરવાળા બાદબાકી કરતો હતો અને હિસાબમાં ભૂલ પડતાં પાસે થઈ જતી મંછી અને શકરી ઉપર દાંતીઆં કાઢતો હતો. આખરે હિસાબનો આંકડો નક્કી થયો અને કાગળ ઉપર લખ્યો. ખાવાનું, સુવાનું, ગોદડું, પાણી વગેરેનું બીલ થયું અને પાંચ રૂપીઆ લેવાનું નક્કી થયું, મંછીને પાંચ રૂપીઆ બહુ લાગ્યા ને બોલી; 'પાંચ રૂપીઆ? એક રાતના? એ નહી આપે!'

'ન કેમ આપે? સાત વાર ગરજ હતી ને રહ્યો છે.'

'ને સાંભળો છો, હવે હું મેનાથી કંટાળી, એની પીડા પતાવોને! જતી હોય તો.'

મુસાફર તૈયાર થઈ આવ્યો અને બીલ માંગ્યું.

'હં, ત્યારે તમે એકજ રાત રહી જશો. ઉતાવળ ન હોય તો રહી જાઓને?'

"ના, મારે કામ છે. મારે કાંઈ અહીં કામ નહોતું. આ તો રાતવાસોજ કરવો હતો. પાંચ રૂપીઆ? તમને આમ કમાણી તો ઠીક થતી હશે."

'ના, રે, સમા પ્રમાણે સાહેબ! હવે તો વીશીઓ થતે કોણ આવે છે અને આવે તે પણ કચકચીયા. વીશીમાં, હોટલમાં જખ મારી મોં માગતા પૈસા આપે, પણ અહીં બરાબર બીલ કરીએ તોએ કાપવાની વાત. તમારા જેવા તો જવલ્લેજ આવે. જવા દોને વાત સાહેબ! વખત જ બગડી ગયો છે. હડહડતો કળજુગ આવ્યો છે. સાચી વાત કોઇને ગમતી નથી. અમને ખરચ કાંઈ ઓછું નથી. આ છોકરીજ; નહી લેવા, નહી દેવા ને અમારેજ માથેને?'

'કઈ છોકરી ?'

'મેના !'

'હું, મેનાને લઈ જાઉં તો ?'

'લઈ જાઓ, જરૂર લઈ જાઓ.' 'એનું ફાવે તેમ કરો, લઈ જાઓ તો હું છૂટું.' મંછી વચમાં બોલી ઉઠી.

'કેમ જલુ ઠાર ? ત્યારે નક્કીને ?'

'તમે ખરેખર લઈ જવા ઇચ્છો છો ?'

'અલબત્ત.'

'એને માટે જે ખર્ચ ન મળ્યું હોય તે આપવા તૈયાર છું ને આ મારા પાંચ રૂપીઆને બદલે આઠ રૂપીઆ, પછી કાંઈ.'

મંછી અને જલુ ઠારની આંખ મળી:—'આઠનું બીલ કર્યું હત તો દસ મળત એમ થયું.'

'જલુ ઠાર ! મેનાને તૈયાર કરો.'

મંછી અંદર ગઈ અને જલુ ઠાર અને મુસાફર એકલા પડ્યા. જલુ ઠાર ખાટલો ઘસડી લાવ્યો ને બંને બેઠા.

'તમે મેનાને લઈ જાવ, પણ મને મેના વહાલી છે, એના વિના મને ગમે નહી.'

જલુ ઠારનું હૃદય બોલે છે કે મોં, એ જોતો મુસાફર બોલ્યો:—'હશે. કેટલા રૂપીઆ ?'

'મારે રૂપીઆ નથી જોઇતા. હું છોકરીને નહી આપી શકું. મેના નાની હતી ત્યારથી મેં ઉછેરી છે. મારાં પોતાનાં છોકરાં કરતાં વધારે સાચવી છે. એ વાત ખરી કે મેનાને લીધે મારાં આટલાં છોકરાંમાં ખેંચાવું પડે છે. એનામાં હઠીલાઇ, જુઠાણું વગેરે દોષો છે, છતાં એ મારી આંખ આગળથી ખસે એ મારાથી નહી થાય. એની મા અત્યારે કહે છે કે લઈ જાવ; પણ લઈ ગયા પછી મારે તમારી પાછળ આવવું પડે. મેના તો એના શ્વાસ પ્રાણ છે, હાથપગ છે. મેનાનું નાનપણ સંભારૂં છું ત્યારે કાંઈ કાંઈ થાય છે. ઘડીયે ઘડીયે માંદી. આજ ઓરી તો કાલ ઉંટાટીયો. આજ તાવ તો

કાલ અચ્બડા. એની પાછળ મેં કામકાજ મૂકી પૈસાની નુકસાની ખમી છે અને દવામાં પૈસા વાપર્યા છે, એટલા તો પૈસાદારે ન વાપરે. વળી સાહેબ! મારે ને તમારે શી ઓળખાણુ! એક રાતના મહેમાનને છોકરી જેવી છોકરી અપાય? કદાચ તમે છોકરીને વેચો તો? પરણાવવા જેવી છોકરી? કોઈ સારે ઘેર આપો તો ઠીક, પણુ હલકા ધંધાવાળાને પૈસા ખાતર આપો તો? ઉચ્ચ ન્યાતની છોકરી છે, ડાહી છે, સમજુ છે, થોડું ભણી છે, એના સગાંવહાલાં આવે ને માગે તો શું મોં બતાવું? એમની તરફનું કાંઈ લખતપત્ર છે? ના, રે, નથી આપવી."

મુસાફર ગંભીર થયો અને મક્કમપણે બોલ્યો:-"જલુ ઠાર! આટલે દૂર આવ્યો છું તે કાંઈ સહેલ કરવા નહી હોં. મેનાને હું લઇજ જવાનો, તમારાથી થાય તે કરજો. હું કોણુ છું, કયાં રહું છું અને મેના કયાં છે, એની તમને જરીયે ખબર નહી પડે અને મેના ફરીને આ ઘરનું મોં નહી જુવે. એ પક્ષી, એ મેનાને આ પાંજરામાં પુરી છે, એ પાંજરાનું બારણું તોડી હું એને ઉરાડી મુકીશ ને એ ઉડી જશે. બોલો! જવાબ દો.'

વાર્તા, કિસ્સામાં આવે છે કે ભૂત અને પ્રેત કોઇ દિવ્ય યંત્ર અને પુરુષની સત્તામાં આવતાં જ નરમ બની જાય છે તેમ જલુ ઠાર આ મુસાફરની હાજરીમાં નરમ ઘેંશ બની ગયો હતો. ગઇ રાતથીજ જલુ ઠાર આ મુસાફરની હિલચાલ તપાસતો હતો અને ઘરમાં કોઇ સત્તાધારી અણુગમતો મનુષ્ય આવ્યો હોય એમ એ ગભરાયા કરતો હતો. એ હશે કોણુ એ જ વિચારમાં આખી રાત ઉંઘ્યો ન હતો. 'મેનાનો બાપ હશે? ના, ના, આવડો મોટો હોય નહી. દાદો હશે? તો પછી એ ઓળખાણુ આપતાં એનું જાય છે શું? મેનાની સાથેનો સંબંધ, હક્ક કહેવા માગતો નથી. કોઇ ઉઠાઉગીર હોય તો? પોલીસ તો નહી હોય? ગમે તે હોય, પણુ એ જયારે બધી વાત છૂપાવવાજ ધારે છે તો પછી સાંડસામાં આવ્યો છે. નિચોવવો હશે એટલો નિચોવીશ.' જલુ ઠારને લાગ્યું કે અત્યારે બહુ ખેંચી પકડવામાં લાભ નથી અને આવેલી તકનો બને એટલો લાભ લેવો. સપડાઇ ગયેલો કમાન્ડર આગળ પાછળની સ્થિતિ જોઇ દુશ્મનને શરણુ જવાનું પસંદ કરે તેમ જલુ ઠારે કર્યું.

'જી! મેના ખાતર અત્યાર સુધીમાં મને છસો રૂપીઆ થયા છે.' મુસાફરે બોલ્યા ચાલ્યા વિના છસો રૂપીઆની નોટ મૂકી અને એ ઉપર હાથ રાખી કહ્યું: 'મેનાને તૈયાર કરી મને સોંપો!'

મેના ક્યારનીયે ઉઠી હતી, ઉઠતાં જ પુતળીને રમાડવામાં પડી હતી. આજ મંછીએ કામ બતાવ્યું ન હોતું. ગજવામાં હાથ નાંખતાં રૂપીઓ જોયો. બહાર પૈસાની વાત થતી હતી અને સ્વપ્નામાં ન જોયેલી પૈસાની નોટો નજરે પડી.

મંછીએ મેનાને બુમ પાડી. કોઇ દિવસ નહી ને આજે વાળ ઓળ્યા, ગુંથ્યા, નવાં કપડાં પહેરાવ્યાં અને મેના તૈયાર થઇ આવી. કલાક પછી વંડાનાં બારણાં ઉઘડ્યાં અને ગઈ. સાંજના જે મેના લથડતી કુટાતી પાણીના ઘડા લઈ આવતી તે જ મેના સુઘડ વેશે પુતળી લઈ હસતી પેલા મુસાફર જોડે બહાર નીકળી. તે ક્યાં જાય છે અને કોની સાથે એનું એને ભાન ન હોતું. એટલી ખાત્રી હતી કે જલુ ઠાર અને મંછીનું ઘર હમેશને માટે છોડતી હતી, અને એટલા પુરતો એને આનંદ હતો.

---

## પ્રકરણ ૪૮ મું
## જલુ ઠારનો પસ્તાવો

જલુ ઠારે આટલી ઉમ્મરમાં રોકડા છસો રૂપીઆ જોયા નહોતા અને આમ છસો રૂપીઆ નજરે પડતાં જ ગાંડો ગાંડો થઈ ગયો. પેલો વૃદ્ધ મુસાફર અને મેના ગયાં અને મંછી ધણી પાસે આવી. મંછીને હર્ષ ને શોક બે થયા હતા. મેના જેવી હાથલાકડી ગઈ તેથી ખેદ થયો હતો, પણ સાથે સાથે પીડા પતી અને છસો રૂપીઆ આવ્યા હતા, એ મીઠા સાકર જેવા લાગ્યા હતા. એની હાંસડી કરાવીશ, અથવા મોહનમાળા કરાવીશ, એમ એને થયા કરતું હતું. પરંતુ

શરદ પુનમની શોભીતી, અજવાળી પણ રાત;
ભણી ગણી ડહાપણ ભરી, આખર સ્રીની જાત.

જે મંછી પાસે શિલકમાં માંડ રૂપીઓ રહેતો,'ધણીને હજાર બોલ સંભળાવતી ત્યારે આઠ આના મળતા તે મંછીના હાથમાં છસો રૂપીઆ આવ્યા હતા, છતાં આજ એને અસંતોષ થયો અને બોલાઈ જવાયું: "બસ! આવી પરી જેવી છોકરીના છસો જ રૂપીઆ! ગુજરાત કે મુંબઈ જઈ વેચી હોત તો હજાર બારસો સહેજ આવત."

મંછીના આ શબ્દ જલુ ઠારને કાને પડતાં જ એનો તાર તૂટ્યો.

"હું કેવો ગધેડો! બૈરી જેટલીએ અક્કલ નહી. એકદમ છસો આવવાથી બોલી ન શક્યો. ચાલ તો, પાઘડી લાવ, પાછળ જાઉં." ઉઘાડે શરીરે, માથા ઉપર પાઘડી ગોઠવતો અને રૂપીઆની નોટો કેડે ખોસતો જલુ દોડ્યો. રસ્તામાં બે ચાર જાણીતા મળ્યા ને 'છે શું'ના સવાલો પૂછ્યા, પણ જલુએ ઉત્તર જ ન આપ્યો. ગાંડાની માફક બબડતો ચાલ્યો. 'એ મુસાફર ખરેખર કોઈ છૂપા વેશમાં લખેશરી શેઠ છે. હું જ મૂર્ખો કે ઓળખી ન શક્યો. મેં જેટલા પૈસા માગ્યા તેટલા આપતાં એણે આનાકાની કરી નથી તો પછી બાર સો માગ્યા હત તો મળતને! હમણાં પકડી પાડીશ ને પડાવીશ. સાળો! એક ઝભ્ભો પહેરી ફરે છે, ભીખારી જેવો ને પૈસો આટલો બધો છે! મોટાની વાત મોટી. એમની છૂપી વાતો જાણીએ તો પછી વાદળી નીચોવીએ તેમ એમની પાસેથી પૈસા નીચોવાય. પણ હું હેવાન કે આવેલી તક ગુમાવી.' આમ બબડતો, દૂર નજર નાંખતો, 'આ બાજુથી હીંડતાં કે ગાડામાં એક ઘરડો માણસ ને છોકરી જતાં જોયાં?' એમ પૂછતો પૂછતો આગળ ચાલ્યો. મેનાને હીંડવાનું મન થયું હતું. પેલો વૃદ્ધ મુસાફર ધીરો હીંડતો હતો, છતાં વાતો કરતી મેનાને ઘણી વાર દોડવું પડતું. જલુ ઠારે બંનેને જોયાં, નદીનો રસ્તો હતો. એકાન્ત આવતું હતું, અને જલુ ઠારના હૃદયમાં બીક પેઠી. 'બંધુક કે છરો લાવ્યો હત તો ઠીક. કદાપિ એમ ને એમ વધારે રૂપીઆ ન આપે, તેમ મેનાને પાછીએ ન આપે તો એને અહીં જ ઠાર કરવા કામ આવત ને પછી તો રણભૂમિમાં જે સ્થિતિ મોહનરાય મુનશીની કરી હતી તે આની. પણ હવે શું કરવું? રાંડ્યા પછી ડહાપણને?' જલુ ઠાર દોડ્યો, હાંફી ગયો હતો,

પણ પૈસાની લાલચે થાક લાગતો નહોતો. મેના અને પેલો વૃદ્ધ નદી કિનારે પહોંચ્યાં. પાણી પીવાની તૈયારી કરતાં હતાં ત્યાં પાછળથી અવાજ આવ્યો.

"મહેરબાન ! આ તમારા છસો રૂપીઆ !"

પાણી પીધા વગરજ મુસાફરે આંખો ઉંચી કરીને મોં ફેરવી જલુ ઠાર સામું જોયું. મુસાફરની વિશાળ ક્રોધ ભરી આંખો જોતાં જ જલુ ઠારના હોંજા ગગડી ગયા. "કેમ જલુ ઠાર! બીલ્લી ઘી સુંઘતી આવી લાગે છે !"

'જી, ના, હું પૈસા પાછા આપી મેનાને લઈ જવા આવ્યો છું.' મેના તો જલુ ઠાર લઈ જ ગયો હોય તેમ ત્રાસી, ઉભી થઈ અને વૃદ્ધને વળગી પડી બોલી, 'મને લઇ જવા દેશો?'

પેલા વૃદ્ધે પાણી પીધું, ડાંગ રેતીમાં નાંખી, પગ લાંબા કર્યા. બે હાથનો પાછળ ટેકો દીધો ને પછી કરડાગીમાં ધીરે ધીરે બોલ્યોઃ 'હં, મેનાને લઈ જવી છે કેમ ?'

"જીહા. મેં બહુ વિચાર કર્યો, મને એને કોઇને આપી દેવાનો હક્ક નથી. હું પ્રામાણિક છું, ઈશ્વરથી ડરી ચાલું છું, આ છોકરી મારી નથી. કાલે એની મા લેવા આવે તો શો ઉત્તર આપું ? એની મા મરી ગઈ છે, એમ તમે ખાત્રી કરી આપો છો ? એમ હોય તોએ પણ એની માના હસ્તાક્ષર ન હોય ત્યાંસુધી મારાથી સોંપાય નહી. આ ચોખ્ખે ચોખ્ખી વાત."

વૃદ્ધ મુસાફર હસ્યોઃ "તમે આવા પ્રામાણિક હશો તેની ખબર નહી. તમારી ચુંક સમજું છું, જલુ ઠાર!" વૃદ્ધ મુસાફરે ગજવામાં હાથ નાંખ્યો ને જલુ ઠારનું હૃદય ધબકવા લાગ્યું, "ઠીક થયું, વધારે રૂપીઆ મળશે ખરા, જેટલા મળ્યા એટલા ખરા." વૃદ્ધ મુસાફરે છેક અંદરના ગજવામાં હાથ નાંખતાં ચોગરદમ જોયું, ગજવામાંથી નાની નોટબુક કાઢી એમાં એક નાનો કામળ ચીટકાવ્યો હતો તે ઉખેડ્યો ને જલુ ઠારને આપ્યો.

"જલુ ઠારે તે વાંચ્યો.

તા૦ ... ...

જલુ ઠાર,–

આ ચીઠ્ઠી લાવનારને મારી મેના સોંપી દેજો ને તમારૂં માગતું કરતું એ ચુકવશે.

સુંદરી

"કેમ જલુ ઠાર! અક્ષર ઓળખો છોને? હવે તો વાંધો નથીને?"

જલુ એક વખત તો મુંગો થઈ ગયો. સુંદરીના ઘણા પત્રો આવતા એટલે અક્ષર એના જ. જલુની બેવડી નિરાશા થઈ. છસોના બારસો લેવાની હોંસ ઉડી ગઈ ને વળી મેના ગઈ.

"જલુ ઠાર! કાગળ તમારી પાસે રાખો જેથી મેનાનું સગુંવહાલું દાવો કરતું આવે તો બતાવવા કામ લાગશે."

જલુએ કાગળને ચોવડો વાળ્યો અને ઉંડો નિશ્વાસ નાંખતાં બોલ્યો,–'ઠી–ક, જેવી મરજી,' જલુનો લોભી સ્વભાવ ઉકળી આવ્યો ને બોલ્યો, 'હં, પણ ખર્ચ પૂરે પૂરૂં મળ્યું નથી, છસો ભૂલથી કહેવાયા.'

વૃદ્ધ મુસાફરે હાથમાં ડાંગ લીધી ને એકદમ ઉભો થયો. "જલુ ઠાર! સુંદરી મારી પાસે હતી હોં. દર મહીને રૂપીઆ મોકલતી, તે ઉપરાંત કપડાં, ખાવાનું જુદું, છેલ્લા થોડા દહાડા નથી મોકલાયા તેના છસો ઓછા છે?"

જલુ ઠાર પકડાયો અને બોલી ન શક્યો. એને એટલું જ થયું, "વળી આ ક્યાંથી ટળ્યો! આવા મુસાફર ખોટા!" મેના ગઈ ને પૈસા જશે. જલુઠાર, ક્રૂરમાં ક્રૂર, મનુષ્ય થઈ શિયાળ ગીધડાંની માફક માણસોના મડદાં ચુંથનાર જલુ ચીડાયો, મરણીયો થયો. મેના ગઈ, પૈસો ગયો, એમ થયું ને તતડીને બોલ્યો, 'પણ હું તમને ઓળખતો નથી, આ ચીઠ્ઠી ચોરી લાવ્યા નહી હો એની શી ખાત્રી? બારસો રૂપીઆ નહી આપો તો મેનાને પાછી લઈ જઈશ ને ગામમાં ધાંધળ કરી મૂકીશ.'

વૃદ્ધ મુસાફરે એક સાંઢ શરીર હલાવે એમ શરીર હલાવ્યું. ડાંગ હાથમાં લઈ જમીન ઉપર પગ ઠેરવ્યા, અને જલુ ઠારના સામું જોયા શિવાય જ 'મેના ચાલ' કહી રસ્તો પકડ્યો.

જલુ ઠાર ડર્યો અને મારા છસો રૂપીઆએ રખેને જાય કરી બેની પાછળ નજર કરતો નિશ્વાસ નાંખતો તે નજર બહાર ગયાં ત્યાંસુધી ઉભો રહી પાછો ફર્યો.



## પ્રકરણ ૪૯ મું
## પોપટ અને તેનું બચ્ચું

એક સમય એવો હતો કે, મુંબઈમાં નળબજારમાં, મહાલક્ષ્મી, પરેલ, કામાટીપુરા વગેરે લત્તામાં ધોળે દિવસે જવું એ પણ ભયભરેલું હતું તો રાતના તો પૂછવું જ શું? અત્યારે જ જ્યાં એક બાજુ કામાટીપુરાની પાછલી ગલીઓ, પરેલની ગાંજા ફુકનારા અબધૂત ઘોરી બાવાઓની ચલમરૂપ મીલની ચીમનીઓ પાછળ જેમનાં લોહી અને પરસેવાનાં આપણે કપડાં પહેરીએ છીએ તેમની ચાલીઓ, પઠાણ, પુરબીયા, અને એવા જ ઘાતકી લોકો જેમને ખૂન એ મચ્છર મારવા બરાબર છે એવા લોકો રહે છે ત્યાં અત્યારે પણ કેટલું ત્રાસદાયક છે. વર્ષો પૂર્વનો, મુંબઇનો ઇતિહાસ વાંચનારને જણાશે કે હાલ ગણાતી અલબેલી મુંબઈ આ સ્થળે થઈ શકે ખરી? અંધારી રાતે કોણ જાય છે તેની ખબર ન પડે, સાપ અને ઝેરી જાનવર સ્વચ્છંદ ફરતાં ફરે અને ચાટલા જેવી સડકને બદલે ધૂળ–પાણીનાં ખાબોચીયાં અને ખંડેરો, ઝુંપડાં: આ સ્થળે જુની મુંબઈના કોળીઓ, પોર્ચુગીઝે તરવાર અને અગ્નિની બ્હીકે વટલાવેલા ક્રીશ્ચીઅનો અને જેમને નાવાનું શું કે નીચોવાનું શું એવાં જ મનુષ્યો રહેતાં હતાં. તંબાકુવાળાની ચાલ અને તેનો એક ભાગ જુનો હતો અને તેને માટે લોકોમાં અનેક વાતો અત્યારે પણ ચાલતી. ઝુપડાંને બદલે ચાલીઓ, દુકાનો, મીલો અને ઘરો થયાં છે. તેમાં પોર્ચુગીઝ ક્રીશ્ચીઅન અને કોળીને બદલે પંચરાઉ જાત વસે છે. એક જ ઓરડીમાં બે બરૂની ખુરશી, ચક, સોફા, અને બેકરીમાંથી ચાર દિવસની બ્રેડ લાવી ખાઇ, માથાની લટમાં લાલ લીલી પટી બાંધનાર, ઉઘાડે પગે પણ સપાટ પહેરી પોતાને મડમ માનનાર કહેવાતી મડમો, ધોળી ચાદર ઓઢી ફરનાર ગોવાગરી, હજી પણ મુગલાઈ હોય ને પોતાનું રાજ્ય હોય એમ રાતના પાણી ભરી આવનાર પડદા બીબી મોગલાણી, દિવસના એકજ સાડી, સદરો પહેરી ફરનાર પણ રાતના મેલો સદરો, માથાબાનું પહેરી, મહીને પણ ન ઉપડતા માકણવાળા ખાટલા ઉપર બેસી કાંઇક ઠીકમાં ખપાવવા અને છોકરીનો

ઉપાડ કરાવવાની હમેશાં ચિન્તા કરતાં આયમાય, એક પાઇને માટે ખભે પોટલું મૂકી કસર કરી કમાનાર કચ્છી મોદી, અગર ગુરૂદત્તાત્રયની છબી, મોંમાં પાન અને કપાળમાં ટીલાવાળા દેશી દારૂ વેચનાર વીઠુબા પણ આ તંબાકુવાળાના પાછલા ભાગ માટે વહેમાતા હતા. ત્યાં એક ક્રોસ હતો, છે. વાંદરા, માહિમ અને સાલસેટમાં આવા ક્રોસ ઘણા છે અને તે ક્રોસને, કાશીમાં શિવમંદિર છે, તેમ નર્મદાના કંકર એટલા શંકર ગણાતા હોવાથી આ દેશના લોકને મૂર્તિપૂજક વહેમી માનનાર અનેક ક્રીશ્ચીઅનો જતાં આવતાં ટોપીઓ ઉપાડી નમે છે, બાધા રાખી ઘીના દીવા બદલે મીણુ-બત્તી મૂકે છે. તંબાકુવાળાનું અંદરના ભાગનું આ ઘર કોઈ લેતું નહી; કારણ દર રાતના, તેમાંયે શુક્રવારે જીસસ ક્રાઇસ્ટ ફરવા નીકળતા; મેરી માતા, જેને અજ્ઞાન હિન્દુઓ સીતા માતા, યશોદા માતા તરીકે પૂજતા તે પણ નાના કૃષ્ણ સ્વરૂપ જીસસને લઈ ફરતાં દેખાતાં. આગલી બાજુની ચાલીમાં અગાઉ જણાવી ગયા તેમ સુથાર, મજુર વગેરે વર્ગ રહેતો અને ગાળાગાળી—દારૂનાં તોફાન, ભજન, મારામારી થતાં. ભૈયાને સમજાવી પાછલા ભાગનું મકાન એક વૃદ્ધે રાખ્યું હતું, એ આપણે જાણી ગયા છીએ. આ નાના ક્રોસવાળા ઘરનું બારણું અને એક બારી જ બહાર દેખાતાં હતાં. ઘર બહુ જ જુનું હતું અને ભીંતોમાં એટલી ફાટો હતી કે એમાં કોઈ રીતની મર્યાદા સચવાય એમ હતું જ નહી. આ ઘરમાં બે માણસનાં બે કુટુમ્બ રહી શકે એમ હતું અને બન્નેના રસ્તા જુદા થઈ શકે એમ હતું. નીચેના ભાગમાં એક દેશી ક્રીશ્ચીઅન બાઈ રહેતી હતી અને રડયું ખડયું રહેવા આવે તેનું કામ કરી અગર કોઇનું દળી, વાસણ માંજી નભાવતી; પાડપડોશીને નવા આવનારને જીસસનાં અદ્ભુત પરાક્રમો કહી સંભળાવતી અને તે વખત કૃષ્ણ અને રામનાં કાર્યો તેજ જીસસનાં હતાં અને હિંદુઓએ અમારા ધર્મમાંથી વાતો લઈ લીધી છે એમ ઠસા-વવા બાઈ ચુકતી નહી.

મુંબઈમાં જ્યાં અનેક સ્વર્ગ નરક છે, જેમાં ભૂલભૂલામણી જેવી ગલીઓ અને ઘરોનો ટોટો નથી, જ્યાં મારી નાંખે તો વર્ષોનાં વર્ષો સુધી

સર્ચલાઇટથી પણ પત્તો મળે એમ નથી, ત્યાં પોસ્ટનો પટાવાળો સરેરાટ જાય છે. નળબજાર નંબર ૫૦; કાલબાદેવી ૩૬૫ અને પરેલ ૧૮૨૮ લખ્યું કે કાગળ તમારા હાથમાં જ. તંબાકુવાળાની ચાલના આ ભૂત, વહેમવાળા ઘરનો નંબર ૫૦ (પચાસ) હતો પણ સાથે સાથે ૫૨ (બાવન) પણ હતો, એટલે પચાસ ખરો કે બાવન એ મ્યુનીસીપાલીટીએ નક્કી કરવા તસ્દી લીધી નહોતી. એટલે પોસ્ટવાળા તો આને ૫૦–૫૨ નંબરથી જ ઓળખતા. ભૂતકાળમાં જ્યારે મુંબઇ મોહમયી મુંબઇ થતું હશે, જ્યારે આ રસ્તો નિશાચર અને રાક્ષસોનો જ હશે ત્યારે આ જગ્યાએ અનેક ઘોર કર્મો થયાં હશે અને પરાપૂર્વથી ચાલી આવેલી દંતકથાને પરિણામે આ સ્થળે હજી પણ ઘણાઓ ભૂત જોતા. પરંતુ હવે એ જ જગ્યાના દેદાર ફરવા માંડ્યા છે, પાસે પાસે મહાલક્ષ્મી પરેલનાં સ્ટેશનો, ફેકટરીઓ, દુકાનો, હોટેલો, ઉપહાર ગૃહો થતાં સુધારાનો પવન અહીં પણ વાયો છે એમ નજરે જોનારને લાગે.

અજામિલ, નાનજી આ નંબર ૫૦–૫૨ વાળા ઘરના બારણા પાસે ઉભો રહ્યો. એણે ઘૂવડ પક્ષીની માફક આવા એકાન્તવાસમાં જ પોતાનો માળો પસંદ કર્યો હતો. અજામિલે મેનાને ગાડીમાંથી ઉતારી, અંધારી રાત હતી, ગજવામાંથી એક કુંચી કહાડી અને બારણું ઉઘાડી ઉપર લઇ ગયો. ઓરડામાં એક ખૂણે નાની ચીમની હતી તે સળગાવી, પલંગ ઉપર બજારૂ ગોદડાં, ઉપર ચારસો પાથરી પ્રથમ મેનાને સુવાડી અને પાણીનું માટલું, પવાલું છે કે કેમ? તેની તપાસ કરી, બારણું અંદરથી વાસી મેનાના ખાટલા ઉપર બેઠો. માથાનું ફાળીયું, ઝભ્ભો કાઢ્યો, મહાત્મા ગુરૂદાસની છબી અને પગલાંનાં ગળેથી આંખ આગળ લાવી દર્શન કર્યાં અને વાળ પાછળ નાંખી હાશ કરી નિર્દોષ મેનાને વાંસા ઉપર હાથ ફેરવવા લાગ્યો. એક જબરૂં વૃક્ષ અચાનક પડી જાય અને એની અંદર વસનારાં અનેક બાલ પક્ષીઓ ધબ લઇ નીચે પડે અને એ જેમનાં પ્રાણ છે એવાં અશક્ત વૃદ્ધ માબાપો આવી એમને પંપાળે, જગાડવા પ્રયત્ન કરે, તેમ અજામિલનું આ બચ્ચું, નાનું પોપટનું બચ્ચું હતું.

મેના, મેના, નાજુક મેનાજ હતી. કોણ લઈ આવ્યું. શામાટે લઈ આવ્યું એની એને જરાયે ચિંતા નહતી. મંછીના ત્રાસથી છૂટી એજ, એને આનંદ હતો, અને જન્મભર કદાચ નહી સુતી હોય એવા આનંદથી સુતી, ઉંઘતી હતી.

અજામિલ નીચો વળ્યો અને મેનાનો નાજુક કમળ સમાન કુમળો હાથ હાથમાં લઇ હોઠ સાથે, આંખ સાથે દાબ્યો અને દાબતાં જ એના પ્રચણ્ડ શરીરના કોમળ હ્રદયમાં ન માઈ શકતાં આંસુ આંખમાં દેખાયાં. આજ પ્રમાણે મૃત્યુવશ પડેલી સુંદરીનો હાથ આમજ અનેકવાર દાબતો, એના ખાટલા ઉપર બેસતો અને બહેન મટી જશે, મેના આણી આપીશ કહી આશ્વાસન આપતો તે સમય ક્યાં? મેનાને સુંદરી તો નજ મળી, એનું પાપ કોને માથે? રાત્રિ ચાલી ગઇ, અજામિલ સુતો, ઉંઘ્યો કે નહી એનું એને પોતાને પણ ભાન ન રહ્યું પણ નિત્ય નિયમ પ્રમાણે ચાર વાગ્યે ઉઠ્યો, ચકલીએ જઈ નાહી આવ્યો, મહાત્માનું સ્મરણ અને દર્શન કર્યું અને પાછો ખાટલા ઉપર બેઠો. વૃદ્ધાવસ્થામાં જ પુત્રપ્રાપ્તિ થાય છે તેઓ, પુત્ર વા પુત્રી વિના સ્વર્ગ નથી, પોતાના આત્માની ગતિ નથી એમ માનનારા, અઢળક પૈસો કોણ ખાશે કરી પુત્રેષણાવાળા, યુવાન, કવિ અને ભાવનામય જગતમાં ફરનારા, સ્નેહ સ્નેહ નામે જાપ જપનારા, પહેલી પત્નીના બાળકને સ્નેહના અવશેષરૂપ માનનારાઓ એકલા હોય છે ત્યારે છોકરાં પાછળ ગાંડા થાય છે, દેશનું, સમાજનું, કુટુમ્બનું કર્તવ્ય હોય તો પણ બાળક પહેલું; એ બાળકનું આંસુ એ એમનું લોહીનું ટપકું, એમનું ખિન્ન મોં એ દુઃખ દાવાનળ, એ બાળક માટે બાબીલન કે રાયો ડી જેનેરોમાંથી વસ્તુ માગેલી આણી અપાતી હોય તો આણી આપે. એ બાળક માટે શેઠ, વડીલ, પિતા, ભાઇ, માતા સાથે લડે, મહેમાન, મિત્રો પરોણા બેસી રહે, રસોઇ બગડી જાય તો ખેર, લાખો રૂપીઆનું નુકસાન થાય, પ્રતિષ્ઠા જાય, સમયનો વ્યય થાય તો થાવ પણ બાળકની શુશ્રૂષા પહેલી. એ ઉંઘતું ઉઠે નહી ત્યાંસુધી વૃદ્ધ, કે યુવાન પિતા ખસે નહી, દુધ, ચાહ ન પીયે અને એના ઉઠયા પછી, એનું પ્રફુલ્લ મન અને મોં જોવા પછીજ

એને શાંતિ થવાની. આને સ્નેહ કહો કે ગાંડાઈ કહો પણ એના અનુભવી સિવાય એનું રહસ્ય સમજાય એમ નથી.

અજામિલની આ સ્થિતિ હતી. મહાત્માના ધ્યાનમાં પણ પ્રથમ જ એનું ચિત્ત પ્રચલિત થયું, ખાટલા ઉપર બેઠો. મેના હજી ઉંઘતી જ હતી, બારીની, ભીંતની ફાટોમાંથી સૂર્યનાં આછાં કિરણો આ નિર્દોષ મેનાને તેજ અને હુંફ આપતાં હતાં, એટલામાં એક મોટર ટ્રાંસપોર્ટ વેગન એ રસ્તે ઝપાટાબંધ ચાલી ગઇ અને એના ધબકારાથી આખું ઘર ખડખડ્યું ને મેના એકદમ ઝબકી ઉઠી, "હા, બા આવી. પાણી ભરી આવું છું." કરતી મેના બેઠી થઇ, પાણીનો ઘડો લેવા દોડી, ત્યાં નવોજ દેખાવ જોયો. "હા; વાસીદું, ઝાડું! મેહમાનનો ઓરડો વાળુંને?"

અજામિલ મેના હમણાં ગાંડી થઇ જશે એમ બીન્યો, ઉઠયો, મેનાને ઉપાડી લીધી, ખોળામાં સુવાડી, થાબડી, આલિંગન દીધું અને બોલ્યો: "બહેન! મંછી કે જલુ ઠાર કોઈ અહીં નથી આવવાનું, બીશ મા." મેના, પરમેશ્વરનું પવિત્ર પંખીડું એકદમ આનંદમાં આવ્યું. બાલકો દિવ્ય આનંદ અને સુખનાં મૂર્તિરૂપ છે એટલે એમને આનંદ અને સુખ પ્રાપ્ત કરતાં ઉમ્મર વધતાં પ્રભુથી દૂર જતા મનુષ્યની માફક કષ્ટ સહન કરવાં પડતાં નથી. મેના ઉભી થઇ. નાનું પક્ષી ઉડતાં સહજ આવડતાં માળાની આસપાસ પાંખો ફફડાવી ઉડે તેમ મેના ઓરડામાં ફરવા લાગી અને પોતે ક્યાં છે? જલુ ઠાર, મંછી પાછળ આવશે કે કેમ? અમથી, શકરી શું કરતાં હશે એવા અનેક વિચારો કરવા લાગી.



## પ્રકરણ ૫૭ મું

## દુઃખમાંથી સુખ

દિવસ પછી દિવસ જવા માંડ્યા અને અજામિલ નાનજીને મેના એ જ જીવન દોરી થઇ પડી. મેનાના ઉઠયા વિના એનો દિવસ નિરર્થક લાગતો, મેના વિનાનું ઘર શૂન્યકાર લાગતું અને મેનાના દર્શનની સાથે જ—

એની નિર્દોષ ચળકતી આંખોના પતનની સાથે જ સૂર્યકિરણ પડતાં કમળ ખીલે તેમ અજામિલનું હૃદયકમળ ખીલતું. જન્મથી અજામિલને દુર્ભાગ્યે સ્નેહસ્થાન મળ્યું જ ન હતું, કોઇ જીવને ચહાવાનો પ્રસંગ જ ન હોતો આવ્યો; બાલ્યાવસ્થામાં જે સમયે ભૂખ, તરસ, દરિદ્રાવસ્થાને લીધે મા, બાપ, ભાઇ બહેનને પણ સ્નેહનો વિચાર પણ સૂઝે નહી તે વખતે કાંઈ સ્નેહની ઝાંખી થઇ હોય તે. રોટલો રોટલો કરતી વૃદ્ધ બહેન મરી ગઈ ત્યારથી અજામિલના હૃદયમાંથી જગત માટે મમતા, સ્નેહ હમેશને માટે લુપ્ત થયાં હતાં, કેદખાનામાં, કાળા કિલ્લામાં, ભોંયરામાં અજામિલના હૃદયમાં સ્નેહને બદલે દુષ્ટતા, ગ્લાનિ, અજ્ઞાન અને ક્રૂરતા જ હતાં. ભૈયાની દુકાનેથી મીઠાઇનો ટાટ ઉપાડ્યો ત્યારથી એણે એનાં કુટુમ્બનું મોં જોયું ન હોતું એટલું જ નહી પણ એમાંનું કોઇ અત્યારે જીવે છે કે કેમ તેની પણ માહિતી નહોતી. ઝાંખું સ્વપ્નું હોય, બાલ્યાવસ્થાની અણસમજમાં બનેલા બનાવ હોય તેમ વતન, કુટુમ્બ સ્મૃતિમાંથી લુપ્ત થયાં હતાં અને દુઃખનું ઓસડ દહાડા, એ ન્યાયે એ સર્વેને તે વિસરી ગયો હતો. એકલો જ આવ્યો હતો અને એકલો જ જવાનો છે, એ સિદ્ધાન્ત સત્ય લાગ્યો હતો, એટલે એને મારૂં કોઇ નથી તો જગત છે કરી જગતને પોતાનું માન્યું ત્યાં જગત પણ બેદરકાર નિકળ્યું. અજામિલ એક પછી એક એક એવા સંયોગોમાંથી પસાર થયો હતો, એવાં સ્થળોમાં એવા વાતાવરણમાં આવ્યો હતો કે સંસારના મનુજ હૃદયના કોમળ ભાવો, વૃત્તિઓ, વાસનાઓને વિકાસવાનો તો શું પણ સહજ પણ અનુભવવાનો સમય જ તેને ન આવ્યો. કાળા વાદળામાં રૂપેરી દોરાવત સુંદરી હતી અને એ પણ ઇન્સ્પેકટર ઇનાયતખાનની ક્રૂરતાથી દુઃખદ આશ્વાસન સ્થાન હતું. મેનાને મંછીને ત્યાં જોઇ, એક બાજુ એની નિર્દોષતા, પ્રભુતા, સુંદરીની પ્રતિબિમ્બતા અને બીજી બાજુ નિર્માનુષતાથી ભરેલાં મંછી અને જલુ ઠારનાં વર્તન જોયાં ત્યારે જ અજામિલના હૃદયમાં ક્યાંયે ખૂણામાં ભરાઈ રહેલો સ્નેહ, વાત્સલ્યનો ઝરો ફૂટી નિકળ્યો અને હવે એમ જ લાગ્યું કે મેના વિના એ હવે ઘડીભર જીવી શકે એમ નથી. મેનાને પોતાના જેવું

જગતમાં ચાહનાર નથી. મેના બીજાને ચાહી શકશે નહી અને હવે બે સ્નેહાળ આત્મા, પવિત્ર આત્મા સતત સાથે રહેશે અને આમ એકાન્તમાં મેનાના વિકાસમાં જ જીવન ગાળશે. એક માતાને થાય તે કરતાં વધારે લાગણી અજામિલને મેના માટે થઇ હતી અને એક બાળક રમકડાંને ચહાય, વૃદ્ધ પતિ નવયૌવનાને ખુશ કરવા પ્રયત્ન કરે તેમ અજામિલ મેનાને રાજી રાખવા યત્ન કરતો. અજામિલના જીવનહૃદયમાં બે જણાએ–બે સંયોગો, બે આત્માએ અદ્ભુત અસર કરી હતી. મહાત્મા ગરીબદાસે એના હૃદયમાં સદ્ગુણ પ્રભુસેવા, જનસેવા અને શુદ્ધ જીવનનો વિલક્ષણ સ્રોત વહેવરાવ્યો અને આ પરમાત્માના સ્નેહ પંખીડા મેનાએ સ્નેહસરિતાનું નિર્મળ મીઠું ઝરણું પહેલી જ વાર વહેવરાવ્યું.

મેના જુદા જ સંયોગોમાં ઉછરી હતી. માંડ માંડ બે વર્ષ માતાનું પયપાન કર્યા પછી મંછી, જલુ ઠારના હાથ નીચે ઉછરી હતી. 'મારૂં' એણે જગતમાં કોઈ દેખ્યું ન હોતું. સ્નેહ અનુભવ્યો ન હોતો. મંછી, જલુ ઠાર, શકરી, અમથી એમને લીધે જગત તરફથી મેનાએ તિરસ્કાર, અભાવ જ સહન કર્યો હતો. મંછીની ગાયને ગળે હાથ ફેરવતાં ગાય લાંબું ડોકું કરી, વાગોળતી પ્રેમથી પાસે આવતી એ સિવાય એણે લાગણી જોઇ ન હતી. વ્હાલભર્યું, ઉછળતું, ઉન્હા ઉમળકાવાળું હૃદય એણે જોયું જ નહોતું, એનામાં સ્નેહનાં બીજ નહોતાં એમ નહી, પણ એ બીજ યોગ્ય માળી, ક્ષેત્ર, ખાતર, પોષણને અભાવે એમ ને એમ રહ્યાં હતાં. અજામિલે જે ઘડીએ મંછીના વંડા પાસે હાથમાંથી બે ઘડા લઇ લીધા તે જ ઘડીથી જન્મમાં પહેલી જ વાર મનુજ બીજા મનુજને ચાહી શકે છે–એની તરફ અનુકંપા દર્શાવી શકે છે અને સ્નેહ એવી કાંઈ વસ્તુ છે એમ એ સમજી સ્નેહને વય–દ્રવ્ય, સત્તાનો મોહ નથી અને મેનાને વૃદ્ધ અજામિલ સૌંદર્યયુક્ત લાગ્યો, એની ભાંગી તૂટી ઓરડી મહેલ જેવી ભાસી અને અજામિલનું સર્વસ્વ સુંદર લાગવા માંડ્યું. પ્રાતઃકાળ બાલ્યાવસ્થા આનંદ અને યુવાવસ્થાની આવી જ અસર થાય છે. રાત્રિના ઘોર અંધાર પછી પ્રભાતનાં ફૂટતાં કિરણો ઘડીભર દુઃખ વિસરાવે છે તેમ સ્નેહ અને સગય

હૃદયમાં ઘણીવાર અલૌકિક આનંદ ઉત્પન્ન કરે છે. અજામિલ અને મેનાની વયમાં લગભગ ચાર ગણો તફાવત હતો. છતાં સંયોગો દુઃખ, વાતાવરણ એવાં હતાં કે, બે આત્મા એક થયાં, બન્ને મળ્યાં અને જાણે એક એકની ન્યૂનતા પૂરનાર ન હોય એમ થયું. અજામિલને બાલકની ન્યૂનતા હતી, મેનાને વ્હાલસોયા પિતાની જરૂર હતી. બેમાં એકકેએ પહેલેથી વિચાર કર્યો ન હોતો છતાં જ્યારે બન્નેનાં પ્રથમ નેત્ર મળ્યાં, બે શરીર ભેટ્યાં, બે આત્મા સંયોજાયા ત્યારે બન્નેને એમ જ થયું કે જોઇતું હતું એ પ્રભુએ આપ્યું.

અજામિલે આ ભૂતીયું ઘર ખોળ્યું હતું એમાં એનું ડહાપણ જ હતું, એમાં જ એ સહિસલામત રહી શકે એમ હતું. એના ઓરડામાં એક જ બારી હતી અને એ પણ એવી હતી કે ઉઘાડી રહે, અજામિલ બારીએ ઉભો હોય તોપણ બહારના માણસથી એકદમ જણાય એમ ન હતું. તંબાકુવાળાની આગલી ચાલીમાં ગાઢી અને ચિત્ર વિચિત્ર વસ્તી હતી, પણ એનો રસ્તો અંદરથી નહોતો અને ભૂત કે વહેમને લીધે કોઇ અંદર જતું નહી એટલે અજામિલ નિશ્ચિંત હતો. માત્ર એમા જ આવતી જતી અને એમા વાતોડીયણ હતી, બહાર ચાલીના માણસો સાથે નવરી પડતી ત્યારે બેસતી છતાં અજામિલ કે મેનાની વાત કરતી નહી. આનું કારણ કદાચ અજામિલનો ઉદાર હાથ હોય. અઠવાડીયાં, દિવસો, મહિના ચાલ્યા જતા હતા. મેના હસતી, રમતી, કુદતી હતી અને સામે જ આવેલી ક્રીશ્ચીઅન મીશનરી સ્કુલમાં અભ્યાસ કરવા જતી. હેડમીસ્ટ્રેસ મીશનરી બાઇ મેનાને ચહાતી અને એને સંગીત, ચિત્રકામ, ભાષાજ્ઞાન, ભરતગુંથણ શીખવતી અને એના આત્માનો, બુદ્ધિનો વિકાસ કરતી. અજામિલ મેના પાસે કોઇ કોઇ વાર ગવડાવતો અને મેનાના મીઠા સરોદમાં ગુલ્તાન થયેલો અજામિલ એમ ને એમ સ્વર્ગમાં જ રમતો હોય એમ આનંદ માનતો. અજામિલને હવે ફરીને જગતમાં સ્વાર્થ, મોહ આનંદ ભાસવા લાગ્યાં. મનુષ્યો સારાં લાગ્યાં અને મેના ચાહનાર છે તો પછી શરીર સાચવી શા માટે ન જીવવું, એ પ્રથમ જ વિચાર થયો.

અજામિલને મહાત્મા ગરીબદાસના સંબંધ પછી, નાનપરાના જીવન

પછી, સુંદરીનાં રૂવાં ઉભાં કરે એવા મૃત્યુસંયોગ પછી અને જનસમાજ, ઇનાયતખાન, કચેરી, કાયદા, જેલ વગેરેના અનુભવ પછી, મનુષ્યના બેકદરપણાનો, ધૃષ્ટતાનો અને જનસમાજની દુષ્ટતાનો પૂરેપૂરો તો નહી પણ અધૂરો અનુભવ થયો હતો. સ્ત્રીઓની, ગરીબ અનાથ સ્ત્રીઓની, મીલોમાં–કારખાનામાં–સંસારમાં–કહેવાતા સુધરેલા સંસારમાં–હુન્નર ઉદ્યોગ અને જડ વસ્તુનીજ ઉન્નતિમાં ઉન્નતિ માનતા થતા હિંદમાં, કેવી સ્થિતિ થતી જાય છે. એ સુંદરીના દૃષ્ટાંતથી જોયું અને જનસમાજમાં ઠસી ગયેલા અભિપ્રાયથી કેવા સંયોગો ફરતા ફરે છે. સત્તા આગળ સદ્‌ગુણ, પવિત્રતા, વિશુદ્ધતા નકામાં છે, એ ઇન્સ્પેકટર ઇનાયતખાન અને પોતાને ખમવાં પડેલાં દુઃખથી અનુભવ્યું. આ વખત સ્ટીમર આન્ડામાનમાં જવાનું આવ્યું, કારણ પોતે સાચું બોલ્યો માટે જ. એને સંસાર ઉપર કંટાળો આવ્યો હતો. અભાવ, વૈરાગ્ય આવ્યાં હતાં. મહાત્મા ગરીબદાસના ઉપદેશ, સિદ્ધાંત ગગન કુસુમવત શેખસલ્લી વિચારવત કાલ્પનિક લાગવા માંડ્યાં હતાં અને અત્યારે એવી સ્થિતિ આવી હતી કે મહાત્માએ જગાડેલા સંસ્કારો કદાચ હમેશને માટે ભૂંસાઇ જાય અને અજામિલ, નાનજી ફરીને એકવાર, ચોગણા જોરથી ક્રૂર, ધાતકી, નિષ્ઠુર હૃદયનો પાપી મનુષ્ય થાય. પરંતુ એ બળ જે, વેગે આવતા તોફાનને, એ પૂરને થંભાવા માટે મેના, નાજુક મેનાનો પ્રભુમય પ્રેમ બળવત્તર હતો. બે વૃત્તિની વચ્ચે દારૂણ યુદ્ધ ચાલવાનો સંભવ હતો અને દેવ અને દાનવના યુદ્ધમાં કોનો વિજય અને કોનો પરાજય થાય છે એ ભવિષ્યજ જાણતું હતું. મહાત્મા ગરીબદાસની પવિત્ર, ઉપકારી વૃત્તિએજ મેનાનું રૂપ લીધું હોય અને એ મેના અજામિલને બલવાન બનાવે, ફરીને આવતા લાગતા દુષ્ટ સંસ્કારને જડ મૂળથી ઉખાડી નાંખે એ સંભવ હતો. ભવિષ્યના છવાયેલાં ઘનઘોર વાદળ પાછળ શું હશે એ કોણ જાણે?



# પ્રકરણ ૫૧ મું

## દાન કરતો ભીખારી

અજામિલ ભાડું આપતો, નોકરડી રાખતો, મેનાને મન માન્યું પહેરાવતો ખવડાવતો છતાં પોતે તો એનો એ જ હતો. એ જ વાળ, એ જ દાઢી, એવો જ ફાટેલો લાંબો ઝભ્ભો, એવું જ ફાળીયું, એવો જ સાપના આકારનો ડંગોરો અને કોઈ વાર ઉઘાડપગો તો કોઇ વાર કાઠીયાવાડી જોડા. અજામિલ બનતાં સુધી સંધ્યાકાળ પહેલાં નીકળતો નહી. કોઇ કોઇ વાર એમાને મેના સોંપી એકાદ દિવસ બહારગામ જઇ આવતો અને ત્યારે એનો હાથ છૂટો થતો. મેના સાંજના નિશાળેથી આવતી એટલે ખવડાવી પાછલી ગલીઓમાંથી ખુલ્લી હવામાં મેનાને આંગળીએ વળગાડી અજામિલ ફરવા જતો અને જ્યારે એકલો જતો ત્યારે મેના અને એમા ઘરમાં ઉપર જ વાતો કરતાં, ચોપાટ, ગંજીફો રમતાં, છતાં મેનાને જે આનંદ પિતાતુલ્ય અજામિલની સાથે ફરવામાં આવતો તે આનંદ એમાની વાતોમાં નહોતો આવતો. અજામિલ મેનાને સાથે લઇ ફરતો ત્યારે મેના અનેક પ્રશ્નો પૂછતી અને એ પ્રશ્નોના ઉત્તર આપતાં વ્હાલસોયો પિતા કંટાળતો નહી. એમા સઘડી સળગાવી આપતી. વૃદ્ધ પિતા રાંધતો ને કોઈવાર મેના પણ રાંધતી ત્યારે પિતા સામો બેસતો. અજામિલ હજી બે રોટલા અને દૂધજ ખાતો. મીઠાઇ, મશાલાદાર શાક ભજીયાં થતાં તો તે માત્ર મેનાને માટેજ. એનું જીવન સાદુંજ હતું. ચાલીવાળા પાડપડોશી અને લત્તાવાળા એને સટ્ટામાં, વેપારમાં ડુબી ગયેલો ચક્રમ માનતા તો કેટલાક ભીખારી, સારી સ્થિતિનો પણ પડતી સ્થિતિમાં આવેલો ગૃહસ્થ ભીખારી માનતા હતા. ઘણી વાર એવું બનતું કે પારસીઓ, યુરોપીઅનો, વૃદ્ધ દેશી ક્રીશ્ચીઅન સ્ત્રીઓ અને તહેવારને દિવસે હિંદુભાઇઓ આ પિતાપુત્રીને ફરતાં જોઈ, અથવા એકલા અજામિલને જોઇ કોઈ વખાનો માર્યો છે માની આના બે આના કે રૂપીઓ આપતાં અને અજામિલ નીચો વળી લેતો પણ ખરો. ચાલતાં ચાલતાં કોઇ વધારે દુઃખી, ગરીબ, અથવા ભીખારી મળતો તો અજામિલ આગળ પાછળ જોઇ, કોઇ ન જુવે એમ રૂપીઓ, બે રૂપીઆ કે પૈસો આપતો

અને ત્યાંથી જેમ બને તેમ વહેલો દૂર જતો રહેતો. અજામિલ આ વાતની કોઇને ખબર ન પડે એમ સંભાળ રાખતો, પણ ભીખના લાલચુ, આળસુ નવરા ભીખારીઓ અંદર અંદર વાત ફેલાવતા, અને જગત અજામિલને કોઈ કોઈ વાર દાન કરતા ભીખારી તરીકે ઓળખવા લાગ્યું. આ વાતની ખબર એમાને પડી, અને વૃદ્ધ, વહેમીલી એમાને જાણવાની ઈંતેજારી થઇ અજામિલ બાહાર બહુ જતો નથી. કોઇ વાર બહારગામ જાય છે, કાગળ પત્ર નથી આવતા, કોઇ મળવા મુકવા આવતું નથી, નોકરી ધંધો નથી છતાં ઘર કયાંથી નભાવે છે? પૈસા કયાંથી લાવે છે એ જાણવાની તીવ્ર ઇચ્છા એમાને થઇ. એમા બહેરી હતી એટલે વાતોડીયણ વધુ હતી. મોંમાં ઉપલા અને નીચલા બેજ દાંત રહ્યા હતા, અને ધીરે ધીરે એમાએ મેનાને સવાલો પૂછવા માંડ્યા, બિચારી મેના પોતાને તેમજ અજામિલ માટે કાંઇજ જાણુતી નહોતી. જે ગામથી આવી હતી તે ગામનુંજ નામ દઈ શકતી. એક દિવસ સવારના પહોરમાં અજામિલ નાહીને મહાત્માની પૂજા કરવા ઓરડીમાં પેઠો અને મેના રસોઇ, ચાહનો સામાન કરવા ગઇ. આવો લાગ જોઇ એમા ભીંતની તડમાંથી અજામીલની હિલચાલ તપાસવા ઉભી રહી. પૂજા કરી, અજામિલે દંડ પીલ્યા, કપડાં પહેર્યાં, ઝભ્ભો પહેર્યો અને અંદરના ગુજવામાંથી કાતર કાઢી, સોય દોરો મુકયા અને કાતરવડે ઝભ્ભાનું સીવણ ઉખેડ્યું, અંદરથી કાગળનો કટકો અને કાંક સિક્કા જેવું કહાડ્યું અને એ ભાગ ફરીને સીવી લીધો. બહેરી, દાંત વગરની પણ આંખવાળી એમાએ સિક્કા, નોટ ઓળખ્યાં અને આમીજ બની ગઇ અને આ ભીખારી લાગતા પાસે આટલો પૈસો કયાંથી? આ એનો ત્રીજોરી! એમ થતાં દોડી. અડધા કલાક પછી અજામિલે રૂપીઆનું પરચુરણ લઇ આવવા એમાને કહ્યું, અને મેનાના પૈસાનું વ્યાજ આવ્યું છે એટલું જ બોલ્યો. ચતુર એમા બબડી. ચાર દિવસથી બહાર ગયો જ નથી ને વ્યાજ કયાંથી આવે, કાગળપત્ર કે માણુસ નથી, અને રાતના ચાલીમાં શી શી વાતો ઉરાડી હશે એ રામ જાણે. એક દિવસ અજામિલ નહાતો હતો અને એમા પૂજાના ઓરડામાં વાસીદું વાળવા ગઇ. સાં

ખાટીએ ઝભ્ભો લટકતો જોયો અને એનું મન કાબુમાં ન રહ્યું. ઝભ્ભા પાસે ગઇ, ઝભ્ભાના ગજવા, ચારે કોર છેડા જોયા અને અંદર ભાર ભાર લાગ્યો, ગુંજવામાં સોય, દોરો, ચપ્પુ, સીસાપેન, ટાંકણી, કાગળ અને ટોપીઓ હતી, અને એમા તો આ બધું જોઇને વાસીદું વાળવું જ ભૂલી ગઇ.



## પ્રકરણ પર મું
### નવો પાડોશી

તંબાકુવાળાની ચાલીથી પાયધુણી તરફ આવતાં રસ્તામાં એક નાનું મંદિર આવે છે. આ મંદિર પથ્થરનું બાંધેલું છે, એના ઉપર ઘૂમ્મટ નથી પણ નાની આગળ પડતી અગાશીના બે છેડે બે બાવાનાં પુતળાં બેસાડ્યાં છે અને નીચે ભગવી ધજા છે. એથીજ આ મંદિર છે એમ આવનાર જનારને લાગે. મંદિર રામજીનું છે, રસ્તે જતાં આવતાં બહારથીજ દર્શન કરી ન પતાવે અને પાઇ પૈસો મંદિરના પૂજારીનો જાય નહી એટલા માટે અંદર પેસતાંજ બારણા વચ્ચે લાકડાનો પડદો મૂકયો છે. મંદિરમાં જુની હાંડીઓ, એમાં ચકલીના માળા, ઉડી ગયેલા રંગવાળા કાચના ગોળા અને ભીંત ઉપર છતને અઢેલીને ગોઠવેલી ઢંગધડા વિનાની દેશી જેપુરી નાયકણો અને નાના ફડનવીસ અને શિવાજી, રવિવર્માની મોહિની ને સરસ્વતી, ઈંગ્રેજી રોમીઓ અને જુલીયેટ, દાદાભાઈ સાથે કોઇ ઇશ્કીલાલ એમ જ્યાં ત્યાં છબીઓ ગોઠવી હતી. મંદિરના પૂજારી અને તેની સ્ત્રી પૂજારી, ગોર, કથાકાર, વૈદ અને આવતાં જતાંનાં ઘર ભાંગનાર અને મંડાવનાર હતાં; આવાં મંદિરો મુંબઇમાં અનેક છે; જ્યાં ઘરસંસારનાં, નીતિઅનીતિનાં, ગર્ભાધાન અને ગર્ભહત્યાનાં અનેક કાવતરાં થાય છે, તેમાં પાછો આવો લત્તો. આ મંદિર બીજી રીતે સારૂં હતું, પૂજારી અને તેની સ્ત્રી ભલાં હતાં અને મંદિરની પુરાણી અપકીર્તિ ઘણે અંશે દૂર કરી હતી એટલે ભાવિક હિંદુઓ આવતાં જતાં થયાં હતાં અને મંદિરની ઉપજમાં વધારો થયો હતો. રાતના રામકથા, ભાગવત, ભજન, સત્યનારાયણની કે હરિદાસની કથા

ચાલતાં; અજામિલ કોઇ વાર એકલો તો કોઇ વાર મેનાને લઈ આ મંદિરમાં આવતો અને મંદિરના બારણા પાસે બેઠેલા ભીખારીઓ, બાવાઓ, અનાથો, ફકીરો ને કોઇ કોઇ વાર કે હમેશાં કાંઇ કાંઇ આપતો. આ ભીખારીઓમાં એક ભીખારી ફકીર જેવો લાગતો, માય પોટાલા દે, સોમવારી દે, ને મંગળવારી દે, કરી બુમો પાડતો હરરોજ અજામિલ જોતો અને એને દરરોજ પૈસો કે આની આપતો. બીજા ભીખારીઓ બાવાઓ, આ ભીખારીની અદેખાઇ કરતા અને એની સાથે વાતે વાતે લઢી પણ પડતા. એક દિવસ અજામિલને મંદિરે જતાં સંધ્યાકાળ પડી ગઇ અને મંદિરના બારણા પાસે ફાનસ સળગ્યું ન હોતું; પેલો ભીખારી નીચો વળી રોજની માફક બુમો પાડતો હતો ત્યાં અજામિલ ગયો અને લાંબા કરેલા હાથમાં બેઆની મૂકી. હાથમાં બેઆની પડતાંજ ભીખારીએ ઉંચું જોયું, બેની આંખો મળી અને બીજીજ પળે ભીખારીએ પાછી બુમો પાડવા માંડી; પણ અજામિલ ચમકયો, ઘણા દિવસથી આ મંદિરે આવતો, આ ભીખારીને ભીખ આપતો પણ આજ આ ભીખારીની આંખ મળતાંજ હૃદયમાં ધ્રાસકો પડ્યો અને આ માત્ર ભીખારીજ નથી પણ પોતાને જાણીતો ચહેરો છે એમ ખાત્રી થઇ. અરણ્યમાં ચાલતાં ચાલતાં, ઘરના વિચાર કરતાં, ગામના કુતરાના ભસવાનો અવાજ સાંભળતાં હવે ઘેર આવી પહોંચ્યો છું એમ થાય ને સામે વાઘ કે સિંહ આવી ઉભો રહે એ સ્થિતિ અજામિલની અત્યારે થઈ હતી. મંદિરમાં દર્શન કરી આવ્યો છું કે કેમ એનું એને ભાનજ નહોતું. એ આભોજ બન્યો, એને હાલવા ચાલવાની શુદ્ધિજ ન રહી, શ્વાસ લઇ શકયોજ નહી; ત્યાં ઉભા રહેવું, નાસવું કે શું કરવું એ પથ્થરવત અજામિલ નક્કી કરી શકયો નહી. પરંતુ આત્મરક્ષાના કુદરતી ન્યાયે એને મુગો રાખ્યો; આ ભીખારીને પોતાના જાણીતા ચહેરા સાથે સરખાવવા લાગ્યો. એજ ચહેરો, એજ ઉંચાઇ, એજ શરીર, વળી એમ થતું 'એ અહીં કયાંથી હોય ?' અજામિલ ઘેર તો ગયો, પણ આજ ગભરાયલો હતો, ખિન્ન હતો અને વારંવાર ભીખારી અને જાણીતા ચહેરા નજરે તરી આવતા.

બીજે દિવસ ખાત્રી કરવા અજામિલ ફરીને મંદિર ગયો અને ભીખારીને

બેઠેલો જોયો, બે આની આપી, એને બોલતાં સાંભળ્યો અને પછી પોતાની મૂર્ખાઈ ઉપર હસ્યો. હું કેવો મૂર્ખો, દોરડાને સાપ જાણી બીન્યો, એ અહીં ક્યાંથી હોય?

થોડા દિવસ થઇ ગયા, વાત વિસારે પડી અને એક સાંજના મેના પાસે ગવડાવતો હતો ત્યાં બીજા ભાગનાં બારણાં ઉઘડતાં વસાતાં સાંભળ્યાં. કોઇ દિવસ નહી ને આજે અત્યારે કોણ અવાજ કરતું હશે? ત્યાં કોઈ રહેતું તો નથી એ વિચાર થતાં જ અજામિલે મેનાને ગાતી બંધ કરી, ચુપ રહી સાંભળવા કાન ધર્યા. કદાચ એમા હોય. ના, ના, પગલાં કોઇ પુરુષનાં છે! અજામિલે દીવાને ફૂંક મારી, મેનાને ચુપ રહેવા નિશાની કરી, પથારીમાં સુવાડી અને પોતે એના ખાટલા ઉપર એક હાથે મેનાના વાંસે હાથ ફેરવતો, ધડકતે હૃદયે તાલ જોતો બેસીજ રહ્યો. એટલામાં એ ઘરની ભીંતના કાણામાંથી દીવાનો પ્રકાશ આવ્યો, દીવો ફરતો લાગ્યો, થોડીક વારે પાછું અંધારૂં થયું અને સર્વત્ર શુમશુમાકાર થયું.

સવાર પડતાં જ અજામિલ નાહવા ઉઠ્યો ને પૂજાની ઓરડીમાંથી નવા રૂમમાં કોઇનો પગરવ સંભળાયો; કોઇ નવો પાડોશી આવ્યો છે, એનો રસ્તો આ નથી. પણ ભીંતમાં તડો છે, અજામિલે એ નવો રહેવા આવનાર કોણ છે એ જાણવા બહુએ ફાંફાં માર્યાં પણ જોઇ શકયો નહી પણ બહાર ગયો ત્યારે પાછળથી જોઇ શકયો કે એણે એક જુનો ઓવરકોટ પહેર્યો હતો, મુગલાઇ ટોપી માથે હતી અને હાથમાં જાડી ડાંગ હતી. આ માણસ પાડોશી એકલોજ હતો, કારણ એ બહાર ગયો ત્યારે પોતાની ઓરડીને તાળું વાસતો ગયો હતો. અજામિલની આજ શાંતિ ઉડી ગઈ હતી, એમા આવી કે તરત જ પહેલો પ્રશ્ન પૂછ્યો. એમા? કોઇ નવો પાડોશી આવ્યો છે કે શું?

'હા.'

'કોણ છે? શી નાતનો છે?'

'તે જાણુતી નથી. નામ તો દીનમહમદ છે. એકલો છે.' એમાના ગયા પછી અજામિલ પૂજાની ઓરડીમાં પેઠો. પેટી, પાકીટ, વગેરે

સંભાળ્યાં. લગભગ કલાક ગાળી બહાર નીકળ્યો; પૈસા ગણતાં ગણતાં એકાદ રૂપીઓ સરી પડ્યો, બહુએ ખોળ્યો પણ જડ્યો નહી. રાતના દસ વાગતાં અજામિલ તૈયાર થયો. એમા બાહાર ચાલીમાં ગઇ હતી અને મેના વાંચતી હતી તેને 'મેના ચાલ' કરી તૈયાર કરી નાનું પોટલું લઇ બંને ઘરમાંથી નીકળી ગયાં.

---

## પ્રકરણ ૫૩ મું

## સંતાકુકડી

હરણની પાછળ શિકારી પડે કે હરણ ચારે પગે કુદતું આડુંઅવળું રસ્તો ભૂલાવતું દોડે છે, અને સીધું જ જશે એમ માનનાર શિકારી થાકીને લોથ થાય છે. અજામિલ અને મેના નંબર ૫૦–૫૨ વાળા ઘરમાંથી એકદમ લેવાય એટલો સામાન લઇ નીકળી પડ્યાં અને એમા પણ એ વાતથી અજ્ઞાન રહી. ઘડીમાં મેનાને આંગળીયે વળગાડી દોડાવતો, ઘડીમાં મેનાની વાતો ઉપર ધ્યાન આપતો હોય એમ હુંકારા પૂરતો, ઘડીમાં મેનાને તેડતો અજામિલ ગલીગુંચીને રસ્તે જતો હતો; મેના મંછી અને જલુ ઠારને ત્યાં કાંઇ પણ પૂછતાં એટલી ત્રાસતી હતી અને ત્યાં એટલો જુલમ સહન કર્યો હતો કે, અજામિલ એને કયાં લઇ જાય છે, પોતે આટલો ગભરાયેલો કેમ છે, થાક લાગ્યો છે વગેરે એક પણ પ્રશ્ન પૂછવાની હિમ્મત કરતી ન હોતી. અજામિલ પોતે પણ જાણતો નહોતો કે કયાં જાય છે. પોતે જેમ મેનાની આંગળી ઝાલી દોરતો હતો તેમ એની કોઇએ આંગળી ઝાલી છે અને એ દોરી લઈ જાય ત્યાં જવું એનો નિશ્ચય હતો. 'એ ઘરમાં કોણ રહેવા આવ્યું હશે ? મંદિરની પાસે ભીખ માગનાર ફકીર તેજ આ ? એમાએ એનું નામ દીનમહમદ કહ્યું. દીનમહમદ એજ ઇનાયતખાન તો નહી ? નાનજી એજ અજામિલ એમ દીનમહમદ એજ ઇનાયતખાન હોય તો ! એને કયાંથી ખબર પડી ? આટલે વખતે ! જબરો ડીટેકટીવ ! આમ વિચાર કરતો, ઘડી ઘડી પાછળ જોતો તારદેવને રસ્તેથી ફલાવર મીલ પાસે આવી ગ્રાંટરોડ સ્ટેશન આગળ ઘાસની ગંજી-

ઓના ડબ્બા અને ભેંસો ઉતારવાના ડબ્બા પડ્યા રહે છે ત્યાં એક પુલની નીચે આવ્યો. એક બાજુ મ્યુનિસિપલ ખાતાના નળ અને ગટરનો સામાન પડ્યો રહેલો હતો. ગ્યાસલેટના કાળા શાહી જેવા ડબ્બાના કકડાનાં છાપરાવાળાં ઝુંપડાંમાં ઢોર, બકરાં અને તેમની ગંદકીમાં માણસો રહેતાં હતાં. પાસે કાદવ, મચ્છર, પાણી અને છાણાનાંજ ખેતર હતાં અને સામે ખટારાવાળાનું થાણું હતું. આ પુલની પાસેજ સ્ટેશનની સામેની સડકથી પાણી આવવા જવાનું ધરનાળું હતું. અજામિલ આ ઝુંપડા પાસે થઇ રેલ્વે ઓળંગી પાણીના ધરનાળામાં નીચો પડી, મેનાને કાઢી પેલી બાજુ નીકળી ગયો.

પાછળ પડનાર પુલ ઉપરજ હતો, એણે ધારણામાં ભૂલ કરી. સ્ટેશન પાસે પુલ એટલો ઉંચો હતો કે કૂદાય એમ ન હોતું, પુલની પેલી બાજુજ આવશે ધારી તે પુલ ઉપર ઉતાવળો ચાલ્યો પણ અજામિલે થાપ આપી. જે રસ્તે અજામિલ નીકળ્યો તે અને પુલ વચ્ચે ધરો, ચાલો હતી એટલે પુલ ઉપરથી કાંઈ દેખાયું નહી અને અજામિલે રસ્તો બદલ્યો, એકદમ ગલીઓમાં થઈ ગ્રાંટરોડના મોટે રસ્તે થઈ ચુનાભઠી લેનને રસ્તે ખેતવાડીને રસ્તે થઈ પાછો લાલબાગ આવ્યો. લાલબાગ અને માધવબાગને સંબંધ છે. બંનેના માલિકો પોતાની માલેકી પુરવાર કરવા પોતપોતાના માણસો પાસે સવારે, બપોરે, ઝાંપા બંધ કરાવે છે. પણ જ્યારે માધવબાગ સ્વચ્છ અને સાંજસવાર બેસવા જેવી જગ્યા થતાં ભાવિક હિંદુઓ આવી બેસે છે ત્યારે એ બે બાગના અનુસંધાનમાં એક ડેલા અને રસ્તાની સ્થિતિ જુદી જ છે. ખોડાં ઢોરની પાંજરાપોળને બદલે ભીખારીનો સ્વચ્છન્દાશ્રમ છે, હિંદુ, મુસલમાન, બાવાઓ, ફકીરો, નાના મોટા ભીખારીઓ, લુલાલંગડાં ભેગાં થાય છે, ભીંતે નાની ખીટી મારી ટીનનાં પવાલાં ગંદી ગોદડીઓ સાદડીઓના વીંટા લટકાવે છે અને આ સ્થિતિ પાંજરાપોળની બધી ગલીઓમાં જણાય છે. આ ડહેલામાં બપોરે, રાતના 'હશે બીચારા પડી રહે છે' માં આળસ, અનીતિ, અને તોફાનને ઉત્તેજન આપનારા વાણિયા, જૈનોની કૃપાએ હજારો ભીખારીઓ ધીંગામસ્તી કરે છે, માંગી આવી પડ્યા રહે છે અને મસ્ત આખલા બાઝે તેમ પૈસાની વહેંચણી માટે

મારામારી કરે છે. અજામિલે આ જોયું હતું, આ જગ્યાની ખબર હતી એટલે જે જગ્યાએ પોતે હમેશાં જઈ ભીખારીને કાંઈ કાંઈ આપતો, એમની સ્થિતિથી વાકેફ થઈ વખત આવ્યે મદદ કરવાની નોંધ લેતો તેજ જગ્યાએ પોતાને સુવાનો, રહેવાનો સમય આવ્યો છતાં અજામિલ ડગ્યો નહી. રસ્તામાં જ અજામિલે કંદોઇને ત્યાંથી જાડી તેલમાં તળેલી પુરી, મરચાં, બટાટાનું શાક અને ચટણી લઈ લીધાં અને બંને આ જગ્યાએ આવ્યાં. ડેલામાં અજામિલને કોઈ ભીખારી પૂછે એમ નહોતું. અજામિલ અંદર ગયો, પડશાળ ઓશરીની પાછળ નાનો વંડો હતો તેની બારી ઉઘાડી અંદર પેઠો ને સાંકળ વાસી. મેનાને બેસાડી, જાળીમાંથી ભીખારીને બોલાવી પાણી મંગાવ્યું અને પોતાના પાળેલા કુતરાને રોટલો દુધ નાંખી એને ખવડાવી સંતોષ માને તેમ અજામિલ મેનાને પુરી શાક ખવડાવવા લાગ્યો. મેનાએ ખાધું. ધરાઈ પાણી પીધું, વધેલું અજામિલે ખાવું શરૂ કર્યું ત્યાં કોળીયો હાથમાં રાખી હસ્યો ! "હું ઘઉં ખાઉં ? મારો બાજરીનો રોટલો ? અરે રામ ? એક વખત પાવાગઢના કીલ્લામાં, એક વખત જેલમાં, આન્દામાનને રસ્તે તેજ હું ! નાનજી નગર શેઠ, નાનજી માજીસ્ટ્રેટ તેજ હું ! હજારોને ખવડાવનાર આજ આ ભીખારીના આશ્રમમાં ! પણ હું મૂર્ખો તો નહી હોઉં ? દોરડું જોઈ સાપની ભીતિ થાય એમ તો નહી થયું હોય ? ઇનાયતખાન અહીં કયાંથી ? એને કયાંથી ખબર પડે ? એ તો મારી ભ્રાંતિજ, નકામો ઘરબાર વિનાનો થયો, મેના ઉંઘી ગઈ અને એ પણ અર્ધ જાગતા શિકારી કુતરાની માફક મેનાને સંભાળતો, ઘડી ઘડી 'કોઈ આવ્યું તો નથી' કરતો જાગી ઉઠતો પાસે જ સુતો.

રાતના બાર વાગ્યા, ડેલાનાં બારણાં બંધ થયાં અને આકાશમાં ચંદ્ર ઉગ્યો હતો તેનું અજવાળું આવ્યું. અજામિલ ઉઠ્યો, ભીખારીઓ, સ્ત્રી, પુરૂષો, છોકરા, છોકરીઓ નગ્નાવસ્થામાં ગમે તેમ પડ્યાં હતાં. સવારે જવું ઠીક નહી કરી મેનાને ઉઠાડી. મેનાને મંછીને ત્યાં ગમે ત્યારે મહેમાન આવતા હોવાથી ઉઠવેઠ કરવા ઘણી વાર ઉઠવું પડતું એટલે એને આમ સફાળી ઉઠવાની નવાઇ નહોતી. મેના અને અજામિલ ઓશરી ઉપર આવ્યાં. ધીરે રહી બારીની સાંકળ ઉઘાડી અને પાંજરાપોળ પાસે

થઇ ભૂલેશ્વરપર આવ્યાં. ભૂલેશ્વરના ઝાંખા અજવાળામાં દૂરથી ચાર પીળી પાઘડી જોતાંજ અજામિલના હાંજાં ગગડયાં, આમાં એક મોગલાઇ ટોપી પહેરી હતી, એજ ઇનાયતખાન, હવે આવી બન્યું ! હવે આન્દામાન નહી પણ ફાંસીજ ! હું ફાંસીએ જઇશ, પણ કોમળ મેનાનું શું? આ ઘરો બહાર નળો નાંખ્યા છે એ નળ પકડી ઉપર ચાલ્યો જાઉં? પાછો જાઉં? હું એકલો હત તો કાંઇ નહી, પણ મેનાની લપ છેને. અજામિલ પાછો ફર્યો, લાલબાગને રસ્તે આવી પાંજરાપોળની ગલી પકડી, પાછલે રસ્તે પાયધોની આવ્યો અને મઝગામ ભાયખલ્લાનો વચલો રસ્તો લીધો. બે ચાર ગલી વટાવી વચલા રસ્તે આવ્યો. ત્યાં સામેથી પોલીસ. અજામિલ બરફ જેવો ઠંડો થઇ ગયો. એક ઘરના ખૂણામાં અંધારૂં હતું, અને ઘર બહાર લાકડાનો સામાન પડ્યો હતો, ત્યાં મેનાને ઉભી રાખી. નિર્દોષ મેનાએ પૂછયું; "કોણ છે? આમ કેમ?" "ચુપ? મૂંછી અને જલુ ઠાર આવે છે." એ રાક્ષસોના નામથી ત્રાસેલી મેના પથ્થરવત ઉભી રહી, અજામિલ ગટરની ગલીમાં ભરાયો અને પોલીસ પાર્ટી ચાલી ગઇ. અજામિલ જન્મમાં ભય નહી પામ્યો હોય એવો થરથરતો હતો. આ વખત પકડાયો તો ઇનાયતખાન મૂકે એમ નથી, અને જીવનની બધી અભિલાષા એમ ને એમ જવાની! મેના! કોમળ પંખી છુંદાઇ જવાનું?

'ઇનાયતખાન? તને મારા ઉપર આટલું વેર? મેં શું કર્યું છે? એક સમયના ગુન્હા માટે કોઇને કનડતો નથી છતાં શિક્ષા! આન્દામાન સ્ટીમર ઉપર ઓછી સેવા બજાવી! જીંદગી ભયમાં નાંખી, મહાત્મા ગરીબદાસના પુણ્યેજ બચ્યો તો હજીયે મને નહી છોડે?' અજામિલ ઉભોજ રહ્યો ત્યાં દૂર પોલીસની સીટી–વ્હીસલ સંભળાઈ અને બે ચાર જગ્યાએથી એ વ્હીસલ ને વ્હીસલમાં જ ઉત્તર મળ્યા. અજામિલ સમજ્યો. ઇનાયતખાનને વ્હેમ છે કે હું આટલામાં છું અને એણે સર્વ જગ્યાએ પેરો મૂકયો છે. આજ છૂટવાનો સંભવ નથી, સડક ઉપર જવાય એમ નથી. ગલ્લીઓ સહીસલામત નથી. અજામિલે મેનાને ઉપાડી, ખાંધે લીધી અને ઘરોની ભીંતે ભીંતે ચાલ્યો અને એક વિશાળ કમ્પાઉંડ પાસે આવ્યો.

## પ્રકરણ ૫૪ મું

### ગુફા

અજામિલને અંધારામાં, ચંદ્રના ઝાંખા અજવાળામાં પોતે મુંબઇના કયા ભાગમાં આવ્યો હતો તેનું જરાયે ભાન નહોતું. મુંબઈના બીજા ભાગ કરતાં ગીચ વસ્તી હતી પરંતુ વચમાં એટલી છૂટી જગ્યા, ખંતરો, ખડીયેરો અને કારખાના જેવા વંડાઓ આવતા કે જુદું ગામ જ હોય એમ લાગતું. હજારો ગરીબોનો આવાસ હતો. રાતના બે વાગવા આવ્યા હતા છતાં બિચારી ક્રીશ્ચીયન બાઇઓ, દરજીઓ બગાસાં ખાતાં, બીડી પીતાં, લટકતે ગ્યાસલેટને દીવે સીવતાં હતાં; કોઈ કારીગરો ઝાંખે દીવે અંદર અંદર વાતો કરતાં ધંધે વળગ્યા હતા અને કેટલેક ઠેકાણે જગ્યાની તંગાસને લીધે બારણાં ખુલ્લાં મૂકી પાંચ પાંચ દસ દસ આદમી અર્ધનગ્ન સ્થિતિમાં જ્યાં ત્યાં પડ્યાં હતાં. અજામિલ આ જોતો હતો. એની લાગણી દુઃખાતી હતી, મુંબઈના બીજા ભાગમાં પાદશાહની માફક રહેતા ધનાઢ્ય, ગરીબાઈ છે કે કેમ તેની જરાયે દરકાર ન કરનાર મધ્યમ વર્ગના લોકો ઉપર તિરસ્કાર આવ્યો; અત્યારે જ આ લોકો માટે ચાલ, બાગ, ઉદ્યોગગૃહ તૈયાર કરવા વિચાર થયો, ઝભ્ભામાં હાથ નાંખ્યો ત્યાં વળી પોલીસની વ્હીસલ સંભળાઈ ને મોતીયા મરી ગયા. દૂર ચંદ્ર અસ્ત પામતો હતો, અંધારું પસરતું હતું, મ્યુનિસિપાલીટીના ગ્યાસલેટના ઝાંખા દીવા ઓલાતા હતા અને અજામિલે એક વિશાળ મકાન જોયું; મકાનનો રંગ શાહી જેવો કાળો હતો, મકાનને અસંખ્ય બારીઓ હતી, ત્રણ માળનું મકાન હતું અને મકાનના છાપરાં ઉપર બે બાજુ ક્રોસ હતા. આ મકાનની જોડે નાનું દેવળ હતું અને મકાનની આસપાસ મોટો કમ્પાઉન્ડ હતો અને કમ્પાઉન્ડની ભીંત બહુ જ ઉંચી હતી. આવાં બીજાં જ મકાનમાંથી જ્યારે પ્રકાશ, ઉત્સાહ અને શાંતિનાં કિરણો નિકળતાં ત્યારે આમાંથી ગંભીરતા, નિરૂત્સાહ અને કાંઇ અંધકાર અને શંકાનાં આંદોલનો આવતાં હતાં. મોટો કમ્પાઉન્ડ પૂરો થતાં પાછલા ભાગમાં એક ખેતર હતું. આ ખેતરમાં શાક વાવ્યું હતું અને ભીંતને લગોલગ બે નાનાં ઝુપડાં હતાં. આ ઝુપડાં સ્વચ્છ અને સગવડવાળાં હતાં. ઝુપડાં અને

મકાન સાથે એક વાડો હતો અને એક ઘંટ હતો, આ ઘંટ વાગતાં જ માળી મકાનમાં જતો. બાકી ઝુપડાનાં ખેતરમાં જ કામ કરતો. અજામિલને લાગ્યું કે આ મકાનમાં જવાય તો જ અત્યારે પોલીસથી બચાય, આ મકાન એટલું વિશાળ હતું, એમાં એટલાં મોટાં જૂનાં અને ગાઢાં વૃક્ષો હતાં કે વાઘ, સિંહની ગુફાઓ હોય એમ લાગ્યું અને આખી રાત પડી રહેવાની એકાદ બખોલ મળશે, પોલીસને પત્તો નહી લાગતાં ચાલી જશે ને સવાર થઈ પડશે કરી અજામિલ ઝાંપા પાસે ગયો, ઝાંપો સજ્જડ બંધ હતો, અને એટલો ઉંચો ને મજબુત હતો કે મેનાને લઈ કૂદાય એમ નહોતું. વળી મકાનનો ઝાંપો રસ્તા ઉપર હતો. પાસે જ મ્યુનિસિપાલીટીનું ફાનસ હતું, એટલે પોલીસ દેખ્યા વિના રહે જ નહી. મકાન મૂકી ઝુપડાં તરફ જવા ધાર્યું અને ત્યાં ભીંતમાં રીપેર કામ ચાલતું હતું એટલે પાલખ બાંધેલી જોઈ. આ ખેતરમાંજ જવાય તોએ બસ કરી, આગળ પાછળ જોતો અજામિલ ભીંત ઉપર ચઢ્યો, મેનાને હાથ લાંબા કરવા નિશાની કરી, મેનાએ યંત્રની માફક હાથ ઉંચા કર્યા અને અજામિલે ખેંચી લીધી, બીજી બાજુ નાંખી પોતે કુદ્યો. ધબકારા મધ્યરાત્રિની શાન્તિમાં થતાં રખેને કોઈ જાગી ઉઠે એ બીકે અજામિલ અને મેના ત્યાં જ ક્ષણ વાર શ્વાસ લીધા વિના બેસી જ રહ્યાં. બહાર પોલીસનો પગરવ સંભળાતો હતો, પણ સદ્‌ભાગ્યે અંધારામાં પોલીસને આ મકાન કયું છે, કોનું છે જાણતાં આમાં દાખલ થવાનો શક નહોતો આવ્યો અને અંદર મોટા મકાનમાં તો શુનકાર હતું. માળીના ઝુપડાંમાંથી દૂર ચીમની વગરના ધૂણી નીકળતા દીવાનો પ્રકાશ આવતો હતો, એટલું જ નહી પણ ત્યાં વૃદ્ધ માળી એકતારા ઉપર ભજન કરતો હતો. આજ અગીઆરસ હતી અને માળીએ જાગરણ કર્યું હતું, એકતારો, મંજીરાનો અવાજ પવનમાં આવતાં કાનને આનંદ આપતો હતો અને તે સાથે પૂર્ણ ભક્તિથી ગવાતું ભજન ધાર્મિક વાતાવરણ ફેલાવતું હતું. અજામિલના હૃદયમાં ભય, ચિન્તા અને ઉદ્વેગ હતાં, મેના બિચારી શિકારીથી બીધેલી હરિણી માફક તરફડતી હતી, ત્યાં ભજનના સૂર, શબ્દો આવ્યા.

તું તો હાલને મારે છેતર, રે હો કરહણીયા

કરહણિયા મને દરહણ દેજે, હું તો આરની રહી છું તાચી;
તારે ને મારે હગપણ હાચું, એ તો જાણે જહોદા કાચી.
જાહક ઝીમાં મેં તો છીચડો રે રાંધ્યો, મઠ ચોળો મહિ નાંછ્યો;
આપણ ભેળાં બેહીને જમહું, છોરાં ઉડાડહે માંછ્યો.
નવારે ઘઉંનો મેં તો પુંખજ પાડ્યો, ને માળા હેઠળ મુંચ્યો;
તારે માટે અલ્યા કરહણીયા રે, મેં તો હળવે રહીને ફુંચ્યો.
હામે રે હેરડે બોરડી પાચી, તેના તે મેઠાં બોરાં;
આપણ બે જણાં બોરાં રે વેણહું, છોરું તે ચારહે ઢોરાં.
મારા છેતરમાં કારંગડી પાચી, તેની તે લાંબી લાંબી લુંબો;
મારા છેતરમાં સાનોમાનો આવજે, રખે રે પાડતો બુમો.
કરહણીયા રે મને હેત રાછીને, દાડી દાડી દરહણ દેજે;
નરસઇયાના સ્વામી વેલો પધારી, જોયે તે માગી લેજે–રે હો.

અજામિલને ક્ષણ વાર મહાત્મા ગરીબદાસની મઢુલી સાંભરી, ખરેખર ખેતર હોય અને શ્રીકૃષ્ણ આવ્યા હોય અને આ નિખાલસ, પવિત્ર માળી સાથે ભેગા બેસી ખીચડો ખાતા હોય એમ લાગ્યું. એનો ભય, અશાન્તિ, ઉદ્વેગ નષ્ટ થયાં, પરમાત્મા આમ ક્ષણે ક્ષણે આ મધ્ય રાત્રિએ મને શાન્ત કરવા આવ્યા છે, પછી શામાટે ચિન્તા? અજામિલ ભીડ ભંજન હનુમાન પાસેથી નીલકંઠ મહાદેવમાં ગયો અને ગરીબદાસજીનાં દર્શન થતાં જેવો શાંત થયો હતો તેવો જ શાંત આ જીવનના સંકટ સમયે મધ્ય રાત્રિએ યમદૂત જેવા પોલીસની હાજરીમાં આ પવિત્ર, ભક્તિમય ભજનથી થયો અને ઉભો થયો. ચોગરદમ જોયું અને પોતે તો આ વડની નીચે પડ્યો રહત પણ મેના, ઉઘાડી, ભયત્રસ્ત, ભૂખી, થાકેલી મેનાને અહીં રાખવી ઠીક ન લાગતાં ધીરે પગલે ઝુપડાં તરફ ગયો, ઝુંપડું પાસે આવતાં અંદર કોણ છે એ જોવા ઉભો રહ્યો, માળી ઉભો થયો ને બહાર ભજન ગાતો ગાતો ખેતરમાં આવ્યો. ત્રણ વાગી ગયા હતા અને હાથમાં હથિયાર લઈ ખેતરમાંથી કારીંગડી કાપવા લાગ્યો. જાણે અત્યારે જ કૃષ્ણ પરમાત્મા છાનામાના આવી પહોંચ્યા હોય અને એમને આપવા માળી ઉત્સુક હોય.

અજામિલ મેનાને તેડી ઉભો જ રહ્યો હતો અને માળી નાનું ફાનસ લઈ કારંગડી કાપતો ગાવા લાગ્યો.

રામરતન ધન પાયો, ભૈયા મેં તો રામરતન ધન પાયો;
સત્સંગ સતગુરુ પ્રતાપસેં, ભાગ બડો બની આયો. રામ.
ખરચે ન ખૂટે વાકું ચોર ન લૂટે, દિનદિન હોત સવાયો. રામ.
નીર ન ડુબે વાકું અગ્નિ ન જાહત, ધરણી ધર્યો ન સવાયો. રામ.
નામકો નાવ ભજનકી બતીયાં, ભવ સાગરસે તાર્યો. રામ.

અજામિલને લાગ્યું કે આ વૃદ્ધ લંગડો માળી જરૂર મદદ કરશે અને આ મેનાને રાત રહેવા દેશે. માળીનો એક પગ લાકડાનો હતો અને હાથમાં લાકડી લઈ આમ તેમ ભજન ગાતો, વૃદ્ધાવસ્થામાં પણ આનંદ માનતો એકલો અટુલો ફરતો હતો અને કર્તવ્યનિષ્ઠ હતો. અજામિલને ભજન સાંભળી, માળીને જોઈ ભય જતો રહ્યો અને કારંગડી કાપતા માળી પાસે મેનાને લઈ ગયો અને બોલ્યો:—"માળી!"

આ રાતના ચાર વાગ્યાને સુમારે જે મકાનમાં ઢોર પણ ન આવી શકે ત્યાં 'માળી'ની બૂમ પાડતું કોણ હશે, એમ થતાં દાતરડું એમ ને એમ રાખી માળી ટટાર થયો ને પાછળ જોયું, "માળી! મારી આ છોકરીને તારા ઝુંપડામાં સુવા દે અને મને પડ્યો રહેવા દે તો દસ રૂપીઆ આપું." માળી તો આ દરખાસ્ત સાંભળી, રાત્રિએ પ્રચણ્ડ પુરુષને પોતાની સમક્ષ જોઈ અને બુડથલ જેવા લાગતા પાસે પૈસા ક્યાંથી! કોઈ પઠાણ ચોર હશે એમ બીતો ક્ષણ વાર ટીકી ટીકીને જોઈ રહ્યો. ચંદ્રનો અસ્ત થયો હતો. ફાનસનું ઝાંખું અજવાળું અજામિલ ઉપર પડતું હતું, મેના ખભા ઉપર માથું નાંખી કેડમાં બેઠી હતી અને અજામિલ માળી શો ઉત્તર આપે છે એની રાહ જોતો શ્વાસ પણ લીધા વિના વાટ્ય જોતો ઉભો. માળીએ ફાનસ ઉંચું કર્યું. અજામિલને બરાબર જોયો, અને એના હાથ ધ્રૂજ્યા, ફાનસ પડું પડું થઈ ગયું. અજામિલે ફાનસ પકડી લીધું. માળીએ ડાંગ નાંખી દીધી. દાતરડું નીચે પડયું અને એક પગે માળી બેસી જ ગયો.

"માળી? માળી? હું ખૂની નથી. હું ચોર નથી. દુઃખી છું, મારી પાછળ ભય છે. બચાવ, તને બદલો આપીશ. જન્મભર નહી ભુલું, આ

બાળક ખાતર બચાવ. આવી ચડશે તો હું ફાંસીએ જઇશ. તારાં ભજનથી મારું મન શાન્ત થયું છે અને–"

માળીની આંખમાં આંસુ આવ્યાં. માળી પગે લાગ્યો અને બોલ્યોઃ– "ભાઈ! હું તારાથી બીતો નથી. મારાં ધન્ય ભાગ્ય કે તમે આવ્યા, તમે નાનપરાના નાનજી પટેલ ખરા કે નહી ?"

આટલે દૂર, આટલે વર્ષે, મુંબઇના ખૂણામાં પાછલી રાતે અંધારામાં ભયાનક લાગતા મકાનમાં મને ઓળખનાર કોણ? અજામિલને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે એનું આ જગ્યાએ કોઈ ઓળખીતું નીકળશે. "નાનજી શેઠ! તમે ગમે તે વેશમાં હો, ગમે તે સ્થળે હો ને હું ન ઓળખું એ કેમ બને? નાનજી શેઠ! તમે અહીં આમ આટલી રાતે મારા ઝુંપડામાં કયાંથી? હું હમણાં જ કરહણીયાનું ભજન ગાતો હતો ને કરહણીઆને બોલાવતો હતો. આપજ મારા કરહણીયા! આકાશમાંથી આવ્યા? અહીં આવવાનો રસ્તો કયાં છે? અહીં પુરૂષનું નામ નથી, ને તમે આવા વેશમાં? તમારો પટેલનો, નગરશેઠનો વેશ કયાં ગયો? તમે આમ ગભરાતા છૂપાતા કયાંથી આવ્યા? નાનપરા કેમ છોડયું? તમારા વિના નાનપરાની શી સ્થિતિ થશે? મારી ભક્તિ જોવા આવ્યા છો? અરે રામ! દુનિયામાં શું થવા બેઠું છે? તમારા જેવાની આ સ્થિતિ?"

માળી આમ બોલ્યે જતો હતો અને અજામિલ આશ્ચર્યમાં ગરકાવ થઇ સાંભળ્યાં કરતો હતો. આ માળી મને કયાંથી ઓળખે એ વિચારે એ સ્તબ્ધ થયો હતો. આખરે હિમ્મત રાખી બોલ્યોઃ–"માળી! તું મને કયાંથી ઓળખે? પેલું વિશાળ કાળું મકાન કોનું છે?"

"નાનજીશેઠ! એટલામાં ભૂલી ગયા? ઇસ્પીતાલમાંથી સાજો થઇ નીકળ્યો અને તમારા ડાકટરની ચીઠ્ઠી લઈ અહીં દાખલ થયો, એ બધી વાત ભૂલી ગયા? હજી મને ન ઓળખ્યો?

"ના, ભાઈ! ના."

નાનજી શેઠ સંભારો, આમ ગરીબ ઉપર ઉપકાર કરી ગરીબને વિસરો નહી. જુઓ મારો ચહેરો, જુઓ મારો પગ," માળીએ ફાનસ લીધું ને પોતાનો ચહેરો દેખાય એમ પ્રકાશ પાડ્યો.

અજામિલની વિસ્મૃતિ, અંધકારમાં પ્રકાશ પડતાં તિમીરનો નાશ થાય તેમ, નષ્ટ થઇ અને ચહેરો પરિચિત લાગતાં બોલ્યો:–"કોણ, ફૂલીયો? ગાડા નીચે ચગદાયેલો ફૂલીયો? ફૂલીયા! તું અહીં અને મારે તારે શરણે આવવું થયું, એ પણ વિધિની ગતિજ ને! માળી! હવે આ છોકરીને સુવાડ, આ દોરી શેની છે."

"નાનજી શેઠ! આ પાદરી લોકની નિશાળ અને મઠ છે, તમામ બાયડીઓ છે, કોઇ પુરૂષને અંદર જવાનો હક્ક નથી. વિલાયતી અને દેશી મડમો રહે છે. કોઇને અંદર આવવા દેતી નથી, મારૂં ઝુપડું પણ એમના કમ્પાઉન્ડ બહાર છે, જ્યારે મારૂં કામ પડે ત્યારે આ દોરડું ખેંચે છે કે, ઘંટડી વાગે છે ને હું જાઉં છું, એમના ઉઠયા પહેલાં કામ કરૂં છું. મોટી ઉમરની સ્ત્રીઓજ મારી સાથે બોલે છે. નિશાળની છોકરીઓ બોલે પણ મઠમાં રહેતી સ્ત્રીઓ તો બહાર નીકળતીજ નથી, બણેનાં જોડકાં કોઇ કોઇ વાર જાય, પણ કાળાં લુગડાં અને સંસારથી વેરાગી, સ્વામીનારાયણમાં જેમ સ્ત્રીઓને પુરૂષ અડકે તો અપવાસ કરવો પડે છે તેમ આ મઠમાં રહેતી સ્ત્રીઓ પુરૂષની સાથે બોલે કે પુરૂષને અડકે તો અપવાસ કરે છે, અને આખો દિવસ પ્રાર્થનામાં ગાળે છે."

"આ મધર મેરી કોનવેન્ટ હોમ! કેટલા વર્ષનું? મુંબઇમાં ફીરંગી લોક આવ્યા અને દેશીઓને પોર્ચુગીઝ લોકોએ તરવાર અને અગ્નિથી જેર કર્યાં ત્યારનું! કેવું ભયંકર! ફૂલીયા! ફૂલીયા! તું અહીં કયાંથી?"

"નાનજી શેઠ! તમારી ઇસ્પીતાલના ડાકટરની ચીઠ્ઠી લઈ અહીં આવ્યો ને આટલાં વર્ષથી છું. સુખી છું ને રોજ તમને સંભારૂં છું. મારૂં કરહણીયાનું ભજન સાચું પડ્યું. નાનજી શેઠનું રૂપ લઈ મારો કરહણીયો આવ્યો છે."

'ફૂલીયા! તારા ઝુપડામાં કોણ કોણ છે?'

'નાનજી શેઠ! હું એકલો, બૈરૂંયે નથી.'

'મને રહેવા દઇશ, તારી પાદરી બાઇઓ હરકત તો નહી કરેને.'

'નાનજી શેઠ! તમે મને જીવનદાન આપ્યું છે. ગાડા તળેથી તમારા

સિવાય બીજું કાઈ કાઢનાર નહોતું અને એ દેખાવ હજી મને ત્રાસ ઉપજાવે છે. તમારે માટે શું નહી કરૂં ? ધન્ય ભાગ્ય મારાં કે આપની સેવા કરવાનો વખત આવ્યો. નોકરી તો શું પણ માથું જાય તો એ તમારે માટે તૈયાર છું.'

'ત્યારે એક કામ કર.'

ફૂલીયો નાનજી, અજામિલને પગે પડ્યો, એના પડતા બોલ ઝીલવા તૈયાર થતાં ગળગળો થયો.

"ફૂલીયા ! ફૂલીયા ! ઉભો થા. આટલું હોય નહી. મારામાં શક્તિ હતી, પાસે થઇ જતો હતો ને તું કચરાતો હતો છતાં ન કાઢયો હત તો મારા જેવો નરાધમ કોઇ નહી. ફૂલીયા ! એમાં મેં કર્તવ્ય કરતાં કશુંયે વિશેષ કર્યું નથી. ફૂલીયા તું તો મારા ઉપર ઉપકારજ કરીશ. મહાત્મા ગરીબદાસની હજી કૃપા છે, નહી તો આ ભયંકર રાત્રે ચારે બાજુ પોલીસ છે છતાં તું કયાંથી ? ફૂલીયા ! અમને બેને રહેવા જેટલી જગ્યા છે ?"

"નાનજી શેઠ ! આ મારી ઝુંપડી. હું એકલોજ છું. પાદરીઓના નિયમ પ્રમાણે કોઈ આવતું જતું નથી ને મારાથી કોઇને બોલાવાતું પણ નથી, અહીં કોઇ આવે એમ નથી. મારા પગારમાંથી આપણે ખાઇ, ભજન ગાઇ, સુખી થઇશું."

"પણ ફૂલીયા ! સાંભળ ? હું કયાંથી, કેમ આવ્યો છું તે તારે હમણાં પૂછવું નહી, અને હું અહીં છું, એ કોઇને કહેવું નહી."

"નાનજી શેઠ ! એક અક્ષર બહાર નહી જાય. મારૂં ઝુંપડું આજ પવિત્ર થયું. મારા કરહણ તમે ! ભલા ભગવાન ! આજે તેં સાચેસાચ દર્શન દીધાં."

મેનાને અંદર ખાટલામાં સુવાડી, નાનજીશેઠ માટે ફાટેલું ગોદડું વ્હાણના ખાટલા ઉપર નાંખ્યું અને સામો ફૂલીયો બેઠો.

"ફૂલીયા ! જમીન ઉપર ગોદડી બસ છે, હવે વહાણું વાવા આવ્યું છે. હું હવે કુવે નાહી, સેવા કરીશ, તું જા કામે."

ફૂલીયો ઉઠયો, ઝુંપડા બહાર ગયો, જતાં જતાં એકલો પડતાં બબ-

ઓ:–"આ નાનજી શેઠ? જેનાં દર્શન કરવા હજારો માણસ મરી પડતાં, જેનો પડતો બોલ સૌ કોઇ ઉપાડી લેતાં. જે ગરીબનો બાપ હતો તે નાનજી શેઠ આમ દુ:ખી? નાનજી શેઠ! તમે મને ભૂલી ગયા પણ હું કેમ ભૂલી જાઉં? સંત લોક ઉપકારો કરી સંભારતા નથી. મારી આજની ઘડી ધન્ય છે. નાનજી શેઠ મારે બારણે?"

---

## પ્રકરણ ૫૫ મું

### ઇનાયતખાનને પત્તો ક્યાંથી મળ્યો?

સુંદરીના ખાટલા પાસે જ ઇનાયતખાને આવી નાનજીને કેદખાનામાં આવવા, તાબે થવા હુકમ કર્યો અને ગરીબ મેનાને માટે ઝંખના કરતી સુંદરી ત્રાસથી રામશરણ થઇ. નાનજી કેદખાનામાં ગયો અને ત્યાંથી નાઠો. ઇનાયતખાનના પાસા ઉંધા વળ્યા; હાથમાં આવેલી બાજી ગઇ અને શું મોંઢું લઇ બહાર નિકળીશ એમ થયું. પરંતુ તે ભૂખ, તરસ, થાક, સુખ ન ગણકારતાં પોલીસ પાર્ટી લઇ નિકળ્યો અને નાનજી, અજામિલને પકડ્યો. અમદાવાદની જેલમાં સોંપ્યો અને સ્પેશિયલમાં પૂરતા જાપતા સાથે મદ્રાસના બારા સુધી પહોંચ્યો; આન્દામાન સ્ટીમર ઉપર ચઢાવ્યો અને ત્યાં અજામિલ ડુબ્યો, એ ઇનાયતખાને નજરોનજર જોયું અને નિરાશ થયો. ઇનાયતખાનની વફાદારી ભરેલી નોકરીની કદર થઇ અને ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ડંટ થયો. મદ્રાસ જેવા વિશાળ બંદર પાસે ઉંડા પાણીમાં પડેલો અજામિલ ફરીને બહાર જીવતો નિકળે, એ અસંભવિત હતું, અને ઇનાયતખાન અજામિલને વિસરી ગયો.

ઇનાયતખાન મુંબઇમાં પોતાના ઉતારામાં આરામ ખુરશી ઉપર પડ્યો પડ્યો દરિયાનો પવન ખાતો સીગાર પીતો હતો ત્યાં ટપાલ આવી. સરકારી જરૂરના કાગળો વાંચ્યા; સૂચના કરી ઓર્ડર્લીને આપ્યા અને પોતે "પોલીસ કોન્ફીન્ડેન્શીઅલ ગેઝેટ" વાંચવા મંડ્યો. થાણામાં એક કુવા પાસે મુસાફરનું ખૂન થયું હતું પણ મરનારનું માથું નહોતું, ખૂનીનો પત્તો નહોતો. આ મરનારનો ફોટો આપ્યો હતો અને મરનારનાં કેટલાંક ચિહ્ન આપ્યાં

હતાં. બંગાળી સાધુઓનું ટોળું દક્ષિણમાંથી ગુજરાતમાં પગ રસ્તે નાસિક, ધરમપોર, વાંસદા થઇ સુરતમાં આવતું હતું. આ સાધુઓમાં બે ત્રણ ઇંગ્રેજી ભણેલા હતા. તેના ઉપર દેખરેખ રાખવા ઈન્સ્પેકટર જનરલ ઓફ પોલીસની સૂચના હતી. બે પઠાણો શાલ વેચનાર તરીકે ગામે ગામ ફરતા હતા, પણ એ કોઈ પરરાજ્યના જાસુસ હોય એમ શક આવતાં એમની હીલચાલ તપાસવાનો હુકમ હતો. અમુક મામલતદાર ખૂનનો કેસ ચલાવે છે પણ એમાં લાંચ લઈ સાક્ષી આપનારને નસાડી મૂકે છે તેની છૂપી તપાસ કરવા સૂચના હતી. આ અને બીજી ખબરો ઈનાયતખાને વાંચી, પાસે નોટબુકમાં જરૂર જોગ નોંધી લીધી અને પેપર નાંખ્યું; વળી પેપર લીધું ને વાંચ્યું.

'નાનપરા અને સુરત ડીસ્ટ્રીકટના એક નાના ગામડામાંથી એક છોકરીનું હરણ થયું હતું પણ હરણ કરનારનો કે છોકરીનો પત્તો નહોતો. મંછી, જલુ ઠારનાં નામ હતાં, આને ત્યાં આ છોકરી જેનું નામ મેના હતું તે નાની હતી ત્યારે એની મા મૂકી ગઇ હતી. આ છોકરીની માનું નામ સુંદરી, અને એ જ નાનપરામાં ઈસ્પીતાલમાં ઈનાયતખાનની નજર આગળ ગુજરી ગઈ છે. આ છોકરીને એક પરદેશી જેવો લાગતો પુરુષ સમજાવી ઉઠાવી ગયો છે, એવી ફરિયાદ જલુ ઠારે કરી હતી, અને પોલીસ તપાસ માટે આ ખબર પોલીસ ગેઝેટમાં છપાયા હતા. આ વાંચતાં જ ઈનાયતખાન ચમક્યો, એની આંખે ઇસ્પીતાલનો દેખાવ તાજો આવ્યો. નાનજીએ ત્રણ દિવસની, છોકરી લઈ આવવા મહેતલ માગી હતી તે જ આ છોકરી હોવી જોઇએ, અજામિલ આ જ ગામડાની આસપાસ ભટકતો માલુમ પડ્યો હતો, અને એનું કારણ આજ. હવે સમજાયું. આ છોકરી લઇ જવા જ આવેલો, પણ એ એની યુક્તિમાં ફાવે તે પહેલાં પકડાયો અને આંદામાન સ્ટીમરપર ચઢ્યો. "ત્યારે આ કોણ? અજામિલ બચ્યો હશે? એ કેમ બને? એની કેટલી તપાસ તે જ વખત થઇ હતી. બચે જ નહી, હું જાતે જ જલુ ઠાર, મંછીને મળું પછી વાત."

ઇનાયતખાન જલુ ઠાર અને મંછીને મળ્યો. લુચ્ચો જલુ ઠાર હવે

સમજ્યો હતો કે પોલીસને ફરિયાદ કરી કે પોલીસ જીવ લઇ લેશે. એટલે ફરિયાદ જ નથી કરવી કરી ફાંફાં માર્યાં, પણ પોલીસ હવે એનો પીછો છોડે એમ નહોતી. એણે લિખિતવાર ફરિયાદ કરી જ નહોતી એટલે છટકી ગયો. પોલીસ તપાસ કરે તો પોતાનાં કંઇ કાળાં ધોળાં નીકળે એમ હતું અને છસો રૂપીઆની વાત કરવી પડે એમ હતી. જલુ ઠાર અને મંછીએ ફતવા કરવા માંડ્યા, અને આપણા દયાની મૂર્તિ હિન્દુ પાડોશીઓ 'હશે, બીચારાની છોકરી ગઇ અને પોલીસ નકામા હેરાન કરશે' કરી એને મદદ કરવા લાગ્યાં. 'અરે એ તો એ છોકરીનો દાદો હતો. અમારી સાથે વાત કરી હતીને!' ઇનાયતખાને એ દાદો કેવો હતો, કેવડો હતો, નામ શું હતું વગેરે પ્રશ્ન પૂછ્યા, ને જમાનાના ખાધેલા જલુએ કાઠિયાવાડના નાના ગામનું નામ આપ્યું. દાદાનું નામ રણછોડ અને ગરાસીયા જેવો લાગ્યો, કહી પતાવ્યું. ઇનાયતખાનને મંછીએ સીરો ખવરાવ્યો અને પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ ખુશ થયા. 'હં, અજામિલ તો દરિયાના પ્રાણીઓનો ખોરાક થઇ ગયો હતો, એ ક્યાંથી આવે? હજી મને પણ ભૂતની પેઠે પાછળ ભમતો હોય એમ લાગે છે તો,' કરી ડીસ્ટ્રીકટમાં સીધાવ્યા.

ઇનાયતખાનની બદલી મુંબઈ થઇ અને છૂપી પોલીસનો ઇન્સ્પેકટર થયો. પોલીસના જીલ્લા રીપોર્ટમાં એક દિવસ ખબર આવી કે 'નળબજારની હદમાં એક ભીખ આપતો ભીખારી રહે છે. એ કોણ છે, શી રીતે ગુજરાન ચલાવે છે એ કોઈ જાણતું નથી. દરરોજ સાંજના મંદિરમાં દર્શન કરવા અને હરિકથા સાંભળવા આવે છે. નંબર ૫૦-૫૨ ના ઘરમાં એક છોકરી સાથે રહે છે. છોકરી મીશનરી સ્કુલમાં જાય છે. તપાસમાં નાનપરા તરફથી આવી છે' એટલી ખબર મળી. નાનપરાનું નામ કાને પડતાં જ ઇનાયતખાનના કાન ઠણક્યા, વધુ તપાસ કરી અને જણાયું કે "આ માણસ મજબુત બાંધાનો અને મક્કમ વિચારનો છે, રાત, સંધ્યાકાળ સિવાય બહાર જતો નથી, કોઇની સાથે બોલતો નથી અને કોઇને મળતો મુકતો નથી. એ લાંબો ઝભ્ભો પહેરે છે ને કહે છે કે એમાં પુષ્કળ પૈસા છે." આ ખબર મળતાં જ ઇનાયતખાને ભીખારીનો વેશ લીધો

અને મંદિર પાસે માગવા બેઠો. ભીખ આપનાર, મંદિરનાં પગથીઆં ચઢનારને બાંડી આંખે ધારી ધારીને જોતો અને અગાઉ કહી ગયા તેમ તે દિવસ શક પડ્યો. ઇનાયતખાને અજામિલને ઓળખ્યો અને અજામિલને કાંક શક આવ્યો. ભીખારી અજામિલની પાછળ પાછળ ગયો, નંબર ૫૦—૫૨ નું ઘર જોયું, એમાને મળી જણાય એટલી હકીકત જાણી અને અજામિલની હિલચાલ તપાસવી શરૂ કરી, નામ વગરનું વોરંટ આણ્યું અને અજામિલ શી વાત કરે છે તે જાણવા પાડોશના ઘરમાંથી સાંભળવા પ્રયત્ન કર્યો, પણ અજામિલે શબ્દ ઉચાર્યો નહી. ઇનાયતખાનને ખાત્રી થઇ કે, અજામિલને ખબર પડી છે અને એ નાસી જશે એમ થતાં વધુ પોલીસની મદદથી દેખરેખ શરૂ કરી. ઇનાયતખાને અજામિલને તરત જ પકડ્યો હત, પણ એ જ અજામિલ છે એમ નિશ્ચય થયો નહોતો. મુંબઇનાં પત્રોને ઇનાયતખાન સાથે બનતું નહોતું. અતિશય વફાદારી અગર કર્તવ્યબુદ્ધિની ગાંડાઇથી બે ચાર સારા સારા ગૃહસ્થોને એણે વગર વાંકે પરહેજ કર્યા હતા અને એટલા માટે જાહેર પત્રોમાં સખ્ત ટીકા થઇ હતી અને ખાનગી રીતે ઉપરી અમલદારનો ઠપકો મળ્યો હતો. એ દિવસથી ઇનાયતખાન વધારે સાવચેત રહેતો હતો અને આ માટે જ પકડવામાં ઢીલ કરતો હતો. 'વૃદ્ધ પુરુષ અજામિલ છે એમ શા માટે માનવું? કોઇ દુઃખી તવંગર મનુષ્ય પણ હોય? એણે હજી કોઇનું ઘર લૂંટયું નહોતું. એ પોતાના પૈસામાંથી જીવન નભાવતો હતો, આડોશી પાડોશીને કનડતો નહોતો. એને પકડે ને એ કોઇ વગદાર ગૃહસ્થ નીકળે તો?' આ બધા વિચારથી જ ઇનાયતખાનના હાથ નરમ પડ્યા હતા અને યોગ્ય પ્રસંગની રાહ જોતો હતો; માત્ર પોલીસની સખ્ત દેખરેખ રાખી હતી. ઇનાયતખાને અજામિલનો ચહેરો ઓળખ્યો અને એના હૃદયમાં થરેરાટ થયો. જગતમાં એ જ વસ્તુને આવો થથરાટ થાય છે. બાળક ખોવાઇ ગયું હોય ને પાછું મળતાં માતાનું કોમળ હૃદય ધ્રુજે છે, અને હિંસક પ્રાણીને જ્યારે ખોવાયલો શિકાર ફરીને મળે છે ત્યારે; અજામિલને ઓળખતાં જ ઇનાયતખાન ટટાર થયો પણ અજામિલને પકડવો એ કાંઈ સહેલું નહોતું. બીજી પોલીસની મદદ સિવાય બનવું અશકય હતું અને

એણે પોલીસની મદદ માગી; આ મદદ મળે તે પહેલાં અજામિલ સંતાકુકડી રમતો નાઠો, અને લાલબાગમાં રાત ગાળી મધ્યરાત થતાં બહાર નીકળ્યો ને સપડાયો. પોલીસ પાછળ પડી અને અજામિલ ભમતો, મેનાને સંભાળતો દૈવયોગે પાદરીના મઠમાં આવી પહોંચ્યો. પોલીસને પત્તો ન લાગ્યો અને થાકી પાછા ફર્યા.

---

## પ્રકરણ ૫૬ મું

### મઠ

વાસ્કોડીગામા અને ત્યાર પછીના આવેલા પોર્ચુગીઝ સરદારો સાથે પાદરીઓ આવેલા હતા, અને દુનિયામાં જેઓ મૂર્તિપૂજક છે તેમને ગમે તે પ્રકારે કનડીને પણ ખ્રીસ્તી ધર્મમાં લઇ જવા જોઇએ એમ એ લોકો માનતા. ઇ૦ સ૦ ૧૫૦૨ માં વાસ્કોડીગામા હિંદુસ્તાન આવતો હતો ત્યાં કાનાનોર પાસે મક્કે હજ કરવા જતા હાજીઓનું વહાણુ મળ્યું. પોર્ચુગીઝ ઇતિહાસકાર એક જગ્યાએ લખે છે કે, વાસ્કોડીગામાએ આ વહાણમાંનાં નાનાં છોકરાંને ગુલામ બનાવવા જીવતાં રાખ્યાં અને ત્રણસો ઉતારૂઓને વહાણમાં બાંધી આખું વહાણ સળગાવી દેવામાં આવ્યું; ઝામોરીનનું વેર લેવા પોર્ચુગીઝોએ કેદ કરેલા દેશીઓના હાથપગ કાપી ઝામોરીનને ભેટ મોકલ્યા હતા. બ્રિટીશ કંપનીનું રાજ્ય થયું ત્યાં સુધી ધર્મને નામે મુસલમાનોથી જરાયે ઓછા ન ઉતરે એવા જુલમ દેશીઓએ પોર્ચુગીઝોને હાથે સહન કર્યા હતા, અને ક્રીશ્ચીઆનીટીનો આ જુલમ નજરે પડતાં હજારો ગરીબો મોતને બીકે ખ્રીસ્તી થયા. આ લોક ખ્રીસ્તી થયા છતાં તેમનામાંથી હિન્દુ ધર્મના સંસ્કાર ગયા નહોતા. પોર્ચુગીઝ પાદરીઓએ પોતાને માટે તેમ જ વટલેલા ખ્રીસ્તીઓ માટે એક મઠ બંધાવ્યો હતો અને આ મઠની ખ્યાતિ હવે નષ્ટ થઈ હતી. હાલ તો એના મકાન કે ખંડિયેરનો પણ પત્તો નથી. છતાં થોડાક વર્ષ ઉપર સાપ ગયા ને લીસોટા રહ્યા પ્રમાણે આ મઠ અને એક નિશાળ ત્યાં હયાત હતાં. જે સમયે આ મઠની જાહોજલાલી હતી, ધર્મની સમાનતા, સુધારો અને

મનુષ્યનું વ્યક્તિત્વ સ્વીકારાયું નહોતું ત્યારે આ અને આવા મઠોની વ્યવસ્થા જુદી જ હતી. આ મઠોનાં મકાનો લગભગ એક જ ઘાટીનાં બંધાતાં અને મકાનની આસપાસ ઘટા, વેલો, વૃક્ષો હમેશાં ઉગાડવામાં આવતાં. મઠના મકાનની વિશાળતા, બહારના શ્યામ રંગથી જોતા હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન કરતી. મકાન અંદરથી એટલું ઉંડું અને નાના મોટા ઓરડાવાળું એટલું જ નહી પણ અનેક રસ્તાવાળું હોય છે કે અજાણ્યાને તો પત્તો જ લાગે નહી. મકાનમાં બારી ઉપર રંગીન કાચ ઉપર મહાત્મા જીસસ અને મેરી માતાના જીવનમાંથી અનેક ચિત્રો આલેખાતાં અને હોલમાં, રૂમમાં કોઈજ નજરે પડતું નહી. દરેક બારણા પાસે નાની દોરીની વ્યવસ્થા હતી, જે ખેંચતાં એકાદ સુંદરીનો અવાજ આવતો. આ અવાજમાં આનંદ ઉત્સાહ કરતાં શોક જ લાગતો. અવાજે અવાજે તમારે અંદર જવું અને અંધારા ઓરડામાં દાખલ થવાનું આવતું; આ ઓરડામાં પાંચ મીનીટ ઉભા રહેતાં તમારી આંખો અંધારાને અનુકૂળ થતી અને તમે જોઈ શકતા. ત્યાં સામે વેદી ઉપર કાળા પોશાકમાં વૃદ્ધ પાદરણ નજરે પડતાં અને આત્મકથાનું કાર્ય પુરું કરી જે રસ્તે આવ્યા તે જ રસ્તે બહાર જવાનું થતું, મઠમાં, અનેક સ્ત્રીઓ સામી મળે પણ એમાંથી એક પણ તમારા સામું જોશે એ આશા નિરર્થક અને આવા મઠોમાંથી માત્ર ધર્મનાં ભજનોના ધીરા અવાજ સિવાય બીજો કોઈ જ અવાજ બહાર નીકળતો નહી.

આ મઠની સ્ત્રીઓના જુદી જુદી સ્થિતિ અનુસાર આશ્રમ અને રહેવાના પ્રકાર હતા. કેટલીક સાધ્વીઓ ઉઘાડે પગેજ ફરતી તો કેટલીક ચંપલ જેવા સપાટ પહેરી ફરતી, કેટલીક સાધુડીઓને બેસવાનો હુકમજ નહોતો. શરીર ઉપર કાળો પોશાક, માથા ઉપર કબુતરના ટોપ જેવી કાળી ટોપી અને મોંજ ઉઘાડું. ગળામાં કાળો ક્રોસ અને લાંબું દોરડું હમેશાં રહેતાં; છાતીએ માળા લટકતી રાખવામાં આવતી અને નવરાશની વખતે આ માળાનો જીસસ કે મેરીના જાપ જપવામાં ઉપયોગ કરવામાં આવતો. આ સાધુડીઓને માંસ મદિરાનો નિષેધ હતો એટલુંજ નહી પણ પવિત્ર દિવસોએ અપવાસ કરી, ધર્મકથા સાંભળવી પડતી. સવારમાં

ચાર વાગે ઉઠી નાના નાના ચાકળા લઇ બેસી દસ દસ માળા જપીનેજ બીજે જવાનો નિયમ હતો અને સાડા છ વાગે દેવળમાં બંદગી કરવા જવું પડતું. આ સાધ્વીઓ, દેવદાસીઓને સુવાને પલંગને બદલે સાદી ચટાઇઓજ હતી, શરીર ઉપર ચામડીની સાથે ઉનનાં કપડાં પહેરવાં પડતાં અને શુક્રવાર અને એવા પવિત્ર દિવસે અંગકષ્ટો સહન કરવામાંજ પુણ્ય મનાતું. આ મઠમાં દાખલ થનારને ત્રણ પ્રતિજ્ઞા લેવી પડતી. જન્મભરની દરિદ્રાવસ્થા, પવિત્રતા અને સેવા. આ સાધ્વીઓને મુખ્ય ગુરૂ સિવાય બીજા પુરૂષ સાથે વાત કરવાની બંધી હતી અને નોકરોમાં પણ અતિશય વૃદ્ધ પુરૂષોનેજ રાખવામાં આવતા. સંસાર અનુભવ્યા પછી કંટાળેલી, ધર્મભાવના સહજ જાગૃત થયેલી, સંસારમાં પેસતાંજ નિરાશ થયેલી અને દુઃખી અબળાઓ આ મઠનો લાભ લેતી. આખો દિવસ સખ્ત શ્રમ વેઠ્યા પછી આરામ થોડોજ મળતો. આ સ્ત્રીઓ જેમ આપણા ધર્મમાં ગોપીઓ શ્રીકૃષ્ણને વહાલા માને છે તેમ જીસસને પોતાના પતિ તરીકે માને છે. મોં ઉપર બુરખા જેવું રાખી ફરે છે, એકલા ફરવાનો હુકમ નથી હોતો, અને ધર્મકાર્ય, ભજન અને જનસેવામાંજ આ સાધ્વીઓ જીવન ગાળે છે.

આ ધર્મમાં, આવા મઠોમાં આપણા ધર્મની માફક કેટલા ઉત્સવ ઉજવવામાં આવે છે અને તેમાં પણ આ દેશી ખ્રીસ્તીઓ જેમનામાં હિંદુ અને ખ્રીસ્તી બંને ધર્મના સંસ્કારો પડ્યા હોય છે ત્યાં આ ઉત્સવો જોવાની ઓર ખુબી છે. આપણી વાર્તાનો મઠ જો કે કેવળ સ્મરણમાંજ, કાલ્પનિક રચ્યો છે છતાં વાંદરા અને આસપાસનાં ખ્રીસ્તી ગામડાંમાં હજી પણ આવા ઉત્સવો ઉજવાય છે. નાતાલની રજામાં આ ગામડાંઓમાં નવરાત્ર કે શ્રાવણના તેહેવારના દિવસો જેવો દેખાવ થાય છે. પુરુષો આડે દિવસે આગળ રૂમાલ, માથે નાઇટ કેપ અને હાફકોટ પહેરી ફરનાર આ દિવસોમાં અપટુડેટ સાહેબ બની જાય છે અને હજી પણ એ લોકો લગ્નના વરઘોડામાં પાર્લામેન્ટ હેટ પહેરી નાનખટાઈ વાજા સાથે કન્યા લેવા જતા નજરે પડે છે. ખરો ઉત્સવ ગુડફ્રાઇડેને દિવસે ઉજવાય છે. તાડ અને નાળીએરીનાં ઝાડમાંથી સ્ત્રીઓનાં ટોળાં ધોળી ચાદર, છાતીએ ક્રોસ અને

પગમાં સપાટ પહેરી દેવળ તરફ હોંશથી જાય છે. આમાં કેટલાક ગામડીયા ખટારાના ઉપર કહેલા સાહેબો હાંકનાર હોય છે અને આ ખટારાના બળદની શરતમાં અડધી મરાઠી અડધી ઈંગ્રેજી ભાષા બોલતા સાહેબો પોતાને સાહેબ મનાવતા રસ્તે જતા હિંદુઓને બનાવવામાં આનંદ માને છે. આ દિવસે જીસસને ક્રોસ ઉપર મારી નાંખવામાં આવ્યો હતો તેનો પુનઃ દેખાવ ભાવિક ખ્રીસ્તીઓને કરી દેખાડવામાં આવે છે. દેવળમાં પહેલે દિવસે એક ઓરડામાં લાંબું ટેબલ ગોઠવવામાં આવે છે, અને ટેબલ ઉપર મેવાની રકાબીઓ મૂકી તેર પુતળાં મૂકવામાં આવે છે. આમાં જીસસનું છેલ્લું ખાણું દર્શાવવાનો હેતુ હોય છે. એક પુતળાના હાથમાં નાની કોથળી આપી હોય છે જે મિત્રદ્રોહી જુડાસ અને મહાત્મા જીસસને ફસાવનાર.

બીજે દિવસે સહવારમાં મીણના જીસસને ફાંસી લટકાવવાનો દેખાવ કરવામાં આવે છે અને નાટકમાં જેમ રંગના પોતાથી લોહીનું ભાન કરાવે છે તેમ ક્રોસ ઉપર મીણના જીસસના હાથે પગે જ્યાં ખીલા માર્યા હતા ત્યાં રંગ લગાડી લોહી નીકળતું હોય તેમ વ્યવસ્થા કરવામાં આવે છે અને ભાવિક ખ્રીસ્તીઓ પોતાના ઉદ્ધારક માટે આંસુ સારે છે. બપોરના દેવળ અને મઠના મેદાનમાં ભારે મેદની ભરાય છે. દેવળ પાસે જ આશરે ચાલીસ ફુટનો ઉંચો માંડવો બાંધવામાં આવે છે અને તેની આસપાસ કાળું લુગડું બાંધી લેવામાં આવે છે, અને વચમાં ક્રોસ ઉપર દુઃખ સહન કરતા જીસસની પવિત્ર મૂર્તિની સામે જોતી હજારો પોર્ચુગીઝ સ્ત્રીઓ ધોળી ચાદર હોડી હાથ જોડી સ્થિર દૃષ્ટિએ જોતી ઉભી રહે છે. આમાં શુદ્ધ યુરોપીઅનો પણ નથી હોતા એમ નહી. મુખ્ય પાદરી હાથમાં આપણા ઘીના દીવાને બદલે મીણબતી લઈ સ્તોત્ર ભણતા ફરે છે અને વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરજીને હિંડોળામાં ઝુલતા અગર રાજભોગ વખતે દર્શન કરવા આવેલા ભાવિકો ક્યારે પડદો ઉઘડે એમ ઉત્સુક હોય છે તેમ આ ખ્રીસ્તીઓ આ માંડવાની અંદરનાં દર્શન કરવા તલપાપડ થઇ જાય છે. સંધ્યાકાળ પડતાં છોકરાં, પુરૂષોની ધીરજ પણ નષ્ટ થાય છે. લાંબા સહવાસ અને નર્મદાના કંકર એટલા શંકર માનનાર

હિન્દુઓ પણ આ ખ્રીસ્તીઓ સાથે આવી આ ઉત્સવમાં ભાગ લે છે, સામે જીસસને તેડી ઉભી રહેલી મેરી માતાને, કૃષ્ણને લઇ ઉભી રહેલી યશોદા માની, મીણના પગ, આંખો, હાથ અને છેવટે મીણબતીઓ માનેલી મુકી બાધા મુકતી નજરે પડે છે. રાતના આઠેક વાગતાં માંડવાનો પડદો ખસે છે. અંદર ક્રોસ ઉપર જીસસની દર્શનીય મૂર્તિ પ્રેક્ષકોનાં હૃદય દ્રવિત કરે છે. મૂર્તિની આસપાસ ખુબીથી મીણબતીના દીવા સળગાવેલ હોય છે એટલે અંદરનો દેખાવ ભવ્ય લાગે છે. હજારો મનુષ્યો છતાં ટાંકણી પડે તો અવાજ સંભળાય એવી શાન્તિ પ્રસરે છે, અને બાઇબલનાં સૂત્રો, સંગીતો ગવાયા પછી આ મેદિની વિખરાય છે. વાંદરા અને સાલસેટનાં ખ્રીસ્તી દેવળોમાં મઠોમાં આ ઉત્સવ સમય, વિચાર અને સત્યાસત્યની પ્રગતિના પ્રમાણમાં હજી પણ ઉજવાય છે અને આ ઉત્સવો યુરોપાદિ દેશમાં પણ એજ સ્થિતિમાં છે. આટલું જાણ્યા પછી વૈષ્ણવ મંદિરના હિંડોળા અને રથયાત્રા શંકરના મંદિરની ઘીની પૂજા અને નવરાત્રિમાં માતાના હવનની ટીકા કરનાર અજ્ઞાન હિંદુ, પોતાને સુધરેલા, પશ્ચિમના વિચારના માનનાર માટે શું કહેવું ? ધર્મ એ હૃદયનો વિષય છે, બુદ્ધિનો નહી અને મેઝીની કે વોશીંગ્ટન, દાદાભાઇ કે ગોખલેની છબીમાં એમનો આત્મા જોનાર, એ છબીની આગળ દીવો મૂકનાર, એને ફુલહાર ચઢાવનાર, શહેનશાહ કે મહારાણીના પુતળાની આસપાસ રખેને કોઇ અપમાન કરે માની ચોકી કરાવનાર, એમની મૂર્તિને જોઈ ટોપી ઉતારનાર અમારા હિંદુ ધર્મભાવના ન સમજે અને હિંદુ ધર્મ એ વ્હેમ અને ઢોંગનોજ ભંડાર છે એવું કહેનાર અને માનનાર માટે અમને દયાની વૃત્તિ સિવાય કાંઇજ થતું નથી. જે મઠમાં અજામિલ અને મેના આવી પહોંચ્યાં હતાં અને જે મઠમાં ફૂલીયો માળી હતો ત્યાં પણ ધર્મના પવિત્ર દિવસે આવા ઠાઠ થતા અને ફૂલીયાને અગીઆરશ, જન્માષ્ટમી, શિવરાત્રિના અપવાસ કરનારને આ સાધ્વીઓનાં જીવનમાં અને પોતાના ધર્મજીવનમાં ફેર ન લાગ્યો.

આ મઠની સ્થિતિ દિનપરદિન બગડતી ગઇ હતી. મુંબઈના આ વિભાગમાં સારાં મકાનો થતાં હતાં એટલે ગરીબ ખ્રીસ્તીઓને ઘર છોડી

દૂર જવું પડયું હતું અને જે મઠમાં અસલ ત્રણસો ત્રણસો સાધુડીઓ રહેતી ત્યાં ભાગ્યે પચાસ હશે. સમયના ફરવા સાથે આ મઠમાં પણ ફેરફાર થતો હતો. મઠની સાથે જોડેલી સાધ્વીઓની શાળાને કન્યાશાળામાં ફેરવી નાંખવામાં આવી હતી અને જે શાળા માત્ર સાધ્વીઓ માટે જ હતી અને જે શાળામાં નવી સાધ્વીઓના અભાવે અભ્યાસકનો ટોટો પડતો ત્યાં એ લત્તાની પરધર્મની કન્યાઓને દાખલ કરવામાં આવી અને ગુજરાતી, મરાઠી માટે સ્ત્રી શિક્ષકોની વ્યવસ્થા થતાં આ મઠે એ લત્તામાં કેળવણીનો પ્રચાર કરવામાં ઉપયોગી કાર્ય કરવા માંડયું. આ સર્વ હકીકત ફૂલીયાએ અજામિલને કહી અને અહીં નિશ્ચિત રહેવાય, ઇનાયતખાન રહેવા દે તો જન્મભર રહેવું, મેનાને કેળવવી અને પોતાની પુંજી આ કન્યાશાળા, મઠને આપી આજ સ્થળે દેહ મૂકવો, એમ અજામિલની જીવનઘટના ગોઠવાઇ.

---

## પ્રકરણ ૫૭ મું
## ફૂલીયાની ચિંતા

અજામિલ અને મેના ફૂલીયાના ઝુપડામાં રહ્યાં તો ખરાં પણ મઠના નિયમ પ્રમાણે દર વખતે ધર્મક્રિયા કરાવવા આવતા વૃદ્ધ પાદરી અને માળી સિવાય બીજા કોઈ પુરુષને ત્યાં રહેવાની સખ્ત મનાઈ હતી. ફૂલીયાની વાડી, ફૂલીયાનું ઝુંપડું મઠથી દૂર હતાં, જો કે નિશાળમાં ભણવા આવતી છોકરીઓ બપોરની રજામાં કોઈ કોઈ વાર બોર, જામફળ, ચીકુ, જાંબુ, કોઠ તોડવા ફૂલીયાના ઝુંપડા સુધી આવતી. નિશાળ અને ફૂલીયાની વાડીના કમ્પાઉન્ડમાંથી મઠમાં જવાનો નાનો રસ્તો હતો. ફૂલીયા અને મઠ વચ્ચે ઘંટનોજ સંબંધ હતો. આટલા વર્ષના અનુભવથી કેટલા ટકોરા થયા એ સાંભળતાં જ ફૂલીયો સમજતો કે મઠમાં ફલાણું કામ છે અને જતો. ફૂલીયો નાનજીના ઉપકાર નીચે હતો, નાનજી હોય નહી અને એ જીવે નહી. એની હોસ્પીટલના દાકતરની ચીઠ્ઠી હોય નહી અને વૃદ્ધ, લંગડાને આવી સુખની નોકરી કોઈ આપે નહી એ વાત ખરી, પણ બાપદીકરીને શી રીતે રાખવાં એનો તેને વિચાર થઈ પડ્યો હતો. અજામિલને આ જગ્યામાં

ભય અને શાંતિ હતાં. બીજા પુરૂષને રહેવાની મનાઇ એટલા પુરતો ભય, અને આ મઠમાં પુરૂષજ નહી એટલે બહારના લોકને શકજ ન આવે એટલી શાંતિ.

ફૂલીયો વળી જુદાજ વિચારમાં હતો. નાનજીશેઠ મુંબઇમાં! તે પણુ આમ છાનોમાનો. નાનજીશેઠ આવે તો એને માટે તો લોકોએ વરઘોડો કાઢવો જોઇએ! આ છોકરી એની તો નહી! નાનપરામાં તો નહોતી. ફૂલીયાએ આ મઠમાં આવ્યા પછી નાનપરાના કાંઇ સમાચાર સાંભળ્યા નહોતા, અને નાનજીશેઠ–અજામિલ પ્રત્યે એને એટલો ભક્તિભાવ હતો કે એને પ્રશ્ન પૂછવો એ પાપ માનતો. 'સાધુ સંતના શબ્દો ઉપર અશ્રદ્ધા રખાયજ નહી. હશે. દશીવીશી માણુસ માત્રને આવે છે. દેવાદાર થઇ ગયા હશે અને માગનારાના ત્રાસથી નાસી આવ્યા હશે. એમજ નહી તો છૂપા રહેવા કેમ ઇચ્છે? અહીં બીજા પુરૂષને રાખવાની મનાઇ છે ને ચાર દહાડે ખબર પડે તો મારો રોટલો જાય અને નાનજીશેઠ હેરાન થાય. મારૂં ગમે તે થાય, પણુ નાનજીશેઠને બચાવવા. હું ગાડા તળે આવ્યો. બે પળ પછી રામશરણ થયો હત, હજારો માણુસો જોયા કરતા હતા તે વખતે પોતાના જીવનું શું થશે એનો એમણે વિચાર પણુ કર્યો નહોતો, અને આ તો મારો રોટલોજ જવાની વાત છે, નાનજીશેઠ કોઇનું ઘર ફાડીને આવ્યા હોય, મહારાજાનું પણુ ખૂન કર્યું હોય તોયે એમને માટે જીવ આપીશ. મને આ વખત આવ્યો એજ ઉપકાર.' ફૂલીયામાં બળ આવ્યું. મઠમાંથી સાધુડીઓ કાઢી મૂકે, પોલીસને સોંપે તોયે ચાલશે ત્યાં સુધી નાનજીશેઠનો વાળ વાંકો થવા નહી દઉં એમ દૃઢ નિશ્ચય કર્યો. ફૂલીયો ધર્મિષ્ઠ નહોતો. એને સાદાં ભજન કે એકતારાની કોઇ કોઇ વાર ટેવ હતી એજ, અને તે પણુ અહીં આવ્યા પછી. પગ ભાંગ્યા પહેલાં તો ફૂલીયા જેવો કોઇ સ્વાર્થી નહોતો અને 'હું અને મારૂં' એજ દિવસભર વિચાર કરતો. પરંતુ આ મઠમાં આવ્યા પછી, મઠની સાધ્વીઓનાં સખ્ત કષ્ટમય જીવન, એકાંતવાસ, પ્રભુમય જીવનશ્રદ્ધા, આશા અને સેવાની ત્રિપુટીનો મંત્ર ભજાતો જોઇ એના મનમાં પણુ અંકુરો ફૂટ્યા અને આર્ય ધર્મ, પ્રેમભક્તિમાં અને આ ખ્રીસ્તી લોકના

ધર્મમાં ઝાઝો સિદ્ધાંતનો ભેદ નથી એમ અજ્ઞાનતામાં ખાત્રી થઇ. ફૂલીયો મૂળ ગરીબ નહોતો. ઘર ખેતર, બળદ, ઢોર, ખોયડાં હતાં પણ કાળે કરી, જમીનદારોના જુલ્મથી પાયમાલ થયો હતો અને નાનજીશેઠને ખેતર વેચી, દેવામાંથી બચ્યો હતો. ભજનસંગ્રહ, રામકથા અને એવું એવું વાંચી જાણતો. માત્ર એ આવેગમય અને લાગણીવાળો હતો. જીભે આવ્યું એ કહી નાંખે, વાતો કરતાં લઢે ને મન આવ્યું ત્યાં જીવ આપે. બહુ વિચાર કર્યા પછી ફૂલીયાએ નાનજીશેઠને વાત છેડી.

'નાનજીશેઠ ! અહીં રહેવામાં વાંધો નથી, પણ તમારે કે મેનાએ મારી વાડીમાંથી બહાર પગ ન મૂકવો. મેનાને પછીથી નિશાળે મૂકવાની ગોઠવણ કરીશું.'

'મંજુર, પછી ?'

"નાનજીશેઠ તમે આવ્યા છો તે ખરાબ વખતે કે સારે એ કહી શકતો નથી. અમારી એક સાધુડી બહુ માંદી છે અને જેમ આપણામાં ચંડીપાઠ, રામકવચ, ગજેન્દ્ર મોક્ષ કે ગીતાનો પાઠ અખંડ ભણાવે છે ને ઘીનો દીવો કરે છે તેમ આ સાધુડી પાસે નજર આગળ ક્રોસ, બળતી મીણબતી અને પ્રાર્થના થાય છે, આપણા સાધુઓમાં જેમ મરણની ધર્મક્રિયા થાય છે તેમ તેમનામાં આજ શાંતિ છે, કાલ જે થાય તે ખરૂં." એટલામાં ઝુપડામાં ઘંટડીના ટકોરા થયા, ને ફૂલીયો ટટાર થયો. "નાનજી-શેઠ ! સાધુડીએ દેહ મૂકયો, ઘંટ વાગ્યો. આ દેવળનો ઘંટ વાગ્યો. ઘડી ઘડીએ આ ઘંટ વાગશે. શબને દાટવા લઈ જશે ત્યાં સુધી વાગશે. નાનજી-શેઠ ! હું મુખ્ય સાધુડીને ગમે તેમ કરી મળીશ, અને તમને રાખવાની, મેનાને નિશાળમાં વગર ફીએ દાખલ કરાવવાની મંજુરી મેળવીશ. એક રીતે, હું મંજુરી મેળવું એટલે બસ."

આ દરખાસ્ત સાંભળતાં જ નાનજીના હોંશ ઉડી ગયા. "બહાર જવું એટલે ઇનાયતખાનના હાથમાં સપડાવવું. હવે છૂટાય નહી. એ આટલા-માં જ હશે ને એનું ચાલશે તો અંદર છૂપા વેશે આવશે."

વળી ઘંટ વાગ્યો. આ વખત ટકોરા જુદા હતાઃ–"નાનજીશેઠ, મ્યુનિ-

સિપાલીટીની ઓફીસમાંથી મૃત્યુ સર્ટીફીકેટ લઇ આવવાનો ઘંટ છે. સાધુડીઓ બહાર જતી જ નથી અને સરકારની મદદ છે. મ્યુનિસિપાલીટીમાંથી ઓી દાકતર આવે તો આવે; નહી તો એમ ને એમ પણ પૂછીને સર્ટીફીકેટ આપે. દાકતરના ગયા પછી કોફીન આવશે, મોટી અને જુની સાધુડી મરી જાય તો તેને એના જેવડી જ સાધુડીઓ કોફીનમાં સુવાડે છે. જો સાદી જ સેવાભગિની હોય તો એમનામાંથી એ કામ કરે છે. કોફીનમાં શબ મૂકયું કે, એના ઉપર પાટીયું નાંખી ખીલા મારવાનું કામ મારૂં. અને પછી ગાડીમાં નાંખી કબ્રસ્તાનમાં વરઘોડા જેવું કરી લઈ જાય છે. કાલ એ થશે. પણ નાનજીશેઠ જો જો હોં, બીજા સાધુઓ, સાધુડીઓ આવશે પણ તમે જરાયે નજરે પડશો નહી. પડ્યા તો ભોગ લાગ્યા." વળી ઘંટ વાગ્યો, "આ ઘંટ મારે માટે, મુખ્ય સાધુડી મને બોલાવે છે. હું જાઉં છું. બહાર જશો નહી.'' કહી ફૂલીયો દોડ્યો, લંગડે પગે દોડતા ફૂલીયાને જોતો નાનજી ઉભો જ રહ્યો.

---

## પ્રકરણ ૫૮ મું

## સામસામી માગણી

ફૂલીયો મઠમાં ગયો ત્યારે એક બાજુ નાની વેદી ઉપર કાળા પોશાકમાં મુખ્ય સાધુડી બેઠી હતી. સામે બે મીણબતી બળતી હતી. રૂપાનો ક્રોસ પણ હતો અને પોતે મેરીના નામનો જપ કરતી માળાના મણકા ફેરવતી હતી. ફૂલીયાને દેખી માળા ફેરવવી બંધ રાખી, માળા આંખે અડકાડી, છાતી સાથે અડકાડી, ક્રોસની નિશાની કરી, બોલીઃ "કોણ ફૂલીયો ?"

"હા, માજી !"

"મારે તને કંઇક કહેવું છે."

"મારે પણ આપને અરજી કરવી છે."

ફૂલીયાએ આ મઠના ઠાઠ અને અંતર વ્યવસ્થા જોયાં હતાં. વૃદ્ધ, લંગડો અને બહેરામાં ખપતો પણ એને એકે એક સાધુડીની હિલચાલની

ખબર હતી. એ બીલકુલ બોલતો નહી, પણ જોયાં કરતો. નાનામાં નાના ખખડાટ, નાનામાં નાના અવાજનો અર્થ સમજતો, અને અંદર અંદર શા છૂપા ભેદ ચાલે છે તેની તપાસ રાખતો. પરંતુ ફૂલીયામાં મોટો ગુણ એ હતો કે એ વાત હોઠ બહાર જતી નહી. તમામ સાધુડીઓ, નિશાળમાં ભણતી છોકરીઓ અને સ્ત્રીશિક્ષકો ફૂલીયાને મૂર્ખ, બહેરો અને ગાંડો જ લેખતાં. પરંતુ મુખ્ય સાધુડીનો તે પ્રીતિપાત્ર હતો. ફૂલીયો કામ કરવામાં નિયમિત હતો, વિશ્વાસપાત્ર હતો અને ખાસ કામ સિવાય મઠમાંથી બહાર પણ જતો નહી અને એને ત્યાં કોઇ આવતું પણ નહી. શું કહેવું છે એ જ્યારે સાધુડીએ પૂછ્યું ત્યારે ફૂલીયાએ કહ્યું;–"માજી! હવે હું ઘરડું પાન કહેવાઉં. આજ છું ને કાલ નહી. મારા ટાંટીયા ચાલતા નથી. આંખે દેખાતું નથી, કાન ગયા છે, કામ તો દિવસે દિવસે વધતું જાય છે. નવી બાઇઓનો ખીજા જ. જો કે એટલી સાધુડીઓ નથી. નવો સુધારો આવે છે તેમ લોકની ધર્મ તરફની વૃત્તિ જતી રહે છે એટલે સાધુડી થવું ગમતું નથી પણ વાડી, મઠ સંભાળવા અને સાજેમાંદે બીજું કામ કરવું, એ હવે મારા એકલાથી થતું નથી. માટે આપની રજા હોય તો મારા ભાઇને બોલાવું. એને એક છોકરી છે તે મઠમાં રહેશે, નિશાળમાં ભણશે. એ મારો ભાઇ ભગત છે, એ બિચારો દુ:ખી છે, આખો દિવસ ભજનકીર્તન કર્યાં કરે છે, કોઇને ત્યાં ન જવું કે ન આવવું. મારા કરતાં કામમાં હોંશીયાર છે એટલું જ નહી પણ વિશ્વાસપાત્ર છે. અને આપ કદાચ નહી રાખો તો હવે આટલે વર્ષે મારે નોકરી છોડવી પડશે. મારો ભાઈ અને ભત્રીજીને રાખશો તો કદાચ ચારે દહાડે છોકરી તમારા ધર્મમાં આવેયે ખરી."

સાધુડી મુંગી રહી અને બોલી:–"ફૂલીયા! ઠીક છે; હમણાં તો તું જાણે છે કે મઠમાં શબ પડ્યું છે તેને ઠેકાણે પાડવાનું છે. લાંબી કોશ છે?"

'હા, જોઇએ છે? શા માટે?'

'ફૂલીયા! તેં આખો મઠ અને દેવળના દરેક ભાગ જોયા છે, દેવળમાં દેવસેવાની જગ્યા જોઇ છે?"

'હા, હું ધણી વાર ત્યાં સાફ કરવા જાઉં છું.'

'જ્યાં ગાયન, ભજન ગવાય છે એ જગ્યા સાંભરે છે?'

'હા.'

"ત્યાં જમીન ઉપર પથ્થર નાંખ્યા છે એમાંનો એક પથ્થર ઉપડે એવો છે, એ પથ્થર ઉપાડવાનો છે."

'એવડો મોટો પથ્થર મારા એકલાથી નહી ઉપડે. બે માણસ તો જોઇશે જ.'

'એકાદ બે સાધુડીની મદદ લેજે.'

'સ્ત્રી એ કાંઇ મરદ નથી.'

'મરદ અહીં કયાંથી? આ કાંઇ મજુરી છે?'

'પણ સ્ત્રી કાંઈ મરદ નથી. મારો ભાઈ બહુ મજબુત છે.'

'પણ કોશ છેને? પથ્થરમાં કડુ છે એટલે ઉંચકતાં વાર નહી લાગે. સાધુડીઓ હશે.'

'વારૂ, પણ પછી?'

'પછી પાછો એ જ પથ્થર ઢાંકી દેવાનો. પણ ફૂલીયા? તુ જે જુવે, તુ જે સાંભળે, તે કોઇને કહીશ તો નહીને?'

"માજી! આપને વિશ્વાસ ન આવતો હોય તો મને કામ સોંપશો જ નહી. આટલે વર્ષે, કાલ તો આ દેહ લાકડામાં બળી જશે. ખરે કળજુગ આવ્યો કહે છે તે ખોટી વાત નથી. જ્યારે આટલે વર્ષે તમને જ મારા ઉપર શક આવ્યો, પછી અહીં રહેવામાં માલ નથી. માજી! રજા આપો. આજ ને આજ જ."

"ફૂલીયા! ફૂલીયા! મઠનુ કામ છે, મારે ચોક્કસ રહેવું જ જોઇએ. તમારામાં કેટલાક ધર્મમાં, પ્રણામી ધર્મમાં અગર બીજા સાધુઓ મરતી વખત એવી ઇચ્છા કરે છે કે, મારા શબને અમૂક જગ્યાએ જ બાળજો કે દાટજો. તેમ આ સાધુડીની ઇચ્છા હતી. આજ એક સાધુડી મરી ગઇ તે તો જાણે છેને?"

'હા, આવતાં આવતાં ખબર પડી ખરી.'

"આ સાધુડી બહુ પવિત્ર હતી, મઠમાંથી બહાર નીકળતી જ નહી અને આખો દિવસ દેહકષ્ટ, અપવાસ અને પ્રાર્થના જ કરતી. જેને છોકરાં ન હોય તેને એના આશીર્વાદથી છોકરાં થતાં, ન મટે એવા રોગ મટતા. જરૂર એની માનતા મનાશે, અને એનો પરતો દેખાયા વિના નહી રહે. મરતાં સુધી એનામાં ચેતન હતું. મોંમાંથી 'મધર મેરી' સિવાય બીજો શબ્દ નહોતો નિકળતો અને જાણે સ્વર્ગમાંથી મહાત્મા જીસસના દેવદૂતો આવ્યા હોય તેમ ઉંચું જોઇ આંખમાં આંસુ લાવી નમતી હતી. તું જો એની પાસે હત, જરા ચીવટ રાખી એની સેવા કરી હત તો તે આ તારો ભાગેલો પગ આખો કરી આપત. અમારા જીસસે તમારા રામ અને કૃષ્ણ કરતાં ઓછાં અદ્ભુત પરાક્રમ કર્યાં નથી. આંધળાને આંખો આપી છે. શબમાં જીવ આણ્યા છે અને પથ્થર, વૃક્ષના ઉદ્ધાર કર્યા છે. ખરે એ તો સ્વર્ગમાં પણ પૂજાશે. આપણું પાપીને એવાં મોત કયાંથી હોય?"

ફૂલીયો સાંભળ્યા કરતો હતો અને હિંદુઓને વહેમી માનનાર, હિંદુ ધર્મમાં ધતિંગ અને સાધુ, બાવા, બ્રાહ્મણોનું જોર માનનાર નવા વિચારના હિંદુઓની અને ખ્રીસ્તીઓની ટીકા સાંભળનાર ફૂલીયો મનમાં હસ્તો હતો. સાધુડી મુગી રહી, માળા વળી આંખે અડકાડી, બે માળા જપી પાછી બોલીઃ-"ફૂલીયા! આ સાધ્વી વીશ વર્ષ સુધી કામળી ઉપર આ જ જગ્યાએ સુતી, પોતાને માટે કોફીન તૈયાર કરાવી રાખ્યું હતું અને રોજ પ્રાર્થનાથી પવિત્ર કરતી. મૃત્યુ એ લાંબી ઉંઘ છે, એમ જ એ માનતી.

'અને માજી! એ વ્યાજબી છે.'

'એ પવિત્ર સાધ્વીની એવી ઇચ્છા હતી કે, એના શબને પોતે તૈયાર કરાવેલી જ પેટીમાં નાંખી જ્યાં રોજ પ્રાર્થના કરી સુતીતી ત્યાં જ દાટવું'.

'માજી! પણ શબને દેવળના મકાનમાં દટાય? પોલીસ જાણે તો, બીજી પેટી આવે તેનું શું?'

સાધ્વીએ માળા ઝડપથી ફેરવવા માંડી. અજ્ઞાન હિંદુ ધર્મની વાતમાં પડે છે એમ થયું અને છાતીએ ક્રોસ કરી બોલીઃ-'ફૂલીયા! મનુષ્યકૃત નિયમો અમને સાધ્વીઓને લાગુ પડતા નથી.'

'પણ વાત બહાર પડી તો?'

'તારા ઉપર વિશ્વાસ છે, તારા ભાઇને રાખવો છેને?'

'હા, ભીંતનો પથ્થર બોલે તો હું બોલું.'

'ફૂલીયા! અમારી સોસાયટીમાં આવાં છૂપાં કામ બહુ થાય છે, પણ એ બધાં જગતના ભલા માટે જ. અમારી જેસ્યુઇસ્ટની સોસાયટીએ દુનિયામાં સાચો ધર્મ ફેલાવ્યો છે, ઉત્તમ શોધખોળ કરી છે. વિદ્યાસ્થાનો, દેવળો, મઠો સ્થાપ્યા છે. અમારા સાધુઓના ત્રણ સિદ્ધાંતો **ગરીબાઇ, બ્રહ્મચર્ય અને જનસેવા.** અમારા સાધુ અને અમારી સોસાઇટીએ રાજ્ય-ખટપટ વગેરે ઘણાં સાહસો કર્યાં છે, અને તેના પત્તા પણ લાગ્યા નથી. પરંતુ એ સઘળું કરાયલું કેવળ પરમાત્માની ખાતર જ—

'ફૂલીયા! આ સાધ્વીનું શબ આ સ્થળે દટાયું કે કાંઇ કાંઈ ચમત્કાર થવાના. ગોવામાં મહાત્મા સેંટ ઝેવીયરના શબના ચમત્કાર થાય છે તે તો જાણે છેને! કેટલાંક વર્ષો થયાં હજી દર વર્ષે એમનું શબ કાઢે છે ને તે એવું ને એવું. આ સાધ્વીના ચમત્કાર સાથે આ મઠની પ્રતિષ્ઠા જામશે અને તમારા જેવા હજારો હિંદુ ખ્રીસ્તી થશે.'

'પણ કોઇ તરફનો વાંધો નહી આવેને!'

'અમારા દેવળના જૂદા જ હક્ક છે. જ્યારે આ ટાપુમાં ખ્રીસ્તીનું નામ નહોતું ત્યારનો આ મઠ છે, અને તમારા નાસ્તિક લોકમાં અમારા સાધુસાધ્વીઓએ જ ધર્મ પ્રસાર્યો છે અને અમને રાજ્ય તરફથી હક્ક મળ્યા છે. વારૂ, ફૂલીયા! તું બરાબર સમજ્યો? તારા ઉપર વિશ્વાસ રાખુંને?'

"હા, માજી!"

'ત્યારે પેટી તારે બંધ કરવાની છે. તારા ભાઇને લાવવો હોય તો પેટી અંદર નાંખતી વખત લાવજે. ચાર સાધ્વીઓ તને મદદ કરશે, કારણ પ્રાર્થના કરવાની છે. સર્વત્ર શાંત થયા પછી કોઇ ન જાણે એમ પેટી અંદર ઉતારવાની.'

'પણ પાદરી પેટી લાવશે તેનું?'

'ફૂલીયા! એનું પણ તારે જ કરવાનું છે. એનો તો કબ્રસ્તાન સુધી

ગાડીમાં વરઘોડો જવાનો. ગામના લત્તાના પાદરીઓ, સાધુડીઓ, અને ખ્રીસ્તીઓ આવશે. અમારામાં શબ લઈ જાય ત્યારે ગંભીર દેખાવ થાય છે. તમારી પેઠે દોડાદોડી કે ધાંધળ નહી. પેટી ઉપાડનારા ભાર નહી જુએ તો શક લાવશે.'

'માજી! પેટીને પાટીયું મારે મારવાનું છે ને? હું ધૂળ, માટી એટલી ભરીશ કે બસ. પણ મારા ભાઈને રહેવાનું શું?'

'શું? એને કાલથી રહેવાનું. છોકરીને પણ લાવજે. નિશાળમાં ભણશે અને મધરમેરીની કૃપા ઉતરશે તો સાચો ધર્મ સ્વીકારશે. ત્યારે નક્કી?'

---

## પ્રકરણ ૫૯ મું

### નોકર રહ્યો

મુખ્ય સાધ્વી હંમેશ કરતાં આજ વધારે ગભરાયેલી હતી, સઘળું સહીસલામત થઇ જાય, કોઈ જાણે નહી અને શબની પેટી ભોંયરામાં નંખાઈ જાય તો શુક્રવારે અપવાસ કરવાની, ખુંચે એવા કામળા ઉપર સુવાની, બાર મીણબતી સળગાવી 'મેરી મધર'ના નામની પચાસ માળા ફેરવવાની અને નાતાલમાં ગોવે જઈ યાત્રા કરી આવવાની બાધા રાખી હતી. ફૂલીયા–લંગડા ફૂલીયાને આજ ઉત્સાહ હતો. ઉપકારનો બદલો વાળવાનો સમય આવ્યો હતો અને સાધ્વી કબજામાં આવી હતી. ફૂલીયો આખી રાત જાગ્યો હતો, કોઇ ન જાણે એમ નાનજી શેઠ અને ચાર સાધુડીઓની મદદથી શબને ઠેકાણે પાડ્યું હતું. સાધુડીઓ 'મધર મેરી'ના નામની જપમાળ કરતી હતી અને અખંડ મીણબતીઓ બળતી હતી. સામે મેરીની સુવર્ણની મૂર્તિ હસતા પવિત્ર ચહેરાના જીસસ પ્રભુને તેડીને ઉભી હતી અને મુંગી મુંગી આ ધર્મને નામે છૂપો ભેદ જોતી હતી. કાર્ય પૂરૂં થયું અને સઘળાં છૂટાં પડ્યાં.

બીજે દિવસે સવારે નિયમસર ગામમાંથી પાદરીઓ, સાધ્વીઓ, લોકો આવ્યા, કાળા પણ ભૂરી પટીના ઝભ્ભા અને હાથમાં રૂપાની ઓળી અને ક્રોસવાળી મોટી લાકડીઓ લઇ બબ્બેના ટોળામાં ચાલતા

સાધુઓ, બાળકો અને ભક્તો અગાડી ચાલ્યા; ધૂપ, મીણબતીઓ બળતી હતી; સઘળા શાંત હતા, અને કાળા પીછાંવાળી, કાળા ઘોડાવાળી, કાળા લેબાશ પહેરેલા 'કોચમીન'વાળી ગાડીમાં ફુલના ઢગથી છવાયેલી પેટી આવી અને આ પેટીમાં પવિત્ર-વૃદ્ધ દેવીરૂપ સાધ્વીનું શબ છે, એમ માની આસપાસના ભાવિક ખ્રીસ્તીઓ અને સાથે જનાર ડાઘુઓ પેટી નજરે પડતાંજ ક્રોસ કરી, આંખને હાથ અડકાડી, જીસસ પ્રભુ કે મેરી માતાનું નામ દઇ પવિત્ર બનતા. માત્ર મુખ્ય સાધ્વી, ચાર સાધુડીઓ, ફૂલીયો અને નાનજી જ ખરી વાત જાણતાં હતાં અને આ પેટીમાં બાયબલના વાક્ય પ્રમાણે Dust thou art and to dust thou returnest—તું માટી છે ને માટીમાંજ મળનાર છે, એ ન્યાયે સાધ્વી પણ મોડી વહેલી માટી રૂપ બનવાની છે તો આ તે જ માટી છે, એમ માની સંતોષ માનતાં હતાં. કબ્રસ્તાન સુધી આ સંઘ ગયો અને ત્યાં પેટી જમીનમાં પ્રાર્થનાપૂર્વક દટાઇ, મુખ્ય સાધ્વીએ પેટી ઉપર ફુલ મૂકયાં, આંસુ પાડ્યાં અને ગમગીન ચહેરે પાછી ફરી.

બપોરના સઘળાં થાકયાં પાકયાં પડ્યાં તે સમયે મુખ્ય સાધ્વીએ ઘંટડી વગાડી, ફૂલીયા, અજામિલ અને મેનાને બોલાવ્યાં.

'તું ફૂલીયાનો ભાઇ થાય?' તું શબ્દ ફૂલીયાને ન રુચ્યો, 'મારા નાનજીશેઠ, માજીસ્ટ્રેટ, હજારો મઠ અને દેવળમાં પૈસા ખરચનારને તું! પણ શું કરૂં? સમય બળવાન છે' માની મુંગો રહ્યો.

'હા, માજી?'

'તારૂં નામ શું?'

નાનજી-અજામિલ વિચારમાં પડ્યો, 'દેવો'.

'કયાંથી આવે છે?'

'કાઠિયાવાડમાંથી.'

'ઉમર કેટલી?'

'લગભગ ત્રણ વીસ.'

'માળીનું કામ આવડે છે?'

'હા.'

'ધર્મ શો ?'

'પ્રભુનું નામ, ધર્મના ઝગડામાં હું પડતો નથી. સઘળા ધર્મ એક જ છે.'

'આ છોકરી તારી છે ? છે તો દેખાવડી અને મોટી. મેરી મધર એના આત્માનો ઉદ્ધાર કરે.'

'હું એનો દાદો થાઉં.'

'ફૂલીયા ! તારો ભાઇ અને ભત્રીજીને રાખવામાં વાંધો નથી, પણ આપણા મઠના નિયમો પાળવાનું સમજાવજે. છોકરીને નિશાળમાં દાખલ કરાવીશું અને તેને દરરોજ પ્રાર્થના વખતે હાજર રહેવા કહેજે.'

આ પ્રમાણે એક વખત પાવાગઢના ટેકરા ઉપર લાકડાંની ભારી ઉપાડી લાવનાર, કાળા કિલ્લામાં, ભોંયરામાં કેદ ભોગવનાર, આન્દામાનના ટાપુનાં સ્વપ્ન જોનાર, નાનપરાનો નગરશેઠ અને મહાત્મા ગરીબદાસનો સાચો અને ઉદાર વૃત્તિનો ભક્ત નાનજી—અજામિલ સમયને લઇ મુંબઇના એક ખૂણામાં આવેલા અને જગતના વ્યવહારથી દૂર પડેલા મઠમાં માળી થયો. મુખ્ય સાધ્વીની આંખ મેના ઉપર હતી અને મેનાને લીધે જ નાનજીને તેણે રાખ્યો હતો. હમણાં હમણાંમાં હિંદુઓમાં ખ્રિસ્તી નિશાળો તરફ અભાવ આવતો ગયો છે, અને સારા હિંદુઓ પોતાનાં છોકરાંને આવી નિશાળમાં મોકલતા નથી એટલે એવામાંથી કોઇ ખ્રીસ્તી થતું નથી; દુકાળીયાં, કેદમાંથી છૂટેલાં અને અનાથ જ ખ્રીસ્તી થાય છે. છૂટી છવાઈ નિશાળમાં મોટી વયની છોકરીઓ ખ્રીસ્તી થાય છે, પણ સામાન્ય નહી, અને આથી આ મઠની સોસાયટી મઠમાં કામ કરતા પાદરી, પાદરણીને ઠપકો આપતા હતા. મુખ્ય સાધ્વી સમજતી હતી અને બને તો આને મઠની બહાર જવા જ ન દેવી અને વર્ષે બે વર્ષે સાધુડી બનાવવી, એ વિચારે જ આમાં સંમતિ આપી હતી.

મેના બિચારી મંછી અને જલુ ઠારના ત્રાસમાં ઉછરી હતી, એટલે બાલકના સ્વભાવ પ્રમાણે પ્રશ્ન પૂછવાની ઈચ્છા છતાં પૂછતી નહી. એને

અજામિલ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો, એટલે એ કહે એમ જ કરતી. મેના નિશાળમાં દાખલ થઈ, અને એને ફ્રોક, પગમાં સપાટ, છૂટા વાળ અને લીલી પટી વગેરેનો વેશ રાખવો પડ્યો. નિશાળમાંથી છૂટતી ત્યારે કોઈ કોઇ વાર ઓઢણી ચણિયો પણ પહેરતી. જૂનાં લુગડાં સુગંધીની પડી નાખી પોટલીમાં બાંધ્યાં. ફૂલીયા અને દેવા(અજામિલે)એ કામ વહેંચી લીધું હતું એટલે બન્નેને પુરતો આરામ મળતો હતો. અજામિલ અને ફૂલીયાને છીંકણી સુંઘવાની ટેવ પડી હતી, અને બન્ને જણા પરવારી, એકતારો વગાડતા, છીંકણીના સડુકા લેતા ત્યારે અડધા કલાકમાં આખી ડાબલી ખાલી થઈ જતી. સાધુડીઓ નાનજી—અજામિલને દેવો કહેતી નહી પણ બન્નેને ફૂલીયો જ કહેતી, અને બે જણામાંથી જે હાજર હોય, ઘંટડી સાંભળે તે કામ કરતા. બહારનું કામ અજામિલ સારો હતો છતાં ફૂલીયોજ કરતો, અને અજામિલ વાડીના મઠના કમ્પાઉન્ડમાંથી જરા પણ બહાર જતો નહી. એને બીક હતી કે ઈનાયતખાન એવો તો પક્કો અને ચીવટવાળો છે કે, એનું ચાલે તો મુંબઇના એકેએક ઘરની ઝડતી લે અને હરેક બાને આ મઠની, આ બાજુની, જ્યાંથી મારો પત્તો મળ્યો નથી તે બાજુની—તપાસ રાખવાની પુરતી ચોકસાઇ કરતો હશે. અજામિલ—નાનજી શેઠ કે દેવો જે નામે ઓળખવો હોય તે મઠમાં એક રીતે સુખી હતો. ઉંચી ભીતને લીધે રસ્તા ઉપરનું કાંઈ દેખાતું નહી. મેનાની ઉઠવેઠમાં, એને ભણતી, ગાતી જોવામાં, ભજન કરવામાં અને કામ કરી ફૂલીયાની સાથે ગપ્પાં મારવામાં જ એનું જીવન જતું. મેના ગુજરાતી, ઈંગ્રેજી ચીવટ રાખી ભણતી હતી; ભરત, ગુંથણ, સીવણ ઉપરાંત ડ્રોઇંગ અને સંગીત શીખતી હતી, છોકરી બુદ્ધિશાળી ને દેખાવડી હતી એટલે શિક્ષકોના એનાપર ચારે હાથ હતા; એટલું જ નહી પણ મઠમાં જોડાશે એ આશાએ મુખ્ય સાધ્વીએ મેનાની ખાસ દેખરેખ રાખવા હુકમ કર્યો હતો. બપોરની રજામાં, સાંજ, સવાર, રાતના મેના અજામિલ પાસેજ રહેતી અને એ નિર્દોષ હસતાં પંખીને આવતું જોઇ અજામિલના હૃદયનો આનંદ માતો નહી. આંખમાં આંસુ આવતાં અને મનની અભિલાષાઓ પુરી થશે કે કેમ એ વિચાર

આવતાં નિશ્વાસ નાંખતો. બીજી છોકરીઓ સાથે મેના જ્યારે ઓર્ગન કે હાર્મોનિયમ સાથે ઇંગ્રેજી સૂકતો ગાતી, એકલાં પડતાં મીરાંના ભજનીયાં લલકારતી કે ગરબી ગાતી ત્યારે અજામિલને પોતે સ્વર્ગમાં હોય એમ લાગતું. 'અરે રામ! આ કોમળ કુસુમ મંછીને ત્યાં ચીમળાઈ જાત! ઇનાયતખાન! તારા નિંદ્ય હૃદયને લીધે સુંદરીનું આ પંખી એના ખોળાની હુંફ લેવા ન પામ્યું!' શાંત મઠ, દિવ્ય વાતાવરણ, સુગંધદાર પુષ્પો, આકર્ષક બાગ, પરમેશ્વરના સદ્ગુણરૂપ બાળકોની નિર્દોષ રમત અને હસાહસ, અને કર્તવ્યમાં અજામિલના દિવસો ક્યાં જતા હતા તે એને લાગ્યું જ નહી. પોતે ચુસ્ત હિંદુ હતો છતાં સર્વત્ર ઈશ્વરને જોતો. એના જીવનમાં બે પ્રસંગો આવ્યા હતા; જ્યારે જનસમાજ એનો તિરસ્કાર કરતી હતી ત્યારે દેવમંદિરનાં બારણાં આ એકલવાયા માટે એમને એમ ઉઘડયાં હતાં. પોતાના હૃદયમાં પવિત્રતા હતી જ નહી. એ વેળા મહાત્મા ગરીબદાસના નીલકંઠ મહાદેવનાં બારણાં ઉઘડ્યાં હતાં અને બીજો પ્રસંગ અત્યારે જ્યારે સત્તાધારીઓ તેને પકડવા પાછળ પડ્યા હતા ત્યારે જનસમાજનો વિશ્વાસ ઉઠી ગયો હતો અને પોતાની 'કયાં જાઉં, ક્યાં ન્હાસુ' એ સ્થિતિ હતી એ વખતે આ ક્રીશ્ચિયન મઠનાં બારણાં ઉઘાડી પ્રભુએ પ્રેમ દર્શાવ્યો. જો નીલકંઠ મહાદેવનાં દ્વાર ન ઉઘડ્યાં હોત તો અજામિલ હજી પણ વધારે જબરો ખૂની, લૂટારો થયો હત. આ મઠનાં દ્વાર ન ઉઘડ્યાં હોત તો અજામિલ કાંતો આન્દામાનના કાળા પાણીમાં સબડતો હત અગર ફાંસીને લાકડે લટકયો હત. આ બધા પ્રસંગોને લઈ અજામિલનું હૃદય વધારે કોમળ બન્યું હતું, પ્રભુપરાયણ બન્યું હતું. સ્નેહાળ થયું હતું, પિતાપુત્રી મઠવાસી થયાં અને મેના શરીરમાં, બુદ્ધિમાં, સૂરમાં, વિદ્યામાં, રૂપમાં, ગુણમાં, દિનપ્રતિદિન વિકસતી ગઈ.

## પ્રકરણ ૬૦ મું
## જીવો ભીખારી

મુંબઇના ભીખારીને કોણે જોયો નથી? ગમે ત્યાં સુવું, ગમે ત્યાં ખાવું, માંગતાં શરમ નહી; ન ભણવું, ન કામ કરવું; એકાદ બે ગીતો યાદ રાખી ગાવાં; સામો માણસ કંટાળી પૈસો આપે ત્યાં સુધી, બુમ-

બરાડા કે આજીજીથી કંટાળો આપવો; બને તો લુલા, લંગડા કે આંધળાને સાથે રાખી બીજાની દયાવૃત્તિ ઉશ્કેરવી અને સાંજ પડે રૂપીઓ બાર આના કમાવા. પૈસાનો ચાહ અને કાળાં બળી ગયેલાં બીસ્કુટ કે પાંઉ ખાવાં, બીડી પીવી અને નવરાશની વેળાએ પારસી અગીઆરી, પાંજરા-પોળની ગલી કે એવી જગ્યાએ ભેગા થઇ તોફાન કરવાં. એ મુંબઇનાં ભીખારીઓનાં નિત્ય જીવન છે. આ ભીખારીઓ પોતાની જાતને, મુંબ-ઇને, દેશને ભારરૂપ છે છતાં ખોટી દયાવૃત્તિવાળા હિંદુ અને પારસીઓ, સત્તાધારીઓ અને સરકાર તરફથી કરવા યોગ્ય પ્રયત્નો ન થાય તેઓને પોષે એ દીલગીરી. નાનાં બાળકથી પંદર વર્ષ સુધીના આ ભીખારીઓ નગ્નાવ-સ્થામાં હૃષ્ટપુષ્ટ ફરે, આંખમાં પીયા, પીળા દાંત, મોટાં પેટ, વાળનું ઠેકાણું નહી, અને હાથે પગે ઢગ મેલ. રહેવાને, સુવાને પગથી અગર દુકાનના ઓટલા, ગલીઓ; ઓઢવાને પહેરેલાં ફાટેલાં ધોતીયાં અગર કચરાની પેટીમાંથી મળી આવેલા કોથળા; ધર્મ, જાતે હિંદુ, મુસલમાન, મરાઠા હો પણ ગમે તે ખાવાપીવાની છૂટ. અશ્લીલ બોલવાની, નાની વયમાં પણ અયોગ્ય પ્રસંગો નિહાળવાની, અયોગ્ય સ્થળે જવાની હોંશ. આમ છતાં વાતાવરણને લીધે જ બગડેલા લાગતા હૃદયમાં નિર્દોષતારૂપી મોતી ઘણી વાર નજરે પડે છે. આ પણ મુંબઇની દશ લાખ વસ્તીની એક વ્યક્તિ! એને વિદ્યા મળે, સંયોગો મળે, સંભાળ લેનાર મળે તો કોઇ દિવસ માતૃ ભૂમિનું જવાહીર થાયને? પણ એ દિવસ ક્યાં? ઘરના બાળકના આત્માનો ઉદ્ધાર કરવા છતે પૈસે, છતે શક્તિએ સમય નથી મળતો તો પછી ભીખારીને માટે શું થાય? આ ભીખારીનાં બાળકોને ઘણી વાર રહેવાનાં ઘર અને માતા હોય છે છતાં રસ્તામાં જ સુવે છે; કારણ ત્યાં તે વધારે સ્વતંત્ર, સ્વછંદ રહી શકે છે. કોઇને માટે ગાડી લઇ આવવી, કૂલી બોલાવી પૈસો કમાતાં આમને આવડે છે. ગટરમાં પડી ગયેલી વસ્તુ બીલાડીની પેઠે કાઢી તમારી પાસે મૂકે છે. સાપ, વીંછીનો ભય હોતો જ નથી. એમને નથી લાગતી શરદી કે નથી લાગતો તાપ. એમનું પેટ સદા ભૂખ્યું જ હોય છે. એમની ઉંઘ કુતરાની હોય છે અને કાંઇ વસ્તુ ન

ભાવે એમ હોતું જ નથી. હરણુની પેઠે સટકી જઇ શકે છે, ચકોર કે શકરા બાજની માફક દૂરથી સ્વાર્થની વાત જોઇ શકે છે અને કાને સાંભળી શકે છે. સવારે આવા ભીખારી પરેલને રસ્તે દેખાય તો બપોરના કોટમાં, સાંજના પાલવા ઉપર તો રાતના વાલકેશ્વર.

આવા ભીખારીઓમાં એક જીવો હતો. પારસી છોકરાનો લેંઘો અને હિંદુ છોકરીનો ફાટેલો કબજો તેણે પહેર્યો હતો. જીવાને મા અને બાપ બન્ને હતાં, પણ બાપને જીવો સાંભરતો નહી અને માને જીવો ગમતો નહી. માબાપ છતાં અનાથ કહેવાતામાં જીવો એક હતો. જીવાને ઘરના ઝુંપડા કરતાં મુંબઇની દુકાનોના ઓટલાના પથ્થર વધારે કોમળ લાગતા. કારણ એની માનું હૃદય આ પથ્થર કરતાં વધારે કોમળ ન હોતું. પાંખ આવ્યા પહેલાં આ પંખીને માળામાંથી કાઢી મૂકયું હતું અને પંખી એની મેળે ઉડવા શીખી ગયું હતું. જીવો ચંચળ, ફીક્કો, હોશીયાર, ઉદ્ધત અને લુચ્ચો હતો. એકાદ બે ભજન, નાટકના ગાયન ગાતો, ગટરમાંથી જરૂરની વસ્તુ ખોળતો, લાગ આવે ખીસાં પણ કાતરતો અને પોલીસ દાદાને જોઈ હસી નાસતો, અને ચોર ઉપનામથી ખુશ થતો. ઘણી વાર જીવાનેન મળતો ઓટલો કે ન મળતો રોટલો, ન મળતું ઓઢવાનું કે ન મળતું કોઈ પ્રેમ રાખનારૂં. છતાં જીવો સ્વતંત્ર જીવનથી સુખી હતો. જ્યાં સુધી 'નાનો છે' માં ખપી બચી જાય છે ત્યાં સુધી તો ઠીક પણ મોટા થતાં જ જનસમાજના ચક્રમાં પીલાય છે અને પીલનારા તિરસ્કારથી જોયા કરે છે. આ જીવો પણ તંબાકુવાળાની ચાલીથી થોડે દૂર એક ખંડીયેર ઘેરમાં રહેતો. આઠે દશે દિવસે માબાપને મળવા જતો. આની આજુબાજુ આવા ભીખારીઓજ ઝુંપડાં બાંધી રહેતા.

અજામિલવાળા નંબર ૨૫૦–૫૨ વાળા ઘરમાં દર મહીને બે મહીને નવા ભાડુતો આવતા અને ન ફાવે કે ભાડાના પૈસા ડુબાડી નાસી જતા. પાછલા ખંડીયરમાં જીવાનું કુટુમ્બ રહેતું હતું અને બે મોટી વયની છોકરીઓ અને માબાપ પડ્યાં રહેતાં હતાં, જ્યારે જ્યારે જીવો જતો ત્યારે આવકાર, વ્હાલને બદલે "કેમ આવ્યો" નો પ્રશ્ન થતો. અને જીવાને ઓછું જ આવતું નહી. સ્નેહ જોયો નહોતો, સમજતો નહી અને સ્નેહની આશાજ નહોતી.

## પ્રકરણ ૬૧ મું

## બત્રીશ દાંતવાળો ડોસો

હજી ગુજરાતમાં ગાયકવાડી, મોગલાઈ, પેશવાઇ અને કંપની સરકારની વાતો કરી નાનાં બાળકોને પરીઓના મુલકની વાતમાં આનંદ આપે તેમ આનંદ આપનારા વૃદ્ધો છૂટાછવાયા મળી આવે છે. "અમે નાના હતા ત્યારે આગગાડીનું નામ નહી, પહેલવહેલી અમારા દેશમાં ગાડી આવી ત્યારે ગામડીયા એનજીનની બાધા રાખી ફુલ નાળિયેર ચડાવતા અને 'ફાયરમેનો' (આગવાળા) મજાહ કરતાઃ અમારા વખતમાં આ માથાનાં બાબરાં નહી પણ ખાસી ચોટલી અને ધારીઓ, હાલની સ્ત્રીઓની માફક અમારા વખતની સ્ત્રીઓ નફટ થઈ ધણી સાથે ફરતી નહી; ઝીણાં લુગડાં ને ફુલેલી બાંયની ચોળીઓ શું તે સમજતી નહી. ઘરનાં તો શું પણ શેરીના વડીલોને જોતાં છોકરાં મરી જતાં હોય તોએ વહુવારૂથી તેડાય નહી; બરફ ને તમારા સોડાફોડા હમણાં થયાં, ઈંગ્રેજી દાકતરોના રગડા પીવાના નહી, તેમ તમારા જેવા અમારા વખતના લોકો બાયલા પણ નહી. તેમને નાચ, ગાયનોનો શોખજ નહી, કસુંબાની મજાહમાં તમે શું સમજો? એ રાજદરબારે ગયા અને એ માણસોએ ગયાં" એમ કહેનારા ડોસા હજી નથી એમ નહી.

આવા ડોસાઓમાં એક ગુલાબરાયજી હતા. લગભગ સો ઉપર એકાદ બે વર્ષની વય થઇ હતી છતાં હૃષ્ટપુષ્ટ હતા; બત્રીશે દાંત હતા એટલે ચણા દર શુક્રવારે મંગાવી તે ખાતા. એકનો એક છોકરો મરવા પડ્યો હોય તો ભલે મરે, પણ સવારે ખાતી વખત પા શેર દોઢ પા શેર ઘી જોઇએ અને બરફી જોઇએ. વહેલા ઉઠી આંખનું તેજ વધારવા મરી ને ઘી ચાટતા. શિયાળામાં મેથીપાક, શાલમપાક ખરોજ, અને સવાર સાંજ બશેર પાકું કઢેલું મસાલાવાળું દુધ જોઇએ જ.

ગુલાબરાયજી જુના માણુસ એટલે એમના વખતનું કોઇ રહેલું નહી, એટલે વારંવાર ચીરડાતા પણ ખરા. સવારમાં વહેલા ઉઠી સીતાર ઉપર ભેરવી ચલાવે, અગર રાતના કોઈ દિવસ તાનમાં આવે તો ઉસ્તાદી

ગાયન ચલાવે ત્યારે પાડપડોશી અને બીજા, "ડોસો ખીલ્યો છે" કરી બારોબાર મશ્કરી કરતા, ગુલાબરાયજી હજી જરાયે વળ્યા નહોતા, કારણ સવારમાં પચીસ દંડ હજી પીલતા હતા. એટલું જ નહી પણ સૂર્યને દ્વાદશ નમસ્કાર અને પ્રાણાયામના નિયમમાં જરાયે ભંગ કર્યો નહતો. બપોરે બે કલાક ઉપરાંત રાતના સાત આઠ કલાક ઉંઘતા ત્યારે એમનાં નસકોરાં એવાં તો બોલતાં કે તે બહાર ત્રીજે ઘેર સંભળાય. ખાવાપીવામાં જરાયે ઓછા ઉતરે એમ નહોતા, અને હવે વાંચતી વખતે ચસમાની જરૂર પડતી પણ તે કાંઇ મોટી દુકાનેથી ચસમા લાવે એમ નહોતા. રસ્તામાં 'ગજરા મારૂની ફાટેલી ચોપડી લઇ "છ આનાનો ચસમો" કરનાર મેમણ ખોજા પાસેથી પાંચ પચીસ ચસમા જોઇ ચાર પાંચ આનાને ચસમે નભાવતા. ડોસા મોગલાઇ, પેશ્વાઇ અને રાજખટપટમાં ઉછેરલા એટલે જરાક શૃંગારી અને શિથિલ વૃત્તિના હતા. હવે તો જો કે કહેતા કે એ બધું મુકી દીધું છે, તોપણ મંદિરે કે સ્ત્રીઓ હોય ત્યાં જવું પડતું ત્યારે ડોસા ઘણી વાર ઉભા રહી કોઇ નવ જુવાન સ્ત્રીને પાછું વળીવળીને જોતા ખરા. અને આવતાં જતાં નાયકણોના ગાયન સાંભળવા બારી નીચે બે ઘડી એ સંતાઇ ઉભા રહેતા.

ગુલાબરાયજીની એક વાર જાહોજલાલી હતી. દેશી રાજ્યમાં હતા ત્યારે કારભારાં, જમાદારી, દફેદારી વગેરે બજાવ્યાં હતાં અને બે પૈસા ભેગા કર્યા હતા. ઘર પણ રાજદરબારના ઠાઠમાં ચલાવતા. ડેલી ઉપર બે ચાર રાજપુતો ને મીયાંભાઇ; સીગરામ, ઘોડો, રસોઇઓ, નોકરો તો ખરાજ અને ખાવાપીવામાં પણ હાથ છૂટો હતો. હવે ગરાસ થોડો પણ મોટો રહ્યો હતો, એટલે ઉપજ બહુ તો નહોતી પણ તોએ ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ હતું. 'હવે અમે ઘરડા, પાકું પાન' એવી નિરાશા તો હતીજ નહી, હજી પૈસો મળે તો એકાદ બે અંગવસ્ત્ર રાખવા મન થતું. ડોસા ઘણી વાર નાના નજીવા કારણસર ચીરડાઇ જતા અને પાસે એક ચાબુક રાખતા, તે સ્ત્રી હોય, છોકરો હોય, નોકર હોય, ગમે તે હોય તેના ઉપર ચીડાયા કે ચાબુકનો ઉપયોગ થતો. ડોસાને પુલાવ્યા કે બે પૈસા મળતા, એટલે આસપાસના માણસો ડોસાનો ક્રોધ સહન કરી લેતા, ડોસાને બે છોકરીઓમાં

એક બાળ વિધવા હતી, અને તેની ઉમર પણ લગભગ સાઠ વર્ષની હતી, છતાં ડોસા એને પણ ગાળો દેવામાં કે કોઇવાર ઝાપટ કરવામાં પાછા હઠતા નહી. કારણ ડોસાના મનથી તો હજી એ આઠ જ વર્ષની હતી. ડોસા મશ્કરા બહુ હતા. ઘર આગળ રમેલો, બાપના વખતના હજામનો છોકરો, અત્યારે પચાસની ભરતીમાં આવેલો હજામ ગુલાબરાયની હજામત કરવા આવતો. આ હજામે થોડા વખત ઉપર નાતરૂં કર્યું હતું એટલે હજામતના દિવસે ડોસા કોઈ કોઇ વાર ઠંડી મશ્કરી કર્યા વિના રહેતા નહી.

ગુલાબરાયજીનું મૂળ વતન કાઠિયાવાડ હતું, પણ કંપની સરકારના રાજ્ય પછી દેશીરાજ્યો ઇંગ્રેજ સરકારના હાથમાં ગયા પછી જ્યારે પોતાનું કાંઇ ન ફાવ્યું ત્યારે શરુઆતમાં ગુજરાતમાં સુરતમાં રહેવાનું રાખ્યું હતું, પણ પાછળથી મુંબઇમાં ખેતવાડીમાં એક જુનો વિશાળ બંગલો વેચાતો લઇ ત્યાં જ રહેવા માંડ્યું હતું. આ બંગલામાં જરૂરજોગો ફેરફાર કર્યો હતો, પણ નવા મુંબઇમાં જુના કાળનો નમુનો હતો. જેપુરી નાયકાઓનાં ચિત્રો સાથે વિલાયતી નાટકકાર સ્ત્રીનાં ચિત્રો હતાં. શિવાજી, દયા બહાદુર, ટોડરમલ સાથે નેપોલીયન અને કલાઇવ પણ હતા. જુની પાટની સાથે સોફા, ગાદીની બેઠક સાથે ખુરશી ટેબલ પણ ખરાં અને બાગની સાથે શાકભાજીની વાડી પણ ખરી. અંદરના ભાગમાં પૂજાનો ઓરડો હતો, પૂજા કરતાં ડોસાને બે કલાક થતા. ગુલાબરાયજી પૂર્ણ શ્રદ્ધાથી પૂજા કરતા, પૂજામાં શંકરનું લિંગ અને માતાનું ચક્ર. દરરોજ ચંડી પાઠ પૂરો કરી, બેસવાના પાટલા પાછળની પીઠ પાછળ રાખેલો સીસો નીકળતો. એ સીસામાંથી વાડકી ભરી માતાજીને પ્રસાદી ધરાવાતી, અને એ પ્રસાદી ઉપર મીઠાવાળા આદુના કકડા ખાઇ ગુલાબરાયજી "શક્રાદયઃ સુરગણાઃ"—ની જ્યારે ધૂન લગાવતા ત્યારે આખો મોહોલ્લો ગાજતો અને નીચે રસોઇઓ આરતીની ત્રીજી ઘંટડીની વાટ જોતો થાળીઓની તૈયારી કરતો. ગુલાબરાયજીને બે ઘર થયાં હતાં પણ અત્યારે એકલા જ હતા. ગુલાબરાય કોઈ કોઇ વાર મજલીનનું અંગરખું, મોગલાઇ ટોપી, કપાળમાં કંકુની બીંદી, પાન ચાવતા, રૂપાની ખોળીવાળી લાકડી લઈ નીકળતા ત્યારે મુંબઇગરા બે

ઘડી જોઇ રહેતા. તેમાંએ શ્રાવણ મહીનામાં હિંડોળાનાં દર્શન કરવા જતા ત્યારે ભૂલેશ્વરમાં લોકને ગુલાબરાયજીનાં દર્શન એઘડી આનંદ અને વાતનું સાધન થઇ પડતું. પોતાના સમયની રાજ્ય ખટપટ, ખૂન, લાંચ અને લશ્કરી દોડાદોડ જોયેલાં તે હાલની ભાષણીઆ અને લેખિત રાજકીય હિલચાલ ગુલાબરાયજીને લ્પાયલી અને નમાલી લાગતી. નવા જમાનાના પેપરો વાંચતા પણ વાંચીને હસતા. સવારે કસુંબા વખતે ડાયરો જામતો; શેરડી, ગોળપાપડી નીકળતાં ત્યારે પેપર જોઇ કોઇ કોઇ વાર કહેતા "આ લોકો શું સમજતા હશે? ફલાણો ગવર્નર થયો અને ફલાણો કાયદો પસાર થયો, આ હક્ક માગ્યો અને આની અરજી કરી. રાંડવા છે રાંડવા બધા."

ડોસાને તડ ને ફડ કરવાની ટેવ હતી, અને અશ્લીલ બોલતા તે વખતે છોકરાં કે સ્ત્રીઓ આગળ ન બોલાય એમ જરાયે વિચાર ન આવતો. તેમના વખતમાં આજના જમાનાની બિભત્સતા ન હતી. આથી ઉલટું એમ માન્યતા હતી કે જેઓ ભુંડુ બોલે છે અને એમ જીવન ગાળે છે તે છોકરો આગળ જતાં હોશિયાર થાય છે માટે એવા જ્ઞાનની પણ જરુર છે. ગુલાબરાયજીએ અનુભવથી એવો સિદ્ધાંત રાખ્યો હતો કે જે માણસને બીજી સ્ત્રીઓ સાથે સંબંધ રાખવો છે ને અંગવસ્ત્ર, ગાનતાન, નાચનો શોખ રાખવો હોય અને ઘરની સ્ત્રી દેખાવડી હોય, જુવાન હોય પણ ન ગમતી હોય, બહાર જવા દેતી ન હોય અને કંકાસ કરશે એમ લાગતું હોય તો જીવનમાં સુખ મોજમજાહ મેળવવાં હોય તો કોથળીનું મોં ઉઘાડું મૂકવું અને ઘરની બૈરીને પૈસાના ખરચનો હીસાબ ન પૂછવો. આથી બડબડાટ ઓછો થાય છે, પોતે સ્વતંત્ર રીતે હરીફરી શકે છે, સ્ત્રી લુગડાં ઘરેણામાં મશગુલ રહે છે અને ઘરકામમાં ગુંથાયેલી રહે છે, અને નિરાંતે બહાર હરેફરે છે ને તમને પજવતી નથી. જો કે આથી ઘરની બરબાદી થાય છે પણ મન આનંદમાં રહે છે. જ્યારે ગુલાબરાયજીનાં બીજાં પત્ની ગુજરી ગયાં ત્યારે ઘરમાં કાંઇ જ ન હોતું. પણ ગુલાબરાયજીને જરાયે ચિંતા નહોતી. પૈસાને કોણ ખાય છે? ખાધું પીધું એટલું આપણું. જુના વખતના બે નોકરમાં એક પટેલ

અને એક સંતોક કરી કણુબણુ હતી. બન્ને ડોસાનો સ્વભાવ સમજી રહ્યાં હતાં, અને ડોસાને ખુશ કરી વડનગરમાં ખેતર ઘર અને છોકરાંને પરણાવી કર્યું, કંઠી વગેરે કરી એકાદ વાર જાત્રાએ પણ જઈ આવ્યાં હતાં. નાનપણથી ડોસાનો વિશ્વાસ ઓછો એટલે બૈરાં માણસ તો આવ્યે જાય જ નહી; છતાં ઘણી વાર પોલીસ નાનાં છોકરાં લઈ પૈસા પડાવવા આવતા ત્યારે ગુલાબરાયભાઇનો મીજાજ જતો ને ધમકાવતા, "એમાં શું? એ તો થતું આવ્યું છે. પુરાણોની કથા વાંચો, દેશ દેશનો ઇતિહાસ વાંચો, એતો એમ જ હોય. ચાલો હવે તમારે પૈસા જોઇએ છીએ? લેતા પરવારો," કરી પૈસા આપી પોતાના કૃત્યો માટે ગર્વ રાખતો અને ભૂતકાળ અને નવા જમાનાની નીતિના ધોરણમાં કેટલો ભેદ થયો છે, એ જોઇ આશ્ચર્ય પામતો.

ગુલાબરાયજી મુંબઇમાં રહેતા પણ નવાબી ઠાઠ ગયો નહોતો. જુવાનીમાં નવાબીમાં, મુગલાઇમાં જે જે દરબારમાં રહ્યો હતો ત્યાં રાત્રિએ દિવસ ને દિવસ એ રાત્રિ હતાં. દરબાર, નવાબ સાહેબ સંધ્યાકાળે ઉઠતા. કાવો, હોકો પીતાં નવ દશ વાગતા. પછી નવાબ સાહેબ રોટી ખાવા જતા ત્યાં કલાક પછી ભાંડભવાયા, નાચનારી તો ખરીજ. આમ આખી રાત ચાલતું અને સવાર પડતાં નવાબ સાહેબ સુતા. ગુલાબરાયજીને કાંક આવીજ ટેવ પડી હતી અને પોતાને ત્યાં માતાજીની પ્રસાદીનો અને સવારના કસુંબાનો ડાયરો જામતો એજ, બાકી બહુ ઓળખાણુ રાખ્યું ન હોતું. ગુલબારાયની મોટી બાળવિધવા પુત્રી કરતાં બીજી છોકરી દશ વર્ષે નાની હતી અને નાની વધારે સુંદર, ઘરરખું, રસોઇપાણીમાં હોશીયાર, ઠરેલ અને ડાહી હતી. મોટી છોકરી વિધવા થઈ ત્યારે નાની છોકરી પરણી ને મોટી વયે ઘણે વર્ષે સુવાવડ આવી અને સુવાવડમાં ગુજરી ગઇ. આધેડ વયની વિધવા ઘરમાં કડેધડે હતી. પીતાના ગુણઅવગુણ જાણતી, પણ પીતાની ધાક એવી હતી કે ચું કે ચાં કરી શકતી નહીં. આ છોકરી જ્યારે વિધવા થઇ ત્યારે તો તેના કેશ કઢાવ્યા હતા, ખૂણો પળાવી લોટ ફકાવ્યો હતો, બે વર્ષ ઘરની બહાર કાઢી ન હોતી. પણ અત્યારે તો આ વિધવા પુત્રી લાકડાની

ગાંઠ હોય એવી મજબુત હતી. નળબજાર અને ગીરગામ, ભૂલેશ્વર અને વાલકેશ્વર એકલી જતી અને પીતાનું ઘર બહુ સારી રીતે ચલાવતી. ગુલાબરાયજીના ઘરમાં એક છોકરો હતો. આ છોકરો ગુલાબરાયજીથી બહુ ડરતો. એ હોય ત્યારે જાણે એનો જીવ હશે કે કેમ તે શક પડતો. મુંગો મુંગો ખાતો ને ભણુવા જતો, સાંજના સાત વાગ્યાની અંદર ઘરમાં પેસી જતો. છોકરા બગડી જાય અને એતો આંખ દેખાડવીજ સારી કરી. ગુલાબરાયજી છોકરાને નાનપણથી ધાકમાં રાખતા, અને એકાદ બે વાર ચાબુક પણ લગાવતા. " તોફાની ! બણુચક ! બાયલા!" એ ઉપનામથી ગુલબરાયજી આ છોકરાને બોલાવતા. આ છોકરો ગુલાબરાયની બીજી છોકરી જે સુવાવડમાં મરી ગઇ હતી તેનો છોકરો હતો અત્યારે તો આ છોકરો જુવાન હતો.

---

## પ્રકરણ ૬૨ મું
## મોહનરાય મુનશી

પંચમહાલમાં નાયકડાના બંડ વખતે થયેલા રમખાણમાં મધ્યરાત્રિએ મુડદાં ચુંથતાં જલુ ઠારે મોહનરાય મુનશીના શરીર ઉપરથી સોનાનું ઘડિયાળ અને અછોડો લઈ લીધો હતો, અને જીવ બચાવવા માટે વચન આપ્યું હતું તે સાંભરતું હશે. આજ મોહનરાય મુનશીનો સંસાર ખારો થઇ ગયો હતો. ઈંગ્રેજ સરકારે આ બંડના રિપોર્ટમાં વખાણ કર્યાં હતાં, એટલું જ નહી પણ થાણા જીલ્લામાં અને ગુજરાતમાં કેટલીક ઇનામી જમીન આપી તેની સેવાની કદર કરી હતી; છતાં એના ગૃહસંસારમાં એવા બનાવ બન્યા હતા કે મોહનરાય મુનશી જે એક વખતે દેખાવડો, કદાવર, હસમુખો અને મળતાવડો હતો તે માંદલા જેવો, મુંજી, એકલવાયો અને ગરીબ લાગતો હતો. જમીનની વ્યવસ્થા ગુમાસ્તાઓને સોંપી હતી, અને ગુમાસ્તા નામની જ રકમ મોકલી બાકી નાણાંનું શું કરતા તે રામ જાણે. મોહનરાય માહીમ અને વાંદરા વચ્ચે દરિયા પાસે એક નાની વાડીમાં રહેતો હતો. પાસે માછીઓનાં જ ઝુંપડાં હતાં. મોટા

લોકના બંગલાથી તે દૂર નાસતો. લગભગ પચાસ વર્ષનો મોહનરાય મુનશી અમદાવાદી જોડા, જાડી બંડી, અને કાન ટોપી પહેરી વાડીમાં ફરતો. પગે બંદુકના અને કપાળે તરવારના ઘા હતા. નાના બેઠા ઘાટના ઝુંપડાશાઈ બંગલાની ભીંતે દેશી અને વિલાયતી તરવાર, બંદુક, ઢાલ લટકી પડી રહેતાં. મોહનરાય અને માળી બન્ને રોજ સવાર સાંજ વાડીમાં કોદાળી પાવડો લઈ ફરતા અને બન્ને હાથે કામ કરતા. વાડીમાં બે બે કોસના કુવા હતા અને આમ સવારમાં જ જ્યારે કોસ ચાલતા ત્યારે આંબાવાડીમાં એના ચાલવાનો અવાજ કોયલના અવાજ સાથે ભળતાં દૂરથી બહુ જ સુંદર લાગતો. હૃષ્ટપુષ્ટ બળદો વાગોળતા વાગોળતા, કોસ ખેંચતા અને દોરડા ઉપર હાલવાથી ઉંચા નીચા થતા. કોસ હાંકનાર છોકરા ઘડીમાં બીડી પીતા તો ઘડીમાં ડચડચ કરી ચાબકા કે પરોણાથી બળદને હાંકતા, ગાતા આનંદ કરતા હતા. મોહનરાય આ વાડીમાં આમ એકાન્ત જીવન ગાળતો હતો. આ વાડીનાં કેરીઓ, ફણુસ, પપૈયા અને ફૂલ તેમ જ કેળાં એટલાં વખાણતાં કે ઘણી વાર રેવેન્યુ અને પોલીસ ઓફીસરોની માગણી આવતી અને મોહનરાય મુનશી એ માગણી સ્વીકારતો. મનુષ્ય માત્રને પોતાના હૃદયને ટેકવા માટે કાંઇ વસ્તુ જોઇએ છે. જો જીવનમાં રસ રહે છે એમ ન હોય કે હોય ને નિરાશા મળે તો કુતરાં, બીલાડી, ઘોડા, મેના, પોપટ અને છેવટે દેશસેવા, સંગીત, વ્યસન અગર વાડી બનાવવા અગર એવાં જ કાંઇ કાર્યમાં મન રોકવું પડે છે. મોહનરાયનું જીવન શુષ્ક હતું, એટલે વાડીમાં જ એનું સર્વસ્વ હતું. તેનાં નાનાં ઝાડ, દેશદેશનાં વિચિત્ર વૃક્ષો, પુષ્પો પૈસા ખરચી એણે મંગાવ્યાં હતાં અને એ જાતે દેખરેખ રાખી ઉગાડતો હતો. સવારમાં કુવાના ઠંડા પાણીથી નાહી સંધ્યા કરી, રોટલો ને દુધ ખાઇ વાડીમાં ફરતો; દશ, અગીયાર વાગે જમી જરા વાંચતો આડો પડતો, અને સાંજના દરિયે અગર વાડીમાં જ ફરતો. ફરતાં ફરતાં ઘણીવાર આંબાવાડીયામાં કોયલના મીઠા સુરમાં, કોઇ વાર મયૂરની કળામાં અને તેના નૃત્યમાં, કોઇ વાર સરતાં વાદળાં જોવામાં, કોઈ વાર કુવા કાંઠે કોસનો અને પાણીનો

અવાજ સાંભળતો કલાકો ને કલાકો બેસી જ રહેતો. જતા આવતા ગામડીયા હોકામાં દેવતા લેવા, બળદને પાણી પાવા અને બળ્યા ઝળ્યા આરામ લેવા વાડીમાં આવતા અને આ રીતે ગામડીયાને મુનશી જાણીતા હતા. મોહનરાય મુનશીએ કંપની સરકારની સારી સેવા બજાવી હતી; એના પિતા પેશ્વા અને ઈંદોરના યુદ્ધમાં ઈંગ્રેજ લશ્કરમાં સૂબેદાર હતા; અને ગુજરી ગયા પછી બાપના નામથી એ પણ લશ્કરમાં રહ્યો હતો. પરંતુ વખત બદલાયો હતો. મોહનરાયના સમયમાં મરાઠા કે મૈસુરના વિગ્રહ ન હોતા. કાઠિયાવાડ, ગુજરાત, પંચમહાલનાં નાનાં છમકલાં કાંઇ હિસાબમાં નહોતાં, છતાં ઈંગ્રેજ સરકારની હકુમત ફેલાવવામાં, ગુજરાતમાં શાન્તિ પ્રસારવામાં અને ચોર ખૂનીને જેર કરવામાં મોહનરાય મુનશી પ્રથમ હતો.

આ મોહનરાય મુનશી ગુલાબરાયજીની નાની પુત્રી સાથે પરણ્યો હતો, અને એનો સંસાર નિરસ થયો. પત્ની કર્કશા કે કજીયાખોર નહોતી, પરંતુ ગુલાબરાયજી પૈસાદાર, કડક અને વગવાળા હતા. તે ઉપરાંત જુના જમાનાના માણસ એટલે અંગ્રેજો આવી દેશને, દેશી રાજ્યને પાયમાલ કર્યાં એમ માનતા એટલે જમાઇ ઈંગ્રેજની નોકરી કરે એ એમને જરાયે રુચ્યું નહી. મોહનરાય પોતાને ઘેર રહે, છોકરીને સાસરે ન મોકલું, અને નોકરી મુકી દે તો મારો પૈસો આપું; આ ગુલાબરાયજીનું કહેવું હતું. મોહનરાય એથી ઉલટાજ મતનો હતોઃ ભીખ માગું પણ સાસરે ન રહું, નોકરી ન મૂકું અને ઈંગ્રેજ સરકારની મદદથી જ એમને આપણે માટે સહાનુકંપા અને સ્નેહ ઉત્પન્ન થશે ત્યારે જ દેશનો ઉદય થશે, અને થશે તો એ જ રસ્તે એમ માનતો હોવાથી સસરાની દરખાસ્ત કબુલ ન રાખી.

ગુલાબરાયનાં પુત્રી સ્વભાવે અને શરીરે નરમ હતાં, એટલે એમના જીવને બેવડુ દુઃખ હતું; પતિની દલીલો ખરી લાગતી અને પિતાના આગળ બોલાતું નહી. આમ થોડાં વર્ષ સંસાર નભ્યો, પણ રોજ કલેશ. કેટલેક વર્ષે મોહનરાયને પુત્ર આવ્યો અને પત્ની મૃત્યુ પામી. મોહનરાયના જીવનની એક દોરી તૂટી. પુત્રને જોઇ મોહનરાય હ્રદયને સંતોષતા, પરંતુ

ગુલાબરાયજીએ પુત્રને પોતાની પાસે રાખવાની જીદ લીધી, અને પુત્રના આર્થિક હિત માટે મોહનરાય પુત્રના વિયોગનું સતત દુઃખ ખમવા તૈયાર થયો. ગુલાબરાયજી ઉપરાંત વિધવા પુત્રીની સ્થાવર જંગમ મિલકત સારી હતી, અને એ સઘળી મિલકત આ પુત્રને આવે એમ હતી. ગુલાબરાયજીનો પૌત્ર અને મોહનરાય મુનશીનો છોકરો માધવ નાનપણમાં તો ગુલાબરાય-જીને દાદા કહેતો, પણ એ જ પિતા છે એમ માનતો. જેમ જેમ મોટો થતો ગયો, નિશાળમાં પાડપડોશમાં ફરતો હરતો થયો ત્યારે ખબર પડી કે એને પિતા છે, પણ ગુલાબરાયજીના સ્વભાવ આગળ એ સંબંધી આ છોકરો ઉચ્ચાર કરી શકતો નહોતો. ગુલાબરાયજીએ પુત્રના દેખતાં મોહ-નરાય માટે એવા તો અભિપ્રાય દર્શાવ્યા હતા કે માધવને ઘણીવાર પિતા છે એમ કહેતાં શરમ આવતી. પુત્ર અને પિતાનો વ્હાલ કુદરતી છે, અને જ્યારે સ્નેહના રસ્તામાં વિઘ્ન નાખવામાં આવે છે ત્યારે તો સ્નેહ વધારે પ્રદીપ્ત થાય છે.

મોહનરાયે માધવને જન્મ્યા પછી જુજ વારજ જોયો હશે, અને કોઈ વાર પુત્રનાં દર્શન કરી હૈયું અને નેત્ર ટાઢાં કરવા તીવ્રેચ્છા થઇ આવતાં મુંબઇ આવતો, અને ગુલાબરાય માધવને લઇ અને વિધવા પુત્રીને લઈ ભૂલેશ્વર મહાદેવનાં દર્શન કરવા જતો ત્યારે વખત સાધી વચમાં એકાદ દુકાન પાસે ઉભો રહેતો અને હસતો પુત્ર જોઈ સ્નેહનાં છૂપાં અશ્રુ સારી પાછો ફરતો. માહીમના રામજી મંદિરના ગુરૂ અને મોહનરાય મુનશીને આમાંથી મિત્રતા થઈ. આ ગુરૂના ભાઇ ભૂલેશ્વરનો મુખ્ય પૂજારી હતો, અને એ આમ જ્યારે જ્યારે ગુલાબરાય પુત્રી અને માધવ સાથે આવતા ત્યારે મોહનરાય એકી ટશે પુત્રને જોતો, નિશ્વાસ નાંખતો, ને આંસુ લોતો જોતો. એક દિવસ આ પૂજારી કામપ્રસંગે માહીમ ગયો ને ત્યાં રામજીના મંદિરમાં મોહનરાયને જોયો. પોતાના ભાઇને પૂછતાં હકીકત મળી, અને પૂજારી અને ગુરૂને મોહનરાય માટે મમતા અને સ્નેહની લાગણી થઈ. એટલું જ નહી પણ એક વખતના શૂરવીર સરદાર મોહનરાય માટે સદ્-ભાવ અને સન્માન ઉત્પન્ન થયાં, અને સ્નેહ જામ્યો. બન્ને પક્ષ સહૃદય

અને વિશુદ્ધ હોય છે ત્યારે શૂર પુરુષ અને ધર્મગુરુના હૃદય જેટલાં સંયોજાય છે તેવાં બીજાંનાં સંયોજાતાં નથી, કારણ બન્નેનાં કાર્યક્ષેત્ર એકજ છે. એક દેશની ઐહિક ઉન્નતિમાં જીવન અર્પે છે ત્યારે બીજો દેશની પારલૌકિક ઉન્નતિ માટે જીવન અર્પે છે. માત્ર બેસતા વર્ષે અને માધવની જન્મતિથિને દિવસે મોહનરાયને પુત્ર માટે ભેટ અને પત્ર મોકલવા છૂટ હતી. માધવ માશીના લખાવ્યા પ્રમાણે કાગળ લખતો, પણ મોહનરાય મુનશીના કાગળ તો એમને એમ પડ્યા રહેતા.

---

## પ્રકરણ ૬૩ મું
## પિતાપુત્ર

માધવ બીજી રીતે દાદાનો લાડકો હતો. એને માટે ગુલાબરાયજી જીવ આપવા તૈયાર હતા. માત્ર મોહનરાયની વાત આવે ત્યાં માધવ કાલ જતો હોય તો આજ જાય એમ કરે એવો જીદ્દી હતો. માધવને માટે સારી નિશાળ, સારા શિક્ષક અને સારા દોસ્તો ખોળ્યા હતા. પોતાની યુવાવસ્થા સાંભરતી હતી અને જો કે પોતાના પરાક્રમ માટે તે મગરૂર હતો છતાં માધવ એ રસ્તે ન જાય એમ અંતઃકરણથી ઇચ્છતો.

એક દિવસ સાંજના સાતેક વાગે માધવ આવ્યો, અને ગુલાબરાયજીએ બુમ પાડી. બુમ સાંભળતાંજ આજ બાર વાગ્યા એમ માધવને બીક લાગી અને દાદા પાસે જતાં હૈયું ધબકવા લાગ્યું.

"માધવ! કાલ સવારે તારે માહીમ જવાનું છે."

"કેમ?"

"તારા બાપને મળવા."

માધવને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે ગુલાબજીરાયને મોઢેથી જન્મભર આવી દરખાસ્ત આવશે, એટલે આ સાંભળતાંજ સાચું છે કે બનાવવા કહે છે એ વિચારે દાદાના સામું જોઇ રહ્યો. વળી પિતાને મળવાની માધવના હૃદયમાં જરાએ વૃત્તિ નહોતી, કારણ કે દાદાજીએ મોહનરાય માટે જુદાજ ખ્યાલ ભરાવ્યા હતા; અને માધવના હૃદયમાં પણ એમજ

ઠરયું હતું કે, એના પિતાએ જાણી જોઇનેજ એને તજ્યો હતો અને પુત્ર માટે સ્હેજ પણ વ્હાલ હોય તો આટઆટલાં વર્ષો થયાં એક દિવસ પણ મળવા ન આવે?

"માધવ! મોહનરાય માંદા છે. કાલ સવારે જ જવું જોઇએ. પછી કદાચ નએ મળાય." માધવે ધાર્યું હત તો રાતના ને રાતના જઇ શકત, પણ ગુલાબરાયજી અને માધવ બેમાંથી એકકેના હૃદયમાં મોહનરાય માટે તીવ્ર લાગણી નહોતી. એટલે બેમાંથી એકકે બોલ્યા નહી. માહીમ મુંબઇથી દૂર નહોતું છતાં માધવે પિતાનું ઘર જોયું નહોતું. બીજે દિવસે સવારે તે માહીમ ગયો અને આપેલી નિશાની પ્રમાણે પિતાની વાડી ખોળી કાઢી. માળીએ આ યુવાન સુંદર છોકરાને જોઇ ઝાંપો ઉઘાડી નાંખ્યો, અને 'કહો તો શેઠને કહું' એમ કહ્યું. 'હું તારા શેઠનો છોકરો થાઉં અને એમના બોલાવ્યાથી આવ્યો છું અને એ મારી વાટ જોતા હશે.'

માળીની આંખમાં ઝળઝળીયાં આવ્યાં ને રોતો રોતો બોલ્યોઃ-
"ભાઇ! એ તમારી રાહ જોતા નથી."

માધવ ગભરાયો અને અંદર બંગલામાં ગયો. બંગલાનાં અડધાં બારણાં ઉઘાડાં હતાં. એક બાજુ ખાટલામાં સફેદ ચાદર ને તકીયા ઉપર બેશુદ્ધ મોહનરાય પડ્યો હતો. માળીનો છોકરો રૂમાલથી માંખો ઉરાડતો હતો. રામજી મંદિરનો ગુરૂ પાણી છાંટતો, હાથ ફેરવતો ભગવત્ ગીતાનો પાઠ મોંયે કરતો હતો. ખૂણામાં ઘીનો દીવો ને ધૂપ બળતાં હતાં, અને એક વૈદે માત્રા આપી.

બે દિવસથી સન્નિપાત શરૂ થયો હતો અને માત્રા જીભ ઉપર અડતાં જ મોહનરાયમાં કેટલુંયે જોર હોય એમ પથારીમાંથી કુદી ઉભો થયો. 'મારો છોકરો મને મળવા નથી આવતો તો! હું જઇશ.' આટલું કહેતાંજ ઉઠ્યો પણ અશક્તિથી જ જમીન ઉપર પછડાયો. બધાએ પાછો ઉપાડી પથારીમાં સુવાડ્યો. મોહનરાયની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં અને બીજીજ પળે એનો આત્મા ઉડી ગયો, માધવ ઓરડામાં દાખલ થયો ત્યારે પિતાના શબને જોઇ શક્યો. માધવે પિતાને પહેલાં અને છેલ્લીજ

વખત જોયા, અને એને જોતાં જ હૃદયનો તિરસ્કાર, અણગમો સૂર્યના તેજમાં બરફ ઓગળે તેમ લુપ્ત થયો, અને આટલાં વર્ષ થયા ધાર્યું હત તો ગુલાબરાયથી છાના આવી મળી શકત એ વિચારે ક્ષણ વાર પસ્તાયો.

માળીએ માધવને એક કાગળ આપતાં આપતાં કહ્યું:—"ભાઇ ! હવે તમે હમારા શેઠ, શેઠના ગુમાસ્તા જે કરે તે ખરૂં. પણ શેઠે આ કાગળ તમારૂં નામ દઈ આપ્યો છે. કાગળ ઉપર 'મારા એકના એક પુત્ર માટે' એટલું લખ્યું હતું અને કાગળમાં નીચેની વિગત હતી.

"માયાળુ રાણી સરકારે મારી નોકરીની કદર કરી જીવન જોગું આપ્યું છે. ગુજરાત અને થાણાની ઇનામી જમીન આપણી, તારી છે. ગુમાસ્તા પચાવી પડ્યા હશે, પણ થોડી ઉપજ આવે છે. વખત આવે કબજો લેજે. હજી જુના સાહેબોને મારૂં નામ દઇશ તો તને ઠેકાણે પાડશે; પણ તારે દાદા છે પછી બાપની, બાપની મીલકતની શી જરૂર છે ? જરૂર હોય તો રાખજે, ન હોયતો ફાવે તેમ કરજે. માળી ને માણસોને કાઢીશ નહીં. નાયકડાના હુલ્લડ વખત ચક્રીના આરા આગળ એક જલુદાર નામના માણસે મારો જીવ બચાવ્યો હતો. કોઈ દિવસ તને મળે તો તારા બાપની ખતર એનો બદલો વાળજે."

પિતા માટેના કુદરતી વ્હાલ કરતાં મૃત્યુના અજ્ઞાત ભયને પરિણામેજ માધવે આ પત્ર લીધો અને ગજવામાં મૂકયો. માધવ આખો દિવસ વાડીમાં રહ્યો. રામજી મંદિરના ગુરૂ મારફત પિતાની હકીકત સાંભળી. 'હું મુનીમને લખીશ અને તું વાડી સંભાળજે' કરી માધવે ગુરૂની સહાયતાથી બે ચાર બ્રાહ્મણ બોલાવી અગ્નિસંસ્કાર કરાવ્યો, પિતાની પેટીમાંથી રૂપીઆ કાઢી પછી ક્રિયા કરાવવા ગુરૂને રૂપીઆ આપ્યા અને વાડીમાં એક નાનું મહાદેવનું એક મંદિર હતું એમાં પિતા રોજ નાહી પૂજા સંધ્યા કરતા ત્યાં પિતાની છબી મૂકી માળીને એ ઉપર રોજ ફુલ, ચડાવવા વરદી આપી, માધવ મુંબઈ ગયો. ગુલાબરાયજીને મોહનરાય પોતાના જમાઇના મૃત્યુની ખબર મળતાં જરાયે લાગણી ન થઇ; સ્નાન પણ ન કર્યું, બીચારી વૃદ્ધ પુત્રી છાનીમાની અંદર જઇ નોકર પાસે પાણી મુકાવી નાહી અને નાની

બહેનને સંભારી બે આંસુ પાડી શાંત થઇ. માધવ પિતાને અને તે સાથે સર્વ વાતને વિસરી ગયો.

——:૦:——

## પ્રકરણ ૬૪ મું

### માધવ ને મહંત

માધવ મોટો થયો. નિશાળ, કોલેજ અને નવી સોસાયટીનો અનુભવ થયો છતાં એનામાં કોણ જાણે કેમ હિંદુ ધર્મ પ્રત્યેના મૂર્તિપૂજા તરફના સંસ્કાર વધારે દૃઢ થતા ગયા હતા. એકલો ભૂલેશ્વર, મહાલક્ષ્મી માતા, વાલકેશ્વર જતો ત્યાં કલાકો ને કલાકો કોઇ વાર મંદિરમાં ભીંતે અઢેલી આરતી વખત અથવા આડે વખત ઊભો રહેતો અને અંતર સ્તુતિ કરતાં એની આંખમાંથી આંસુ વહેતાં, આરતી ક્યારે થઈ રહી તેનું તેને ભાન ન રહેતું અને શંકરનું નમણુ અગર આરતી લઇ પૂજારી પાસે આવતો ત્યારે ઝબકી ઉઠતો. કોઈ કોઇ વાર દરિયા કિનારે સંધ્યાકાળે, રાત્રે સુતાં, સવારે ઉઠીને અને નિત્ય નિયમ પ્રમાણે સવારે સંધ્યા કરતો તે વખતે પણ ધ્યાનમાં પડતો ત્યારે માધવ ગળગળો થતો. મૂર્તિપૂજા છે કે કેમ તેનો વિચાર પણ થતો નહિ અને આજ પદ્ધતિથી પ્રભુ મળે છે, પ્રભુ કેવો છે તેની ભાંજગડમાંજ પડતો નહી. માશી, વિધવા માશી અને ગુલાબરાય દાદા સાથે સોમવારે, પવિત્ર દિવસે નાનપણમાં મંદિરે જતો અને એ અસર મોટપણે રહી હતી. સ્કુલ કોલેજમાં ઘણી વાર પાટલુન બુટ પહેરી જતો હોવાથી કાઢવાની અને બુટ ચોરવાની બીકથી, તેમજ દોરી બાંધવી છોડવી માથાકુટ લાગતી હોવાથી ઘણી વાર બહારથીજ નમન કરતો ને સાંજના દરિયા કિનારે અને સવાર સાંજ ઘેર આગળજ પ્રાર્થના કરતો. આનો અર્થ એના કેટલા મિત્રો એમ પણ કરતા કે એ હવે સુધરેલામાં ખપવા માગે છે, એટલે બીજાના દેખતાં માતામહાદેવ જતાં શરમાય છે અગર મૂર્તિપૂજામાં કાંઇ નથી. એ હવે સમજ્યો. માધવ આ વિચાર જાણી હસતો અને જવાબ આપ્યા કરતાં મુંગા રહેવામાંજ શ્રેય છે, એમ માની મુંગો રહેતો.

આ માધવ એક દિવસ મોટો થયા પછી શ્રાવણ માસના સોમવારે મંદિર ગયો, ત્યાં આરતી થતી હતી, હજારો ભાવિક સ્રીપુરૂષો "જય શિવાનંદ સ્વામી"ની આરતીમાં તલ્લીન હતાં અને માધવ ભીંતને અઢેલી આંખો મીંચી સ્તુતી કરતો હતો ત્યાં એક મહંત આવ્યો, લોકોએ આરતી કરતાં કરતાં મહંતને નમસ્કાર કર્યો અને જરાક આગળ આવવા જગ્યા આપી. મહંત શંકરની મૂર્તિ સમક્ષ ઉભો રહ્યો, આરતીમાં જોડાયો ને પછી ધ્યાન ધરવા ભીંત પાસે ઉભો રહેવા આવ્યો ત્યાં માધવ આંખો મીંચી ઉભો રહેલો. માધવને આમ ધ્યાનસ્થ જોઇ મહંતને કાંક સાંભર્યું, માધવ સામે ટીકી ટીકી જોયા કર્યું અને આજ શંકરની માનસ પૂજામાં પોતાનું ધ્યાન રાખી શકયો નહી, રખેને એ છોકરો ચાલ્યો જાય એ બીકે વારંવાર પાછળ જોતો હતો. આરતી, નમણ, ધ્યાન પતી ગયું, ને લોક વિખરાયા, માધવ પણ જવાની તૈયારી કરતો બહાર નિકળ્યો. મંદિરમાં દર્શન કરવા જતાં અગર નિકળીને હાલમાં વ્યાખ્યાનમાં કે કોઇને ઘેર બને છે તેમ 'સાંધણ પાને પાંચસો પચીસથી ચાલુ' એમ વાત અધુરી મૂકી, ઉપાડી લેવાની ટેવ હોય છે તેમ મંદિરમાં જતાં વાત અધુરી રાખી, નીકળતાંજ જોડા પહેરવા શરૂ થાય છે તેમ ન થાય માટે હિંદુ ધર્મનો રિવાજ છે કે જતાં પહેલાં ને નિકળ્યા પછી મંદિરના ઓટલાપર દશ મીનીટ બેસવું, મન શાંત કરવું, સંસારના વિચાર અને સંસારની ઉપાધિ દૂર કરવી. માધવને એ ટેવ હતી અને એ ટેવ પ્રમાણે મંદિરમાંથી બહાર નિકળી ઓટલે બેઠો અને શાંત ગંભીર મુદ્રામાં થાક ખાતો બેઠો હતો ત્યાં મહન્ત પણ આવ્યો અને બેઠો. માથેથી બાંધેલો ફટકો કાઢી ખોળામાં મૂકયો અને પછી માધવ સાથે વાત કરી:-

"ભાઇ તમારા જેવા માસ્તર લોક આમ મંદિરમાં આવે અને શુદ્ધ અંતઃકરણથી ધ્યાન ધરે, એ નવાઈ. તમને જોઇ એક મારા મિત્ર સાંભરે છે. એ પણ અહીં તેમજ માહીમ મંદિરમાં રોજ આવતા, ધ્યાન ધરતા તમારી માફકજ ગળગળા થતા. એ દિવસો, એ જગ્યા, એ મોં રાત દિવસ મારી આંખ આગળ તરે છે. એ બિચારાની આર્થિક સ્થિતિ

ઠીક ઠીક હતી. આમ આનંદી અને એક માર્ગી હતો પણ એને જીવનમાંથી રસ ઉડી ગયો હતો એ ને હું પછીથી સ્નેહી થયા હતા. માહીમમાંજ એમની વાડીમાં, મંદિરે રોજ મળતા. એમને ધનાઢ્ય સસરા, વિધવા સાળી અને બીજે સસરાનાં સગાં હતાં, પણ સસરાએ એવી ધમકી આપી હતી કે જો છોકરાને બોલાવવા કે મળવાની જરાયે તજવીજ કરી છે, એમ ખબર પડી તો છોકરાને પાછ નહી આપીશ ને વારસો નહી આપીશ. બીચારો બાપ તો આ ધમકીથી એટલો તો ડરી ગયો હતો કે અંતર બળતું હતું છતાં પોતાના એકનાં એક દિકરાને છેવટ સુધી નજ મળ્યો. સસરા જમાઇ વચ્ચે રાજકીય વિચારે અને સત્તા અને સ્વતંત્ર્યના સંબંધમાં મતભેદ હતો. મતભેદ હોય પણ એ મતભેદનું આટલે સુધી પરિણામ આવે એ દીલગીરી. ઇંગ્રેજને ચહાયજ કેમ ? મુગલાઇ, પેશ્વાઇ ફરી સ્થાપવા કેમ પ્રયત્ન કરે ? ખેડુતો, ધંધાદારીને કેમ મદદ કરે ? એમને વળી સ્વતંત્રતા શી ? અભ્યાસ શો ? આજ સસરાનો વાંધો !" બીચારો માહીમ રહેતો ને એક વખતનો બહાદુર નર એકાકી જીવન ગાળી મરી ગયો. એમનું નામ મોહનરાય મુનશી ! તમારા સગા થાય ?"

"મોહનરાય મુનશી ?" માધવ ટટાર થઇ બોલ્યો.

"હા ભાઇ ! મને તમારૂં મોં એમના મોંને મળતું લાગ્યું."

"જી હા, એ મારા પિતા થાય."

મહંતથી માધવને બાઝી જવાયું, પુત્ર તુલ્ય સ્નેહ આવ્યો ને આંખમાંથી આંસુ આવ્યાં. માહાદેવના એટલા ઉપરજ બંને વાતો કરી છૂટા પડ્યા. માધવે બીજે દિવસે દાદાને બીતાંબીતાં કહ્યુંઃ "દાદા ! અમારી કોલેજમાં ત્રણ દિવસ બહાર સહેલગાહે જવાનું નક્કી થયું છે. હું જાઉં ?"

"ત્રણને બદલે ચાર ? એમ હોશીયાર થઇએ, બાપના જેવા બાયલા ન થઇએ. જાઓ, મજાહ કરો. છોકરી ! સાંભળ્યું—એને પાંચ રૂપીઆ આપજે." એટલું કહી માધવ આઘો ગયો એટલે વિધવા છોકરીને ધીરે રહી ગુલાબરાયજીએ કહ્યુંઃ "જોજે ! હાં. જુવાનીયો છે, અમે એ આમ બાનાં કાઢી કયાં જતા. જુવાની ને દીવાની બે સરખાં. કાંઇ ગોટાળો તો નથી ને."

માધવ ક્યાં ગયો તે આપણને ખબર પડશે, પણ જ્યારે આવ્યો ત્યારે પહેલો તે એકાદ બે પ્રસિદ્ધ લાયબ્રેરીમાં ગયો, જુના અને નવા ઇતિહાસનાં પોથાં ઉથલાવ્યાં. ફ્રેંચ, યુરોપીઅનોની બનાવેલી ઇતિહાસની ચોપડીઓ, હિંદુસ્તાનના ઉદ્યોગો, શેરડીના પાક, આફ્રીકાની ગુલામગીરી, ખેતરો, મજુર માટે ત્યાંની વ્યવસ્થા, સ્પેનીઆર્ડની અને ઇંગ્રેજોને મારામારીનાં કારણો વગેરે વાંચવામાં ગુંથાયો. મુસલમાન અને મરાઠા વખતે સામાન્ય લોકની સ્થિતિ, ઇંગ્રેજોની શરૂઆતની વર્તણુક વગેરેનો જાણે બારીકાઇથી અભ્યાસ કરવા ઇચ્છા હોય તેમ પોતાના અભ્યાસ ઉપરાંત એ અભ્યાસમાં પડ્યો. ગુજરાતના આ અને રાજકીય ઇતિહાસમાં મોહનરાય મુનશીનું નામ સ્થળે સ્થળે આવવા લાગ્યું અને જે માધવને પોતાનો પિતા મૃત્યુ પથારી ઉપર હતો ને પાસે જતાં, એ મૃત્યુ પામ્યો ત્યારે પાસે બેસતાં હૃદયમાં જોઇએ એવી લાગણી થઇ ન હોતી તે જ માધવને આજ મૃતપિતા માટે વહાલ આવ્યું, અને હવે મારી, દાદાને બદલે દિવસ અને રાત્રિ પિતાની ઝંખના થવા લાગી.

માધવના વિચારોમાં એકાએક ફેરફાર થઇ ગયો. દાદાનો પૈસો લોહીથી ખરડાયેલો લાગ્યો. હજારો ખેડુતો, ગરીબોને કચરી, એમની ગુલામગીરીમાંથી મળી આવેલો પૈસો ગાયના માંસ જેવો લાગ્યો. દર પળે એ ગરીબો રીબાતા, એમની ચીસો સંભળાતી હોય, એમને ખાવાનું ન મળતું હોય, શરીર ઉપર દાદાજીના ચાબકા પડતા હોય, કોઇ અંધારી કોટડીમાં સડતા હોય, એમને તાવ આવ્યો હોય તો પણ કુતરા પેઠે ટાઢ તાપમાં શરદીમાં રખડતા હોય અને ગરીબ, ખેડુત એટલે એમને નીતિ હોય જ નહી એમ મનાતું હોય એમ હવે માધવને ભાન થયું, અને એનું સુખ, ઉંઘ ઉડી ગયાં. જ્ઞાન એ દુઃખ છે એમ આજ એને લાગ્યું. અત્યાર સુધી એ કેવો સુખી હતો! દેશ, રાજ્ય, મુસલમાનો, ગુલામગીરી, સ્વાતંત્ર્ય એ શબ્દના ખરા અર્થ આટલે વર્ષે જ સમજ્યો. 'એક ઘડી મારા પિતાનો આત્મા મળે તો હું એમને પગે પડું, ક્ષમા માગું. પરમેશ્વર મારા સામુ જોઇ ફરીને મારા પિતાને જીવતા કરે તો કેવું સારૂં ? હું એમને

હવે સુખી કરૂં ? એમને દુઃખી કરવામાં દાદાના હાથમાં શું આવ્યું હશે ?' માધવને બેજ વસ્તુઓ ખુંચવા લાગીઃ–'પિતાને થયલો અન્યાય અને ગરીબ ખેડુતોની દુઃખદ સ્થિતિ.'

એક રાત્રે માધવ વાંચતો હતો, કોડીયાનો દીવો હતો, મેજ ઉપર દીવો ઝાંખો બળતો હતો. વારંવાર દીવાસળીથી સંકોરતો હતો, એટલામાં વિચારે ચડયો. રાત્રિ, શાંત રાત્રિ ધમધમાટ ચાલી જાય છે તે કેવી લાગે છે મંદ અવાજ આવે છે પણ કેના કયાંથી એની ખબર પડતી નથી. દૂર ઉંચે હજારો માઇલ પ્રકાશતા તારા આપણી પૃથ્વીથી એ મોટા એક બળતા અંગારા જેવા દેખાય છે, મુરૂં આકાશ, ચકચકતા તારા અને વિશાળ ઘૂમ્મટ ! બાબર, તૈમુર, બર્ની-અરનો પ્રવાસ, જંઘીસખાનની લડાઇ, મુંબઈ ઇલાકામાં ઈંગ્રેજી રાજ્યની સ્થાપના, સ્પેન અને પોર્ચુગીઝની આફ્રિકામાં ગુલામગીરીનાં પુસ્તકો પડેલાં ઉથલાવતો, વાંચીને ઉશ્કેરાતો. માધવ મધ્યરાત્રિએ ઓરડામાં એકલો બેઠો હતો. ઘડીમાં પાણીપતના યુદ્ધના અવાજો કાને પડતા તો ઘડીમાં દાદા-જીના ગરાસ ઉપર કામ કરતા મજુરોનાં દુઃખોના આર્ત નદો હૃદય ચીરતા હતા. વાંચતાં વાંચતાં માધવ ઉભો થયો અને એકદમ મોટેથી બોલાઇ જવાયું: "એ જ મારા પિતાનું વેર લઇશ." દધીચીરૂષિએ દેવના માટે પોતાનાં હાડકાં આપ્યાં હતાં. ઇંગ્રેજોના પ્રસિદ્ધ પુરુષોએ ગુલામગીરી દૂર કરાવવા સર્વ સુખનો ત્યાગ કર્યો હતો. અમારે એવા જુલ્મી આપખુદી રાજાઓ, તાલુકદારો નથી જોઇતા. અમારા રાજાઓ રામરાજ્ય સ્થાપવા માગતા હોય તો અમે એમને દેવ તૂલ્ય ગણવા તૈયાર છીએ પણ આ મારા દાદા જેવા તાલુકદારો ! બાપુ ! બાપુ ! કહેવાય ને બીચારા ગરીબ ખેડુતો, મજુરોને રેંસે, પોતાને આશ્રયે પડેલી પ્રજાને જુલમથી કચડે ! એમના ગામમાંથી કેટલા નાસી ઈંગ્રેજી હદમાં વસવા લાગ્યા ! અને ગામ ઉજ્જડ થયાં. સર-કારી હદમાં જ્યાં શેરડીનો પાક વધવા માંડ્યો છે ત્યાં તાલુકદારોને પૂર્ણ સત્તા આપવાથી જંઘીસખાન થઇ બેઠા છે, મારા પિતાએ એ સ્થિતિ સુધારવા બહુ પ્રયત્ન કર્યો. દાદાએ ન માન્યું. બીજા તાલુકદાર એક થયા અને વચમાં ન પડવાની પદ્ધતિથી સરકાર કાંઇ કરતી નથી. જોઉં છું,

મારાથી શું થાય છે?" માધવને હવે ઇતિહાસમાંથી સ્વતંત્ર બનાવનાર વીરપુરૂષોનાં જ જીવનચરિત્ર ગમવા લાગ્યાં. હિન્દુસ્તાનમાં પણ જુલ્મી દેશી રાજ્યોના પંજામાંથી છૂટેલી પ્રજાના યશોગાન વાંચતાં આનંદ થયો. હવે તો પ્રજાની આબાદાનીમાં જ પોતાની આબાદાની સમજનાર રાજસત્તા જોઇએ. ધોબીના એટલે પ્રજાના એક શબ્દથી રામચંદ્ર જેવા સીતાને ત્યાગ કરનાર રાજાઓ જોઇએ, પ્રજાને રંજન કરનાર એ જ રાજા. વિક્રમ કે ભોજની માફક અંધેરપછેડો લઇ પ્રજાની સ્થિતિ તપાસનાર રાજા અને તાલુકદાર, જમીનદાર એટલે ખેડુતો, મજુરોના માલીક નહી પણ એમના પાલક એમ થવું જોઇએ, એમ માધવને લાગ્યું. એના પિતાએ આ સ્થિતિ લાવવા પ્રયત્ન કર્યો હતો, પણ સમય અનુકૂળ ન થયો અને એમને એમ ચાલ્યા ગયા અને માધવને પિતા માટે આકર્ષણ થયું.

માધવને અત્યાર સુધી એમ જ થયું હતું કે, દાદાજીનો જરાયે વાંક ન હોતો અને બધો વાંક પિતાનો જ હતો. પણ જ્યાં આ ભૂલભૂલામણીનો કિલ્લો તૂટી પડ્યો કે પિતા માટે આકર્ષણ ને દાદા માટે તિરસ્કાર ઉદ્ભવ્યાં. પોતાના દુષ્ટ વિચારોને અંગે મને મારા પિતાનું સુખ ન લેવા દેનાર આજ દાદાને? પુત્ર, પુત્ર કરતાં મારા પિતા મરી ગયા. 'આ પાપ કોને માથે? દાદાને જ માથે.' આમ માધવના મનની સ્થિતિ હતી, પણ એના મોં ઉપર એના વર્તનમાં ખાસ ફેર થયો ન હોતો. માધવ જતો આવતો, માશી, દાદાની સાથે બોલતો, એમની પાસે બેસતો, પણ હૃદયના ભાવમાં ફેર થયો. એને બહુ બોલવું ગમતું નહી. "હમણાં હમણાં કેમ મુંગો છે" એમ માશી પૂછતી કે ધમકાવતી "ત્યારે પરીક્ષા પાસે આવી છે, વાંચવાનું બહુ છે, થાક લાગે છે" એ બહાના બતાવતો. આથી ઉલટું ગુલાબરાયજી પોતાના નાનપણના અનુભવથી એમ જ સમજતા કે 'છોકરો મોટો થયો છે એટલે એને હવે પરણવું હશે, કોલેજમાં કે ન્યાતજાતની છોકરીઓ જોઇ હવે ઘરસંસાર માંડવા વિચાર થતા હશે. હશે, જાય, છોકરો છે. એ તો જુવાનીમાં બધા એવા.' એક વાર પિતાના પત્રમાં જણાવેલા જલુ ઠારની શોધમાં રવિવારે ગયો, પણ ખબર કાઢતાં જલુ ઠાર

મેનાના ગયા પછી ઘર ઉપાડી ગયો હતો અને હવે એનો પત્તો જ ન હોતો, એ તપાસમાં માધવને બેને બદલે ચાર દિવસ થયા, અને માધવ જ્યારે આવ્યો ત્યારે ઘડીયાળે લોકેટ જોયું ને દાદાજીને વહેમ પડ્યો.

---

## પ્રકરણ ૬૫ મું
### ઝપાઝપી

માધવ મહંતને મળ્યો ત્યારથી મોહનરાય મુનશીના અને શી રીતે લોકોને સુખી કરવા એના વિચારમાં ભમવા લાગ્યો અને પિતાનું જીવન કેમ અને ક્યાં ગયું હશે, દાદાજી સાથે લઢ્યા પછી એમનું શું થયું? એ સર્વ જાણવા માટે વારંવાર બહાર રહેવા લાગ્યો અને અહીં દાદા અને માશીને વેહેમ આવવા લાગ્યો. તેમાંયે દાદાને પોતાનું નાનપણ, પોતાની ગદ્ધાપચીસી સાંભરી. આમ જુવાનીઆને પરણવાનું મન થાય, ગુણકા કે નાચનારીનાં ગાનતાન સાંભળવાનું મન થાય અને એવી બે જગ્યાએ કોઇ દિવસ જાય એમાં એને તો હોંશીયારી જ લાગતી, પણ ગુલાબરાયજીને એક જ ચિંતા હતી. હાલના નવા જમાનાના છોકરાઓ મનમાનતી કન્યા પરણવા માગે છે, એવી હઠ જો માધવ કરે તો પીડા. ગુલાબરાયની મરજી એવી હતી કે, પોતાના એક જુના દોસ્તના છોકરાની છોકરી સાથે માધવને પરણાવવો. એનાં લગ્નમાં નાચ મુજરો કરાવવો, ન્યાતો કરવી, હાથી બોલાવવો અને દેશી રાજ્યને છાજે એવી લગ્નની ધામધુમ મુંબઇમાં કરવી. હવે આમાં વાંધો આવે, માધવ ના પાડે તો મનની મનમાંજ રહે. માટે માધવ વારંવાર ક્યાં જાય છે, શું કરે છે એની તપાસ કરવાનું ડોસાને મન થયું. માધવની સાથે ભણતા એકાદ બે ગરીબ વિદ્યાર્થીને માશીએ સાધ્યા; જમવા બોલાવી બે પૈસા આપી માધવ ક્યાં જાય છે, કોને મળે છે, હમણાં હમણાં કેમ મુંગો છે એ જાણી લેવા કહ્યું, પણ એમની તરફથી તો લાયબ્રેરીમાં જાય છે, ખેડુતોને મળે છે, જુનાં થોથાં વાંચે છે એટલો જ ઉત્તર મળ્યો. વેહેમી ડોસાને એથી સંતોષ ન થયો અને જેમ જેમ દિવસ જતા ગયા તેમ એનો વેહેમ

વધતો ગયો. હવે માધવ પહેલાંની માફક ડોસા પાસે બહુ બેસતો નહી; ઉભો ઉભો જ વાત કરી પોતાના ઓરડામાં ચાલ્યો જતો; અગાઉ વાંચવાનું ન હોય, નવરો હોય ત્યારે નીચે બેસતો; માશી, દાદા સાથે તડાકા મારતો તે જ માધવને હવે નીચે બેસવું ગમતું જ નહી; ઉપર જ કાંક ને કાંક કરતો અગર વાંચતો.

માધવ નીચે નાહવાખાવા ગયો અને માશી અને વૃદ્ધ ડોસાજી ધીરે ધીરે ઉપર ચઢયાં અને માધવના ઓરડામાં ખાંખાંખોળા કરવા લાગ્યાં. પ્રથમ તો ખાટલો રાતનો પાથરેલો હતો તેવો જ વગર કરચલીવાળો જોતાં જ ડોસાને લાગ્યું કે રાત્રે માધવ ઘરમાં રહેલો લાગતો નથી ને હોય તો સુતો નથી. ખાટલા ઉપર ઝીણી રેશમની દોરી, સાંકળી, ઘડીયાળ ને લોકેટ જોયાં. એ જોતાં જ વૃદ્ધ ડોસાની આંખ ચમકી. ઇડરીયો ગઢ જીત્યો હોય તેમ ઉપાડ્યાં અને વિધવા છોકરી પાસે આવ્યો. 'છોકરી! જોયાં કે તારા ભાણેજનાં પરાક્રમ? જરુર આ લોકેટમાં કોઇની છબી હોવી જ જોઇએ." લોકેટ ઉઘાડ્યું નહોતું છતાં એમાં કાંઈ કાંઈ હશે એમ ડોસાને થયું. ત્રણ દિવસના ભૂખ્યા માણસ પાસે થઇ પાંચ પકવાનની સુગંધીદાર, મશાલાદાર ગરમાગરમ સ્વાદિષ્ટ રસોઇની થાળી જાય ને જે સ્થિતિ થાય તે સ્થિતિ ડોસાની અત્યારે થઇ ગઈ.

"છોકરી! આ તમારો નવો સુધારો! અમારા વખતમાં આમ થાય જ નહી. વહુનું નામ ન દેવાય તો પછી છબી તો રખાય જ શાની? કોણ જાણે કોની છબી હશે? તું કહે છે કે પરીક્ષામાં પાસ થવા દો. અરે એ જવાનીયા જુદા. જેમને પરણું પરણું, સ્નેહ સ્નેહ થાય તેમને તો પહેલા પરણાવવા જ સારા. અમને વહેલા ન પરણાવ્યા હત તો આના કરતાંએ ખરાબ થયા હત. સુધારાવાળા સમજતા નથી, હવે તો બાળલગ્નમાં જ લાભ છે."

"હવે લોકેટ ઉઘાડો તો ખરા?"

ડોસાએ લોકેટ ઉઘાડ્યું અને અંદરથી છબીને બદલે કાગળનો કકડો નીકળ્યો. એક સુંદર નાના કાગળ ઉપર "એક હૃદય તરફથી બીજા હૃદ-

યને" શબ્દ લખ્યા હતા, ને ડોસા વાંચીને હસ્યાઃ–"જોયું! આવું છોકરા ક્યાંથી શીખી લાવે છે? આ તો સદેવંત સાવળીંગાની વાત." ડોસાએ ચીઠ્ઠી ઉઘાડી ને છોકરી પાસે આવી એટલે આગળ વાંચવા માંડ્યું:–"મારા છોકરા માટે માહીમ અને ગુજરાતમાં મને સરકાર તરફથી ઇનામી ગરાસ મળ્યો છે તેનો વારસ મારો પુત્ર છે. અમુક કારણોને લીધે મારો પુત્ર મને મળ્યો નથી, પણ ખરો વારસ એ છે અને ઇનામદાર સરકારે કબુલ રાખ્યો છે. સરકારી ઓફીસમાંથી પુરાવો મળશે."

પિતાપુત્રીને આ વાંચતાં શું થયું હશે, એનો ખ્યાલ આવે એમ નથી. એકદમ પ્રલયકાળની ગર્જના થઈ વીજળી પડી હોય તેમ બને આભાંજ પત્થરવત્ બની ગયાં. ધાર્યું હતું શું ને નીકળ્યું શું? "છોકરી! પેલા ખુશામતીયાના અક્ષર!" એટલું કહી ચીઠ્ઠી વાળી લોકેટમાં મૂકી.

માશીએ માધવનું જેકેટ હાથમાં લીધું ત્યાં ગજવામાંથી કવર નીચે પડયું. ડોસાએ કવર જોયું, કવર ઉપરના અક્ષર જોયા, અને અંદરથી "ઇનામદાર માધવ મોહનરાય મુનશી"નાં તરતનાં છપાવેલાં વીઝીટીંગ કાર્ડ જોયાં. ડોસાનો મીજાજ ગયો. કાર્ડ પક્ષીનાં પીંછાની માફક આખા ઓરડામાં ફેંકયાં ને વીખરાયાં "છોકરી! બાળી નાંખ એને," માધવ નીચે ઓરડો વાસી, ગાતો ગાતો, ગરમ પાણીનો બંબો ખાલી કરી, સાબુ ચોળી નાહવામાં, દીલ લોવામાં, સફેત ધોતીયું પહેરવામાં, પાટલી પાડવામાં અને ભટની સામે થાળી મૂકી લહેજતદાર રસોઈ જમવામાં નિરાંતે પડ્યો હતો ત્યાં એના જ ઓરડામાં ઉપર આમ ઝડતી લેવાતી હતી, અને પરહેજ ક્યારે થશે તેનું માધવને ભાન પણ નહોતું. માધવ જમી રહ્યો નોકરે પાનની તાસક ધરી. પાન સોપારી વરિયાળી ખાતો, આનંદથી વાગોળતો, ઓડકાર ખાતો, પહેરણ પહેરતો પહેરતો દાદર ચડ્યો. ત્યાં તો ઓરડામાં નવો જ તાલ જોયો. દાદાના હાથમાં કાર્ડ હતું, અને માશીના હાથમાં જેકેટ હતું. માધવને આવતો જોઇ ગુલાબરાયજી બોલ્યાઃ 'પધારો ઇનામદાર સાહેબ! મુબારકબાદી આપવી જોઇએ, આપના માનમાં મીજલસ કરવી પડશે. કેમ ખરૂંને?"

માધવ વાત સમજ્યો ને બોલ્યો:–"ઇનામદાર તો ખરોજને? મારા પિતાનો પુત્ર તો હુંજને?"

"હં. તારો બાપ તો હું, સમજ્યો?"

"દાદાજી! મારા પિતા એક પ્રભુનું માણસ હતા, ગુજરાતનું નાક હતા, એક વીર પુરુષ હતા, રાજ્યનિષ્ઠ અને રાજપુરૂષ હતા. ગુજરાતના ઇતિહાસમાં એમનું નામ મશહુર છે. ઘેર ઘેર એમના નામની જપમાળા થાય છે. ઇંગ્રેજ સરકારના અમલદારો હજી પણ એ નામથી મોહ પામે છે, અને ગુજરાત કાઠીયાવાડના ગરીબ, ખેડુત વર્ગનાં ઉદ્ધારક હતા. દેશના ગરીબ, સ્ત્રી, બ્રાહ્મણને કનડનારા દેશના દુશ્મનો સામા ખૂલ્લી તરવારે ઘૂમતા અને યુદ્ધમાં કોઈ દિવસ પાછી પાની ન કરતા. સારા દેશી રાજ્યે, નામદાર સરકારે ઇનામી ગરાસ આપ્યો હતો, પરંતુ મારા દુર્ભાગી પિતા જાણે કોઈ ઓળખતું જ ન હોય એમ એક ખૂણામાં એકલા દુઃખી થઇ મરણ પામ્યા. એમણે જીવનમાં એકકેય પાપ કર્યું નહોતું, એકને દુઃખી કર્યો નથી. મારા પિતાના બેજ દોષ હતાઃ એક મને ચાહતા અને બીજો દેશ પ્રત્યે અનહદ પ્રેમ હતો."

ગુલાબરાયજી જેમણે જન્મભર કોઇનો ટુંકારો સાંભળ્યો નહોતો તે આ છોકરાના શબ્દ સાંભળી ન શકયા. એમના મગજની વરાળ છટકી ગઇ. દેશ, સરકાર, ખેડુત, ગરીબનાં નામ સાંભળી, પોતાના જ દેખતાં જેને પોતે ધિક્કારતો હતો તે મોહનરાય મુનશીનાં વખાણ સાંભળી ચીડાયો; આંખો લાલ થઇ, હાથ પગ ધ્રુજવા લાગ્યા, ભવાં ચઢ્યાં અને એકદમ માધવના ખભા ઉપર હાથ નાખી તેને હચમચાવ્યો: "અલ્યા માધુડા! હરામખોર! તારો બાપ કોણ હતો તેની મને પરવા નથી, ને હું જાણવા ઇચ્છતો પણ નથી. મને કાંઇજ ખબર હોય તો એ જ કે કેટલા લફંગા, ખીસાકાતરૂ, બાયલા, પોતાના દેશને પાયમાલ કરી પરદેશીની ખુશામત કરનારા ને ગરીબ, ખેડુત, નોકરને ઉશ્કેરનારા દુષ્ટ હતા. તારો બાપ ઇનામદાર? તું ઇનામદાર? પાણીયારાનો! મારા પગની જુતીને માન આપું તો તને ઇનામદાર માનું?"

માધવ પણ ઉશ્કેરાયો હતો. જે દાદાથી દહોડ ગાઉ નાસતો, જેના ચાબકાની બીક ચોગરદમ ફેલાઈ હતી તે જ દાદા આજ માધવના હીસાબમાં નહોતા. એક ધર્મિષ્ટ ડોસીના દેવને મુસલમાન અડે ને બીચારીને જે લાગણી થાય, ગંગાજળના પવિત્ર પાણીને ઢોળી નાંખતાં જે ક્રોધ અને ગ્લાનિ થાય તે ક્રોધ અને ગ્લાનિ માધવને હતાં. પોતાના પિતાનું અપમાન, તે પણ પોતાની જ આગળ, પણ શું કરે? એ અપમાન કરનાર પોતાનો જ દાદો. પિતાનું વેર વાળવું? પિતાને માટે શબ્દ સાંખી ન રહેવા, પણ તે જ સાથે દાદાનું અપમાન કરવું? જે દાદાએ અત્યાર લગી ઉછેર્યો, ભણાવ્યો અને આટલો મોટો કર્યો તેનું જ અપમાન! એક બાજુ સ્વર્ગસ્થ પિતા અને બીજી બાજુ વૃદ્ધાવસ્થાની મૂર્તિ!! ભાંગ, માદક પદાર્થ ખાધા પછી મગજ ઘૂમરીએ ચડે તેમ માધવનું મગજ ઘૂમવા લાગ્યું, આંખો ચકળવકળ થવા લાગી, દાદા સામું જોયું અને ન કહેવાના શબ્દો બોલી ઉઠ્યોઃ “દાદાજી! સમાનતા અને સ્વતંત્રતા! તમે તાલુકદારો, જમીનદારો કેટલો જુલમ કરી શકો છો તે જોઉં છું. મારા પિતાનું અધુરૂં રહેલું કામ હું કરીશ ને બતાવીશ. તમે ધનાઢ્ય, પૈસાદાર ક્રૂરના સામું થુંકીશ પણ નહી, સમજ્યા?”

ગુલાબરાયજી તો આ છોકરાના શબ્દ સાંભળી, અને એનો મિજાજ જોઇ આભાજ બન્યા અને પોતાની વૃદ્ધ વિધવા છોકરી પાસે ગયા. “છોકરી! આ ઇનામદાર આજથી મારા ઘરમાં નહી, એક મીનીટ નહી.” ગુલાબરાય ટટાર થયા. માધવના સામે અગ્નિ વરસાવતા ઉભા અને એને ધક્કો મારી બહાર કાઢતાં બોલ્યાઃ—‘સાલા! નિકળ મારા ઘરમાંથી. દુધ પાઇ સાપ ઉછેર્યો. એજ બાપનું બીને?”

માધવ ચાલ્યો ગયો અને ગુલાબરાયે છોકરીને હુકમ કર્યોઃ—“એ નીચ છોકરાનો રજેરજ સામાન મોકલાવી દેજે. મારાં ઘરમાં એનું નામનિશાન ન જોઇએ. મારા મનથી એ મરી ગયો છે. આજ હું એના નામનું સ્નાન કરી નાંખું છું. ખબરદાર જો એને મળી કે એને ફરીને બોલાવ્યો તો.”

માધવ ક્રોધમાં હતો. જમીને કાલેજમાં જવા ઉપર કપડાં પહેરવા

આવ્યો ત્યાં પહેરેલે લુગડે ઘરમાંથી નિકળ્યો. નિરાશ થયો, રોઉં રોઉં થયું, ઘરના કલેશમાં ઘણી વાર વિના કારણ અગર નામના જ કારણમાંથી ભયંકર પરિણામ આવે છે. માધવે જતાં જતાં લોકેટ, લોકેટની અંદરની ચીઠી જોઈ પણ જડ્યાં નહી અને દાદાએ નાંખી દીધાં એમજ લાગ્યું. માધવના ગજવામાં થોડા રૂપિઆ, ઘડિયાળ હતાં. માશીએ તજવીજ કરી થોડાં કપડાં, ચોપડીઓ મોકલાવી. અને માધવ મુંબઈ જેવા વિશાળ શહેરમાં 'કયાં જવું ? શું કરવું ?' કરતો એકલો પડ્યો.

---

## પ્રકરણ ૬૬ મું
## કોલેજના મિત્રો

સમસ્ત હિંદુસ્તાન સાથે ગુજરાતમાં પણ પશ્ચિમનો પવન આવતો હતો. ઈંગ્રેજી વિદ્વાનો, ઈંગ્રેજ અમલદારોએ ગુજરાત ઉપર અનેક ઉપકાર કર્યા હતા. ગુજરાતી, સંસ્કૃત, જુની શોધખોળમાં આ અમલદારો પોતાની નોકરીના બહારના સમયમાં રચ્યામચ્યા રહેતા. હિંદુસ્તાનના સાહિત્ય–હિંદુસ્તાનના ધર્મશાસ્ત્રો અને હિંદુસ્તાનની ભૂતકાળની અલૌકિક ઉન્નત સ્થિતિ દેશપરદેશ વખણાતા હતા. હિંદુસ્તાનના ચારે ખૂણેથી પ્રભાવશાળી હિંદુઓ વિલાયત ગયા હતા, ત્યાં હિન્દુસ્તાનની જ્વલંત કીર્તિ દર્શાવી આવ્યા હતા, અને અજ્ઞાન સ્ત્રીઓને બદલે અમારે સીતા, અહલ્યા અને ચાંદ બીબી જોઇએ છીએ; નમાલાં જીવન ગાળવાને બદલે જગતમાં ઘૂમનારા વીર પુરૂષો જોઇએ છીએ અને અમારા દેશમાં પણ યુરોપનાં સાયન્સ યુરોપની સમૃદ્ધિ જોઇએ છીએ, એ ભાવના જાગી હતી. ઈંગ્રેજી કેળવણીની એક અસર એ થઈ હતી કે જુવાનીયા, વિદ્યાર્થી વર્ગમાં અસંતોષ ફેલાયો હતો; એમને નહોતાં ગમતાં એમનાં ગૃહજીવન; એમને નહોતી ગમતી અવિભક્ત કુટુમ્બસંસ્થા, એ વડિલની સત્તા; અને કુટુમ્બના નાના માણસો પછી એ નાના ને પાંચ પુત્રો હોય તોપણ એ નાનાએ વડિલે માટે રાખવી જોઇતી અંધશ્રદ્ધાને તિલાંજલિ આપવા તૈયાર હતા. યુરોપના ઇતિહાસો, બીજા દેશના ઇતિહાસો, ફ્રેન્ચ રેવોલ્યુશન વાંચ્યા હતા; મીલ,

બેકન, બર્ક–શેરીડન, નેપોલીયન વંચાતા હતા અને ન્યાતજાત દેશભેદનું નિકંદન કરવા એ યુવાનો આકળા થઈ ગયા હતા. ગુલામગીરી, કારખાનાંમાં કામ કરતા મજુરો અને માલિકોના સંબંધ જોઇ ઉશ્કેરાઇ જતા હતા અને સ્વતંત્રતા સમાનતા અને બંધુતાનાં સ્વમાંમાંજ આનંદ માનતા હતા.

આનું પરિણામ એ આવ્યું કે, ઠેર ઠેર જ્ઞાતિ સુધારવા, વિદ્યા પ્રસારવા, દેશની ઉન્નતિ કરવા, નાની નાની સભાઓ સ્થપાતી થઈ, અને આવી એક સભામાં શાંતિવર્ધક સભા મુખ્ય હતી. શાંતિવર્ધક સભામાં બધાને દાખલ કરવાની મનાઇ હતી. ન જાણનારા, બહારથી કાંક ઝાંખી કરનારાને આ સભા રાજ્યદ્રોહીની, દેશમાં ઉથલપાથલ કરનારા બંડખોરની લાગતી. આ સભાનો ઉદ્દેશ દેશમાં ઉથલપાથલ કરવી એ હતો પણ તે ઉથલપાથલ રાજકીય નહી. પશ્ચિમની કેળવણીને પરિણામે પડેલા સંસ્કાર ફેલાવી ગુજરાતમાંથી અજ્ઞાન, ગરીબાઇ, પૈસા અને સત્તાને નામે ચાલતો જુલમ દૂર કરવો, એજ ઉદ્દેશ હતો. દેશી રાજ્યો ખાનગી પેઢીઓ, મીલો, કારખાનાં, ખેડુતોનાં જુલમ જાણી એનો સડો દૂર કરવો એજ આ સભાના કર્તવ્ય હતા, અને એને માટે પ્રથમ પગથીયું જ્ઞાન પ્રસારવાનું હતું. આ સભાના સભાસદોમાં તાજાજ સંસારમાં પડેલા યુવાનો, પશ્ચિમની વિદ્યા મેળવતા વિદ્યાર્થીઓ અને દેશને માટે અંતરમાં લાગણીવાળા થોડાઘણા વ્યાપારીઓ હતા. આ સભાના કેટલાક સભાસદનાં અંતર જાણવાથી સભાનાં કર્તવ્યક્ષેત્ર અને હેતુની ઝાંખી થશે.

એક સભાસદ એક ધનાઢ્ય મીલ માલેકનો એકનો એક પુત્ર હતો. શરીરે અને મને તંદુરસ્ત હતો, અને મીજાજમાં આકરો હતો. ન્યાય, હક્કના એવા તો વિચારો તેના મનમાં ઠસ્યા હતા કે સહજ પણ અન્યાય થતો હોય તો એનું માથું પાકી ઉઠતું અને વચમાં આવતાં વિઘ્નો દૂર કરે ત્યારેજ એને શાંત વળતી. "મારો દેશ દ્રવ્યવાન્ કયારે થાય? મારા દેશના ખેડુતો, મજુરો બીજા દેશના ખેડુતો, મજુરો, જેવા બુદ્ધિશાળી કયારે થાય?" એજ એની ઝંખના. સુંદરમાં સુંદર ગુલાબ એના પિતાના બંગલામાં થતાં પણ તે તરફ નજર ન કરતો. વસંત ઋતુનાં ખીલેલાં પુષ્પો,

શરદ પૂર્ણિમાની રળીયામણી રાત, મેના, પોપટ અને કોયલના ટહુકામાં એને જરાયે આનંદ આવતો નહી.

એક સભાસદ તત્વજ્ઞાની હતો. દેશની આર્થિક સ્થિતિ ઉન્નત થાય. હિંદના તત્વજ્ઞાનના કિરણો પશ્ચિમમાં જાય એમ તે ઇચ્છતો અને તત્વ-જ્ઞાનની દષ્ટિયેજ દેશમાં શાન્તિ સમાનતા પ્રસારવા સતત પ્રયત્ન કરતો.

એક અનાથ વિદ્યાર્થી હતો, કોઇને ભણાવી, કોઇનો ફેરો આંટો ખાઇ પોતાનું ખર્ચ નભાવતો અને ફુરસદે ગરીબોને ત્યાં જઇ, અનાથોનાં હૃદય ખીલાવી એમનાં જીવનમાં શાંતિ રેડતો. જન્મથી એકલો હોવાથી પોતાની મેળે જ ભણતાં શીખ્યો હતો અને માબાપના અભાવે ગુજરાતનેજ માબાપ માની એ માબાપની ભક્તિમાં, સેવામાં જીવન અર્પવા નિશ્ચય કર્યો હતો. હિન્દુસ્તાન, ગ્રીસ, રોમ, કાર્થેજ, ઇંગ્લાંડ અને બીજા દેશના ઇતિહાસનો એવો તો સંગીન અભ્યાસ તેણે કર્યો હતો કે વાત વાતમાં ઇતિહાસનાં દષ્ટાન્તો આપતો અને દેશની ઉન્નતિ માટે શું કરી નાંખું એવા વિચારોથી અકળાતો–ગભરાતો.

આ બધા આવેગમય સભાસદોમાં ઠરેલતા નહોતી. વૃદ્ધો તરફ માન ન હોતું અને સ્કુલ કોલેજમાં વર્ગમાં પણ વખત મળતાં અને કોઈ કોઈ વાર વર્ગ ચાલતા હોય ત્યારે પણ આવીજ વાતો થતી. પ્રોફેસરો, શિક્ષકો, માબાપને આ સભાની ખબર પડી હતી. વિદ્યાર્થીઓ અભ્યાસ મૂકી વખત બગાડે, સ્વચ્છંદી બને એ ગમતું ન હોતું અને સખ્ત દેખરેખ રાખતા હતા. આ બધા માધવને ઓળખતા હતા અને માધવને પોતા-નામાં ભેળવવા ફાંફાં મારતા હતા, પરંતુ માધવના દાદા ગુલાબરાયજીનું નામ સાંભળી ત્રાસતા. આજ અકસ્માતજ બન્યો. માધવ ગાડીમાં માશીનો મૂકેલો સામાન લઈ 'ક્યાં જવું, શું કરવું'નો વિચાર કરતો, નિરાશામાં આશા બાંધતો જતો હતો ત્યાં કોકે બુમ પાડી. માધવે ગાડી ઉભી રાખી, પાછળ જોયું તો કનુ અને લલુ. પોતાનીજ કલાસના વિદ્યાર્થીને જોતાંજ માધવ સઘળું ક્ષણુ વાર વીસરી ગયો અને કોલેજની વાતમાં પડ્યો. "માધુ ! હમણાં હમણાં તો કોલેજમાં આવતો નથી, ટર્મ જશે અને હેરાન

થઇશ. એ તો ઠીક છે કે કલાર્ક બહેરો છે ને અમે તને બચાવીએ છીએ. પરમ દહાડે ટર્મના રૂપીઆ જાત અને નામ નીકળત."

"કનુ! પછી શું થયું?" "પૂછ લલુને."

"થાય શું? ફર્સ્ટ અવરમાં કલાર્ક હાજરી પૂરવા આવ્યો. હમણાં તારી ગેરહાજરી બહુ છે તે પ્રીન્સીપાલના ધ્યાનમાં હતી અને 'પ્રીન્સીપાલની હાજરીમાંજ કલાર્ક હાજરી પુરવા આવ્યો. તારૂં નામ ત્રણ વાર કલાર્કે પોકાર્યું."

"પછી" "એ તો કનુની હીમ્મત ચાલે. મારી હીમત ન ચાલે. એણે જાણ્યું કે માધવનું આજ આવી બન્યું. હવે જવાબ નહી મળે તો નામ નીકળી જવાનું ને માધવનું જીવન બગડશે. જે થવાનું હોય તે થાવ કરી પાછલા બાંકડા ઉપરથી બે આગલા છોકરાની વચ્ચે માથું રાખી, બે હાથ વચ્ચે મા રાખી "હીઅર સર" (હાજર સાહેબ)ની બુમ પાડી. બીજા વિદ્યાર્થીઓ તો તાજુબજ થયા. એમને મન તો એમજ થયું કે 'કનુ મરી ગયો' 'હમણાં પ્રીન્સીપાલ પૂછશે કે, માધવ ઉભો થા' ને માધવને બદલે કનુએ હાજરી પુરાવી છે એ જાણતાં કનુને કોલેજ બાહાર કરશે. આખા કલાસમાં ચિંતા અને શાંતિ ફેલાયાં. કલાર્કને વહેમ ભરાયો, અને એને ખાત્રી હતી કે તું નથી આવ્યો. કલાર્કના મનમાં એમજ ઠસ્યું કે તારે બદલે મેં (લલુએ) હાજરી પુરાવી. આથી કનુ બચી ગયો મારે માથે તારે બદલે હાજરી પુરાવ્યાની ધાડ આવી ને મારો દંડ થયો."

"લલુ! હું બહુજ દીલગીર છું, મારે માટે તારે દંડ? કેટલો દંડ થયો? હું આપું છું?"

"મોટો શાહુકાર! તારૂં સંભાળને, એ ધાંધળમાં તારૂં નામ કાઢી નાંખવાનું હતું તે રહી ગયું. પણ બચ્ચા! હવે ગેરહાજર રહ્યો તો કોલેજને છેલ્લા રામ રામ સમજજે. આપણે તો દંડ થયો એ સારૂં જ થયું. દંડ ભરવો નથી. બાપને ભણાવવો હતો, ને આપણે ભણવું નથી. હવે આપણે તો આપણી શાંતિવર્ધક સભાજ ગજાવીશું. માધવ! તારે લીધે હું આજ છૂટયો. ભલું થયું ભાગી જંજાળ, હવે દેશસેવા અને સભા. માધવ સામાન લઇ કયાં જાય છે? તારૂં ઘર કયાં?"

"મારૂં ઘર એ આ ગાડી. બે કલાકથી ગાડીમાં આથડું છું. કયાં જવું એ સૂઝતું નથી."

"માધવ! તો ચાલ મારી સાથે."

"લલુ! પહેલો મારો હક્ક છે. એને માટે આપણે સહન કર્યું છે. તે મારી સાથે આવશે."

"માધવ! કનુ કોઇને ત્યાં ખાય ને સુવે છે. એના બાપને અને એને ઘડી બનતું નથી. ચાલ મારી સાથે."

કનુ માધવની સાથે વિકટોરિયામાં બેઠો અને ગાડી હંકાવી.

---

## પ્રકરણ ૬૭ મું
## છુપી સભા

કનુ અને માધવ દિલોજાન દોસ્ત થઇ પડ્યા. બાલ્યાવસ્થા—યુવાવસ્થામાં નિશાળ અને કોલેજ જીવનમાં હૃદય એટલાં સ્નિગ્ધ અને કોમળ હોય છે કે જોડાતાં વાર નથી લાગતી. માધવ ગુલાબરાયજી પાસે રહી એકલો થઇ ગયો હતો, કોલેજ જવા શિવાય કોઇને મળી શકતો નહી, એટલે એને બહારનો અનુભવ નહોતો. આ માધવને વૃક્ષ ઉપર અકસ્માત્ વીજળી પડે ને બળી જાય તેમ થયું. વિશાળ સંસારમાં નિરાધાર થઇ રહ્યો. પિતાની ચીઠી ખોવાઇ ગઈ કે દાદા પાસે રહી. પિતાની જાગીર લેતાં મુશ્કેલી હતી. મુનીમોએ અને દૂરનાં સગાંએ પિતાપુત્રને બનતું ન હોતું અને પુત્રનો વારસામાંથી હક્ક કાઢી નાંખ્યો છે એવી વાત ફેલાવી અને પોતાની પાસે દાદાને ઘેરથી નિકળ્યો ત્યારે ગણ્યાગાંઠ્યા પૈસા હતા એ જ. રસ્તામાં ગાડીમાં બેસી કયાં જવું એની મુઝવણમાં હતો અને કનુ મળ્યો, લલુની સાથે કોલેજની વાત થતાં જરા દીલ ખુલ્લું થયું. દાદા એવા સખ્ત હૃદયના હતા કે માધવ સાત વાર પગે લાગે પણ એના સામુંયે ન જુવે, અને માધવનું સ્વાભિમાન પણ તેનાથી ઉતરે એમ ન હોતું. કનુ અને માધવ કોલેજમાં કોલેજની બહાર અને વીશીમાં સાથે જ રહેતા, ફરતા; માધવને હવે ખબર પડી કે કનુ, લલુ અને બીજા વિદ્યા-

ર્થીઓની એક છૂપી સભા હતી; વિદ્યાર્થી ઉપરાંત કેટલાંક ધનાઢ્ય વ્યાપારી, વિદ્વાનો અને વકીલો પણ હતા. માધવને લાવ્યા પછી, એ શુદ્ધ હૃદયનો છે, કાર્યદક્ષ છે અને વિશ્વાસપાત્ર છે, એવી ખાત્રી કર્યાં પછી કનુ એક રાતના માધવને છૂપી સભામાં લઇ ગયો. આ સભાનું મકાન મુંબઇના અજાણ્યા લત્તામાં અને એક ગલીના અંદરના માળાના પાંચમા માળે પાછલા ભાગમાં હતું. આ સભામાં, સભાના મકાનમાં ત્રણ ઓરડા હતા. એક સભાગૃહ, બીજો ચાહ પાણી અને સરંજામ રાખવાનો ઓરડો અને ત્રીજો નાનો ઓરડો પાણી વગેરે માટે. સભાગૃહમાં ખુરશીઓ, રાઉન્ડ ટેબલ, જાજમ, લટકાવેલો દીવો અને ભીંત ઉપર જુના તેમ નવા હિંદુના અને દેશ પરદેશના ભકતો, રાજ્યનીતિજ્ઞ પુરુષો, કવિઓ, લેખકો, દેશવીરોની છબીઓ હતી. સભાનો સમય દશનો હતો અને એક પછી એક સભાસદો આવવા માંડ્યા. અનેકધર્મી, અનેકવેશી અને ચિત્રવિચિત્ર સ્વભાવના મનુષ્યોને જોઇ માધવ તો આભો જ બન્યો. એનું કોમળ હૃદય ધડકવા લાગ્યું. "રખેને આ રાજદ્રોહીની સભા હોય? મને ફસાવશે તો? મેં હજી રાજકીય વિચારો કર્યાં જ નથી. રાજ એ મારો વિષય જ નથી. જનસેવા, ગરીબની સેવા, તાલુકદારો, જમીનદારોનો ખેડુત, મજુર ઉપર જુલમ થાય છે તે જ દૂર કરવાનો મારો ઉદ્દેશ છે. આ તો તોફાની ટોળું છે. એનાર્કીસ્ટ હશે તો? હવે શી રીતે નસાય? કનુને આઘો બોલાવી પૂછી જોઉં? "ના, ના, પ્રથમ મુંગો મુંગો સાંભળું. એટલે ખબર પડશે." સાડા દશ થયા અને ચાહના પ્યાલા આવ્યા. સઘળા ટેબલ ઉપર બેઠા અને એકમેકની સામે જોવા લાગ્યા. માધવને બધા ઓળખતા હતા, પણ આ સભામાં એ પહેલવહેલો જ હતો.

ચાહ પી જાગૃત થતાં જ કનુએ ઉભા થઇ કહ્યું, "બન્ધુઓ! આજ હું આપણી સભામાં નવો સભાસદ દાખલ કરવાની દરખાસ્ત લાવું છું. એ યુવાનને લગભગ બધા ઓળખે છે. એ ખાનદાન કુટુમ્બનો નબીરો છે અને એની રગેરગમાં ગરીબીની હાય વહે છે. પોતાના દાદા પૈસામાં આળોટે છે છતાં તેને લાત મારી આવ્યો છે, અને ખેડુતો, મજુરો અને

ગરીબો ઉપર પડતો જુલમ ઓછા કરવા, નાબુદ કરવા એણે પ્રતિજ્ઞા લીધી છે. એ ગૃહસ્થ આ મારા મિત્ર માધવ." બધા ખુરશી ઉપરથી ઉભા થયા અને હાથ મિલાવ્યા. મંત્રીએ નિયમસર માધવ પાસે વફાદારીના અને ચુપકીના સોગન લેવડાવ્યા અને વાતો ચાલી. બબ્બે ચચારનાં ટોળાં બંધાયાં હતાં, ઉઘાડાં કબાટોમાંથી ચોપડીઓ નિકળતી હતી અને વંચાતી હતી, તે ઉપર ચર્ચા ચાલતી હતી. વાતોની ઝડીઓ ચાલી.

"કાઠીયાવાડના પેલા ચોથા કલાસના રાજ્યમાં હમણાં શેરડીનો પાક સારો થવા માંડ્યો છે; પણ તે માટે મજુરો મળતા નથી. મજુરોને લાલચ આપી બોલાવે છે પણ પછી બીચારાને કાંઇ જ સગવડ આપતા નથી."

"અરે ! એવા તો હજારો નાનાં દુઃખ છે, પણ ગુજરાતમાં હમણાં હમણાં રૂનાં કારખાનાં થયાં છે ત્યાં જુવો ત્યારે ખબર પડે. છોકરાંને સાતથી આઠ કલાક કામ કરવાનો નિયમ છે. મોટાને બાર કલાક, પણ કારખાનાંના માલેકો ઘડીઆળ તો ખોટી રાખે જ, પણ કામને બહાને કાયદાને ન ગણકારી કે ચેરીમેરી વેરી છોકરાને બાર બાર કલાક ગોંધી રાખે છે. સુવાવડી બૈરીઓ, ક્ષય અને પાંડુ રોગવાળા પુરુષો પણ એમજ ઘસડબોરો કરે છે; ને તે પણ રાતે જુદે નામે, ને સવારે જુદે નામે."

"એટલેથી પતતું હોય તો બસ. આ બીચારાંનાં રહેવાનાં ઘર કુકડાની બોડ કરતાં સારાં નથી હોતાં. ચોમાસામાં ચોગરદમ પાણી ! અંધારૂં પૂછવું શું ? વૈદ કે દવાની ગોઠવણ નહી, દારૂની દુકાનો પાસે; અને પેમાસ્ટરો, નોકર, મજુરીએ રાખનારા કમીશન લે; વાણીયાની દુકાનો પાસે જ, વ્યાજે મારી નાંખે; ન મળે રજા, અઠવાડીયામાં નહી જેવી રજા, એમનાં છોકરાંને કુવામાંનાં દેડકાં પ્રમાણે સંસાર એ જ કારખાનાં કે ખેતર, અને એમના આત્માના ઉદ્ધાર તો હોય જ શાના ?"

માધવ મુંગો હતો એનાથી આ સ્થિતિ સાંભળી ન રહેવાયું. એટલે બોલ્યોઃ—"ભાઇઓ ! હજી તમને એમની વાસ્તવિક સ્થિતિ ખબર નથી. આપણા ગુજરાતમાં હજી સુખ છે. આપણી જેલોમાં, દેશી રાજ્યની જેલોમાં શી પીડા છે, ખાણોમાં, ચાહના બગીચામાં, શેરડીનાં ખેતરોમાં

નર્કે ખદબદે છે અને કેળવાયેલા સુધરેલા રાક્ષસો થાય છે, એમનાં લોહીનાં આપણે કપડાં પહેરીએ છીએ, એમનાં લોહીનાં ટીપાંને, ખોરાક ખાઇએ છીએ. તાલુકદારો, જમીનદારો, અરે મારાં દાદાના ગરાસમાં મજુરો, ખેડુતો ઘડીભર નવરા પડતા નથી. ગુજરાતની, આપણા દેશની જમીન આટલી ફળદુપ છતાં ખેડુતો હજી દેવાદાર? ત્યારે બીજા દેશના મજુરો ઉદ્યોગી, હુન્નરો અને દુનિયામાં શું બને છે તે જાણે. ત્યારે આપણે ત્યાં હજી અજ્ઞાન ને આળસુ? જે દેશમાં દારૂ પીવો એ ધર્મમાં પાપ મનાય ત્યાં દારૂની દુકાનો ઉપર સાંજના છૂટેલા મજુરોની પડાપડી. અમારા ગરીબોને ધર્મ નહી? નીતિ નહી? પશુથી પણ ભુંડા?"

"ભાઇઓ! એ બધું જ્યાં સુધી આપણી રાજકીય સ્થિતિ સુધરી નથી. આપણામાં સંપ નથી ત્યાં સુધી એમનું એમ જ રહેવાનું."

એક સંસારસુધારકનો પીત્તો ખસી ગયો અને ઉભો થયો. "માફ કરજો સાહેબ! પણ તમને રાજકીય સુધારાથી સુખ થવાનું નથી, હિન્દુસ્તાનમાં, તેમાંએ ગુજરાતમાં રાજકીય પરિવર્તન, સુધારા થાય પણ તમે બાયલા જ રહેવાના છો. જ્યાં સુધી સંસારસુધારો કર્યો નથી, હિન્દુ, મુસલમાન, પારસી, યાહુદી એવા પેટાભેદ છે; આની સાથે ખવાય અને આની સાથે ન ખવાય, અભડાયા, વિલાયત ગયા કે વટલાયા એવા હલકા વિચાર છે ત્યાં સુધી તમે શું કરવાના છો? કયાં છે તમારામાં શરીરબલ? કયાં છે તમારામાં સ્વાર્થત્યાગ? કયાં છે તમારામાં જાહેર હીમત અને કયાં છે તમારામાં ખરી દેશભક્તિ? નકામા બડબડાટ કરવાના છે."

એક ધર્મિષ્ટનો વારો આવ્યો. 'ભાઇઓ! તપી જવાની જરૂર નથી. આપણો દેશ અસલથીજ જડવાદી નથી. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે, 'સંસાર એ માયા છે અને સંસારની સઘળી વસ્તુ મિથ્યા છે.' પછી એ જડવાદીઓની માફક આપણે જીવનની શાન્તિ ગુમાવવી શા માટે? જ્યાં સુધી આત્માનું કલ્યાણ કર્યું નથી ત્યાંસુધી–" આ ભક્તરાજ વાક્ય પૂરૂં કરે ત્યાં એક અધીરીયા દેશભક્તે વચ્ચે ઝુકાવ્યું, "રૂષિરાજ! આપ માળા લઇ હિમાલયની તળેટીમાં જઈ તપશ્ચર્યા કરો, બૈરી છોકરાંનો ત્યાગ કરો

અને આ ગળાની કંઠી, હાથનાં કડાં ને વીંટી આપી દો. અમારે તમારૂં ધર્મ જ્ઞાન નથી જોઇતું. ધર્મમાં ને ધર્મમાં તો દેશનું સત્યાનાશ ગયું. ધર્મ તે પણુ હાલનોને ! હમારે તો હવે વોશીંગ્ટન, નેલ્સન, શિવાજી, શંકરાચાર્ય, પ્રતાપ, લીંકન જોઇએ છીએ. અમારા બાલકોને જગતમાં ઘુમતા જોવા ઇચ્છીએ છીએ, અમારો દેશ સમૃદ્ધ થાય, કળાકૌશલ્યવાળો થાય અને અમારા બંધુઓ શરીરસંપત્તિ ભોગવતા થાય, માંડ એક વાર ખાવા મળે છે તેને બદલે એમના શરીર અને આત્મા તૃપ્ત થાય એવા સાધન-સંપન્ન થાય એમ જોવા ઇચ્છીએ છીએ, અને એટલા માટે આપણે પ્રયત્નો કરવાના છે. આમ ચાહ પી કર્તવ્ય માનવાનું નથી. પત્રોમાં લખી, ભાષણો કરી, વાતો કરી બેસવાનું નથી. સાહેબ ! બોલો, જય ગરવી ગુજરાત !"

ગરવી ગુજરાતની ગર્જના થઇ અને માધવના હૃદયમાં ઝણઝણાટ થયો. બાર વાગ્યે સભા બરખાસ્ત થઇ અને છૂટા પડ્યા. કનુ અને માધવ નીચે ઉતર્યા, માધવને તો આ થોડા દિવસમાં જીવનમાં ફેરફાર જણાયા હતા. એણે જે જે અનુભવ કર્યા હતા, જે જે જોયું હતું તેથી ગંભીર અને ગ્લાનિગ્રસ્ત થયો હતો. ગુલાબરાયજીને ત્યાં હતો ત્યારે હજારો ગરીબ વિદ્યાર્થીઓ પાસે પૈસા નથી, એ બિચારા હેરાન થાય છે. ભણવાને, રહેવાને સાધન નથી હોતાં એ સાંભળતો હતો; પણ દાદાજીના ઘરમાંથી પહેરેલે લુગડે નીકળવું પડ્યું ત્યારે જ વાસ્તવિક સ્થિતિનું ભાન થયું, મહેલ જેવા મકાનમાં રહેવું, ભૂખ, ક્ષુધાને પેસવાને અવકાશ નથી, પૈસાને બદલે રૂપીઓ, પગપાળા જવાનો પ્રસંગ નહી, અને પાણી માગતાં દુધ મળતું ત્યાં સંસાર કેવો છે એ કયાંથી સમજાય ? વિકટોરિયામાં બેસી કયાં જવું એ વિચાર થયો ? ખીસામાં ગણ્યાગાંઠ્યા પૈસા જોયા ત્યારે જ માધવને આંસુ આવ્યાં, અને લલુ કે કનુ ન મળ્યા હત તો શું થાત એ વિચારતાં આંખે અંધારાં આવ્યાં. સહેજ ટાઢી રોટલી આવતાં, ઘી ઓછું પડતાં, કે શાક એકાદ ઓછું હોય તો ખીજા જ જતો; થાળીમાં સહેજ કચરો હોય તો થાળી ભટની સામી ફેંકતો તે જ માધવ વીશીમાં ગરીબ ગાય જેવો થઇ ગયો. કાચી પાકી, ટાઢી ઉની, સ્વાદિષ્ટ, બેસ્વાદિષ્ટ રસોઈ ખાવી પડતી અને તે પણ

નીચી ગર્દને. સભામાંથી નીકળતા આ બધા વિચાર માધવને આવ્યા અને બન્ને મુકામે જઇ પોતપોતાની જગ્યાએ સુતા. બીજે દિવસે મહિનો પુરો થવા આવ્યો, "શેઠ! પૈસા! અમારે અગાઉથી લેવાનો નિયમ છે; કનુભાઇને લીધે આટલા દિવસ જતા કર્યા!"

"ભાઇ! મારી પાસે હમણાં નથી. કનુભાઇ આવે એટલે," એટલામાં કનુ આવ્યો અને માધવ ગળગળો થઇ ગયો.

"કનુ! વીશીવાળો પૈસા માગે છે."

"માધવ! આમ તું જીવન શી રીતે નભાવીશ? કેટલા દિવસ? કોલેજ, ખાવાનું, રહેવાનું, લુગડાં!"

"કનુ! મને કાંઇ જ સમજ પડતી નથી. આપઘાત કરૂં?" "તારી પાસે કાંઇ જ નથી?"

'ના, પાંચ રૂપીઆ છે. મારા બાપનો પૈસો છે, પણ એ વાંધામાં પડ્યો છે. ખરી ચીઠ્ઠી દાદા પાસે છે ને કોર્ટની દેવડીએ ચડવા સત્તા નથી, સાહાય્ય નથી.

"લુગડાં?"

"લુગડાંમાં આ કોલેજનો કાળો સૂટ અને બેચાર બીજા."

"કોઇ મીલકત?"

"મીલકતમાં આ સોનાની ઘડીયાળ ને અછોડો."

"તો મારવાડીને ત્યાં આ ઘડીયાળ ઘરેણે મૂકી આવ. લુગડાં મૂક."

"પણ એ કેટલા દિવસ નભશે. પછી?"

"માધવ! હું જોઇશ, કોઇને ભણાવવાનું હશે, અગર કોઇની દુકાને કાગળો લખવાના હશે ને દશ પંદર રૂપીઆ મળી શકશે તો કરીશ. તને દેશી કે વિલાયતી હીસાબ રાખતાં આવડે છે? પત્રવ્યવહાર પેઢીના?"

"ના."

કનુની ભલામણથી વીશીવાળો ગયો અને માધવ સોનાની ઘડીયાળ અને અછોડો લઇ બજારમાં ગયો. ભીખ મંગાય નહી, હૃદયની મુંઝવણ કહેવાય નહી અને અનેક અભિલાષા હોય તે પુરી કરવાની હોંશ હોય

એવા કેટલા યુવાનોનાં જીવન હીર આમ બળી જતાં હશે? વીર વિક્રમની પેઠે અંધાર પછેડો ઓઢી આપણા દેશની ભવિષ્યની પ્રજાનાં હૃદયની જવાળા કોણ ઓલવવા નીકળે છે?

માધવ ઘડીયાળ મૂકી આવ્યો, વીશીવાળાને શાંત કર્યો અને ગોદડી ઉપર પડયો હતો ત્યાં દાદાજીના ઘરમાં રહેતી ડોશી આવી. "માધુ! કેમ છે બેટા? માંડ માંડ આ જગ્યા જડી. હાય! હાય! એ દહાડામાં હાડકાં દેખાયાં. ડોસાને પણ ઘરડે ઘડપણ ગાંડપણ આવ્યું છે કે ફુલ જેવા છોકરાને રઝળતો કર્યો. બેટા! અમારો જીવ બળી જાય છે. તારી માશી તો ખાતી નથી ને મોંમાં જીભ રાખતી નથી. ભાઇ એક દહાડો મહાદેવના મંદિરે આવે તો તને જોઈ માશી ટાઢી થાય. માશીએ દાદાજીથી છાના આ પચીસ રૂપીઆ મોકલ્યા છે, હું કોઇ કોઇ દિવસ આવીશ. ભણજે ને કામકાજ પડે જોઇએ કરીએ તો માંગજે." માધવ મુંગો જ રહ્યો. ડોશી રૂપીઆ મૂકી ચાલી ગઇ, માધવે નિશ્વાસ મૂકયો. રુપીઆ પાછા મોકલ્યા અને માશીને ચીઠ્ઠી લખી, 'પરમેશ્વરની કૃપાથી હું મારૂં ફોડી લેઇશ. મદદની જરુર નથી.' આ લખતી વખત એના ગજવામાં એક રૂપીઓ હતો. માશી દીલગીર થઇ; દાદાને તો કહેવાય એમ હતું જ નહી દાદાજીનો તો હુકમ થઇ ગયો હતો. "એ નીચનું નામ મારી આગળ ન લેવું." વળી માશી હેરાન કરશે ધારી માધવે આ વીશીનો ત્યાગ કરી બીજે રહેવા નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૬૮ મું
## માધવનું નવું જીવન

દિવસ ઉપર દિવસ જતા ગયા અને માધવની સ્થિતિ બગડતી ગઈ. પાસે વાલની વીંટી હોય, પહેરણ ને ફાટેલું ધોતીયું હોય ત્યાં સુધી તો ઠીક. તે કોલજનો એક સુટ સદ્ભાગ્યે રાખેલો, હાથે ધોતો ને સાચવતો, પણ તેની આર્થિક સ્થિતિ એવી થઇ કે ખાવાના સાંસા પડવા લાગ્યા. એકાશન, નિદ્રાનો ત્યાગ, વાંચવા માટે દીવામાં ન મળે તેલ, નિરાશાભર

ભવિષ્ય, નોકરીનાં ફાંફાં, ઘરના ભાડા માટે ભૈયાની બુમાબુમ, પગલે પગલે અપમાન, 'બીચારો, રાંકડો, ગરીબ' એ શબ્દ સાંભળવા, એનો અનુભવ દુશ્મનને પણ ન થશો. માધવને આનો કાંઈ અનુભવ થવા માંડ્યો અને દુઃખ, ચિન્તાના ગોટ ગળવા પડ્યા. યુવાવસ્થા અને તેમાં પણ સુખ, સગવડ ભોગવેલી; જે સ્થિતિમાં ઉત્સાહ, આનંદ, મીઠી નજરની આશા તે વખતે લોકો વેશ જોઈ હસે, પ્રેમ દર્શાવવાને બદલે તમારા ઉપર દયા કરતા હોય એમ નજર કરે એ કેવું લાગે ? જ્યારે તમારી વયના બીજા લાલ સુરખ થઈ હરતા ફરતા હોય, જીવનમાં સુખ જ જોતા હોય, કાંઈ કાંઈ મહેચ્છાઓ રાખતા હોય ત્યારે તમારી મહેચ્છાઓ,

उत्पद्यन्ते विलीयन्ते निर्धनानां मनोरथाः ।

થાય એનો અનુભવ તમને છે ? તમારી બુદ્ધિ, તમારી શક્તિ, તમારાં જ્ઞાન, નિર્ધનાવસ્થાના વાવાઝોડામાં ઘસડાઈ જાય છે, અને જગત તમારી કિંમત, તમારાં લુગડાં, તમારા દેદાર, તમારા ખીસામાં ખણખણતા પૈસા ઉપરથી જ કરે છે. જે માધવને અગવડનું સ્વપ્ન નહોતું તે જ માધવ પોતાની નાની ઓરડી, કોક વાર નોકરની ગેરહાજરીમાં અંદરથી બંધ કરી ઝાડુ, હાથમાં લઈ વાળતો. હલકામાં હલકી વીશી, જ્યાં જતાં નરકનું ભાન થાય જેમાં રાંધનારને જોતાં નરકવાસીનાં પ્રત્યક્ષ દર્શન થતાં અને જેનો ખોરાક ખાતાં ભૂખ્યા રહેવા પ્રબળ ઇચ્છા થતી તેવી વીશીમાં માધવ જમતો; કોઈ કોઈ વાર રાતના તો બજારમાંથી શેવગાંઠિયા જ લઈ પાણી પી નભાવતો, મ્યુનીસીપાલીટીને દીવે અગર રસ્તામાં પડેલા મીણબત્તીના કકડા ભેગા કરી તેથી ઓરડીમાં પ્રકાશ પાડી વાંચતો; કોલેજમાં પુસ્તકો લઈ જતો ત્યારે ઘેર ધોયેલાં કાળાં કોટ પાટલુન અને થીગડાં દીધેલાં બુટ પહેરી કાંક સુઘડ દેખાવા પ્રયત્ન કરતો; મુંબાઈના ધોધમાર વરસાદથી બચવા ઓવરકોટ નહોતો, છત્રી પંદર વાર 'છત્રીના ડાકટર' પાસે જઈ આવી હતી. કોલેજમાં કે બહાર નીકળ્યા પછી જ્યારે બીજા વિદ્યાર્થીઓ હોટલમાં ચાહ નાસ્તો લેવા જતા ત્યારે માધવ નિશ્વાસ નાંખી ચાલ્યો જતો. આમ છતાં માધવ સારી રીતે સમજ્યો હતો કે જીવન સુધારવા

માટે પરીક્ષામાં વિજય મેળવવો આવશ્યક છે અને એટલા માટે આટલી અગવડ વેઠી અભ્યાસમાં મંડ્યો રહેતો હતો અને પરમાત્માએ એને વિજય આપ્યો. પોતે પોસ્ટ ઑફીસને કનુના ઘરનું શરનામું આપ્યું હતું. વાંચવાનાં પુસ્તકો કનુ પાસેથી મળતાં અને કનુની પુષ્કળ મદદ હતી.

માધવ ડાકતર થયો અને માધવે પોતાના દાદાજીને વિવેક, સ્નેહ અને સભ્યતાથી પત્ર દ્વારા ખબર કર્યા. ગુલાબરાય ડોસાનો ક્રોધ શમ્યો ન હોતો. પત્ર લીધો, અક્ષર ઓળખ્યા, વાંચ્યો અને પૂરેપૂરો ફાડી અગ્નિમાં નાંખ્યો. ગુલાબરાયની છોકરીને આજ પિતાજીની આંખમાંથી અગ્નિ વરસતો લાગ્યો અને ડોસા નાહતા નાહતા બબડતા હતા. " મૂર્ખો છોકરો ! મારી આટલી મીલકત છતાં વૈદું કરવા, લોહીપરૂ ધોવાનું હલકું કામ કરવા ગયો. ભોગ એના. બાપ તેવા બેટા."

દરિદ્રાવસ્થા પણ કાળે કરી પરિચિત થાય છે, અને એના કાંટા, એનાં દુઃખો બહુ લાગતાં નથી. માધવના સંબંધમાં પણ એમ જ બન્યું. નવી ઇસ્પીટાલ ખોલવા શક્તિ ન હોતી. નોકરી મળી નહી એટલે શરૂઆતમાં એકાદ વૃદ્ધ દક્ષણી ડાકતરના ભાગમાં રહ્યો અને ખંત, હીમત, મીઠી જીભ, શુદ્ધ અંતઃકરણ અને દરદી તરફના સદ્‌ભાવને લીધે માધવ જીવનજોગ કમાવા લાગ્યો, અને મોં ઉપર લાલી આવવા માંડી. કનુની વગથી કૉલેજજીવનમાં બે ચાર વ્યાપારીઓની ઓળખાણ થયેલી તેને અંગે વ્યાપારી વર્ગમાં ઘૂસ્યો અને પત્રોમાં, સભાઓમાં જાહેર તંદુરસ્તીના પ્રશ્નો ચર્ચવા શરૂ કર્યા.

માધવે નિશ્ચય કર્યો હતો કે, જીવન ખરચાળ ન બનાવવું અને એટલા જ માટે રહેવાને માટે નળબજારના નં૦ ૫૦–૫૨ વાળા ઘર પાસેના એક બે ઓરડા રાખ્યા હતા. એમાં એણે જોઇતો ફરનીચર સેકન્ડ હેન્ડ આણ્યો હતો અને ઘર સાચવનાર પાસેજ સાફસુફ પાણીછાણીની વ્યવસ્થા કરાવતો. પોતાના મકાનની સામે જ કાંઇ સારી ગુજરાતી વીશીમાં બે પૈસા વધારે આપી સારો ખોરાક લેતો. સોડા, લેમન, વગેરે જેમ બને તેમ ઓછું લેતો, અને આ પ્રમાણે આપણો માધવ ડાકટર પોતાની ટુંક કમાણીમાં સંતોષ

માની રહેતો. હિસાબ પઇએ પાઇનો રાખતો. લુગડાંના, ખાવાના, ભાડાના, દુધના, ગાડીના, ધોબીના વગેરેનું બજેટ તૈયાર કરી પૈસા જુદા મૂકતો, અને એક વાર કનુને પંદર રૂપીઆ જોઇતા હતા તે આપી શકયો. ચાર ખમીસ, બે જેકેટ, બે સુટ, ત્રણ પાટલુન, ત્રણ કોટ, બે ધોતીયાં, એક ટોપી એટલું વરસમાં કરાવી રાખતો, અને કોઇ કોઇ વાર બટન તૂટતાં સોયરો લઇ બેસતો.

માધવના હૃદયમાંથી મારી અને ગુલાબરાયજી ખસ્યાં હતાં, પણ પિતા મોહનરાય મુનશી વધારે દઢ ઠસ્યા હતા. એમના પ્રત્યે દર્શાવેલી બેદરકારીનો બદલો શી રીતે વાળવો એ એની ચિન્તા હતી અને તેમાં પિતાએ ખાસ ધ્યાન ખેંચેલા અને પિતાને જીવન અર્પનારા જલુ ઠારને કયાં ખોળવા અને એને શી મદદ કરવી એ વિચાર માધવના મગજમાંથી ખસતા નહેતા. માધવને જલુ ઠાર માટે તો એવો ખ્યાલ હતો કે એ કોઇ મોટો લશ્કરી સરદાર કે રજપુત હશે. ઉંચા ખાનદાની કુટુંબનો નબીરો હશે અને એવા મોટા માણસને આ સ્થિતિમાં મળવું કેમ અને એમની પાસે જવું કેમ? જલુ ઠાર માટે સન્માન વૃત્તિ હતી એટલું જ નહી પણ ભક્તિભાવ હતો. જલુ ઠાર ઘર બાર ત્યજી કાંઈ જતો રહ્યો છે, એ ખબર પડતાં એનો જીવ ઉડી ગયો હતો અને સમસ્ત હિંદુસ્તાનમાં બને તો ખોળ કરવા પણ લાગ્યો. ગુજરાતના નાના મોટા ગામમાં પત્ર લખી શોધખોળ કરી પણ પત્તો લાગ્યો નહી અને એ માટે પૈસાના કાંકરા કર્યા. એને એમ જ લાગ્યું કે કદાચ જલુ ઠાર સ્વર્ગવાસી થયો હોય અથવા દેવાદાર થઈ પરદેશ નાસી ગયો હોય. જેમ જેમ જલુ માટે માધવની જીજ્ઞાસા વધતી ગઈ, જેમ જેમ એનો પત્તો ન લાગતો ગયો તેમ તેમ માધવને એમ જ થયું કે, "પિતાની છેલ્લી ઇચ્છા પણ મારાથી પૂરી ન પડી; પછી હું પુત્ર શાનો? અરે રે મારા પિતાને દુશ્મનની ચોગરદમથી આવતી ગોળીઓ વચ્ચે બીજી પળે મરી જાઇશ એ સ્થિતિમાં સરદાર જલુ ઠારે બચાવ્યા હશે તે પરદુઃખભંજન દયાળુ જલુ ઠાર દૈવવશાત્ અત્યારે ગરીબાઇ કે મંદવાડમાં પડ્યા હશે, એમને પાણી પાનાર કોઈ નહિ હોય

અને હું બે વાઘ ધરાય એવો જીવતો છું છતાં મદદ કરી શકતો નથી, લાચાર. મને એ સરદારની કોઈ ખબર આણી આપે તો મારૂં જીવન આપવા તૈયાર છું પત્તો કયાંથી લાવવો ?"

માધવનું જીવન આમ વહેવા લાગ્યું, ગુલાબરાયજીના ઘરમાંથી નીકળે વર્ષો થયાં અને આમ છતાં બેમાંથી એકકે મળવાને ઈંતેજાર નહોતા. એક વજ્ર તો બીજું લોખંડ હતું, અને મળ્યા હત તો અગ્નિનો જ વરસાદ વરસત. આમ છતાં માધવ દાદાજીને સમજી શકયો નહોતો. માધવ એમ જ માનતો કે દાદાજી બુમો પાડે છે, ગાળો દે છે, મારે છે અને ઘરમાં ધમ-પછાડા કરે છે એટલે એ ચાહતા નથી. પણ આમાં માધવની ગંભીર ભૂલ થઇ હતી. જીવનનો ઝીણો અભ્યાસ કરનારને જણાશે કે બાપ છોકરાંને ન ચહાય એવાં દૃષ્ટાંતો મળી આવશે, પણ દાદા ન ચહાય એ અસંભવિત છે. તેમાંએ દાદા પાસે છોકરાં એકલાં રહેતાં હોય, નાનપણથી રહ્યાં હોય તો છોકરાં એ વૃદ્ધ દાદાજીના શ્વાસ–પ્રાણ હોય છે. દાદાજી માધવને પૂજતો હતો, માધવને ચાહતો, ગાળો દેતો પણ એનો કોઇ બીજો વાંક કાઢે, નાનપણમાં કોઈ એને મારે તો દાદાજી સામા માણસનો જીવ લઇ લેતા. માધવ રીસાઇને ચાલ્યો ગયો. માધવને ઘરમાંથી કાઢી મૂકયો ત્યારે ડોસાને એમ જ લાગ્યું હતું કે, 'કયાં જવાનો છે ? હમણાં પાછો આવશે ?' પણ સાંજ પડી, રાત પડી અને માધવ આવ્યો જ નહી. 'હાય, હાય, છોકરો ગયો ! હું બોલાવવા જાઉ?' એ અભિમાન, ટેકે ડોસાના હૃદયમાં બળતરા ઉઠી હતી, આખી રાત ઉંઘ ન હોતી આવી. ખાવું ભાવ્યું નહોતું, છતાં દાદાજીને બોલાવવા જતાં અટકાવ્યો. વૃદ્ધ ને શરીર અશકત થતાં આંતર ગરમી ઓછી થતાં, શરદી લાગતાં, તડકાની હુંફની જરૂર પડે તેમ વરસ જતાં સ્નેહની, હુંફની, પણ જરૂર પડે છે. આ હુંફ માધવ હતો અને હુંફ જતાં દાદાજી ઢીલા થઈ ગયા. આટલા વર્ષના સ્વભાવમાં, જીવનમાં ફેર-ફાર થાય એ અશકય હતું; છતાં ડોસામાં ફેરફાર થયો અને માધવ વિના એના જીવનમાં અંધકાર લાગવા લાગ્યા. 'એ તડબુચ ફરીને આવે તો જરૂર એનો મારી મારીને અડદાલો કાઢું' એમ બોલઈ જવાતું છતાં માધવ

અત્યારે આવે તો એને જોઈ રોયા વિના પણ રહે નહી એવી એની લાગણી હતી.

માશીનું માધવ ઉપરનું વ્હાલ ઉપલડીયું ન હતું. પાળેલાં કુતરાં, બીલાડાં, પોપટ ઉપર જે ભાવ હોય તે ભાવ માશીનો હતો. આમ છતાં કોઇ વાર બાપ જાણે અને રખેને બાપ ચીડાય એ બે સ્થિતિનું ભાન રાખી માધવને કાંઇજ કહેતી નહી. એને તો એમ જ થયું હતું કે "જે દાદાએ પોતાના પિતાને ભીખ માગતો કર્યો, જેના જીવનમાં વિષ રેડયું હતું તેનું મોં જોવું એ પણ પાપ છે." પોતે જીવનમાં સહન કર્યું હતું, કરતો હતો તે પણ પિતા તરફના દુર્લક્ષનું પરિણામ હતું અને એ જરુરનું હતું. જો આમ સહન કરવાનો પ્રસંગ ન આવ્યો હત તો પરમેશ્વર એને પિતૃદ્રોહ માટે બીજી રીતે શિક્ષા કરત અને એના પિતાએ જે દુઃખો વેઠયાં હતાં તેના પ્રમાણમાં પોતાનાં દુઃખો કાંઇ જ વિસાતમાં ન હોતાં. જેમ એના પિતાએ દુશ્મનની સામે વીરતા દર્શાવી હતી તેમ પોતે જીવનની હાડમારી સામે હીમત રાખતો હતો અને પિતાની આબરુ, કૂળ અને વિચારને લાયક થવા માધવ સતત પ્રયત્ન કરતો.

જે દિવસે દાદાએ ઘરબહાર કાઢી મૂકયો તે દિવસે માધવ વિદ્યાર્થી હતો, પ્રમાણમાં બાળક હતો, અત્યારે યુવાન હતો. દુઃખ, ઉપાધિ નાનપણમાં પડવાથી અને જો તેમાંથી સહીસલામત નીકળી જવાય તો જીવનને ઉન્નત બનાવે છે. ખંત, સાહસ, ધૈર્ય અને નિડરતા આવે છે; દરિદ્રાવસ્થાથી જીવન ખુલ્લું થાય છે અને આત્મશ્રદ્ધાના અંકુર વિકસે છે, જીવનના ઉચ્ચ આશયો બંધાય છે અને તે મળતાં સ્વર્ગીય સુખ પ્રાપ્ત થાય છે. ધનાઢ્ય યુવાનને જીવનની ચળકતી બાજુ જ દૃષ્ટિએ પડે છે; નાટક, નાચ, ખાનપાન, શરત, જુગાર, મીજબાની, મિત્રો, સહેલમાંથી આત્મા અને બુદ્ધિને વિકસાવવા ઉંચું જોઈ શકતો નથી, ગરીબ યુવાનને કડકડતી ક્ષુધા સમાવવા શ્રમ લેવો પડે છે, અને ખાધા પછી વિચાર સિવાય બીજું કાંઇ જ કરવાનું હોતું નથી. પરમેશ્વરે આપેલાં કલ્પનાનાં ચશ્માં જ પહેરવાંનાં હોય છે; આકાશ, તારા, પુષ્પ, દરિદ્રતામાં સબડતે,

જનસમાજ અને જે વાતાવરણમાં પોતે ઉછરે છે તે શિવાય બીજું કાંઇ જ જોવાનું મળતું નથી. જનસમાજનો એટલો પરિચય થાય છે કે એને આત્મા સ્પષ્ટ દેખાય છે અને સૃષ્ટિનું ભાન થતાં પરમાત્મા નજરે પડે છે. ડાક્તર થયા પછી પણ, દક્ષણી ડાક્તરની સાથે ભાગીદારી કર્યા પછી પણ સ્વતંત્ર રહેવાની જીજ્ઞાસા ગઈ નહોતી, અને અડધી ભાગીદારી આપવાની માગણી છતાં માધવે જ્યારે જુદું દવાખાનું કાઢ્યું ત્યારે જ એને સંતોષ થયો.

માધવ મિત્રોને મળતો, છૂપી સભામાં કોઇ કોઇવાર જતો; પણ સામાન્ય રીતે ધંધામાં, વાંચવામાં અને એકાન્તમાં જ રહેતો. ડાક્તર થયા પછી કનુ ઉપરાંત એક મહંતના પ્રસંગમાં આવ્યો હતો અને મહંતે માધવના જીવન ઉપર ઊંડી અસર કરી હતી.

---

## પ્રકરણ ૬૯ મું

### માધવનું જીવન ચાલુ

માધવના કોલેજ જીવનના સમયમાં વૃદ્ધ અનુભવી અને કોલેજ મિત્રો સિવાય કોઇ સમભાવ દર્શાવનાર હોય તો તે મહંતજ હતા. મહંત સંસ્કારી હતા, આખો દિવસ લગભગ નવરા મંદિરની સારી આવક અને મુંબઇના સારા મુત્સદ્દી વર્ગમાં ફરનારા એટલે બીજા હલકા પૂજારી જેવું એમનું જીવન નહોતું. મહંત દેશના પ્રશ્નમાં રસ લેતા. રાજ્યકીય, સામાજિક સભાઓમાં, લોકલ બોર્ડ અને ધાર્મિક સંસ્થામાં આગળ પડતો ભાગ લેતા. આ ઉપરાંત મહંતને વનસ્પતિશાસ્ત્રનો બહુજ શોખ હતો. માહીમના જંગલમાં, દરિયા કીનારે અને ગામડાંમાં જાય ત્યાં ગામ બહાર ફરતા અને વનસ્પતિના ઉપયોગ, ગુણ જાણી અનેક રોગોની દવા, રામબાણ દવા આપી સંતોષ પામતા. એમની ચિકિત્સા કરતાં અમુક રોગ ઉપર અમુક વનસ્પતી અસર કરશે એનું જ્ઞાન એટલે સુધી અનુભવ કરી મેળવ્યું હતું કે ગંભીર રોગવાળા ગરીબ અને તવંગર મહંતની પાસે આવતા. મહંત એટલા પ્રભુપરાયણ અને સાદા, નિસ્વાર્થી અને મનુષ્યપ્રેમી હતા કે ઝટ

દવા આણી આપતા અને બદલામાં 'જય સચ્ચિદાનંદ કલ્યાણ થાવ' એ શિવાય કાંઇજ લેતા નહી. મહંતને ગરીબના પ્રશ્નોમાં હમણાં હમણાં રસ પડવા લાગ્યો હતો. કારખાનાં, મીલોમાં મજુરોનાં જીવન કેમ જાય છે, એમને અને શેઠ વચ્ચે કેવો સંબંધ છે અને શેરડી, કપાસનાં ખેતરોમાં તાલુકદારો, જમીનદારો શો શો જુલમ કરે છે તે મહંતને મંદિરમાં બેઠાં ખબર આવતી અને એની લાગણી ઉશ્કેરાતી.

દેશમાં રાજકિય હક્કો માટે ચર્ચા, સભાઓ શરૂ થઇ ગઈ હતી, પત્રોમાં મહાન્ પુરૂષોના વિચારો વાંચતા અને માધવ સાથે વાદવિવાદ કરતા. આમ છતાં મહંતને એમજ લાગતું કે આ સંસાર અસાર છે, દુનીયા જુઠી છે અને પરમાત્માની સૃષ્ટિમાં બીજું ઘણું કરવાનું છે ત્યાં લોકો રાજ્યહક્ક, પ્રજાસત્તાક કે સમંત્રિત રાજ્ય વગેરે માટે નિરર્થક મારામારી કાપાકાપી શામાટે કરતા હશે ? મહંતને વનમાં ભિન્નભિન્ન રંગ અને જાતજાતનાં પત્ર, ફુલ અને માંજરો જોઈ જે આનંદ થતો તે આ ચર્ચામાં ન હોતો આવતો. મહંત અને મોહનરાય મુનશીને વધારે ફાવતું, કારણ એકને બાગનો શોખ હતો તો બીજાને વનસ્પતીનો શોખ લાગ્યો હતો. વનસ્પતી અને ધર્મ સિદ્ધાંતમાં એને એટલી તલ્લીનતા થઇ ગઇ હતી કે, મહંતને લગ્નની ઇચ્છાજ થઇ નહોથી. પોતાના મંદિરમાં સ્ત્રીઓને દર્શન કરવા આવવાનો જુદોજ વિભાગ રાખ્યો હતો, પોતે કથા વાર્તા વાંચતા ત્યારે સ્ત્રીઓને ઇલાયદીજ બેસાડતા અને ભાવિક ડોસીઓ, વિધવાઓ અને ધર્મઘેલી સ્ત્રીઓ જ્યારે મહંત ઉપર પૂર્ણ શ્રદ્ધાથી ઘેરથી ખાવાનું લઈ, મહંતના ચરણસ્પર્શ કરવા આવતી ત્યારે મહંત તેમને બે ગાઉ દૂર રહેવા કહેતા. આથીજ મહંતની કીર્તિ જુના તેમજ નવા વર્ગમાં ફેલાઈ હતી. મંદિરની આસપાસ નાનો બાગ, વાડી અને ધર્મશાળા હતાં, મંદિરનો અંદરનો તેમજ બહારનો વિભાગ એવો રળિયામણો અને સુઘડ રાખ્યો હતો કે આવતા જતાને બે ઘડી મંદિરમાં આવવાનું પરાણે મન થતું.

માધવ પોતાના સ્નેહીનો પુત્ર અને યુવાન છતાં પોતાને અનુકૂળ હોવાથી મહંતને માધવ ઉપર અત્યંત પ્રીતિ જામી. બહુ પવન ન હોય અને

સૂર્યની હુંફથી જેવી અસર થાય છે તેવીજ અસર નમ્રતા મિશ્રિત યુવાવસ્થાથી વૃદ્ધાવસ્થા ઉપર થાય છે. માધવ મહંત પાસે બેસતો ત્યારે મોહનરાય મુનશી પાસેથી સાંભળેલી, નાનપણમાં જોયેલી અને દંતકથા દ્વારા કાને આવેલી જુની વાતો, દેશી રાજાઓ અને ઇંગ્રેજો, મુસલમાન અને ગુજરાત, કાઠિયાવાડના કાઠીઓનાં અંદર અંદરના કલહ, યુદ્ધો, લુંટોનાં વર્ણન કરતો અને માધવના હૃદયમાં આ સર્વ સાંભળી કાંઇ કાંઈ લાગણી થતી. મહંત અને માધવ રોજ મળી શકતા નહી. માધવ મુંબઇમાં રહે, અને વળી કોલેજ જીવન અને અનેક જાતની ઉપાધિ. આમ છતાં મહિનામાં એકાદ બે વાર મહંતને મળ્યા સિવાય એને શાંતિ થતી નહી. માધવે આખરે નાની ઓરડી રાખી અને ત્યાં પિતાના વૃદ્ધ પેનશનર યોદ્ધાઓ, મહંત અને વિદ્યાર્થીઓ આવતા. માધવની આર્થિક સ્થિતિ હજી એવી ને એવી હતી. એકાદ બે કાળા સૂટ રાખતો; હાથે ધોતો, પહેરણ, ખમીસે ધોબીનું ઘર જોયું ન હોતું; સાંજના પાયધોણી, ભૂલેશ્વર કે નળબજારમાં સંધ્યાકાળની વખતે લઈ બેસતા મોચી પાસેથી બુટ, સ્લીપર સસતાં લેતો અને પાણીવાળાં લુગડાંથી પોલીશ કરી સંતોષ માનતો, મુંબઇના જીવનમાં એક ધ્યાન ખેંચાય એવું એ છે કે તમે ભૂખ્યા હો, તમને દિવસમાં એક વાર જ જમવાનું હોય, તે પછી બાજરાનો રોટલો કે માત્ર ચોખા જ હોય તેની ફિકર ન કરવી. પરંતુ બહાર જાવ, ધંધે નોકરીએ કે કોલેજમાં જાઓ ત્યારે કપડાં સારાં જોઇએ ચીથરાંનો ઘડી કરેલો નેકટાઇ, તેલ પાણીથી પોલીશ કરેલાં બુટ; પગે વાગ્યું હોય; બુટ પહેર્યાથી દુઃખ થતું હોય તોએ બુટ પહેરવાં જોઇએ. કોલર અને કોટ જોઇએ જ. તમારામાં બુદ્ધિ હોય, પરંતુ જનસમાજ જેને સારો ડ્રેસ કહે છે,—સારો એટલે સાદો અને સ્વચ્છ નહી, પણ ભપકાબંધ—તે ડ્રેસ ન હોય ત્યાં સુધી તમારી કિમત થતી નથી. આવી સમાજની એવી માન્યતા થઇ જાય છે કે, ઘરના ઓરડામાં અવ્યવસ્થા કચરો હોય તેની ચિંતા નહી, પણ તમારાં બુટ બે પૈસા આપી રોજ પોલીશ થવાં જ જોઇએ. તમારે હાલના મુંબઇની, સુધરેલી, કહેવાતી

સુધરેલી સમાજમાં પ્રતિષ્ઠા, માન અને કીર્તિ જોઇતાં હોય તો તમારે તમારાં અંતઃકરણને સ્વચ્છ રાખવાની જરૂર નથી. એ ગમે તેટલું કલુષિત મેલું હશે તો ચાલશે પણ તમારે તમારો બાહ્ય દેખાવ, કપડાં, બુટ સ્વચ્છ રાખવાં. માધવ આ સઘળું સમજતો અને કેટલીવાર અનિચ્છાએ નવા વાતાવરણમાં ઘસડાતો. ટયુશન દેવા જાય, કોઇ પેઢીમાં કામ માગવા જાય ત્યારે એના હૃદય સામું કોઇ જોતું નહી, પણ "માસ્તર! કપડાં સારાં પહેરી લાવો," એ શબ્દ વિશેષ સાંભળતો અને કપડાના ભપકાના પ્રમાણમાં જ એને પગાર મળતો. આમ છતાં માધવના ઉદાત્ત ઉદાર હૃદયમાં જરાયે ફેર પડ્યો નહોતો. બને ત્યારે ગરીબને તન, મન અને ધનથી સહાય આપતો. પાડપડોશીને દવા આણી આપતો અને ભવિષ્યમાં શું થશે તેની ચિંતા કરી જીવન નભાવતો. એક દિવસ માધવ વૈદકી પુસ્તક વાંચતો હતો ત્યાં નીચે ધાંધાટ અને ગાળાગાળી થતાં સાંભળ્યાં, લોક ભેગા થયા અને માધવ નીચે ઉતરી જુએ છે તો આજ ચાલીના પાછલા ભાગની નાની ઓરડીમાં રહેતા એક ગરીબ કુટુમ્બને ભૈયો ભાડા માટે અડાવતો હતો અને ભૈયાએ ચીઢાઇને પેલા કુટુમ્બનાં ચાર માટીનાં વાસણો ફોડી-તોડી બહાર નાંખી દીધાં હતાં; પુરૂષ માંદા જેવો હતો, સ્ત્રી તાજી જ સુવાવડમાંથી ઉઠી હતી અને નાનાં, અર્ધ ભૂખ્યાં છોકરાં રોતાં આમ તેમ ફરતાં હતાં. માધવથી આ કુટુમ્બની સ્થિતિ જોઇ શકાઇ નહી, પોતે પોતાના દાદાને ત્યાંથી નીકળ્યો ત્યારે વિકટોરીયા મેળવી શકયો હતો; બે કપડાં ને થોડાક રૂપીઆ હતા. સદ્‌ભાગ્યે કનુ અને લલુ મળ્યા હતા, એ કોઇ ન મળ્યું હત તો જે સ્થિતિ આ કુટુમ્બની તેવી જ એનીને? અરે રામ! ગરીબાઇ? ગરીબાઇ ઉપર પ્રેમ આવવાને બદલે તિરસ્કાર કેમ આવતો હશે? મુંબઇ જેવા શહેરમાં કેટલાં કુટુમ્બ આમ દરરોજ રસ્તામાં ઘરબહાર અને જીવન નભાવવા કોળીયા અન્ન વગર રખડતાં હશે? માધવ ભૈયા પાસે ગયો. ભૈયાને પૂછ્યું ને ભૈયાજી હાથમાં ડાંગ, કપાળે લાંબું શંકર મતનું ટીલું, ગળામાં રૂદ્રાક્ષની માળા, અને હાથમાં તુળશી શતશાઈ લઇ ગાજ્યા, 'કયા માસ્તર સાબ? ઐસે ભીખારી કહાંસે આતે હે! દો માસકા ભાડા નહી દેતા, દો રૂપૈયાકી બીસાત હૈ?"

"ભૈયાજી ! શું ભાડું છે ?"

"શેઠ કીરાયા દો રૂપીઆ મહીનાકા. એ કયા જાસ્તી હૈ ?"

માધવે નિશ્વાસ મૂકયો જે કુટુમ્બને મહીને બે રૂપીઆ બચાવવા બની શકતું નથી, એમની સ્થિતિનું નાટકમાં દર રવિવારે આખા કુટુમ્બની રીઝર્વડ ટીકીટ કરી જનારને કયાંથી ભાન આવે ? અરે ! મારી પાસે તે દિવસે વીશીવાળાને આપવા પાઇ નહોતા તે દિવસ તાજો જ છે, માધવે ખીસામાં હાથ નાંખ્યો. પાકીટમાં સાડા ચાર રૂપીઆ હતા, ચાર રૂપીઆ કાઢી ભૈયાને આપ્યા, અને આ નિરાધાર કુટુમ્બના બળતા હૃદયમાં એક બળતા હૃદયે અમૃત રેડયું.

——:૦:——

## પ્રકરણ ૭૦ મું
## નવોજ રંગ

માધવ દાદાજીને ત્યાંથી નિકળ્યો; પાણીને બદલે દુધ અને જરાયે ચિંતા નહી એવી સ્થિતિમાં આનંદ કરતો હતો તે સર્વ સ્વપ્નવત્ થયું હતું છતાં એ નવયુવાન સૌંદર્યમાં, શરીરમાં અને દેખાવમાં શુકલ પક્ષના ચંદ્રની માફક ખીલતો હતો. બહુ નીચો તેમ જ ઉંચો નહી, શરીરે દેખાવડો, હૃષ્ટપુષ્ટ, સાદાં પણ શોભી ઉઠે એવાં કપડાં અને માથાના બરાબર ઓળેલા નટિ કે સહેલાણી જેવા, વાળથી માધવ કોલેજીયનોમાં, પાડપડોશીમાં અને આવતાં જતામાં આકર્ષક હતો. કાળા શાહી જેવા સફાઇદાર વાળ, વિશાળ કપાળ, ગંભીર મુદ્રા અને નિર્દોષ હૃદયનો બહાર પડતો પ્રભાવ જોનારને માધવ સહસા જ ગમી જતો. એનું વય અત્યારે જીવનની પહેલી વિકટ સંખ્યામાં હતું. પહેલી વીશી પુરી થઈ હતી અને હૃદયમાં સંસારના અનેક પ્રસંગો કાંઈ કાંઈ અસર કરતા હતા. એ બીજા વિદ્યાર્થી જેવો ઘડાયેલો ન હોવાથી એ કાંઈ સમજતો નહીં, પરંતુ અવસ્થાના જ્ઞાનના આઘાત અજાણ્યે થતા હતા. એના દાડમની કળી જેવા સફેત, નાજુક હારબંધ દાંત જ્યારે હાસ્ય કરતો ત્યારે એટલા મોહક લાગતા કે ઘડીવાર જાણે આપણે જોઈ રહીએ.

કનુ અને બીજા વિદ્યાર્થીઓ કૉલેજમાં સાથે ભણતી છોકરીઓની, રસ્તામાં મળતી બીજી કન્યાની વાતો કાઢતા ત્યારે માધવને એમાં રસ જ પડતો નહીં, અને 'આવી વાત શી ?' કરી ચોપડી લઈ બેસતો. આ ઉપરથી કૉલેજીયન અને કનુ માધવને ઘણી વાર "રૂષિરાજ" કરી બોલાવતા અને માધવ રૂષિરાજ નામમાં માન સમજી એકાદ અઠવાડિયું વૃદ્ધ કે યુવાન સ્ત્રીનું મુખ તો શું પણ કોઈ સુંદરીની છબી જોતો નહીં. માધવની નજરે એ જ સ્ત્રીઓ હાલમાં નજરે પડતી એક એના ઓરડામાં ચાહના વાસણ, વાસીદું વગેરે વાળવા આવતી વૃદ્ધ ડોસી ને બીજી હમણાં કેટલાક સમયથી માધવ સાંજસવાર, તેમાં એ સાંજના દરિયા કિનારે ફરવા જતો ત્યાં એક કન્યા દરિયા કિનારે ખૂણા પાસે એક બાગના બંગલાના બાંકડા ઉપર બેસતી તે. બંગલા અને દરિયા વચ્ચે સડક હતી એટલે લોકોનું ધ્યાન આ બંગલાના બાગ તરફ જાય એમ નહોતું. એકાંતપ્રિય નવાં દંપતી, દુઃખી મુઝાયેલાં હૃદયો, વૃદ્ધો જ આ બાગનો થોડું ફરી લાભ લેતાં અને આ લાભ બંગલાના માલિક લેવા દેતા. માધવને શરૂઆતમાં આ તરફ ધ્યાન જ નહોતું, પણ પોતે પણ એકાંતવાસી હોવાથી, શાંતિસ્થાન ખોળતો હતો અને આ બાગની અંદરની ને બહારની વ્યવસ્થા જોઈ પુસ્તક લઈ ખૂણામાં આસોપાલવના વૃક્ષ નીચેના દરિયાની સામે નજર પડે એમ બાંકડા ઉપર બેસતો, ત્યારે આ કન્યાને એક વૃદ્ધ ડોસા જોડે બેઠેલી જોતો. આ ડોસો વેશે વિચિત્ર હતો, મનુષ્યની એને ગંધ ગમતી નહોતી છતાં મજબુત, સ્વચ્છ અને પ્રભુપરાયણ હતો હાલમાં આ વૃદ્ધનો દેખાવ પહેરવેશ એવો હતો કે કોઇ લશ્કરી પેનશનર હોય અને લોકો પણ બળવા પહેલાનો કોઈ લશ્કરી અમલદાર હશે એમ જ માનતા હતા. સેકન્ડહેન્ડ દુકાનદારને ત્યાંથી મળતાં લશ્કરી કપડાં જાણી જોઇને લાવ્યો હોય, અગર એ હોય ત્યાંથી મળતાં હોય પણ લશ્કરી પેનશનર પોતાની પત્નીની યાદી તરીકે રહેલી આ કન્યા ઉપર પ્રાણ ટકાવી રહ્યો હોય, એમ સહ જ જોનારને લાગતું. આ વૃદ્ધ કોઇની સાથે વાત કરતો નહી, કોઇના સામુ જોતો નહી; દરરોજ સ્વચ્છ કપડામાં આ બન્ને આવતાં અને આ બાંકડા

ઉપર બેસતાં. આ કન્યા ઘણા વખતથી આવીને બેસતી પણ માધવનું એ તરફ અત્યાર સુધી ધ્યાન દોરાયું ન હોતું અને બાગમાં ફરતાં ફરતાં વાંચતાં વાંચતાં કોણ છે, એ જીજ્ઞાસા થતાં એમની વાતો સાંભળવા પ્રયત્ન કરતો. વૃદ્ધ પિતા કે પિતામહ જે હોય તે ભાગ્યે જ બોલતો, પણ નિર્દોષ વ્હાલસોઈ કન્યા બોલતી, હસતી, વખતો વખત વૃદ્ધ પિતાની સોડમાં ભરાતી અને કોકીલાની માફક ગાતી.

માધવ આ કન્યા અને એના પિતાને ભુલી ગયો. કોલેજમાં પરીક્ષા આવી, ટર્મ નવી શરૂ થઈ ને વાંચવામાં પડ્યો. પરીક્ષા, પુસ્તકો, પરીક્ષકોની વાતમાં ફરવાનું ને મોજમજાહ નકામાં થયાં, પરીક્ષા પતી, ચોપડીઓ ખૂણામાં ફેંકાઈ અને માધવ ફરવા આવ્યો. સૂર્યાસ્તની તૈયારી હતી. દરિયામાં ક્ષિતિજમાં માછીમારના સઢવાળાં વહાણ તડકામાં ચકચકતાં હતાં, ઉછળતાં મોજામાં પડતાં સૂર્યકિરણો આંખને આંજતાં હતાં અને આકાશમાં રંગ પૂરાયે જતા હતા, પવન આવતો હતો, સહેલાણી મીયાભાઇના વાંસળીના અવાજ આવતા હતા, માધવના હૃદયમાં સ્વચ્છ રંગીન આકાશ જેવી સ્વચ્છતા અને રંગ પૂરાયા હતા, ત્યાં ફરતાં ફરતાં માધવ બાગમાં આવ્યો અને બાગમાં એ જ જગ્યાએ, એ જ બાંકડા ઉપર પિતા અને પેલી યુવાન કન્યાને જોયાં, પરીક્ષાનું આવરણ ગયું હોય, હૃદયમાં ફેર થયો હોય, કન્યાના રૂપમાં સૌંદર્યમાં ફેર હોય, અવસ્થા, સંયોગ, સમય પલટાયાં હોય, ગમે તે હોય પણ આજ માધવને આ કન્યા જોતાં કાંઈ કાંઈ થઇ ગયું. આ કન્યાના મોં ઉપર હાસ્ય હતું. શરીર ખીલેલા કુસુમ જેવું હતું. આછાં સાદાં પણ આકષક વસ્ત્ર પહેર્યાં હતાં, એટલામાં બાગની બહાર પડેલા, વૃક્ષ નીચેના પથ્થર ઉપર એક મીયાંભાઈ "યાર સૂન તો ખરા! કેસા અચ્છા ગાયન હે! સાલી અપની ઓરતો ઓ ગુજરાતી લોગકી ઓરતોકી માફક અચ્છે કપડે પહેરે જ નહી, કયા સાલા અપના તે જીવન હૈ!" કહી ગાયન લલકારવા મંડ્યા.

---

રહી જુદાઈ નહી, રસિલી રહી જુદાઈ નહી. (૨)
ભેદભાવ ટળી જતાં. (૨)
અહા! મધુર મોહનરસ સુખપ્રદ એકતા જહીં રહી.
તો તું લજ્વાય શાને? સખી સરમાય શાને?
વદનકમળ રસિલું મોહન શું નમાવી રહી. રહી.
નિચાં શાં નેણ ઢાળે? કાં તું કતરાતી ભાળે?
દૃષ્ટિથી, હો હરણી નયની! મધુરવરણી રસની
ઝરણી શું નહી. રહી.
પાટલ કપોલ લાલી, ખીલેલી ક્યાં ક્યાં હો ચાલી?
ગઇ ચમેલી ફુલ ફિકાશ શી પ્રીય પ્રાણ ચંદ્રહાસ
શી થઇ. રહી.
તું, અધર પાંખડી સ્ફુરે. તથાપિ કાં ન ઝરે;
વચન, અમૃતબિન્દુ દયિતે! મધુરી મુખ સિંધુથી
અહીં. રહી
કોમળ શું ભૂજલતાથી, ભિડે ન તું બાથ શાથી?
હરિ! હરિ! અશરણકું શરણ ગ્રહણ કોનું કરૂં જઈ? રહી.

જે માધવને શૃંગારનાં ગાયન ગમતાં નહી, શરૂઆતના સ્કુલ જીવન કે કાલેજ જીવનમાં મેઘદૂતના એકાદ બે શ્લોક વાંચતાં કંટાળો આવેલો. જેને કનુ વગેરેની વાતોમાં રસ પડતો નહી, સ્ત્રીઓથી દોઢ ગાઉ નાસતો તેજ માધવ આજ આ મીયાંભાઈનું અર્થસૂચક, સંધ્યા સમયે, સાયન્સમાં પ્રયોગના સાધન હાજર હોય તેમ સૌંદર્ય દેવની પડોશમાંજ સૌંદર્ય અનુભવતો, કાવ્યની ખુબી સમજતો ઠરીજ ગયો. પેલી કન્યાને પણ આજ એ મીયાંભાઈના ગાયનમાં અનેરો આનંદ જણાયો અને આ બન્નેનાં હૃદયમાં એકજ અવસ્થાની, એકજ જાતની અસર થઇ છતાં, બન્નેમાંથી એકની આંખ મળી નહોતી અને માધવ નિત્ય નિયમ પ્રમાણે ઘેર ગયો.

માધવથી બીજે દિવસે અવાયું જ નહી, મિત્રો બીજેજ ઘસડી ગયા અને માધવ આમ દશપંદર દિવસ એ રસ્તે ગયોજ નહી. એક દિવસ મિત્રો સાથે એ રસ્તે દરિયા કિનારે ફૂટપાથ ઉપર ફરતાં દૂરથી તે પિતાપુત્રીને જોયાં, પેલી હૃદયમાં વસેલી મૂર્તિમાં સાદાં કપડાં, સ્વચ્છ સૌંદર્ય જોતાં એની

નજર પોતાનાં કપડાં ઉપર પડી અને સાથે ફરતાં, વાત કરતાં મિત્રોની વાતમાં માત્ર મોંઢેથી હુંકારો ભણતાં નિશ્વાસ નાંખ્યો, ને લુગડાં તરફ નજર રાખી રાતના ઘેર ગયો. સંભાળી રાખેલો એક સૂટ પેટીમાંથી કાઢ્યો, નવા બ્રશથી સાફ કર્યો, ન્યુસ પેપરમાં વીંટી રાખી છાપરામાં સંતાડેલાં બુટ કાઢ્યાં, રાતના ને રાતના પોલીશ કર્યાં અને બીજે દિવસે વેષ સજતાં કરતાં કલાક કર્યો. સાંજના ફરવા જતાં સામો કનુ મળ્યો, પણ એણે દેખ્યો નહી કિંવા ન જોવાનો ઢોંગ કર્યો, દરિયાકિનારે આંટો માર્યો, બાગમાં પિતાપુત્રીને બેઠેલાં જોયાં, બન્ને ઘરસંસારની વાતમાં ગુંથાયાં હતાં. ઉડતા ફુવારાની આસપાસ, ફુવારાની અંદરની રંગીન માછલીઓ, બાગના તરતના માળીએ છાંટેલાં નાનાં વૃક્ષ ઉપરનાં ખીલેલાં પુષ્પોમાંથી ટપકતાં પાણીનાં બિન્દુઓને નિહાળતો માધવ એ ચાર પેલી કન્યાના બાંકડા પાસે આવ્યો. બાંકડા ઉપર જગ્યા હતી, બીજું ક્રાઇજ ન હતું, બાંકડા ઉપર પાંચ માણસ બેસે એટલી મોકળાશ હતી તો પછી બેસું તો ? પણ નવી એટીકેટ ? બેસાય ? એ વિચાર આડે આવતા. માધવ મુઝાયો, પેલી કન્યા એના સામું જોતી નહોતી, એને ગુલાબ મોગરો આપું, એ એના પિતાને ખોટું લાગે તો ? એટલામાં પેલી કન્યાની નજર માધવ ઉપર ગઇ અને માધવનું જીવન કૃતાર્થ થયું, એને બાણ વાગ્યાં અને આખું શરીર, મન, મગજ, ધ્રુજવા લાગ્યાં. માધવની હિમ્મત બાંકડા ઉપર બેસવાની તો શું પણ, પાસે જવાની પણ ચાલી નહી. કન્યા દેખાય એમ સામે બેઠો અને પિતાની સાથે ઓળખાણ કરવાના રસ્તા ખોળવા લાગ્યો. વીશીમાં જમવાનો સમય થઇ ગયો અને વીશીવાળાએ હવે તો વાસણ ઉંધાં વાળ્યાં હશે, આ શું ? કોઇ સ્ત્રીનું નામ દેતાં પાપ સમજું, કનુએ આટલું કર્યું હોય તો એની ધૂળ કાઢી નાંખું, સ્ત્રીનું શૃંગારવર્ણન વાંચી હીસાબનો કંટાળો કોઇને આવે છે તેમ કંટાળું તે હું જ ! આ અજાણી કન્યાની મારા ઉપર આવી અસર ? ગુજરાતી છે, પણ કઇ ન્યાતની, કોણ કુટુંબની, પરણેલી કુંવારી ! તે જાણતો નથી. ચાલ રામ ! નારીના ફંદમાં ફસાય ને પાયમાલ થાય તેનો આજ અનુભવ થયો. પ્રથમ ગ્રાસે મક્ષિકા, આજ ભૂખ્યા રહ્યા વીશીના પૈસા આપવાના અને હોટલમાં

ખાવું પડશે તે જૂદું." માધવ ઉઠયો, ઘેર મોડો પહોંચ્યો ને રાતના ઉંઘ પણ નિશ્ચિત ન આવી.

---

## પ્રકરણ ૭૧ મું

### રંગ જામે છે

જે ઓરડીમાં માધવ રહેતો હતો ત્યાંજ ખડકીમાં એક ઉંમર લાયક છતાં ભરજુવાનીયાને પાણી પીવડાવે એવી અને નાની છોકરીઓ તથા તરતના પરણેલા યુવાનોની વાતમાં રસ લેતી, સ્વતંત્ર મીજાજની અને સ્વચ્છંદી બાપી નામની એક સ્ત્રી એકલી રહેતી હતી. બાપીના હાથમાં ચુડલા હતા, એથીજ એ સધવા હશે એમ બધા માનતા, બાકી એ નહોતી જતી સાસરે, કે નહોતો દૃષ્ટિએ પડતો એનો વર. માધવની પાસે આવતા કનુને અને આ બાપીને ઠીક બનતું. બાપી કોઇનો ફેરો ફાંટો ખાઇ દળણું દળી, છોકરાં સંભાળી અને બે ગપ્પાં મારી, કોઇને ખુશ કરી, જીવન નભાવતી. માધવની સાથે વાત કરવા, માધવને ન ગમતું હોય તો એને દુનિયાદારીની વાતો કહી ગમાવવા બાપી બહુ મથતી, પણ માધવ દાદ દેતો નહી. તે માધવ પાસે સહેલાણી મિત્રો કે યુવતી કન્યાઓને આવતી દેખતી નહી, માધવને કોઈ દિવસ આઠ વાગ્યા પછી ઘરબહાર રહેલો દેખ્યો નહોતો, તેમ એને સ્નેહનાં અને શૃંગારનાં ગાયનો ગાતાં સાંભળ્યો નહોતો. એટલે બાપી ઘણી વાર કનુ આગળ આ 'રૂષિરાજ' છે, ભણ્યા છે પણ ગણ્યા નથી, કાશીના પંડિત છે એમ કહી બનાવતી. માધવ આ સર્વ જાણતો પણ મુંગોજ રહેતો. હમણાં હમણાંમાં માધવના વર્તનમાં ફેરફાર થયો હતો, એના ચિત્તમાં ભ્રમ લાગતો, નિયમિત ઉઠવામાં, વાંચવામાં, ફરવામાં મન ચોંટતું નહી. રોજ સાંજના ફરવા જવામાં જ નિયમિત રહેતો, તે વખતે કપડાં પહેરવામાં ટાપટીપ ચાલતી. બાપી આ સઘળું ધ્યાનમાં રાખતી હતી.

એક વખતે માધવ સાંજ પડતાં જ ફરવા જવા તૈયાર થયો. બાપી બહાર જાણે નાટય જોઈ બેઠી હોય તેમ બેઠી હતી. માધવ સડસડાટ

બાપીના તરફ જોયા વિનાજ ચાલ્યો, દરિયા કિનારે ફૂટપાથ ઉપર આંટા માર્યા, બાગમાં આવ્યો અને પિતાપુત્રીનું નિર્દોષ યુગલ બેઠેલું જોતાં હૃદય શાંત થયું. એ બાંકડા ઉપર બેસવા, હૃદય, સ્નેહભાવ દર્શાવતી એમની મીઠી ગોઠડી સાંભળવા માધવનું મન તલપાપડ થયું પણ એનામાં જરાએ હિમ્મત નહોતી. પોતાની નિત્ય જગ્યાએ બેઠો. સાથે આણેલું પુસ્તક ઉઘાડયું પણ એમાં ધ્યાન ગયું જ નહી. પિતાપુત્રીની વાતચિત, હિલચાલ તપાસવા ડીટેકટીવ હોય એમ બેઠો. સંધ્યાકાળ થઈ, દીવા થયા; બાગમાંથી એક પછી એક ઘેર જવા લાગ્યા. પેલો વૃદ્ધ ડોસો અને પુત્રી પણ ઉઠયાં ત્યાંસુધી માધવને ઉઠવાનું સુઝયું નહી. આજ પણ વીશીમાં જવાનો સમય ન રહ્યો. વીશીવાળો સારો કે ખબર કાઢવા આવી ગયો, બાપીએ 'નથી આવ્યા' કહ્યું ને વીશીવાળો સમજ્યો કે નહી જમવાના હોય. રાતના ઘેર મોડું થયું. આમ માધવ સાંજના વહેલો જતો ને અનિયમિત આવતો થયો ને તેનો બળાપો 'કાજી દુબળા કેમ તો કે આખા ગામની ફીકર' એ ન્યાયે બાપીને થતો. બાપી હતી સ્ત્રી પણ પંદર પુરૂષને હરાવે એવી હતી. રસ્તામાં હડફ હડફ એટલી ઝડપથી ચાલતી કે જુવાન, વૃદ્ધ કે બાળક સાથે અથડાતી, કોઈ ફાંકડા મીયાભાઇ 'સાલી દેખતી નહી હે' કરી ગાળો પણ દેતા અને આમ ને આમ એ લત્તામાં એનું નામ બધાએ 'પંજાબ મેલ' પાડયું હતું.

બાપીએ બે ચાર વાર સાંજના માધવની પાછળ પાછળ જવા, એ કયાં જાય છે તે જોવા વિચાર કર્યો હતો, પણ એકાદ વાર અર્ધે જઇ પાછી આવીને પછી 'ભોગ એના' કરી કંટાળી હતી. માધવ દરરોજ સાંજના દરિયા ઉપર જતો, અને પોતાના મિત્રોને 'સાંજે નહી મળું' એમ ચોખ્ખું કહી દીધું હતું. કોઈ દિવસ કોલેજમાં ન જવાય, વીશીમાં ન જવાય, ભૂખ તરસ વીસરાય પણ બાગમાં જવાનું વીસરાતું નહી. બાગમાં ઘડીયાળના ચક્ર પ્રમાણે સામા બાંકડા ઉપર બેસતો ને ચોપડી વાંચવાનો ડોળ કરતો. માધવના હાથમાં કયું પુસ્તક રહે છે, કેટલાક દિવસથી વાંચે છે અને કેટલું વાંચ્યું, એની બરાબર તપાસ કરી હોય તો જણાય કે વાં[illegible]ને આદિ

હતો પણ અંત નહોતો. પાનું ફરતું જ નહી, કદાચ એ પાનામાં સમજ ન પડવાથી ઉપરાઉપરી ફરી વાંચતો હશે. માધવના સામીજ પિતાની સોડમાંજ આ બુલબુલ પક્ષી, સ્વર્ગની સુંદરી, મૈના, કોકિલા, નિર્દોષ યુવતી બેસતી અને એના સાદા લેબાશ, એના રૂપાની ઘંટડી જેવા અવાજ અને એના હાવભાવથી માધવ તો સ્તબ્ધજ થઈ જતો. આમ દિવસોના દિવસો, મહિનાના મહિના ચાલ્યું પણ માધવના હૃદયસમુદ્રમાં જે મોજાં ઉછળવા માંડ્યાં હતાં તે મોજાંના આવેગમાં વધારા સિવાય બીજું કાંઈ પરિણામ નહોતું આવ્યું. એક દિવસ ઘણા દિવસથી ઇચ્છેલો સમય આવ્યો. માધવ બાગમાં આવ્યો, બાંકડા ઉપર બેઠો, પુસ્તક ઉઘાડ્યું ને પેલાં પિતાપુત્રી ઉઠ્યાં, પણ એમના ઉઠતાંની સાથેજ માધવના હૃદયમાં નિરાશાનો આઘાત થયો. 'બસ ! આજ એટલામાં જશે.' પિતાપુત્રીને આજ ફરવાનું મન થયું હતું, બાગમાં ફરવા ગયાં, ફરીને પાછા ફરતાં માધવના બાંકડા પાસે આવ્યાં. માધવને પેલી કન્યા નિરખી નિરખી જોવાનો પ્રસંગ મળ્યો. બન્ને પાસે આવ્યાં ને માધવના હૃદયના ધબકારાની સંખ્યા અને આવેગ વધ્યા. "મારી પાસે આવે છે, જે મારી પ્રબળ ઇચ્છા હતી તે આજ પૂરી થશે ! શું મારી પેઠે એમને પણ મારી સાથે વાત કરવા ઉત્સુકતા હશે ?" પિતા–પુત્રી પાસે આવ્યાં, પરીક્ષાના હોલમાં આપણા પાડોશના છોકરાના હાથમાં સુપરવાઇઝર સવાલપત્રક આપે અને આપણને ન આપ્યો હોય, એક અડધી સેકન્ડમાં આવવાનો હોય ને હૃદયમાં જેમ થાય તેમ માધવને થવા માંડ્યું. પેલી કન્યાના સાળુની ફડક શરીરને અડકતાં મલયાનિલના પવન પેરે તમ હૃદયને ચંદન રસનું ભાન થયું. પેલી યુવતીએ નીચા વળી જણાય ન જણાય એમ પુસ્તકનું નામ વાંચ્યું, માધવના સામું જોયું ન જોયું, માધવને લાગ્યું કે જોયું એટલુંજ નહી પણ સ્મિત હાસ્ય કર્યું અને એ પાસે થઇને ચાલી ગઈ. પિતાપુત્રી ચાલ્યાં ગયાં અને ઉર્વશી જતાં પુરૂરવસ જેમ ગાંડો થઈ બાગનાં વૃક્ષ–છોડલતાને, પ્રાણી પક્ષીને ઉર્વશીની ખબર પૂછતો તેમ માધવ બાગમાં ફરવા લાગ્યો. એનામાં જીવ હતો પણ ચેતના નહોતી. માધવ ઘેર ગયો, કોઈ દિવસ નહી ને બાપીને



માધવનેં પેલી કન્યા નીરખી નીરખીને જોવાનો પ્રસંગ મળ્યો.
(ભાગ ૧-પૃ. ૩૦૮)

આજ બોલાવી. બીજે દિવસે કૉલેજ વૉર્ડમાં નર્સો અને વિદ્યાર્થીઓ માધવને બનાવવા લાગ્યાં: વિદ્યાર્થીઓમાં તો વાત ચાલી કે માધવ કાંતો એકાદ નર્સ જોડે કિંવા ભણુતી કન્યા સાથે પ્રેમ પાશમાં ફસાયો છે. બાપી બધી હકીકત કનુને કહેતી અને કનુ પણુ માધવના વર્તનમાં થયેલો તફાવત જોતો.

એકાન્તવાસ, અભિમાન, આત્મશ્રદ્ધા, સ્વતંત્રતાના વિચાર, કુદરત પ્રત્યે ભાવ, કૉલેજના જીવન સિવાય બીજા કાર્યના અભાવ, પવિત્રતા અને યુવાવસ્થાને લીધે માધવના હૃદયમાં લાગણીઓનું મંથન થવા માંડયું. પોતાના પિતા મોહનરાય માટે સમય જતાં ધર્માન્ધની માફક અંધ પ્રેમ, અંધ આકર્ષણુ થયું હતું અને એની ઉંડી અસર એના આત્મા ઉપર થઇ હતી. આ આત્મા–હૃદયની પવિત્ર, નિર્દોષ અને જોસ્સાવાળી વૃત્તિ–ને બળ આપવા કોમળ સ્નેહની લાગણીની ન્યૂનતા હતી અને એ ખોટ પૂરી પડી. મહીનો, બે મહીના, છ મહીના થયા અને માધવને છ વાગતાં ઘરમાં, મિત્રો સાથે રહેતાં, વાંચતાં કીડીઓ ચડતી. બાગ, બાગની મૂર્તિ સિવાય એના તપ્ત, અશાંત ચિત્તને શાંતિ આપનાર કોઈ વસ્તુ નહોતી. જવાની વખતે કોઈ આવે તો એને એક પળ એક ભવ જેવી લાગતી. કનુ સમજતો અને મશ્કરીમાં કહેતો પણુ ખરો કે, "ડયુટી ઉપર જતા હશો." ત્યાં તો ટાઇમસરજ પહોંચવું જોઇએ. વખત જતાં માધવમાં હિમ્મત આવી હતી અને પેલી કન્યાને માધવ પ્રત્યે કાંઈ ભાવના થઇ હતી. પિતાની હાજરીમાં, પિતાને, ગમે ન ગમે કરી, કન્યા મુગી રહેતી છતાં વારંવાર માધવના સામું જોતી. એના પુસ્તકનું નામ જાણુવા, એને ઉદ્દેશી વાત કરવા, એના ગયા પછી, ઉઠવા, એના આવ્યાથી આનંદ થયો છે, એમ દર્શાવવા યત્ન કરતી અને માધવ આ સઘળું ધ્યાનમાં લેતો. માધવને પણુ એમજ હતું કે પિતાની ગેરહાજરીમાં કન્યાને મળાય, એની સાથે વાત થાય, એના હૃદયનાં રહસ્ય સમજાય ને મીઠી ગોઠડી થાય તોજ ખરો આનંદ. માધવ કલાકો ને કલાકો બાગમાં નાનાં વૃક્ષોની પાછળ ઉભોજ રહેતો, પેલી કન્યાની વાતચિત સાંભળ્યાંજ કરતો અને વચમાં વચમાં ચક્રવાકી પોતાના પ્રિયતમનાં સ્નેહાળ ચક્ષુની શોધ વૃક્ષઘટામાં

કરી મળતાં આનંદ પ્રદર્શિત કરે તેમ વૃક્ષનાં પાંદડાં, ડાળીઓમાંથી માધવને વાંચતો જોઇ, કોઇ વાર વિચારમાં ઉભો જોઈ અને કોઈ વાર આકસ્મિક દૃષ્ટિ મળતાં આનંદ પામતી. બ્રહ્માએ સૃષ્ટિ બનાવી ત્યારથીજ સ્ત્રીમાં અજબ આકર્ષણુ આવ્યું છે.

મનહરણી વશકરણી હસવંતી ફરફરતી હરણી;
પ્રણય ચેતને કરે મદૂલી વીજળી સમ ઉજળી.

સ્ત્રી જન્મથીજ, સૃષ્ટિની ઉત્પત્તિથીજ ચંચળ અને સ્નેહ શોધક છે, અને યુવાવસ્થામાં આવતાંજ એની મેળે હૃદય ખોળી લે છે. મુખ એક જણુ સાથે કાર્ય કરતું હોય છતાં હૃદય, આંખ બીજા સાથેજ વાત કરતાં હોય. આ કન્યાની પણુ એજ સ્થિતિ હતી. પિતાની સોડમાં હતી. પિતાને લાડકી હતી, વાત કરતી હતી છતાં એની વૃત્તિ, એનાં નેત્રો, એનું હૃદય, એનું સર્વસ્વ માધવ તરફજ હતું. વૃદ્ધ પિતાને કેટલાક દિવસથી પુત્રીની વાત કરવાની રીતમાં, અને પોતાના પ્રત્યેના વર્તનમાં ફેર લાગવા માંડ્યો હતો અને કાંક સમજ્યો પણુ હતો. માધવને આવવાનો સમય થાય તે પહેલાંજ કોઇ કોઇ વાર બહાનું કાઢી ઉઠતાં, કોઇ વાર થોડીવાર બેસી ચાલ ફરીએ કરી બાગના અંદરના ભાગમાં જતો અને માધવ પાછળ આવે છે કે કેમ તેની ખાત્રી કરતો. માધવે વહેલા આવી મોડા જવા માંડ્યું, એ પણુ પાછળ ભાગમાં જઈ બેસતો અને પુષ્પની પાછળ ભ્રમર ફરે તેમ ફરતો. વૃદ્ધને ચિન્તા થઇ અને એણે જીવનક્રમ ફેરવ્યો. કોઇ વાર સવારેજ ફરવા આવતો તો કોઇ વાર પા કલાકજ બેસતો. કોઇ વાર એકલોજ આવતો. જ્યારે વૃદ્ધ એકલો બેઠો છે—એમ જોતો ત્યારે ભોળો માધવ નિરાશ થઇ તરતજ પાછો જતો અને અનુભવી ડોસો શામાટે પાછો ગયો તે સમજી મનમાં હસતો. માધવ ઉપર આ કાંઈ ધ્યાન આપતો નહી, આપી શકતો નહી. નિર્દોષતા જતાં રહ્યાં હતાં, માતાના, પિતાના સ્નેહનું સ્વપ્નું નહોતું, દાદાના ત્રાસ આગળ સ્નેહ વિકસ્યો નહોતો, ઘરમાં સ્નેહનાં સ્વર્ગીય બિન્દુનો સ્વાદ આપે એમ કોઈ નહોતું, તેના હૃદયમાં સ્નેહ આજ વખતે પહેલવહેલો જાગ્યો હતો.

જોયું જગત તપાસી તપાસી રે, બધે પ્રેમ પ્રકાશે;
રહ્યો એજ અખંડ અવિનાશી રે, બધે પ્રેમ પ્રકાશે.
શૂરવીર ધીર રણમાં ચડે રે, ધરિ કર શુભ શમશેર;
તુચ્છ ગણે સુખ સૃષ્ટિનાં સહુ, કીર્તિના પ્રેમની લે'રેરે–બધે.
ચાતક વ્યાકુળ તરશથી રે, તરફડે તજશે શું પ્રાણ;
સમીપ સરિત નીર નવ પીયે, એ તો સ્વાતિક પ્રેમી સુજાણ રે–બધે.
ક્યાં અમી આ નિધિ આભમાં રે, ક્યાં આ પયોધિ દૂર;
શરદ પુનેમની રાત્રીએ, એ શો હરખી ધૂમે રસ પૂર રે–બધે.
ભાનુ-તાપે ખીલે પ્રેમથી રે, રસિક કમળ શુભ પેર;
ચંદ્ર–વદન ન નિહાળવા, પણ કીધું, ધારી મન વેર રે–બધે.
નિરખી નિશાપતિ નાથને રે, મુગ્ધ પોયણી હરખાય;
અરૂણ ઉદય થાતાં મહી, બીડે મુખ સૂરજથી લજાય રે–બધે.

માધવના જીવનમાં સ્નેહપ્રકાશ અત્યાર સુધી પડ્યો જ નહોતો. બાર વર્ષ અંધકારમય કેદખાનામાં સડનારને એકદમ તપતા સૂર્યનો પ્રકાશ જોતાં જેમ આંખે અંધારાં આવવા લાગે તેમ આ શું થાય છે, કયાં કેવો અંત આવશે, એની એને ખબર ન પડી. એનો સ્નેહ વિકસતો હતો અને રાત્રિએ સ્વપ્નામાં મધુર મૂર્તિ નજરે પડતાં, વાત કરી હૃદયશાંતિ મેળવતો હતો. જે મેઘદૂતના શ્લોકો નિશાળમાં માર્ક માટે ગોખવા પડ્યા હતા, અને તે વેળા જેનો અર્થ, ભાવ સમજાયો નહોતો, તે શ્લોકો અત્યારે સ્વપ્નામાં મોટા અક્ષરે નજરે જણાયા અને પારદર્શક યંત્રની માફક સમજાવા લાગ્યા. એક દિવસ સાંજના ફરવા આવ્યો, પણ બાંકડા ઉપર દોરાનો રુમાલ, ભરવાના સામાન સિવાય કોઈ નહોતું. માધવે ચોગરદમ જોયું, કોઇ નજરે ન પડ્યું. પ્રિયજનની વસ્તુને જોતાં, સ્પર્શતાં જ અનહદ આનંદ થાય છે તેમ એને થયું. માધવ બાંકડા પાસે ગયો, ભરેલો રુમાલ જોયો. એ રુમાલમાં, કારીગરીમાં અલૌકિકતા લાગ્યાં અને ફરી ફરીને જોવા લાગ્યો. બાંધવાનો રુમાલ હાથમાં લીધો ને ખૂણામાં ઇંગ્રેજીમાં M. N. નામ વાંચ્યું. માધવ આજ સુધી આ કન્યાનું નામનિશાન કાંઈજ જાણતો નહી. શા સુંદર અક્ષર? M. N. શું નામ હશે? ઇંગ્રેજી તો ભણી જ છે, ભણતી

હશે. એ બે અક્ષર ઉપર, જેમ પ્રણવ મંત્ર ઉપર પુસ્તકનાં પુસ્તક લખાયાં છે તેમ, વિચારો ચલાવવા લાગ્યો. માધવે રુમાલ હાથમાં લીધો. છાતી સાથે ચાંપ્યો, કોઈ ન જાણે તેમ, હોઠને અડકાડી પાછો મૂક્યો, અને કોણ જાણે કેમ ગજવામાં નાંખ્યો. એ રુમાલ છાતી પાસે છે, એ ભાન થતાં તેને કાંઈ કાંઇ આનંદ થતો હતો. રાત્રે પથારીમાં પણ રુમાલ સાથે જ હતો અને M. N. અક્ષર સુવર્ણ અંકિત, અમૃતમય હ્રદયનાં નેત્ર આગળ અહોનિશ તરતા રહ્યા. M. N. અક્ષરમાં સકળ બ્રહ્માંડ પેલો કન્યાનો આત્મા દેખાવા લાગ્યો. M. N. અક્ષર જાણતાં માધવ ઘેર ગયો. ગુજરાતી કન્યાઓનાં 'મ' ઉપરનાં નામો યાદ કરવા લાગ્યો અને કયું નામ હશે તે વિચારમાં પડ્યો. એનું નામ 'મનોહરિ' હશે ? 'મધુરી' હશે ? એમ એક પછી એક નામ લેતો અને ઘડીક એક નામમાં મધુરતા લાગતી, બીજી પળે એ નામ ન ગમતું ને ત્રીજી પળે નવું નામ ખોળતો. નામની ખાત્રી ન થતાં, કયાં રહેતી હશે, એ જાણવા ઉત્સુકતા થઈ અને એક સાંજના બંને ન જાણે તેમ તેમની પાછળ પાછળ ગયો, ઘર, જગ્યા જોયાં અને પાછો ફર્યો. બીજે દિવસે ફરવા જવાને બદલે માધવ વૃદ્ધના ઘર પાસે ગયો અને પાડોશીને પૂછ્યું:–

'પેલો એકાન્તવાસી ડોસો ઘરમાં છે ?' 'ના.'

'એ કોણ છે ? શું કરે છે ?'

'એને પોતાની ખાનગી મીલકત હોય એમ લાગે છે, બહુ ભલો માણસ છે, બહુ પૈસાદાર નથી છતાં ગરીબ ગુરબાંને દાન આપે છે અને એમને માટે જીવ બાળે છે.'

'એનું નામ શું?'

'તમે આટલી બધી તપાસ કેમ કરો છો, પોલીસના માણસ છો ? એણે ગુન્હો કર્યો છે ?'

માધવ ગભરાયો અને દેવો એટલું નામ જાણી પાછો ફર્યો. તેને એટલી માહિતી મળી કે એ કન્યા આની પૌત્રી છે. પોતાની મીલકત ઉપર જીવન નિભાવે છે અને ઘરના ઉપલા ભાગમાં કે નીચલામાં રહે

છે. વૃદ્ધ અને પુત્રી સાંજના પાછાં ફર્યાં, ત્યારે ઘરની પાસેથી માધવને જતાં જોયો ને ડોસાનાં નેત્રો ચમકયાં. બીજે દિવસે માધવ નિત્યનિયમ પ્રમાણે બાગમાં ગયો, પણ ત્યાં આજ ડોસાને કે પેલી કન્યાને જોઇ જ નહી. માધવ બીજે દિવસે પણ નિરાશ થયો. બે ચાર દહાડા થયા ને ન મળે વૃદ્ધ કે પુત્રી. રખેને કોઈ માંદું પડયું હોય કરી, માધવને તપાસ કરવાની વૃત્તિ થઇ અને ઘર આગળ ગયો. દરરોજ બારણા આગળ રાતના ઉભો રહેતો, દિવો સળગે છે કે કેમ, કોઇનો અવાજ આવે છે કે કેમ એની તપાસ કરી પણ નિરાશા ઉપર નિરાશા. આઠ દિવસ નિત્ય આવતો ને નિરાશ થઈ પાછો જતો. હવે એની હિમ્મત ન રહી અને પેલા પાડોશીને ખોળી કાઢયો.

"ભાઈ! પેલો ડોસો ને એની છોકરી હમણાં નથી કે શું?"

"ના, એ તો ઘર ખાલી કરી ગયો."

માધવનાં ગાત્ર ઢીલાં થયાં, પડું પડું થઈ ગયો, શરીર ધ્રુજવા લાગ્યું. "કયારનો?"

"પરમ દિવસના." "હવે કયાં રહે છે?"

"મને ખબર નથી. મને લાગે છે કે, તમે પોલીસના જાસુસ છો."

---

## પ્રકરણ ૭૨ મું
## લુંટારાની ચોકડી

કહેવત છે કે રજમાંથી ગજ થાય, કોઈ માણુસ પછી તે સ્ત્રી હોવા પુરુષ હો તો પણ જો એના ચારિત્ર્ય માટે બહુ અફવા ફેલાઈ ન હોય તોયે પણ અંધ એકદમ માની લેતી જનસમાજ એમ જ બોલે છે કે, "એમ લોકો કયાં નકામી નિંદા કરવા નવરા બેઠા છે? કાંઈ હશે ત્યારે કહેતા હશે, ચુલામાં હોય તો હોલામાં આવે." આમ ઘણી વાર રાજ્યકીય અફવાઓ પણ ચાલે છે. કે દુશ્મનોનું લશ્કર ઠેઠ આવી પહોંચ્યું, ફલાણા દેશનો શહેનશાહ મરી ગયો; ફલાણી સાલમાં તારીખે ને ચોઘ-

ડીએ રાજ્ય જવાનું. આ જ પ્રમાણે ગુજરાત–કાઠિયાવાડમાં આપણી વાર્તાના અમુક કાલમાં અફવા ઉડવા માંડી હતી. દેશી રાજ્યો એક થઈ હુલ્લડ કરવાનાં છે, ઉદેપુરના શિશોદીયા રાણાનું સામ્રાજ્ય થશે, પૃથુરાજ રાસામાં ચંદ બારોટે ભાખેલું ભવિષ્ય ખરું પડશે, અને આ અફવાનો લાભ, ઈંગ્રેજ રાજ્યને અંગે સ્થપાયેલી શાંતિ–દેશી રાજ્યો પણ ઈંગ્રેજી વાતાવરણમાં આવેલાં એવાની સમાધાની, અને ઈંગ્રેજ અમલના લાભ અને વિદ્યા વેપારનો પ્રચાર એ સર્વને લીધે જેઓને મફતનો માલ ખાવા, લુંટફાટ કરવા અનુકૂળતા ન મળી તેમણે લેવા માંડ્યો. કાઠિયાવાડના તોફાની વાઘેરો–મકરાણા–મીયાણા, ગુજરાતના કોળી–ભીલ–નાયકડા અને એવી જ જાતોમાં કોણ જાણે કેમ વગર ટપાલે, વગર તારે, વગર સંદેશા લઈ જનાર માણસે રજેરજની ક્ષણ વારમાં ખબર પડતી અને આમાં જરાયે અતિશયોક્તિ કે કલ્પના નથી, તે ૧૮૫૭ ના બળવા વખતે બળવાખોરોની ખબર પહોંચાડવાની પદ્ધતિ વિષે ઇતિહાસમાં વાંચ્યું હશે તે સમજી શકશે. આવા લુંટારા, બહારવટીયા, ખૂની અને નામ સાંભળતાં પણ ત્રાસ છૂટે એવામાં આ વખતે ચાર જણા હતા. બાજીયો, ગબલો, ખોડીયો અને મૂળુ. આ ચારે લુંટારા ડામીજની હાક ઠેઠ કાઠિયાવાડથી માંડી મુંબઈના બારા સુધી વાગતી હતી. ઘડીમાં ગીરનારની તળેટીમાં, તો ઘડીમાં ધંધુકા ધોલેરાના ભાલના પ્રદેશમાં થઈ ગુજરાતમાં, ઘડીમાં રાધનપુર, ડીસાના રણમાં તો ઘડીમાં નાસીકના વનમાં અને કોક વાર મુંબઇના સરીયામ લત્તામાં એમનો હાથ ચમકતો. દેશીરાજ્ય, મુંબઇ, ગુજરાતની પોલીસ હમેશાં સાવધ રહેતી, એમને પકડવા ઇનામ કાઢતી. પણ કહે છે કે, એ લોકો ઈનામ કરતાં મોટી રકમ પકડનારને આપતા એટલે અને પોલીસ અમલદારો અને સીપાઇઓને પણ નાકકાન કાપવાનો, બાયડી રંડાવવાનો એટલો ભય હતો કે, ઘણી વાર પકડવાની ખોટી ધાંધળ કરતા અને એમને યથેચ્છ ફરવા દેતા, એટલું જ નહી પણ એમની મદદથી બીજાં કેટલાંક જરૂરનાં કામ સાધતા. સત્ય વાત જે હોય તે ખરી, પણ આ ચારે લુંટારાના નામથી કોઈ અજાણ્યું નહોતું

ગબલો બીજો હીડંબ રાક્ષસ જ હતો, મુંબઇની ગટરમાં અને પહાડની ટોચ ઉપર એ ધસધસાટ ઉંઘી શકતો. પ્રચણ્ડ છ ફીટ ઉંચો, પથ્થરના જેવી છાતી, તાંબાના જેવા સ્નાયુ, ધમણ ચાલતી હોય એવો શ્વાસોચ્છ્વાસ, પક્ષીના જેવી ખોપરી અને કસરતબાજનું પુતળું હોય એવો એનાં અવયવોનો દેખાવ હતો. કોઈ વખત ખાદીની બંડી, ચોયણી ને ફાળીયું પહેરતો તો કોઇ વાર ઢેડાનું વણેલું ટુંકું ધોતીયું ને બંડી જ રાખતો. માથાના વાળ ભરેલા હતા અને કાઠિયાવાડી એ લોકોની રીત પ્રમાણે અંદર એક કાંસકો રહેતો, જેવડે ખડબચડા વાળ વારંવાર ઓળતો, દાઢી ઓળતો, નાના ચાટલામાં જોઈ હોઠ ઉંચા કરી મૂછ મરડતો, કાતરથી કાપતો અને પોતાના અમાવાસ્યાની શામ રાત્રિ જેવા શરીરના રંગ ઉપર અને મદ માટે ખુશ થતો, એના સ્નાયુ જોતાં એને તો વીર વૈતાલ કે બાબરા ભૂતની પેઠે આખો દિવસ કામ સોંપવું જોઇએ. પણ દુર્ભાગ્યે એનામાં અક્કલ નહોતી. તે આળસુનો પાદશાહ હતો. પાપ એ શું તે એ સમજતો નહી. ખૂનને એ સોપારીના કકડા કરવા બરાબર ગણતો અને ભલભલો હાકેમ હોય તોપણ એનું લોહી પીતાં એને જરાયે કમકમાટી થાય એમ નહોતું.

બાજીયો પાતળો હતો પણ શક્તિવાળો હતો, કાંઇક ભણેલો અને ખંધો, પકકો હતો. એની ચામડીમાંથી, એની આંખો કે મોં ઉપરથી એના વિચારોમાં ચાંચ ડુબે એમ નહોતું. કોઈ વાર જંગલમાંથી બે ચાર જડીબુટી લાવી કાંઈ કાંઈ બોલી લોકોને ફોસલાવતો તો કોઈ વાર અબધૂત કીમીયાગર બનતો. કોઇ વાર ચૂરણ વેચવાની બે છાબડી લઇ બજારમાં ઉભો રહી, હિન્દુસ્તાનીમાં ચૂરણના ગુણ ગાતો ત્યારે ગામડાના લોક બે ઘડી જોઈ રહેતા ને અડધા કલાકમાં છાબડી ખાલી થઈ જતી. એની બોલવાની છટા તેમ ભલભલાને જીભથી મુગા કરવાની કળા અદ્દભુત હતાં. સાધારણ રીતે એ ચુનો કરવાનું, પ્લાસ્ટર મારવાનું કામ કરતો પણ એને લુંટફાટનું વ્યસન હતું. કોઈ વાર કોઈની કમર ખસી હોય તો બાજીયાની જરૂર પડતી, દાંત દુખે તો બાજીયો અને બાજીયો, જે ફાવે તે પડાવતો. તે નાનપણમાં પરણ્યો હતો પણ અત્યારે બૈરી છોકરાંનું શું થયું હશે તે જાણતોયે નહોતો

ને જાણવાની દરકારે નહોતો રાખતો. રસ્તામાં જતાં આપણા ગજવામાંથી રુમાલ ખોવાય, સાંભરે ને કયાં પડી ગયો હશે કરી ભૂલી જઇએ, એમ એ કુટુમ્બને ભૂલ્યો હતો. આમ છતાં એને વાંચવાનો બહુ શોખ હતો, ગાંધીના ઘરની કોથળીયો, રસ્તામાં પડેલાં હેંડબીલ–કોઇનાં જુનાં નવાં છાપાં રોજ વાંચતો અને આ શોખને લીધે દેશમાં શું શું બને છે તેથી જાણીતો રહેતો. એક દિવસ રાતના બેઠો હતો ને જુના છાપામાં વાંચ્યું, "એક ગામમાં એક સ્ત્રીએ છોકરાનો જન્મ આપ્યો, એનું શરીર માણસને મળતું છે પણ મોં અને બીજા બધા અવયવ વાછરડા જેવાં છે." આ વાંચી બાજીયાથી મોટેથી બોલાયા વિના ન રહેવાયું:–"અરે પ્રભુ! તને પણ અક્કલ નથી. મારી બાયડી વીઆઈ હત ને એને આવી વાછરડી આવી હત તો દૂધની મજાહ પડતને."

ખોડીયો તો ખરેખર ઘૂઅડજ હતો. દિવસના તો કોઈ દિવસ દેખાતોજ નહી. સંધ્યાકાળ પડતાંજ ઘૂઅડની પેઠે બખોલમાંથી બહાર નીકળતો અને આવી બખોલો ખોડીયો આખા ગુજરાત–કાઠિયાવાડ અને જે પ્રદેશમાં જવાનું થતું ત્યાં કરતો. આ બખોલ કયાં છે તે એના ગોઠીયામાંથી પણ ઘણા જાણતા નહી. એ જુદા જુદા વેશ રાખતો, બહુરૂપી થતો, કોઇવાર પઠાણ તો કોઇવાર કાબુલી, રજપૂત અગર કોળી, જુવાન કે વૃદ્ધનાં રૂપ લેવામાં તે હોશીયાર હતો અને ઘણીવાર એની પોતાની જ બાયડી છેતરાતી. આ ઉપરાંત એ જુદા જુદા અવાજ કાઠી શકતો. આંબાવાડીયામાં કોયલ, મોર કે શિયાળનો અવાજ કાઢે તો મગદુર નહી કોઈની કે એ માણસનો અવાજ છે, એમ સમજાય. ખોડીયો સ્વતંત્ર હતો, ગમે ત્યાં ફરે, ગમે તેમ કરે અને એનાથી બધા બ્હીતા પણ એટલાજ હતા. ખોડીયો એનું નામ છે એમ બધાની અટકળજ હતી, એને વિષે ખરી માહિતી કોઇકનેજ નહોતી. અવાજથી પારખી શકાતો નહી અને મોં ઉપરથી ઓળખાય એમજ નહોતું, કારણ ઘડી ઘડીએ રંગ બદલાતા, ભૂતની માફક કયારે લોપ થતો અને ભૂતની માફક જ જમીનમાંથી નિકળતો હોય એમ એકદમ અણધાર્યો આવીને ઉભો રહેતો.

મૂળુ સૌથી નાનો હતો અને જરા ગંભીર હતો. ચંચળ હતો. ખુબસુરત જુવાનીયો હતો અને આશા ભરેલો હતો. એને કેટલીક સ્ત્રીઓને જેમ પાકશાસ્ત્રની બધી વાનીયો વાંચી શિખવા ખાતર નમુના દાખલ કરી જોવાની હોંસ હોય છે તેમ હરેક જાતના દુર્ગુણમાં શું છે એ જાણવાની હોંશ હતી અને કોઈ પણ જાતનો ગુન્હો કરવો એ એને મન ઉત્સવ હતો. એક આવો ગુન્હો કર્યો કે એની ભૂખ ઉઘડતી અને બીજા ગુન્હાં કરવા તલપાપડ થતો. મૂળ ખીસાકાતરૂથી જીવન શરૂ કર્યું હતું. બોલવે તે એવો ચતુર અને હોંશીયાર હતો કે ભલભલાને ઘડી વાર ચબરાક ગૃહસ્થનો છોકરો લાગતો અને ભોળવાઈ એના પંજામાં સપડાતા. લુગડાં પણ તફડાવતો. સાધારણ રીતે સારાં કપડાં પહેરતો અને મીલ મજુરણો, ગામડાની હલેતી છોકરીઓ, ચબરાક સ્ત્રીઓ "અલ્યા મૂળુ! તું તો આંધળી બેડાં ફોડે એવો ખુબસુરત છે" કહી અંતઃકરણથી એની ખુબસુરતી વખાણતી. ખુબસુરત, નાજુક રહેવા માટે કામ ન કરવું, આળસુ થવું એજ ઉપાય છે પણ આળસ એ ગરીબોને માટે ગુન્હો છે. આટલી વયમાં એણે કેટલાંયે ખૂનમાં ભાગ લીધો હતો. કોઈ છોકરીઓની મશ્કેરી કરતો, કોઈ કોઈ નામચીન જગ્યાએ ફરતો અને નાની વયમાં દુનિયાની કાળી બાજુનો ઉંડો અનુભવ લીધો હતો.

આ ચારે લુંટારા જ્યારે જ્યારે ગુજરાત-કાઠિયાવાડમાં ન રહેતા ત્યારે મુંબઇ અને પરાંઓમાં એમને રહેવું ઠીક ફાવતું અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના શ્લોક

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी

એ પ્રમાણે આ ચારે મુંબઈ બહાર એકાદ પરામાં, ભેખડોમાં, ઝાડની ગુફામાં કે મેદાનમાં મળતા અને રાત્રિના બાર કલાકમાં બીજા દિવસનો કાર્યક્રમ ગોઠવતા. એમણે એમની રાત્રિએ મળવાની જગ્યાને 'હીડીંબાની ગુફા' એવું નામ આપ્યું હતું, આ ચારે ચંડાલ ચોકડીને ગુજરાતની એકે એક જેલનો અનુભવ હતો. તેઓ એકેએક પોલીસ અમલદાર, ન્યાયાધીશને ઓળખતા હતા. પણ કોઇનો જરાયે ડર ન હતો. આ મુખ્ય ચાર લુંટારા ઉપરાંત

ગુજરાત-કાઠિયાવાડમાં આમના સાગ્રીતો અને ગોઠીયાઓ ઓછા નહોતા. એમનાં નામઠામ અને પરાક્રમ આગળ ઉપર આવશે પણ નમુના તરીકે પાંચો અથવા બજરો, ભગુડો અને એવા એવા વીસપચીસ જુદે જુદે ફરતા રહેતા ને દરરોજના ખબર મોકલતા.

---

## પ્રકરણ ૭૩ મું
## સનમની શોધ

દિવસ ઉપર દિવસ, મહીના ઉપર મહીના પસાર થવા માંડ્યા, પણ માધવને પેલા વૃદ્ધ લશ્કરી પેન્શનરનો કે પેલી છોકરીનો ફરીને પત્તોજ ન મળ્યો. વૃદ્ધ પેન્શનરનું ગમે તે થયું હોય પણ માધવને તો માત્ર તે સુંદરીના આકર્ષક ચહેરાનીજ મોહિની હતી. પુરૂરવસ રાજાની પેઠે આકાશ પાતાળ, મુંબઇના ખૂણેખૂણા, જાહેર અને અજાણ્યા બાગો, સાંજ સવારની ફરવાની જગ્યા, નાટકનાં થીએટરો તે જોઇ વળ્યો પણ સનમ ન મળી. જે માધવ કોલેજ જીવનમાં, પોતાના મિત્રો સાથે વાત કરવામાં દઢતા, પ્રોત્સાહી, મક્કમ અને ભાગ્યને નિંદનાર હતો તેજ નબળો, નસીબ દેવીનો પુજારી અને નિરૂત્સાહી સાથે કલ્પનામય જીવન ગાળનાર થઈ ગયો. આનંદને બદલે ગ્લાનિ છવાઈ, ખંત, કાર્યશક્તિ નષ્ટ થયાં, ફરવાનો કંટાળો આવતો ગયો અને એકાંતવાસમાં આત્મઘાતના જ વિચાર થવા માંડ્યા. એના એકાદ મિત્રે મશ્કરીમાં એક દિવસ માધવને કહ્યું કે, એ છોકરી ગ્રાંટરોડ તરફના એક જુના થીએટરમાં વારંવાર નાટક જોવા જાય છે અને માધવની ધીરજ ન રહી. કયારે રાત્રિ પડે ને નાટકશાળામાં જાઉં, હૃદયની દેવીને જોઉં એમ થવા માંડ્યું. રાત્રિ પડતાંજ ત્યાં ગયો તો સનમને બદલે દુષ્ટ ચારિત્ર્યવાળી, નરકની સુંદરીઓ અને સેતાનોનીજ મોટી સંખ્યા જોઇ. માધવને આ જોઇ કંટાળો આવ્યો અને નાટક અડધુંજ મૂકી રાત્રે બાર વાગ્યે થાકેલો, એકલો તાવવાળો અને ઉધડ્રો અંધારામાં દારૂડીયાની પેઠ અથડાતો ઓરડીએ આવ્યો. અને આવ્યો એમજ લુગડાં ભરજ પથારીમાં પડ્યો એવો ઉંઘ્યો.

એક દિવસ અકસ્માત્ પરેલ તરફ ગયો, સાંજનો સમય હતો અને મીલો બંધ થતાં હજારો મજુરો ધસમસ્યાં, થાકેલાં, ભૂખ્યાં, અંદર અંદર મશ્કરી કરતાં, હાથમાં બપોરના નાસ્તા માટે રાખેલા જાળીવાળી દોરીમાં નાના ડાબલા લઇ જતાં હતાં. એટલાં સંખ્યાબંધ હતાં કે એકલ દુકલને તો રસ્તામાંથી પસાર થવું પણ ભારે પડે. તેમાં મરાઠા ને મીયાભાઈ તો ગાયનની ધૂનમાં રસ્તામાં એવા ચાલતા હતા કે નબળાપોચાને ધક્કા મારતા હતા. માધવ ચાલ્યો જતો હતો ત્યાં એકદમ ખંચકાયો. એણે એક વૃદ્ધ મજુરને જોયો. આ મજુર હૃષ્ટપુષ્ટ અને વૃદ્ધ હતો, એકલોજ ગંભીર પગલે ચાલ્યો જતો હતો. 'પેલો પેન્શનર તો નહી? એજ! મારી દેવીનો પિતા. પણ એ તો પેન્શનર હતો, એને કમાવાની જરૂર નહોતી. ત્યારે મીલમાં મજુરી કેમ કરતો હશે! ઘર બદલ્યું તેમ વેશ બદલવાની જરૂર જણાઇ હશે? હું એની પાછળ પાછળ જાઉં? એને ઉભો રાખું? પૂછું? આજની તક ગુમાવું તો પછી આવો લાગ નહી મળે, એની પાછળ પાછળ જઇ કયાં રહે છે તે તો જાણવુંજ જોઇએ.' આ વિચારે માધવ પેલા વૃદ્ધ મજુરની પાછળ ગયો પણ એના કમનસીબે મજુરોનાં ટોળાં એટલાં આવતાં હતાં કે એને રસ્તો કરવો ભારે પડ્યો, અને એ પીડામાં પેલો વૃદ્ધ મજુર એકાદ આડ ગલીમાં પેઠો ને કયાં ગુમ થયો તેનો પત્તો લાગ્યોજ નહી. માધવ રોવા જેવો થઇ ગયો અને અડધો કલાક દિગ્મૂઢ જેવો ઉભોજ રહ્યો. પેરા ઉપરના પોલીસે "રસ્તે કે બીચમાં મત ખડા રહો," કહ્યું ત્યારે ભાન આવ્યું, અને મન મનાવવા "ના, ના, એ અહીં આ વેશમાં કયાંથી હોય?" કરી નિરાશ થઇ ઘેર ગયો.

માધવ હજી ત્યાં ને ત્યાંજ રહેતો હતો. પેલા ગરીબ કુટુંબના ભાડાના પૈસા આપી ભૈયાને રાજી કર્યા પછી માધવે ત્યાં કોણ કોણ નવું રહેવા આવ્યું છે, કોણ આવે જાય છે, પેલા કુટુંબનો કેમ નિર્વાહ થાય છે એની જરાયે પૂછપાછ કે ચિન્તા કરી નહોતી. આવી ચાલીઓમાં મહીને મહીને ભાડુતો બદલાય છે. લફંગા, બદમાશ, અજાણ્યા, પરદેશી, ભોળા આવે છે, મોંમાગ્યા પૈસા આપે છે. શાંત ગૃહજીવન, અનીતિના અખાડા, કોઇને

છેતરવાનાં સ્થાન અને બેલીફ, પોલીસ, અને સદ્‌ગુણથી સંતાવાનાં સ્થાનકો તરીકે વપરાય છે; ચાલી સાચવનારા ભૈયાઓ સવારના પહોરમાં પાવડીઓ પહેરી, બોમ, બોમ, શંકર ભોળા કરી નળ તળે નાહી, ધૂપની શળી, ગંધાતા ઘીનો દીવો, રૂદ્રાક્ષની માળા રાખી, શિવકવચ કે તુલસીદાસનું રામાયણ વાંચી, કપાળ આખું ઢંકાય એવું શિવનું તિલક કરી, હાથમાં ડાંગ અને નાનો રૂમાલ રાખી ફરે છે; પણ એમનાં હૃદય એવાં તો કલુષિત થઇ જાય છે કે, મિજાજે તુંડ; પૈસો એ જ જીવનની ચાવી અને પાપ અને પુણ્ય એ માત્ર રાત્રિના બે ચાર ભૈયાઓ ભેગા થઇ ભજન કીર્તનની વાત કરે ત્યારે જ.

ભૈયાજી અંદર હશે, બાપી વાશીદું વાળતી વાળતી નળે પાણી ભરવા આવતાં જતાં બૈરાં અને પુરૂષો સાથે વાતો કરતી હતી. "શું સોંઘું છે? મારા જેવી નોકરડી સોંઘી છે, બેના અઢી રૂપીઆ આપતાં જીવ ઉપર આવે છે. કપડાં, લત્તા, દાણા સઘળું મોંઘું, અરે પૈસાની પચીસ સોપો મળતી હતી તે પાઇની એક."

આ વખતે માધવ ઓરડી બંધ કરી બહાર નીકળ્યો અને આગળ ચાલ્યો. સંધ્યાકાળ પડવા આવી હતી. મ્યુનિસિપાલીટીના દિવા કરનાર બબ્બે લાંબી લાકડી લઈ, વાઘ આવ્યો હોય એમ આગળ પાછળ જોયા વિના જ દોડતાં દિવા કરતા હતા. એટલામાં માધવને બે છોકરીઓ અથડાઇ; આ બન્ને છોકરીઓ છેક નાની નહોતી, ગભરાયેલી લાગતી હતી છતાં સ્વતંત્ર વાતાવરણમાં ઉછરી દીસતી હતી. પહેરવેશ ઉપરથી ગરીબ જણાતી હતી અને આ વખતે આવા લત્તામાં રખડતી હતી એ જ એમના કુટુમ્બના રીતરીવાજ અને તાલીમની પુરવાર કરવા બસ હતું. માથાના વાળનું ઠેકાણું નહોતું, પહેરેલા ફાટેલા કબજાને કાંતો બટન જ નહોતાં અને હતાં તે આડાં અવળાં ભેરવ્યાં હતાં. ચણીયાને તેલના ડાઘા તો ઓરણીને જુદા જ રંગનું થીગડું હતું. બંને છોકરીઓ દોડતી દોડતી વાત કરતી હતી.

'જમદૂત આવ્યા અને જરાક વાર થઈ હોત તો પકડાઇ જ જાત.'
"મેં પણ જોયા હતા અને મૂઠી વાળી નાઠી."

એમની વાતો ઉપરથી માધવને લાગ્યું કે, એ પોલીસની વાત કરે છે અને પોલીસના ફાંદામાંથી નાસી છુટી છે. રસ્તામાં એક વડનું ઝાડ હતું, ત્યાં બંને થોડી વાર અંધારામાં સંતાઈ ઉભી રહી. એ બે છોકરીઓ શું કરે છે, તે જોવા માધવ જરા ઉભો રહ્યો, ત્યાં અંધારામાં એને એક જાડું કવર પડેલું લાગ્યું, કવર બીડેલું હતું; કોઇનો ટપાલમાં નાંખવાનો કાગળ હશે, લાવ થાંભલામાં નાંખીશ કરી ઉપાડ્યો તો અંદર ભાર લાગ્યો. બે ચાર કાગળ હોય એમ તેને જણાયું અને ઉપર ટીકીટ ચોડી નહોતી. 'રખેને પેલી છોકરીઓને કોઇને આપવા કોઈએ આપ્યો હોય ને દોડતાં પડી ગયો હોય! લાવ એમને પૂછું' કરી માધવ વડ પાસે ગયો તો ત્યાં કોઇ નહોતું, છોકરીઓ દોડી ગઇ હતી અને પાકીટને નાંખી દેવા કરતાં ઉઘાડી જેના કાગળો હોય તેને પહોંચાડવા સારા, એમ કરી ગજવામાં નાંખ્યું. વિચારમાં ને વિચારમાં જતો હતો. ત્યાં એક નાની ઓરડીમાં એક ગુજરાતી દરજણ એકના એક દોઢ વરસના છોકરાનો અંતઃકાળ આવવાથી રોતી, કાંઇ કરતાં જીવે છેની આશા રાખતી, ઘડી ઘડી બાલકની આંખો જોતી, શબવત્ પુત્રના કોમળ લાગતા ગાલને ચૂમતી, છાતીએ હાથ ફેરવતી અને બને તો જીવ આપી જીવાડવા ચહાતી બેઠી હતી. સંધ્યાકાળ, મૃત્યુ, માતા, ગરીબાઇ વગેરેનો ખ્યાલ આવતાં માધવને વિચાર આવ્યોઃ "અરે રામ! બિચારીને કેટલું દુઃખ થતું હશે? પણ–બાલકને, પોતાના એકના એક બાલકને મૃત્યુ પામતાં જોવાં તે કરતાં વધારે દુઃખદ સ્થિતિ એમને આડે રસ્તે જોવાં એ નથી?" વળી એના વિચાર બદલાયા. દરિયા ઉપરનો બાગ, બાંકડો, સનમ, વૃદ્ધ પેન્શનર, સ્નેહનાં બાણ અને ભૂતકાળ સાંભર્યાં. આખરે ઘેર પહોંચ્યો. કપડાં કાઢ્યાં, ગજવામાં હાથ નાંખ્યો ત્યાં પેલું કવર હાથમાં આવ્યું. કવર પથારીમાં નાંખ્યું; દિવો સળગાવ્યો, બારણાં વાસ્યાં, પથારી પાથરેલી જ રહેતી તેને નહી જેવી ખંખેરી, દીવો પાસે લઇ કવર ઉઘાડ્યું. કવર જુનું હતું, અંદરથી તમાકુની ગંધ આવતી હતી, કાગળ પસ્તીના વાપર્યા હોય એમ લાગતું હતું, અંદરથી ચાર પત્રો નીકળ્યા. ચારે ઉપર જુદાં જુદાં શરનામાં હતાં અને પત્ર વાંચી કોના

પત્ર છે, જાણી સવારે પહોંચાડવા નિશ્ચય કર્યો. પહેલો પત્ર માણેકબાઇ નામની પ્રતિષ્ઠિત લાગતી સ્ત્રી ઉપર હતો.

**સૌભાગ્યવંતા બહેન માણેકબાઇ!**

હડહડતો કળજુગ આવ્યો છે. પૃથ્વી ઉપર પાપનો ભાર ઓછો નથી. બિચારો શેષનાગ પણ ભારથી દબાતો હશે, પણ પુણ્ય પાપને ઠેલે છે. દયા અને ધરમ ન હોત તો દુનિયા નભત નહી. માજી! દેવી! આ ગરીબ ઉપર દયા કરો. મારી પરમેશ્વરે સારી સ્થિતિ રાખી હતી ત્યારે મેં પાછી પાની કરી નથી. ધરમનું, આપણા ગામની પાંજરાપોળનું, વાવ, કુવા ચણાવવાનું, તમારે માટે, ગામને માટે કોઇની સાથે લડવાનુ કરવામાં હું જ હતો. મને પગી તરીકે બે રૂપીઆ ને ખળામાંથી દાણો મળતો ને હું જીવન નભાવતો. દિવસ ફર્યા, અત્યારે મોં ને અન્નને વેર છે. રામકથા, ઓખાહરણની ચોપડીઓ ઉંધાઈ ખાઇ ગઇ છે. આપણા ગામના દુકાળના ફંડ માટે, ગૌચારા માટે, મંદિર બંધાવવા માટે કોઇ આવે છે તો પહેલાં બધા તમારી પાસે આવે છે તે સૌ સૌ પોતાના ભાગ્યમાં હોય તે લઈ જાય છે તો પછી આ દુઃખી કુટુમ્બની સામું જુવો. કોઇ દિવસ કોઈની પાસે હાથ લાંબો કર્યો નથી, પણ એ પણ કરવાનો વારો આવ્યો. આપનું નામ હમેશાં સંભારીશ અને મારી ચામડીના જોડા કરાવી આપને આપું તો એ બદલો નહી વળે એ જ.

આપનો સદાનો સેવક,
**અમરજી.**

લખનારનું નામ ચોખ્ખું હતું પણ શરનામું નહોતું. માધવને એમ થયું કે કદાચ બીજા કાગળ ઉપર શરનામું હશે, અને બીજો કાગળ ઉઘાડ્યો, એ કાગળ એક પારસી બાનુ ઉપર હતો.

**માનવંતા મીનોચહેર પારડીવાળા!**

જીનાબમાં લખનાર એક દુઃખી કુટુમ્બની બાનુ. જરથોસ્તી ધર્મ અને તેમાં પારસી બાનુઓની દયાને કોણ પહોંચ્યું છે? હિન્દુ, મુસલમાન,

પારસી, યાહુદી ગમે તે ભીખારી, ભૂખ્યા તરસ્યાને દરરોજ સવારે પાઇ નાંખનાર પારસી બાનુઓ ને ગૃહસ્થોજ છે. બાયજી! મારે ૭ ૭ છોકરાં છે, છોકરાંને પાવા દુધ તો શું પણ થુલું નથી. નાનું છોકરું માંડ આઠ મહીનાનું થયું, મારો ધણી મને મુકી નાસી ગયો છે અને હવે મારું ભરણપોષણ કરનાર કોઇ નથી. આ કાગળ પણ રસ્તામાં કોઇને ભાઈ-બાપા કરી લખાવ્યો છે. સાંજના શું ખાઈશ ને છોકરાંને શું ખવડાવીશ એમ થયાં કરે છે. આ દુઃખી સુવાવડીને મદદ કરશો તો ખુદા તમારું ભલું કરશે.

**તમારી દુવા ચાહનાર, ઉજમ.**

માધવે ત્રીજો પત્ર ઉઘાડ્યો.

**ઓ. પરભુદાસભાઈ, મની એન્ડ ફેમ કંપનીના મેનેજીંગ ડાયરેક્ટર–મુંબઈ.**

**મહેરબાન શેઠજી સાહેબ!**

આપ સાહેબ જેવા ધંધાદારી અને કામગરાને મારા જેવાનો કાગળ વાંચવો, એ પણ વખત બગડવા જેવું લાગશે, પણ આશા છે કે, મુજ ગરીબ ઉપર રહેમ નજર રાખી કાગળ વાંચવા તસ્દી લેશો. હું કાંઇ સાદો ભીખારી કે પોલા ચોપડા, ખોટાં ટાઇપવાળાં સર્ટીફીકેટ લઇ ભોળવનાર ઠગારો નથી. હું કાંઈ ભણેલો છું. જુવાનીમાં સારી સ્થિતિ જોઈ છે અને આપ સાહેબ મીલોમાં, ધીકતા વ્યાપારમાં અને મોટ મોટી મીટીંગોમાં રાતદિવસ રોકાયેલા રહો છો, છતાં હજી આપ સાહિત્ય ભૂલ્યા નથી. ઘણા ઘણાને પુસ્તકો છપાવવા, છપાવેલાંને ઉત્તેજન આપવા પૈસા આપ્યા છે ને આપતા હતા. વળી મેં સાંભળ્યું છે કે, અને મને સાચી વાત લાગે છે કે આપ નાટકના બહુ શોખીન છો, તે એટલે સુધી કે હાલનાં નાટકો, એક્ટરો, સીનસીનરીઓ ગમતી ન હોવાથી કોઈ વિદ્વાન્ ખરી દાઝ જાણનાર નાટક લખી લાવે તો એને સારી મદદ કરવા ઇંતેજાર છો, એટલું જ નહી પણ કંપની કરવા પચીસ ત્રીસ હજાર કે અડધો લાખ ખરચી નાંખવા તૈયાર છો. મેં હમણાં જ એક ઐતિહાસિક નાટક લખી અહીંની પ્રખ્યાત કંપ-

નીને મોકલ્યું છે. અકબરના સમયનો બનાવ છે અને રાજા પ્રજાનો સંબંધ, તે વખતની દેશની સમૃદ્ધિ, હિન્દુ મુસલમાનની એકતા, સુધારા અને સ્ત્રીઓ, ધર્મના વિચારો એવી તો બાનીમાં, જોરદાર ભાષણમાં–ઉસ્તાદી ગાયનોમાં વર્ણવ્યા છે કે, મને ખાત્રી છે કે, એ નાટક બહાર પડ્યા પછી મગદુર નથી કે કોઈ સાક્ષર મારી સામો ઉભો રહે. લોકમાં નવું જ જોમ આવશે. બીભત્સ શૃંગાર–વ્હાલા વ્હાલી અને સ્ત્રીબાળકો ન જોઈ શકે એવું કાંઇ જ નથી. અકબરના સમયમાં જ તાનસેન, ગંગ અને બીરબલનાં કેટલાંક ગીતો મળી આવ્યાં છે ને તે અંદર નાંખ્યાં છે. ષડ્રસ એવી ખૂબીથી જમાવ્યો છે કે; હાસ્યરસવાળાને હાસ્યરસ, વીરરસવાળાને વીરરસ, શૃંગાર, વૈરાગ, શાન્ત, સર્વને જોઇતું મળે ને કોઇને કંટાળો ન આવે. નાટકના સીન એવા ગોઠવ્યા છે કે જોનારને હવે શું આવશે એવી ઉત્સુકતા રહ્યાં જ કરે. આ સાથે લોકની અભિરુચિ સંતોષી એમના આચારવિચાર નીતિ ઉંચાં કરવાં અને બીજા લેખકો, નાટકવાળા જેમ માત્ર પૈસા જ છીનવી લેવાના ઉદ્દેશથી લખે છે તેમ થયું નથી.

આમ છતાં આપ સાહેબને અનુભવ છે કે જેટલી લેખકોનાં હૃદયમાં ઝેર અને અદેખાઈ છે તેટલાં ઝેરવેર વેપારીમાં નથી. સાક્ષર–વિદ્વાન્ તો એકબીજાને દેખે કે કુતરાની પેઠે કરડવા દોડે છે. એક લેખકની આગળ બીજા લેખકનાં વખાણ કર્યાં કે પેલાને ગુસ્સો ચડવાનો ને મોંયે બોલાય તો ત્યાં જ ટીકા; નહી તો આજકાલ હજારો બહાર પડતાં પેપરોમાં સાક્ષર થઈ અવલોકનને બાહાને પેલા લેખકનો જીવ લેવો જ બાકી રાખે છે. એમને તો એમજ છે કે ગણ્યાગાંઠ્યા જાણીતા લેખક સિવાય નવા લેખકને અંદર આવવા હક્ક જ નથી. અને આમ ને આમ નવા પણ બુદ્ધિશાળી જુવાન લેખકો બીચારા અરણ્યના સુગંધિત પુષ્પોની માફક એમ ને એમ ખીલે છે ને કરમાય છે.

શેઠજી! મેં ઘણા શેઠીયા જોયા પણ આપની સરખામણીમાં બધા વીસાતમાં નથી, અને તેને લીધેજ આપની પાસે આ મારી ઉમ્મર લાયક થવા આવેલી છોકરી મોકલી છે. એની સાથે વાત કરતાંજ જણાશે કે અમે

અત્યારે કેવી કાકલુદીભરી હાલતમાં છીએ. કોઠીમાં જાર નથી. આપને એટલીજ અરજ કરવાની કે આ નાટક આપને અર્પણ કરવાની રજા આપો, આપના નામે મને બે પૈસાનો લાભ થશે અને દેશમાં આપની કીર્તિ ફેલાશે. આપ હા પાડશો કે તરતજ એક સુંદર કાવ્ય અને આપનું ટુંકું જીવન ચરિત્ર લખીશ; ફોટો પણ અંદર આવશે; નાટકની શરૂઆતમાંજ ચાર છોકરીઓ આવી એ ગાયન ગાશે અને હર વખત આપનું નામ જાહેરમાં આવશે. આ ગાયન, અર્પણપત્રિકા આપ સાહેબને હું જાતે બતાવી જઈશ, ગાઈ જઈશ અને એમાં ફેરફાર કરવા જેવો હશે તો કરીશ. આશા છે કે આપ નામદાર નિરાશ નહી કરો.

આપનો તાબેદાર આશાતંતુથી બંધાયેલો
**ગવરીશંકર.**

તા૦ ક૦ મારી પાસે આપ જેવાની પાસે આવવાને પગમાં નથી જોડા, નથી એક સારો કોટ કે નથી બદન એટલે જ ન છૂટકે અવિવેકી ગણાઈશ છતાં મારી છોકરીને મોકલી છે.

માધવે છેલ્લો કાગળ ઉઘાડ્યો, એના ઉપર નીચે પ્રમાણે શરનામું હતું.

**પરોપકારી મહાત્મા !**

જો આપ કૃપા કરી મારી છોકરીની સાથે આવી મારી સ્થિતિ જોઈ જવા તસ્દી લેશો તો જણાશે કે, હું અને મારું કુટુમ્બ રૌરવ નરક કરતાં પણ ભૂંડા નરકમાં ખદબદીએ છીએ. આપને મારાં પહેલાંનાં પ્રમાણપત્રો જોવાં હશે તો બતાવીશ. મારો ઇતિહાસ, મારાં પ્રમાણપત્રો અને મારી હાલની કુટુંબકથા આપ સાંભળશો અને નજરે જોશો કે આપના હૃદયમાં દયાનો ફુવારો ઉડશે; કારણ ખરેખરા પ્રભુના ભકતો ને તત્ત્વજ્ઞાનીઓને બીજાનાં દુઃખોનું ભાન થતાં ઉંડી અસર થાય છે. દુનિયામાં સુખદુઃખ સાથેજ સરજ્યાં છે અને માણસે ચાર દહાડા તડકોછાંયડો, લીલીસુકી વેઠવી પણ જોઇએ; અને જેને તેને મોંયે પોતાનાં દુઃખો રડી વારંવાર એમની દયા ભલમનસાઇનો લાભ લેવો, એ ઠીક પણ નહી. કારણ એનો અર્થ એટલો જ કે માણસને થોડું સહન કરવું પડે તે પણ ગમતું નથી અને કોઈ

દિવસ રાત જ ન પડે ને આખો વખત દિવસ જ રહે એમ ઇચ્છે છે, પણ હે સાધુ પુરુષ ! નસીબ દેવી કેટલાક ઉપર નિરંતર ક્રોધિત જ રહે છે તો કેટલાક ઉપર કૃપાનો વરસાદ વરસાવ્યા જાય છે. આપની તરફથી પવિત્ર પગલાંની અગર જે મારા નસીબમાં હોય તે રકમની આશા રાખી બેઠો છું. આપના જેવા પવિત્ર પુણ્યશાળી, કરુણાળુ બીજા જોયા નથી અને મને ખાત્રી છે કે આ બળતા હૃદયની જ્વાળા શાંત થયા વિના રહેશે જ નહી.

આપનો સદાનો તાબેદાર ગુલામ,

ફકીરચંદ

માધવે આ ચારે પત્ર વાંચ્યા પણ એમાંથી એને મુદ્દાની વાત ન મળી. એકે લખનારે પોતાનું શરનામું આપ્યું નહોતું, અને ચારે પત્રો ચાર જુદા જુદા માણુસો તરફથી હતા. પરંતુ માધવને ધ્યાનથી ફરીને વાંચતાં એક નવાઈ લાગી. આ ચારે કાગળોના લખનારનાં નામ જુદાં હતાં પણ અક્ષર એક જ હતા. ચારે કાગળ એક જ શાહીથી, એક જ જાતના કાગળ ઉપર અને એક જ માણુસથી લખાયા હતા. એ ઉપરથી શું સમજવું ? આ પત્રો સાચા કે છેતરવાનો ધંધો ? માધવે ચારે કાગળો પાછા કવરમાં નાંખી મોટા કવરમાં મૂક્યા, ઓશીકા નીચે મૂકી સૂતો.

થાકયો પાકયો, નિરાશ થયેલો સવારે સાત વાગ્યે માધવ ઉઠ્યો, ચાહ નાસ્તો લીધો અને કાંઇક પોતાનું કામ કરવા તૈયારી કરતો હતો ત્યાં કોઇએ બારણું ઠોકયું. માધવની ઓરડીમાં એવો કિમતી માલ નહોતો કે ચોરાવાનો ભય રહે; ઘણી વાર જરૂરના કામસર નીચે કે પાસે બજારમાં જવું પડે તો બારણાં ખુલ્લાં જ રાખતો અને રાતના ઘણી વાર સાંકળ વાસવી પણ વિસરી જતો. બિચારી બાપી બહુ વાર આ ટેવને માટે બુમ પાડતી પણ માધવ એટલું જ કહેતો કે ‘તારે એટલો કચરો સંભાળવો ઓછો.’ બારણું બીજી વાર ઠોકાયું અને માધવે ઉભા થઈ બારણું ઉઘાડયું. માધવે ‘બાપી ચાહનાં વાસણ લેવા આવી હશે’ એમ ધાર્યું હતું, પણ જુવે છે તો એક “છોકરી.”

---

## પ્રકરણ ૭૪ મું

### કોયડો છૂટ્યો

અડધાં ઉઘાડાં બારણાં વચ્ચે યુવાનીના પગથીયા ઉપર ચડતી એક છોકરી ઉભી હતી. સામું સૂર્યનું અજવાળું આ કન્યાના મુખ ઉપર પડતું હતું, આ કન્યા અશક્ત, ફીકી હતી અને શરીર ઉપરજ જર્જરિત કપડાં હતાં. ખરૂં પૂછાવો તો મર્યાદા સચવાય એવાં લુગડાંજ નહોતાં, કામ કરવાની ટેવથી હાથ ખડબચડા અને લાલ હતા, પણ દુઃખ, ભૂખ અને હલકા જીવનને લીધે મોં ઉપર ફીકાશ હતી; આંખોમાં ખાડા પડ્યા હતા, અને યુવાન છતાં ગાલ માંસલ નહોતા; યુવાન છતાં યુવાની ઉપર કુદકો મારી વૃદ્ધાવસ્થામાં પડતી હોય એવું તીક્ષ્ણ નજરે જોનારને લાગ્યા વિના રહે એમ નહોતું. કેટલીક સ્ત્રીઓ યુવાન હોય છતાં ખુદાએ સીકલજ એવી બનાવેલી હોય છે કે, જાતે નબળી અને ભયાનક રહે અને જોનારને રોવડાવે તો નહી પણ બીવડાવે તો ખરીજ.

માધવ તો સવારના પહોરમાં, બારણું ઉઘાડતાંજ આ છોકરીને જોઈ આભોજ બન્યો અને કોણ જાણે આજનો આખો દિવસ કેમ જશે એનો વિચારજ કરતો રહ્યો.

"કોણ ?"

"જી આપનો કાગળ છે, આપનું નામજ માધવભાઇને !"

પોતાનું નામ દઇ બોલાવનાર આ કન્યાને માધવ ઓળખતો નહોતો, પણ જ્યારે નામ દીધું ત્યારે એનું જ કામ હશે ને ચીઠ્ઠી પણ એનીજ હશે કરી છોકરીને અંદર બોલાવી અને ચીઠ્ઠી લઈ વાંચવા માંડી.

મારા ભલા અને યુવાન દાકતર સાહેબ !

આપને માટે બહુ સાંભળ્યું છે. આપે તે દિવસે અમારૂં ભાડું આપી રખડતા થતાં બચાવ્યાં છે તે કદી ભુલવાનો નથી. પરમેશ્વર તમારૂં ભલું કરશે. મારી મોટી છોકરી તમારી પાસે આવી છે તેની સાથે વાત કરતાં જણાશે કે અત્યારે અમારે ખાવા ઘરમાં કોળીયો ધાન નથી. અમે ચાર

માણસો છીએ અને મારી સ્ત્રી માંદી છે. હું ખોટો ન હોઉં તો મને ખાત્રી છે કે, તમે જરૂર અમારી અત્યારની ભૂખમરાની સ્થિતિ ધ્યાનમાં લઈ થોડીઘણી મદદ કરશોજ. આપને બીજું શું લખું?

સેવક, જંકુડો.

માધવ ઉંઘ્યો હતો છતાં ગઇ રાતના કાગળો વિસર્યો નહોતો, કોણ લખનાર હશે અને શા માટે લખ્યા હશે એની તપાસ આજ ઉપર મુલતવી હતી ત્યાં આ ચીઠ્ઠી મળી. કોયડો છૂટયો. અંધકારમાં દીવો પ્રકટતાં પ્રકાશ થાય તેમ સર્વ સ્પષ્ટ થયું. જ્યાંથી પેલા કાગળો આવ્યા ત્યાંથીજ આ ચીઠ્ઠી આવી છે. એજ અક્ષર, એજ ઝાંખી શાહી, એજ તંબાકુની ગંધ, એજ જાતનો કાગળ, એજ લખાણ, એજ ભૂલો, પાંચ કાગળ, પાંચ શરનામાં, પાંચ જુદી જુદી સહીઓ, પાંચ હકીકત, છતાં લખનાર એકજ. માધવ ઘણા સમયથી અહીં રહેતો હતો, પણ ભાડા માટે ભૈયા સાથે લડાઇ થઇ અને એણે પૈસા આપ્યા તે સિવાય એણે આ ચાલીમાં કેટલી ઓરડી નીચે છે, કેટલી ઉપર છે, કોણ રહે છે, કોણ આવે છે જાય છે એની જરાયે દરકાર કરી ન હોતી. આ પાંચમાં ખરો, મૂળ લખનાર કોણ? જંકુડો! જંકુડો, જેને ભાડું આપી છોડવ્યો એ હોય તો એ, એને હવે સાંભરતોયે નહી. દિવસમાં હજાર વાર દાદર ઉપર, નળ ઉપર, આવતાં જતાં ડેલીનાં બારણાં પાસે, સામસામા મળ્યા હશે, પણ આજ જંકુડો એમ માધવ ઓળખતો નહી. પણ હવે તાળો મળ્યો. હીસાબની ગુંચ ઉકેલાઇ, જંકુડાનાંજ આ બધાં કારસ્તાન. પૈસા પડાવવાના આ રસ્તા. જુદા જુદા માણસોની જુદી જુદી લાગણી ઉશ્કેરી ખીસા ખાલી કરાવવાની યુક્તિ. એ ગમે ત્યાંથી શરનામાં નામઠામ લઇ જુદી જુદી જગ્યાએ દર વખત પૈસા પડાવતો હોવો જોઇએ, અને એ પૈસા લઇ આવવામાં બિચારી આ છોકરી અને એના ભાડુતોનો ઉપયોગ કરતો હશે. આ છોકરી પેલી બે છોકરીઓ પોલીસના ડરથી વડ પાછળ ભરાઇ ગઇ તેમાંની એક તો નહી? એજ. એની પાસેથીજ પેલો કાગળ પડી ગયેલો. આ છોકરી હજી યુવાનીમાં આવતી જાય છે ત્યાં આ

ધંધા ! એમને નીતિ, સદ્‌ગુણનું ક્યાંથી ભાન હોય? જે આત્મા ગઈ કાલે ખીલતો હતો તે જ આત્મા આજ કરમાય છે. માધવ ચીટ્ટી વાંચી રહ્યો, છોકરીના વિચાર કરી રહ્યો અને છોકરી આખી ઓરડીમાં સ્વચ્છંદ ફરતી હતી. ઘડીમાં મેજ ઉપરનું ઘડીયાળ હાથમાં લેતી, તો ઘડીમાં ચોપડીની અંદરની છબીઓ જોતી, ખૂણામાંથી લાકડી લીધી, અને ભીંતે લટકાવેલા નાના દર્પણમાં પોતાની સીકલ જોઇ; જોતાં જોતાં કાંઇ કાંઇ બોલતી હતી, આશ્ચર્યના ઉદ્‌ગાર કાઢતી હતી, હસતી હતી પણ માધવે તે ઉપર જરાયે ધ્યાન ન આપ્યું. છોકરી માધવની નજદીક આવીને ઉભી અને બોલી:–"માધવભાઇ! મેં તમને કેટલા સવાલો પૂછ્યા પણ જવાબ જ ન આપ્યા. હું તમને આજની ઓળખતી નથી. હું આખા મુંબઇમાં તો શું પણ હિન્દુસ્તાનની ભોમીયણ છું. તમે માહીમના મહંતના દોસ્ત છો એ હું જાણું છું, તમે દેખાવડા છો એ અમારી છોકરીઓમાં ઘણી વાર વાત થાય છે." માધવને ત્રાસ છૂટચો, આઘો ખસ્યો; પથારી નીચેથી કાગળોનું કવર કાઢ્યું ને આપતાં આપતાં બોલ્યો:–"આ કવર તમારૂં હોય એમ મને લાગે છે."

છોકરી ગભરાઇજ ગઈ અને બોલી ઉઠી:–"હાય! હાય! તમારી પાસે ક્યાંથી, અમે શોધી શોધી મરી ગયાં. ગઇ રાતે દોડતાં દોડતાં અમારાં ગજવામાંથી પડી ગયેલું, મારી બહેન રાંડ એવી બેભાન છે! ઘેર આવી ખૂણા ખોચરા ખોળ્યા પણ પત્તોજ ન વાગ્યો. જો અમે અમારા બાપને કહ્યું હત કે કાગળ પડી ગયો તો અમારો માર ખાઇ ખાઇને અડદાળોજ નીકળી જાત; એટલે અમે તો એમજ કહ્યું કે અમે કાગળો પહોંચાડી આવ્યાં પણ કોઇએ કાંઇ જવાબ ન આપ્યો. કાગળ તો આ રહ્યો," કરી છોકરી ખૂબ હસી. "પણ માધવભાઇ! કાગળ મારો છે એમ તમે ક્યાંથી જાણ્યું? હં! ત્યારે ગઇ રાતે રસ્તામાં અથડાયા તે તમેજ હતા કે?" એમ કરી ખાતરી કરવા એક પછી એક ચારે કાગળ કાઢ્યા ને ઉપરજ પરોપકારી મહાત્માનો હતો. "માધવભાઇ! આ પરોપકારી મહાત્માને રામજી મંદિર આવવાનો વખત થયો છે ને કાગળ ત્યાં પહોંચાડવાનો

વખત છે. જરૂર સવારમાં બે પૈસા મળશે. હું જાઉં છું. એ આપશે તો, તો આજ અમને ખાવાનું મળશે નહી તો ભૂખે સુવાનું. બે દિવસથી રાબડી પી રહીએ છીએ."

માધવ ઉઠ્યો, કોટ, જેકેટનાં ગજવાં તપાસ્યાં પણ સારી રકમ ન નીકળી. છોકરીનો લવલવારો ચાલ્યાં કરતો હતો. "માધવભાઇ! કોઇ વાર રાતે ઘર બહાર જાઉં તે સવાર સુધી ઘરનું મોં જોતી નથી. અમે આ ઘરમાં રહેવા આવ્યાં તે પહેલાં રેલ્વેના પુલ નીચે, વડના ઝાડ નીચે, ગુજરાત કાઠિયાવાડના ગામડામાં એમ રખડતાં રહેતાં હતાં. પહેલાં નાનપણમાં અમે સુખી હતાં એમ મને સાંભરે છે. મારા બાપ ધંધો કરતા હતા, અમારૂં ઘર કોઇ ગામડામાં હતું. બે પૈસા મળતા, કમાતા, અમને સારૂં સારૂં ખાવાનું મળતું, લુગડાં વેચાતાં લાવતા. મને રાતના બહાર જતાં બીક નથી લાગતી. હું ભણી હતી, મને વાંચતાં લખતાં થોડું ઘણું આવડે છે પણ બધું ખાંચરે પડ્યું છે. લોકો, મીલ મજુરો, પઠાણો ને હલકા લોકો ઘણી વાર જતાં આવતાં મશ્કરી કરે છે, કાંકરા મારે છે, ન બોલવાનું બોલે છે પણ હું નાસી જાઉં છું."

આ બધી વાર માધવે દસ વાર ખીસાં તપાસ્યાં, ભીંતના ગોખલા જોયા, મેજનાં ખાનાં ઉઘાડ્યાં અને આસરે પાંચ રૂપીઆ નીકળ્યા. પાંચ રૂપીઆ આ આપણા દેશના દાકતરની મુડી, ભવિષ્ય હતી, પાંચ રૂપીઆ આને આપું, પછી વીશીવાળાની જમીજસ્તો! માધવે બે રૂપીઆ છોકરીના હાથમાં મૂકયા.

ચળકતા બે રૂપીઆ હાથમાં જોઇ છોકરીની છાતી ઉછળી અને બોલીઃ "ભલું થજો તમારૂં. અમારા ઘરમાં દીવો થયો" આટલું બોલતાંજ ચળકતા રૂપીઆ હાથમાં જોતી નાઠી.



# પ્રકરણ ૭૫ મું
## તડમાંથી

છેલ્લાં કેટલાંક વર્ષથી માધવ બહુજ કફોડી અને દુઃખદ સ્થિતિમાં જીવન ગાળતો હતો. પરંતુ જ્યારે એણે બહારનું જીવન જોયું, બીજા ગરીબોના આવાસ અને જીવન વૃત્તિ જોયાં ત્યારેજ એને એમ લાગ્યું કે, "મારૂં દુઃખ દુઃખમાં નથી, મારી ગરીબાઈ ગરીબાઇમાં નથી." માણસે જ્યાં સુધી એક પુરૂષને દુઃખી થતો જોયો છે ત્યાંસુધી કાંઇજ જોયું નથી, પણ સ્ત્રીને દુઃખી જોવી એજ ત્રાસદાયક છે, આથી બાલકને દુઃખમાં સડતાં આળોટતાં જોવાં એના કરતાં બીજું કાંઇ વિશેષ કમકમાટી ઉપજાવે એમ નથી, આટલું થયા પછી બીજાની જરૂર નથી અને આપણી પાસે સાધન નહી અને આવા દુઃખી આત્માને જોવાં એ કેટલું લાગે? ખોરાક, પાણી, હિમ્મત, સર્વ નષ્ટ થાય છે. દિવસ છતાં અંધકાર લાગે છે અને અંતર આત્મા પણ કલુષિત થાય છે. પોતાની સ્ત્રી બાલકની નબળાઈ નજરે પડે છે અને એ પણ ધીરે ધીરે નીચે ગબડે છે. પેલી છોકરી જાણે નરકની દૂતી હોય અને અંધકારમાંથી નીકળી આવી હોય એમ માધવને લાગ્યું. અત્યાર સુધી પોતાના પાડોશમાં જ આવી સ્થિતિનાં મનુષ્યો રહે છે છતાં બેદરકાર રહ્યો તે માટે પસ્તાયો. બુમો પાડે, ઘોંઘાટ થાય ને ભાડું આપવા જાય એમાં કાંઈ વિશેષ નથી પણ કાંઈ વિશેષ કરવું હતું. આ કુટુમ્બ અને પોતાની વચ્ચે માત્ર થોડીક જગ્યા, ભીંતજ હતી, છતાં એ જીવે છે કે મરે છે એ વિષે ધ્યાન જ આપ્યું નહોતું—મનુષ્યના અવાજ આવતા હતા પણ જાણે કોઈ બોલતું જ નથી એમ બહેરો હતો. એમના બોલવામાં દુઃખના નિશ્વાસ હતા, પણ માધવે ધ્યાનમાં લીધા ન હોય. પોતપોતાના સ્વપ્નામાં—સ્નેહ સૃષ્ટિમાં—કલ્પ સૃષ્ટિમાં—મૂર્ખાઇમાં ઉડતો હતો અને એજ પળે પરમાત્માની નજરમાં એકજ મનાતા એમના ભાઈઓ અને બહેનો માત્ર બીજાની બેદરકારી—તિરસ્કાર—પ્રેમના અભાવે તડફડી મરી જતાં હતાં, એમનાં દુઃખમાં એ વધારો એટલા માટે કરતો હતો કે કદાચ એને બદલે કોઈ બીજો પાડોશી હત તો—પ્રભુપરાયણ પાડોશી હત તો આ કુટુ-

એમાં આનંદ અને સુખનાં કીરણ નાંખત. આ કુટુમ્બનું જીવન બહુ હલકું હતું, એમનામાં નીતિના–પવિત્રતાનાં બિન્દુ નહોતાં અને જેમનો સહવાસ માત્ર આપણને નરકમાં ઘસડી જાય એમ હતો. વળી જગત પણ એવું છે. જગતનો વાંક નથી કારણ જગતને પતિત અને દુઃખી વચ્ચેનાં–એમના જીવન વચ્ચેના સૂક્ષ્મ અંતરનો ભેદ ખોળવા પ્રબળ ઇચ્છા નથી. શક્તિ નથી અને અવકાશ નથી એટલે નીતિભ્રષ્ટ દુઃખી અને દારિદ્ર્યવશ દુઃખી બધાને સરખા જ માને છે. આમાં દોષ કોનો વધારે? કોણ સવિશેષ સહાયને લાયક? જેમ પતન વધારે ગંભીર અને મોટું તેમ સહાય પણ ગંભીર અને મોટી ન જોઇએ!

ભણેલા માસ્તર લોકને આમ ઘણીવાર આત્મ-ભાષણ–શીલસુરી કરવાની ટેવ હોય છે અને અત્યાર સુધી આ પતિત દુઃખી કુટુમ્બ માટે કાંઇજ ન કર્યું એમ થતાં આજ ને આજ એક કુટુમ્બને સુખની ટોંચે બેસાડવા તલપાપડ થયો. પોતાના ઘરની ભીંતના કાણામાં–એક કુટુમ્બના ઘરના ભાગલા–સખડ દખડ થયેલા ઘરમાં જોવાતું હતું, અને જો ભીંતને અઢેલી સંદુકકે ખુરશી મૂકી કાન માંડે તો ત્યાં થતી વાતો સહેલાઈથી સંભળાય એમ હતું. આટલો સમય થયા છતાં આવી અનુકૂળતા છે, એવું કે પોતાનું ઘર કાણું છે એની આજ ખબર પડી. બરાબર દેખાતાં આજ એને પ્રથમ દયા કરતાં–જાણવાની જિજ્ઞાસા થઇ અને જેને દુઃખમાંથી છોડાવવાં છે તેમની સ્થિતિ જાણવા આ છૂપા રસ્તા નીતિ વિરુદ્ધ નથી એમ માન્યતા કરી.

માધવ વેધશાળા (Observatory)માંથી જેમ તારા વગેરે એક વખતે જુવે તેમ પ્રથમ પાડોશીના ઘરની બારીકીથી તપાસ કરવા લાગ્યો. જમીનનું લીંપણ ઉખડી ગયું હતું એટલું જ નહી પણ કોલસા બાળેલા તેને લીધે–ગંદવાડને લીધે જમીન કાળી શાહી જેવી થઇ હતી. સાવરણીનાં સુથીયાં–કચરો–ફાટેલાં બુટ–ચીંથરાં–ગુણપાટના કકડાનો સુમાર નહોતો. ટીનના પતરાના ટમ્લર, તાસક, કાચનાં ભાંગેલાં વાસણ, એકાદ બે ગોબાવાળા ને વાંક વળેલા લોટા અસ્તવ્યસ્ત પડ્યા હતા. ભીંત ઉપર બહારથી વાછંટ ન આવે માટે ચુલાની ઉપર જ ટાટ બાંધ્યું હતું અને એ ટાટ

ચોથી સદીમાં તૈયાર થઈ બંધાયેલું લાગતું જેથી એ એટલું કાણું અને ગંદું થઈ ગયું હતું કે જેવાં મુંબઇની ગરીબોની ચાલીઓમાં હાલ હજારો તોરણીયાં લટકે છે. છાપરાં ઉપર–ખૂણામાં બાઉઆં–ઘીલોડીઓનો સુમાર નહોતો. ફાટલી–ગંદી–માકણુ, જુવાળી એકાદ બે ગોદડીઓ પડી જ હતી, કાપડ ઉપર આવતાં કોઇ વાર રસ્તામાં પડેલાં રંગીન ચિત્રોમાંના એકાદ બે ચિત્રો ભીંતે ચોઢેલાં હતાં. શિવાજી મહારાજ, જામ વિભાજી, મડમ–ભદ્રકાલી–કલ્કી અવતાર એવાં એવાં ચિત્રો બાલકોએ ભીંત ઉપર આડાં અવળાં નાંખ્યાં હતાં. ગોદડી ઉપર ભીંતને અઢેલી એક માણસ બેઠો હતો, ઘણા દિવસના અનુષ્ઠાન કરવા માટે હજામતની બાધા લીધી હોય તેમ દાઢીના વાળ ઉગ્યા હતા; પહેરેલો કબજો–બદન સ્ત્રીના ઘાટનું હતું. એટલે અડધા હૃષ્ટપુષ્ટ હાથ દેખાતા હતા, છાતી ઉપર તંગ પડતો હતો. ફાટેલું ધોતીયું, મોંમાં રસ્તામાંથી કોઇની અડધી પીધેલી ચીરુટ સળગતી હતી, ઘરમાં રોટલાને માટે ચપટી લોટ નહોતો પણ પીવાની બીડીઓ પડી હતી. માધવ જોતો હતો તે વખત આ માણસ ગોદડી પર બેઠો બેઠો પોતે હમણાં વાંચ્યાં એવાં પત્રો લખતો હતો, પાસે એકાદ બે ફાટેલી ચોપડીઓ, પંચાંગ ગાયનની ચોપડી પડ્યાં હતાં. પેલો માણસ લખતાં લખતાં મોટેથી બોલતો હતો. "શું દુનિયા છે? નીતિવાન કેમ થવાય? સમાનતા–બંધુતાની વાતો જ કરવી છે. પેલા પૈસાદારને પ્લેગ થયો ત્યાં મારામારી, દાકતરોની દોડાદોડી, હું માંદો પડ્યો ને ધર્માદા દવાખાનામાં ગયો. પાટીયું માર્યું છે કે ગરીબોને મફત દવા, સારવાર, ધ્યાનથી તપાસવામાં આવે છે! તદ્દન ગળત વાત. પટાવાળાને આપો તો અંદર જવાય, મફત કામ કરનાર દાકતર–રીપોર્ટમાં જાહેર સભામાં નામ આવે માટે એકાદ બે મિત્રો લઈ મોટરમાં આવે–પા કલાકમાં પતાવે–કોણ જુવે છે–તપાસે છે–જે દરદી આવતો બંધ થયો તેના ખાતામાં 'સારો થયો જ' લખાય, એટલે અઠવાડિક રીપોર્ટમાં સો દરદી આવ્યા, તેવું સારા થયા. વારે વાહ! કેવી વ્યવસ્થા, કેવા હોંશીયાર દાકતર! ગઇ કાલે મારા દેખતાંજ પેલો કોલેરાનો કેસ આવ્યો, ગરીબ હતો. નહી તો કમ્પાઉન્ડર, નર્સો, પટાવાળા ને સાહેબ

બધા દોડત. અઢી કલાક ખુલ્લામાં ચાદર ઉપર નાંખી રાખ્યો, કુતરાં દાંતીયાં કરે એમ સવાલો કર્યા અને પહેલાં તો ઇસ્પીતાલમાં જગ્યા નથી કરી પીડા પતાવવા કર્યું; પણ ફાવ્યું નહી. આમ ધર્માદા દવાખાનાં, આશ્રમોની સ્થિતિ છે, વરસે દહાડે ગવર્નર સાહેબના પ્રમુખપણા નીચે મેળાવડા થાય ત્યારે તો ઓહોહો આવી સંસ્થા! જગતનો ઉદ્ધાર થયો, પ્લેગ, કોલેરામાં ગરીબનાં મડદાંની શી સ્થિતિ? જુના મતના ધર્મને લીધે મરી ગયાં છે માની ટાઢું પાણી નાંખે છે અને આ પીડા પતાવવા અધમુવાને ઘસડી ખૂણામાં મરવા દે છે; કોણ સારું? હાય! હાય! દુનિયા દગલબાજ, દુનિયાને કાચી ને કાચી કરડી ખાઉં એમ થાય છે. આ પુરૂષની સામેજ એક આધેડ વયની એવાંજ ફાટ્યાંતુટ્યાં કપડાં પહેરેલી રસ્તામાં ફેંકી દીધેલા ઝાટકેલા દાળ ચોખા ભેગા કરી લાવી, ટીનના પતરાની થાળીમાંથી વીણી, ખીચડી જેટલી થાય તેટલી કરતી હતી. આ સ્ત્રી શરીરે મજબુત હતી તેટલી જબરી હતી, ધણીથી જરાયે બીતી નહોતી, દુઃખથી ડગી નહોતી. બીજી છોકરીનાં ચણીયાનું ઠેકાણું નહી. જથરવથર વાળ, કબજા વગરની એક છોકરી ઘોતી હતી. છોકરીના દેદાર ઉપરથી લાગતું હતું કે એને કન્યા કાળ આવતો હતો અને ધ્યાનથી જોતાં માધવને લાગ્યું કે, આ છોકરી તે દિવસે તેની પાસે આવી હતી તેની બહેનજ હોવી જોઇએ. આ ગરીબનાં છોકરાં બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં કયારે જાય છે તે કહી શકાતું જ નથી. કારણ એ જોવાનું, ખીલવવાનું હોતું નથી અને અનેક ચિત્રવિચિત્ર સંયોગોની અસર થાય એવા વાતાવરણમાં ફરવાનું હોય છે. આ ઓરડામાં કાંઈ પણ ઉદ્યોગ થતો હોય એમ લાગતું નહી. નહોતી ઘંટી, નહોતો રેંટીયો કે નહોતું કાંઈ. પેલો પુરૂષ મુગો થઈ ગયો, સ્ત્રી પણ મુગી મુગી કામ કર્યે ગઇ અને છોકરી તો નસકોરાં બોલાવતી હતી. પુરુષ એકદમ ઉભો થયો—"લુચ્ચા સાળા, ઢોંગી, ખાઈ જાઉં, ખૂન કરું." પેલી સ્ત્રીએ પાતના સામું જોયું ને બોલી—"આમ બુમો શી? કોઈ બે માણસ સાંભળે—નાહક હેરાન થાવ છો. એ વખત ગયા, ચારને બદલે ચોવીસ કાગળો લખો પણ કોઈ તમારી સામે જોવાનું નથી. શરીર બગડશે તો ગાંડાની ઇસ્પીતાલમાં જશો તો અમારું શું થશે?"

દુઃખમાં શરીર વધારે ગાઢ સંબંધમાં આવે છે અને શિયાળામાં જેમ પાસેપાસે સુવા ઇચ્છા થાય છે તેમ દુઃખી શરીરો પાસે આવે છે; જો કે હૃદયો વચ્ચે તો અંતર વધ્યે જ છે. આ સ્ત્રી આ પુરુષને પત્ની પતિને ચાહી શકે એ પ્રમાણે ચાહતી હશે એમાં ના નહી, પણ દરિદ્રાવસ્થા, ભૂખમરો અને ચિંતાથી એ સ્નેહનો અગ્નિ ઓલવાઇ ગયો હતો, ઠંડો પડ્યો હતો અને સ્નેહના જ્યોતિને બદલે માત્ર કાળી બળેલી વાટ જ રહી હતી. આમ છતાં સ્નેહભર્યો શબ્દ કોઈ કોઈ વાર વાપરતી. વહાલથી પાસે બેસી માથે વાંસે પગે હાથ ફેરવતી, પણ હૃદયમાં શૂન્ય હતું.

---

## પ્રકરણ ૭૬ મું

### કાવત્રું

માધવ જોઇ રહ્યો, જોઇને સ્ટુલ ઉપર ઉભા રહીને કંટાળ્યો અને ઉતરવા જતો હતો ત્યાં કોઇનો અવાજ આવતો હોય એમ લાગતાં જરા ઉભો રહ્યો. ઘરનું બારણું ઉઘડ્યું ને મોટી છોકરી આવી હાંફળી ફાંફળી, ઉતાવળીયણ–રઘવાટીયણે ભડાક દઇ બારણું બંધ કર્યું અને પિતા પાસે જઇ બોલી:–"આવે છે !"

"આવે છે" એ શબ્દની જાદુઇ અસર થઇ. પેલા પુરૂષે કલમ નાંખી દીધી, લખવાનું ઠેકાણે મૂકયું–સ્ત્રી પણ ખીચડી વીણતી પુત્રી સામાંજ જોઇ રહી.

"કોણ ?"

"પરોપકારી મહાત્મા !"

"ખરે ? ખરૂં કહે છે ?"

"અરે ! મારી પાછળજ ભાડાની ગાડીમાં આવે છે."

"શું કહે છે ? બીજો કર્ણ દાનવીર !"

પેલો પુરૂષ ઉભો થયો, એને છોકરીના શબ્દમાં હજી શ્રદ્ધા નહોતી, થી તે બબડ્યો:–"ખરે આવે છે ! હોય નહી, એ ગાડીમાં આવતો હોય

તો તું વહેલી શી રીતે આવે? તેં ઘરનું શરનામું બરાબર આપ્યું છે? કોઇને બદલે કોઇને ત્યાં જશે તો? કયાં મળ્યો? બીજાને મદદ આપી દેશે ને આપણે રહી જઇશું? તું ઉતાવળીયણ રહી. સાથેજ આવવું હતું ને? મારો કાગળ બરાબર વાંચ્યો? વાંચીને શું બોલ્યો?"

બાપના હૃદયમાં જે થતું હતું તેથી છોકરીને ગમ્મત પડતી હતી. "આટલા બધા અધીરા કેમ થાવ છો? હું ખોટું બોલતી હોઇશ? મંદિર આગળ ગઇ–રોજ નિયમ પ્રમાણે મહાત્મા આવ્યા, મેં નમસ્કાર કર્યા ને કાગળ આપ્યો. વાંચીને તે બોલ્યાઃ 'બેટા! તું કયાં રહે છે?' 'આપને અત્યારે ફુરસદ હોય તો ચાલો મારી સાથેજ.' 'ના, બહેન! મારે હજી મારી છોકરી માટે બજારમાંથી સામાન લેવો છે–ગાડી કરી તારી પાછળ પાછળજ આવું છું.' મેં એમને આપણા ઘરની ઇંધાણી આપી ને કાંઇક સાંભર્યું હોય એમ આશ્ચર્ય પામ્યાઃ–"કાંઇજ નહી–હું આવીશ." તે એમ બોલ્યા અને મંદિરમાં ગયા ને હું ઘરની આમ આવી. નીશાની મેં બરાબર આપી છે.'

"એ આવશે એમ શા ઉપરથી કહે છે?"

"અરે, મારી પાછળજ ગાડી આવતી જોઇ, હું ગલીમાંથી દોડતી આવી ને એ ગાડી મોટે રસ્તે આવે છે."

"પણ કેમ જાણ્યું કે એ એજ ગાડી છે."

"ગાડી વાળીને મંદિર પાસેથીજ લીધી હતી ને ગાડીનો નંબર ૪૪૦ હતો."

"સાબાશ–છે તો ચોકસ."

"બાપા–એવી નકામી સાબાશી શા કામની? મારે ચણીયો ઓરણી જોઇએ–આ પહેરીને જતાં શરમ આવે છે. ગરીબ છીએ પણ ભીખારણ જેવી ઉછરી નથી. નાત હલકી નથી."

બાપે નિશ્વાસ નાંખ્યો, ખરૂં છે. મોટા માણસનાં ઘરોમાં ગરીબોને દાખલ થવાની મનાઇ છે–ઠીક. "ત્યારે તને ખાત્રી છે કે, મહાત્મા આવશેજ."

"જરૂર."

પેલા પુરૂષમાં હિમ્મત આવી. મોં ઉપર તેજ આવ્યું અને ક્ષણુ વાર દુઃખ વીસરાયું: "સાંભળ્યું ? જરા હીમત રાખી ટટાર થા. છોકરી ! પેલી ખુરશી ઉપર પાટીયું મૂક." છોકરી સમજી નહી ને પોતેજ ખુરશી ખસેડી–ખંખેરી ઉપર બેસવાને પાટીયું મૂક્યું–ગોદડી ઉપાડી–બીજી છોકરી ઉંઘતી હતી તેને ધમકાવી ઉઠાડી–રોવડાવી જાગૃત કરી અને કહ્યું:–"ચાલ પેલું ચપ્પુ ઉઘાડ" ચપ્પુ સખ્ત હતું, 'નથી ઉઘડતું–વાગશે' કર્યું, પણુ બાપે આંખો કાઢી–ચપ્પુ ઉઘાડતાં ચપ્પુની કળ પાછી પડી ને છોકરીની આંગળી કપાઇ–સખ્ત કપાઇ. છોકરી રોવા લાગી, લોહીનાં ટપકાં પડ્યાં, છોકરીની માને દીકરીનું લાગી આવ્યું ને ધણીને કહેવા લાગી "તમે પણુ જીદ્દીજ છોને–એનાથી તે આ ચપ્પુ ઉઘડે ? વાગ્યું ખરૂં ? એ પાછી ઉઠવેઠ આપણેજને ?"

'છોકરી ! ચાલ પાટો બાંધ–સુઇ જા, તું વચમાં ટકટકારો ન કર. આંગળી કાપી તે ઠીકજ થયું.'

પેલી સ્ત્રી રોવા લાગી–મુંગી રહી–"શું ઠીક થયું ?"

"ચુપ રહે. સ્ત્રીઓ ને પત્રકારોને બોલવાની છૂટજ આપવી ન જોઇએ. ચાલો ભલે મહાત્મા આવે."

મોટી છોકરી હોશભરી–પિતાનું મનમાનીતું કામ કર્યું હતું એટલે બાપ પાસે ગઈ અને બોલી, "બાપુજી ! મારા હાથ પગ ટાઢમાં કેવા થઈ ગયા છે, કપડાં વગર તેમાંએ છોકરીઓને કેમ ચાલે !"

"મારે ક્યાં છે ? જોને મેં તારી માનો કબજો પહેર્યો છે."

ખૂણામાં બેઠેલી સ્ત્રીનો મિજાજ ગયો ને બોલી:–"બીજાની વાત થાય કે તમે તો તૈયારજ. તમને શા ધા પડ્યા છે ? છોકરાં ને તમે સરખા ?"

"ચૂપ–પડી રહે મુંગી મુંગી."

બીચારી મુંગી થઈ ગઇ. છોકરી નિરાશ થઈ ઉંચું નીચું કરવા લાગી અને નાની છોકરીને તો હાથે દરદ થતું હતું તે પથારીમાં પડી પડી ડુસકાંજ ખાતી હતી. માએ નાની છોકરીનું માથું ખોળામાં લીધું, છાતી

સરસી ચાંપીને શાંત કરવા મથતી હતી–'રોઇશ નહી–મટી જશે હોં–જો તારા બાપ ચીઢાશે હો.'

"ના–રોશે તો સારૂં છે–એથી હું ચીઢાવાનો નથી. કેમ અલી ! વાત ડાહી ડાહી કરતી હતીને ? મારી પાછળ ગાડીમાં આવે છે કહેતી હતી તે ક્યાં છે ? જો એ ન આવ્યા તો–મારી ફજેતી–આને છરી વાગી–મારૂં બદન ફાટયું, ધરમાં કેટલું નુકસાન થયું તે જુદું."

"ત્યારે છરીથી જાણીજોઇને આંગળી કપાવી ?"

"તું શું સમજે ? એનો ઉપયોગ છે, ઓરડીમાં આપણા આ દેદાર જોશે ત્યારેજ દયા આવશે. મુંબઇમાં ભીખારીઓ પાટા બાંધી–જાણીજોઇને કોહેલા સડેલા રહે છે-માંદલાં છોકરાં રાખે છે–આંધળાં લુલાં લંગડાંનો ડોળ કરે છે તે કાંઇ અમસ્તાં નહી હોય ! કેટલીક વાધરણોને તો નિત્ય સુવાવડ પણ આવે છે અને વળી જ્યારે જોઇએ ત્યારે બબ્બે ચચ્ચાર માસનાં છોકરાં લેઇને ફરતી ફરે છે. ગીરગાગના રસ્તાપર તો કાઠિયાવાડી ધણી ધણીઆણી નિત્ય મરી ગયાનીજ કાણ લઇને બેસે છે અને બચ્ચારાં બળતણનાં લાકડાં સિવાય કંઇ બીજું માગતાંજ નથી. એ બધું દયા ઉત્પન્ન કરાવવાજ. મોટા પૈસાદાર–ધરાયેલાને ગરીબનાં દુઃખોનું ક્યાંથી ભાન હોય ? પણ ગરીબ દરદી પ્લેગ, કોલેરાથી મરતો હોય, ને અહીં દાકતર સાહેબ થાય છે કરી દુધ પુરી ઉરાડતા હોય ? શેના પરોપકારી ? બહાર બતાવવાના એ બધા. એમજ સમજે કે વાટય જોવડાવીયે તોજ મોટાઇ, પૈસાદારને માટેજ ગરીબો સરજાયેલા છે એમ તેઓ માને છે. પૈસાદાર ઉપર તો મને એટલી રીસ ચડે છે કે જો મારૂં ચાલતું હત તો એમની ગળચી દાબી એકએકને મારી, ભીમે દુશાઃસનનું લોહી પીધું, પરશુરામે એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરી તેમ કરી રાજી થાત. આ બધા પૈસાદાર ઢોંગીજ હોય છે. કર્ણ જેવા દાતાર થાય છે–પૂજાનો ઠઠારો, એ મંદિરે મંદિરે ભટકે, દોરા ધાગા કરે, કપાળમાં ટીલાં તાણે છે, પવિત્રતા અને ધર્મિષ્ઠપણાનો ડોળ કરે છે, ગરીબો ઉપર જરા ઉપકાર કરતા હોય તેમ આવી–લૈયા પાસે ચાદરો, ચણા અને કામળા ઉપડાવી વહેંચતા જઈ આપણાં દુઃખ

દૂર કર્યાં એમ માને છે. લુગડાં મારે નથી જોઇતાં, મારે તો રોકડો ચળકતો–મુળાના પતિકા જેવો રૂપીઓ જોઇએ. પોતે જાણે સાદા ડાહ્યા અને મીતાહારી હોય એમ પૈસા આપવા પડે ત્યારે કહે છેઃ–'નહી રે, પૈસા તો આપવાજ નહી, લુગડાં પહેરવા જેટલાં ને ખાવાનું પુરતું આપવું, બીજું કંઈ આપીએ તો વેચી આવી પૈસા કરે, ને રોકડ પૈસા આપીએ તો દારૂની દુકાને પૈસા ખરચી આવે. જાણે અમે દારૂડીયા, ગંજેરી અને એ પૈસાદાર, મોટા માણસો તો વ્યસન જુગારની આડેય નહી જતા હોય! પણ સાળા એ લોકો કેવા છે તેનું ભાન છે? પૈસાદાર થયા ક્યાંથી? ગરીબો, મજુરો, ગુલામોનાં લોહી પીનેજ. એ સાળાઓને તો પકડી પકડી ભોંય પટકવા જોઇએ. પણ આઘી આવ તો છોકરી, લબાડ! જુઠી! ક્યાં છે તારા મહાત્મા! તું ગઇજ નથી. અક્કલ વગરનો ઝઘડો છે–ભૂલી ગયો હશે, રસ્તોજ જડ્યો નહી હોય. તે ડુકર જેવો–"

ચીડાયેલા પેલા પુરૂષના મોંમાંથી ડુકર શબ્દ નિકળવો ને કોઇએ બારણું ઠોક્યું. પેલો માણસ ગોદડી ઉપરથી એકદમ દોડ્યો, બારણું ઉઘાડ્યું અને પરોપકારી મહાત્માને જોતાંજ પગે પડ્યો. એના પગની રજ લઈ માથે મૂકી અને સાક્ષાત્ પ્રભુ આવ્યા હોય એમ સત્કાર કરવા લાગ્યો. "પધારો, પધારો–કેમ બહેનને પણ લેતા આવ્યા છો? મારૂં ઘર પાવન થયું. પધારો અંદર આવો." વૃદ્ધ કદાવર પુરૂષ અને યુવતી બારણા પાસે ઉભાંજ રહ્યાં માધવ હજી પોતાને ત્યાં તડની પાસેજ હતો અને નાટકમાં અચાનક ફાટી પડતા પડદા સાથે નવો સીન બદલાય તેમ આ અદ્ભુત દેખાવ જોઈ ઠરી જ ગયો. 'આ યુવતી છોકરી કોણ?' પેલી બાગમાંનીજ, "પેલી? જેના હૃદયમાં સ્નેહના અંકુર કોઈ ફુટ્યા છે તેજ" પોતાના હૃદયમાં નેત્રમાં મગજમાં સ્નેહના તારના ઝણઝણાટ વધી પડ્યા. શરીર, મનનું જોમ ટુટી ગયું અને ભીંતનો પડદો અસહ્ય નહી પણ દુઃસહ્ય લાગ્યો. આંખમાં આંસુ, લાગણીનાં પડળ આવતાં ક્ષણ વાર તો એમ થયું કે **આ એજ કે કેમ? એજ? જે કૌમુદી, જે શુક્રતારાની પોતે શોધમાં હતો, જે અત્યાર સુધી વિશ્વવાટિકામાં ક્યાંએ સંતાઇ ગઇ હતી, તેજ કૌમુદી**

તેજ શુક્રતારા આમ અચાનક મળશે, એ એણે સ્વપ્ને પણ ધાર્યું નહોતુ
સૂર્યગ્રહણ ઘડી બેઘડીનું હોય, ચંદ્રગ્રહણ કલાક બે કલાકનું; પણ આ
હૃદયવલ્લભાનું ગ્રહણ આજ કેટલાયે વખતથી થયેલું તે ગ્રહણ અકસ્મા
આમ છૂટયું અને તે પણ કયાં સ્વચ્છ મન અને નેત્રને આહ્લાદિત ક
એવા નિર્મળ આકાશમાં નહી પણ અંધકારમય-હૃદયમય ભર-દુર્ગંધમ
સ્થલમાં. માધવ ધ્રુજતો હતો; ફરી ફરીને બબડતો હતો. 'એજ ! આ
કયાંથી?' પોતાનો આત્માજ અત્યાર લગી જડતો નહોય ને જડ્યો હો
એમ માધવને લાગ્યું. 'એજ, જરાક ફીકી પડી છે પણ એજ ચહેરો એ
સુંદરતા !'

પેલો વૃદ્ધ મહાત્મા અને તેની પુત્રી આગળ આવ્યાં. છોકરી
હાથમાં કાગળમાં વીંટેલું પોટકું હતું તે તેણે ખૂણામાં પડેલા પાટી
ઉપર મૂક્યું. મોટી છોકરી તો આ છોકરીને-એણે પહેરેલાં સાદાં પ
સ્વચ્છ કપડાં જોતી ઉભીજ રહી.

આ ઓરડો એટલો તો અંધારો હતો કે અજવાળામાંથી આવનાર
કાંઇજ સુઝે નહી અને કોઇ પાતાળમાં ઉતરતાં હોય એમ ભાન થા
માંડમાંડ પગલાં ભરતાં પિતાપુત્રી આગળ વધ્યાં-ઓરડામાં શું પણું
કોણ કોણ છે તે હજી દેખાતું નહોતું, આંખો અંધકારને પરિચિત થ
નહોતી પણ થતી હતી. પણ ઓરડાના અંદરનાં માણસ બધીવસ્તુ જો
શકતાં હતાં. પેલો મહાત્મા ગોદડીવાળા પુરુષ પાસે ગયો ને પોટકું આપ
બોલ્યો, "ભાઇ! આ બંડલમાં ગંજીફરાક, એક બંડી અને એક કામળી છે

જંકુડો પેલા પુરૂષનું નામ હતું તે નીચો પડ્યો, "મારા દેવ! મા
પ્રભુ! તમારો ઉપકાર માનું." પિતા પુત્રી ઓરડામાં જોતાં હતાં
દરમીયાન મોટી છોકરીના કાનમાં જંકુડાએ કહ્યું. "હું કહેતો નહો
કે કપડાં લાવશે, પૈસા નહી આપે, એમની ટેવ જાણુંને? પણ ચ
ગધાડાને શી સહીથી કાગળ લખ્યો હતો?"

'ફકીરચંદ!' પેલો પુરુષ આભ્યો ને ફકીરચંદને કહેવા લાગ્યો; "ફકી
ચંદ! મને તારી બહુ દયા આવે છે-તમે સારા દિવસો જોયા લાગે છે.

"સારા દિવસો! ખરે સાહેબ! શું બોલો છો? મેં જે મજાહ ભોગવી છે તેવી તો કોઇએ નહી ભોગવી હોય. એક વખત એવો હતો કે, આપણા ગુજરાતમાં મંડળીઓમાં "સખી" તો ફકીરચંદ જ, ફકીરચંદ. આજની ભવાઇમાં કે કાર્તિકી પુનેમ, માણેકઠારી પુનેમને દિવસે મંદિરમાં અગર નરસિંહજીના દશરાની વરઘોડા સવારીમાં ફકીરચંદ 'સખી' થવાનો છે, એવી ખબર પડે ત્યાં હજારો માણસની પડાપડી. પછી મુંબઇ આવ્યો ને નાટકમાં રહ્યો, ત્યાં મારો ઓપાર્ટ, ગાયન, અને હાવભાવ જોઈ મીયાંભાઈ તો આફ્રીન થાય જ, પણ ભલભલા મોટાં કુટુમ્બનાં બૈરાં શ્રીકૃષ્ણને જોઇ ગોપીઓ ગાંડી થતી તેમ ગાંડાં થતાં, શેઠીયાઓનાં છોકરાં તો મારી દોસ્તી કરવા અંદર અંદર લઢતાં, અને આપણને પૈસા કયાં આવે છે ને કયાં જાય છે તેનું ભાન પણ નહોતું. પણ સાહેબ! એ દિવસો પણ ગયા, હવે કોઈ મારી સામું જોઇ થુંકતું નથી. હું જીવું છું કે મરું છું એ જાણતું પણ નથી. એના એ મેનેજરો જે મારે લીધે વાડીવજીફાવાળા થઇ ગયા તે મને ઓટલેયે ચડવા દેતા નથી. અત્યારે અમારા જીવની, ઘરની, છોકરાંની આ સ્થિતિ છે, ઘરમાં કકડો રોટલો નથી, ચપટી લોટ નથી, રાંધવાને કકડો લાકડું નથી. આપને આ પાટીયું નાંખી ખુરશી ઉપર બેસાડ્યા છે, બહેન તો ઉભાં જ છે, મારી બૈરી માંદી છે."

"બિચારી."

આ નાની છોકરીની આંગળી કપાઇ છે તે લોહી જ બંધ રહેતું નથી. એટલું કહેતાં આડી નજરે જંકુડાએ છોકરી સામે આંખો કાઢી ડુસકાં ભરવા, રોવાની નિશાની કરી. ચતુર છોકરી સમજી ગઇ! ડુસકાં ખાવા લાગી અને પેલી મહાત્માની પુત્રી તેની પથારી પાસે ગઈ. "બહેન! બહુ દરદ થાય છે?"

"બહેન! દરદ તો થાય જ જો. આંગળી માંડ માંડ ટકી રહી છે, લોહી તો રહેતું જ નથી, કારખાનામાં કામે તો મોકલવી પડે. રોજના ત્રણ ચાર આના મળે ત્યાં ક્યાંક હાથ ભરાયો તે આંગળી ઉડી ગઈ, દરદનું દરદ અને કમાણી ગઈ એ જુદી. હવે આંગળી કાપી નાંખવી ન પડે તો બસ."

પેલો વૃદ્ધ પુરુષ સમજ્યો, "શું કાપી નાંખવી પડશે." પેલી છોકરીની આંગળી હમણાંજ કપાવાની હોય, આ માણસ કાપવાજ આવ્યો હોય એમ લાગતાંજ ચીસ પાડી એણે મોં ફેરવ્યું.

જંકુડો મહાત્માની સાથે વાત કરતો હતો પણ એજ વખતે એને ધારી ધારીને જોતો હતો. મહાત્મા પેલી દુઃખી છોકરીની પથારી પાસે જઇ, એને વાંસે હાથ ફેરવી, ખુશ કરવા પીપરમીંટ આપતો હતો તે દરમીયાન જંકુડો પોતાની સ્ત્રી પાસે ગયો અને કાનમાં કાંક કહ્યું:—

"મહાત્મા! જુઓ. આવી કકડતી ટાઢમાં મારી બૈરીનું બદન મેં પહેર્યું છે, ને તે પણ કેવું છે? પહેરવાને કપડાં હોય તો હજી બે ચાર શેઠાણીઓ જે હું એક્ટર હતો ત્યારે આફરીન હતી તેની પાસે જાઉં એમ થાય છે. લીલાવતી શેઠાણી હજી ત્યાં ને ત્યાંજ રહે છે કે કેમ? એમની છોકરી પરણી ત્યારે ગાયન પાર્ટીમાં હુંજ હતો; પણ ઘરમાં ફુટી બદામ નથી, કયાંથી લાવવું? મારી બૈરી માંદી, છોકરી માંદી, ઉધરસ અને તાવ એકને, એકનો હાથ ભાંગ્યો, વૈદ, દાકતરની દવાના પૈસા કયાંથી લાવવા? ઇસ્પીતાલ સુધી લઇ શી રીતે જવાં? મારાં છોકરાં તમને બેને મંદિરે જતાં રોજ જુવે છે ને કોક દહાડો બે પૈસાની મદદ મળતાં આશીર્વાદ આપે છે. મેં નાટકની જીંદગી જોઇ છે. મારાં છોકરાં બગડે એ મને ગમતું નથી, માટે હું એ કયાં જાય છે, કયાં ફરે છે એની સંભાળ રાખું છું. નીતિનાં, ધર્મનાં પુસ્તકોમાંથી ગાયનો વાંચી સંભળાવું છું. રાતના રામાયણ, મહાભારતની વાતો કરું છું, બહાર કામ વગર જવું નહી ને જવું તો સીધા સીધા ઘેર આવવું, એ તો પગલે પગલે ભાષણ. જે છોકરીઓને શીખામણ આપનાર માબાપ નથી અને પછી દેખરેખ વગર પતિત થાય છે તેમની શી સ્થિતિ? આને લીધેજ આટલી અનીતિમય જીવન ગાળતી આપણે ત્યાં સ્ત્રીઓ વધી છે. ફકીરચંદની છોકરી એવી નીકળે તો આ ગરીબ, ગરીબ પણ એનું ખૂન કરે ને પોતે ઝેર ખાઈ આપઘાત કરે. મારાથી બને છે તેટલું ઘેર ભણાવું છું. ભણાવીશ, સારે ઠેકાણે પાડીશ ને પરમેશ્વર–ધર્મ ઉપર શ્રદ્ધા ઉત્પન્ન કરાવીશ. મહાત્મા!

કાલ શું થશે તે જાણો છો ? આજ કતલની રાત છે. કાલ સવારે ભૈયો ભાડું લેવા આવશે. પાછો આ ડોબરાં ભાંગશે ને લુગડાં ભર-માંદા આ સ્થિતિમાં ટાઢમાં રસ્તાની વચ્ચે પડવું પડશે. ભાડું ચઢી ગયું છે, ચાર ચાર મહીનાનું."

જંકુડો હડહડતું જુઠું બોલતો હતો, મહાત્માએ દશ રૂપીઆની નોટ નાંખી, જંકુડાએ ઉપાડી અને છોકરીના સામું જોઈ આ રકમ વિસાતમાંજ ન હોય એમ દર્શાવ્યું. મહાત્માએ હાથમાં જુનો ઓવરકોટ હતો તે ખુરશીપર મૂકયો અને ફકીરચંદને કહેવા લાગ્યો:–"ફકીરચંદ ! અત્યારે મારી પાસે દશ રૂપીઆ કરતાં વધારે નથી પણ આજ રાતના હું પાછો આવીશ–ભાડું કાલ સવારે આપવાનું છેને ?" જંકુડાના મોં ઉપર તેજ આવ્યું ને એકદમ ઉભો થયો, "હાજી હાજી કાલ સવારના."

"ત્યારે આજ સાંજનાજ હું આવીશ અને રાતના વીસ પચીસ રૂપીઆ બનશે તો આપીશ. સંભાળીને વાપરજે ને કોઈ ધંધો રોજગાર કર, કાંઈ નહી તો બીડીની દુકાન માંડ. હું મૂડી આપીશ. ત્યારે ફકીરચંદ ! હું જાઉં છું-હો ?"

આટલું કહી પિતાપુત્રી ચાલ્યાં. મોટી છોકરીની નજર ખુરસીપર પડેલા ઓવરકોટ ઉપર પડી ને કોટ લઈ પાછળ દોડી. જંકુડાને આ પસંદ ન પડ્યું ને આંખ કાઢી પણ તે પહેલાંજ છોકરી બોલી ઉઠી:–"મહારાજ ! આપનો ઓવરકોટ !"

"બહેન ! હું ભૂલ્યો નથી. એ તમારે માટેજ લાવ્યો હતો." જંકુડો ખુશ થયો. "મહાત્માજ છો ? કયે ભવે બદલો વાળીશ," પિતાપુત્રી ગયાં.



# અજામિલ



અથવા

# ગરીબનું નસીબ ગરીબ

ભાગ ૨ જો

# અજામિલ

અથવા

## ગરીબનું નસીબ ગરીબ

ભાગ ૨ જો

તારાચંદ્ર પોપટલાલ અડાલજા.

પ્રકાશક

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧

વિ. સં. ૧૯૮૪ ઇ. સ. ૧૯૨૮

# લેખકનું નિવેદન



'અજામિલ' એ ચાલુ વાર્તા તરિકે 'ગુજરાતી' પ્રેસે છાપવા માંડી ત્યારે તેણે અનેક વાંચકોનું લક્ષ ખેંચ્યું હતું. તેની આકર્ષક વસ્તુસંકલના, સુંદર પાત્ર રચના અને અસરકારક લેખનશૈલીથી વાંચકો મુગ્ધ બનતા અને 'એનો લેખક કોણ ?' એ જાણવાની જિજ્ઞાસા તેમના અંતરમાં સહજ ઉદ્‌ભવતી.

એ વખતે થોડાઓને જ એવો ખ્યાલ આવ્યો હશે કે આ વાર્તાનો આધાર અંગ્રેજી નવલકથા ઉપરથી લેવાયો છે. 'ગુજરાતી' પત્રમાં જ્યારે જાહેર થયું કે એ વાર્તા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીયાએ પ્રખ્યાત ફ્રેન્ચ નવલકથાકાર વીકટર હ્યૂગોની 'લે મીઝરાબલ' નામની વાર્તા ઉપરથી લખી છે ત્યારે વાંચકોના આશ્ચર્યની અવધિ થઈ. એ અંગ્રેજી પુસ્તક જેમણે વાંચ્યું હશે તેમને કદાચ પ્રથમથી જ આવી કલ્પના થઈ હશે, પરંતુ સામાન્ય વાંચકવર્ગ તો એમ જ માનતો કે આ સ્વકલ્પિત—(original) વાર્તા છે. એ માન્યતા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીયાની લેખિનીની સફળતા સિદ્ધ કરે છે.

સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીયાને એ વાર્તાના લેખક તરીકે જણાવી, તેમના અકાળ સ્વર્ગવાસથી એ વાર્તા એટલેથી જ પુરી થયેલી માની લેવી એમ જ્યારે 'ગુજરાતી'એ જાહેર કર્યું ત્યારે એ વાર્તાના વાંચકોની નિરાશાનો પાર ન રહ્યો. વાંચકો વિચારમાં પડ્યા, 'આવી સુંદર વાર્તા—અને તે પણ અંગ્રેજી પુસ્તકના આધારે લખાયલી વાર્તા આમ અધુરી કાં રહે ?'

અમારા અંતરમાં પણ એજ ધ્વનિ ઉઠ્યો—'વાર્તા પુરી કાં ન થાય ?' વિધિનું નિર્માણ હો કે ગમે તેમ, પરંતુ અમુક સંજોગોમાં અધુરી રહેલી એ વાર્તાનાં આગળનાં બે ચાર પ્રકરણો અમે લખી નાખ્યાં અને આખીયે વાર્તા પૂરી કરવાનો નિશ્ચય કર્યો.

દરમ્યાન 'ગુજરાતી'માં તો બીજી વાર્તા ચાલુ થઇ હતી.

'ગુજરાતી'ના સં. ૧૯૧૨ના દીવાળી અંકમાં 'રાજ રાયસિંહજી' કિંવા 'દિલ્લીના દરબારમાં રજપૂતનો હાથ' નામની અમારી ઐતિહાસિક વાર્તા પ્રગટ થઇ ત્યારથી જ 'ગુજરાતી' સાથે અમારો સારો સંબંધ હતો. દરેક દીવાળી અંકમાં અમારી ઐતિહાસિક વાર્તા કે હુન્નરઉદ્યોગ અને કારીગીરીનો લેખ પ્રગટ થતો, પરંતુ 'ગુજરાતી' પ્રેસના સંચાલકોને રુબરુ મળવાનો પ્રસંગ કોઇ વખત ન્હોતો આવ્યો.

અજામિલની અધુરી વાર્તા બંધ પડ્યા પછી કેટલોક સમય વિતિ ગયા બાદ તેમને રુબરુમાં મળવાનો પ્રસંગ સાંપડતાં અમે 'અજામિલ'ની વાર્તા આગળ ચાલુ કરવાનો પ્રશ્ન છેડ્યો, અને 'જ્યાં સુધી સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીયાની શૈલી અને ભાવના જાળવી રાખીને વાર્તા આગળ ન લખાય ત્યાં સુધી તે પ્રગટ કરવી નકામી છે' એવો ઉત્તર મળ્યો. અમે એ વાર્તા પૂરેપૂરી 'ગુજરાતી'માં પ્રગટ થાય એવી અમારી ઉત્કટ ઇચ્છા દર્શાવી, અમારી પાસે થોડું લખાણ તૈયાર છે એ પણ જણાવ્યું, અને એ જ શૈલીથી વાર્તા પૂર્ણ કરવાની ખાત્રી આપી.

આગળના ભાગનાં બેચાર પ્રકરણો અમે લખેલાં તૈયાર હતાં તે તેમને ગમી ગયાં અને વાર્તા પૂરી કરવાનું કાર્ય અમને સોંપાયું.

સ્વતંત્ર વાર્તા લખવી અને એક લેખકે અધુરી મુકેલી વાર્તા યથાર્થ સ્વરૂપમાં પુરી કરવી એ બંને કાર્યમાં બહુ ફેર છે. પહેલામાં લેખક પોતાને અનુકૂળ છૂટ લઇ શકે છે, બીજામાં તેને મૂળ લેખકને અનુસરવાનું બંધન હોય છે, એટલે એ કાર્ય વિશેષ કપરૂં થઇ પડે છે; અમે જ્યારે આ કાર્ય હાથમાં લીધું ત્યારે અમને એ મુશ્કેલીનો ખ્યાલ ન્હોતો એમ નહિ, પરંતુ

એ વાર્તા પુરી થવી જ જોઇએ એવી ધૂન લાગેલી એટલે એ સાહસ ખેડયું અને પ્રભુકૃપાથી એ પાર પડ્યું.

અમે લખેલા અજામિલના બીજા ભાગમાં પ્રથમ ભાગ જેવી જ લેખનશૈલી ચાલુ રાખવા બનતો પ્રયત્ન કર્યો છે, અંગ્રેજી વાર્તાના પ્રસંગોને અત્રેના વાતાવરણમાં ઉતારવા બનતી કાળજી રાખી છે અને વાર્તાનો રસ પ્રવાહ સતત જળવાઇ રહે એ માટે પણ ખાસ લક્ષ આપ્યું છે. અમારા આ પ્રયાસમાં અમે કેટલે અંશે સફળ થયા છીયે એ વાંચકબંધુઓના અભિપ્રાય ઉપર આધાર રાખે છે, છતાં અમે લખીને પ્રકટ કરેલી 'વીરની વાતો'ના વાંચક બંધુઓ તરફથી 'અજામિલ' માટે ઉપરા ઉપર થયેલી માગણીઓ ઉપરથી 'અજામિલ'ની આખી વાર્તાએ અત્યંત લોકપ્રિયતા મેળવી છે એ સ્પષ્ટ જણાઇ આવે છે.

એક વાત જણાવી દેવાનું મન થાય છે. પુસ્તક વાંચવાનો જેને જબરો કંટાળો એવી એક વ્યક્તિના હાથમાં 'અજામિલ'ના છાપેલા ફરમા આવી ચડ્યા, 'બહુ સુંદર વાર્તા છે' એમ તેના એક સ્નેહીએ કહ્યું, અને 'જોઇયે તો ખરા' એવો વિચાર થતાં એ વ્યક્તિએ વાંચવાની શરુઆત કરી. બે ત્રણ રાતના ઉજાગરા કરીને તેણે અજામિલના બંને ભાગો વાંચી કાઢ્યા. વાંચકની–જેને વાંચવાનો કંટાળો હોય એવા વાંચકની પણ–જિજ્ઞાસા સતત ટકાવી રાખે એવા પુસ્તકની રસસામગ્રી માટે વિશેષ શું કહેવાનું હોય?

અને જ્યારે જ્યારે કંઇ કાર્ય પરત્વે અજામિલ વાંચવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે અમને પોતાને પણ અવનવી લાગણીઓનો અનુભવ થાય છે. અજામિલમાં દરેક પ્રકારના રસની જમાવટ છે, પરંતુ કરુણરસની તો તેમાં છોળો ઉછળે છે. અનેક એવા પ્રસંગો છે જે વાંચતાં માણસનું હૃદય દ્રવે છે. અનેક એવા પ્રસંગો છે જે વાંચતાં વાંચકની આંખમાંથી આંસુ સરી પડે છે, પરંતુ એ બધાય કરુણરસના પ્રસંગોને આંટે એવું તો 'અજામિલ'નું છેલ્લું પ્રકરણ છે. એ વાંચતાં તો વાંચકની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડે છે એ અમારા અનુભવની વાત છે.

કરુણરસની આવી અદ્ભુત જમાવટનું ખરૂં માન આ વાર્તાના મૂળ લેખક 'વીક્ટર હ્યૂગો'ને ઘટે છે.

'ગુજરાતી પ્રેસ'ના સંચાલકોએ આ પુસ્તક પ્રગટ કરીને નવલકથા સાહિત્યની સુંદર સેવા બજાવી છે અને ગુજરાતી ભાષામાં પ્રગટ થતી નવલકથાઓમાં ઉચ્ચ કોટીની એક નવલકથાનો ઉમેરો કર્યો છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. 'અજામિલ'ના જિજ્ઞાસુ વાંચકોના હૃદયમાંથી તો આ પુસ્તક તેમના હાથમાં જતાં જ તેના પ્રકાશકો માટે ધન્યવાદના ઉદ્ગારો નીકળી પડશે.

શ્રીયુત નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ. હમેશાં અમારા પ્રત્યે સ્નેહભરી લાગણી ધરાવતા આવ્યા છે. અજામિલને સચિત્ર બનાવવા માટે અમે કરેલી સૂચનાઓનો તેમણે સહર્ષ સ્વીકાર કર્યો છે, અને પુસ્તકને આકર્ષક બનાવવા માટે વખતો વખત અમારી સલાહ પૂછી અમને માન આપ્યું છે એ માટે અમે તેમના આભારી છીએ.

'અજામિલ'ની ચાલુ વાર્તા વાંચકોનો આદર પામી હતી એ જ રીતે 'અજામિલ'નું આ પુસ્તક વાંચકોનો સારો સત્કાર પામે, અને ગુજરાતી ભાષામાં એના જેવી ઉચ્ચ કોટીની નવલકથાઓ વિશેષ પ્રમાણમાં પ્રગટ થાય એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

કોઠી પાસે,
વડોદરા.
નૂતન વર્ષ: સં. ૧૯૮૪.

તારાચંદ્ર પોપટલાલ અડાલજા
('વીરની વાતો'ના કર્તા)

# અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ ભાગ બીજાની

## અ નુ ક્ર મ ણિ કા



## ચિત્રોની અનુક્રમણિકા

# અજામિલ

અથવા

# ગરીબનું નસીબ ગરીબ

## ભાગ ૨ જો



### પ્રકરણ ૧ લું

#### કપટજાળ

પિતાપુત્રી જવા નિકળ્યાં. જંકુડાએ વિવેક કર્યો, "ચાલો, હું આપને ગાડી સુધી મૂકી જઉં."

"તમે બહાર જાઓ ત્યારે આ ઓવરકોટ પહેરીનેજ જજો, કારણ ઠંડી વધારે છે," મહાત્માએ સૂચના આપી. જંકુડો ફરી એ સૂચના થવાની રાહ જુએ તેવો નહોતો. તેણે હોંસથી ઓવરકોટ પહેરી લીધો, અને પિતાપુત્રીની આગળ થયો.

માધવે આ બધું જોયું છતાં કંઇ જોયું જ ન હોય તેમ લાગ્યું. દષ્ટિ પોતાના મનમંદિરની મૂર્તિ ઉપર ઠરી રહી હતી. તે ત્યાં રહી ત્યાં સુધી માધવનું સઘળું લક્ષ તેનામાં જ પરોવાયું હતું, પોટકું છોડતી વખતે, કપડાં અને કામળી ઉખેળતી વખતે, માંદી સ્રીને જોતી વખતે, નાની છોકરીના ઘા તરફ માયા દર્શાવતી તેની દરેક હિલચાલ તે તપાસતો હતો; તેની વાણી સાંભળવા યત્ન કરતો હતો. એ જ આંખો, એ જ લલાટ,

એજ સૌંદર્ય, ચાલવાની એ જ છટા, માત્ર તેનો અવાજ ઓળખાતો નહોતો. દરિયા કિનારેના બાગમાં થોડા ભાંગ્યા તુટ્યા શબ્દોનો ધ્વનિ તેના કાને એક વખત પડ્યો એટલું જ. તેની વાણી સાંભળવા, તેની સ્વર-સંગીતની મજા ચાખવાને તેણે પોતાનું અડધું આયુષ્ય આપી દીધું હોત, પરંતુ જંકુડાની રડાકુટના નગારામાં એ સ્વર સંગીતની પીપુડીનો નાદ ઢંકાઈ ગયો હતો.

મહાત્માની પુત્રીએ ઓરડાની બહાર પગ મૂકયો ત્યારે માધવના મનમાં એક જ વાત સ્ફુરી હતી: તેની પાછળ પાછળ જવું, તેનો માર્ગ જાણી લેવો, તે કયાં રહે છે, તેની ખાત્રી કર્યા વિના તેને છોડવી નહી, ગમે તે રીતે આમ દૈવયોગે તે મળી આવી છે તો પુનઃ તેને નજ ગુમાવવી. તે સ્ટુલ ઉપરથી કુદ્યો, ટોપી માથે નાખી, બારણું ઉઘાડવા ગયો, પરંતુ આગળીયાને હાથ લગાડતાં જ એક વિચારે તેને અટકાવ્યો. 'જંકુડો મહાત્માની સાથે ગયો હતો તે હજી વાતે જ વળગ્યો હોય, મહાત્મા ગાડીમાં ન બેઠા હોય, અને કદાચ ચાલીમાંથી નીકળતી વખતે તે પોતાને જુએ તો? માધવને આ ઘરમાં જોઈ તે ભડકી ઉઠે અને તેની નજર ચુકાવવા માટે તે નાસી જાય તો? શું કરવું? જરા વાર થોભી જવું? પરંતુ તેટલા સમયમાં તો ગાડી ચાલી જાય.' માધવ મુંઝાયો, જોખમ ખેડવા તત્પર બન્યો અને ઓરડાની બહાર નિકળ્યો. આસપાસ જોયું, ચાલીમાં કોઇ નહોતું. તે દાદર તરફ દોડ્યો, ત્યાં પણ કોઈ નહોતું. શ્વાસ ભરતે રસ્તા ઉપર આવ્યો, રસ્તાને છેડે એક ગાડી મોટી સડક તરફ વળતી જણાઈ.

માધવ એક આડી ગલીમાં દોડ્યો, મોટી સડક ઉપર આવ્યો. ગાડી પરેલ તરફ જતી હતી; તે દૂર નિકળી ગઈ હતી અને તેને પકડી પાડવાનું સાધન નહોતું. તરત જ એક ભાડુતી વિકટોરિયા સામેથી આવતી જણાઇ. હવે એક જ ઉપાય બાકી હતો, તેમાં બેસીને ગાડી પાછળ જવું. માધવે હાંકનારને ઉભા રહેવા ઈસારત કરી, અને બુમ પાડી, "કલાકને હિસાબે." માધવના કપડાનું ઠેકાણું નહોતું, કોટ જુનોજ હતો, બે ત્રણ બટન તુટી

ગયાં હતાં, ખમીસનો કૉલર ફાટી ગયો હતો. હાંકનારે ગાડી અટકાવી, ત્રાંસી આંખે માધવ તરફ જોયું અને પોતાનો ડાબો હાથ આગળ ધર્યો.

"શું છે?" માધવે પ્રશ્ન કર્યો.

"પ્રથમ પૈસા આપો."

માધવને સ્મરણ થયું કે પોતાના ગજવામાં માત્ર ત્રણ જ રૂપિયા હતા.

"કેટલા પૈસા?"

"પાંચ રૂપિયા."

"પાછા ફર્યા પછી, ઘર આગળ આપીશ."

હાંકનાર રાવસાહેબ હતો. તેની તક્ષબદી ભાષામાં બબડ્યો, "સા... મોઠા બાજીરાવની પોર! પુરાં કપડાં તો છે નહી, અને વિકટોરિયામાં બેસવાનું માગે છે." રાવસાહેબે ચાબુક ઉગામી અને વિકટોરિયા સડસડાટ ચાલી ગઈ.

માધવ વીલે મ્હોંએ જોઈ રહ્યો. બે રૂપીઆ માટે તેણે પોતાનો આનંદ, સુખી પ્રેમ સર્વ ગુમાવ્યું! તેનું હૃદય વિંધાયું. આજ સવારેજ પેલી કંગાળ છોકરીને તેણે આપેલા બે રૂપિયા શૂળ સમાન સાલ્યા. નિરાશાથી ઘેરાયલો માધવ પોતાના ઓરડામાં પાછો ફર્યો. 'મહાત્મા સાંજે પાછા ફરવાના છે અને એ વખતે તેની પાછળ જઈ શકાશે.' આ વિચારે માધવે સંતોષ માન્યો હોત, પરંતુ તે એટલો વિચારગ્રસ્ત હતો કે, મહાત્માના શબ્દો તેના લક્ષમાં નહોતા.

દાદર ચડતી વખતે માધવે, કોટ જેવી ઉભી ભીંતની સામેની બાજુએ મહાત્માના ઓવરકોટમાં સજ્જ થયેલા જંકુડાને એક બીહામણા સ્વરૂપના મનુષ્ય સાથે વાત કરતો જોયો. માધવને લાગ્યું કે આ કોઇ ભયંકર નિશાચર છે.

માધવ ધીરે ધીરે દાદર ચડી ગયો. ઓરડામાં પગ મુકતી વખતે ચાલમાં પોતાની પાછળ જંકુડાની મોટી છોકરીને આવતી જોઇ. આ છોકરી તેની આંખમાં ખૂંચતી હતી, કારણ સવારે બે રૂપિયા લઇ જનાર

તેજ લુચ્ચી હતી. હવે તે રૂપિયા પાછા માગવાનો સમય નહોતો, કારણ ગાડી અને મોટર બંને બહુજ દૂર નિકળી ગયાં હતાં.

માધવ પોતાના ઓરડામાં ગયો, અને પોતાની પાછળ બારણું ખેંચ્યું, પરંતુ તે બંધ થયું નહિં. તેણે પાછળ જોયું, બારણા ઉપર કોઇનો હાથ હતો !

"કોણ ?" તેણે પ્રશ્ન કર્યો.

માધવે જોયું કે એ તો એની એજ છોકરી. કર્કશ સ્વરે તે બોલ્યો, "હું તુજ કે ? શું જોઇએ છે ?"

તે વિચારમાં પડી. જે નિડરતા સવારે તેનામાં હતી તે અત્યારે ન હોતી. તે અંદર આવી નહી, બહાર અંધારી ચાલમાંજ ઉભી રહી.

"માધવ શેઠ !" તે બોલી, "તમે ચિંતાતુર જણાઓ છો, તમને શું થાય છે ?"

"કંઇજ નહી, ચાલી જા." માધવે પુનઃ બારણું ખેંચ્યું, પરંતુ છોકરી તો જળોની માફક બારણાને વળગીજ રહી.

તે બોલી, "જરા સબુર કરો, નાહક ચીડાઓ નહી. તમો તાલેવાન નથી, છતાં આજે સવારે તમે દયાળુ, મારા તરફ માયાળુ બન્યા હતા. તમને શું થાય છે તે કહો. તમે શોકાતુર છો એ તો સ્પષ્ટ છે. તમારી ચિંતા ટાળવાને હું શું કરી શકું ? માધવ શેઠ, તમારા હૃદયની છુપી વાતો હું જાણવા માગતી નથી, અને તે તમારે મને જણાવવાની જરૂર પણ નથી, પરંતુ મને લાગે છે કે હું આપને મદદકર્તા થઈ શકું. મારા પિતાને જેવી રીતે મદદરૂપ થઇ પડું છું તેવી રીતે આપને પણ સહાય કરી શકું."

માધવને એક વિચાર સુઝયો. ડુબતા માણસને તણખલામાં પણ આશા જણાય છે. તે છોકરી પાસે ગયો અને કહ્યું, "છોકરી, જો, સાંભળ; એક વૃદ્ધ ગૃહસ્થ અને તેની પુત્રીને તું અહીં લઇ આવી હતી ખરૂં ?"

"જી હા."

"તેમનું સરનામું તું જાણે છે ?"

"જી ના."

"ત્યારે મારા માટે તેની તપાસ કરી આવ."

છોકરીની નિસ્તેજ આંખો પ્રથમ ચમકી હતી, પરંતુ પુનઃ તે શોકમય બની.

"કેમ, તારાથી એ બનશે ?"

"જરૂર, અને રૂપાળી છોકરીનું સરનામું તમને મળવાનુંજ," છોકરીએ માથું નીચું નમાવ્યું, અને એકદમ બારણું બંધ કર્યું. માધવ ખાટલા ઉપર પડ્યો. તેનું મસ્તક ધમધમવા લાગ્યું, મગજ વિચારોથી ઘેરાયું.

અચાનક તે સચેત થયો. જંકુડાનો ઘોઘરો, કર્કશ સ્વર તેણે સાંભળ્યોઃ—"મારી પક્કી ખાત્રી છે. મેં તેને બરાબર ઓળખી લીધો છે."

'જંકુડો કોની વાત કરતો હતો ? તેણે કોને ઓળખી લીધો હતો ? પોતાની મનોદેવીના પિતાને ? શું જંકુડો તેને ઓળખતો હતો. જે માહિતી વિના પોતાનું જીવતર ખારૂં લાગતું હતું તે માહિતી આમ અચાનક અણધારી રીતે તેને મળશે ?' તે ઉભો થયો, સ્ટુલ ઉપર ચડ્યો અને તડમાંથી જંકુડાની અંધારી ગુફામાં જોવા લાગ્યો. જંકુડો હમણાંજ ત્યાં આવ્યો હોય તેમ જણાતું હતું, કારણ તેનો શ્વાસ સમાયો નહોતો. તેની છોકરીઓ ચુલા પાસે બેઠી હતી. મોટી છોકરી નાની છોકરીના હાથ ઉપર પાટો બાંધતી હતી. તેઓની માતા બીછાના ઉપર ઉછાળા મારતી હતી. જંકુડો આંખો મટમટાવતો ઓરડામાં લાંબી ફલાંગો ભરતો હતો.

દિગ્મૂઢ, બાહાવરી બનેલી સ્ત્રીએ અંતે પૂછવાની હિંમત કરી, "શું ખરેખર તમે તેને ઓળખો છો ? ખાત્રીપૂર્વક ?"

"ચોક્કસ. આઠ વર્ષની વાત છે, છતાં મેં તેને ઓળખી લીધો. કેમ તને કંઇ ખ્યાલ નથી આવતો ? અરે એજ શરીર, એજ ચહેરો, એજ ઉંચાઇ; ફરક માત્ર એટલોજ કે તેનો વેશ સારો છે. હં...લુચ્ચા સા... તને આબાદ પકડ્યો છે !"

પોતાની છોકરીઓ તરફ જોઇ તે બોલ્યો, "જાઓ, તમે બંને બહાર જાઓ, બરાબર પાંચ વાગે બંને પાછાં આવજો, તમારૂં કામ પડશે."

જંકુડો પુનઃ ઓરડામાં આંટા ફેરા મારવા લાગ્યો. ક્ષણ ભર ત્યાં મૌન ફેલાયું.

સ્રી તરફ ફરી, હાથની અદબ વાળી તે બોલી ઉઠયો, "જો, તને એક વાત કહું. પેલી જુવાન છોકરી......"

સ્ત્રી ચમકી, "હં, તેનું શું ?"

જંકુડો વાંકો વળ્યો અને કાનમાં કહ્યું, "એ પેલી જ છોકરી છે."

"પેલી ?" સ્રી આશ્ચર્યચકિત બની.

"પેલી" શબ્દમાં આશ્ચર્ય, કોપ, તિરસ્કાર અને રાક્ષસી ઉગ્રતાની લાગણીઓ વ્યક્ત થતી હતી.

તે બરાડવા લાગી, "એમ બનેજ કેમ ? મારી છોકરીઓ ઉઘાડે પગે અને ચીંથરેહાલ રખડ્યા કરે અને એ આમ રોફમાં ફરે ? એ કોઇ કાળે બને જ નહી."

"હું કહું છું તે સોળેસોળ આના સાચું છે, તારી પણ ખાત્રી થશે !"

પતિના વચનથી સ્રી ઉશ્કેરાઇ, હેડંબા જેવું મોં ફાડી તે છાપરા તરફ જોઇ રહી. માધવને લાગ્યું કે જંકુડા કરતાં પણ તે ચડે તેવી, વાઘણ જેવી છે.

ખાટલા ઉપરથી તે ઉતરી, નસ્કોરાં ફુલાવી, ડાચું ફાડી મુઠ્ઠી વાળી તે ઉભી રહી, પુનઃ બીછાના ઉપર પડી. પતિ પત્નીના બળાપા તરફ લક્ષ આપ્યા વિના આંટાફેરા મારતો હતો. પળવાર મૌન રહી તે ખાટલા પાસે આવ્યો અને ધીરે સાદે બોલ્યો, "એક બીજી વાત પણ તને કહી દઉં. મારૂં ભાગ્ય ઉઘડી ગયું છે. મારા દુઃખનો અંત આવ્યો છે. ભૂખમાં ધરાઇને ખાવાનું અને ગળું સુકાય ત્યારે છાંટોપાણી લેવાનું મને મન થાય છે. હવે મારો વખત આવ્યો છે, અને હું આમ ને આમ ગરીબીમાંજ સડી સબડી જાઉં તે પહેલાં નાનો સરખો શેઠિયો બનવાનો મારો વિચાર છે."

"એટલે ? તમે શું બોલો છો ? હું તો કંઈ સમજતી નથી."

"તું સમજતી નથી ? ઠીક ત્યારે સાંભળ," અચાનક કંઇ યાદ આવ્યું હોય તેમ જંકુડાએ પોતાનો સ્વર બહુજ ધીમો કરી નાંખ્યો. માધવે કાન સરવા કર્યા.

"સાંભળ, શિકાર આબાદ સપડાયો છે. વીસપચીસ રૂપિયા લઇને સાંજે ૭ વાગે એ આવવાનો જ, ઘરનું ભાડું કાલે આપવાનું છે એમ કહીને મેં તેને એવો ભરમાવ્યો છે કે તે આજે ૭ વાગે આવશે. એ વખતે આપણો પાડોશી ફરવા કે વીશીમાં ખાવા ગયો હશે, અને બાપી ગામમાં વાસણ માંજવા ગઇ હશે. ઘરમાં બીજું કોઇ પણ નહી હોય. પાડોશી તો રાતના અગિયાર વાગ્યા પહેલાં કોઈ દિવસ પાછો આવતોજ નથી. નાની છોકરીઓ દેખરેખ રાખશે, તું મને મદદ કરજે, એટલે એ એની મેળે ઠેકાણે આવશે."

"અને તે આધીન નહી થાય તો ?"

"આપણે તેમ કરવાની તેને ફરજ પાડશું."

તે ખડખડાટ હસ્યો. માધવે આ પહેલી જ વાર તેને હસતાં જોયો, પરંતુ આ હાસ્ય સાંભળનારને કંપાવે તેવું હતું. જંકુડાએ એક ભાંગીતુટી પેટી ઉઘાડી, તેમાંથી એક જરીપુરાણી ટોપી કાઢી, કબજા સાથે ઘસીને સાફ કરી અને માથે મૂકી.

"ચાલ, હવે હું જરા બહાર જઇ આવું. મારે કેટલાક મારા જેવા ભલા માણસોને મળવું છે. જેમ બને તેમ જલદી જ પાછો આવીશ, કારણ આવી સોનેરી તક હાથમાં આવી ચડી છે. તું ઘરમાં જ રહેજે, સમજી કે ?"

તે થોડેજ દૂર ગયો હશે એટલામાં બારણું પુનઃ ઉઘડ્યું અને તેનો લુચ્ચાઇથી ભરેલો ચેહેરો ફાટમાંથી દેખાયો. તે બોલ્યો, "હું કહેતાં ભૂલી ગયો. આ લે દસ રૂપિયાની નોટ; તેમાંથી કોલસાની એક ગુણ લઈ આવજે."

"કોલસામાં ત્રણેક રૂપિયા જશે, બાકીનું હું ઘી તેલ અને મીઠું મરચું વિગેરે સામાન લઇ આવીશ."

"બળી ગયું તારૂં ઘી તેલ, મારે બીજું પણ ખરીદવાનું છે."

"તમારે કેટલા પૈસાનો ખપ છે ?"

"૭ સાત રૂપિયાનો."

"ત્યારે પછી ખાઇશું શું, રામપાતર ?"

"અત્યારે ખાવાની માથાકુટ ન કર. ખરૂં કામ છે, તેપર ધ્યાન રાખને."

જંકુડાએ બારણું પુનઃ બંધ કર્યું. ચાલીમાંથી જતાં અને દાદર ઉતરતા જંકુડાનાં પગલાં માધવે સાંભળ્યાં. ટાવરમાં એક વાગ્યાનો ટકોરો થયો.

---

## પ્રકરણ ૨ જું
## પોલીસની મદદ

માધવ સ્વપ્નવત્ ઉભો હતો. છતાં તેનો સ્વભાવ દૃઢ અને ખંતીલો હતો. તેના એકાંત જીવનમાં દયા અને મમતાએ વાસ કર્યો હતો. તે ચીડીયો ન હતો, પરંતુ ક્રોધ અત્યારે સહજ ઉત્પન્ન થયો. જંકુડાએ ઉચ્ચારેલા કુટીલ શબ્દોમાં તેને ઉંડો ભરમ જણાયો. તેને લાગ્યું કે કપટ-જાળ બીછાવવાનો તાગડો રચાય છે. કરોળીયાની જાળના જેવી જંકુડાની જાળની કપટજાળને છિન્નભિન્ન કરી નાખવાને તત્પર બન્યો.

જંકુડાના વર્તનથી ઉપજેલા ત્રાસમાં પોતાની પ્રિય પ્રતિમાને સહાય કરવા પોતે શક્તિમાન્ થશે એ વિચારથી માધવને આનંદ થયો. પરંતુ હવે કરવું શું? મહાત્મા સાંજે આવે ત્યારે દરવાજા પાસે ઉભા રહી તેને આ જાળની ચેતવણી આપવી? પરંતુ તેમ કરતાં જંકુડો અને તેના મળતીયા તેને જુએ તો? એ લત્તો ઉજ્જડ હતો તેથી તેઓ મહાત્માને આાડે અવળે રસ્તે લઇ જાય અને જે માણસને બચાવવાનો હતો તે સદાને માટે ગુમ થઇ જાય. હમણાં જ એક વાગ્યો હતો, જાળ છ વાગે પથરાવાની હતી, માધવના હાથમાં પાંચ કલાકનો વખત હતો. માત્ર એક કામ કરવાની જરૂર હતી. પોતાનો સારામાં સારો કોટ તેણે પહેરી લીધો, ટોપી માથે મૂકી, અને લીલાં ઘાસ ઉપર ચાલતો હોય તેવી રીતે જરા પણ અવાજ કર્યા વિના તે બહાર ચાલી ગયો.

ઘરમાંથી બહાર નિકળી તે પાયધુની તરફ જવા લાગ્યો. માર્ગમાં એક નાની દિવાલ વંડી ઉપર બેસી બે માણસોને છૂપી વાત કરતા તેણે જોયા. માધવ તરફ તેઓની પીઠ હતી. એક દાઢીવાળો ફક્કડ હતો અને બીજો ચીથરે હાલ સફેદ વાળવાળો બુઢીયો હતો.

માધવે લક્ષપૂર્વક સાંભળ્યું, "એ લુંટારાની ચંડાળ ચોકડીના કામમાં વાંધો આવે જ નહી, એ દરેકને પાંચસો રૂપિયા મળવાના. વધુમાં વધુ શિક્ષા થાય તોય પાંચ છ કે દશ વર્ષની તેમાં શું?"

બીજો માણુસ કમકમ્યો, "એ વાત તો ખરી, પરંતુ એવા લોભમાં તણાઇને એવું દુઃખ વહોરી લેવું જોઇએ નહી."

બુઢીયો બોલ્યો, "હું શરત મારૂં છું કે એ કામમાં વાંધો નહી જ આવે. પેલા ભાઇ......તેનું નામ શું?...તેની કપટજાળ તૈયાર થઇ ગઇ હશે જ."

તેઓ બીજી વાતે ચડ્યા. માધવ આગળ ચાલ્યો. તેની ખાત્રી થઈ કે આ ભેદભર્યાં વચનોને જંકુડાની કપટજાળ સાથે કંઇક સંબંધ હોવો જોઇએ. તે પાયધુની પોલીસ ચોકી આગળ આવ્યો અને મોટા સાહેબની તપાસ કરી.

"તે અહિંયાં નથી," એક સીપાઇ દાદાએ જવાબ આપ્યો, "પરંતુ તેને બદલે એક ઇન્સ્પેકટર સાહેબ છે, તેને મળવું છે? કંઈ જરૂરી કામ છે?"

"હા."

સીપાઇ દાદા માધવને મોટા સાહેબની ઓફીસમાં લઈ ગયા. ત્યાં એક ઉંચો માણુસ હાથમાં એક જાડો વજનદાર કોટ ઉપાડી બારીકાઇથી તપાસતો હતો. તેની આંખો સામા માણુસના હૃદયના ઉંડાણુમાં પેસી જાય એવી મારકણી હતી. આ માણુસ જંકુડા કરતાં ઓછો બિહામણો, ઓછો ઝનુની ન લાગ્યો.

માધવને જોતાં જ તેણે પ્રશ્ન કર્યો, "કોનું કામ છે?"

"પોલીસ કમીશનરનું."

"તે અહીં નથી. તમારે તેનું શું કામ છે?"

"કામ બહુ જ છૂપું, અતિ મહત્વનું છે."

"એમ હોય તો જલદી જણાવો. હું આ ભાગનો વડો છું."

આ માણુસના સ્વભાવમાં ડર અને વિશ્વાસ બંને વ્યક્ત થતા હતા.

માધવે તમામ હકીકત જણાવી. સ્થળની નિશાની આપતાં ઘરનો નંબર ૫૦–૫૨ જણાવ્યો.

આ નંબર સાંભળી ઇન્સ્પેકટર ચમકયો, મસ્તક ઊંચું કર્યું, અને ઠંડે પેટે જવાબ આપ્યો, "ચાલીના છેડેના ઓરડામાં જ હશે. ચંડાળ ચોકડીનો આમાં હાથ હશે."

"ચંડાળ ચોકડી !" માધવ ચમકયો, "હા, એ નામ મેં હમણાં જ સાંભળ્યું હતું."

આ વાર્તાના 'લુટારાની ચોકડી' નામક પ્રકરણમાં વર્ણવેલા ચાર લુટારા–બાજીયો, ગબલો, ખોડીયો અને મૂળુને વાંચકો વિસરી નહી જ ગયા હોય. એ જ આ ચંડાળ ચોકડી.

માધવે દાઢીવાળા ફક્કડ અને બુઢીયા વચ્ચે થયેલી વાતચીત ઇન્સ્પેકટરને જણાવી. ઇન્સ્પેકટર બબડ્યો, "દાઢીવાળો ફક્કડ ખીમલો હશે અને બુઢીયો ભગુડો ઉર્ફે ભીમસિંહ હશે." પુનઃ તે જમીન તરફ જોઈ વિચારમાં પડ્યો.

"૫૦–૫૨. ત્યાંની વસ્તીને હું ઓળખું છું. તે ઘરમાં ભાડુતો આપણને ન જોઈ શકે એવી રીતે છૂપાઈ રહેવું મુશ્કેલ છે. એમ થાય તો બધો રંગ બગડી જાય. તેમ ચાલે જ નહી, મારે તો તેઓના ઢોંગધતુરા નજરે જોવા છે."

વિચારમાળા પૂરી થઇ. માધવ તરફ ફરી પરીક્ષક દૃષ્ટિથી તેણે પૂછ્યું, "તમને આ માણસોનો ડર લાગે છે ?"

માધવના ઉત્તરમાં બેદરકારી જણાઈ, "તમારા ડર કરતાં વધારે તો નહિ."

ઈન્સ્પેકટર માધવ તરફ તાકી રહ્યો અને ગંભીરતાથી તે બોલ્યો. "તમારાં વચનો બહાદુર અને પ્રમાણિક માણસને શોભે તેવાં છે. હિમ્મત પાપથી અને પ્રમાણિકતા સત્તાથી ડરતી નથી."

માધવ વચમાં જ બોલી ઉઠ્યો, "એ તો બધું ઠીક, પરંતુ હવે કરવા શું માંગો છો ?"

"એ ઘરનાં ભાડુતો પાસે રાતને વખતે ઘરમાં જવા માટે એક ખાસ ચાવી રહે છે. તમારી પાસે પણ તે હોવી જોઇએ."

"હા."

"તે મને આપી દો."

માધવે જાકીટના ગજવામાંથી ચાવી કાઢી, ઇન્સ્પેકટરને આપી અને કહ્યું, "જો મારું કહ્યું માનો તો પોલીસનો સારો બંદોબસ્ત રાખજો."

ગરુડ પક્ષીની માફક તીક્ષ્ણ નજર માધવ તરફ ફેંકી ઇન્સ્પેકટરે પોતાના કોથળા જેવા ગજવામાં હાથ નાંખ્યા અને બે પીસ્તોલ કાઢી માધવને આપતાં તે બોલ્યો, "આ લ્યો. ઘેર જાઓ. તમારા ઓરડામાં સંતાઈ બેસજો અને તમે બહાર ગયા છો એમ જ તેઓ સમજે એવી પેરવી કરજો. તમારી દિવાલની તડમાંથી બધું જોયા કરજો. માણસો ત્યાં આવે એટલે થોડી વાર તો તેઓનું ધાર્યું કરવા દેજો. જ્યારે તમને અણીનો વખત જણાય ત્યારે આ પીસ્તોલ ફોડજો, પરંતુ બહુ ઉતાવળ કરતા ના. બાકીનું બધું હું ફોડી લઇશ. હવામાં કે છાપરામાં ગમે ત્યાં એક બંદુકની ગોળીનો અવાજ બસ છે. પરંતુ બહુ આકળા ઉતાવળા ન થવું. તેઓ ત્રાસ વર્તાવે નહિ ત્યાં સુધી શાંતિ રાખવી. તમે કેળવાયલા છો એટલે બધું સમજી શકશો જ. ખરે વખતે એક ક્ષણ પણ ગુમાવવી નહિ. કેટલા વાગ્યા ? અઢી, તમે સાત વાગે કહ્યુંને ?"

માધવે ભુલ સુધારી, "૭ વાગે."

"હા, હજી વખત છે, જો કે ખપ પુરતો જ. મેં તમને કહ્યું છે તે ભુલતા નહિ. બંદુકનો એક અવાજ."

"ઠીક."

માધવે બહાર જવા બારણાનું હેન્ડલ પકડયું. ઇન્સ્પેકટરે બુમ પાડી. "જુઓ, સાંજ સુધીમાં મારી જરૂર પડે તો ઇન્સ્પેકટર ઇનાયતખાનના નામથી તપાસ કરજો."

સમય પાણીના પુરની માફક વહેતો જતો હતો. સાંજે બાપી ગામમાં વાસણ માંજવા જતી વખતે બહાર ખડકીને સંચો (તાળું) મારી જતી હતી. માધવે સંચાની ચાવી ઇન્સ્પેકટરને આપી દીધી હતી તેથી વેળાસર ઘરમાં પેસી જવાની અગત્ય હતી. તે નંબર ૫૦–૫૨ વાળા ઘર આગળ જલદી પહોંચી ગયો. ખડકી હજી ઉઘાડી જ હતી. અવાજ કર્યા

વગર તે દાદર ચડી ગયો અને ચાલની ભીતે ભીતે લપાઇને પોતાના ઓર-ડામાં દાખલ થયો. આ ચાલની બંને બાજુએ ઓરડીઓ ભાડે આપવાની હતી. એટલે બાપીએ નિયમાનુસાર તેનાં બારણાં ખુલ્લાં જ રાખ્યાં હતાં. આ બારણા આગળથી જતાં એક અવાગરુ ઓરડીમાં માધવે બારીમાંથી આવતાં અજવાળાની સહાયથી ચાર માણસો બેઠેલા દીઠા. માધવે તેઓને જોવાનો યત્ન કર્યો નહિ, કારણ તેઓ તેને ન જુએ એ સાવચેતી રાખવાની હતી. જરા પણ અવાજ કર્યા વગર, કોઇનું લક્ષ ખેંચ્યા વગર તે પોતાના ઓરડામાં પહોંચ્યો. ખરે વખતે તે પહોંચ્યો હતો, કારણ થોડી વારમાં જ ખડકી વાસીને બાપી બહાર ગઈ.

માધવ ખાટલા ઉપર બેસી ગયો. સાડા પાંચ વાગ્યા હશે. માત્ર અડધા કલાકની વાર હતી. તે ડરકુ નહોતો, પરંતુ કપટજાળની કલ્પના ભયંકર હતી. જંકુડાના ઓરડામાંથી માધવની ભીતની તડમાં લાલધુમ જેવો લોહીના રંગ જેવો પ્રકાશ પડતો હતો. આ પ્રકાશ દીવાનો તો ન જ હોય. એ ઓરડામાં–જંકુડાની ગુફામાં–જરા પણ અવાજ કે હીલચાલ નહોતી અને આ પ્રકાશ માધવે ન જોયો હોત તો એ એમ જ માનતે કે પોતે કોઈ ઉજડ વેરાનમાં કે સ્મશાનમાં બેઠો છે. ધીરેથી તેણે પોતાના બુટ કાઢી નાંખ્યા અને બીછાના નીચે દબાવ્યા થોડીક પળ વીતી ત્યારે માધવે ખડકીનો કચુડડ કરતો અવાજ સાંભળ્યો. દાદર ઉપર ભારે પગલાં સંભ-ળાયાં. જંકુડો ધરે પાછો ફર્યો હતો. તરતજ ભિન્નભિન્ન સ્વરો સંભળાયા. માધવે અનુમાન કર્યું કે તે ધરના તમામ માણસો આવી ગયા છે.

"કોણ ?"

"એ તો હું," જંકુડાએ સ્ત્રીને ઉત્તર આપ્યો.

"શું કર્યું ?"

"બધી તજવીજ થઇ છે. ઉંદરીયું ગોઠવી રાખ્યું છે, બીલાડીઓ પણ તૈયાર છે, માત્ર ઉંદર આવવાનીજ વાર છે."

મંદ સ્વરે તે બોલ્યો, "લે આને દેવતામાં નાંખ."

માધવે કોલસાનો ખડખડાટ, લોખંડી સળીયાનો અવાજ સાંભળ્યો.

જંકુડાએ પુનઃ પૂછ્યું, "બારણાના મીજાગરાને તેલ પુર્યું છે ? તેનો પણ અવાજ ન થવો જોઇએ."

"કંઇ બાકી રહ્યું નથી."

"બાપી બહાર ગઇ ?"

"હા."

"પાડોશીના ઓરડામાં કોઇ નથી એવી ખાત્રી કરી છે ?"

"તે આજ આખો દિવસ આવ્યોજ નથી. અત્યારે તો તે બહાર ફરવા અને જમવા જાય છે."

"એ તો બધું સમજ્યા, તે ઘરમાં છે કે નહિં તે જોવામાં આપણું શું જાય છે ? છોકરી, દીવો લે અને જોઇ આવ."

ભોગ લાગ્યા. હવે શું કરવું ? માધવ નાના બાળકની પેઠે ભાંખોડીયા ભરતો હોય તેમ, ચોપગા જાનવરની માફક હાથ પગ ઉપર શરીર ટેકવી બીછાના નીચે લપાઇ ગયો. બારણાની ફાટમાંથી તેણે દિવાનો પ્રકાશ જોયો અને કોઇ બોલ્યું, "બાપુ, એ તો બહાર ગયા છે." માધવે મોટી છોકરીનો સ્વર ઓળખ્યો.

"તેના ઓરડામાં જોઇ આવી ?"

"ના, પરંતુ બારણું અડકાવેલું છે તેથી તે બહાર ગયા હશે જ," જંકુડાનું માથું ફર્યું, "કંઈ નહિ, અંદર જઇ ખાત્રી કરી આવ."

દ્વાર ઉઘડ્યું. માધવે છોકરીને દીવો લેઇને અંદર આવતી જોઇ. તે છેક બીછાના પાસે આવી, માધવનો જીવ ઉંચો થયો. દિવાલ ઉપર એક અરીસો ખીલા સાથે ટીંગાતો હતો, છોકરી ત્યાં ગઇ દર્પણમાં મુખડું જોયું, મનમાં મકલાઇ, માથે હાથ ફેરવ્યો, વાળ ઠીક કર્યા અને અરીસામાં પડેલા પોતાના પ્રતિબિંબ તરફ જોઇ હસી.

માધવ ધ્રુજ્યો. તેને ડર હતો કે પોતાનો શ્વાસોચ્છ્વાસ છોકરીના કાને પડ્યા વગર નહિ રહે.

જંકુડે બુમ પાડી, "એ...ઇ, અત્યાર સુધી ત્યાં શું કરે છે ?"

વાળ સમારતાં જ છોકરી બોલી, "હું બીછાના અને ટેબલ ખુરશી નીચે તપાસ કરૂં છું. અહીં તો કોઇ જ નથી."

જંકુડો બરાડ્યો, "રાં...ડ, ત્યાં કરે છે શું? ચાલ જલદી."

જતાં જતાં છોકરીએ દર્પણમાં ડોકીઉં કર્યું અને બારણું બંધ કર્યું. પળવાર પછી બંને છોકરીના ઉઘાડા પગ ચાલીની જમીન સાથે ઘસાતાં માધવે સાંભળ્યા. જંકુડો સૂચના આપતો હતો; "એક નળબજારના નાકાને રસ્તે અને બીજી આજુબાજુ રસ્તાના ખૂણા ઉપર ઉભી રહો, સમજી? ખડકી ઉપર જ નજર રાખજો અને કોઇને તરત જ—એકદમ પાછો ફરતાં જુઓ તો...તો... ખડકીની ચાવી તમારી પાસે છે, તરત જ અહીં આવતાં રહેજો."

મોટી છોકરી બડબડી, "પહેરવાને પૂરાં લુગડાં તો મળતાં નથી અને ટાઢમાં આવું કામ કરવાનું, એ પણ ઠીક."

"કાલે તમને છીંટના ચણીયા અને રેશમી પોલકા શીવડાવી આપીશ. જાઓ," જંકુડે વાણીયાગત કરી.

છોકરીઓ દાદર ઉતરી ગઇ, અને બંધ થતી ખડકીના અવાજ ઉપરથી જણાયું કે તેઓ રસ્તા ઉપર પહોંચી ગઇ.

---

## પ્રકરણ ૩ જું

## લુહાર કે રાક્ષસ?

માધવે અનુમાન કર્યું કે હવે પોતાની વેધશાળા, તડ પાસે જવાનો સમો આવી લાગ્યો છે. નિમિષ માત્રમાં તે સ્ટુલ ઉપર ચડી તડમાંથી જોવા લાગ્યો. આખી ગુફા એક મોટી સગડીમાં બળતા લાલચોળ કોલસાથી ઝબકી ઉઠી હતી, અને કોલસામાંથી નિકળતી ઝાળના પ્રકાશમાં એક ચીપીયો, કલાઇગરાનું રેણ દેવાનું હથિયાર અને કેટલાક સળીયા તપતા જોયા. એક ખુણામાં જુના લોખંડના ભંગારનો અને બીજે સણના દોરડાનો ઢગલો પડ્યો હતો. કપટજાળનાં આ સાધનો હોય તેમ લાગતું

હતું. લુહારની કોડ જેવી આ ગુફા બની રહી હતી અને જંકુડો લુહાર નહી પણ સાક્ષાત્ રાક્ષસ જેવો જણાતો હતો.

કાળાં કર્મ કરવા માટે આ ઓરડાની પસંદગી ઉત્તમ હતી. એકાંત ઘરના છેક ખુણાના આ ભાગની બારી પાછળના ખુલ્લા મેદાનમાં પડતી હતી, જેની સામી બાજુએ મીલ મજુરોની ચાલીઓની પાછળની, બારી બારણા વગરની ઉંચી ભીંતો હતી. જંકુડો ચલમ સળગાવી, પાટીયા વગરની ખુરશી ઉપર બેઠો અને ધુમાડાના ગોટેગોટ કાઢવા લાગ્યો.

પોતાની સ્ત્રીને સંબોધી તે બોલ્યો, "ઠીક યાદ આવ્યું. એ ડોકટરો ગાડીમાં આવશે. માટે તું ફાનસ સળગાવીને નીચે જા અને ગાડીનો અવાજ સાંભળ ત્યારે ખડકી ઉઘાડી નાખજે. ફાનસના અજવાળાની મદદથી તેને અહિં મૂકી જઇ તરત જ નીચે જજે અને ગાડીવાળાને ચાલ્યા જવાનુ કહેજે."

"જતા આવતાની ગાડી કરી હશે તો ? તે પૈસા માંગશે તો ?"

જંકુડાએ ગજવામાં હાથ નાખ્યો. ચકચકતો કલદાર રૂપીઓ સ્ત્રીના હાથમાં મૂકી તે બોલ્યો, "લે આ આપજે અને કહેજે કે હવે તારી જરૂર નથી......એ તો ઠીક, પણુ બે ત્રણુ ખુરશીઓ જોઇશે તેનું કેમ થશે ?"

"શું કરવી છે ?"

"પેલા મહાત્મા અને તેની પુત્રીને બેસાડવા માટે."

"તેમાં શું છે ? આ હું પાડોશીના ઘરમાંથી લઇ આવું."

તરતજ તે બહાર નિકળી, સ્ટુલ ઉપરથી ઉતરી બીછાના નીચે છુપાઈ જવા જેટલો માધવને વખત નહોતો.

જંકુડાએ બુમ પાડી. "આ ફાનસ તો લઇ જા."

"કંઈ જરૂર નથી. બે હાથમાં બે ખુરશી રહે પછી ફાનસ કેમ લેવાય. હજી અજવાળું તો છે."

માધવના ઓરડાનું બારણું ઉઘડ્યું. સ્ત્રી અંદર આવી. સંધ્યાનો ઝાંખો પ્રકાશ ઓરડાની વચમાં જ પડતો હોવાથી બંને દિવાલો તરફ અંધારૂં હતું અને આ અંધકારમાં માધવ પણુ ઢંકાઈ જતો હતો. સ્ત્રીએ

તેને જોયો નહી, પોતાનુ ઘર હોય તેમ બે ખુરશી ઉપાડી અને ધીરેથી દ્વાર બંધ કરી ચાલી ગઈ.

ગુફામાં પ્રવેશ કરતાં જ તે બોલી, "લ્યો આ બે ખુરશી."

"ઠીક, આ ફાનસ લે અને જલદી નીચે જા."

જંકુડાએ ખુરશીઓ ગોઠવી, સગડીમાં કોલસા ઉંચા નીચા કર્યા અને ભીંત તરફ ખસેડી, કંતાનનો પડદો નાંખી તેને અદ્દષ્ટ કરી દીધી. દોરડાના ઢગની પાસે જઈ તે તપાસવા લાગ્યો. માધવે જોયું કે પોતાની માન્યતા પ્રમાણે એ માત્ર દોરડાં નહોતાં, પરંતુ લાકડાના કટકા બાંધીને બનાવેલી દોરડાની સીડી હતી, અને તે લટકાવવા માટે છેડે બે હુક હતા. આ સીડી તેમ જ લોખંડી સામાન સવારે ત્યાં નહોતો એટલે પોતાની ગેરહાજરીમાં તે લાવવામાં આવ્યો છે એવી માધવની ખાત્રી થઈ.

"આ તો તાળાકુંચી બનાવવાના હથીઆરો છે." માધવ મનમાં વિચાર કરવા લાગ્યો.

જંકુડાએ એક જુની પેટી ઉઘાડી અને તેમાંથી હમણાં જ સરાણે ચડાવેલી હોય તેવી ચકચકતી લાંબી છરી કાઢી અને અંગુઠા સાથે લગાવી તેની ધારનું પાણી તપાસવા લાગ્યો. માધવે ગજવામાંથી પીસ્તોલ કાઢી અને ઘોડો ચઢાવ્યો જેથી અવાજ થયો. જંકુડો ચમકયો, ખુરશી ઉપરથી ઉભો થયો અને બોલ્યો, "કોણ?"

માધવે શ્વાસ રૂંધ્યો. જંકુડાએ પળવાર કાન તેજ કર્યા પણ પછી હસી પડ્યો, "હું પણ કેવો મૂર્ખો! એ તો પવનનો સુસવાટોજ!"

ટાવરમાં છ વાગ્યા. જંકુડો બબડ્યો, "પ્રભુ કરે અને તે આવે એટલે ગંગા નાયા." તે ખુરશી ઉપર બેસવા જતો હતો તેવામાં બારણું ઉઘડ્યું.

"પધારો મુરબ્બી," સ્ત્રીએ દ્વાર ઉઘાડતાં આવકાર આપ્યો.

"પધારો પધારો, મારા જીવનદાતા!" જંકુડો એકદમ ઉઠી આગળ આવ્યો.

મહાત્મા શાંત, ગંભીર હતા. જંકુડાના હાથમાં તેણે પચીસ રૂપીઆ મૂકયા.

"ફકીરચંદ, લે આ પચીસ રૂપીઆ. તેમાંથી ભાડું આપજે અને બાકીનું વાપરજે. આગળ ઉપર વળી થઇ રહેશે."

"પ્રભુ આપનું ભલું કરે! મારા અન્નદાતા! દયાળુ દેવ!" જંકુડો પોતાની સ્ત્રી તરફ વળ્યો અને કાનમાં કહ્યું, "ગાડીને મોકલાવી દે."

પાણીના રેલાની માફક સ્ત્રી ઓરડામાંથી સરી ગઈ. જંકુડો મહાત્માના પગમાં પડ્યો અને ખુરશી ઉપર બેસવા વિનતિ કરી. સ્ત્રી પાછી ફરી અને જંકુડાના કાનમાં કહ્યું, "બધું બરાબર છે."

મહાત્માનું લક્ષ આ તરફ નહોતું એટલામાં જંકુડાના સદ્ભાગ્યે મહાત્મા બેઠા તેની સામેજ જંકુડો ખુરશી ઉપર બેસી ગયો.

સંધ્યાકાળની તૈયારી, નં. ૫૦–૫૨ નું એકાંત મકાન, સંપૂર્ણ નીરવતા, ભયંકરતા, અંધારી ગુફામાં ઘાસલેટના ડબ્બાનો મેશ ફેલાવતો ઝાંખો દીવો, એક ખુરશી ઉપર શાંત અને ગંભીર મહાત્મા, બીજી બાજુ છુપું હાસ્ય કરતો ભયંકર જંકુડો, ખુણામાં હેડંબા જેવી માતેલી સ્ત્રી, ભીંતના કાણામાંથી એક ચિત્તે સાંભળનાર, દરેક હિલચાલ જોનાર હાથમાં પીસ્તોલ લઇ ઉભો રહેલો માધવ—આ ચિત્ર રૂવાં ઉભાં કરે એવું હતું.

માધવને મૂર્તિમંત ભયંકરતાનું ભાન થયું. તે ભયભીત ન બન્યો, પીસ્તોલ મજબુત પકડી અને "મરજી પડે ત્યારે આ દુષ્ટને હું દબાવીશ" એવો સંકલ્પ કર્યો.

પોલીસ ક્યાંઇ છુપાઇ રહી હશે, નક્કી કરેલી નિશાનીની રાહ જોતી હશે, હથીઆર ચલાવવાને અધીરી બની હશે, આજે જંકુડા અને મહાત્માના પ્રસંગમાંથી પોતાને કંઇક જાણવા જેવું જરૂર મળી આવશે એવા વિચારો તેના મગજમાં રમવા લાગ્યા.

---

## પ્રકરણ ૪ થું

### એકના ચાર

મહાત્માએ પથારી ખાલી જોઇ અને પ્રશ્ન કર્યો, "નાની છોકરીને આંગળીએ કેમ છે?"

મંદ સ્વરે ઉત્તર મળ્યો, "બહુજ હેરાન છે, મુરબ્બી, તેને પાટો બંધાવવા માટે જ ધર્માદા દવાખાનામાં મોટી છોકરી સાથે મોકલી છે, તે હમણાં જ પાછી ફરશે."

રસ્તો જાળવતી હોય તેમ બારણા વચ્ચે ઉભી રહેલી, કોડા જેવી આંખે ચકરવકર જોતી હેડંબા સમાન સ્ત્રી તરફ જોઈ મહાત્માએ કહ્યું, "તમારી સ્ત્રીને તો હવે ઠીક હોય એમ લાગે છે." જંકુડાને જવાબ શોધવા જવું પડે એમ નહોતું, "એ તો મોતમાંથી બચી છે. શું કહું મહાત્મા, ખરેખર એ તો ભડ છે. કાચીપોચી સ્ત્રીનું ગજું નહી. એ તો આજ માતેલા સાંઢ જેવી એટલે દુઃખ સહન કરી શકે."

પોતાની પ્રશંસાથી સ્ત્રી ફુલાઈ, "બળ્યું મને ફુલાવીને છાપરે ન ચડાવો."

જંકુડાએ વાત વાળી લીધી, "મહાત્મા, સારા નસીબે સ્ત્રી કહ્યાગરી મળી છે. મારા માટે પ્રાણ પાથરે છે, નહી તો આ સંસાર ઝેર જેવોજ લાગે. નસીબના બળીયા! હાથ છે, પણ કામ નથી; મહેનત કરવાની તાકાત છે, પણ મજુરી નથી; સરકાર અમારા જેવાને ઠેકાણે પાડવા શું કરે છે? ઇચ્છા હોય, પણ સાધન વિના શું કરીએ? મારી છોકરીઓને જ કંઇ ભરવા ગુંથવાનો, સીવવાનો, અરે નહી તો છેવટ ટોપલાટોપલી બનાવવાનો ધંધો શીખવવા મારી ઉમેદ છે. પણ તે કયાંથી પાર પડે? અમે પડ્યા કંગાળ, અમારૂં કોણ બેલી? સારો વખત હતો ત્યારે બધું હતું. હમણાં તેમાંનું કંઈ નથી. માત્ર એક વસ્તુ છે અને તે આ ચિત્ર, મારૂં માનીતું ચિત્ર, તે આપી દેતાં મારા પ્રાણ કંઠે આવશે. પણ શું કરીએ? પેટનો ખાડો પુર્યા વિના કંઇ ચાલવાનું છે? જેમ તેમ કરી જીવનદોરી તો ટકાવવી જ પડેને!"

જંકુડો જેમ આવે તેમ ભરડ્યા કરતો હતો. તેનું ચિત્ત સ્વસ્થ ન હોય એમ સ્પષ્ટ જણાતું હતું.

એવામાં માધવે એક નૂતન આકૃતિ જોઇ. તેણે ખાદીની બંડી પહેરી હતી, હાથ ઉઘાડા હતા અને તેના ઉપર ત્રાજવા–છુંદણા ટકાવેલા હતા. મોંઢા ઉપર બોકાની બાંધી હતી, જેથી આંખ અને નાકનો જ ભાગ

માત્ર જોઈ શકાતો હતો. જરા પણ અવાજ કર્યા વગર અદબ અને પલાંઠી વાળીને બીછાના પાસે જંકુડાની સ્ત્રીની પાછળ બેઠો. મહાત્માની આંખો ચમકી. જંકુડાએ આ જોયું અને ઓવરકોટનાં બટન બીડતાં બોલ્યો, "આપ આ ઓવરકોટ તરફ જુઓ છો ? એ તો મને બરાબર બંધબેસતો છે."

"આ માણુસ કોણ છે ?" મહાત્માથી પૂછ્યા વિના ન રહેવાયું. "આ...એ તો અમારો પાડોશી છે. ઘરના માણુસ જેવો છે."

દયામણું મોં કરી જંકુડે આગળ ચલાવ્યું, "મુરબ્બી અમારે બધું વેચી નાંખવું પડ્યું છે, બધું જ માત્ર આ એક છબી......"

બારણા પાસે સેજ અવાજ થયો. બીજો માણુસ અંદર આવી સ્ત્રીની પાછળ બેસી ગયો.

"તેમની દરકાર કરવાની નથી." જંકુડો બોલ્યો, "એ આ ઘરના ભાડુતો છે. હું જે છબીની વાત કરૂં છું તે આ રહી." જંકુડાએ દિવાલ સાથે ટેકવેલી એક છબી બતાવી. છબી જુનીપુરાણી હતી અને ઉંધાઇએ તેમાં ઠેકઠેકાણે કાણાં પાડ્યાં હતાં.

"ચિત્રકળાનો આ ઉત્તમ નમૂનો છે. મારી પુત્રીઓ કરતાં આ ચિત્ર માટે મને વધારે ભાવ છે, કારણુ તેથી જુનો સમય મને યાદ આવે છે. પરંતુ હું આપને વચન આપી ચૂકયો છું, અને હું એકવચની છું, તેથી હું ખુશીથી આપને તે વેચીશ, કારણુ હું બહુ જ રંક છું, તદ્દન ગરીબ..."

ચિત્ર જોતાં જોતાં કોઇ દૈવી પ્રેરણાથી મહાત્માની દૃષ્ટિ ઓરડાના દ્વાર તરફ ગઇ. બેને બદલે હવે ચાર માણુસો ખુલ્લા હાથવાળા, બોકાની બાંધેલા બેઠા હતા. જંકુડાએ જોયું કે મહાત્માની નજર આ માણુસો ઉપર ઠરી છે.

---

## પ્રકરણ ૫ મું

### જંકુડો કે જલુ ઠાર !

"મહાત્મા, આ બધા મારા મિત્રો છે. પાડોશમાંજ રહે છે. બીચારાને આખો દિવસ કોલસામાં રહેવું પડતું હોવાથી કાળા દેખાય છે

મીલમાં બોયલરમાં કોલસો પૂરવાનું કામ કરી પેટ ભરે છે. એમની દરકાર કરવાની જરૂર નથી. મારા પ્રભુ, આપ આ ચિત્રને બરાબર નીહાળો. મારી રંક અવસ્થા ઉપર રહેમ લાવો. એનું ભારે મૂલ્ય હું નથી માગતો. આપ તેની શું કિમ્મત આંકો છો ?"

મહાત્મા સાવધ બન્યો, જંકુડા તરફ ધારી ધારીને જોયું અને કહ્યું, "આ તો કોઇ વીશીના દેખાવ જેવું છે. તેની કિમત બહુ બહુ તો ત્રણ ચાર રૂપીઆ આવે."

ઠંડે પેટે જંકુડો બોલ્યો, "આપની નોટબુક (ડાયરી) સાથે છેને ? માત્ર બે હજાર રૂપીઆ મળે એટલે બસ, એટલાથી જ મને સંતોષ થશે."

મહાત્મા ટટાર થયો, બરડો ખુરશીની પીઠ સાથે ટેકવ્યો. આખા ઓરડામાં એ અંધારી ગુફામાં તેની નજર ફરી વળી. બારી તરફ તેના ડાબા હાથે જંકુડો હતો, બારણા તરફ તેના જમણા હાથે જંકુડાની સ્ત્રી હતી. પેલા ચાર જણા તો મહાત્મા તરફ તેઓની નજરજ ન હોય એમ પુતળાની માફક બેઠા હતા. જંકુડો ગરીબાઇથી, ગાંડા બનેલા ચકરમની માફક ઝનુની આંખો અને ઉંડા અવાજથી બબડવા લાગ્યો.

"મુરબ્બી, આપ આ ચિત્ર ન ખરીદો તો પછી મારો એક આરો નથી. પછી તો દરીયો પૂર્યેજ છુટકો. છોકરીને સીવણ કામ શીખવું તો સંચો જોઇએ, સોય દોરા વિના તો ચાલેજ નહી, કાતર, અંગુઠી અને બીજું શું શું ન જોઇએ ? ટોપલાટોપલી બનાવે તો વાંસ, છરો એ લાવવાનું ખરૂં જ અને ભુલમાં આંગળી છોલાઈ જાય કે કાપો પડે એ નફામાં. આટલું કરીનેજ આખો દિવસ વૈતરૂં કરે ત્યારે ત્રણ ચાર આનાના પૈસા મળે એમાં પેટનું પૂરૂં કેમ થાય ?"

મહાત્મા એક ચિત્તે જંકુડા તરફ જોઇ રહ્યો હતો. જંકુડો ફાવે તેમ બબડતો ગયો. પણ તેની નજર તો બારણા તરફજ હતી. માધવની નજર બન્ને તરફ ફર્યા કરતી હતી. મહાત્માને એમજ લાગ્યું કે આ કોઈ ભયંકર ચકરમ છે.

"જરૂર, જરૂર, મારે દરીયોજ પૂરવો પડશે. એક વખત તો હું ચોપાટી

ઉપર દરીયામાં ઘુંટણુપૂર પાણી સુધી ગયો હતો, પણ......" તેની આંખ ચમકી ઉઠી, તે ઉઠ્યો, એક ડગલું આગળ વધ્યો અને ગર્જના કરી, "એ બધી કુથલીનું કાંઈ કામ નથી. તું મને ઓળખે છે ?"

તરતજ અંધારી કોટડીનું બારણું ઉઘડ્યું, અને કાળા કપડામાં ઢંકાયલા ત્રણ નરપિશાચો નજરે પડ્યા. પહેલા દુબળેખાંના હાથમાં લોઢાની કડીવાળો દંડુકો હતો, બીજા રાક્ષસી પુતળાના હાથમાં ફરશી હતી અને ત્રીજા વિશાળ ખભાવાળા નરાધમની મુઠીમાં કોઈ જેલમાંથી ગચ્છતી કરેલી જાડી લઠ્ઠ જેવી ચાવી ઝુલતી હતી.

જંકુડો આ નરપિશાચોની રાહ જોઈ રહ્યો હતો, તેથી વાતમાં વખત ગાળતો હતો. દુબળેખાં, દંડુકાવાળાને પ્રશ્નો પૂછી તેણે થકવી નાંખ્યો.

"બધું તૈયાર છે ?"

"હા."

"મનુડો ક્યાં છે ?"

"એ ભગૂતડો તમારી છોકરી સાથે ગપ્પાં મારવા રોકાયો છે."

"કઈ છોકરી ?"

"મોટી."

"નીચે ગાડી ઉભી છે ?"

"હા."

"માલીયો તૈયાર છે ?"

"તૈયાર."

"ઘોડા તેજ છેને ?"

"અસલ પાણીદાર."

"કહ્યું છે ત્યાં જ ઉભી છે ને ?"

"બરાબર ત્યાં જ."

"સાબાશ !" જંકુડાની પ્રશ્નમાળા પૂરી થઈ.

મહાત્માનો ચેહેરો ફીકકો પડ્યો. ભયની આગાહી થઈ, ચોમેર તેણે

નજર ફેરવી. વસ્તુસ્થિતિ જોઈ, પણ ભયનાં ચિન્હોનો તેના મુખ ઉપર અભાવ હતો.

મહાત્મા, ભલો, વૃદ્ધ જણાતો મહાત્મા પળમાં પહેલવાન જેવો જણાયો. પોતાના હાથ ખુરશીના હાથા ઉપર ટેકવ્યા અને છાતી કાઢી કંઈ હોય જ નહી તેમ આશ્ચર્યજનક નીડરતાથી બેસી રહ્યો.

કેટલાક માણસો જેટલા ભલા હોય છે તેટલા જ નીડર હિમ્મતવાન હોય છે. આ વૃદ્ધ માણસ પણ તે પંક્તિનો હતો. આવા મહાન્ ભય વચ્ચે પણ તે બહાદુર, નીડર રહ્યો. જેના તરફ પ્રેમનું આકર્ષણ હોય તેના આપ્તજનો તરફ પણ સદ્ભાવ સહજ પેદા થાય છે. આ વીર વૃદ્ધ માટે માધવના મનમાં સન્માન વધ્યું.

જંકુડાના કોલસા પુરનારા ત્રણ પાડોશીઓમાંથી એકે ખુણામાં પડેલા લોખંડના ભંગારમાંથી કોશ કાઢી, બીજાએ હથોડો હાથમાં લીધો, ત્રીજાએ દાતરડું શોધી કાઢયું અને બારણું રોકી ઉભા રહ્યા. ચોથો બુઢીઓ ખાટલા ઉપર બેસી રહ્યો. તેની આંખો કામ કર્યા કરતી હતી.

દંડુકાવાળાને સાબાશી આપી જંકુડો મહાત્મા તરફ ફર્યો, અટ્ટહાસ્ય કર્યું અને ચાળા પાડતો બોલ્યો, "તું મને નથી ઓળખતો કેમ ?"

"ના" દૃઢ ઉત્તર મળ્યો. જંકુડો ખુરશી પાસે આવ્યો, વિકાળ વાઘ જેમ જડબાં ફાડી શીકાર પાસે આવે તેમ મહાત્મા તરફ વળ્યો અને તાડૂકો નાંખ્યો, "હુ ફકીરચંદ નથી, જંકુડો પણ નથી, હું તો જલુ ઠાર છું. ગુજરાતના પેલા ગામડાના મુસાફરખાનાવાળો જલુ ઠાર હું પોતે. કેમ કંઈ ઓળખાણ પડે છે ?"

⁂⁂⁂⁂⁂

## પ્રકરણ ૬ ઠું

## સુડી વચ્ચે સોપારી

મહાત્માના કપાળમાં કરચલી પડી. તેના મનના ભાવો કોઇ જાણી શકયું નહિ. શાંત સ્થિર સ્વરે તેણે ઉત્તર આપ્યો, "હું તો નથી ઓળખતો."

આ ઉત્તર માધવના સાંભળવામાં ન આવ્યો તે તો દિગ્મૂઢ બની

બાવાની માફક ઉભો હતો. 'હું જલુ ઠાર છું,' એ જંકુડાના શબ્દોએ માધવનાં રોમે રોમ ખડાં કર્યાં. જાણે વીજળી તુટી પડી હોય, પોતાના શરીરનું છેદન થતું હોય, તેમ તેને લાગ્યું. પીસ્તોલનો ધડાકો કરવા માટે ઉંચો કરેલો ઘોડો એની મેળે જ નીચે પડયો. એટલામાં પુનઃ અવાજ આવ્યો, "કેમ નથી સમજાતું? હું પોતે જ જલુ ઠાર."

માધવની આંગળીઓ કંપવા લાગી. પીસ્તોલ હાથમાંથી પડું પડું થઇ રહી. જલુ ઠારના નામથી મહાત્માને તો કંઇ જ અસર ન થઇ, પણ માધવની હિંમત ઉડી ગઇ. મહાત્મા જલુ ઠારને કદાચ ન ઓળખે, પણ માધવ તો તેને બરાબર ઓળખતો હતો. એને શોધવાને માટે તે ફાંફાં મારતો હતો, એના ઉપર જાનકુરબાન કરવા તત્પર હતો. પિતાનું ઋણ હતું, મૃત્યુ શૈયાપર પડેલા પિતાએ આજ્ઞા કરી હતી કે, "નાયકડાના હુલ્લડ વખતે ચક્કીના આરા આગળ એક જલુ ઠાર નામના માણસે મારો જીવ બચાવ્યો હતો. કોઇ દિવસ તને મળે તો તારા બાપની ખાતર એનો બદલો વાળજે."

આ શબ્દો તેના હૃદયમાં સુવર્ણાક્ષરે કોતરાયા હતા. તેના નામનો અનેક વાર તે જાપ કરી ચૂકયો હતો. પોતાના પિતાના સ્મરણ સાથે તેનું સ્મરણ સેંકડો વખત થતું અને પિતાનો જીવ બચાવનાર માટે પ્રાણ પાથરવા તે તત્પર હતો. ત્યારે શું આ જ એ જલુ ઠાર? આ જ એ ગામડાના મુસાફરખાનાવાળો? આ જ જલુ ઠાર કે જેને માટે તે તપાસ કરીને થાકયો હતો? છેવટે તે મળ્યો ખરો, પણ કેવા સંયોગોમાં? શું મારા પિતાનો રક્ષક આવો નરાધમ, નરપિશાચ! મોહનરાય મુનશીનો પ્રાણદાતા આવા ખૂન જેવા ભયંકર કાર્યનો વિધાતા?! પ્રભુ પ્રભુ! આ કેવા પ્રતિકૂળ સંયોગો! સ્વર્ગમાંથી પણ તેના પિતાનો આત્મા તેનાથી બની શકે એટલું જલુ ઠારનું ભલું કરવાની આજ્ઞા કરતો હતો. ચાર ચાર વર્ષ થયા એ પિતૃઋણમાંથી મુક્ત થવા માટે માધવ મથી રહ્યો હતો. જે ક્ષણે તે એક ભયંકર નરાધમને ન્યાયથી દેવડીએ ઘસડવાની પેરવી કરી રહ્યો હતો. તે જ ક્ષણે આ જલુ ઠાર, આજ મોહનરાયનો જીવનદાતા,

આજ ચક્કીના આરે થયલા હુલ્લડમાંથી પ્રાણ બચાવનાર એવા ખબર મળ્યા. એને યોગ્ય બદલો આપવાની તૈયારી થતી હતી, અને તે કેવી! ફાંસીને લાકડે લટકાવવાની, તેણે અનેક વખત સંકલ્પ કર્યો હતો કે જલુ ઠારનો પત્તો લાગે તો જઇને તેને પગે પડું. તેની સેવા કરૂં, તે જે કહે તે કરૂં. અત્યારે? અત્યારે તો તેનું ગળું કાપવા તત્પર થયો હતો. પોતાના પિતાની વાસના તૃપ્ત કરવા તે તલ પાપડ થઇ રહ્યો હતો, છતાં અત્યારે તો વર્તન વિપરીત હતું! ત્યારે શું આ ભયંકર કપટજાળને છેદી ન નાંખવી? ચાર ચાર વર્ષો થયાં કરેલા સંકલ્પો ભસ્મીભૂત થતા જણાયા. તેની કાયા કંપી ઉઠી.

તેના નિશ્ચય ઉપર સઘળો આધાર હતો. બધાનાં જીવન તેના હાથમાં હતાં. પીસ્તોલના એક જ ધડાકે મહાત્માનો બચાવ અને જલુ ઠારનો સર્વ નાશ થાય એમ હતું. તેમ ન કરે તો મહાત્માનો વિનાશ થાય અને જંકુડો કદાચ વંન્ને માપી જાય. શું કરવું? એકનો વિનાશ થવા દેવો કે બીજાનો સર્વનાશ? બંને તરફ શોક અને સંતાપ જ હતો. શું પસંદ કરવું? પિતાની આજ્ઞા તરફ, મૃત્યુ શય્યા ઉપર લખેલા પત્રના ફરમાન તરફ, પોતે કરેલા સંકલ્પ તરફ બેવફા થવું કે છતી આંખે અધમ કૃત્ય થવા દેવું? એક તરફથી પોતાની પ્રિયતમા તેના પિતાને બચાવવા કાલાવાલા કરતી હોય, બીજી તરફ મુનશીજી જલુ ઠારની ભલામણ કરી રહ્યા હોય એવો આભાસ થયો. તેની સ્થિતિ 'સુડી વચ્ચે સોપારી' જેવી હતી. તેને ઉન્માદ થયો હોય એમ લાગ્યું. પગ થરથરવા લાગ્યા. વિચાર કરવાનો વખત જ નહોતો. પોતાની ચક્ષુ સમક્ષ ક્રૂર કૃત્ય ત્વરાથી વધતું જતું હતું. જે તોફાન પોતે શમાવવા માગતો હતો તે તોફાનમાં જ પોતે ઘેરાયો, હમણાં મૂર્છા આવશે એમ થયું.

---

## પ્રકરણ ૭ મું

### નરપિશાચ

જલુ ઠાર, હવે એ જ નામથી તેને ઓળખીશું, ફાવી ગયો હોય એમ ફુલાતો આંટાફેરા મારતો હતો, તે એકદમ અટકી ગયો, અને બોલ્યો, "આજ બરાબર ફસાયો છે. મહાત્મા, ભમતા ભૂત, ઢીંગલી લાવી આપનાર દાનેશ્વરી, ડોકરા, તું મને નથી ઓળખતો, કેમ? આઠ વર્ષ ઉપર ગુજરાતના પેલા ગામડામાં શ્રાવણ માસના મેળા વખતે સંધ્યાકાળે મારા વંડામાં મુસાફર બની આવ્યો હતો એ જ તું કે બીજો? સુંદરીની પુત્રી મેનાનો એ બુલબુલ જેવી છોકરીને મારી પાસેથી છીનવી લઈ જનાર તું પોતે જ કે બીજો કોઈ? કોથળા જેવો લાંબો ઝભ્ભો પહેરીને આવનાર તું નહી કેમ? વાહરે મોટા મહાત્મા! તું ભલે ન ઓળખે પણ મેં તો તને જોતાં વેંત જ ઓળખી લીધો. હવે જ તને ખબર પડશે કે ચીથરે હાલ વેષમાં મુસાફર તરીકે કોઈના ઘરમાં ઘુસી, ફુલફટાકીયાની માફક પૈસા ઉડાવી, તેઓને ભોળવી ભમાવી, બાજીરાવની માફક તેઓની છોકરી ઉપાડી જઈ, ચોરીપર શિરજોરીની માફક નિર્જન અરણ્યમાં ધમકીથી ડરાવીને કેમ છટકી શકાય છે?"

સ્વસ્થ બનતો હોય એમ તે અટકી પડ્યો. તેનો ક્રોધ પારાની માફક સરી પડતો હોય એવો જ કોઇને ભાસ થાય. મનમાં જ બબડેલા શબ્દો ફરી બરાડતો હોય તેમ તે પગ જમીન ઉપર ઠોકીને બોલ્યો, "આ... ... મહાત્માની પુછડી!"

મહાત્મા તરફ જોઈ વળી તેણે ભાષણ ચલાવ્યું, "બદમાશ, તે દહાડે તેં મને બનાવ્યો હતો. મારા દુઃખનું ખરું કારણ જ તું છે. પેલી છોકરી કોઈ માલદારની જ છોકરી હોવી જોઇએ, તેને લીધે મને ખુબ પૈસા મળ્યા જાત. એ સોનાની ચકલીને તું માત્ર છસો રૂપીઆ આપી ઉઠાવી ગયો. પેલી છોકરીને લઈ જતી વખતે તો તેં મને નબળો પોચો ધારી લીધો હશે, કેમ નહી? એ વખતે તારા હાથમાં ડાંગ હતી. તું મારા કરતાં

વધારે જોરાવર હતો, પણ કંઈ નહી. વેરનો વખત આવી પહોંચ્યો છે, આજે મારો વિજય છે. મારી કપટજાળમાં આમ છેક ભોળવાઈને સપડાઇ ગયો એ તું કેવો મૂર્ખ! 'મારું નામ ફકીરચંદ છે, હું ભવાઇમાં સખી થતો હતો, નાટકમાં સ્ત્રી પાર્ટ કરતો હતો, કાલે સવારે લૈયાને ભાડું આપવું પડશે,' એ બધું આ મૂર્ખાએ સાચું જ માની લીધું! કંજુસનો કાકો ફક્ત પચીસ રુપરડી આપવા આવ્યો! અરે, જરા સેંકડાથી તો વાત કરવી હતી? કંઈ નહી, મારી શબ્દજાળમાં તું ઠીક ફસાયો છે. વેરની વસુલાત આજ બરાબર થશે."

જંકુડાનો શ્વાસ ભરાઈ આવ્યો. તેની સાંકડી છાતી લુહારની ધમણની માફક ફુલાવા લાગી.

માંદા, થાકયા પાકયા, તાકાત છતાં હારી બેઠેલા, જીવતાં છતાં મરણતોલ બનેલા, સાંઢ સામે શિયાળ ઘુરકે; ફુંફાડા મારતાં છતાં ઠંડાગાર થઈ ગયેલા સર્પની સામે નોળીઓ જેમ દાંતીયાં કરે, અને જેનાથી ત્રાહિત્રાહિ પોકારાય એવા શત્રુની પણ સામે થવાનો પ્રસંગ આવતાં નિર્બળ, ક્રૂર અને ભીરુ પશુ નિર્લજ્જ આનંદ ભોગવે તેવી રીતે જંકુડો ઘુરકવા લાગ્યો, તેની આંખોમાં નિર્લજ્જ આનંદ ચમકવા લાગ્યો.

તેનું ભાષણ પૂરું થયું. મહાત્મા શાંત ચિત્તે તે સાંભળી રહ્યો હતો.

"તમે બોલો છો એમાં મને તો કંઇ સમજણ પડતી નથી. તમારી ભૂલ થાય છે. હું લક્ષાધિપતિ નથી. એક રંક, પામર પુરુષ છું, તમને તો હું ઓળખતો જ નથી. મારે બદલે કોઈ બીજાની વાત કરતા હશો."

જંકુડાએ તાડુકો નાંખ્યો, "હા, હા, હજી એની એ જ વાત કે? મગજ ગુમ તો નથી થયું ને? યાદ શાનું આવે? હું કોણ છું તે તું જોઈ શકતો નથી?"

વિવેકપૂર્વક વાત કરતા સજ્જનની માફક મહાત્માએ કહ્યું, "મહેરબાન માફ કરજો, મને તો તમે મવાલી જેવા જણાઓ છો."

ડાકણને મોંઢે કદી ડાકણ કહી શકાય છે? શયતાન પોતે શયતાન ગણાવા માગતો નથી. તેને શયતાન કહેવાથી તે છંછેડાય છે. 'મવાલી' શબ્દ

કાને પડતાં જ જલુ ઠારની સ્ત્રી, મંછી ઉછળી પડી. જલુ ઠારની નસેનસ ક્રોધથી ખેંચાવા લાગી, હાથમાં પકડેલી ખુરશીને જાણે હમણાં જ દાબીને ચૂરેચૂરા કરી નાખશે એમ જણાયું. પોતાની સ્ત્રીને "તું તારે મુંગી મુંગી જોયા કર." એવું ફરમાન કરી તે મહાત્મા તરફ ફર્યો.

"મવાલી ? ભલે, ભલે તારા જેવા શ્રીમંતો અમને મવાલી કહે. હું રખડતો રઝળતો થઈ ગયો છું, ખાવાને રોટલો પણ મળતો નથી, પાસે ફુટી બદામ નથી એટલે મવાલી બનવા સિવાય બીજું શું કરૂં ? ત્રણ ત્રણ દિવસ થયાં કોરા અપવાસ થયા છે તેથી જ મવાલી બન્યો છું. તમે શ્રીમંતો ગરમ કપડાં પહેરો, બાદશાહી બંગલામાં રહો, રોજ માલમલીદાઓ ઉડાવો, બદામ પાક અને સાલમ પાકનું સેવન કરો, પછી તમને ટાઢ તડકાનું શું ભાન હોય ? સાકરના શોખીનને ભૂખ્યાનું ભાન કયાંથી હોય ? ગાડીઘોડે ફરનારને ટાંટીયા ઘસી રખડપટી કરનારની દયા કયાંથી આવે ? તમારે ઠંડી કેટલી પડે છે કે ગરમી કેટલી છે તે માટે થરમોમીટરનો પારો તપાસવો પડે અથવા તો વર્તમાનપત્રોના રીપોર્ટ ઉપર આધાર રાખવો પડે. અમ જેવા ગરીબ માણસોનાં શરીર જ થરમોમીટર બની ગયાં હોય છે. ટાઢ અને તડકા સાથે અમારે તો સદાની જીવજાન દોસ્તી કરવી પડે છે. કકડતી ઠંડીમાં કાયા કંપે છે, ધુમ તડકામાં અમારૂં બદન ધગધગે છે. આમ છતાં અમે લુંટારા ? અમે મવાલી ? અમારી ગુફામાં આવીને અમને મવાલી કહેવામાં શો લાભ ? અમે મવાલી, લુંટારા એટલે અમે તો તને લુંટી લેવાના, આખો ને આખો ખાઈ જવાના. કુબેર ભંડારીના અવતાર, હું પણ વેપારી હતો, ગામનો પટેલ હતો, પંચનો નાયક હતો, અને તું ? તું તો..."

બારણા પાસે ઉભા રહેલા માણસો તરફ જોઈ તે દાંત કચકચાવી ધીરેથી બોલ્યો, "જાણે હું જોડા સાંધનારો મોચી કે રખડતો ભીખારી હોઉં એમ એ મારી સાથે બડબડ બોલે છે તેથી મને એવો કાળ ચડે છે કે તેને અહિં ને અહિં પૂરો કરી નાખું."

વળી તે મહાત્મા તરફ પાછો ફર્યો અને આવેશપૂર્વક બોલવા લાગ્યો,

"મહાત્મા, હું કંઈ જેવો તેવો માણસ નથી. મારૂં નામ દુનિયામાં છેક અજાણ્યું નથી, તેમ જ કોઇના ઘરમાં ઘુસીને તેના છોકરાં ઉપાડી જવાનો પણ મારો ધંધો નથી. હું તો મહાન્ સીપાઈ બચ્ચો છું. નાયકડાના યુદ્ધ વખતનો જુનો જોગી છું, અને એ યુદ્ધ ભૂમિને મેં દીપાવી છે. એ જ લડાઇમાં મેં મોહનરાય મુનશી નામના સરદારનો જીવ બચાવ્યો છે, આ ચિત્ર તરફ નજર કર. તેમાં શું જણાય છે? મારી પીઠ ઉપર હું મોહનરાય મુનશીને ઉપાડી જાઉં છું તેનો આ દેખાવ છે. કેવો આબેહુબ! અને એ તો ઐતિહાસિક પુરાવો છે. કહેવાય ત્યારે સરદાર, પણ એણે મારા માટે કંઈજ કર્યું નથી એટલે એનામાં ને બીજા સાધારણ માણુસમાં શું ફેર? તો પણ મેં તો મારા જીવના જોખમે તેનો જીવ બચાવ્યો, મારી પાસે થોકબંધ પ્રમાણપત્રો છે. નાયકડાના યુદ્ધનો હું પણ એક વીર છું. પણ હવે એ વાત જવા દો. મારે તો ખનાખન અને છનાછન સાથે વાત છે. ખૂબ પૈસા જોઇએ, રૂપીઆનો ઢગલો જોઇએ, મારે તો સેંકડો અરે હજારો રૂપીઆ જોઇએ. નહી તો... ...નહી તો તારૂં લોહી પીશ."

માધવ સ્વસ્થ બન્યો હતો તેથી આ વાતમાં તેનું લક્ષ હતું. તેની શંકાનું છેદન થયું. તેના પિતાના મૃત્યુપત્રમાં લખેલ જલુ ઠાર તે આ પોતે જ. પોતાના પિતાને ઋણહરામી ગણાયલા સાંભળી, પોતે પણ ઉલટો જ બદલો આપવા તત્પર થયો છે, એ વિચાર આવતાં માધવ કંપી ઉઠ્યો. તેની ગુંચવણનો પાર ન રહ્યો. જલુ ઠારના શબ્દોમાં, અવાજમાં, ચાળામાં અને ચહેરામાં નિર્દયતા, નફટાઈ, ક્રૂરતા, પિશાચવૃત્તિ અને નરાધમતાનો સાક્ષાત્કાર થતો હતો. માણસના વેષમાં તે સાક્ષાત્ નરપિશાચ હતો.

---

## પ્રકરણ ૮ મું

### મલ્લ કુસ્તી

મહાત્માને વેચાતું આપવા માટે કાઢેલું ચિત્ર જલુ ઠારના મુસાફરખાનાના દેખાવનું જ હતું. પોતાના શોખને સંતોષવા માટે કોઇ અસલ-

કપ્પુ ચિતારા પાસે તે ચિતરાવ્યું હતું, અને જૂની ઘરવખરીમાં કંઇ બાકી રહ્યું હોય તો તે આ માત્ર ચોળાયલું–ચુંથાયલું રંગના લેપડાવાળું જરી-પુરાણું ચિત્ર !

વિચારવમળમાંથી મુક્ત થતાં માધવની નજર આ ચિત્ર તરફ ગઇ. રંગના ડાધા ડપકા અને લેપડાવાળા ચિત્રમાં તેણે રણભૂમિની કલ્પના કરી લીધી. જાણે તોપ અને બંદુક ફુટવાથી નીકળતા ધૂમાડાના ગોટેગોટ ઉડી રહ્યા હોય, જલુ ઠાર એ જીવ સટોસટના મેદાનમાંથી મોહનરાય મુનશીને ખભે નાખી પીઠ ઉપર ઉપાડી જતો હોય, બહાદુર જલુ ઠાર જોખમ ખેડતો હોય અને ઘાયલ સરદારનો જીવ બચતો હોય, એવોજ દેખાવ તેને લાગ્યો. આ ચિત્ર તેને મુસાફરખાનાનું ન લાગ્યું, એને તો તેના પિતાનું ઉદ્ધાર સ્થાન જણાયું. તેના કાનમાં નાયકડાના યુદ્ધના ભણકારા વાગવા માંડ્યા. ચિત્રમાં ચિતરેલો, લોહીથી તરબોળ થયેલો, તેનો પિતા જાણે તેના તરફ આંખો ફાડી જોઇ રહ્યો હોય, તેનો ઠપકો આપતો હોય એવો તેને ભાસ થયો.

શ્વાસ સમાતાંજ જલુ ઠારે પોતાની લાલઘુમ બનેલી આંખો મહાત્મા ઉપર તાકી અને મંદસ્વરે પૂછ્યું, "કેમ અમે અમારી બાજી ખોલીએ, તાંડવ નૃત્ય કરીએ તે પહેલાં કંઇ બોલવું છે?"

મહાત્માએ મૌન વૃત્તિ જ રાખી. ગુફામાંથી ભૂતીઓ અવાજ નીકળ્યો, "લાકડાં ચીરવાં હોય તો મારી ફરસી તૈયારજ છે."

ફરસીવાળો નરપિચાશ ભૂતનાથના દૂતની માફક ખડખડ હસતો હતો. તેને ફરસીને તૃપ્ત કરવાની લાલસા થઇ આવી હતી. પોતાની બોકાની છોડી નાખી તે હુકમની રાહ જોતો બારણામાં ઉભો હતો. તે હસતો નહોતો, દાંત કાઢતો હતો.

જલુ ઠારનો જીવ કપાઇ ગયો, "અરે આમ બોકાની શા માટે છોડી નાખી?"

"જરા દાંત કાઢવા માટે."

જલુ ઠારનો મીજાજ ગયો, પણ તેને એક શબ્દ પણ કહી શકાય એમ નહોતું. તે ક્રોધાવેશમાં આમતેમ આંટાફેરા મારવા લાગ્યો.

મહાત્માને વસ્તુસ્થિતિ જોઇ લેવાનો, જાણવાનો, એટલો સમય મળ્યો. જલુ ઠારને તો ટાઢક હતી કે બારણા ઉપર ફરતી ચોકી છે અને પોતે ૯ માણસો, પોતાની સ્ત્રીને પણ તે 'મદદ' ગણતો હતો, હોવાથી એકલા મહાત્માનું કંઇ વળનાર નથી.

મહાત્મા ઉઠયો, પગનું ઠેબું મારી ખુરસીને હડસેલી અને વાંદરાની માફક અજબ ચંચળતાથી છલંગ મારી બારી પાસે પહોંચ્યો. જલુ ઠાર પાછું વળીને જુએ તે પહેલાં તો ક્ષણ વારમાં બારી ઉઘાડી, ઠેકયો અને એક પગ બારીની બહાર નીકળ્યો. માત્ર અડધું શરીર અંદર રહ્યું હતું તેવામાં લોઢા જેવા મજબુત હાથ તેના શરીર ઉપર પડ્યા, તેને પકડ્યો અને ખેંચતાણ કરી ગુફામાં પાછો ખેંચી લીધો. કોલસા પુરનાર ત્રણ ગૃહસ્થો (?) એની છાતી ઉપર પડી ચઢી બેઠા, મંછીએ તેના માથાના વાળ પકડી રાખ્યા.

બીજા લુટારાઓ પણ આવી પહોંચ્યા અને જે બુઢીઓ બબ્બાનું સેવન કરી બીજાના ઉપર ઝુકાં ખાતો હતો તે સાવધ બની હાથમાં હથોડો લઇ આવી પહોંચ્યો.

કોલસા પુરનારાઓમાં એકને દીવાના ઝાંખા પ્રકાશમાં પણ માધવે ઓળખી લીધો. તે પાંચો ઉર્ફે બજરો હતો. પોતાના હાથમાં પકડેલો લોખંડી કડીઓ જડેલો દંડુકો તેણે ઉપાડ્યો અને મહાત્માનું મસ્તક ફોડવાની તૈયારી કરી.

માધવથી આ સાંખી ન શકાયું. મનમાંજ તે બોલ્યો, "પિતાજી! ક્ષમા કરજો." તેની આંગળી પીસ્તોલના ઘોડા તરફ વળી, ધડાકો થવાની તૈયારી હતી એટલામાં જલુ ઠારનો અવાજ કાને પડ્યો, "ખબરદાર, તેને કંઇ ઇજા ન થાય."

શિકારના આ અજબ સાહસથી જલુ ઠાર તો ઠંડોગાર થઈ ગયો હતો. જલુ ઠારમાં ઝનુન તેમ જ ખંધાઈ બંને હતાં. જ્યાં સુધી શિકાર મુગો, આધીન બેસી રહ્યો હતો ત્યાં સુધી ઝનુનનો તેનામાં વાસ હતો. શિકારની સામે થવાની, ટક્કર ઝીલવાની શક્તિ જોઈ ત્યારે ઝનુનને ફેરવી દઇ તેણે ખંધાઇ ધારણ કરી લીધી. પુનઃ તે બોલ્યો, "તેને હેરાન ન કરશો."

માધવનો નિશ્ચય ડગમગ્યો. પીસ્તોલનો ધડાકો બંધ રહ્યો, ઘોડો પડવાજ ન પામ્યો અને લાગ્યું કે બહુ ઉતાવળ કરવાની જરૂર નથી. પ્રભુ કરે ને પોતાની પ્રિયતમાના પિતા બચી જાય અને પોતાના પિતાના જીવનદાતાનો પણ નાશ ન થાય એવો કંઇ તાકડો રચાય.

ત્યાં તો મલ્લકુસ્તી જામી હતી. મહાત્માએ બુઢીયાની છાતીમાં એક જ મુકી મારીને તેને ધુળ ફાકતો કર્યો હતો. બીજા બેના બરડામાં ઠોંસા મારી ભોં ભેગા કરી મૂકયા હતા અને બન્નેને પોતાના ઢીંચણથી દબાવી રાખ્યા હતા. માથે ઘંટીનાં પડ મૂકયાં હોય, તેના ભારતળે ચગદાઇ મરતા હોય એમ આ નરપિશાચો ચીસો પાડી રહ્યા હતા. તરતજ બાકીના ચાર જણાએ મહાત્માના હાથ પકડીને તેને દબાવ્યો. નીચે ચગદાતા મનુષ્યોને દાબતા રાખવાનો યત્ન કરતો, ઉપરથી મળતાં દબાણથી પોતે દબાતો મહાત્મા શિકારી કુતરાઓના ટોળાથી ઘેરાયલા વિકાળ રીંછની માફક છટકવાનાં ફાંફાં મારવા લાગ્યો.

અંતે મોટી સંખ્યાનો વિજય થયો, તેઓએ તેને પકડીને બારીથી થોડે જ દૂર પડેલા ખાટલા ઉપર નાંખ્યો. મંછી હજી પણ તેના વાળ છોડી દે એવી કાચી નહોતી.

"ચાલ, તેને છોડી દે. નાહક તારો સાલ્લો ફાટશે," જલુ ઠારની આજ્ઞા થઇ અને લોંકડી પોતાના પતિની આજ્ઞા માનતાં પણ ઘુરકયા વિના રહે તેમ મંછીએ બબડાટ કરતાં આજ્ઞાનો અમલ કર્યો.

જલુ ઠારની બીજી આજ્ઞા થઇ, "ચાલો, તમે બધા તેની જડતી લ્યો."

મહાત્માએ વિરોધ ન કર્યો. તેની ઝડતી લેવાઇ. તેના વસ્ત્રોમાંથી માત્ર એક ચામડાનું પાકીટ અને એક રૂમાલ નીકળ્યાં. પાકીટમાં માત્ર છ રૂપીઆનું પરચુટણ હતું.

જલુ ઠારે રૂમાલ પોતાના ગજવામાં સેરવી દીધો અને પૂછયું, "કેમ કંઇ નોટબુક નથી ?"

"અરે ઘડીઆળ કે અછોડો પણ નથી," કોલસા પુરનાર બોલી ઉઠયો.

મોટી ચાવીવાળો લુંટારો હાથમાં ચાવી ઉગામીને બોલ્યો, "બડો પ્રહોંચેલ બુઢ્ઢો છે. એ તો આજ લાગનો."

જલુ ઠાર બારણા પાસેના ખુણા તરફ ગયો અને દોરડાનો વીંટલો લઇને તેઓ તરફ ફેંકયો.

"ખાટલાના પાયા સાથે એને બાંધો," એમ કહેતાં જ મહાત્માની મુઠ્ઠીથી ધૂળ ફાકતો થઈ પડેલો ચેતનહીન બુઢીયો જલુઠારની નજરે ચઢયો, "આ બુઢીયો રામશરણ થયો કે શું?"

"નાહિં, એ તો બબ્બાની લહેરમાં છે," બજરાએ ઉત્તર વાળ્યો.

"ફેંકી દો એને પેલા ખુણામાં," એ હુકમ થતાં જ બે કાળમુખાઓએ, કોલસા પુરનારાઓએ તેને લોખંડના ભંગારના ઢગલા તરફ હડસેલ્યો.

દંડુકાવાળાને ઉદ્દેશી મંદ સ્વરે જલુ ઠારે કહ્યું, "બાજીઆ આટલા બધા માણસો શા માટે લાવ્યો? એ બધાની કંઈ જરૂર નહોતી."

"હું શું કરૂં? બધાયની આવવાની ઇચ્છા થઈ. બધા નવરા એટલે શું કરે?"

મહાત્માને જે ખાટલા સાથે બાંધ્યો હતો તે ખાટલો ચોર બજારમાંથી ખરીદ કરેલો, એટલે નવો અવતાર પામ્યો હોય તેવો થાગડથીગડવાળો હતો. મહાત્માએ જરા પણ ધાંધલ ન કરી. મવાલીઓએ તેને મુશ્કેટાટ બાંધ્યો. જે પાયા સાથે તેને બાંધ્યો હતો તે પાયો બારીથી બહુ જ દૂર અને સગડીની નજદીકમાં હતો.

---

## પ્રકરણ ૯ મું
## દાવ ખેલાય છે!

છેવટની ગાંઠ બંધાઇ રહી ત્યારે જલુ ઠાર ખુરસી ખેંચી લાવીને મહાત્માની બરાબર સામે બેઠો. જલુ ઠારને થોડા વખત પહેલાં કોઈ માણસે જોયો હોત તો તે ભુલાવામાં જ પડત, કારણ અત્યારે તે તદ્દન શાંત જણાતો હતો. બારીક નજરથી જોનારને તેની આ શાંતિમાં ખંધાઇ સાફ જણાઈ શકત. માધવ તો ક્ષણ પહેલાંના વિકાળ મુખને બદલે ગંભીર ડાવકું મોં જોઇને દિગ્મૂઢ બન્યો, તેના ક્ષણે ક્ષણે બદલાતા રંગો જોઇ આશ્ચર્યચકિત થયો અને વાઘ ઘડીકમાં બકરી કેમ બને એ વિચારમાં પડયો.

જે બદમાસોએ મહાત્માને પકડી રાખ્યો હતો તેઓને દૂર થવા ઇસારો કરતાં કહ્યું, "ચાલો, મને આ ગૃહસ્થની સાથે જરા વાત કરી લેવા દ્યો."

સૌ કોઇ બારણા પાસે ગયા, અને જલુ ઠારનું ભાષણ શરૂ થયું, "બારીમાંથી કુદી પડવાનો વિચાર ભૂલ ભરેલો હતો. નાહક તમારો પગ ભાંગતે. હવે જો તમને વાંધો ન હોય તો આપણે નિરાંતે વાત કરીએ. મને એક વાતની નવાઈ બહુ લાગે છે, તે એ કે અત્યાર સુધી તમે એક ચીસ પાડી નથી."

જલુ ઠારની વાત સાચી હતી. માધવ વિચારગ્રસ્ત હોવાથી તેના લક્ષમાં આ બાબત હતીજ નહીં. મહાત્મા થોડા ઘણા શબ્દો બોલ્યો હતો તે પણ તદ્દન ધીરા સ્વરે. છ બદમાસો સાથેના મલ્લ યુદ્ધ વખતે જરા પણ અવાજ ન કાઢવાની મહાત્માએ સાવચેતી રાખી હતી.

જલુ ઠારે વાત લંબાવી, "કંઈ નહી તો પણ તમે મદદ માટે બૂમ તો પાડતેજ. કંઈ નહી તો 'ખુન! ખુન!'ની બૂમ પણ પાડતે. માણસને અવિશ્વાસ આવે, આસપાસ કંઈ ભયની શંકા થાય એટલે તરતજ તે બબડાટ કરવા માંડે. તમે બૂમ પાડી હોત તો પણ અમે તમારૂં મોઢું બંધ કરી તમને ગુંગળાવવાનો યત્ન નજ કરત. કારણ આ ઓરડાની દિવાલોને કાન નથી. આ ઓરડો નહી, પણ ગુફાજ છે. થાણા ઉપર માત્ર દારૂડીઓ ઘેનમાં નસ્કોરાં ફુલાવે એટલોજ અવાજ સંભળાય. અહિંયાં સુરંગ ફોડીએ તો પણ બહાર ફટાકડા જેવો અવાજ જાય એવી રચના છે. એટલેજ આ મકાન અમને બહુ અનુકૂળ છે. આમ હોવા છતાં તમે તો બૂમજ ન પાડી, એ તમારી હિમ્મત માટે તમને ધન્યવાદ ઘટે, પરંતુ મને તો તેમાં કંઇ બીજોજ ભેદ જણાય છે.

"મહેરબાન સાહેબ, કોઇ મદદ માટે બૂમ પાડે ત્યારે પ્રથમ કોની પધરામણી થાય છે તે ખબર છેને? પોલીસની! અને પોલીસ પછી, ઇન્સાફની, અદાલતની. તમે બૂમ ન પાડી, કારણ કે અમારી માફક તમને પણ પોલીસની પધરામણી ગમતી નથી, પોલીસથી દૂર રહેવાની તમારી

મતલબ છે, અમારી નેમ પણ એવીજ છે, તેથી આપણે અંદર અંદર સમજી જવું જોઇએ."

જલુ ઠારની નજર મહાત્મા ઉપર જાદુ કરવા માગતો હોય તેમ તેની આંખો સામે એક તાર બની રહી હતી. પોતાના અંતરની વાત મહાત્માના મનમાં ઠસાવવા માગતો હોય તેમ તે ચીપીચીપીને વચનો કાઢતો હતો. બદમાશ જણાતા આ માણસમાં માધવને મુત્સદ્દીપણાનો અંશ પણ જણાયો. જલુ ઠારનાં વચનોથી તેનું લક્ષ ખેંચાયું ત્યારથી મહાત્માના મૌનથી, મૃત્યુને સામે આવેલું જોવા છતાં તેણે રાખેલી અજબ શાંતિથી, માધવના આશ્ચર્યની અવધી થઈ. આ માણસનો ભેદ વધતોજ જતો હતો, છતાં પણ બદમાશ કે મુત્સદ્દી જલુ ઠાર સમક્ષ, ખાટલા સાથે બંધાયલો હોવા છતાં, ક્ષણેક્ષણે મોત તેની નજદીક આવતું હોવા છતાં અનહદ શાંતિ અને ગંભીરતા સાચવી રાખનાર આ ભેદી પુરુષ માટે તેને વધારે અને વધારે સન્માન વધ્યું. ગમે તેવા બારીક સંજોગોમાં, ગમે તેવા ભયંકર પ્રસંગોમાં પણ જીવન માટે ફાંફાં મારતા, ડુબી મરવાની બીકથી હાથપગ પછાડતા માણસની માફક તેના મુખ ઉપર, તેના આખા અંગ ઉપર કોઇ પણ પ્રકારનાં ભય, શંકા કે ઉદાસીનતાનાં ચિહ્નોજ નહોતાં.

જલુ ઠાર ઉઠ્યો, સગડી આગળ લટકતો પડદો ખસેડ્યો, અને સગડીમાં બળતા કોલસા, ધગધગતા અંગારા તરફ નજર કરી. દોરડીથી બંધાયલા કેદીએ સ્પષ્ટ જોઇ લીધું કે અગ્નિની રક્ત જ્વાળામાં લોખંડી સળીયા અને ફરસી લાલ ચોળ બની તપી રહ્યાં હતાં અને આકાશી રંગની વરાળ તેની આસપાસ ઘુમી રહી હતી.

જલુ ઠાર પાછો મહાત્મા પાસે આવી બેઠો, "જુઓ, બરાબર સાંભળો. આપણે અંદર અંદર સમજી જઇ શકીએ, એક બીજાની રાજીખુશીથી નીકાલ કરી લઇએ. મેં એકદમ મીજાજ ખોઇ દીધો તે બહુ ખોટું થયું. મારૂં મગજ ઠેકાણે નહોતું, હું હદ બહાર ગયો, અને ફાવે તેમ બકી ગયો. તમે લક્ષાધિપતિ છો તેથી મને ખૂબ, પુષ્કળ, ગાંસડો બાંધીને પૈસા જોઇએ એવી મેં માગણી કરી તે વ્યાજબી નહોતી. તમે શ્રીમંત

છો. પરંતુ તમારેય છૈયાં છોકરાં હશે. એટલે તમને સાવ લુંટીને તળીઆ-ઝાટક કરવા હું નથી માગતો. હું કંઈ બેલીફ નથી કે બધાને રંજાડવાનોજ ધંધો માંડી બેસું. પોતાને સત્તા મળી હોય તેથી બધાને દબાવ્યાજ કરવા એવી લોભી વૃત્તિ મારી નથી. ચાલો, હું પણ થોડી છુટછાટ મૂકી દઉં. માત્ર બે હજાર રૂપીઆ મને આપશો તો પણ હું સંતોષ માની લઇશ."

મહાત્માએ એક શબ્દ સરખો ઉચાર્યો નહી. જંકુડાનું મોં થાકે તેવું નહોતું.

"હું બહુ લોભીયો નથી થતો. તમારી પાસે કેટલી પુંજી છે તે હું નથી જાણતો, પણ મને પૈસાની દરકાર નથી એટલું તો સારી પેઠે જાણું છું. આપના જેવા ધનાઢ્ય મહા પુરુષને, ઉદાર આત્માને એક બચરવાળ નિર્ધન માણસને ૨,૦૦૦ રૂપીઆ આપવા એ કંઈ વિસાતમાં નથી. તમે શાણા અને સમજુ છો. સવારની મારી સ્થિતિ જોઇને આજ રાતને માટે હું આવી મોટી તૈયારી કરીશ એવો આપને ખ્યાલ પણ નહિ આવ્યો હોય. આ તૈયારી કંઈ જેવી તેવી નથી. આ ગૃહસ્થોના મત પ્રમાણે તો આ તૈયારી સર્વાંશે સંપૂર્ણ છે." આમ કહેતાં તેણે બારણા તરફના તેના ગૃહસ્થ, બદમાશો તરફ નજર કરી. "આવી મોટી તૈયારી માટે ૨,૦૦૦ વ્યાજબીજ છે. આ નજીવી રકમ આપની પાસેથી મારા હાથમાં આવી જાય એટલે પછી તમારે કંઇ બીક રાખવાની નથી. કદાચ તમે કહેશો કે 'મારી પાસે એટલી રકમ છેજ નહિ,' તો કંઇ હરકત નહિ. હું મારવાડી જેવો કંજુસ નથી એટલે એ વાતનો બહુ આગ્રહ નહિ કરું. ફક્ત એકજ કામ કરો, ભલા થઇને હું કહું તે પ્રમાણે લખી આપો."

જલુ ઠાર અટક્યો, ધગધગતી સગડી તરફ ચમકતી આંખે, હરત વદને જોઇને દરેક શબ્દ ઉપર ભાર મુકી તે બોલ્યો, "યાદ રાખજો! 'મને લખતાં નથી આવડતું' એવું બહાનું કાઢશો તે હું માનવાનો નથી.'

જંકુડાએ એક જરીપુરાણું ઢાળીઉં ટેબલ ખેંચી કાઢ્યું અને તે ઉઘાડીને તેમાંથી કાગળ, લાકડાના કટકામાં જડેલો ચીનાઇ માટીનો ખડીઓ અને લેખણ કાઢ્યાં. ટેબલના ઉઘડેલા ઢાકણામાં એક ધારવાળો છરો ખોસેલો હતો

તેણે કાગળ મહાત્મા આગળ ધર્યો.

"હ્યો લખો," તેવી આજ્ઞા થઇ.

કેદીને છેવટે બોલવું જ પડ્યું, "હું કેવી રીતે લખું? મારા હાથ તો બાંધેલા છે."

"અરે ભૂલ્યો. માફ કરજો, તમારું કહેવું તદ્દન સાચું છે."

તે બજરા તરફ ફર્યો અને કહ્યું, "શેઠ સાહેબનો જમણો હાથ છોડી નાખો."

પાંચા ઉર્ફે બજરાએ જલુ ઠારની આજ્ઞાનો અમલ કર્યો અને કેદીનો હાથ છુટો થતાં કલમ ખડીઆમાં બોળી જલુ ઠારે તેના હાથમાં મૂકી.

"શેઠ સાહેબ, ખચીત માનજો કે તમે અમારા સકંજામાં બરાબર સપડાયા છો. કોઇ પણ માનવ તમારો છુટકારો કરી શકે એમ નથી. મારફાડ કે જુલમ કરવાની ફરજ પાડશો તો હું બહુજ દીલગીર થઇશ. હું તમારું નામઠામ જાણતો નથી, પરંતુ તમને ચેતવણી આપું છું કે જ્યાં સુધી તમારું લખાણ લઇ જનાર માણસ પાછો નહી આવે ત્યાં સુધી તમને અહીં બાંધેલા રાખવા પડશે. ચાલો કૃપા કરી લખો."

"શું લખું?"

જલુ ઠાર લખાવવા લાગ્યો, "મારી વહાલી પુત્રી."

બંદીવાન ચમક્યો, તેણે જલુ ઠાર તરફ નજર કરી, જલુ ઠાર તો બોલ્યા જ કરતો હતો.

"આ ચીઠ્ઠી દેખત જ મારી પાસે આવજે. તારો ખરો ખપ છે. આ ચીઠ્ઠી લાવનારને કહ્યું છે તે તને અહિં તેડી લાવશે. હું તારી વાટ જ જોયા કરું છું. જરા પણ શંકા રાખ્યા વિના આવજે."

મહાત્માએ લખ્યું. જલુ ઠારને કંઇ વિચાર આવ્યો હોય તેમ અચાનક બોલી ઉઠ્યો, "પેલા છેવટના શબ્દો, 'જરા પણ શંકા રાખ્યા વિના આવજે' એ શબ્દો, છેકી નાંખો. કારણ કે તેથી આ લખાણમાં કંઇ ભેદ સમાયો છે તેવી શંકા ઉપજે એવો સંભવ છે."

મહાત્માએ એ શબ્દો છેકી નાખ્યા. જલુ ઠારને કળ વળી, "ચાલો નીચે સહી કરો. તમારું નામ શું?"

કેદીએ લેખણ નીચે મૂકી દીધી અને પૂછ્યું, "આ પત્ર કોને મોકલવાનો છે?"

"એ તો તમે જાણોજ છો. તમારી નાની છોકરીને! હમણાંજ મેં એ તમને કહ્યુંને!"

જલુ ઠાર છોકરીનું નામ જાણી જોઇનેજ નહોતો ઉચ્ચારતો. તેને માટે તે 'બુલ બુલ' 'નાની છોકરી' વિગેરે શબ્દો વાપરતો હતો, પરંતુ ખરૂં નામ કદી તેના મોંમાંથી નીકળતું નહોતું. પોતાના મળતીયાથી પણ એ ભેદ આ ખંધો માણુસ છુપાવવા માગતો હતો. ખરૂં નામ તેઓના જાણવામાં આવે તો આ ધાંધલનું ખરૂં રહસ્ય તેઓ જાણી જાય, અને એમ થાય એવી જલુ ઠારની જરાએ ઇચ્છા નહોતી. તે પુનઃ બોલ્યો, "ચાલો, સહી કરો. તમારૂં નામ શું?"

"મનોર નાના," કેદીએ પોતાનું નામ કહ્યું.

ખીલાડીની ચપળતાથી જલુ ઠારે પોતાના ગજવામાં હાથ ઘાલ્યો અને જડતી લેતી વખતે મળેલો રૂમાલ કાઢયો. દીવા પાસે લઈ જઈ તેના ઉપર ભરેલા અક્ષરો જોયા.

"M. N." બરાબર. "મનોર નાના" ઠીક નીચે લખો, "મનોર નાના."

બંદીવાને તેમ કર્યું.

"કાગળની ઘડી વાળવા માટે બે હાથની જરૂર હોય છે માટે લાવો મારા હાથમાં હું જ તેની ઘડી વાળીશ."

ઘડી વાળી લઈ જલુ ઠાર બોલ્યો, "આના ઉપર તમારા ઘરનું સરનામું કરો. 'નળ બજારના રામજી મંદિરની નજદીકમાં' જ તમે રહો છો તે હું જાણું છું. કારણ તમે રોજ દર્શન કરવા આવો છો, પરંતુ કઈ ગલીમાં રહો છો તે હું નથી જાણતો. હું ધારૂં છું કે તમારી સ્થિતિનું તમને પૂરૂં ભાન છે એટલે તમારા નામ બાબત જુઠું બોલ્યા નથી તેજ પ્રમાણે સરનામું પણ ખોટું નહીજ કરો, તમે પોતેજ સરનામું લખી કાઢો."

કેદી પળ વાર વિચારમાં પડ્યો, કલમ ઉપાડી, અને સરનામું લખ્યું, "બ્હેન મનોરમા મનોર, નં૦ ૨૩, કેળાંવાળાની ચાલ પહેલે માળે, ખેતવાડી, સાતમી ગલી."

ધ્રુજતા હાથે જલુ ઠારે કાગળ ઝડપી લીધો.

"સાંભળ્યું," મંછી તરફ જોઇ તેણે બૂમ પાડી, "લે આ કાગળ. તેની શી વિધિ કરવાની છે તે તું જાણે જ છે. નીચે ગાડી ઉભી છે. એકદમ તેમાં બેસીને જા અને તાબડતોડ પાછી આવ."

ફરશીવાળા બદમાશ તરફ ફરીને તે બોલ્યો, "તેં બનાવટી નાક ઉતારી નાખ્યું છે માટે તું જ તેની સાથે જા, ગાડીની પાછળ ઉભો રહેજે. ગાડી ક્યાં ઉભી છે તે ખબર છેને?"

"હા હા," એમ કહી ફરશીને એક ખુણામાં મૂકી મંછી સાથે તે ચાલ્યો. તેઓ જતા હતા તેવામાં બારણામાંથી ડોકું બહાર કાઢી તેણે બૂમ પાડી, "બરાબર ધ્યાન રાખજો, જો જો કાગળ પાડી બેસતા નહી, એના ઉપર જ બધી ધામધુમ છે."

મછીનો ઘોઘરો અવાજ આવ્યો, "અરે કંઈ ફીકર ન કરો. મેં કાગળ મારા કબજામાં મૂકયો છે."

પળ વારમાં ગાડીના પૈડાંની ઘરેરાટી સંભળાઈ.

---

## પ્રકરણ ૧૦ મું

### બુલબુલ ફસાશે?

જલુ ઠાર બબડ્યો. 'ઠીક થયું. બહુ ઝડપથી ગાડી જાય છે. આ હિસાબે તેઓ અડધા પોણા કલાકમાં તો પાછા ફરશે.'

પોતાની ખુરશી તેણે સગડી પાસે ખેંચી, અદબવાળી તેના ઉપર પોતાના પગ શેકવા લાગ્યો. "પગ ઠંડાગાર થઈ ગયા છે," તે બબડ્યો.

જલુ ઠાર અને બંદીવાન ઉપરાંત માત્ર પાંચ જ બદમાશો બાકી રહ્યા. કોલસાની રજથી કાળા મેશ જેવા જણાતા આ બદમાશો આફ્રિકાના

સીધી હોય કે સાક્ષાત્ શયતાન હોય તેવા જણાતા હતા. તેમની મુખાકૃતિ ભયંકર હતી. ચહેરા ઉપર નિષ્ઠુરતાની છાપ હતી. તેને જોતાં જ કોઇને એમ લાગે કે તેઓને ખૂન કરવું એ તો મચ્છરને ચપટીમાં ચોળવા જેવું સહેલું કામ હતું. વાતવાતમાં જરા પણ દયા વગર, જરા પણ ઉદાસીનતા વિના, કોઇને રંજાડવા એ તો એમનો ધંધો જ થઈ રહ્યો હતો. જરા પણ અવાજ કર્યા વગર જનાવરની માફક તેઓ ખુણામાં દબાઈ દબાઇને બેઠા હતા.

જલુ ઠાર પોતાના પગ શેકતો હતો. બંદીવાન ઉંડા વિચારમાં ઉતરી પડ્યો હતો, પણ પહેલાં ધોંધાટથી ગાજી ઉઠેલી ગુફામાં સ્મશાન જેવી નીરવ શાંતિ પથરાઈ હતી, મેશના થર ઉપર થર જમાવતો ઘાસલેટના ડબ્બાનો દીવો આ ગુફામાં બહુ જ ઝાંખો પ્રકાશ ફેંકી રહ્યો હતો. સગડીના કોલસા ધીરે ધીરે ફજળાઈ જવાની તૈયારી કરતા હતા અને આ રાક્ષસી શયતાનો ગુફાની ભીંત અને છત ઉપર કદરૂપા ભયંકર પડછાયા ફેંકી રહ્યા હતા. સોઢાના અંગાર પાસે ચત્તાપાટ થઇને પડેલા દારુડીયાનાં ધમણની માફક બોલતાં નસ્કોરાં સિવાય બીજો કંઇ સ્વર કાને પડતો નહોતો.

માધવ ઉંચા જીવે આ બધું જોઇ રહ્યો હતો. દરેક પ્રસંગ વધારે બારીક બનતો જતો હતો. ભેદનું કોકડું વધારે ગુંચવાતું જતું હતું. 'નાની છોકરી તે કોણ? જલુ ઠારે 'બુલબુલ' નામ આપ્યું તે કોણ? શું એ પોતાની 'મધુરી' હશે?' જલુ ઠારે ઉચ્ચારેલા 'બુલબુલ' નામથી બંદીવાનને કોઇ પ્રકારની અસર કે લાગણી થઇ નહોતી. સ્વાભાવિક રીતે જ તેણે કહ્યું હતું કે, "તમે બોલો છો એમાં મને તો કંઇ સમજણ પડતી નથી." M. N. અક્ષરોનો અર્થ પણ મનોર નાના કરવામાં આવ્યો. એટલે પોતે જે બાળાનું નામ મધુરી કે મનોહારી ધારે છે તે ખોટું, એવી માધવની પાકી ખાત્રી થઇ. મંત્રમુગ્ધ બનેલા માધવના પગ જ્યાંથી તે ઉભો રહી આ બધો તમાશો જોયા કરતો હતો ત્યાં જ જકડાઇ રહ્યા. નહોતી અત્યારે તેનામાં વિચાર કરવાની શક્તિ કે નહોતી ત્યાંથી હાલવાની તાકાત. શું કરવું તે સુઝયું નહી. વિચાર શક્તિને સતેજ કરવાનો યત્ન કરતાં હવે શું બને છે તે જોવા તે અધીરો બન્યો.

તે વિચારમાં ઉતરી પડ્યો, "જલુ ઠાર જેને બુલબુલ કહે છે એ જ છોકરી એ હશે તો તે મંછી તેને અહિં લાવશે ત્યારે હું નજરે જોઇને ખાત્રી કરી લઇશ. પછી......પછી......જો તેના પ્રાણની રક્ષા કરવાની હશે તો હું મારો દેહ પણ અર્પણ કરતાં પાછી પાની નહી કરૂં."

અર્ધો કલાક આમ વીતી ગયો. જલુ ઠાર કંઇક મલિન વિચારો કરવામાં મશગુલ બન્યો હતો. કેદી હાલ્યાચાલ્યા વિના પડી રહ્યો હતો. છતાં જરા જરા વારે ધીરો, ધધેરો અવાજ કાને પડતો હોય એવા માધવને ભણકારા થવા લાગ્યા.

જલુ ઠાર અચાનક બોલી ઉઠ્યો, "મહાત્મા એક વાત તમને કહી દઉં."

માધવ સાવચેત બન્યો. વળી કંઇક રહસ્ય સમજાશે એવી આશાએ એ ધ્યાન દઇને સાંભળવા લાગ્યો.

"મારી સ્ત્રી હમણાં જ પાછી આવશે. અધીરા ન થતા. મારી તો ખાત્રી છે કે 'બુલબુલ' તમારી પોતાની પુત્રી છે એટલે તમે તેને સાથે રાખવા ઇચ્છો એ પણ સ્વાભાવિક છે. પણ જરા મારૂં કહેવું સાંભળી લ્યો. મારી સ્ત્રી તમારી ચિઠ્ઠી લઇને ત્યાં જશે અને તેણે કપડાં સારાં પહેર્યાં હોવાથી 'બુલબુલ' વિના સંકોચે તેની સાથે આવશે. તેઓ બંને ગાડીમાં બેસશે, પછવાડે ફરસીવાળો ઉભો રહેશે, અમારા સંકેત સ્થાન પાસે એક રેંકડો ઉભો રાખ્યો છે ત્યાં ગાડી પહોંચી કે તરત એ મારો મળતીઓ 'બુલબુલ'ને રેંકડામાં ધકેલી દેશે અને રેંકડાના પડદા પાડી દીધા કે અંદર કોણ બેઠું છે તે કોણ જાણવાનું છે? તે બંનેને રવાના કરી મારી સ્ત્રી અહીં ખબર આપવા આવશે. તમારી 'નાની છોકરી'નો વાળ પણ વાંકો નહી થાય. તેને એક છુપા સ્થળે લઈ જવામાં આવશે. ત્યાં તેની પુરતી સંભાળ લેવામાં આવશે. તમે મારા હાથમાં બે હજાર રૂપીઆની કોથળી મૂકી કે તરત જ તેને મુક્ત કરવામાં આવશે. મને ફસાવવાનો કે પોલીસમાં પકડાવવાનો યત્ન કર્યો તો ખચિત માનજો કે મારો મળતીઓ 'બુલબુલ'ને ઠેકાણે કરી નાખશે, અને એનો પત્તોયે નહી લાગે."

બંદીવાને તો મૌનવ્રત ધારણ કર્યું હતું એટલે જલુ ઠારે આગળ

ચલાવ્યું. "આ તો સાવ સાદી વાત છે. તમે પોતેજ હેરાન થવા માંગતા હો તો તમારી મરજી. મેં તો જે ખરી બીના છે તે જણાવી દીધી. હવે તમારે વિચાર કરવાનો છે."

બંદીવાન કંઇક બોલશે એ આશામાં જલુ ઠાર જરા અટકયો, પણ નિરાશ થયો. ભીંત બોલે તો બંદીવાન બોલે.

"મારી સ્ત્રી અહિં આવે અને 'બુલબુલ' બરાબર અમારા કબ્જામાં છે એવી ખબર આપે એટલે તમે છૂટા. પછી જોઇએ તો ઘરે જઇને સવામણની તળાઇમાં નિરતિ સુજો. અમારી દાનત તમને ખરાબ કરવાની નથી."

માધવની નજર સામે ભયંકર આકૃતિઓ તરવા લાગી. જાણે 'બુલબુલ'ને લઈ જતા હોય, છૂપાવતા હોય, રંજાડતા હોય એવાં મનોવેધક દશ્યો આંખ આગળ તરવા લાગ્યાં, "શું તેઓ એ 'નાની છોકરી'ને અહિં નહી લાવે? પેલો બદમાશ તેને કયાંય ઉપાડી જશે? કયાં? કોઈ અજાણ્યા સ્થળમાં, અકલ્પ્ય અંધકારમાં! રામરામ, તે એ જ છોકરી હોય, પોતાની પ્રિયતમા હોય તો? અને તે એજ છોકરી એમાં શંકા શું છે? ત્યારે શું પોતાનું પ્રિય 'બુલબુલ' ફસાશે?"

હૃદય હમણાં બંધ પડશે, શ્વાસ રુંધાઇ જશે એવું માધવને થવા લાગ્યું "શું કરું? પીસ્તોલનો બાર કરીને આ બદમાશોને ઇન્સાફની દેવડીએ ચડાવું, પેલો ફરસીવાળો તો છટકી જવાનો જ. 'મને પોલીસમાં પકડાવવાનો યત્ન કર્યો તો ખચિત માનજો કે મારો મળતીઓ 'બુલબુલ'ને ઠેકાણે કરી નાખશે' એ જલુ ઠારના શબ્દો યાદ આવ્યા અને જલુ ઠાર પકડાય તો 'બુલબુલ'નું આવી જ બને એ વિચારે તે કમકમી ઉઠ્યો. પોતાના પિતાની આજ્ઞા જલુ ઠારને જતો કરવા પ્રેરતી હતી. હવે તો પોતાની પ્રિયતમાની સલામતીને ખાતર પણ તેમ કર્યા વિના છુટકો નહોતો. એક કલાક થયાં ભજવાતા ભયંકર નાટકમાં પળે પળે સીન (દેખાવો) બદલાતા જતા હતા. માધવ તે જોઈ રહ્યો હતો, છુટકારાની આશા રાખતો હતો, પણ આશાને બદલે નિરાશા જ વધતી હતી. ગુફામાં શાંતિ હતી ત્યારે તેના મસ્તકમાં તોફાન ચાલી રહ્યું હતું."

## પ્રકરણ ૧૧ મું

### હાથ બાળ્યો

એવામાં દાદર આગળનાં બારણાં ખખડ્યાં, કોઇનાં પગલાં સંભળાયાં. કેદી ચમકી ઉઠ્યો.

જલુ ઠાર ખોંખાર્યો, "આ આવી મારી સ્ત્રી."

વાક્ય પૂરૂં થાય તે પહેલાં તો મંછી હાંફ્તી હાંફ્તી દોડી આવી. તેને શ્વાસ ચડી આવ્યો હતો. મોં લાલચોળ થઈ ગયું હતું, આંખમાંથી અગ્નિ ઝરતો હતો. હેડંબા જેવા બે હાથથી છાતી કુટી તે બોલી, "મુઓ પીટ્યો, તદ્દન ખોટું ઠેકાણું. નાહક રખડાવી માર્યાં."

ફરસીવાળો બદમાશ આવી પહોંચ્યો.

જલુ ઠાર દિગ્મૂઢ બન્યો, "ખોટું ઠેકાણું?"

"મનોરમા મનોર, નં. ૨૩ કેળાંવાળાની ચાલ પહેલે માળે, ખેતવાડી સાતમી ગલી! 'અરે ત્યાં તો કોઇનો પત્તો મળતો નથી. એ નામની કોઇ સ્ત્રી જ નથીને!"

જરા શ્વાસ ધીમો પડતાં વળી તે બોલી, "આ ડોકરાએ તો તમને બનાવ્યા. હું કહી કહીને થાકી પણ તમે તો આવા ભોળા જ રહ્યા. હું તો એનો ઘોઘરો જ દાબી દેત અથવા તો ડામના ચબકા દઇ દેત, એટલે એની મેળે છોકરીનું ખરૂં સરનામું જણાવી દેત. તેણે પૈસા ક્યાં દાટ્યા છે એ પણ એ જ રસ્તે જાણી શકાત. તમારા કરતાં તો અમારી બૈરાંની બુદ્ધિ સારી. કેળાંવાળાની ચાલ! અરે એ તો મોટો તબેલો છે. ઓરડીએ ઓરડી ફરી વળ્યા, પણ કોઇ મનોર નામનો ભાડુત જ ન મળે. ભૈયાને પૂછ્યું તો તેણે પણ ના કહી. ઠેકાણું જ ખોટું, પછી ક્યાંથી ચુલામાંથી પત્તો મળે?"

માધવનો શ્વાસ હેઠો બેઠો, કારણ પેલી છોકરી બુલબુલ મધુરી કે મનોરમા જે એનું નામ હોય તે બચી ગઈ હતી.

છંછેડાયલી વાઘણ બરાડ પાડતી હતી ત્યારે જલુ ઠાર ક્રોધથી ઉકળતો,

સગડી તરફ જોઈ રહ્યો હતો. દમ ભરાવતો હોય તેવા સ્વરથી તેણે પૂછ્યું, "ખોટું સરનામું ! શા માટે ?"

"વખત વીતાડવા માટે," કેદીએ ગર્જના કરી. તેજ પળે તેનું બંધન છૂટી ગયું, તેણે તે કાપી નાંખ્યું હતું. માત્ર એક જ પાયા સાથે તેને બાંધ્યો હતો. સાત શત્રુઓ તેને ઘેરી લે તે અગાઉ તો તેનો હાથ સગડી પાસે પહોંચ્યો, અને ચકિત બનેલા એ બદમાશો, જલુ ઠાર અને મંછી બધાં બારણા સુધી પાછાં હઠયાં. કેદી બંદિવાન સગડીમાંથી ઉપાડેલો લાકડાની મુઠ–હાથાવાળો લાલધુમ બનેલો સળીઓ ઉપાડીને ભીમની નિડરતાથી ગદા ફેરવતો હોય તેમ પોતાના માથાની આસપાસ ફેરવવા લાગ્યો. સુદર્શન ચક્રની માફક કેદીના દેહની આસપાસ ફરતા એ લાલધુમ કુંડાળાને લીધે કોઇ તેની પાસે જવાની હિમ્મત કરી શકયું નહી.

જુના જમાનાના ગામડિયા જનોઇના છેડે કે કંદોરાની સેર સાથે 'દાંતખોતરણી, કાનખોતરણી' લટકાવી રાખતા. આની સાથે એક લોઢાનો કટકો પણ લટકતો રહેતો અને તેનો ઉપયોગ ચકમકમાંથી અગ્નિ પ્રકટાવી તંબાકુ કે ગાંજાની ચલમો ફુંકવામાં થતો. કેટલીક એવી ખોપરીઓ હોય છે કે એક વસ્તુના અનેક ઉપયોગ શોધી કાઢે છે અને પોતાના કામમાં અનુકૂળતા કરી મૂકે છે. જેલજાત્રાના શોખીનો, શાહુચોરના લેબાશમાં ચોરી કરવાનો ધંધો માંડી બેઠેલા ચીનના સાહુકારો, સોનેરી ટોળીના સરદારો, બહારથી સામાન્ય વસ્તુ જણાય, પણ બરાબર તપાસતાં તેનો બીજો જ ઉપયોગ થાય એવાં કંઇ કંઇ સાધનો શોધી કાઢતા અને તેનો નિર્ભયતાથી ઉપયોગ કરતા. આવા અક્કલ શૂરાઓ ચકમક ઝરાવવાના લોખંડી પાનાને એક બાજુ તીક્ષ્ણ ધાર કાઢતા અને તે પોતાને લાગી ન બેસે તે માટે તેને લાકડાની નાની ભુંગળીમાં ભરાવી દે છે. રૂની બનાવેલી જામગરીથી આ ભુંગળીનું મોં ઢાંકી દે છે એટલે અજાણ્યાને તો એ ચકમક સળગાવવાનું સાધન માત્ર જણાય છે.

આપણા કેદી પાસે પણ એવું પાનું હતું. તેનો જમણો હાથ ચિઠ્ઠી લખવા માટે છૂટો કરવામાં આવ્યો હતો, એટલે બધાની નજર

ચુકવી તેણે ધીરે ધીરે એ ધારવાળા નાના પાનાથી દોરડાનાં બંધન છેદી નાખ્યાં.

બહુ જ સાવચેતીથી, શરીરને જરા પણ હલાવ્યા વિના આ કામ કરવાનું હોવાથી તેનો ડાબો પગ ખાટલાના પાયા સાથે બંધાયલો જ રહી ગયો હતો. બદમાશોએ આ જોયું. તેઓને હિમ્મત આવી.

પાંચો ઉર્ફે બજરો જલુ ઠારને હિમ્મત આપવા લાગ્યો, "કંઇ ચિંતા નહી, તેનો ડાબો પગ બાંધેલો જ છે એટલે એ પક્ષી અહિંથી ઉડી જઇ શકે એમ નથી. એ પગને બરાબર જકડીને મેં બાંધ્યો છે."

બંદીવાને ત્રાડ મારી, "બદમાશો! મારી જીંદગી એટલી બધી મોંઘી નથી. તમે એમ માનતા હો કે મારી મરજી વિરૂદ્ધ હું બોલું, મારી ઇચ્છા ન હોય તે તમને કહું, મારૂં મન ન હોય છતાં તમે લખાવો તે લખું તો...."

તેણે ડાબા હાથની બાંય કોણી ઉપર ચડાવી અને "જુઓ, આમ જુઓ," એ શબ્દો બોલતાં ઉઘાડા હાથના કાંડા ઉપર જમણા હાથમાંનો લાકડાની મુઠવાળો ધગધગતો સળિયો ચાંપ્યો. ચામડી ચરરર કરતી ફાટી, માંસ અને ચામડી બળવા લાગ્યાં, તેની ગંધ આખી ગુફામાં ફેલાઈ ગઈ.

માધવ ભયથી ધ્રુજવા લાગ્યો. બદમાશો પણ આ દૃશ્યથી કંપી ઉઠ્યા. પેલા વિચિત્ર પુરુષના ચેહેરામાં જરા પણ ફેરફાર ન થયો. ન દુઃખની લાગણી થઇ કે ન શોકસંતાપ થયો. ધગધગતો સળિયો બળતા, ગંધ મારતા ચામડા અને માંસને વધારે બાળી રહ્યો હતો અને આ વિચિત્ર પુરુષ ક્રોધ, ભય કે તિરસ્કારની લાગણી વગર હસતે મુખડે જલુ ઠાર તરફ શાંતિ, ગંભીરતા અને ગૌરવથી જોઈ રહ્યો હતો. હૃદયની નિડરતા તેના મુખ ઉપર મૂર્તિમંત બની હતી.

"નીચ; કાયર, બાયલાઓ! હું તમારાથી ડરતો નથી તો તમે શા માટે આટલા ગભરાઇ જાઓ છો?"

અગ્નિથી ખદબદતા માંસ ઉપરથી સળિયો ઉપાડી લઈ તેને હવામાં વિંઝયો અને ઉઘાડી રહેલી બારીમાંથી બહાર ફેંકયો.

"હવે, આવો, તમારે જે કરવું હોય તે કરો," કેદી નિઃશસ્ત્ર, નિરાધાર હતો.

---



"જૂઓ, આમ જૂઓ!" કહી કાંડા ઉપર ધગધગતો સળીઓ ચાંપ્યો.

(ભાગ ૨–પૃ. ૪૭)

## પ્રકરણ ૧૨ મું

## કાગળનું પડીકું

પોલીસની ટોળીની કુમકથી ફોજદાર રોફ બજાવે તેવી રીતે જલુ ઠાર બોલ્યો, "પકડો એને."

બે બદમાશોએ તેના ખભા પકડ્યા અને બોકાની બાંધેલો એક બદમાશ તેની આગળ આવ્યો અને 'જો જરા પણ હાલ્યો તો આ ચાવીથી માથાનાં બે ફાડયાં કરી નાખીશ,' એમ બતાવવા માગતો હોય તેમ લોખંડી મોટી ચાવી તેના તરફ ઉગામી રાખી.

માધવે પોતાની નજદીકમાં જ પણ દિવાલની પેલી તરફ ધીરા સ્વરે થતી વાત સાંભળી. કોણ બોલતું હતું તે જોઈ શકાતું નહોતું.

"હવે ફક્ત એકજ કામ કરવું જોઇએ."

"તેનું ગળું રહેંસી નાખીએ."

"હા, એ તો એજ."

ધણીધણિયાણી આ મસલત ચલાવતાં હતાં. જલુ ઠાર મંદગતિથી ટેબલિયા પાસે ગયો, ઢાંકણું ઉઘાડયું અને છરો કાઢયો.

માધવે એકદમ ગભરાટમાં જ પીસ્તોલનો ઘોડો પકડ્યો, કલાક સુધી બે પ્રકારના ધ્વનિ તેના હૃદયને હલમલાવી રહ્યા હતા. એક ધ્વનિ તેના પિતાની આજ્ઞા માનવાની પ્રેરણા કરતો હતો. જ્યારે બીજો ધ્વનિ બંદીવાનની રક્ષા કરવા ઉપદેશતો હતો. આ ધ્વનિઓનું તેના હૃદયમાં દ્વંદ્વ યુદ્ધ જામ્યું હતું. કંઇ પણ સારો પ્રસંગ બની આવે, બંને કર્તવ્યનું પાલન થઇ શકે એવી આશા અનેક વાર તેણે બાંધી, પરંતુ એ આશા માત્ર નિરાશાજ નિવડી. ભય પળે પળે વધતો જતો હતો. રાહ જોવાનો, જે થાય તે જોયા કરવાનો હવે વખત નહોતો. જલુ ઠાર હાથમાં છરો લઇને બંદીવાનથી થોડે જ દૂર વિચાર કરતો ઉભો હતો.

નિરાશાથી ઘેરાયલા માધવે આ ભયરૂપી વાદળ વિખેરવાને માટે કંઇ પણ સાધન શોધવાનાં ફાંફાં માર્યાં. એકદમ તે ચોંકયો. તારાના મંદ

પ્રકાશમાં તેના પગ પાસે જ પડેલો એક કાગળનો કટકો તેણે જોયો. જલુ ઠારની મોટી છોકરી અમથીએ આજેજ સવારે રમત કરતાં કરતાં કાગળ ઉપર મોટા અક્ષરે ચિતરી માર્યું હતું, "જમદૂતો આ આવ્યા."

નિરાશાના અંધકારમાં પુનઃ આશાનું કિરણ ચમક્યું. તેને એક યુક્તિ સુઝી. અત્યાર સુધી તેના હૃદયને હલમલાવી રહેલી સ્થિતિમાંથી છૂટવાની આ બારી મળી આવી. શીકાર અને શીકારી બન્નેનો બચાવ થાય એવું સાધન હાથ લાગ્યું જણાયું. તે બાંકડા ઉપર નીચો વળ્યો, હાથ નીચે લંબાવ્યા, કાગળ ઉપાડયો, દિવાલ ઉપરથી ચુનાનું એક પોડું ધીમેથી ઉખાડયું અને તે કાગળમાં વીંટીને, પડીકું વાળીને દિવાલના છિદ્રમાંથી ગુફાના મધ્ય ભાગમાં પડે એમ ફેંકયું.

અણીનો વખત હતો. જલુ ઠાર ભયને ત્યાગી નિડર નફ્ટ બન્યો હતો. બંદીવાનની છેક આગળ જવા તેણે પગ ઉપાડ્યા.

"જુઓ, જુઓ, આ કંઇક પડયું," મંછીએ બૂમ પાડી.

"શું પડયું?" જલુ ઠારના પગ સ્થંભી ગયા.

મંછીએ આગળ આવીને ચુનાના પોપડા સાથે વિંટાળેલું કાગળનું પડીકું ઉપાડયું અને જલુ ઠારના હાથમાં મૂકયું.

"આ અહિં કયાંથી પડયું?"

"વળી કયાંથી તે બારીમાંથી. બીજે કયાંથી આવે?"

મંછીએ 'અનુમાને કલ્પંની......' એ ન્યાયે તડ ને ફડ જવાબ આપ્યો.

"હા હા, મેં પણ બારીમાંથી જ આવતાં જોયું," બજરાએ ટાપસી પૂરી.

જલુ ઠારે અધીરાઇથી પડીકું ખોલ્યું અને કાગળ દીવા પાસે ધર્યો.

"અરે આ તો રાંડ અમથીનાજ અક્ષર!"

મંછીને ઇસારો કરી બોલાવી અને કાગળમાં લખેલા શબ્દો બતાવી ફાટેલા સાદે તે બોલ્યો, "ચાલ જલદી કર, સીડી ઉતાર. આ ભૂત ભલે અહિં જ પડ્યો રહે."

"તેનું ગળું રેંસ્યા વગરજ?"

"અરે ઉંઘી ગયું બધું. હવે વખત જ નથી."

"સીડી ક્યાં ઉતારૂં?" બજરો સ્થિતિ સમજી ગયો હતો.

જલુ ઠારે ઉતાવળમાં જ જવાબ આપ્યો, "બારી આગળ. અમથીએ એ પડીકું બારીમાંથી જ ફેંક્યું છે એટલે એ રસ્તે ભય નથી એ ચોક્કસ."

ચાવીવાળા બદમાશે ચાવી જમીન ઉપર મૂકી દીધી અને પોતાના હાથ ત્રણ વખત ઉંચાનીચા કર્યાં. આ તેની છૂપી નિશાની હતી. હવે અહિંથી વંજો માપી જવો જોઇએ એમ આ નિશાનીથી બધા બદમાશો સમજી ગયા. બંદીવાનને છોડી નિમેષ માત્રમાં દોરડાની બનાવેલી સીડી બારીમાંથી બહાર ફેંકી અને તેનો એક છેડો બે હુકથી બારીમાં ભરાવ્યો.

બંદીવાને આ ધાંધલ તરફ લક્ષ ન આપ્યું. તે ઉંડા વિચારમાં ઉતરી પડ્યો હોય કે પ્રભુનું ધ્યાન ધરી રહ્યો હોય એમ જણાતું હતું.

સીડી તૈયાર થતાં જલુ ઠાર બરાડ્યો, "પહેલાં આ આને ઉતરવા દો.'

તે બારી તરફ ધસ્યો અને પગ ઉપાડવા જતો હતો તેવામાં બજરાએ તેને ઝટકો મારી પકડી લીધો.

"મારા મહેરબાન,આટલી બધી ઉતાવળ! અમારા પછી તમારો વારો."

"હા, હા, અમારા પછી," બધા બદમાશો બરાડી ઉઠ્યા અને ગુફા ગાજી ઉઠી.

"તમે બધા નાદાન છો," જલુ ઠાર છેડાઈ પડ્યો, "નાહક વખત વિતે છે અને પોલીસ હમણાં જ આવી લાગશે.'

એક બદમાશે તોડ કાઢ્યો, "ત્યારે હું કહું એમ કરો. પહેલાં કોણ ઉતરે તે માટે આપણે ચિઠ્ઠી નાખીએ."

જલુ ઠારે ત્રાડ મારી, "મૂર્ખાઓ, તમે બધા ઘેલા થયા છો કે દારૂના નીશામાં ચકચૂર છો? આવાં ઘેલાં શું કાઢો છો? ચિઠ્ઠી કાઢવામાં વખત ગાળવો? હઅઅત, તમારી...અત્યારે ચિઠ્ઠી નાંખવાની? ચિઠ્ઠી ક્યાં નાખશો તમારા કપાળમાં?"

"ના, ના. આ મારી ટોપીમાં" બારણા બહારથી અવાજ આવ્યો.

બધા ચમક્યા. બારણા તરફ ફર્યાં અને ઇનાયતખાન નજરે પડ્યો. માથેથી ટોપી ઉતારીને હાસ્ય કરતાં તેણે તે બદમાશો આગળ ધરી. બદમાશો બાવલાની માફક સ્થંભી ગયા.

---

## પ્રકરણ ૧૩ મું

### થાપ આપી

ઇનાયતખાંએ સંધ્યાકાળે પોતાના માણસો નં૦ ૫૦-૫૨ વાળા ઘરથી થોડે દૂર આવેલી ઝાડની ઘટામાં છૂપાવી રાખ્યા હતા. એ ઘરથી થોડે દૂર રસ્તા ઉપર બે છોકરીઓને આતુરતાથી ચોમેર નજર ફેરવતી, કોઇની રાહ જોતી હોય, ચોકી કરતી હોય એવી રીતે વ્યગ્ર ચિત્તે ઉભેલી જોઇ તેને શક પડ્યો. આ શકમંદ છોકરીઓને પકડવાનો તેનો વિચાર થયો, પરંતુ ત્યાં તે આવી પહોંચે તે પહેલાં મોટી છોકરી અમથી તો ત્યાંથી જોતજોતામાં અલોપ થઈ ગઈ, ઈનાયતખાંનો શક વધ્યો. તરત જ તેણે બીજી છોકરી શકરીને પકડી લીધી અને પોતાના કબજામાં રાખી.

પળે પળે તેની આતુરતા વધતી હતી. પીસ્તોલનો ધડાકો ક્યારે થાય અને પોતે ત્યાં ક્યારે જાય એવી અધીરાઇ થઇ. ઘરમાં દાખલ થયેલા કેટલાક બદમાશોને તેણે ઓળખ્યા, ગાડીને જતાં અને પાછી આવતાં તેણે જોઇ અને તેની ધીરજનો અંત આવ્યો. 'પીસ્તોલના ધડાકાની રાહ જોયા કરૂં અને ત્યાં કંઈ ઘડોલાડવો થઈ જાય તો? પછી આટલો શ્રમ લીધો તે પણ નકામો. જરૂર જીવ સટોસટનું કાવત્રું છે. મારે તરત જવું જ જોઇએ,' એવો તેણે નિશ્ચય કર્યો અને માધવની નિશાની પીસ્તોલના ધડાકાની રાહ જોયા વિના તે આ ભૂતિયા ઘરમાં દાખલ થયો. ખડકીની ચાવી તેણે માધવ પાસેથી લઈ લીધી હતી એટલાં સદ્દભાગ્ય.

તે બરાબર અણીને વખતે, વેળાસર આવી લાગ્યો.

બદમાશો હેબતાઈ ગયા. ભાણું પીરસાયું હોય, ભોજનનો કોળિયો મુખમાં મૂકવાની તૈયારી હોય, તે વખતે ભાણા આગળથી સર્પ કે વીંછી નિકળે અથવા તો ઉપરથી સર્પ કે ગરોળીની લાળ ભાણામાં પડે અને જેવી સ્થિતિ જમવા બેસનારની થાય તેવી જ સ્થિતિ આ બદમાશોની થઈ. બરાબર અણીને વખતે, પોતાને મળતા લાભમાં પથરો નાંખનાર

આ બલા ક્યાંથી ફુટી નિકળી? તેમનું ચાલે તો તેને ત્યાં ને ત્યાં પૂરો કરી નાખવાનું તેઓને મન થયું.

ખૂણામાં ફેંકી દીધેલાં પોતાનાં આયુધો તરફ તેઓ ધસ્યા, અને ક્ષણમાત્રમાં એકે કુહાડી તો એકે ફરસી, બીજાએ ચાવી તો ત્રીજાએ દંડુકો, કોઇએ સાણસી તો કોઇએ ચીપીઓ એમ જેને જે ફાવ્યું તે ઉપાડયું અને હાલના નાટકોમાં 'સાવધાન, હુશિયાર'ની ચેતવણી આપી લડાઈ શરુ કરવામાં આવે છે તેમ ઇનાયતખાનને સાવધાન બનવાની ચેતવણી આપતા હોય એમ આ બદમાશો આયુધો ઉગામી પોતાની રક્ષા કરવા સજ્જ બન્યા. જલુ ઠારના હાથમાં છરો હતો જ. ત્યારે મંછી કયાં કોઇથી ઉતરે એવી હતી? તેને કંઈ ન મળ્યું ત્યારે ચટણી વાટવાની પથ્થરની ખરલ તેણે ઉપાડી લીધી.

ઇનાયતખાન સ્વસ્થ હતો, ટોપી માથે મૂકી, બંને હાથોની અદબ વાળી તે નિડરતાથી ઓરડામાં દાખલ થયો. નેતરની લાકડી બગલમાં લટકતી હતી, તરવાર કમરપટા સાથે બાંધેલી મ્યાનમાં હતી.

"સબુર," તેણે હુકમ કર્યો, "ખબરદાર, જો કંઈ પણ હિલચાલ કરી છે તો. બારીમાંથી કોઇને જવાનું નથી. આ બારણામાંથી બહાર નિકળવાનો રસ્તો સહેલો છે. તમે સાત જણા છો તો અમે પંદર છીએ. નાહક તોફાન કરી જીંદગી ન બગાડશો. મુંગા મુંગા હું કહું તેમ કરો."

બજરાએ પોતાની બંડીમાંથી પીસ્તોલ કાઢી અને જલુ ઠારને તે આપતાં કાનમાં કહ્યું, "અરે, આ તો ઇનાયતખાન! તેના સામે હાથ ઉપાડવાની મારી હિમ્મત નથી ચાલતી. તમારી છાતી ચાલશે?"

"કેમ નહી?"

"ત્યારે થવા દો. ફક્ત એક જ બાર અને ખેલ ખલાસ."

જલુ ઠારે પીસ્તોલ ઉપાડી અને ઇનાયતખાન તરફ તાકી.

ઇન્સ્પેકટર માત્ર ત્રણ જ ડગલાં દૂર હતો. તેણે જલુ ઠાર ઉપર નજર સ્થિર કરી અને ઠંડે પેટે કહ્યું, "હં, હં, નાહક તકલીફ ન લ્યો, પીસ્તોલનો ધડાકો જ નહી થાય."

જલુ ઠારે ઘોડો ઉપાડ્યો, પાડ્યો, પણ ધડાકો ન જ થયો. તેમાં ગોળી જ નહોતી !

"કેમ, મેં પહેલેથી જ નહોતું કહ્યું ?"

બજરાએ પોતાનો દંડુકો ઇનાયતખાનના ચરણે ધર્યો, "આપ અમ જેવા બદમાશોના પણ પીર છો, હું આપને શરણે છું."

"અને તમે ?" બીજા બદમાશોને ઇનાયતખાને પૂછ્યું.

"અમે પણ શરણુ માગીએ છીએ."

યુદ્ધમાં વિજય મેળવનાર સૈનિકની પાસે પરાજીત લશ્કર શસ્ત્રાસ્ત્રનો ઢગલો કરે તેમ ઇનાયતખાનના પગ પાસે બદમાશોનાં આયુધોનો ઢગલો થયો.

"ચાલો ઠીક થયું. મેં તો પહેલાંથી જ મુંગા મુંગા હું કહું તેમ કરવાનું કહ્યું હતું."

બજરાથી બોલ્યા વિના ન રહેવાયું, "સાહેબ, પણ મારી એક અરજ છે. તમારે કરવું હોય તે કરજો. પણ મારી ગાંજાની ચલમ અને બબ્બાનું બંધારણ બંધ નહી કરાવતા મહેરબાન."

"વારુ, તેમ થશે," ઇનાયતખાને ગંભીરતાથી જવાબ આપ્યો.

તેણે બારણા તરફ મુખ ફેરવ્યું અને બૂમ પાડી, "ચાલો, બધા અંદર આવો."

હાથમાં ઉઘાડી તલવાર સાથે પોલીસની ટુકડી અને લાકડીના દંડુકાવાળા સીપાઇદાદા અંદર આવ્યા અને એકદમ ધસી જઈ બદમાશોને ઘેરી લઈ ચતુર્ભુજ બનાવ્યા.

દીવાના ઝાંખા પ્રકાશમાં ભૂત ભમતા હોય તેમ પોલીસના પડછાયા પડ્યા.

"બધાને હાથ કડી કરો," ઇનાયતખાને આજ્ઞા કરી. "જરા આમ તો આવી જુઓ જોઉં !" આ અવાજ કોઈ પુરુષનો નહોતો છતાં તે સ્ત્રી હશે એમ તો ભાગ્યે જ કોઈ માની શકે. મંછી બારી પાસેના એક ખુણામાં ભરાઈ પેઠી હતી ત્યાંથી આ અવાજ આવ્યો. પોલીસો તો આ અવાજ સાંભળી દિંગ બન્યા. મંછીના માથેથી સાડી સરી પડી હતી, બદન ઉપર માત્ર કબજો જ હતો, અને સરી પડેલી સાડીમાં તેનો સ્વામી, જલુ ઠાર

ટુંટીયું વાળી બેઠેલો નરપિશાચ, ઢંકાઇ ગયો હતો. કૈકેયીએ જેમ યુદ્ધમાં દશરથ રાજાની રક્ષા પોતાના હાથની ધરી બનાવીને કરી હતી તેમ આ કળિયુગની સતીએ પોતાના સ્વામિની રક્ષા પોતાના શરીરની ઢાલ બનાવીને કરવા ધારી હતી. કોઇ રાક્ષસી પહાડ ફેંકવાની તૈયારી કરતી હોય તેમ તેણે બંને હાથથી ખરલ ઉંચી કરી અને બૂમ પાડી, "જોજો, માથાં રંગાઇ જશે."

સૌ કોઈ પાછળ હઠ્યા. ગુફાના મધ્ય ભાગમાં રસ્તો મોકળો થયો. આ કર્કશાએ બંધનથી બંધાયલા બદમાશો તરફ વક્ર દૃષ્ટિ કરી અને ઘોઘરા સ્વરે બબડી, "બીકણુ બાયલાઓ !"

ઇનાયતખાને હાસ્ય કર્યું, ખુલ્લા થયલા માર્ગમાં તે આગળ આવ્યો.

મંછીએ તાડુકો નાંખ્યો, "ખબરદાર, જો આગળ આવ્યો તો. માથું જ છુંદી નાખીશ. ચાલો દૂર હઠો."

"ઓહ હો, આ તો સાક્ષાત્ કાળકા માતા !" ઇનાયતખાને ટકોર કરી, "જો જો, જોગ માયા સંભાળજો, મરદની માફક તમને મુછ ઉગેલી જણાય છે, પણ ખુદાએ મને તો ખરો મરદ બનાવ્યો છે."

તે બેધડક આગળ વધ્યો. હવામાં ઉડતા વાળના ઝુલફાવાળી, વિકાળ આંખોવાળી, ભયાનક મુખાકૃતિવાળી, મંછીએ પોતાના પગ જમીન ઉપર સ્થિર કર્યાં, શરીર પાછળ નાખ્યું અને બંને હાથોથી ખરલ હવામાં વીંઝી અને આવેશમાં જ તે ઇનાયતખાન ઉપર ફેંકી. એક જ પળમાં ઇનાયતખાન હતો ન હતો થઇ જાત, પણ એ કાચી માયાનો નહોતો. તરત જ તે નીચો વળ્યો, ડોક નમાવી દીધી અને આવેશમાં ફેંકાયલી પથ્થરની ખરલ તેની પીઠ ઉપર થઈ સામે દિવાલ સાથે ભટકાઈ, ચુનાનો પોપડો ઉખાડી, નીચે પડી અને ઉછળીને ઇનાયતખાનના પગ આગળ આવી.

તરત જ ઇનાયતખાન મંછી પાસે આવ્યો. એક હાથે મંછીનો ચોટલો પકડ્યો અને બીજા હાથે જલુ ઠારને પકડી ઉભો કર્યો.

"ચાલો, હાથ કડી નાંખો," તેણે આજ્ઞા કરી.

સીપાઇઓ ટોળે વળ્યા અને ક્ષણુ માત્રમાં ઇનાયતખાનની આજ્ઞાનો અમલ થયો.

દબાયલી, નિરાશ થયેલી, મંછીએ પોતાના, પોતાના પતિના બંધનયુક્ત હાથો તરફ જોયું, આંખમાં જળજળિયાં આવ્યાં, હૈયું ભરાઈ આવ્યું અને ફૂકવો મૂકયો, "અરેરે, મારી ગરીબ ગાય જેવી દીકરીઓનું શું થશે રે......"

"તેની ચિંતા ન કર, છોકરીઓ ખુશી આનંદમાં છે," ઇનાયતખાને દિલાસો આપ્યો. મંછીને તો દાઝયા ઉપર ડામ જેવું જ લાગ્યું.

આ ધાંધલ દરમ્યાન પોલીસની નજર બારણાની પછવાડે ઘોરતા પડેલા બુઢિયા ઉપર પડી હતી. તેને ઢંઢોળીને જગાડ્યો, તે ઉઠયો અને બબડ્યો, "જંકુડા, કેમ બધું...પ...તી...ગયું કે નહી?"

"હા," ઇનાયતખાને વચમાંથી જ ઉત્તર વાળ્યો. છ બદમાશો એક સાથે જકડાયલા ઉભા હતા તેમના તરફ જોઈ, કોલસા પુરનાર તરફ નજર કરી ઇનાયતખાને કહ્યું, "આ તમારી બોકાની અને છૂપો વેશ ભલે રહ્યો" એમ કહી તે એક એક માણસ તરફ તાકીને બોલ્યો, "સાહેબજી, બજરા! રામ રામ ખીશલા! સલામ આલેકુમ ભંગુડા ઉર્ફે ભીમસિંહ!"

વળી તે બુકાનીવાળા બાકીના ત્રણ બદમાશો તરફ જોઈ બોલ્યો, "અહોહો, આ તો ગબલો! અને આ તો બાજીઓ અને આ......" જરા યાદ કરી તે બોલ્યો, "આ તો ઓાડિયો!"

અચાનક તેને બંદીવાનનું સ્મરણ થઈ આવ્યું. અત્યાર સુધી તે માથું નીચું નમાવી એક અક્ષર પણ ઉચ્ચાર્યો વિના ઉભો રહ્યો હતો, બદમાશોને પકડવાની ધાંધલમાં તેની તો ખબર પણ નહોતી લીધી.

"આ ગૃહસ્થનું બંધન છોડી નાંખો."

ઇનાયતખાને ફરમાવ્યું, "કોઇને આ ઓરડાની બહાર જવા ન દેતા!"

ફરમાન સંભળાવીને તે નીરાંતે દમામમાં ખુરશી ઉપર બેઠો, ત્યાં પડેલો ખડિયો અને કલમ લીધાં, પોતાના ગજવામાંથી પોલીસ કોર્ટનો સિક્કાવાળો કાગળ કહાડ્યો, અને રિપોર્ટ લખવા બેઠો. નિયમ પ્રમાણે પ્રારંભની થોડીક લીટીઓ જેના શબ્દો એક જ પ્રકારના હોવાથી ચવાઇને કંઠસ્થ બન્યા હતા, તે લખીને તેણે ઉંચે જોયું.

"આ બદમાશોએ બાંધેલા ગૃહસ્થને મારી પાસે લાવો," તેનું બીજું ફરમાન નિકળ્યું.

સિપાઇ દાદા ચોમેર જોવા લાગ્યા. પહેલા ફરમાનનો અમલ તાત્કાલિક કર્યો હતો. પણ આ બીજા ફરમાનનો અમલ કરવાનું તેઓના ભાગ્યમાં લખાયલું નહોતું.

ઇનાયતખાન ક્રોધે ભરાયો,"કેમ ? વાર કેમ થાય છે ? ક્યાં છે તે કેદી ?"

બદમાશોનો બંદીવાન મહાત્મા, વૃદ્ધ પેન્શનર, દેવો, મનોર નાના, બુલબુલ કે મધુરીનો પિતા, જે હોય તે ત્યાંથી અદૃશ્ય થયો હતો. બારણા ઉપર સખ્ત ચોકી હતી, પરંતુ બારી મોકળી હતી. પોલીસે તેને છોડ્યો ત્યાર પછી ઇનાયતખાનને લખતાં જોઇને તેણે આ ધાંધળનો, અંધકારનો, માણસોની ગડદીનો, ગડબડાટનો લાભ લીધો અને પોતાના તરફ કોઇનું ધ્યાન નથી એવી ખાત્રી થતાં જ તે બારી તરફ દોડ્યો, કુદ્યો અને પલાયન થઈ ગયો.

ઇનાયતખાનની આજ્ઞા થઇ ત્યારે જ સૌને ભાન આવ્યું. એક સિપાઈ દાદા બારી પાસે દોડી ગયા અને બહાર જોયું. કોઈ નજરે ન પડ્યું. માત્ર દોરડાની સીડી હીંચોળા ખાતી હતી.

"ડામીસ !" ઇનાયતખાને દાંત કચકચાવ્યા, "એ તો વળી આ બદમાશોને પણ માથે પછાડે એવો હોવો જોઇએ."

---

## પ્રકરણ ૧૪ મું

## માબાપની શોધમાં

નળબજાર પાસેની ગલીઓમાં, જ્યાં હમણાં ચોર બજાર ભરાય છે ત્યાં એક દિવસ સંધ્યાકાળે ચૌદ પંદર વર્ષનો છોકરો કાન ફાડી નાખે એવા મોટા સાદે મોઢામાં જે આવ્યું તે લલકારતો આડાઅવળા આંટા મારતો રખડતો હતો.

"અજી મેરે પ્યારેકા બાલા જોબનવા"નું ઉસ્તાદી ગાયન લલકારીને રસ્તા ઉપરના દુકાનદારોનું, માર્ગ ઉપર જતા વટેમાર્ગુનું ધ્યાન ખેંચતો

હતો. રસ્તે જનારને એમ જ લાગતું કે આ છોકરો નાટકમાં હોય તો 'સુંદરી' કે 'મોહન મારવાડી'ને ટક્કર મારે.

તેનો વેષ પણ જોવા જેવો હતો. કોઈ મીયાંભાઇએ ગટરમાં ફેંકી દીધેલો લેંગો તેણે ચડાવી દીધો હતો. શરીર ઉપર એકાદ પારસી બાનુની દયા ઉત્પન્ન કરી મેળવેલું લાંબી બાંયનું બદન પહેર્યું હતું અને તેના ઉપર કોઈ ધનાઢ્યે ડી. વાડીલાલની કંપનીમાં શીવડાવેલું રેશમી પટ્ટીવાળું પરંતુ હાલતો સથરવથર, ચીંથરે હાલ થઈ ગયેલાં જાકીટનો શણગાર સજ્યો હતો. એકાદ ગોઆનીઝને ત્યાંથી ફેંકી દેવાયલી, આગળના ભાગમાં નાના સરખા છજાવાળી મેલી દાટ, ગંધ મારતી હેટ તેના માથાને શોભાવી રહી હતી. પગમાં કોઇ અંગ્રેજ ગૃહસ્થના પગમાંથી ઉતરી તેનાં ત્રીસપાંત્રીસ વર્ષના બટલરના પગની સેવા કરી પરવારેલા દસબાર વખત થીંગડા મરાવવા માટે મોચીને ત્યાં મુસાફરી કરી આવેલા બુટ પહેર્યા હતાં, મુંબઇના બહુ રંગી ભીખારીઓથી અપરિચિત–અજાણ્યા આદમીને તો એમ જ લાગે કે તેણે તાબુતમાં વાઘ દીપડા થાય છે તેવો વેષ ધારણ કર્યો છે અથવા તો કોઈ ભવાઇ કરનાર ટોળીનો એ સાગીર્દ છે.

એક ગાયન પૂરું થતાં વળી તેણે "અટારીયાંપે ગીરારે કબુતર આધી રાત" લલકારવું શરુ કર્યું અને એજ ગાયન ઉપરાઉપર બેત્રણ વાર ચાલુ રાખ્યું. તેનું ગળું થાકે એવું નહોતું. નાટકમાં તો વન્સમોર થાય તોજ બીજી વાર એ ગાયન સાંભળવાનું ભાગ્ય થઈ શકે. પરંતુ આ તો વન્સમોરની ઇચ્છા જાણ્યા વિના કોઇના કહ્યા વિના આવૃત્તિનો લાભ લોકોને આપતો હતો. અફસોસ માત્ર એટલો જ હતો કે તેની કદર કરનારું કોઇ નહોતું. મુંબઇમાં આવી રીતે સારાનરસા ગાયનોના રાગડા ગાઈ જનસમાજની દયાવૃત્તિ ઉત્પન્ન કરી ભીખ માગી પેટ ભરનારા ભીખારીઓનો કયાં તોટો છે!

મુંબઈ ધંધારોજગારનું મથક ગણાય છે. અનેક પ્રકારના ધંધા ત્યાં ચાલે છે અને ભીખ માગવાનો ધંધો એ પણ અનેક ધંધાઓમાં એક છે. પાસે પૈસા ન હોય, કામ કરવાની દાનત ન હોય, હરામ હાડકાં થઈ ગયાં

હોય, આબરુની ઝંખના ન હોય અને નફટાઈ ધારણ કરવી હોય તો પરસેવો ઉતાર્યા વગર, વિના પરિશ્રમે પેટ ભરવાનું સાધન એ 'ભીખ' છે. ભીખ માગવી એ પણ પોતાનો જન્મસિદ્ધ હક્ક હોય તેમ તેઓ ગમે તે રીતે ભીખ માગે છે અને મેળવે છે. દાનવીર પુરુષો પાઇપૈસો આપીને, શ્રદ્ધાળુ જનો જલેબી, પુરી અને લાડુ વહેંચીને, હિસાબ ગણનારા છતાં પુણ્ય પ્રાપ્ત કરવાની હોંશવાળા પોતાનાં ઉતરેલાં, નકામાં થઇ પડેલાં વસ્ત્રો, જોડા અને છત્રી આપીને અને 'પુણ્યે પાપ ઠેલાય' એ સિદ્ધાંતને ગોખી રાખનારી સ્ત્રીઓ ઘરમાં વધેલા રાંધેલા ધાનને ગટરમાં ન નાખતાં "ધર્મોદી... બાઇ...આ ગરીબ ભીખારીને દેજો માબાપ"નો સ્વર સાંભળતાં જ દોડી આવી પોતાને 'ધર્મોદી' બનાવનાર આવા ભીખારીનું પતરાનું ડબલું ભરી દઈ સ્વર્ગની સીડીને મજબુત બનાવવા જેટલું પુણ્ય હાંસલ કર્યું હોય એવો સંતોષ માની લે છે.

કુતરાને બટકું રોટલો નાંખે એમ ઘોડાગાડી કે મોટરમાંથી પોતાની અઢળક સંપત્તિમાંથી માત્ર પાઈ પૈસો ભીખારી તરફ રોફબંધ ફેંકનારા ધનાઢ્યો, જલેબી અને લાડુના ટોપલા લઈ જઈ તીડની માફક ઉભરાતા ભીખારીઓની ઝોળી ભરી દેનારા ભાવિક ભક્તો, શ્રાવણ માસમાં રસ્તાની બંને બાજુ પથારો કરી પડેલી, ભીખારીની હારને પૈસા, મગફળી, કેળાં, ચણા વિગેરે ભાવપૂર્વક આપનારા સજ્જનો કોઈ વિચાર કરતા નથી કે, આ ભીખારીઓનો ઉદ્ધાર શી રીતે થઈ શકે ? ભીખ માંગીને જ પેટ ભરવું એવી અધમ વૃત્તિમાં તેઓ જીવન પૂરું કરે તે સારું કે નીતિસર કોઈ પણ ધંધે વળગી જીવનને ઉન્નત બનાવે તે સારું ? લુલા, લંગડા, આંધળા, અપંગ અને એવાં જ અશક્ત માણસોને સહાય કરવી, તેઓ માટે અશક્તાશ્રમ કાહાડવાં એ સ્તુત્ય છે, પરમ ધર્મ છે; પરંતુ ભીખારી નામના ઓઠા હેઠળ માતેલા સાંઢની માફક મહાલતા, દિવસમાં દસ વખત વઢવાડ કરતા, લાગ ફાવે તો ખીસાકાતરુ કે મવાલી બની જતા, 'ભીખારી' સંજ્ઞાધારીઓને પોષવા એ દુનિયામાં પાપને પોષવા જેવું, વધારવા જેવું નથી થતું ? એવા નવરાઓને, આપણી જ બેદરકારીથી 'આળસુના પીર' બની ગયેલાઓને કોઈ પણ ઉદ્યમે

વળગાડી તેઓને સન્માર્ગે ચડાવવા, દેશને એ પીડામાંથી મુક્ત કરવા માટે યોગ્ય ઉપાયો યોજવાની આવશ્યકતા છે એ તો નિર્વિવાદ છે. તેમના તરફ જેમ જેમ દુર્લક્ષ રાખવામાં આવશે તેમ તેમ 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એવું જ થવાનું અને તેમનો સંઘ વધતો જ જવાનો. હજી એટલું સારું છે કે જેમ મીલમજુરો, ગોદીવાળાઓ, કમ્પાઉન્ડરો વિગેરેનાં મંડળો સ્થપાયાં છે એવું પોતાનું મંડળ સ્થાપવાનું તેઓને સુઝયું નથી અથવા એવો કોઈ વીરલો તેઓની વ્હારે ચડ્યો નથી, નહી તો એ ભીખારી મહાશયો પણ પોતાના હક્ક જાહેર કરવા અને 'અમને પણ તમારી માફક દુધપાક પૂરી અને માલમલીદા મળવા જોઈએ, અમને પણ શરબતી મલમલનાં વસ્ત્રો જોઈએ,' એવી એવી શરતો કરવા બહાર નિકળી પડે.

આવી રીતે ગાયનોના રાગડા તાણતો ત્રણ ચાર ગલીઓ વટાવી એ ભીખારી છોકરો તંબાકુવાળાની ચાલી તરફના રસ્તાના ખુણા આગળ આવી લાગ્યો. ગાયનની ધૂનમાં તે ચાલ્યો જ જતો હતો એવામાં તે કોઈની સાથે અથડ્યો. એક વૃદ્ધ ડોશી જમીન ઉપર કંઈ ખોવાયલી વસ્તુ વાંકી વળીને શોધતી હતી તે આ ભીખારીના ધક્કાથી લથડી અને બબડી, "મુઆ પીટ્યા આંધળો છે?"

ભીખારીએ પાછળ જેયું અને કહ્યું, "કોણ હું આંધળો? મેં તો જાણ્યું કે કોઈ ખોડી ગધેડી ઉભી હશે." ગધેડી શબ્દ ઉપર ભાર મૂકી તેણે ચોપગાં જાનવરની માફક ચાળા કર્યા.

ડોશી છેડાઈ, "મુઆ પાજી, હું નીચી વળી ન હોત તો જરૂર લાત ચોડી દેત."

"અને તેથી જ મને ગધેડી દેખાઈ. લાત મારતાં તો ગધેડીને જ આવડે."

ડોશી રસ્તા ઉપર પાણો-ઈંટનો કટકો શોધવા લાગી, પણ ચંચળ વૃત્તિનો છોકરો તો ક્યાંઈ દૂર નિકળી ગયો.

ડોશી ટટાર થઈ અને ખાડામાં ઉતરી ગયેલી ઉંડી આંખો ખેંચીને દૂર નજર કરી, મ્યુનીસીપાલીટીના ફાનસના ઉજાસમાં તેનું મોં સ્પષ્ટ જણાતું



છોકરાએ કહ્યું:-"ઓહોહો! આ તો જાણે રૂપસુંદરીનોજ

હતું. ડાચાં બેસી ગયેલાં, આંખો ઉંડી ઉતરી ગયેલી, ચામડીની કરચલી વળેલી એટલે અજાણ્યાને તો ડરજ લાગે.

છોકરાએ દૂર ઉભા ઉભા કહ્યું, " ઓહોહો ! આ તો જાણે રૂપસુંદરી-નોજ અવતાર, જાણે આફ્રિકાનું બુલબુલ ! સવારમાં ઉઠીને મોં જોયું હોય તો આખો દિવસ ખાવાનું પણ ન મળે."

અને ઉત્તર સાંભળવાની દરકાર ન હોય તેમ "મુખડા ક્યા દેખો દરપનમેં, તેરે દયા ધર્મ નહી મનમેં,"......ગાતો ગાતો આગળ ચાલ્યો.

ગાયન પૂરું થાય તે પહેલાં તો નં૰ ૫૦–૫૨ વાળા ઘર આગળ તે આવી લાગ્યો. ખડકી બંધ હતી, તેણે તે હડસેલી પણ ન ઉઘડી. બારણું ખખડાવ્યું, પણ જવાબ ન મળ્યો. પોતાના નાના પગમાં પહેરેલા મોટા બુટથી ખડકીને લાતો મારી અને ઘર ગજાવી મૂક્યું.

તેજ ક્ષણે રસ્તાના ખૂણા આગળ તેની સાથે અથડીપડેલી ડોશી ડોળા ફાડીને ચીસો પાડતી ત્યાં દોડતી આવી.

"અરે પણ આ છે શું ? રામ, રામ, હમણાં ખડકી ભાંગી જશે. મુઓ કોઈ ચોર ઘરમાં ઘુસે છે કે શું ?"

ખડકીને પાટુ મારવાનું ચાલુજ હતું. ડોશીએ રાડ પાડી, " અરે નખ્ખોદીઆ, આ તે કંઈ તારા બાપનું ઘર છે ?" અચાનક તેની જીભ બંધ થઈ ગઇ. તેણે આ 'નખ્ખોદીઆ'ને ઓળખી લીધો, "અરે આ તો એજ પીટયો !"

"ઓહહો, આ તો એ જ ડોકરી !" ભીખારીએ ચાળા પાડ્યા, પણ તરતજ ભૂલ સુધારી બોલ્યો, "રામ, રામ, બાપી મા, હું મારા માબાપને મળવા આવ્યો છું."

બાપી, નં૰ ૫૦–૫૨ વાળા ઘરની રખેવાળ બાપીએ મોં મચકોડ્યું અને બોલી, "પાજી અહિં તો કોઇએ નથી !"

"શું કહો છો ? કોઈ નથી ? મારા બાપા ક્યાં છે ?"

"ડુંગરીની જેલમાં."

"અને મારી મા ?"

"ભાકુતી કોટડીમાં."

"એ પણ ઠીક અને મારી બહેનો?"

"મારબાવડીની પોલીસ ચોકીમાં."

છોકરાએ માથું ખજવાળ્યું, જરા વિચારમાં પડ્યો અને "અરે રામ," કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

બાપી તેની પાછળ જોઈ રહી. તરત જ તેણે તે છોકરાને લલકારતો સાંભળ્યો.

સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઇએ;
રાખે જેવી રીતે રામ રંગે તેવી રીતે રહીએ.

આ નફકરા છોકરાને માબાપની આવી દશામાં પણ મસ્તપણે મ્હાલતો જોઈ બાપી બિચારી મનમાં બળી ઉઠી.

આ ભીખારી છોકરો તે બીજો કોઈ નહી પણ આ વાર્તાના પ્રકરણ ૬૦ માં વર્ણવેલો ચંચળ, ફીક્કો, હોંશીઆર, ઉદ્ધત અને લુચ્ચો જીવો, જંકુડા ઉર્ફે જલુ ઠારનો ચિરંજીવી! માબાપ છતાં અનાથ કહેવાતો ભીખારી.

---

## પ્રકરણ ૧૫ મું

### બાગે બુલબુલ

જંકુડાની જાળને ઇનાયતખાને છિન્નભિન્ન કરી નાંખી. માધવ એ સઘળો તાલ જોઈ રહ્યો હતો. એને તો એમ જ થયું કે પ્રભુએ લાજ રાખી.

ઇનાયતખાન મુસ્કેટાટ કરેલા કેદીઓને લઇ નીચે ઉતર્યો. નીચે ત્રણ ગાડીઓ તૈયાર હતી. કેદીઓને લઇ જવા માટે બહારનું કોઈ કેદીને જોઇ ન શકે અને કેદી બહાર નજર ન કરી શકે એવી બંધ બારણાની ખાસ ગાડીઓ રાખવામાં આવે છે. આવી ગાડીમાં કેદીઓ પૂરાયા, આગળપાછળ પોલીસનો મજબુત પહેરો ગોઠવાયો અને સરઘસ ઉપડયું.

માધવ પણ પાછળ પાછળ નીચે ઉતર્યો અને ગાડીઓ નજરથી દૂર ગઈ કે તરત રસ્તા ઉપર આવ્યો. રાતના નવ વાગ્યા હતા. આકાશમાં તારલીયા ચમકતા હતા. માધવનું હૃદય ધબકતું હતું.

તે કનુને ત્યાં આવ્યો. કનુ હવે અગાઉના મકાનમાં રહેતો નહોતો. તેણે 'રાજ્યદ્વારી કારણોને લીધે' પોતાનું મકાન ગીરગામ લત્તામાં રાખ્યું હતું. રાજદ્રોહીની ગણનામાં ગણાતા પરંતુ સત્ય જોતાં તો સ્વતંત્ર વિચારવાળા, જનસમાજની સેવા કરવાના ઉત્સાહી યુવાનોએ આ લત્તામાં જ ધામો નાંખ્યો હતો.

"ઓહહો, કોણ માધવ ?" કનુ માધવને જોતાં જ ઉછળી પડ્યો.

મિત્રોનો મેળાપ અનેરો આનંદ આપે છે.

"કનુ, પણ હું આજે તારો મેહેમાન થઇને આવ્યો છું, આજે અહિં જ સુવાનો છું."

"બસરો ચશ્મ," નાટકી ઢબથી કનુએ ઉત્તર આપ્યો અને પોતાની તળાઈ નીચેથી એક તળાઈ ખેંચી કાહાડી માધવને માટે પથારી કરી. "લે દોસ્ત, એક કરતાં બે ભલા. મજાહ પડશે."

બંને મિત્રોએ નિદ્રાદેવીનો આશ્રય મળ્યો ત્યાં સુધી આડીઅવળી વાતો કરી. માધવની વાતમાં, ઉત્તરમાં સ્થિરતા જણાતી નહોતી. કનુ બિચારો એમ જ જાણતો હતો કે માધવનું મગજ હમણાં ઠેકાણે નથી. તેણે કારણ ન પૂછ્યું, માધવને તો એટલું જ જોઇતું હતું.

સવારે વહેલા ઉઠી, દાતણ પાણી કરી સાત વાગ્યામાં માધવ નં૦ ૫૦–૫૨ વાળા ઘરમાં પાછો ફર્યો, ઓરડીનું ભાડું આપ્યું, બાપીનો ચડેલો પગાર ચૂકવ્યો અને એક ખટારામાં પોતાની ખુરશીઓ, ટેબલ, પુસ્તકો, ટ્રંક વિગેરે ભરી બાપીને કંઇ પણ જણાવ્યા વગર ત્યાંથી ચાલ્યો ગયો.

આઠ વાગ્યા અને ઇનાયતખાન આવ્યો, માધવની તપાસ કરી, પણ કોઈ ન મળે. સાંજે બનેલા બનાવ સંબંધી કેટલીક માહિતી માધવ પાસેથી મેળવવા તે ઉત્સુક હતો. માધવની ઓરડી ખાલી જોઈ, એવામાં બાપી નજરે ચડી તેને પૂછ્યું, 'ખાલી કરીને ચાલ્યો ગયો' એ સિવાય વધુ ખબર તે આપી શકી નહી.

એટલાથી સંતોષ ન થયો. ઇનાયતખાને તે યુવાનનો પત્તો મેળવવાનો યત્ન કર્યો.

"મારી જાણે બલા. એવા તો અહીં બારસે ને બાણું ભાડુતો આવે છે ને જાય છે."

ઇનાયતખાન નિરાશ બન્યો.

બાપીને મન આવા પ્રસંગો તો સાધારણ હતા. અનેક ભાડુતો આવતા ને જતા. કેટલાક તો ભાડુ પણ ગેપ કરતા અને ફાવે તો બાપી પાસેથી પણ મફત કામ કરાવી લેવાનો યત્ન કરતા. બાપી ઘડાઈ ગઇ હતી. "હશે, ન ફાવ્યું એટલે ઘર ખાલી કર્યું," એટલા જ વિચારથી તે સંતોષ માની લેતી, પોતાના પૈસા ઘાલી જાય તો બેચાર સારી નરસી ગાળો દેતી અને 'હડહડતો કળજુગ આવ્યો છે,' કરી મન મનાવી લેતી. માધવે તો તેના પૂરા પૈસા ચૂકવ્યા હતા, પછી તે કયાં જાય છે તેની તેને શી પીડા? બદમાશો પકડાઇ ગયા તેને બીજે દિવસે જ, સવારમાં જ માધવ ગાંસડાપોટલા લઇ ચાલ્યો ગયો એટલે બાપીએ તો મનમાં ગાંઠ વાળી કે, 'એ પણ બદમાશોનો મળતિયો જ હોવો જોઇએ.' દિવસે પાડોશની ઘાટણ સાથે વાતે ચડતાં બાપી બબડી, 'લાગતો'તો તો નાની છોકરી જેવો અને આવાં કામ કરવાની બહાદુરી કોણ જાણે ક્યાંથી આવી!"

નં૦ ૫૦-૫૨ વાળું ઘર છોડી દેવાનાં બે કારણ હતાં. એક તો પોતાની પડખેથી 'ગુફા'માં બનેલો ભયાનક બનાવ, એ હૃદયવેધક દૃશ્ય તેની નજર આગળ તરતું હતું અને પળે પળે એનો વિચાર કરતાં એ ભયંકરતા ભીષણ સ્વરૂપ ધારણ કરતી હતી. ત્યાં જ પડ્યા રહીને એ ભયંકર ઘટનાનું સ્મરણ થયા કરે એ એક કારણ. બદમાશો ઉપર કોર્ટમાં કેસ ચાલવાનો જ, અને પોતે જાહેર થાય તો કદાચ સાક્ષી તરીકે તેને ઊભો કરવામાં આવે અને એ વખતે જલુ ઠારની વિરૂદ્ધ જુબાની આપવી પડે, આ બીજું કારણ. જલુ ઠાર-પોતાના પિતાના જીવનદાતા વિરુદ્ધ કોર્ટમાં જુબાની આપવાની માધવની ઇચ્છા નહોતી.

ઇનાયતખાને માધવનું નામ પૂછ્યું નહોતું. તેને પાછળથી લાગ્યું કે, આ મોટી ભૂલ થઈ. માધવનો પત્તો ન મળ્યો એટલે એણે માની લીધું કે એ જુવાનિયો કાં તો તેની બીકનો માર્યો ઘરે જ નહી આવ્યો હોય

અથવા તો આવા ભયાનક દેખાવ જોઇ હેબતાઇ ગયો હશે. અને તેથી અહીંથી ઉભી પુછડીએ નાસી ગયો હશે.

પરંતુ કર્તવ્યપરાયણ ઈન્સ્પેક્ટરના મનનું એટલાથી જ સમાધાન ન થયું. તેણે માધવને શોધવાના અનેક યત્નો કર્યા, બહુ ફાંફાં માર્યાં, પણ તેનો પત્તો ન લાગ્યો.

દિવસો ઉપર દિવસો ચાલ્યા ગયા. બે મહિના થયા માધવ કનુની સાથે જ રહેતો હતો. ગીરગામ બેક રોડ ઉપરથી ચોપાટી ઉપર ફરવા જનાર એક બેરીસ્ટર સાથે તેને રોજ સાહેબ સલામ થતી. તેણે એક દિવસ ખબર આપ્યા કે જલુ ઠારને આસાન કેદમાં રાખવામાં આવ્યો હતો. પિતૃભક્ત માધવને પિતૃઋણ ચૂકવવાનો અવસર મળ્યો. દર અઠવાડીએ જલુ ઠારને પાંચ રૂપીઆ મળી જાય એવી તેણે ગોઠવણ કરી દીધી.

'બુલબુલ'ની લગની લાગ્યા પછી માધવનું ધંધા તરફ ધ્યાન નહોતું, એટલે આવક પણ નહોતી, હમણાં તેની પાસે પૈસાની છૂટ નહોતી. કનુ પાસેથી તેણે પાંચ રૂપીઆ ઉછીના માગ્યા.

કનુ જીવજાન મિત્ર હતો. માધવની નબળી સ્થિતિમાં મદદ કરવાનો ધર્મ છે એમ માનતો અને નાણાં આપતી વખતે જરા પણ સંકોચ બતાવતો નહી કે તે શું ઉપયોગ કરે છે. તેને માત્ર એક જ વિચાર થતો કે, "દર સોમવારે માધવ પાંચ રૂપીઆ કોને આપતો હશે?"

કનુ જ્યારે આ વિચાર કરતો, ત્યારે ભાડુતી કોટડીમાં મફતના રોટલા ખાતા જલુ ઠારને 'દર સોમવારે આ પાંચ રૂપીઆ મને કોણ મોકલે છે' એવો વિચાર થતો. બંનેને એક જ પ્રકારનું આશ્ચર્ય થતું, પણ તેનો ઉકેલ બેમાંથી કોઇ કરી ન શકતું.

માધવમાં આગળની સ્ફૂર્તિ નહોતી. આશાભંગ થતાં માણસ તદ્દન નાહિમ્મત બની જાય છે. માધવ પણ ઢીલો થઇ ગયો હતો. ભેદનો પડદો પડતાં બધું અંધકારમય જણાયું. આશા, આનંદ, ઉત્સાહ એમાંનું કંઇ રહ્યું નહોતું. ઉદાસીનતાએ તેને ઘેરી લીધો હતો. પોતાના મનમંદિરમાં રમી રહેલી મૂર્તિનાં ક્ષણિક દર્શન થયાં, તેના પિતાને પણ જોયો, જીવનની

આશા સફળ થતી જણાઈ, એવામાં એકાએક તેઓ દૂર દૂર ધસડાઈ ગયાં, અદૃશ્ય થયાં. જંકુડાની ગુફાના ભયંકર કાવત્રામાંથી પણ તેને આ હૃદયમાં વસી રહેલાં પિતાપુત્રી વિષે વિશેષ જાણવાનું મળ્યું નહી. અરે તેઓનાં ખરાં નામ પણ જાણી શકાયાં નહિ. "જેને પોતે મધુરી મનોહારી કહેતો હતો તે નામ તો ખોટાં જ. જંકુડો 'બુલબુલ' કહેતો હતો એ તો ખાલી ઉપમા! તેનું નામ કંઇ બીજું જ હોવું જોઇએ, અને પેલો વૃદ્ધ પેન્શનર? શું તે પોલીસથી છૂપાતો ફરતો હશે? અચાનક તેને મીલ પાસે મળેલો બુઢ્ઢો મજુર યાદ આવ્યો. કદાચ એ મજુર અને વૃદ્ધ પેન્શનર એ બંને એકજ હોય! એમ હોય તો તે છૂપાતો ફરે છે એ તો નક્કી. તેણે મદદ માટે બૂમ કેમ નહી પાડી હોય? નાસી શા માટે ગયો? 'બુલબુલ'નો એ બાપ ખરો કે નહી? શું જંકુડો તેને ખરેખર ઓળખતો હશે?" આવા અનેક પ્રશ્નો પોતાના મનમાં માધવ પૂછતો અને એક પ્રશ્નનું સમાધાન ન થતાં અકળાતો.

આવી શંકાશીલ સ્થિતિમાં પણ બગીચાવાળી બાળા તરફનું તેનું પ્રેમાકર્ષણ ઓછું થયું નહોતું, હૈયામાં પ્રેમાગ્નિ પ્રદીપ્ત હતો. આંખો આગળ ભેદભરમરૂપી અંધકાર છવાયો હતો. બાળાને જોઈ હૃદય ખેંચાયું, સ્વર્ગીય પ્રેમ ઉદ્ભવ્યો. તેને મળવા, તેનો પત્તો મેળવવા અનેક ફાંફાં માર્યાં, પરંતુ ફાવ્યો નહી. સ્વપ્ન સમાન બધો આનંદ, બધી આશા નષ્ટ થઇ. બધું નષ્ટ થયું, પરંતુ એક વસ્તુ રહી ગઇ અને તે પ્રેમ! બધું નાશ પામે, પણ તેના પ્રેમનો નાશ થાય એમ નહોતું. બધું ભુલાઇ જવાય, પણ એ પ્રેમ વિસારે પડાય એમ નહોતું.

શું કરવું તે જ તેને સુઝે નહિ. જેમ જેમ વિચાર કરે તેમ તેમ વધારે મુંઝાય. જેને પોતે મધુરી અને મનોહારી નામથી ઓળખતો હતો છતાં જેનું નામ એ નહોતું એવી પોતાને શંકા થઇ હતી તે બાળા ગમે તે સ્થળે હોવીજ જોઇએ. જ્યાં હોય ત્યાંથી તેને શોધી કાઢવીજ જોઇએ. ક્યાં શોધવી? એ પ્રશ્ન આવતાં બધું અશક્ય, અગમ્ય લાગતું. અનિશ્ચિતતા અને અંધકાર

એ બે શબ્દોજ તેના જીવનના લક્ષ્ય બન્યા હતા. 'બુલબુલ'નો તેની પ્રિયતમાનો પત્તો કોઇએ તેને આપ્યો હોત તો તેને પ્રાણ આપવા પણ તે તત્પર થાત.

અનિશ્ચિત જીવન ઉત્સાહને મંદ પાડે છે અને કામ કરવાની વૃત્તિ પણ શિથિલ થાય છે. ચિત્તની ઉદાસીનતાને લીધે માધવ પોતાના ધંધા તરફ પુરતું ધ્યાન આપી ન શક્યો અને ધીરે ધીરે એ અણગમો એવો વધતો ગયો કે તેણે ધંધાને ઉંધાડી દીધો છે એમ જ કોઈ અજાણ્યાને લાગે. ઉદ્યમ એ મનુષ્ય માત્રનો ખોરાક છે. કામધંધો પરવારી બેઠા એટલે જીંદગી હારી બેઠા, એમ જ સમજી લેવું. ધંધામાં એક વખત આળસ કર્યું તો તે આળસ દિવસે દિવસે વધતું જ જાય છે, અને તે એટલે સુધી કે પછી કામ કરવાની દાનત જ થતી નથી. કામ કરવાની ટેવ છોડી દેવી એ તો બહુ સહેલી વાત છે, પરંતુ એક વખત એ ટેવ છોડ્યા પછી પાછી તેને પ્રાપ્ત કરવી એ અતિ મુશ્કેલ છે. માધવની સ્થિતિ પણ તેવી જ થઈ.

આવી દશામાં પણ એક મધુર કલ્પનાથી માધવને આનંદ મળતો. "એ બાળા મને ચાહે છે. તેની આંખ એ વાતની સાક્ષી પૂરે છે. મારું નામ તે નથી જાણતી, પણ મારું હૃદય તો તે જરૂર સમજી ગઈ છે. અરે, એ ગમે તેવા છૂપા સ્થળમાં હશે તો પણ મારું સ્મરણ જ કરતી હશે. મને જેમ તેનાં સ્નેહસ્વપ્ન આવે છે તેમ તેને નહી આવતાં હોય? હા હા, એ મારા વિચારો જાણી શકતી હશે જ." આવી કલ્પનાઓથી તેના અંધકારમય જીવનમાં આશા રેડાતી.

કોઈ વખતે તે ધુનમાં આવી જતો કે 'વાયરલેસ ટેલેગ્રાફી' મારફત જાણે તેને સંદેશો પહોંચાડવો હોય તેમ કાગળ ઉપર 'પ્રિયતમાને' એવા મથાળા સાથે પ્રેમકાવ્યની દશબાર લીટીઓ ઘસડી કાઢતો, અને મેઘદૂતને પણ ભૂલાવી દે એવું આ કાવ્ય છે એમ માની મનમાં મલકાતો.

માધવ ગાંડો બન્યો નહોતો. તે ચિત્તભ્રમ પણ થયો નહોતો. તેનું કાળજું બરાબર ઠેકાણે હતું. કામધંધો કરવાની વૃત્તિ અને પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવા માટેની હિમ્મત તેણે ગુમાવી હતી, છતાં તેનું મુત્સદ્દીપણું,

દૂરદર્શી સ્વભાવ અને સદાચારમાં કંઈ ન્યૂનતા થઈ નહોતી, પોતાની આસપાસ બનતા બનાવો તે લક્ષપૂર્વક જોતો, માણસોની વાતો શાંતિપૂર્વક સાંભળતો અને ડાહ્યા માણસની માફક લોકો સાથે વાતચિત કરતો. તેના મનની સ્થિતિ બીજા લોકો સેહેલાઇથી જાણી જાય એમ નહોતું.

નિરાશાનો ઘા પણ લાંબે વખતે રુઝાય છે. દિવસો ઉપર દિવસો વીત્યા અને માધવ ધીરેધીરે ઉત્સાહી બનતો ગયો. 'બુલબુલ' અને પોતાની વચ્ચેનું અંતર ઓછું થતું જાય છે, મેળાપનો સમય હવે નજદીક આવી લાગ્યો છે એવો તેના અંતરમાંથી ધ્વનિ થવા લાગ્યો. તેણે બે વસ્તુ ગ્રહણ કરી, હિમ્મત અને ભાગ્યબળ. તેણે નિશ્ચય કર્યો કે, 'ભાગ્યમાં લખ્યું હશે એમ જ થશે તો, પછી હિમ્મત કાં હારવી ? હિમ્મતે મર્દા તો મદદે ખુદા !'

હવે તેને જીવન અકારું ન લાગ્યું, "પ્રેમ એ તો પ્રભુની પ્રસાદી ! પ્રેમની ઉપાસના એ તો સ્વર્ગીય આનંદ ! એમાં વળી શોક કે સંતાપ શાનો ? એ દિવ્ય પ્રસાદી પ્રાપ્ત કરવા માટે કષ્ટો સહન કરવાં જ જોઇએ, અને એવી તપશ્ચર્યા કરી મેળવેલો પ્રેમ એ જ ખરો દૈવી પ્રેમ. જેનાં અહોભાગ્ય હોય તે પ્રેમનું ખરું રહસ્ય સમજી તેની ઉપાસના કરે અને સિદ્ધિને માટે માથે પડતાં દુઃખો હર્ષથી સહન કરે. ચાહવું અને સહેવું એ તો જીવનની અનેરી લ્હાણ છે !" આવા વિચારો તેના ઉરમાં વસ્યા.

માધવે નિશ્ચય કર્યો કે, 'ગમે તે રીતે તેનો પત્તો મેળવવો જ જોઇએ.' એક દિવસ સાંજે રાણીના બાગ પાસે ફરવા આવ્યો હતો. ત્યાંથી ભાયખલાનો પુલ વટાવી સાંકળી સ્ટ્રીટ અને જેકબ સર્કલનો રસ્તો ઓળંગી મહાલક્ષ્મી તરફ ફર્યો. થોડાં વર્ષો પહેલાં મહાલક્ષ્મીથી થોડે દૂર પડતર જમીન અને ખેતરો નજરે પડતાં. આવાં ખેતરોમાં વચમાં એક બગીચા જેવું જણાતું. ત્યાં જઈ આસપાસ નજર કરતાં દૂર સમુદ્રને કાંઠે મહાલક્ષ્મીનું ભવ્ય મંદિર આકાશ સાથે વાત કરતું ઉભું હતું, ખેતરને સામે છેડે એક જૂનું ખંડીયેર જેવું થઈ ગયેલું ઘર હતું. તેનાં બારી બારણાનું ઠેકાણું નહોતું, છાપરું પણ પડુ પડુ થઈ રહ્યું હતું અને દિવાલમાંથી કેટલીક ઈંટો ખસી પડીને નીચે ઢગલો થયો હતો. બગીચામાં ખાખરાનાં

ઝાડ પુષ્કળ હતાં અને તે ઉપર કેસુડાના ઝુમખા લચી રહ્યા હતા. કેળ અને પપૈયાનાં ઝુંડ જામ્યાં હતાં. રંગબેરંગી ફૂલના રોપાઓ કોઈ સંભાળ લેનાર ન હોવાથી મરુંમરું બની રહ્યા હોય એવા જણાતા હતા. ઘરમાંથી સ્ત્રીઓનો ખડખડાટ હસવાનો સ્વર કોઇ કોઇ વાર સંભળાતો હતો. એક ખૂણે નાની દેહરી જેવું જણાતું અને ત્યાં પડેલાં નાળીયેરનાં કાચલાં, ઘીના દીવાનાં કોડીઆં અને સુકા ફુલના ઢગલા ઉપરથી આ દેહરીએ માણુસનો અવરજવર હોવો જોઇએ એવી કલ્પના થતી. દેહરીમાં હનુમાનજીની મૂર્તિ હતી. પરંતુ ઘણો વખત થયાં તે અપૂજ હોય એમ જણાતું હતું.

આ સ્થળ જોતાં એમ જ લાગે કે એ એક વખત અતિશય રળિયામણું હશે અને ત્યાં અનેક માણુસોનો અવરજવર હશે. પરંતુ હમણાં તો ત્યાં કોઈ ભાગ્યે જ આવતું. એ સ્થળ પણુ એકાંતમાં હોવાથી કલાક બે કલાકે કોઇ ભારદારી ખટારો રસ્તા ઉપરથી જાય તેનો અવાજ સંભળાય એટલું જ.

માધવ ફરતાં ફરતાં આવી ચઢ્યો અને સ્થળની આવી કઢંગી રમણીયતા જોઇને તપાસ કરવાની તેને જિજ્ઞાસા થઇ. તેના નસીબે જ ત્યાંથી એક માણુસ નિકળ્યો. તેને પૂછ્યું, “ભાઈ આ જગ્યા કોની છે ?”

“કોની જગ્યા છે તે ખબર નથી પણુ એને ‘બાગે બુલબુલ’ કહે છે. આ દેહરીએ ઘીનો દીવો કે નાળીયેર ચડાવવા કોઇ કોઇ આવે છે. એની માનતા ચાલે છે.” વટેમાર્ગુએ ચાલતાં ચાલતાં જ ઉત્તર આપ્યો. તેને વધારે પૂછી શકાયું નહી.

‘બાગે બુલબુલ’ શબ્દ સાંભળ્યા પછી વટેમાર્ગુ શું બોલે છે તે તરફ માધવનું ધ્યાન જ નહોતું. તેને તો ‘બુલબુલ’ શબ્દમાં જ બધું રહસ્ય જણાતું. મધુરી અને મનોહારી શબ્દોને માધવે વિસારી મૂકયા હતા. ‘બુલબુલ’નું મધુર નામ તેને બહુ ગમતું અને એ નામ અહીં સાંભળી રખેને મારું ‘બુલબુલ’ પણુ અહીં જ હોય એવી ભ્રાંતિ થઈ, અને ધુનમાં જ તે બબડ્યો, “જરૂર, ‘બાગે બુલબુલ’ એટલે મારા બુલબુલનો જ આ બાગ હશે. તે અહીં ફરવા આવતી હશે. તેના રહેઠાણુનો પત્તો અહીંથી જ મળશે.” આ ભ્રાંતિ માત્ર હતી, છતાં

ઇચ્છા દબાવી શકાય એમ નહોતું. તે રોજ 'બાગે બુલબુલ' પાસે આવી આંટાફેરા મારવા લાગ્યો. જાણે શીરીનને મેળવવા આવેલો ફરહાદ કે મહા લસાને મેળવવા માટે સ્મશાન જગાવનાર રુતુધ્વજ!

---

## પ્રકરણ ૧૬ મું

### ખોડીઓ છટક્યો

ઇનાયતખાને બદમાશોની ટોળીને સપડાવી તે માટે પોલીસ ખાતાંએ તેની પ્રશંસા કરી, પણ ઇનાયતખાનને પૂરો સંતોષ ન થયો. બંદીવાન છટકી ગયો એ તેને ભારે સાલતું હતું. જેના ઉપર જુલ્મ ગુજારવામાં આવે તે માણસ પોતાને મદદ મળેથી જોઈ શાંત અને સ્વસ્થ થાય, આનંદ પામે અને પોતાને મુક્તિ અપાવનારનો ઉપકાર માન્યા વિના ન જ ચાલ્યો જાય. અહીં તો બનાવ એથી ઉલટો જ બન્યો. બદમાશો કરતાં પણ ચડે એવો કોઇ બડો બદમાશ તે હોવો જોઇએ એવી ઇનાયતખાનની ખાત્રી થઈ. તેને એમ પણ લાગ્યું કે પોલીસને માથે પછાડે એવો તે ડામીસ હોવો જોઇએ.

એક બીજો વિચાર પણ તેને ભારે વ્યથિત કરતો હતો. બધા બદમાશો પકડાયા, પણ મનુડો તેના હાથમાં ન આવ્યો. એ 'ગામનો ઉતાર' છટકી ગયો છે એટલે લાગ સાધી એ ફાંકડા જુવાન 'છેલછબીલા'ને હેરાન કરશે એવી તેને ચિંતા થઇ. ઇનાયતખાન માધવને 'છેલછબીલો' ગણતો હતો.

મનુડો ઉસ્તાદ હતો. ઘરથી થોડે દૂર અમથીને જોઇ તે તેની સાથે વાતે વળગ્યો અને વાત કરતાં કરતાં યુવાવસ્થાના ઉંબરમાં પ્રવેશ કરતી અમથીને મોટી મોટી આશાઓ આપી પ્રેમમાર્ગમાં ઘસડી ગયો. તેણે જાણ્યું કે જંકુડા પાસે જઇ જોખમ વ્હોરવા કરતાં અમથી સાથે બે મીઠી વાતો કરવામાં વધારે સાર છે!

મનુડો બચી ગયો. અમથી પાછી પહેરા આગળ આવી હતી, પણ ઇનાયતખાનને જોઇને નાઠી અને એ વખતે તો છૂટી. પરંતુ એના જેવી છોકરીઓને ઇનાયતખાન ખીસામાં રાખે એવો હતો. તેણે અમથીને શોધી કાઢી અને શકરીનો સાથ કરવા માટે મારબાવડી પોલીસ ચોકી ઉપર

મોકલી દીધી. અમથીને પકડવાથી તેના મનનું સમાધાન થયું નહી, કારણ મનુડાનો પત્તો નહોતો.

એક બીજા બનાવથી તે વિશેષ ચિંતાતુર બન્યો હતો, નં૦ ૫૦-૫૨ વાળા મકાનમાં કેદીઓને લઇ જતી વખતે એક કેદી અચાનક ગેબ થઇ ગયો. એ કેવી રીતે ગેબ થયો તે કોઇ જાણી શકયું નહી. સીપાઇઓ, ફોઝદારો, કોઇ સમજી શકયું નહી કે આ કેમ અને કેવી રીતે બન્યું. જાણે તેનું શરીર પીગળીને હવામાં ઉડી ગયું હોય અથવા તો બિલાડીની માફક શરીરનાં અંગો પાતળાં બનાવી, હાથકડીઓમાંથી છુટાં કરી, ગાડીની નિચેના ભાગમાં પડેલા એક બાંકામાંથી તે પસાર થઇ ગયો હોય એમ બધાને લાગ્યું. ગમે તેમ હોય, પરંતુ જેલ આગળ ગાડીઓ પહોંચી ત્યારે ખોડીઓ તેમાંથી ન નિકળ્યો, એ તો ચોક્કસ; એટલે કાંતો કંઇ જાદુ થયું કે કાંતો પીળી પાઘડીવાળાએ કંઇ હાથચાલાકી કરી. શું પોલીસે જાણી જોઇને આંખમિચામણી કરી હશે? આ પહોંચેલ બુટ્ટી બદમાશ અને પોલીસ બન્ને સાથે મળેલી હશે? આમ હોય એ ઇનાયતખાન માની શકયો નહી. આવા કલ્પનાના ઘોડા દોડાવવાથી તેને સંતોષ થાય તેમ નહોતું.

ઇનાયતખાનના ખાતામાં તેના જેવાજ, પણ તેનાથી ઉતરતી પંક્તિના ઇન્સ્પેકટરો હતા. તેઓ બદમાશોની સાથે મળેલા કાં ન હોય? તેમાં પણ ખોડીઆ જેવો શાગીર્દ મળી જાય એટલે પૂછવું જ શું? રાત્રિનો ઘોર અંધકાર એકલા ચોર, લુંટારા અને બદમાશોને જ પ્રિય હોય છે એવું નથી હોતું. પરંતુ પોલીસ પણ એ અંધકારને પસંદ કરે છે. કર્તવ્યપરાયણ પોલીસખાતાંના નોકરો પોતાના કામની કસોટી કરાવવાની એ ઉત્તમ તક છે એમ માને છે, ત્યારે ચોરના ભાઇ ઘંટીચોર જેવા પેટને માટે વેઠ કરનારા પોલીસો બહારથી કર્તવ્યપરાયણતાનો ડોળ રાખી અંદરખાને બદમાશોને મળતા રહી ચોરી અને લુટફાટમાં આડકતરી રીતે મદદ કર્તા બને છે. અંધકાર તેમને આશીર્વાદ સમાન થઇ પડે છે. પોતાને મળેલા પોષાક અને સત્તાની સહાયથી તેઓ એવડી સોકટી મારે છે અને દાવ લાગ્યો તો ઠીક, નહી તો જાણે છેજ કોણ?

---

## પ્રકરણ ૧૭ મું

### કેદમાં ખટપટ

પોલીસ કોર્ટમાં કેસ ચાલ્યો, મેજીસ્ટ્રેટને ચંડાળ ચોકડીના એક સભ્ય(!)ને એકાંત કેદમાં એટલે અંધારી કોટડીમાં રાખવાનું વ્યાજબી ન લાગ્યું, રખેને તે ત્યાં લવારો કર્યા કરે. આ સભ્ય(!)નું નામ ખીમલો હતું. તેને હારબંધ કોટડીઓવાળા કેદખાનામાં મોકલવામાં આવ્યો અને જાસુસો તેના ઉપર બરાબર નજર રાખે એવી ગોઠવણ કરવામાં આવી.

ખીમલો ઉસ્તાદ હતો. બાપ તેવા બેટાની કહેવત ખરી પાડવા માટે તેના મિત્રો તેને ધન્યવાદ આપતા. બાપ ધોળે દિવસે ધાડ પાડે તેવો હતો, અનેક વાર ભાડુતી કોટડીમાં જઇ આવ્યો હતો, અને કારાગૃહના કોડ પુરા પાડવા માટે એક વખત પોતાને મળેલી ભાડુતી કોટડીની ભિંતમાં ખીલાથી પોતાનું નામ કોતરી કાઢી અમર કર્યું હતું.

એ જ કોટડીમાં એ બહાદૂર બાપનો બેટો આજ વસવા આવ્યો; બાપનું નામ વાંચ્યું અને મનમાં મગ્ન થયો. પોતે પણ બાપનું નામ રાખે એવો નિવડ્યો છે એ વિચાર આવતાં તેની છાતી ગજગજ ઉછળી.

ખીમલો ખંધો હતો, અનેક કાવાદાવા જાણતો, મોઢું ગંભીર કરવાની અને દયામણું બનાવવાની કળાનો પૂર્ણ અભ્યાસી હતો અને આ કળાના પ્રતાપે જ મેજીસ્ટ્રેટે તેને એકાંત કારાગૃહને બદલે હારબંધ કોટડીમાંની એકમાં પુરવાની દયા દેખાડી હતી.

તેને સખ્ત મજુરીની શિક્ષા થઇ હતી, પણ તે કરવામાં તેને વાંધો ન હતો. આવી નજીવી વાતની ઉપાધિ કરી શરીર ગાળી નાંખે એવો તેનો સ્વભાવ જ ન હતો. કેદખાનામાં પડ્યા પછી એક ગુનાહમાંથી છુટયા પહેલાં જ બીજો ગુનાહ કરવાનું તે ચુકતો નહિ. ચિત્રકાર એક ચિત્ર પુરું કર્યું ન કર્યું ત્યાં બીજું ચિત્ર લઇ બેસે છે, તેમ ભાડુતી કોટડીના શોખિનોને એવી ટેવ જ પડી હોય છે. લાગ ફાવે તો કેદખાનામાં પડ્યા પડ્યા પણ પોતાનું પોત પ્રકાશે છે અને કંઈ કંઈ તોફાન મચાવે છે.

કેદખાનામાં આવ્યા પછી તેણે ઢોંગ શરુ કર્યા. જાણે પોતે કેદખાનાના વિચારથી ઘેલો બની ગયો હોય, શુદ્ધ સાન ગુમાવી હોય તેમ કલાકોના કલાક સુધી કોટડીની જાળી પાસે આકાશ તરફ ફાટેલા ડાચે આંખો વિકાસી તે જોઇ રહેતો અથવા કામ ઉપર લઇ જવામાં આવે ત્યારે કેદખાનાની દિવાલ ઉપર કેદીઓને આપવાના ખોરાકની યાદીનું પાટીયું ટાંગ્યું હોય તે ઉપર નજર સ્થિર કરી સ્થંભી જતો. કોઈ કોઈ વાર ટાઢ ચઢી હોય તેમ ધ્રુજતો, કંપવા થયો હોય તેવા ચાળા કરતો, આંચકી આવી હોય તેમ દાંત કચકચાવતો, તાવ આવ્યો છે એમ બુમો પાડતો અને કેદખાનામાં માંદા કેદીઓ માટે રાખવામાં આવેલા બાર બીછાનામાંથી એક ખાલી પડ્યું છે કે નહિં, એમ ઠાવકું મોંઢું રાખીને પહેરેગીરોને પૂછયા કરતો.

થોડા દિવસો આમ વિત્યા. તેવામાં આ ઉધ્ધ્રણુસી જેવા જણાતા ખીમલાએ કેદખાનામાં દ્વારપાળ સાથે કોઇને કંઇ સંદેશા મોકલ્યા છે એવા ખબર મળ્યા. તે સંદેશા પોતાના નામથી નહિં, પરંતુ પોતાના સાથીઓના નામથી મોકલ્યા હતા. જે ત્રણ સ્થળોએ આ સંદેશા મોકલવામાં આવ્યા હતા ત્યાં ભયંકર લુંટારાઓ કલીયો, ગીગલો અને છનીયો રહેતા હતા એટલે પોલીસનું લક્ષ આ બનાવથી તેમના તરફ ખેંચાયું અને તેમને લાગ્યું કે આ માણસો ચંડાળ ચોકડીમાંના જ હોવા જોઇએ. ચંડાળ ચોકડી એ નાયકોને, બાજીઓ અને ગબલાને તો પકડવામાં આવ્યા હતા. પોલીસને શંકા પડી કે ખીમલાના સંદેશા એ સ્થળોએ સીધા પહોંચાડવામાં નહોતા આવ્યા પણ માર્ગમાં રાહ જોઇ બેઠેલા ત્રાહિત મારફત રવાના કરવામાં આવ્યા હતા, અને એમાં કંઇ ભયંકર ભેદના કંઇ ગોઠવી રાખેલી કપટજાળના સમાચાર જ હોવા જોઇએ. એ ત્રણ ડામીસોને પકડવામાં આવ્યા અને પોલીસ મનમાં સંતોષ માની બેઠી કે ખીમલાની ભેદી રચનાનો સાર કાઢવામાં પોતે ફળિભૂત થઇ હતી. આમ સાવચેતીનાં પગલાં લીધા પછી એકાદ અઠવાડિયું વિત્યું નહિ હોય એટલામાં એક રાતે રાતપાળીનો પહેરેગીર (નયમ પ્રમાણે પોતાની હાજરી ત્યાં ટાંગેલા પાટિયાપર પૂરવા જતો હતો

તેવામાં જાળીમાંથી ખીમલા ઉપર તેની નજર ગઇ. તેણે શું જોયું ? ખીમલો માટીથી લીંપેલા બીછાના (ઓટલા) ઉપર બેઠો બેઠો કંઇક લખતો હોય એમ જણાયું. પહેરેગીર અંદર ગયો, શક ઉપરથી ખીમલાને એક માસ પર્યંત એકાંત કેદખાનું મળ્યું, પરંતુ તેણે શું લખ્યું હતું તેનો તો કંઇ પત્તો જ ન લાગ્યો. પોલીસ ઠેકાણે આવી ગઇ.

ગમે તેમ હોય, પણ બીજે દિવસે ખીમલાવાળા વોર્ડમાંથી બીજા વોર્ડ તરફ એક દડા જેવી કંઇ વસ્તુ આવી પડી. અનુભવી કેદીઓ આવા કંઇ કંઇ રંગ જમાવે છે. રોટલાના બે કટકા વચ્ચે ઘડી વાળેલા કાગળની ચીઠ્ઠી મુકી તેને પોતાને મળેલા કપડામાંથી ખેંચી કાઢેલા કાચા સુતરના દોરાથી બાંધીને પોતાના કોઈ મળતીયા કેદી તરફ ફેંકે છે. જો કોઇ કેદીના હાથમાં આ દડો આવે છે તો તે જેના ઉપર ચીઠ્ઠી લખી હોય તેને જ પહોંચાડે છે, પણ કોઈ પહેરેગીર કે પોલીસે ફોડેલા કેદીના હાથમાં આવે તો તે ચીઠ્ઠી પોલીસના હાથમાં પહોંચી જાય છે. આ વખતે ફેંકવામાં આવેલો દડો જેને માટે તે ફેંકવામાં આવ્યો હતો તે કેદી એકાંત કોટડીમાં હોવા છતાં તેના હાથમાં જ પહોંચી ગયો. આ કેદી તે બાજીઓ, ચંડાળચોકડીના ચાર નાયકોમાંનો એક હતો. તેને મળેલી ચીઠ્ઠીમાંથી એક ઘડી કરેલી ચિઠ્ઠી નિકળી, જેમાં માત્ર બે લીંટી લખી હતીઃ–

“બાજીઆ, સરદાર ભુવનમાં તડાકો પડે એમ છે. તેનું બારણું પેલા બગીચામાં પડે છે.”

રાતે ખીમલો લખતો હતો તે આ જ ચીઠ્ઠી. બાજીઆએ ડુંગરીની જેલમાંથી એ ચીઠ્ઠી પોતાની એક માશુક તરફ મોકલી અને તેણે મંગી નામની એક છોકરી જેને પકડવાને પોલીસ ફાંફાં મારી રહી હતી તેના હાથમાં એ ચીઠ્ઠી આપી.

મંગી જલુ ઠારની સગી હતી, એટલે અમથીને તે પોલીસ ચોકી ઉપર મળવા જતી હતી, અને તેથી જ તે આવી રીતે કાસદનું કામ કરી શકતી હતી.

બરાબર આજ વખતે અમથીને અને શકરીને પુરાવાના અભાવે છોડી મૂકવામાં આવી. અમથી બહાર નિકળી કે તરત મંગી જે માર-બાવડીની પોલીસ ચોકીના દરવાજા પાસે તેની વાટ જોતી હતી તેણે ખીમલાએ બાજીઆને લખેલી ચીઠ્ઠી આપી અને તેને ઠેકાણે પાડવાની સૂચના આપી.

અમથી સરદારભુવન આગળ ગઇ, લોઢાના સળિયાની જાળી અને બગીચો ઓળખી લીધો, ઘર જોયું, કેટલાક દિવસ તે ઉપર નજર રાખી, અને છેવટે મંગીએ એક રામપાતર આપ્યું. મંગીએ તે બાજીઆની માશુ-કને પહોંચાડયું. આ ચંડાળચોકડીની સંજ્ઞામાં રામપાતર એટલે "કંઇ દહાડો વળે એમ નથી" એમ સમજી લેવું.

અઠવાડિયા પછી મેજીસ્ટ્રેટ પાસેથી ખીમલો પાછો આવતો હતો અને બાજીઓ તે તરફ જતો હતો ત્યારે બંનેનો ભેટો થયો.

"કેમ ! સરદાર...?" ખીમલાએ પૂછ્યું.

બાજીઆએ ઉત્તર આપ્યો, "રામપાતર." ડુંગરીની જેલમાં બેઠાં બેઠાં ખીમલાએ રચેલી આ બાજી આમ અફળ ગઇ, પરંતુ એ બાજીની કંઇ કંઈ અવનવી અસર થવા પામી. ખીમલાએ ધાર્યું હતું કંઈ અને ઇશ્વરે કર્યું કંઈ!

---

## પ્રકરણ ૧૮ મું

## માહિમના મહંત

માધવે મિત્રવર્ગમાં જવાનું માંડી વાળ્યું હતું. માત્ર માહિમના મહંતનો કોઈ કોઇ વાર તેને ભેટો થઈ જતો.

મહંતે માહિમના મંદિરની પાછળની પડતર જમીનમાં નાની સરખી વાડી બનાવી હતી. માત્ર મંદિરની ઉપજ ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવવાનું તેને ગમતું નહોતું. નાસિક તરફ યાત્રા કરવા જતી વખતે સતરાં મોસંબીના પાકની પોતે સંપૂર્ણ માહિતી મેળવી લીધી અને એ

ફળો અહિં કેમ ન પાકી શકે ? એવી ધુન લાગવાથી મંદિરની વાડીમાં તેણે સંતરાં મોસંબીનાં ઝાડો વાવ્યાં હતાં અને એમાંથી તેને ઠીક કમાણી થતી હતી. પોતાના ખપ પુરતી શાકભાજી પણ વાડીમાં જ તે પેદા કરી લેતો. બીજા સાધુબાવાની માફક 'પારકે પૈસે પરમાનંદ' કરવાની અગર 'ભિક્ષાં દેહિ' કરીને પેટ ભરવાની તેને વૃત્તિ નહોતી. સેવાપૂજામાંથી પરવારી અવકાશ મળતાં તે વાડીમાં જળ સીંચવાનું, નકામો કચરો કાઢી નાંખવાનું અને વૃક્ષોની માવજત કરવાનું કામ કરતો.

શરીરમાં શક્તિ હતી ત્યાં સુધી આ બધું બની શક્યું. પરંતુ વૃદ્ધાવસ્થા તેને ધીરે ધીરે અશક્ત બનાવતી હતી. ઠાકોરજીની સેવા ઉપરાંત બીજું મહેનતનું કામ કરવાનું તેનામાં ચેતન રહ્યું નહોતું. સંતરાં મોસંબીનાં ઝાડ તેની માવજત વિના રસહીન બન્યાં. વાડી શુષ્ક બનવા લાગી.

આવી સ્થિતિમાં પણ 'ભિક્ષાં દેહિ' કરવા તરફ તેનો તિરસ્કાર ટકી રહ્યો. કોઇની પાસે યાચના કરવા તેની જીભ ઉપડે કે ભીખ માંગવા હાથ લંબાવાય એ બનવું અશક્ય હતું. 'ભૂખે મરવું એ બહેતર, પરંતુ ભીખ માગી પેટ ન જ ભરવું' એ એમનો સિદ્ધાંત હતો અને આવી કઢંગી સ્થિતિમાં પણ એ સિદ્ધાંતને તે વળગી રહ્યો. તેનો ખોરાક દિવસે દિવસે હલકો થતો ગયો. દુધ સાકર ભાગ્યેજ નજરે ચડતાં. ભાખરી કે રોટલો ને શાક એજ તેનો ખોરાક થઇ પડ્યો. કોઇ કોઇ વખત તો માત્ર એકજ વખત ભોજન કરીને ચલાવી લેવું પડતું.

તેના સેવકો તેની યુવાવસ્થામાં તેના ઉપર મરીફીટનાર ભક્તો તેની વૃદ્ધાવસ્થામાં તેને તજી ગયા હતા. તેની જાહોજલાલીમાં ફળફળાદિ અને પ્રસાદની લાલચે મંદિરના ઉંબરા ઘસી નાખનારા હવે ભાગ્યે જ તેના તરફ નજર કરતા. તેને પણ એવું જ જોઇતું હતું, તેનો આનંદ ઉડી ગયો હતો. આગળનું નિર્દોષ હાસ્ય તેના મુખ ઉપર નહોતું ફરકતું. ચહેરા ઉપર શોક અને ગાંભીર્યની છાયા ફરી વળી હતી. એકાંતવાસ તેને વધારે પ્રિય લાગવા માંડ્યો.

માધવે પણ તેને વિસારી મુકયો હતો. માર્ગમાં કોઇ કોઇ વખતે સામસામા મળી જતા પણ નમસ્કાર કરવા માત્ર બંનેનાં મસ્તક નમતાં. એમાંથી કોઇ એક શબ્દ પણ નહોતું ઉચ્ચારતું.

કંગાળ અવસ્થાના આ પ્રતાપ! સારા વખતમાં અનેક માણસો આપણો સાથ કરે છે, પણ નબળી સ્થિતિ થઇ એટલે સ્નેહીજનો પણ ગજગજના નમસ્કાર કરે છે! સુખમાં ભાગ લેનાર સેંકડો હોય છે પણ દુ:ખમાં બધા દૂર ભાગે છે.

મહંત ધાર્મિક વિષયનો ઉંડો અભ્યાસી હતો. ધાર્મિક વિષયની સરળ ભાષામાં ચર્ચા કરવાથી જનસમાજ તે સેહેલાઇથી સમજી શકે અને તેની અસર પણ સારી થાય એવી તેની દૃઢ માન્યતા હતી, અને એનો અમલ પણ પોતે કર્યો હતો. મનુસ્મૃતિ, ચાણુક્ય નીતિ, શતકત્રય વિગેરે ગ્રંથોનો તેણે સંગ્રહ કર્યો હતો અને 'નીતિસાર' નામનો એક ઉત્તમ ગ્રંથ તેણે લખ્યો હતો. લખવાનો તેને નાદ લાગ્યો હતો. પૂજાપાઠમાંથી પરવારી લખવા બેસે તો કલાકોના કલાક સુધી લખ્યા જ કરે અને ખાવાનું પણ ભાન ન રહે. 'નીતિગ્રંથ પ્રસારક કાર્યાલય'ના માલિકે આ મહંતની ખ્યાતિ સાંભળી અને તેણે આ ગ્રંથ છપાવવાની ગોઠવણ કરી. લખનાર અને પ્રગટ કરનાર બંને ઉત્સાહી મળ્યા એટલે પછી પૂછવું જ શું? રામાયણ, મહાભારત અને ગીતાનું મનન કરી તેમાંથી જનસમાજ જીરવી શકે એવી સરળ શૈલીમાં 'ધર્મરહસ્ય' લખી પ્રગટ કરાવ્યું. આમ કેટલોક વખત ચાલ્યું, બંનેને અરસપરસ લાભ થયો, જનસમાજે એ ગ્રંથોની યોગ્ય કદર કરી.

પરંતુ વિધિનો સંકેત કંઇ જૂદો જ હતો. "નીતિગ્રંથ પ્રસારક કાર્યાલય"નો માલિક અચાનક મરણશરણ થયો એટલે મહંતને ગ્રંથ લેખનમાંથી થતી આવક બંધ થઇ, અને સ્વતંત્ર નિર્વાહનાં બીજાં સાધનો શોધવાની તેને ફરજ પડી.

શરીરને કષ્ટ આપીને પણ પોતાનું ઉદર પોષણ પોતે જ કરી લેવું જોઇએ, એવા દૃઢ સંકલ્પવાળા મહંતને નાસિકની યાત્રામાં સંતરાં મોસમ્મીનો નુસખો હાથ લાગ્યો અને તે તેમણે અજમાવ્યો પણ ખરો. પરંતુ

શરીર સદાકાળ એક સરખું શક્તિવાન રહી શકતું નથી. વૃદ્ધાવસ્થાએ આણેલી અશક્તિને લીધે વાડીની હવે જોઇએ તેટલી સંભાળ લઈ શકાતી ન હતી એટલે એ પણ દિવસે દિવસે સુકાવા લાગી.

૮૦ વર્ષની વયે પહોંચેલો મહંત આવી મુશ્કેલીમાં પણ હિંમત હારી ગયો નહિં. ધાર્મિક ગ્રંથોના અધ્યયન અને લેખનને તેણે તજ્યાં નહિં. પુસ્તકોજ તેના આ નબળા વખતનાં સંગાથી બન્યાં.

સંધ્યાકાળ વિત્યો હતો. આકાશમાં તારા ચમકવા લાગ્યા હતા. મહંત બહારથી આવી સ્નાન કરી ઠાકોરજીની આરતી ઉતારી નિરાંતે મંદિરની પાછળના ચોતરા ઉપર પલાંઠીવાળી શ્રીમદ્ભાગવતનું અધ્યયન કરી રહ્યો હતો. લાકડાની દીવીમાં ઝાંખો દીવો બળતો હતો. ચશ્માની મદદથી મહંત કોડીઆના દીવાએ પણ સ્પષ્ટ વાંચી શકતો હતો.

શ્રીમદ્ભાગવતમાં ધુંધુકારીના પ્રેત થવાનો પ્રસંગ* આવ્યો. મહંતે અનેક પુસ્તકો વાંચ્યાં હતાં, ભૂત પ્રેત આદિ યોનિ વિષે પણ વાંચ્યું હતું એટલે આ પ્રસંગ પણ લક્ષપૂર્વક વાંચ્યો અને ભૂત પ્રેતની વિચારમાળા ચાલી. આગળ વાંચવામાં ચિત્ત ન પરોવાયું. પુસ્તક બંધ કરી તે વિચારમાં પડ્યો. તેની નજર આગળ સુકાઇ જતાં ઝાડ પાન ફરીયાદ કરી રહ્યાં હોય એમ અધમુઇ હાલતમાં ઉભાં હતાં.

ચોમાસાની ઋતુમાં વરસાદનો અનાયાસે લાભ મળી જાય એ વિચારથી મહંતે વાડીમાં જૂદી જૂદી જાતનાં બીયાં નાંખ્યાં હતાં અને થોડા વરસાદથી તેના રોપ પણ બન્યા હતા. પરંતુ હમણાં વરસાદ બહુ ખેંચાયો એટલે પાણીના અભાવે એ રોપ કરમાઇ જવાની અણી ઉપર હતા. પંદર દિવસ સુધી સખ્ત તાપ પડ્યો અને વરસાદનું નામ નીશાન નહી. ઝાડ ઉપરથી પાંદડાં ખરી પડવા લાગ્યાં, પુષ્પોની કળીઓ ખીલ્યા વિના જ ખરી પડવા લાગી, અને નાના નાના રોપ નીચા નમી જમીનદોસ્ત થવાની તૈયારી કરવા લાગ્યા. પાણીની ખાસ જરૂર હતી અને મેઘરાજાની પધરામણી વિના બધું સૂનું હતું.

---

* જુઓ. શ્રીમદ્ભાગવત માહાત્મ્ય, અધ્યાય ૫ મો.

મહંતની વાડી તરફ મમતા હતી. વૃક્ષોને પણ જીવ હોય છે, લાગણી હોય છે એમ તે માનતો અને તેઓની આવી દશા જોઈ તેનું હૃદય વ્યથા પામ્યું.

થાકયા પાકયા દેહની દરકાર કર્યાં વિના તે ઉઠયો, પુસ્તકો એક તરફ દીવાથી દૂર ગોઠવ્યાં અને વાડીના કુવા પાસે આવ્યો. ત્યાં પડેલું દોરડું અને ડોલ ઉપાડ્યાં, કુવામાં ઉતાર્યાં, ડોલ પાણીથી ભરાઈ, પરંતુ તે ખેંચવાની તાકાત તેનામાં નહોતી.

તેણે નિશ્વાસ નાંખ્યો. દોરડું ખેંચવા યત્ન કર્યો, દોરડું જરા ઉપર આવ્યું, પાછું ભારને લીધે કુવા તરફ ખેંચાયું. મહંતે જાણ્યું કે વૃક્ષોને જળ સિંચવાનો યત્ન મિથ્યા છે.

અચાનક તેના કાને સ્વર પડ્યો, "મહંતજી! જળ સિંચવામાં હું કામ લાગું ?"

મહંતે મસ્તક ઉંચું કર્યું. અત્યારે આવો અવાજ કયાંથી ? પ્રાણી વાડ તોડીને પ્રવેશ કરતું હોય તેમ ઉંચા બાંધાની શરીરે દુબળી જણાતી એક છોકરી વૃક્ષોના ઝુંડને ભેદતી આગળ આવી અને મહંત તરફ ટગર ટગર જોઇ રહી.

અંધકારમાં અચાનક અણુધારેલી રીતે કોઇ આકૃતિ જોતાં મનુષ્યને સ્વાભાવિક જ શરીરમાં ઝણઝણાટી થાય છે. કલ્પનામાં કંઈ કંઈ વિચારો આવી જાય છે, ભૂત પ્રેત અને પિશાચયોનિની ભ્રમણા જાગે છે અને તાત્કાલિક આશ્ચર્ય, શંકા અને ભયની લાગણી રોમાંચ ખડાં કરે છે. આવી જ લાગણી મહંતને થઈ, હમણાં જ શ્રીમદ્ભાગવતમાં ધુંધુકારીની વાત વાંચી હતી. ભૂતપ્રેતયોનિ વિષે વિચારમાળા ચાલી હતી. એ વિચારો મગજમાંથી ભૂંસાઈ ગયા નહોતા, એવામાં પોતાની આંખો સામે જ આ દૃશ્ય જોઇ તે ચમકે એમાં નવાઈ નહોતી. મહંત જ્ઞાની હતા, વેહેમી નહોતા, સારાસારનો વિચાર કરી શકતા એટલે ભયનું સામ્રાજ્ય સ્થપાય તે પહેલાં સાવધ બનવા યત્ન કર્યો.

પરંતુ એ અંધકારમાં આવેલી પ્રતિમા તો ઉત્તરની રાહ જોયા વિના જ દોરડાને વળગી અને જોતજોતામાં પાણીથી ભરેલી ડોલ ખેંચી લઇ ત્યાં પડેલી ઝારીથી ફુલના રોપાઓને પાણી પાઇ તેમનામાં જીવન રેડવા લાગી.

મહંતના આશ્ચર્યની અવધિ થઈ. ચીંથરેહાલ વસ્ત્રોથી શરીરને માંડમાંડ ઢાંકતી આ છોકરીને ચપળતાથી જળસિંચન કરતી જોઈ તેના તરફ ભાવ ઉપજ્યો. રોપાઓમાં નવું જીવન રેડનાર આ બાળા ઉપર તેની મમતા બંધાઈ. છોકરી તો કુવામાંથી એક પછી એક પાણીથી ભરેલી ડોલ કાઢતી ગઈ અને વાડીનાં તમામ વૃક્ષોને જળ સિંચતી ગઈ. દુબળા શરીરે ચપળતાથી પગ ઉપાડતી, વાડીનાં વૃક્ષોને જળ સિંચતી આ બાળા જાણે પતંગીઉં ઉડતું હોય એવી સ્ફૂર્તિ બતાવતી હતી.

મહંતની ભ્રમણા તો ક્યારની ભાંગી ગઈ હતી. પોતાની મનોવાંચ્છના પૂર્ણ કરવા પ્રભુએ કોઈ દેવદૂતીને મોકલાવેલી હોય એમ જ તેને લાગ્યું.

છોકરી કામથી પરવારી કે તરત મહંતે હર્ષના ઉમળકાથી તેના મસ્તક ઉપર પોતાનો હાથ મુકી આશીર્વાદ આપ્યા, "બેટા તારું કલ્યાણ થાવ. મારી વાડીને તેં આજ સજીવન કરી છે. ખરેખર તું કોઈ દેવી છો."

"હું દેવી! અરે નહિ રે, હું તો ડાકણ છું," છોકરીએ શોકગ્રસ્ત સ્વરે ઉત્તર આપ્યો.

પરંતુ મહંતે તેના ઉત્તર તરફ લક્ષ આપ્યા વિનાજ કહ્યું, "અરે રામ, હું શું કરું? અત્યારે તો હું એવો દુ:ખી અને નિર્ધન બની ગયો છું કે આ તારી ભલમનસાઇનો બદલો કોઇ પણ રીતે વાળી શકું એમ નથી."

બાળાએ તરત જ ઉત્તર વાળ્યો, "મહંતજી, બદલો વાળનારાઓની પાસે અનેક માર્ગ છે."

"મને તો એવું કંઈ લાગતું નથી. હું તારે માટે શું કરી શકું?"

"અરે ઘણુંએ, પણ તે તમે ધારો તો."

"ત્યારે કહો, માધવ મુન્શી ક્યાં રહે છે? એનું ઠેકાણું મને બતાવો."

મહંત બરાબર સમજ્યો ન હોય તેમ તેણે ફરીથી પૂછ્યું "કોણ, માધવ મુન્શી?"

સ્મરણશક્તિને સતેજ બનાવતાં–વિસ્મરણ થયેલી વસ્તુને સંભારતો હોય તેમ વિચારગ્રસ્ત મહંત પોતાની તેજસ્વી આંખોથી તે બાળાને જોઈ રહ્યો.

"હા હા," અચાનક સ્મરણ થઈ આવતાં મહંતે કહ્યું, "હવે હું સમજ્યો. માધવ મુન્શી? તે તો...કોને ખબર તે જીવતો છે કે નહિ... હમણાં તો કંઈ"...યાદશક્તિને કસોટીએ ચડાવતાં નજદીકના દાડમના વૃક્ષની શાખાને હલાવતાં હલાવતાં વળી કંઈક યાદ આવ્યું હોય તેમ બોલ્યો, "હા, હા," હવે બરાબર યાદ આવ્યું હોય તેમ તે બોલ્યો, "હા, હા, હવે બરાબર યાદ આવે છે. "તે ઘણીવાર પરેલ તરફથી આવતો અને બાગે બુલબુલ તરફ જતો નજરે પડે છે. એટલામાં તપાસ કરીશ તો ભેટો થઈ જશે."

માધવનું સ્મરણ થતાં મહંત વિચારમાં પડ્યો અને જમીન તરફ નજર કરી જૂનાં સ્મરણો તાજાં કરવાનો યત્ન કરવા લાગ્યો. પળ વારમાં તેણે માથું ઉંચું કર્યું, છોકરી તરફ નજર કરી, પરંતુ ત્યાં છોકરી જ નહોતી! મહંત એકલો જ ત્યાં ઉભો હતો. છોકરી શું અદશ્ય થઈ? પુનઃ મહંતના શરીરમાં ઝણઝણાટી ઉત્પન્ન થઇ.

વાડી તરફ તેણે નજર કરી. જમીન ઉપર પાણીનો છંટકાવ જોયો અને તેના મુખમાંથી ઉદ્‌ગાર નિકળ્યો, "અરે આ આટલું પાણી ઝાડને પાયું છે પછી ભૂતપ્રેતની કે બીજી શંકાજ શાની થાય? એ તો ખરેખર કોઈ છોકરી જ હતી!"

આવા વિચાર કરતાં કરતાં તે પથારીમાં પડ્યો અને નિરાંતે ઉંઘવાનો યત્ન કર્યો, પરંતુ ભૂતપ્રેતાદિની વાંચવામાં આવેલી વાતો તેના મગજમાં ભમવા લાગી અને વળી શંકા થઈ કે આવા નિર્જન સ્થાનમાં રાત્રિને વખતે ભૂત વિના બીજું શું હોઇ શકે? આવી ભ્રમણામાં અર્ધનિદ્રા અર્ધ સ્વપ્નાવસ્થામાં તેણે રાત વિતાડી.



# પ્રકરણ ૧૯ મું

## માધવની ભ્રમણા

માધવનો પ્રમાદ દિવસે દિવસે વધતો જતો હતો, તેને લખવાનો બહુ શોખ હતો, પુસ્તક પ્રકટ કરનારાઓ તેને કંઈ કંઈ કામ આપતા હતા, પરંતુ એ કામ કરવાની તેને વૃત્તિજ થતી નહોતી. ઘડીમાં એક પુસ્તક લેતો, તે ઉપરથી કંઇ લખવા માંડતો, પરંતુ મન બેસતું નહિ, એટલે તે બંધ કરી વળી બીજા પુસ્તકમાં નજર નાંખતો. બે ચાર લીટી લખી ન લખી અને વળી કંટાળો આવતો એટલે કાગળ અને પેન્સીલને પ્રણામ કરી તે ઉઠતો અને 'જરા ફરી આવું તો મગજ શાંત થશે અને લખવામાં ચિત્ત પરોવાશે' એવો વિચાર કરી તે બહાર નિકળતો અને બાગે બુલબુલ તરફ લટાર મારતો ફરીને પાછા ઘર આગળ આવતાં વળી તે કામે વળગતો, પરંતુ 'એ ભગવાન એના એ' જેવું થતું. તેના મગજના તુટેલા તારો સંધાતા જ નહોતા. તે મનમાં જ નિશ્ચય કરી લેતો કે, 'બહાર જવાથી કંઇ કામ થઈ શકતું નથી. કાલથી હવે બહાર જ ન જવું,' પરંતુ કાલ પડી એટલે એની એજ સ્થિતિ હતી અને નિશ્ચયને નેવે મુકીને વળી તે પોતાના માનીતા "બાગે બુલબુલ" તરફ નીકળી પડતો.

આજે સોમવાર હતો. જલુ ઠારને દર સોમવારે પાંચ રૂપિયા પહોંચાડવાનો તેનો નિયમ હતો. એ નિયમનું પાલન કરવા તે નિકળ્યો, પરંતુ જરા ફરી આવવાથી ચિત્ત સ્વસ્થ થઇ કંઇક કામ કરવામાં વૃત્તિ જોડાશે એ વિચારથી તે પોતાના પ્રિય સ્થાન તરફ ચાલ્યો.

મહાલક્ષ્મી તરફ જતાં માર્ગમાં નાનો સરખો લાકડાનો પુલ આવતો હતો તે ઉપર તે બેઠો. સૂર્યનાં કિરણો પુલ નીચેના આછા આછા જળમાં પ્રતિબિંબ પાડી સોનેરી ચળકાટ ઉત્પન્ન કરતાં હતાં એ રમણીય દૃશ્ય જોઇ રહ્યો. અચાનક "બુલબુલ"નું સ્મરણ થયું, ચિત્ત અસ્વસ્થ બન્યું, હૃદયમાં નિરાશા અને શોક છવાયાં અને જગતમાં પોતાને માટે સુખ નિર્માણ જ નથી થયું એવી ભ્રાંતિ થઈ. ચોમેર શોક, અંધકાર અને દુઃખનો પડદો

ફરી વળતો હોય, તેના જીવનને અસાર બનાવી દેતો હોય એવી એવી કલ્પનાથી તેનું અંતર કકળી ઉઠ્યું. એવામાં નજીકમાં પથ્થરની પાટ ઉપર કપડાં પછાડતી ધોબણોના 'હીસો હીસો'ના અવાજ અને આકાશમાં વિહાર કરતાં પંખીઓનો મધુર કલરવ તેના કાને પડ્યો. એક તરફ મહેનત કરીને ખરા પરસેવાની કમાણી કરતી ધોબણોનો ધ્વાન અને બીજી તરફ સ્વતંત્ર સુખી અને નિશ્ચિંત જીવનનું સ્વરસંગીત, આ વિચારમાં માધવનું દુ:ખ વિસારે પડ્યું. જગતની અજબ લીલાના વિચારમાં તે લીન બન્યો હતો તેવામાં અચાનક તેના કાને સ્વર પડ્યો, "ઓહહો! આ તો અહિં જ બેઠા છેને શું?"

જમીન તરફ ઢાળેલી આંખ ઉંચી કરતાં તેણે શું જોયું? એ કંગાળ છોકરી. એજ છોકરી જે તેના ઓરડામાં એક દિવસ સવારે ભીખ માંગવા આવી હતી, એ જ અમથી, જલુ ઠારની મોટી દીકરી!

અમથીને જોતાં માધવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આગળ કરતાં તે વધારે દીન-સ્થિતિમાં હતી. તેનો વેષ વિશેષ કંગાળ હતો પરંતુ તેનું સૌંદર્ય વધારે સમૃદ્ધ બન્યું હતું. નિર્ધનતા અને સૌંદર્યનો પરસ્પર વિરોધ માધવથી સમજી ન શકાયો, તેના મનથી તો એ વાત અશકય જ હતી. અમથીએ બંને દિશામાં પ્રગતિ કરી હતી: સૌંદર્ય અને દુ:ખ. તેના પગમાં ટાઢ તડકામાં રખડી રખડીને ચીરા પડ્યા હતા, તેનાં કપડાં ફાટીતુટીને ચીંથરેહાલ થઇ ગયાં હતાં, બે મહિના પહેલાં જ્યારે તે માધવના ઓરડામાં આવી હતી ત્યારે આજ વસ્ત્રો તેના અંગને ઢાંકતાં હતાં, પરંતુ અત્યારે તે વધારે ચીરાયલાં હતાં અને ઠેકઠેકાણે તેમાં છિદ્રો પડી ચાળણી જેવાં બની ગયાં હતાં. તેનો અવાજ પ્રથમના જેવો જ કર્ણકટુ, ખોખરો હતો. કપાળ એવું જ કરચલીવાળું હતું; તડકામાં કાયમ રખડવાને લીધે તેજ કાળાશ પડતું તામ્રવર્ણનું બની ગયું હતું. ચેહેરામાં એ જ નિડરતા, એ જ જુસ્સો, એ જ જિજ્ઞાસા ઉભરાતાં હતાં; છતાં એક અનેરી છાયા એ ચેહેરા ઉપર ફરી વળી હતી. મનુષ્યને અમુક વસ્તુ પ્રાપ્ત કરવાની દૃઢ જિજ્ઞાસા થાય છે અને એ જિજ્ઞાસા તૃપ્ત કરવાનું તેને અશકય જણાય છે ત્યારે જેમ જેમ એ અશકયતા વધતી

જતી જણાય છે તેમ તેમ તેના ચેહેરા ઉપર નિરાશાનો ફીક્કો રંગ પડતો જાય છે. અમથીના મુખ ઉપર આ ફીકાશે ઘર કર્યું હતું છતાં એ ફીકાશથી ઘેરાયલા મુખમાં પણ ન સમજી શકાય એવું આકર્ષણ હતું, અમથીને નહોતું રહેવાને ઘર કે નહોતી સુવાને પથારી. ભેંસોને બાંધવાના તબેલાના એકાદ ખૂણામાં સુઇને તેણે રાત વિતાવી હતી તેથી ઘાસનાં તણખલાં તેના વાળમાં ભરાઈ રહ્યાં હતાં. આવો વિચિત્ર વેષ હોવા છતાં પણ તેનામાં સૌંદર્ય હતું. યુવાવસ્થાનો તનમનાટ હતો, આંખોમાં અનેરું જાદુ ભર્યું હતું.

યૌવન આવે છે અજાણતાં, ચોરીછુપીથી, પણ તે છુંપું રહી શકતું નથી. તેની પધરામણી થતાં જ અંગેઅંગમાં નૂતન ચમકાટ જાગે છે, અવયવોનો અજબ વિકાસ થાય છે, સૌંદર્ય ભભકી ઉઠે છે. યૌવનનો સંચાર તન અને મનમાં અનેરું પરિવર્તન કરી મૂકે છે. યૌવન અજબ જાદુગર છે! અમથી માધવની સામે આવીને ઉભી રહી અને પોતાના ફીક્કા ચેહેરા ઉપર હાસ્ય લાવવાનો યત્ન કરી હસ્તે વદને તે બોલી, "આખરે તમને શોધી કાઢ્યા તો ખરા. માહિમના મહંતની વાત તો ખરી. અહીં જ તમારો પત્તો તેણે આપ્યો હતો. માધવ શેઠ, તમારા માટે હું ક્યાં ક્યાં રખડી છું? પંદર દિવસ તો પોલીસ ચોકીમાં જ મને પૂરી રાખી હતી. મારા ઉપર કંઈ તહોમત મૂકી શકાય એમ ન હોવાથી તેમ જ 'ઉમ્મર લાયક' બનવાને બે મહિના મારી ઉમ્મરમાં ઘટતા હોવાથી મને તેઓએ છોડી મૂકી. દોઢ મહિનો થયાં તમારી શોધમાં હું કેવી રખડી છું, તે તમે ક્યાંથી જાણો? તમે પેલા ઘરમાં હવે નથી રહેતા?"

"નહિ," માધવે ટુંકામાં પતાવવા યત્ન કર્યો.

"હા, હા, હું સમજું છું. પેલી ધાંધલને લીધે જ તો. ખરેખર એવા બનાવ તમને ન ગમે અને તેથી જ તમે ત્યાંથી નીકળી ગયા. અરે, પણ આ આવી જરીપુરાણી ટોપી તમને કેમ ગમે છે? તમારા જેવા જુવાને તો ફક્કડભાઈ થઇને ફરવું જોઇએ. માધવ શેઠ, મહંત તો તમને માધવ-રાય મુન્શી કે એવું કંઈ કહે છે. મુન્શી કે સરદાર મને બરાબર યાદ નથી. હશે, પણ તમે હાલ ક્યાં રહો છો?"

માધવે ઉત્તર ન આપ્યો.

"અરે આ તમારું ખમીસ તો ફાટી ગયું છે. મને કહેજો હું સાંધી આપીશ," અમથીને તો વાત ચાલુ રાખવી હતી.

પણ માધવે મૌન ધર્યું હોય એમ તેને લાગ્યું. શોકગ્રસ્ત સ્વરે અમથી બોલી, "માધવ શેઠ, હું અહીં આવી તે તમને ગમતું નથી?"

માધવની જીભ જકડાઈ ગઈ હતી. ક્ષણભર અમથી પણ મૌન રહી. એકાએક તે બોલી ઉઠી, "હું ધારું તો તમને જરૂર બોલવાની ફરજ પાડું."

માધવનું મૌન તુટ્યું, "કેવી રીતે?"

પોતે ઉતાવળી થઈ ગઈ હોય એમ અમથીને લાગ્યું. તેણે પોતાના હોઠ દાબ્યા, જરા વિચારમાં પડી, અંતરમાં વિચાર યુદ્ધ જામ્યું, પરંતુ છેવટે કહેવાનું હતું તે કહી દેવા નિર્ણય કર્યો.

"માધવ શેઠ, મારી ભૂલ થઈ ગઈ, પરંતુ તેનું કંઈ નહીં. હશે, તમે ઉદાસ દેખાઓ છો. તમે હસો એમ હું ઇચ્છું છું. કહો, શેઠિયા, કહો કે તમે હસશો. તમારા મુખ ઉપર આનંદ અને હાસ્ય જોવા હું ઇચ્છું છું. શોકાતુર માધવ શેઠ, હું માગું તે આપવાનું તમે વચન આપ્યું છે તે યાદ છે?"

"ઠીક, પણ તને શું જોઇએ છે?"

અમથી અનિમિષ દૃષ્ટિથી માધવ તરફ જોઇ રહી અને બોલી, "મારી પાસે એ સરનામું છે."

અમથીની દૃષ્ટિની અસર થાય તે કરતાં તેના આ શબ્દોની વધારે અસર થઇ, માધવ ઢીલો બન્યો, "કયું સરનામું?"

"એ જ તો. જે મેળવવા માટે તમે મને ખાસ ભલામણ કરી હતી," આ શબ્દો ઉચ્ચારતાં અમથીની છાતી ભારે થતી હોય એમ લાગ્યું. મહામુશીબતે તે બોલી: "પેલું સરનામું, તમે જાણો જ છો તો."

"હા," માધવની જીભ લથડી.

"પેલી કન્યાનું," અમથીએ સ્મરણ કરાવ્યું, પરંતુ એ શબ્દો ઉચ્ચારતાં તેના હૃદયના ચુરા થતા હતા. તેણે નિશ્વાસ નાંખ્યો.

માધવ બેઠક ઉપરથી ઉછળ્યો, આવેશમાં જ અમથીનો હાથ પકડ્યો, અને બોલ્યો, "અરે, મને હમણાંજ ત્યાં લઈ જા. કહે કહે, એ કયાં છે? મને તેનો પત્તો આપ, બદલામાં મારી પાસેથી જોઇએ તે માંગ."

"મારી સાથે ચાલો. એ રસ્તાનું નામ તો હું નથી જાણતી. શહેરને છેક પેલે છેડે છે. એ ઘર મેં બરાબર જોયું છે. ચાલો હું તમને ત્યાં લઈ જાઉં."

અમથીએ પોતાનો હાથ ખેંચી લીધો. તેનો સ્વર વધારે અને વધારે ભારે, ઉદાસ, દયાર્દ્ર થતો જતો હતો. એ સ્વર સાંભળતાં કોઇનું પણ હૃદય પીગળી જાય, પરંતુ માધવ તો પોતાના વિચારમાંજ લીન હતો. સરનામાના વિચારે તેનામાં કિંચિત્ આનંદ રેડ્યો હતો.

અમથી બોલી: "અહા! હવે તમે કેવા ખુશ દેખાઓ છો?"

માધવના મુખ ઉપર વળી શોકની છાયા છવાઇ, તેણે પુનઃ અમથીનો હાથ પકડ્યો.

"તું સોગન ખા..."

"સોગન! શાના? તમે શું બોલો છો? મારી પાસે વળી શાના સોગન લેવરાવો છો?" અમથી ખડખડ હસી પડી.

"અમથી! તું સોગન ખા કે, એ સરનામું તારા બાપને તું કદી પણ નહિ કહી દે."

અમથી દિગ્મૂઢ બની, "અરે પણ મારું નામ અમથી છે એ તમે કયાંથી જાણ્યું?"

"હું કહું છું તે સોગન ખા–"

અમથીનું લક્ષ બીજી વાતમાં જ હતું; "આહા, કેવું મજાનું! તમે મને 'અમથી' કહીને બોલાવી?"

માધવે તેના બંને હાથ પકડી લીધા.

"અમથી, ભલી થઇને મને ઉત્તર આપ. હું કહું છું તે બરાબર સાંભળ, તું સોગન ખા કે તે સરનામાની ખબર તારા બાપને તું નહિ આપે."

"મારો બાપ તો ભાડુતી કોટડીમાં માકડનું પોષણ કરે છે. મને તેની થોડીજ દરકાર છે."



“આહા! કેવું મજાનું!! તમે મને એમથી કહીને બોલાવી.”
(ભાગ ૨–પૃ. ૯૨)

"પણ તું હજી વચન તો આપતી નથી," માધવે અધીરાઈ બતાવી.

અમથી ખડખડ હસી પડી. "ઠીક, લ્યો, હું વચન આપું છું, હું સોગન ખાઉં છું. તેમાં મારું શું જાય છે? મારા બાપને તે સરનામું નહિ જણાવું. કહો, પછી કંઈ છે? હવે તો રાજી થયા?"

"બીજા કોઇને પણ ન જણાવવું."

"વારુ કોઇને પણ નહિં, પછી?"

માધવ ઉતાવળમાં જ બોલ્યો; "ચાલ, મને ત્યાં લઈ જા."

"હાલ ને હાલ જ."

"હા, હમણાં જ."

"ચાલો," મનમાં જ તે બબડી, "અહા તે કેવા ખુશ જણાય છે?"

જરા આગળ જતાં તે અટકી ઉભી.

"માધવ શેઠ! મારી સાથે સાથે ન ચાલો. મને આગળ જવા દો, અને તમે જાણે જાણતા જ ન હો તેમ થોડે દૂર મારી પાછળ પાછળ આવો. મારા જેવી સ્ત્રી સાથે તમારા જેવા ગૃહસ્થે ચાલવું ન જોઇએ."

અમથીએ ઉચ્ચારેલા "સ્ત્રી" શબ્દમાં ગહન તાત્પર્ય ભર્યું હતું. પુનઃ થોડુંક ચાલીને તે અટકી. માધવ તેની નજદીક પહોંચ્યો. અમથીએ તેના તરફ જોયા વિના જ કહ્યું:–"વારુ, તમે મને કંઇક આપવાનું વચન આપ્યું છે તે યાદ છે?"

માધવ પોતાના ગજવા તપાસવા મંડી પડ્યો. જલુ ઠારને માટે નિર્માણ થયેલા પાંચ રૂપિયા સિવાય તેની પાસે બીજું કંઇ જ નહોતું. તરતજ તેણે તે પાંચ રૂપિયા અમથીના હાથમાં મૂકયા. અમથીએ તે હાથમાં રહેવા ન દીધા. આંગળીઓની વચ્ચેથી રૂપિયા સરી જઇને જમીન ઉપર પડ્યા. ધનુષ્યની માફક ભ્રકુટી ચડાવી વક્ર દૃષ્ટિ કરી અમથી બબડી: "આ તો તમને જ મુબારક. પૈસાની હું ભુખી નથી."

માધવની ભ્રમણા વધતી જ ગઈ.

---

## પ્રકરણ ૨૦ મું
## ભેદી ભુવન

દક્ષિણના સરદારોની મોટાઈ અને રાવસાહેબી ઠાઠમાઠ રાખવામાંજ સમાતી નથી. પોતાની સ્ત્રી ગમે એટલી સ્વરૂપવાન હોય, ગમે તેવી પતિપરાયણા હોય તોપણ પોતાની મોટપ નિભાવવાને માટે એક અંગવસ્ત્ર, રખાત તો જોઇએજ. અંગવસ્ત્ર ન હોય તો સરદારી ન શોભે, જીવનમાં રસ ન પડે, મંડળીમાં મોભો ન જામે. કંપની સરકારને સહાયભૂત બની તેના માનીતા થઈ પડેલા એક રાવસાહેબે કંપની સરકારની મહેરબાનીનો લાભ લઈ મુંબઇમાં વસ્તીથી દૂરના લત્તામાં પડતર જમીનનો મોટો ટુકડો માત્ર નામની જ કિમ્મતે લઈ લીધો હતો અને ત્યાં પોતાને અનુકૂળ આવે એવી રચના કરી હતી. જમીનનો ટુકડો એટલો બધો વિશાળ હતો કે તેનો એક છેડો મહાલક્ષ્મી તરફ અને બીજો છેડો ચોપાટી તરફ પડતો હતો. મહાલક્ષ્મી તરફ તેણે માત્ર એક માળનો બેઠો બંગલો બંધાવ્યો હતો. નીચે બે ઓરડા અને પાછળના ભાગમાં રસોડું બનાવ્યું હતું. ઉપર એક દિવાનખાનું અને અગાશી બનાવી હતી. અગાશીમાંથી જ નીચે આવવાની સીડી ઉતારી હતી. આ બંગલાની આસપાસ ફરતો બગીચો હતો એટલે સામાન્ય વટેમાર્ગુને તો એમ જ લાગે કે બગીચાની વચમાં નાનો સરખો બંગલો છૂપાવલો છે. સરદારનો હેતુ આટલેથી જ બર આવે એમ નહોતું. બંગલાના રસોડાની પાછળ એક વાડો હતો તેમાં એક બારણું દેખાતું હતું. આ દ્વારમાં પ્રવેશ કરીએ તો એક લાંબો સાંકડો માર્ગ નજરે પડતો હતો. આ માર્ગની બંને બાજુએ એકદમ ઉંચી દિવાલો ચણી લીધી હતી, માર્ગમાં લગભગ પાંચસો એક વાર જેટલું ચાલીએ કે સામે બીજું દ્વાર જણાતું, જેમાંથી બીજા ઘરમાં પ્રવેશ થઇ શકતો. આ ઘરની આગળના ભાગમાં પણ ચોપાટી તરફ નાનો સરખો બાગ હતો અને એ ઘરનું પ્રવેશદ્વાર પણ ચોપાટી તરફ પડતું, સરદારને ચોપાટી તરફથી એ ઘરમાં જતાં જોનારને ભાગ્યેજ એવી શંકા આવી શકે કે એ ઘરમાંથી મહાલક્ષ્મી તરફના બંગલામાં જઈ બીજી જ તરફ નિકળી શકાતું હશે. સાંકડા

માર્ગની બન્ને બાજૂની દિવાલના આગળના ભાગમાં ખાલી પડેલી મેદાનની જગ્યા રાવસાહેબે નાના નાના ટુકડા કરી ખેડવા આપી હતી. બંને બાજૂના ખેડુતો બિચારા એમ જ માનતા કે દિવાલ આગળ મેદાનની સીમા પૂરી થાય છે! આકાશમાં વિહાર કરતાં પક્ષીઓ માત્ર જોઈ શકતાં કે બંને ઉંચી દિવાલો વચ્ચે એક સાંકડો છૂપો માર્ગ છે અને તે બે ઘરને સાંધે છે.

પોતાના અંગવસ્ત્રને માટે જ રાવસાહેબે આ રચના કરી હતી. તે ક્યાં જાય છે, કયે રસ્તેથી પ્રવેશ કરે છે, ક્યારે પાછો ફરે છે એ વાત કોઈ કહી શકતું નહી અને આ ઘર ભૂલભૂલામણી જેવું જ બની રહેતું. પોતે સરદારની પદવી પ્રાપ્ત કરેલી હોવાથી આ મકાનનું નામ તેણે 'સરદાર ભુવન' રાખ્યું હતું.

અત્યારે તો સરદાર આ દુનિયાનો ત્યાગ કરી ગયો હતો. તેના અંગવસ્ત્રના ભાગ્યમાં પણ 'સરદાર ભુવન'નો ઉપભોગ કરવાનું નિર્માયું નહોતું. તેના કારભારીના છોકરાઓ એ મકાનના માલિક બન્યા હતા, અને દૂર બેઠા બેઠા એક આડતિયા મારફતે તેનું ભાડું ઉપજાવી રહ્યા હતા.

હમણાં આ મકાનમાં એક પુખ્ત વયનો પુરુષ રહેવા આવ્યો હતો. તેણે છૂપા માર્ગ સાથે બંને છેડાનાં ઘર ભાડે રાખ્યાં હતાં. ઘરમાં સરદારના વખતનું જરીપુરાણું રાચરચીલું પડ્યું હતું તે તેણે ઉપયોગમાં લેવા માંડ્યું. વાડાની અને સાંકડા માર્ગની જમીન બરાબર સાફ કરાવી અને માર્ગના બંને છેડાનાં બારણાં દુરસ્ત કરાવ્યાં. તેની સાથે એક છોકરી અને એક વૃદ્ધ સ્ત્રી હતી. જાણે કોઈ જાણતું જ ન હોય તેમ આ ભાડુતો આ ઘરમાં આવ્યાં હતાં અને શાંતિમાં દિવસો ગાળતાં હતાં.

આ ભાડુત તે આપણો અજામિલ, છોકરી તે આપણી મેના. વૃદ્ધ સ્ત્રીનું નામ નાની હતું. અજામિલે નાનીને ઇસ્પીતાલમાં મોતના જડબામાંથી બચાવી હતી એટલે તે ઉપકારવશ હતી, વળી વૃદ્ધ હતી અને ગામડામાં જ જીવન ગાળેલું હોવાથી બિચારી બાઘા જેવી હતી. આ ત્રણે ગુણોથી તેને પોતાની પાસે રાખવામાં અજામિલને વાંધો ન જણાયો.

અજામિલ અહિં ક્યાંથી? સાધુડીના મઠનો તેણે શા માટે ત્યાગ કર્યો? એવું તે ત્યાં શું બન્યું હતું? આ જાણવાની જિજ્ઞાસા વાંચકને સહજ થાય અને એ સંભવિત છે.

મઠમાં ખાસ જાણવા જેવો પ્રસંગ તો કંઈ નહોતો બન્યો. મઠમાં અજામિલ સર્વ વાતે સુખી હતો, છતાં એક વિચાર તેને સાલ્યા કરતો હતો. મેના જ તેના જીવનનું લક્ષ્યબિંદુ થઈ પડી હતી. તેના સુખે સુખી અને તેના દુઃખે દુઃખી એ અજામિલનો જીવનમંત્ર થઈ રહ્યો હતો. મેના તરફ પિતાના વાત્સલ્યભાવે તે જોતો, તેનાં વિકસતાં જતાં અંગોને જોઈ તે વિચારમાં પડી જતો કે આનું શું થશે? મેનાનું જગતમાં કોઈ નહોતું? તેનું પણ જગતમાં કોણ હતું? મેનાને મન તે અને તેને મન મેના. આમ એકબીજાનું જીવન એકબીજાના સુખ ઉપર ટકી રહ્યું હતું. મેનાને કોઈ છીનવી લે, મેના તેનાથી વિખુટી પડી જાય એવો ડર રાખવાનું કારણ નહોતું. સાધુડીઓ મેનાને પોતાના જેવી બનવા રોજ ઉપદેશ આપતી હતી. નિઃસંશય મેના જતે દહાડે સાધુડીના પંથમાં ભળે અને કાયમને માટે મઠમાં જ રહે. આમ થાય તો પછી એ મઠ જ મેનાની સૃષ્ટિ બની રહે. અજામિલ પણ ત્યાં જ પોતાની વૃદ્ધાવસ્થા ગાળે અને ત્યાં જ મરણશરણ થાય. આ થાય એટલે વિયોગ થવાનો સંભવ જ નહી. આમ વિચાર કરતાં તેને સંતોષ થતો, પરંતુ કામમાંથી નિવૃત્ત થતાં તે એકાંત શોધતો અને વર્તમાનના પડદાને વિંધી ભાવી તપાસવા યત્ન કરતો. આ સુખ મેળવવા જતાં મેનાના સત્ય સુખનું તો સત્યાનાશ વળે એમ હતું, પોતાના સુખને ખાતર તેના ઉપર છીણી મૂકવા જેવું થતું હતું. તે વિચારતો, "સંસારનાં સુખોનો ત્યાગ કરવા પહેલાં એ સુખોનો અનુભવ લેવાનો આ નિર્દોષ બાલાને શું અધિકાર નથી? સંસાર શું છે, તેનું જ્ઞાન થયા પહેલાં જ મારા પોતાના સ્વાર્થને ખાતર તેને અજ્ઞાન રાખવી અને કુમળી વયમાં જ વિરાગવૃત્તિમાં ધકેલી દેવી અને જગતના સ્વર્ગીય આનંદથી વંચિત રાખવી એ શું મહદ્ પાપકર્મ નથી? એમ થાય તો હું પ્રભુનો ગુન્હેગાર ન બનું? મેનાને પોતાને જ ભવિષ્યમાં આવા વિચાર આવે અને સાધુ જીવન ઉપર

તિરસ્કાર ઉપજે તો પરિણામ કેવું વિપરીત આવે ?" આ વિચારો મઠની શાંતિમાં પણ તેને અશાંત બનાવી રહ્યા હતા. તેણે બહુ બહુ વિચાર કર્યો, મનનું સમાધાન કોઈ રીતે ન થયું અને મઠની દેખાતી શાંતિમાં ભાવી અશાંત મૂર્તિમંત જણાવા લાગી. તેણે મઠ છોડવાનો નિશ્ચય કર્યો.

નિશ્ચય થઈ ચૂકયો. તેને પોતાને ભય રાખવાનું કંઇ કારણ નહોતું. મઠની દિવાલોએ છ વર્ષ સુધી તેને સંઘર્યો હતો એટલે જનસમાજ તો તેને ગૂમ થયેલો માનતો. છ વર્ષના લાંબા કાળથી તેના દેખાવમાં પણ ફેરફાર થયો હતો એટલે હવે કોઈ તેને ઓળખી શકે તેમ નહોતું. અને ઓળખે તોય શું ? તેથી પોતાને જ માત્ર ભય હતો. પોતાના ભયને ખાતર મેનાને શામાટે મઠમાં પૂરી રાખવી ? કર્તવ્યપાલન આગળ ભયની શી વિસાત ? વળી પોતે બની શકે તેટલો સાવધાન રહે તો પછી બહુ હરકત જેવું નહોતું. મેનાને કેળવણી તો મઠમાં જ પૂરી થઇ હતી, એટલે મઠમાં વધારે વખત ગાળવાનું ખાસ કારણ હવે એક પણ નહોતું રહ્યું. નિશ્ચય થયો ત્યારથી તે અનુકૂળ સંજોગની રાહ જોઈ રહ્યો.

પ્રભુએ તેની દાદ સાંભળી હોય તેમ તરત જ અનુકૂળતા પ્રાપ્ત થઈ. વૃદ્ધ લંગડો પુલીયો 'તું તો હાલને મારે સેતર રે, હો કરહનીયા'નાં ભજન લલકારતો વૈકુંઠધામ પહોંચ્યો. અજામિલ (દેવો) મઠની વડી સાધુડીને મળ્યો અને કહ્યું, "મારા ભાઇના વૈકુંઠવાસથી તેના વારસા તરીકે ચાર પાંચ ખેતર અને બીજી મીલ્કતનો કબજો લેવા મારે મારા વતનમાં જવું પડશે અને તેની વ્યવસ્થા કરવા મારે ત્યાં જ રોકાવું પડશે તેથી હવે મારાથી નોકરી કરી શકાશે નહીં. મારી પુત્રી મેનાને પણ મારે સાથેજ લઈ જવી જોઇએ. આ મઠમાં મારાથી કોઇ પણ રીતે હવે તેને રાખી ન શકાય. તેણે અહિં અભ્યાસ કર્યો છે તેના બદલામાં આ મઠને હું રૂપિયા ૫૦૦ બક્ષીસ આપું છું." મેના જેવી છોકરી પોતાના પંથમાં ન ભળતાં મઠમાંથી સરી જાય એ સાધુડીને ન ગમ્યું, પરંતુ ૫૦૦ રૂપિયાની રકમ મઠને મળતાં તેના મનનું સમાધાન થયું. આવી રીતે અજામિલ મેના સાથે આ સાધુડીઓના મોક્ષમંદિરમાંથી છૂટ્યો.

૭ વર્ષનો લાંબો કાળ વીત્યા છતાં અજામિલના મનમાંથી પોલીસના વિચારો છેક નાશ પામ્યા નહોતા. નં. ૫૦-૫૨ ના ઘરમાં અચાનક ઇનાયતખાનના હાથમાં સપડાવાનો વખત આવી લાગ્યો હતો તેમ ફરીથી ન થવા પામે તે માટે તેણે પૂરતી સાવચેતી વાપરી અને આડાઅવળા અથડીને તેણે આ ભેદીભુવન શોધી કાઢ્યું. અહિં પોતે શાંતિમાં-સલામત રહી શકશે એમ તેને લાગ્યું. છતાં આ ભુવન ઉપરાંત તેણે શહેરમાં બીજાં બે ઘર ભાડે રાખ્યાં હતાં અને વારા ફરતી એ ઘરમાં થોડો વખત તે મેના સાથે રહી આવતો. રખેને કોઈ ભેદીભુવનનો ભેદ જાણી જાય, રખે કોઈ તેનો ખરો પત્તો મેળવે તો ત્યાંથી સવેળા નાસીને બીજા ઘરમાં થોડો વખત ભય દૂર થાય ત્યાં સુધી રહી શકાય, પીછો પકડનારને એ રીતે થાપ આપી શકાય, એ ઉદ્દેશથી તેણે આ ગોઠવણ રાખી હતી. કેમ જાણે સંતાકુકડીની રમત રમવામાં જીવન વિતાડવાનું એના ગરીબ નસીબમાં નિર્માયું હોય!

## પ્રકરણ ૨૧ મું

### મહાત્મા

અજામિલનું ઘર તો 'સરદાર ભુવન' તરીકે જ ઓળખાતું, પરંતુ તેમાં કોણ રહે છે એ ભાગ્યે જ કોઈ જાણતું. મહાલક્ષ્મી તરફના બંગલામાં મેના અને નાનીનો જ નિવાસ રાખ્યો હતો. દિવાનખાનું ખાસ મેના માટે જ શણગારવામાં આવ્યું હતું. અજામિલના પ્રેમાળ હૃદયે મેનાના એ નિવાસસ્થાનને અંદરના ભાગમાં શણગારવામાં જરા પણ ઉણપ આવવા દીધી નહોતી. સીહોરની મોર અને પુતળીઓવાળી પીતળની સાંકળો સાથે રંગીન લાકડાનો હિંચકો દિવાનખાનાના મધ્યભાગમાં લટકી રહ્યો હતો અને તેના ઉપર પાટણના મસરુની ગાદી અને તકિયા ગોઠવી દીધા હતા. એક ખુણામાં સંખેડાનો લાખ કામનો ઢોલિયો ઢાળેલો પડ્યો રહેતો અને તેના ઉપર કિનખાબનું ગાદલું નાખી ઉપર શફેદ દુધ જેવી ચાદર પાથરવામાં આવતી. ભીંત ઉપર લક્ષ્મી, સરસ્વતી અને અન્ય દેવ દેવીઓનાં

ચિત્રો લટકાવી દીધાં હતાં. હિંચકાની બરાબર સામે મોટો અરિસો ભીંતે વળગાડ્યો હતો અને તેની નીચેના ભાગમાં લાકડાંની અભરાઈ ઉપર વાળ ઓળવાનાં સાધનો ગોઠવી મુક્યાં હતાં. એક સાદા છતાં સુંદર કબાટમાં મેનાને પહેરવાનાં રંગબેરંગી તરેહવાર વસ્ત્રો રાખ્યાં હતાં અને તેના એક ખાનામાં આગ્રાનું આરસનું કોતરકામ, જયપુરની ચિત્રકળા તથા પીતળનાં રમકડાં, કાશીનાં સુંદર વાસણો અને હિન્દની પુરાતન કળાનો ખ્યાલ આપનારી આકર્ષક વસ્તુઓનો સંગ્રહ રાખવામાં આવ્યો હતો. મા વિનાની, કોઇ સમાન વયની સખીની સોબત વિનાની એકલી-અટુલી મેનાને મનમાં ઓછું ન આવે અને નવરાશના વખતમાં કોઈ આકર્ષક વસ્તુઓમાં તેનું ચિત્ત પરોવાતાં તેને ઉદાસીનતાનો અનુભવ ન થાય એ માટે અજામિલે આ સાવચેતી રાખી હતી.

નાનીને પણ તેણે મેનાની કોઇ રીતે ઓછું ન આવે એવી તજવીજ રાખવા સૂચના આપી હતી. વાતવાતમાં તેણે નાનીને રાખી ત્યારે કહ્યું કે, "નાની, આ મેના ઘરની કુલમુખત્યાર છે, એ જ તારી શેઠાણી છે."

"અને આપ ?" નાનીએ જિજ્ઞાસુ બની પૂછ્યું.

"હું તો એ છોકરીનો પિતા છું."

નાનીને અજામિલની વાતથી નવાઈ થઈ; પરંતુ એ બિચારી 'ભગવાનનું માણસ' હતી એટલે પંચાત કરતાં તેને આવડતું નહોતું.

મેનાનો અભ્યાસ મઠમાં પુરો થયો હતો, છતાં તેનો ખરો અભ્યાસ તો હવે શરુ થયો. ગૃહકેળવણીના મૂળાક્ષરો શીખવાનું તો બાકી જ હતું અને એ કામ નાનીને માથે આવી પડ્યું. સગી માતાની મમતાથી નાનીએ આ કામ બતાવવાનું શરુ કર્યું. ભોળા સ્વભાવની નાની બાળકની સાથે બાળક બની જઇને તેને આનંદ આવે એવી રીતે પાકશાસ્ત્ર અને ગૃહ-વ્યવસ્થાનું કાર્ય મેનાને શીખવવા લાગી, અને નિર્દોષ મેનાને તે કામનો રસ લાગ્યો. કોઈ પણ કામ બતાવતી વખતે તે કામ તરફ મેનાની અરુચિ કે કંટાળો જણાય કે તરત નાની એ વાત પડતી મુકતી અને તેની શક્તિ ઉપરાંતનું કોઇ પણ કામ તેને ન સોંપવા તે સાવધાન રહેતી.

આમ થવાથી મેનાને પણ નાની તરફ ભાવ ઉપજ્યો અને તે બતાવે તે કાર્ય ખંતપૂર્વક કરવા લાગી.

મઠમાં મેનાને ગણિતશાસ્ત્રનું જ્ઞાન મળ્યું હતું એટલે પરચુરણ ઘર ખર્ચનો હિસાબ રાખવાનું અજામિલે તેને જ સોંપ્યું હતું. ઘરમાં જોઇતી વસ્તુઓ ઘણીખરી નાનીને હાથે જ ખરીદાતી અને મેના તેનો હિસાબ સેહેલાઇથી રાખી શકતી. આ ગોઠવણથી અજામિલે એક ઉપાધિ ઓછી કરી હતી.

અજામિલ હમેશાં મેનાને દરિયા કિનારે આવેલા બાગમાં ફરવા લઈ જતો. કોઈ કોઈ દિવસ તે પોતાના ઘરથી દૂરના લત્તામાં આવેલા મંદિરે પણ જતો અને ત્યાં ગરીબ ભીખારીઓને છૂટથી દાન આપતો. તેની આ ઉદારતાનો લાભ લેવા માટે જંકુડાએ તેને મહાત્માનું સંબોધન કરીને કેવી રીતે પત્ર લખ્યો હતો તે આપણે (પ્રકરણ ૭૩માં) જોઈ ગયા છીએ. અજામિલ વારંવાર મેનાને ગરીબ, દુ:ખી, નિરાધાર મનુષ્યોને ત્યાં તેઓને સહાય આપવા લઈ જતો અને નિર્દોષ મેનાનું હૃદય આથી વધારે દયાળુ બનતું. પારકાને દુ:ખે તે દુ:ખી થતો, તેઓનાં સંકટ નિવારવાને તે સદા તત્પર રહેતો. કોઇની સેવા કરી છુટવું, દુ:ખીને દિલાસો દેવો, ભૂખ્યાને અન્ન અને નાગાને વસ્ત્રો આપી સંતોષવા અને તેઓનો ઉદ્ધાર કરવો એ જ તેનો જીવનમંત્ર થઇ પડ્યો હતો. અજામિલ અનેક સ્થળે જતો, પરંતુ તેના મકાનમાં—સરદાર ભુવનમાં કોઈ પ્રવેશ કરવા પામતું નહિં. ઘરનો સરસામાન નાની લઈ આવતી, મકાનમાં જ કુવો હતો એટલે પાણી બહારથી લાવવું પડે એમ નહોતું. બાલ્યાવસ્થાથી જ ખડતલ જીંદગી ગાળનાર, અનેક દુ:ખો સહન કરી કઠણ બની જનાર અજામિલ પોતે ઘણી વાર કુવામાંથી પાણી સીંચી કાઢતો અને વૃદ્ધ નાનીને એવા પરિશ્રમથી બચાવી લેતો. વ્હાલસોઈ મેના પણ એ વૃદ્ધ પિતાની સાથે સાથે નાનું બેડું લઈ પાણી ભરવાનો યત્ન કરતી અને તેમાં તેને આનંદ આવતો. અજામિલ તો તેને પાણીનું નાનું બેડું માથે મુકી હસિત વદને મીઠી મીઠી વાતો કરતી જોઈ જીવન ધન્ય માનતો.

અજામિલ મેના સાથે બહાર જતો ત્યારે કોઇ વૃદ્ધ પેન્શનર હોય તેવો જ પોષાક ધારણ કરતો, પરંતુ તે અનેક વાર રાતે એકલો બહાર જતો અને ત્યારે એ ગરીબ મજુરના જેવો પોષાક પહેરતો. ટુંકું ધોતીઉં, થીંગડા મારેલી બંડી અને માથે જાડું ફાળીઉં આ તેનો રાતનો પોષાક હતો. એક માલણ કોઈ કોઈ વખત ફળફુલ લઇને નાની પાસે આવતી તેની નજરે અજામિલનું આ વિચિત્ર વર્તન પડતાં તેણે નાનીને કહ્યું, "આ શેઠ તો કોઇ વિચિત્ર મૂર્તિ છે!"

ભોળી નાનીએ તડ ને ફડ જવાબ આપી દીધો, "અરે એ તો મહાત્મા પુરુષ છે!"

નાનીને પોતાનું કથન અક્ષરશઃ સત્ય જ લાગતું. જમવામાં પણ મેના અને નાની ગમે તે સ્વાદિષ્ટ ખોરાક લેતાં, જીભના રસને સંતોષતાં; પરંતુ અજામિલે તો પોતાનો એકજ ખોરાક ચાલુ રાખ્યો હતો અને તે બાજરીનો રોટલો! આવો સયમ જાળવનારને નાની મહાત્મા માને એમાં શું આશ્ચર્ય?

---

## પ્રકરણ ૨૨ મું
## મેનાની મનોદશા

મેનાએ મઠનો ત્યાગ કર્યો ત્યારે સંસારનું ભાન નહોતું. માતાના વાત્સલ્યનો તેને અનુભવ નહોતો. મંછીના નિર્દય દાબમાં જ તે ઉછરી હતી અને તેનું પણ આછું સ્મરણ માત્ર રહ્યું હતું. અજામિલને જ તે પોતાનું સર્વસ્વ માનતી. કલ્પનાસૃષ્ટિમાં તે પોતાની માતાની મૂર્તિ ખડી કરવા યત્ન કરતી, પરંતુ પોતાને એક માતા હતી એટલી માન્યતા ઉપરાંત બીજો ખ્યાલ આવી શકતો નહોતો. માતાના આત્માએ અજામિલનાં અંતરમાં પ્રવેશ કર્યો હોય એમ તેને લાગતું અને જે ભાવથી બાળક પોતાની માતાને વળગી રહે એ ભાવથી તે અજામિલને વળગી રહેતી. માતા કે પિતા મેનાનું જે કહો તે માત્ર અજામિલમાં જ સમાયું હતું.

મઠમાં મળેલી કેળવણી સંસારનું ભાન કરાવે તેવી નહોતી. ત્યાં તો સાધુડીઓ મેના જતે દહાડે પોતાના પંથમાં ભળે એવું જ શિક્ષણ તેને આપતી હતી. સંસારનો આનંદ, લ્હાવો, મોહ, માયા એની ગંધ પણ ત્યાં આવે એમ નહોતું. વૈરાગ્યની વાતોનો પ્રવાહ આ નિર્દોષ બાલિકા સમક્ષ અસ્ખલિત વહેતો, પરંતુ સાધુડીઓ આ ધારણામાં નિષ્ફળ નિવડતી. કુમળા મગજ ઉપર આ વાતો બહુ ટકતી નહિ. જે મોહ, જે માયા, જે આનંદ, જે સંસારસુખનો ત્યાગ કરવા માટે આ સાધુડીઓ આટલી બધી આતુરતાથી ઉપદેશ આપ્યા કરતી 'તે કેવા હશે' એનો વિચાર તેને અનેકવાર આવતો, તે વિષે અનેક કલ્પના થતી અને અનાયાસે ખ્યાલી તરંગો કરવામાં પણ ચિત્ત પરોવાતું.

મઠમાંથી છૂટી અને સરદાર ભુવનમાં આવી એટલે પોતે કેદખાનામાંથી છુટી હોય એમ મેનાને લાગ્યું. સરદાર ભુવન અને મઠમાં તેને જમીન આસ્માનનો ફરક જણાયો. અહીં પણ એકાંત હતું, છતાં સ્વતંત્રતા હતીઃ હરવા ફરવાની, સૃષ્ટિસૌંદર્યનું નિરીક્ષણ કરવાની, કુદરતનો આનંદ લુંટવાની છૂટ હતી. મઠમાં સ્ત્રીઓ સિવાય કોઇ મનુષ્ય નજરે પડતું નહોતું, અહિં–ભુવનના બગીચાની સળિયાવાળી જાળીના બંધમાંથી પણ અનેક મનુષ્યો, સ્ત્રીઓ તેમ જ પુરુષો નજરે પડતાં, ખીલતી યુવાવસ્થામાં મહાલતા યુવાનો પણ નજરે પડતા અને મેનાની નજર સ્વાભાવિક જ ખેંચાતી.

અજામિલ ભુવનમાં રહેવા આવ્યો ત્યારે મહાલક્ષ્મી તરફનો બાગ તદ્દન શુષ્ક પડી રહ્યો હતો. તેને સજીવન કરવાનું કામ મેનાને માથે આવ્યું. સૃષ્ટિસૌંદર્યની પૂજારણ મેનાએ એ કાર્યને હર્ષપૂર્વક વધાવી લીધું અને પોતે પોતાના પ્રેમાળ પિતા અને નાનીની સહાયથી એ બાગમાં લીલોત્રી ઉગાડવામાં, કચરો નિંદી નાંખવામાં, નાના નાના છોડ ઉછેરવામાં એકાંત જીવનને ઉલ્લાસમય બનાવવા લાગી.

અજામિલ દરિયા કિનારે મેનાને ફરવા લઈ જતો ત્યારે નાના બાળકને સમજાવે તેમ તે મેનાને કુદરતની સુંદર કારિગીરીનું, સૃષ્ટિસૌંદર્યનું વર્ણન સંભળાવી મેનાની જિજ્ઞાસાને સંતોષતો. તે જેટલો મક્કમ વિચારનો

અને દેખીતી રીતે કઠોર હતો તેટલો જ હૃદયનો નમ્ર અને માયાળુ હતો. પોતાના થયેલા અનુભવ ઉપરથી સંસારના સુખ દુ:ખની, નસીબના રંગ-ઢંગની અને દોરંગી દુનિયાની વિચિત્રતાની વાતો મેનાને સંભળાવતો. મઠના વિરાગી વાતાવરણમાં ઉછરેલી મેનાને ધીરે ધીરે સપ્તરંગી સંસારનું ભાન થતું ગયું.

મેનાનો બાગ ધીરે ધીરે ખીલી નિકળ્યો હતો. રંગબેરંગી પતંગિયાઓ પુષ્પો ઉપર ભમતા આમતેમ ઉડતા, તેને પકડવા મેના દોડતી અને હર્ષથી ઉછળતી. અતિ પરિશ્રમથી તે થાકતી ત્યારે હાંફતીહાંફતી આવીને અજામિલના ખોળામાં પડતું મૂકતી અને અજામિલ વાત્સલ્ય ભરી આંખે આ નિર્દોષ બાળાને જોઈ રહેતો અને તેને આશિષ્ આપતો હોય તેમ તેના માથે હાથ ફેરવતાં પોતાને ધનભાગ્ય માનતો.

અજામિલ બંગલાની પાછળના નીચાણના ભાગમાં આવેલી માટીના લીંપણવાળી નાની સરખી ઓરડીમાં જ રહેતો. પાથરવાને એક સાદી ચટાઇ અને સુવા માટે જમીન ઉપર ગોદડી પડી રહેતી. બીજાં રાચરચીલામાં પણ તદ્દન સાદાઇનો સાક્ષાત્કાર થતો હતો. મેના ઘણું ખરું અજામિલ પાસે આ ઓરડીમાં જ પડી રહેતી. "મેના! તારા દિવાનખાનામાં જા, અહીં બહુ બેસવાથી તને શરદી થશે," એમ કહી તે મેનાને સમજાવતો, પણ મેના તરતજ ઉત્તર આપતી, "ત્યારે તમને શરદી નહી થાય કે? આવી ભેજવાળી જગ્યામાં તમે પડ્યા રહો છો તે મને જરાય ગમતું નથી. તમને શરદી નહી લાગે?"

"હું તો ખર્યું પાન. મને કંઇ ન થાય," કહી અજામિલ તેના મનનું સમાધાન કરતો.

અજામિલ મેનાને સાથે લઇને જ જમવા બેસતો. મેના માટે ભાત-ભાતની રસોઇ થતી પણ અજામિલના ભાણામાં તો એનો રોજનો ખોરાક રોટલો જ પીરસાતો. મેના સમજતી નહોતી ત્યાં સુધી તો હરકત નહોતી. પરંતુ હવે તેને પોતાનો પિતા આમ શા માટે કરે છે એ ન સમજાયું. તેણે લાડ કરતાં કહ્યું, "આપ રોટલો ખાઓ છો ત્યારે મારે માટે આ ભોજન શા માટે?"

"કારણ તું બાળક છે, બાળકને તો બધુંએ જોઇએ."

"ના, પણ તમે જ્યાં સુધી આ ભોજન ન ખાઓ ત્યાં સુધી હું પણ તે નથી જમવાની."

મેનાના અત્યાગ્રહ બાળહઠને વશ થયા વિના અજામિલને ચાલતું નહિ. કોઈ કોઈ વાર મેનાને રાજી રાખવા જ્યારે તે હઠ કરતી ત્યારે અજામિલને પોતાની રોટલો જ ખાવાની ટેક છોડવી પડતી અને તે પણ મેના માટે તૈયાર કરેલી વસ્તુ ખાતો. મેનાના હર્ષનો તે વખતે પાર રહેતો નહોતો.

બાલ્યાવસ્થાનું આછું સ્મરણ મેનાને મુશ્કેલીએ આવી શકતું. માતાની હૂંફનો અનુભવ નહોતો, પરંતુ 'મા તે મા, બીજા સંસારના પા' એ કહેવત અને માતાના વાત્સલ્ય વિષે તેણે જે કંઇ સાંભળ્યું હતું એટલા ઉપરથી જ તે અજ્ઞાત માતાને શાંતિ આપવા પ્રભુની પ્રાર્થના કર્યાં કરતી. જંકુડો અને મંછી તો સ્વપ્નમાં જોયેલી બે વિકાળ મૂર્તિઓ પેઠે વિસારે પડ્યાં હતાં. માત્ર પોતે સંધ્યાકાળે, અંધકારમાં, ગામથી દૂર, પાણી ભરવા ગઇ હતી, ત્યાં અજાણ્યા મુસાફરે તેને મદદ કરી હતી, એ જ મુસાફર તેને પોતાની સાથે લઇ આવ્યો હતો, અને પછી મઠમાં તે મોટી થઇ હતી એટલું બરાબર યાદ રહી ગયું હતું. પોતાનું જીવન અંધકારમાં શરુ થયું હોય અને અજામિલે તેને એ અંધકારમાંથી કાઢી ઉદ્ધાર કર્યો હોય એવી કલ્પના અનેક વાર તેને થતી અને અજામિલ તરફનો પૂજ્યભાવ વધતો.

મેના પોતાની માતાનું નામ જાણતી નહોતી. તે જાણવાની તેને સ્વાભાવિક જિજ્ઞાસા થતી. અજામિલ સાથે વાત કરતાં કરતાં કોઇ કોઇ વાર મેના પોતાની માતા સંબંધી વાત કાઢતી. પરંતુ અજામિલ મૌન જ રહેતો. મેના પુનઃ એ પ્રશ્ન પૂછે તો તે સ્નેહભર્યું હાસ્યમાત્ર કરતો. એક વખત તો મેનાએ હઠ પકડી અને આ સ્નેહાલ વૃદ્ધની આંખમાંથી આંસુ ટપકી પડયું. થયું, આ મૌનથી સુંદરીના જીવન ઉપર પડદો પડ્યો. અજામિલ શા માટે તે નામ છૂપાવતો હતો? સુંદરી તરફના સન્માનને ખાતર? મેના જેવી નિર્દોષ બાળાનું જીવન કલુષિત થતું બચાવવા ખાતર,

કે પોતાના સિવાય બીજા કોઇને મોંઢે એ નામ ચડતાં પરિણામે થતાં સંકલ્પ નિકળતો અટકાવવા ખાતર.

મેના બાળક હતી ત્યાંસુધી તો અજામિલ તેની માતા વિષે છૂટથી વાતો કર્યા કરતો. જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ એ વાત કરતાં તેને સંકોચ થવા લાગ્યો. એનું સ્પષ્ટ કારણ તે પોતે સમજી શકતો નહોતો. મેનાની માતા સુંદરી જાણે દેહસ્વરૂપ ધરી પોતાના હોઠ ઉપર આંગળી મૂકી પોતાના વિષે મેનાને કંઈ પણ ન કહેવા–જણાવવા આજ્ઞા કરતી હોય એવો તેને ભાસ થતો અને સુંદરીના આત્માને સંતોષવા ખાતર અજામિલ તેની ઇચ્છા, આજ્ઞા અમલમાં મૂકતો.

મેનાને તો એ રઢ લાગી હતી. નામ જાણવાની જિજ્ઞાસાએ રાત્રિમાં પણ તેને એ જ વિચારો આવવા લાગ્યા. તેણે રાતમાં માતાની છાયામૂર્તિ જોઇ અને પ્રભાતે અજામિલને કહ્યું, “બાપુ, આજે મેં સ્વપ્નમાં મારી માતાને જોઇ, સ્વર્ગમાંથી કોઇ દેવી ઉતરી આવી હોય એવી તે દેખાતી હતી.”

“પ્રભુ, પ્રભુ,” અજામિલે વાત ઉડાવવા યત્ન કર્યો, “સ્વપ્ન તે કદિ સાચાં હોય? એ તો ભ્રમણા માત્ર.”

અજામિલના શબ્દોમાં મેનાને સંપૂર્ણ શ્રદ્ધા હતી. નિર્દોષ મેના આ ઉત્તરથી તરત જ બીજી વાતે વળગી. અજામિલને એ બાબતનું પરમ સુખ હતું. અજામિલની આજ્ઞા એ મેનાને મન દેવની આજ્ઞા સમાન હતી. ભોળી, માબાપ વિનાની બિચારી મેના અજામિલને જ પોતાના વડીલ પાલણહાર, માબાપ જગતમાં જે પોતાનું કહેવાય તે ગણતી, લોહચુંબકની માફક તેને વળગી રહેતી અને નાના બાળકની માફક લાડ કરતી. અજામિલને તો સ્વર્ગનું સુખ મળ્યા જેટલો આનંદ થતો, આનંદ આવી જ રીતે જીવન પર્યંત નીભે એવી પ્રાર્થના કરતો. તેને એમ જ લાગતું કે આવું સ્વર્ગીય સુખ મેળવવા જેટલી તે તપશ્ચર્યા હજી તેણે કરી નથી. પોતે આવો અધમ હોવા છતાં, આવા નિર્દોષ બાળ પંખીડાનું સ્નેહ સુખ પોતાને અર્પવા માટે તે પરમ કૃપાળુ પરમેશ્વરનો પારાવાર પાડ માનવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૩ મું
## યૌવનસંચાર

દર્પણ દરેક વસ્તુનું આબેહુબ પ્રતિબિંબ પાડે છે. મનુષ્યો દર્પણમાં અનેકવાર પોતાનો ચહેરો જુએ છે. પરંતુ કોઇ વિરલ પ્રસંગે જ તેમાં થયેલાં પરિવર્તન તરફ લક્ષ દોરાય છે. મેના હંમેશાં પોતાના વાળ ઓળતી વખતે, ચાંદલો કરતી વખતે અને અનાયાસે દિવાનખાનામાં આમતેમ આંટા મારતી વખતે દર્પણમાં જોતી, પરંતુ પોતાના સ્વરૂપ વિષે તેને કદી પણ વિચાર આવ્યો નહોતો. મંછીએ તો 'તે જરાય રૂપાળી નથી, પોતાની છોકરીઓ કરતાં તો તે તદ્દન કરૂપડી અને રાંકા જેવી છે' એવું પ્રમાણપત્ર અનેકવાર આપેલું એટલે મેનાની માન્યતા પણ પોતાનામાં રૂપ જેવું કંઇ છે જ નહિ એવી બંધાઇ ગઇ હતી. દર્પણમાં સેંકડો વખત જોવા છતાં પોતાના સ્વરૂપનું નિરીક્ષણ ખાસ લક્ષપૂર્વક કરવાનું તેને કદી સૂઝ્યું નહોતું. આજે એ વાળ ઓળવા બેઠી અને દર્પણમાં નજર કરી. કદી પણ ન જોયેલું સૌંદર્ય આજ તેણે દર્પણમાં જોયું. શું આ પ્રતિબિંબ પોતાનું હતું? તે વિચારમાં પડી. તેના માનવામાં જ એ ન આવ્યું. મંછી જેને કદરૂપી કહેતી હતી. મઠમાં પણ અભ્યાસ કરતી બીજી છોકરીઓ જેની અવગણના કરતી તે મેના આવી સ્વરૂપવાન હોય એ સંભવે જ કેમ? ફરી ફરીને તેણે દર્પણમાં જોયું. 'પોતાની પાછળ કોઇ બીજી કન્યા તો નથી ઉભી?' એવી શંકા થતાં તેણે પાછળ જોયું, પરંતુ ત્યાં બીજું કોઇ નહોતું. ત્યારે શું આ દર્પણમાં દેખાતું આવું અનુપમ સૌંદર્ય પોતાનું જ છે? તેને અનેક વિચાર આવવા લાગ્યા અને જેમ વિચારો વધતા ગયા તેમ તેમ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, ખીલેલા કમળ જેવું મોહક મુખડું જોતાં મેનાનું હૃદય ગજગજ ઉછળ્યું.

હવે તેને ધારીધારીને દર્પણમાં જોવાની ટેવ પડી, પોતે સ્વરૂપવાન છે એવી પકી ખાત્રી હજી તેને થતી ન હતી. પોતાની દૃષ્ટિમાં જ દોષ હોય એવી શંકા થવા લાગી. પરંતુ એ શંકાનું નિરાકરણ પણ નાનીએ કરી નાંખ્યું. રાત્રે વ્યાળુ કર્યા પછી અજામિલ અને નાની મેના વિષે વાતે

વળગ્યાં. વાતવાતમાં જ નાનીએ પોતાની 'શેઠાણી'નાં વખાણ કર્યાં: "મેના બેને હમણાં હમણાં ઠીક ગજું કર્યું છે. તેમનું રૂપ પણ દિવસે દિવસે પુનમના ચાંદની માફક ખીલતું જાય છે." મેનાએ આ શબ્દો સાંભળ્યા, અજામિલે નાનીને કંઇક ઉત્તર આપ્યો, પરંતુ મેનાનું લક્ષ તો નાનીના શબ્દોમાં જ હોવાથી અજામિલ શું બોલ્યો તેનું તેને ભાન રહ્યું નહિ. છતાં નાનીના શબ્દોથી તેની શંકાનું સમાધાન થયું.

વિચારો રાત્રે પથારીમાં પડ્યા પડ્યા તેને એ જ આવવા લાગ્યા. સવારે સ્નાનાદિથી પરવારી તેણે વસ્ત્રો પરિધાન કર્યાં અને દર્પણમાં જોયું. તે ચમકી. તેના અંગેઅંગમાં અજબ પરિવર્તન થયેલું તેને જણાયું. અત્યારે જલુ ઠારને ત્યાં હતું તેવું કૃશ, કરમાયલું નહિ; પરંતુ દૃઢ મજબુત બાંધાનું ખીલેલા અવયવવાળું શરીર તેણે જોયું. જાણે સૌંદર્યોદ્યાનમાં ખીલેલી કુસુમ કળી!

મેનાએ હવે યુવાવસ્થાના ઉંબરમાં પ્રવેશ કરવા માંડ્યો હતો, બાલ્યાવસ્થાની નિર્દોષતા, બાલીશ ચંચળતા ધીરે ધીરે તેનો ત્યાગ કરવા લાગી. તેના શરીરમાં થયેલા યૌવન સંચારે તેના જીવનમાં અનેરા ભાવો રેડ્યા અને અજામિલ પણ તે કળી ગયો. મેનાનો તનમનાટ દિવસેદિવસે વધતો ગયો. વસ્ત્રો પરિધાન કરવામાં, શણગાર સજવામાં, ચોટલોચાંદલો કરવામાં, ટાપટીપ આવવા માંડી અને વાતચીતમાં પ્રથમ જણાતો બાળ સ્વભાવ અદૃશ્ય થતો ગયો, મેનાનું ખીલતું જતું સૌંદર્ય, તેની વિકસતી યુવાવસ્થા, તેના વધતા જતા તનમનાટને જોઈ અજામિલની ચિંતા પણ વધવા લાગી.

અજામિલ મેનાને હમેશાં સાથે ફરવા લઇ જતો ત્યારે મેના, 'બાપુ, આજે હું કયા કપડાં પહેરું?' એમ પૂછતી. પરંતુ હવે તો 'અમુક ઓઢણી વિના નજ ચાલે, અમુક સારી દેખાતી નથી' એમ મેનાના મનને થવા લાગ્યું અને અજામિલની પસંદગી પૂછવાનું વિસારે પડયું. એક દિવસ પોતાની ઇચ્છાનુસાર વસ્ત્રાભૂષણ સજી તે અજામિલને પૂછવા લાગી, "જુઓ, આ ઓઢણી મને કેવી શોભે છે?"

"બહુ સારી," અજામિલે ઉત્તર આપ્યો પરંતુ તરત જ તેણે મુખ ફેરવી લઈ નિશ્વાસ નાંખ્યો.

અજામિલ અને મેના ફરવા ગયાં, પરંતુ ન અજામિલ છૂટથી બોલ્યો, કે ન મેનાએ લાડભરી વાતો કરી. બંનેની વિચારમાળા જૂદી દિશામાં ફરતી હતી. ફરીને પાછાં આવ્યાં. પછી મેનાના દિવાનખાનામાં આવતાં અજામિલે પૂછયું, "મેના, તું મઠમાં હતી ત્યારે તારા માટે લીધેલાં કપડાં હમણાં કેમ કોઇ દિવસ પહેરતી નથી?"

"પેલાં મઠવાળાં કપડાં? અરે એ તો તદ્દન સાદાં અને ખરાબ દેખાય એવાં છે! એવાં તે કોણ પહેરે? એ કપડાં પહેરું છું ત્યારે તો હું તદ્દન બેડોળ દેખાંઉ છું."

અજામિલના અંતરમાંથી ઉંડો નિશ્વાસ નીકળી પડ્યો.

અગાઉ અજામિલ આગ્રહ કરતો છતાં મેના કોઈ કોઇ વાર, "ના બાપુ, મને બહાર જવું ગમતું નથી. તમારી સાથે અહીં જ વાતો કરવામાં મને ગમ્મત મળે છે," એમ કહેતી. એ જ મેના હવે તેને વારંવાર બહાર જવા આગ્રહ કરવા લાગી. અજામિલની ઓરડીમાં અગાઉ મેના આખો દહાડો પડી રહેતી, પરંતુ હવે કવચિત જ તે ત્યાં આવતી અને ઘણો ખરો વખત પોતાના દિવાનખાનામાં અગર તો બંગલાના આગળના ભાગમાં આવેલા બગીચામાં ગાળતી. યૌવનનો અનેરો પ્રતાપ તેના તન અને મનને પલટાવી રહ્યો હતો. બરાબર આવે વખતે માધવે મેનાને, પ્રથમ જોયા બાદ, કોલેજની પરીક્ષા વિત્યા બાદ, છ મહિના પછી મેનાને જોઇ [ જુઓ પ્રકરણ ૧૯ મું ] અને કન્યાના રૂપને, તેના હસતા મોંને, ખીલેલા કુસુમ જેવા શરીરને જોઇને તેને કાંઈ કાંઈ થઈ ગયું. તેને લાગ્યું કે એ કન્યામાં અજબ પલટો થયો છે.

## પ્રકરણ ૨૪ મું
## પ્રેમમંદિરના પૂજારી

"પ્રેમબાણુ વાગ્યાં હોય તે જાણે" એ કવિનું કથન અક્ષરશઃ સત્ય છે. એ બાણુની વેદના અસહ્ય છે. પરસ્પર દૃષ્ટિમીલન થતાં હૃદય આક-

ષોય છે. અને અચાનક અણધારી રીતે એ દૃષ્ટિમાંથી એવું કાતિલ તીર છૂટે છે કે જેનો જખમ રૂઝાવો મુશ્કેલ થઈ પડે છે. માધવને પણ દરિયા કિનારેના બાગમાં મેનાને જોતાં જ એવું તીર વાગ્યું અને એનું હૃદય ઘવાયું. મેનાનાં દર્શન એજ એ ઘાને રૂઝવવાનો મલમપટો હતો. તે રોજ બાગમાં આવતો મેના તરફ જોઈ રહેતો, એના સૌંદર્યનું પાન દૂર બેઠાં બેઠાં પણ કરતો અને એના અંતરના ઘા રુઝાતા. માત્ર માધવની જ આવી સ્થિતિ નહોતી. મેનાને પણ માધવની પ્રેમદૃષ્ટિનું બાણ વાગ્યું હતું. જ્યારે બંનેની દૃષ્ટોદૃષ્ટ મળી ત્યારે બંને એકબીજા તરફ આકર્ષાયાં અને પ્રેમનાં છૂપાં બાણ બંનેને વાગ્યાં.

પ્રારંભમાં મેનાએ માધવને જોયો ત્યારથી જ તે તેના સૌંદર્યની–તેની છટાની પ્રશંસક બની. માધવનું તો તે વખતે તેના તરફ લક્ષ જ નહોતું. છતાં મેના તેના રૂપનાં મનમાં વખાણ કરવા લાગી, તેના સદ્‌ગુણો વિષે અનેક કલ્પનાઓ કરવા લાગી. તેનો પોષાક, તેની હિલચાલ, તેના દેખાવ વિષે ઉંચો મત બાંધવાનો યત્ન કરવા લાગી. મેનાના મનમંદિરમાં એ મૂર્તિ રમી રહી.

અને માધવ ? પ્રથમ તો તેના તરફ તેનું બિલકુલ લક્ષ નહોતું. પરંતુ એક દિવસે એકાએક તેની નજર મેના ઉપર પડી અને તેને પ્રેમનો ઉન્માદ લાગુ પડ્યો. બંનેની આંખો મળી, કીકીઓ હસી, એ દૃષ્ટિમીલનમાં વાયરલેસ ટેલીગ્રાફની માફક અનેક સંદેશા ચાલ્યા, જેનું એ સંદેશા મોકલનારને પણ ભાન નહોતું. મેના સાંજે ઘરે આવતી ત્યારે ઉદાસી જણાતી હતી. આ ઘર તે સરદાર ભુવન નહિ, પણ તે ઉપરાંત અજામિલે પોતાની સંતાકુકડીની રમત રમવા માટે રાખેલા ઘરમાંનું એક હતું.

સવાર પડી અને મેનાને ગઈ કાલે સાંજે જોયેલો યુવાન સાંભર્યો. આજ સુધીનું તેનું બેદરકારી ભર્યું, શિથિલ વર્તન યાદ આવ્યું અને ગઈ કાલે તેણે પોતાના તરફ ફેંકેલી પ્રેમભરી નજરનો વિચાર આવ્યો. તેને લાગ્યું કે પોતાનો અંતે વિજય થયો છે. પોતાના મોહબાણે આવા બેદરકાર યુવાન ઉપર પણ અસર કરી છે. તે યુવાન પોતાના પ્રેમબાણથી ઘવાયો છે

માધવ પ્રથમ તો સંકોચ પામતો દૂર આસોપાલવ નીચેના બાંકડા ઉપર બેઠો બેઠો મેનાનું મનોહર મુખડું જોઈ નયનને સંતોષતો. મેનાનું મન મુંઝાતું. માધવ પોતાની પાસે નથી આવતો તો 'હું તેની પાસે જઉં' એવી જિજ્ઞાસા થતાં 'બાપુ, આપણે પેલી તરફ ફરવા જઇશું' એમ કહી અજામિલને તે દિશામાં લઈ જવા યત્ન કરતી. બંનેના હૃદયમાં લજ્જા, ભય, સંકોચ ઘર કરી રહ્યાં હતાં. એકબીજાનાં હૃદય આકર્ષાયા છતાં કોઇ એકમેકને ધારીધારીને જોવાની હિમ્મત કરી શકતાં નહોતાં, છતાં અંતઃકરણ વધારે અને વધારે આકર્ષાતાં હતાં. અંતે એકબીજાની દષ્ટોદષ્ટ મળી અને મેનાના હૃદયના તારો ઝણઝણી ઉઠ્યા અને માધવ ભાન ભૂલ્યો. બાગમાંથી જતી વખતે બંનેનાં હૃદયમાં તોફાન જામ્યું હતું. માધવ ભાવી કીલ્લાઓ બાંધતો હતો, મેના ભાગ્યના ભેદો ઉકેલતી હતી. ઘરમાં પણ મેનાને ચેન પડ્યું નહિ. હૃદયમાં ગુંગળાટ અને શોક છવાયાં, અંતર પળ માત્રમાં કલુષિત થયેલું લાગ્યું અને પોતાની સત્ય સ્થિતિનું તેને ભાન ન રહ્યું.

પ્રેમના સ્વરૂપને તે પીછાનતી નહોતી. મઠમાં એ શબ્દ અનેકવાર સાંભળ્યો હતો, પરંતુ તે માત્ર પ્રભુના નામની સાથે. પ્રભુ–પ્રેમ અને વિશ્વપ્રેમની વાતો સાધુડીઓ અનેક વાર કરતી, પરંતુ આ પ્રેમ-સંસારના પ્રેમ વિષે તેણે કદિ સાંભળ્યું નહોતું. પોતાના હૃદયને આવી રીતે હલમલાવી મૂકનાર વસ્તુને શું નામ આપવું એજ તેને સુઝયું નહિ. કોઇ દર્દનું નામ આપણે ન જાણતા હોઇએ તો પણ એ દર્દનું દુઃખ તો આપણે સર્વાંશે અનુભવીએ છીએ. મેના પણ આ પ્રેમનું સ્વરૂપ જાણતી ન હોવા છતાં પ્રેમના દર્દથી પીડાવા લાગી. આવી અજ્ઞાન દશામાં પણ તે માધવને ચાહવા લાગી. આ ઠીક છે કે ખરાબ, લાભદાતા છે કે હાનિકારક, ચિરસ્થાયિ છે કે ક્ષણિક, શાશ્વત છે કે વિનાશક, ક્ષમ્ય છે કે અક્ષમ્ય એનું તેને જ્ઞાન નહોતું. પોતે શું કરે છે તેના સ્પષ્ટ જ્ઞાન વિના જ તે પોતાના અંતરાત્માના અવાજને વશ થઈ હતી.

મેના માધવને ઓળખતી નહોતી. પ્રેમનું સ્વરૂપ તેથી જાણતી નહોતી. એ તો એના રૂપરંગ અને મનમોહક દેખાવ તરફ આકર્ષાઇ હતી

અને એને અનુપમ યુવાન તરીકે દૂર રહ્યા રહ્યા પૂજતી હતી. બાળપણની નિર્દોષતા હજી તેનો ત્યાગ કરી ગઇ નહોતી. મઠમાં સાંભળેલી વિરાગની વાતો છેક ભૂલાઇ ગઇ નહોતી અને મઠનું વાતાવરણ કોઇ કોઇ વાર પોતાની આસપાસ ઘુમી રહ્યું હોય એવી ભ્રાંતિ તેને થયા કરતી હતી એટલે લાંબા વિચારો કરવાનું તેનામાં સામર્થ્ય નહોતું. સાંજ પડે કે ક્યારે ફરવા જવાય એવી તળપાપડ થતી, ત્યાં જતી અને માધવ તરફ હર્ષપૂર્વક જોઈ રહેતી ત્યારે જ તેને ચેન પડતું. માધવની સ્થિતિ એથી પણ ખરાબ હતી. તેને તો રાતદિવસ આ યુવાન કન્યાના જ ભણકારા વાગતા. એમાંથી કોઈ એક બીજા સાથે બોલ્યું નહોતું, કોઇને એકબીજાનો પરિચય નહોતો, છતાં પણ આકાશમાં ચમકતા તારાઓ સેંકડો ગાઉ દૂર હોવા છતાં એક બીજા તરફ ટગરટગર તાકી રહેલા જણાય છે, તેમ આ પ્રેમમંદિરમાં પ્રવેશ કરતી બંને પ્રતિમા, પ્રેમમંદિરનાં આ પૂજારી દૂર રહ્યાં છતાં પણ એક બીજાના ધ્યાનમાં મશગુલ બની રહ્યાં હતાં.

---

## પ્રકરણ ૨૫ મું
## નવી ઉપાધિ

અજામિલ હમણાં અસ્વસ્થ જણાતો હતો. કારણ તો તે પોતે સમજી શકતો નહોતો. થોડો સમય થયાં તેનો જીવ રાતદિવસ બળ્યા કરતો હોય, ઉંડો ઉતરી જતો હોય એમ તેને લાગતું હતું. નજરે કંઇ દેખાતું નહોતું, એ મુંઝવણનું કારણ તેના જાણવામાં નહોતું આવતું, છતાં પોતાની આસપાસ દુઃખનું વાદળ ઘેરાતું જતું હોય એમ તેને લાગતું અને તે માન્યતા દિવસે દિવસે દઢ થતી જતી હતી. એક તરફ કોઇનું આશામંદિર ચણાઇ રહ્યું હોય, બીજી તરફ પોતાનું આશામંદિર ડગુમગુ થઇ તૂટી પડવાની તૈયારી થતી હોય, એવી તેને ભ્રાંતિ થતી.

માધવના મનમાં પણ ચોરી પેઠી હતી. પોતાની મનોવૃત્તિ આ વૃદ્ધ પેન્શનરના જાણવામાં—જોવામાં ન આવે એવી સાવચેતી તેણે રાખવા

માંડી, રખે આ બુઢ્ઢો બગીચામાં ચાલતું તારામૈત્રક જોઇ જાય અને બધો રંગ બગડી જાય.

અતિશય સાવચેતી પણ સામા પક્ષની શંકા ઉશ્કેરે છે. માધવ પ્રથમ છૂટથી બગીચામાં ફરતો, અને એ વખતે અજામિલનું તેના તરફ લક્ષ પણ નહોતું. પરંતુ માધવના મનમાં ચોરી પેઠી કે તરત તેણે પોતાનો ક્રમ બદલ્યો. અજામિલ અને મેના બેઠાં હોય ત્યાં તેમની નજીકમાં આવવા હવે તેનો પગ ઉપડતો નહી. પ્રથમ તે સાદાઈમાં ફરતો; હવે જરા અક્કડ રહેતો. પ્રથમ ગમે તેવા સાદા અને જૂનાં વસ્ત્રો પહેરીને આવતો; હવે તે સ્વચ્છ, નવાં કપડાં ધારણ કરતો. તેના પોષાકની ટાપટીપ દિવસે દિવસે વધતી જતી. સહેલાણીની માફક તે વાળ ઓળતો, રખે કોટની ઘડી ચોળાઇ ગઇ હોય તે જોવા માટે વારે ઘડીએ હાથ ફેરવતો, ધોતિયાની પાટલી વારંવાર સમારતો, જોડાને રોજ સાફ કરતો અને મોં ઉપર રખે રજ ઉડી હોય એ ચિંતાથી રુમાલનો છુટથી ઉપયોગ કરતો. અજામિલની નજર ચૂકાવવા તે સાવધ રહેતો. દૂર આસોપાલવની નીચેના બાંકડા ઉપર બેઠો બેઠો હાથમાં એક પુસ્તક રાખીને તે વાંચવાનો ડોળ કરતો, પરંતુ ચિત્ત ચોપડીમાં ખુંચતું નહી; તેની આંખો પુસ્તકના અક્ષરો જોવાને બદલે બીજે જ ફરતી. અજામિલની સાથે બેઠેલી યુવાન કન્યાનું સૌંદર્ય નીરખવામાં તલ્લીન બનતી. અજામિલની અનુભવી આંખો આ બધું જોઇ શકતી અને આ યુવાન્ તરફ તેને અણગમો ઉપજ્યો.

મેનાના હૃદયના ભાવ કોઇ જાણી શકતું નહીં. મુગ્ધ મેના અંતરની લાગણી છુપાવવા યત્ન કરતી. સાદાઇમાં ઉછરેલી મેનાને વસ્ત્રોનો મોહ વધતો જતો હતો, ટાપટીપ વધતી જતી હતી. અજામિલ આને કુદરતનો પ્રભાવ સમજતો હતો, પરંતુ એ પ્રભાવ તેને ભયંકર ભાસતો.

અજામિલ માધવ સંબંધે શબ્દ સરખો નહોતો ઉચ્ચારતો, પરંતુ એક દિવસ અનાયાસે તે બોલી ઉઠ્યો, "પેલો કોઈ વૈદિયો ઢોર લાગે છે." એકાદ વર્ષ પહેલાં નિર્દોષ બાલિકા મેના ઉત્સાહભર એમજ બોલતી કે 'ના, ના, એ તો કોઈ ડાહ્યોડમરો વિદ્વાન્ છે.' પરંતુ અત્યારે તો "કોણ

પેલો યુવાન્ ?" એટલા શબ્દો તેના ઠાવકા મુખમાંથી નિકળ્યા. અજામિલ પોતાની ભૂલ પામી ગયો અને મનમાં બબડ્યો "હું પણ કેવો મૂર્ખ! મેનાનું તો તેના તરફ ધ્યાન પણ નહોતું. મેં જાણીજોઇને આંગળી ચીંધી." કેવો ભોળો? મેનાનું અંતર તેનાથી વાંચી શકાતું હોત તો તેને જણાત કે પોતે કેવો ઠગાય છે!

અજામિલ માધવરૂપી કાંકરાને પોતાના માર્ગમાંથી દૂર કરવા માંગતો હતો. મોહમુગ્ધ માધવને તેનું ભાન નહોતું. અજામિલ અનેક યુક્તિઓ અજમાવવા લાગ્યો. તે વહેલો મોડો ફરવા આવતો, બેસવાના બાંકડા પણ રોજ બદલતો, કોઇ વાર જાણીજોઇને પોતાનો રુમાલ ત્યાં રાખી જતો, કોઈ વાર પોતે એકલો જ બગીચામાં આવતો. અજામિલે પાથરેલી આ જાળમાં માધવ આબાદ સપડાયો. માધવ તેઓની રાહ જોતો, બાંક શોધી કાઢતો અને દૂર સામે આવી બેસતો. માધવે એક વખત તો તેનો રુમાલ પણ ઉપાડી લીધો અને પોતાની પ્રિયતમાનો એ રુમાલ છે એમ માની હર્ષથી છલકાયો. અજામિલની શંકા ખરી પડી.

અજામિલની નજરે મેના અત્યાર સુધી તો બેદકાર અને શાંત જણાતી હતી. તેણે મનમાં જ નિશ્ચય કરી લીધો કે 'આ ઉલ્લુ મેના પાછળ ગાંડો થયો છે, પરંતુ મેનાને તો એની તલભાર પણ દરકાર નથી. અરે એ દુનિયામાં હસ્તી ધરાવે છે એની પણ તેને ખબર નથી.'

મનને આમ મનાવ્યા છતાં એ દુઃખદાયક વિચારથી તે વ્યથિત થતો, મેના હમણાં તો બેદરકાર છે, પરંતુ જતે દહાડે કાં તેના વિચારમાં ફેરફાર ન થાય? એક વખત તે બાંક ઉપરથી ઉઠી ઘર તરફ જવા ઉઠ્યો અને મેનાએ કહ્યું, "કેમ આજ અત્યારમાં?" મેનાના આ પ્રશ્નથી અજામિલ ચમકયો. પુરતો સમય બગીચામાં ગાળ્યા છતાં મેનાની આટલી આતુરતા શા માટે? મેના નારાજ ન થાય, મેનાને પોતાની શંકાની ગંધ ન આવે, તે માટે અજામિલે બગીચામાં આવવાનું તો ચાલુ રાખ્યું. પરંતુ જ્યારે આ પ્રેમમંદિરના બે પૂજારી નયનસંદેશા ચલાવતા ત્યારે અજામિલ માધવ તરફ ડોળા ઘુરકાવતો અને તેની આ નજર બિહામણી લાગતી.

તે વખતે મહાત્મા ગરીબદાસજીના ઉપદેશથી શાંત બનેલો સાત્વિક વૃત્તિવાળો અજામિલ નહીં, પરંતુ જેલમાંથી નાસી છૂટેલો, નિષ્ઠુર હૃદયવાળો ભીલ હોય એવો તે બની જતો. પુનઃ દુઃખનો જ્વાળામુખી ફાટતો હોય અને તે પોતાનું ભક્ષણ કરી જવા માગતો હોય એવી અજામિલને ભ્રાંતિ થતી. તે બબડ્યા, "અક્કલનો ઓથમીર, તે અહીં રોજ શા માટે આવી મરે છે? મારા સુખસૂર્યને ઘેરી લેનાર આ રાહુ તેના મનમાં શું સમજતો હશે? મારા સુખના નાશ માટે મારા જીવનને ધૂળધાણી કરવા માટે જ તે યત્ન કરે છે અને તે કેવી રીતે? પ્રેમરૂપી મોહપાશ ફેલાવીને! અરે ફુટેલાં નસીબ, આ તે તારી કેવી દશા! માબાપનું સુખ ન જોયું, ભાઈ ભાંડુનો સ્નેહ ન અનુભવ્યો. ન માણ્યા બાલ્યાવસ્થાના કોડ કે ન લીધો યુવાવસ્થાનો લ્હાવો."

—"પ્રથમથી જ ચોર ગણાયો, દુનિયાની નજરે અધમ મનાયો, જંગલમાં રઝળ્યો રખડ્યો, જેલમાં ગોંધાયો, પથ્થરો ફોડ્યા, બધાં દુઃખનો અનુભવ લીધો. મનુષ્ય સહન કરી શકે તેટલાં કષ્ટો સહ્યાં. ૬૦ વર્ષ સુધી રખડતી જીંદગી ગાળી. માબાપ, કુટુંબ, મિત્ર, સ્ત્રી, સંતાન કોઈનો પ્રેમ ન મળ્યો. ડગલે ડગલે, જંગલમાં અને પહાડમાં, જેલમાં અને બહાર, જ્યાં ગયો ત્યાં સૌ લોહીના જ તરસ્યા. છતાં મેં મારા જીવનનો સદુપયોગ કર્યો છે. અપકારનો બદલો ઉપકારથી વાળ્યો છે. ખરાબ વર્તન ચલાવનાર તરફ મેં મમતા બતાવી છે. બુરું ઇચ્છનારનું મેં ભલું કર્યું છે. દુઃખનું વાદળ વીખરાઇ જઈ આટલા પરિશ્રમ પછી મને સુખ મળવાનો સમય આવ્યો છે. મારા જીંદગીના ભોગે અતિ પરિશ્રમથી એ મોંઘું સુખ મેળવ્યું છે. આટલાં વર્ષોના દેહદમનના, તપના પ્રતાપે દુનિયામાં મારું કોઇ છે એવો આત્મસંતોષ મેળવવાનો અવસર પ્રાપ્ત થયો છે. એ સુખ તે મારી મેના, મારી લાડીલી પુત્રી મેના, મારી વૃદ્ધાવસ્થાની લાકડી. આ આંધળાની આંખ, મારી જીંદગીના સુખની જીવનમૂર્તિ, મારી નિર્દોષ, નિરાધાર મેના. શું આ મૂર્ખ પોતાના તરંગોને સંતોષવા ખાતર મારા એ સુખ સ્વપ્નનો નાશ કરશે? મારા જીવનની એક પૂરી આશા નષ્ટ કરશે? મારા જીવનના આધારને મારી પાસેથી છીનવી લેશે?"—

આવા વિચારો આવતાં તેના હૃદયમાં ખળભળાટ થાય કે, મુખ ઉપર શોકછાયા છવાતી, હૃદય કંપી ઉઠતું. માધવ તેને આંખના પાટા જેવો લાગવા માંડ્યો.

અજામિલ માધવની હિલચાલ લક્ષપૂર્વક જોવા લાગ્યો. સામાન્ય મનુષ્યની માફક નહી, દુશ્મનની નજરથી નહી; પરંતુ કુતરો જેમ ચોર ઉપર લક્ષ રાખે તેમ.

પરિણામ શું આવ્યું તે વાંચકો જાણે છેજ. (જુઓ પ્રકરણ ૭૧ મું) માધવ ભાન ભૂલ્યો અને એ ડોસા અને કન્યાની પાછળ પાછળ તેમનું ઘર જોયું. બીજે દિવસે પાડોશીને પૂછી તપાસ કરી. પાડોશીએ અજામિલને વાત કરી, "ભાઇ, એક વિચિત્ર યુવાન્ અહીં આવીને આપની તપાસ કર્યા કરે છે તેને તમે ઓળખો છો?"

બીજે દિવસે વૃદ્ધ અને પુત્રી ફરીને પાછાં ફર્યાં ત્યારે માધવને પોતાના ઘર આગળથી જતાં જોયો. ડોસાએ માધવ તરફ પોતાની ક્રૂર દૃષ્ટિ ફેંકી. માધવ તો ચાલ્યો ગયો, પણ તેને જોઇ ડોસાનાં નેત્રો ચમક્યાં. તેણે એ ઘર ખાલી કર્યું અને ભેદી ભવનમાં રહેવા આવ્યો. તેણે સંકલ્પ કર્યો કે, માધવ જોઇ ગયો એ ઘરમાં કે દરિયા કિનારેના બગીચામાં ફરી પગ જ ન મૂકવો.

મેનાએ જરા પણ કચવાટ ન બતાવ્યો. અજામિલને તેણે કંઈ કહ્યું નહી, ઘર બદલવાનું કારણ પૂછયું નહી. મેનાના આ મૌનનું કારણ સમજવાની અજામિલમાં શક્તિ નહોતી. તેને એવો અનુભવ કદી થયો નહોતો. પ્રેમ શી વસ્તુ છે, તેના માર્ગો કેવા અટપટા છે એ તે જાણતો નહોતો. મેના શોકાકુલ છે એટલું તો તે સ્પષ્ટ જોઈ શકતો, અને એ જોઇને પોતે પણ ઉદાસ બની જતો.

મેનાના સુખે સુખી થનાર હેતાળ અજામિલે વાતવાતમાં એક વખત પૂછ્યું, "મેના, આપણે બગીચામાં ફરવા જઇશું?" મેનાના નિસ્તેજ વદન ઉપર લાલાશ છવાઈ, "હા, હા." તે એકદમ બોલી ઉઠી, અગાઉના નિત્ય નિયમ પ્રમાણે તે દિવસે પિતાપુત્રી ફરવા ગયાં, પરંતુ માધવ તો

ત્યાં નહોતો. વચમાં ત્રણ મહિનાનો લાંબો સમય વિત્યો હતો. અજામિલે બાગમાં આવવાનું બંધ કર્યું ત્યાર પછી ચાર પાંચ દિવસો સુધી સતત માધવ ત્યાં આવતો, આતુર નયને ચોમેર તપાસ કરતો, પણ તેઓ આવતાં જ નથી એવી ખાત્રી થતાં તેણે નિયમિત આવવાનું માંડી વાળ્યું. આવા સંજોગોમાં માધવ અહીં ક્યાંથી હોય ?

બીજે દિવસે અજામિલે ફરવા જવાની વાત કાઢી અને મેનાએ ના કહી દીધી. મેનાની ઉદાસીનતાથી અજામિલનું અંતર કકળી ઉઠ્યું. મેનાની નમ્રતાએ તેના વાત્સલ્યભર્યા હૃદયના ચૂરા કર્યા.

આખી જીંદગીના પરિશ્રમ પછી અજામિલને મળેલી સ્વસ્થતા ડગમગવા લાગી. તેના હૃદયસાગરમાં પુનઃ અશાંતિનાં તોફાની મોજાં ઉછળવા લાગ્યાં. રાતે પથારીમાં પડ્યા પડ્યા તેને કંઈ કંઈ વિચારો આવવા લાગ્યા. અને નિદ્રાદેવી તેના ઉપર રુઠી, આખી રાત તે લમણે હાથ દઈને, અથવા બંને હાથમાં મોં છૂપાવીને પથારીમાં બેસી રહેતો અને વિચારમાળાના મણકા ફેરવ્યા કરતો. "મેના હમણાં આટલી બધી ઉદાસ કેમ જણાતી હશે ? તેને કોઇ જાતની કમીના નથી, તેને મનમાં ઓછું આવે એવું કંઇ કારણ બન્યું નથી, છતાં આમ કેમ ? મેના મારાથી રીસાય એ તો બને જ નહી. એ નિર્દોષ પંખીડું એટલું તો સરલ હૃદય છે કે મારો દોષ હોય તો પણ તે મનમાં લાવે નહીં. એને શું થતું હશે ? એની માતા યાદ આવતી હશે ? ના, ના, હું જ ભુલું છું. મારી શંકા ખરીજ હોવી જોઇએ. અને એ શંકા ખરી હોય તો ? ઓહ. પ્રભુ, તે કેવો દુઃખી પ્રસંગ !"

તેની આંખમાંથી આંસુ સરી પડ્યાં. જાણે હમણાં જ પોતાનું સુખ સરી પડ્યું હોય, છીનવી લેવામાં આવતું હોય એમ તેને લાગ્યું અને ગણપતનો રૂપીઓ ઝુંટાવી લઈ, પસ્તાતા હૃદયે હનુમાનજીની દેરી આગળ રડનાર અજામિલ આજે પણ એ જ પ્રમાણે બાળકની માફક રોયો.

તેને સાધુડીનો મઠ સાંભર્યો, સાધુડીઓનું જીવન યાદ આવ્યું અને ત્યાંજ મેનાને રાખી હોત તો સારું થાત એમ લાગ્યું. હું જ મૂર્ખ કે હાથે કરીને મઠનો ત્યાગ કર્યો. મેના ત્યાં રહી હોત તો આજનો વખત આવતે ?

પોતાના સ્નેહનો, કર્તવ્યપાલનનો પોતાને આ કેવો બદલો મળે છે? કર્તવ્યનિષ્ઠાના યજ્ઞમાં શું તેની પોતાની આહુતિ અપાશે? ગમે તેમ થાય, પરંતુ મેના તરફના સ્નેહમાં તો જરા પણ ફેર ન પડ્યો. તેના તરફ ઉલટી વિશેષ માયા, વિશેષ મમતા બંધાઇ.

અને મેના? મેનાની વ્યાધિ વધતી જતી હતી. માધવની ગેરહાજરી તેને સાલતી હતી. તેને જોતાં તેને અકથ્ય આનંદ થતો, શા માટે તે પોતે નહોતી સમજી શકતી. પેલું ઘર તજીને ભેદી ભુવનમાં આવ્યા પછી બગીચામાં જવાનું તો બંધ થયું હતું અને મેનાનો બાળસ્વભાવ પણ એવી હઠે ભરાયો કે ત્યાં જવાની વાત અજામિલ પાસે કાઢવી જ નહી. આ મૌન અજામિલે સ્વીકાર્યું. મેનાએ ધાર્યું હતું કે અજામિલ પોતાની મેળે ફરવા જવાનું કહેશે, પણ તેમ ન બન્યું અને મેનાને પસ્તાવો થયો. પરંતુ હવે ઉપાય નહોતો. ત્રણ મહિના પછી ત્યાં ગયા ત્યારે માધવનો ત્યાં પત્તો નહોતો. એનું નામઠામ કોઇ જાણતું નહોતું એટલે ખેલ ખલાસ થવા જેવું થયું. હવે શું બને? ફરી એ મનમોહનનાં દર્શન થશે? મેનાનું હ્રદય નિરાશાથી દબાતું ગયું. તેનો આનંદ ઉડી ગયો. ખાવા પીવામાં, પહેરવા ઓઢવામાં, હરવા ફરવામાં તેનું ચિત્ત લાગતું નહિ. અસ્વસ્થ ચિત્તે તે ઘણી વાર માધવની મૂર્તિનું ધ્યાન ધરતી હોય તેમ ગમે તે વસ્તુ તરફ ટગર ટગર જોયા કરતી. અજામિલ મેનાના નિસ્તેજ ચેહેરા સિવાય તેના હ્રદયના ભાવ જાણી શકયો નહોતો. મેના હંમેશના પૂજ્યભાવથી તેના તરફ જોતી. છતાં તેનું નિસ્તેજ વદન જોઈ અજામિલ ચિંતાતુર રહેતો અને કોઇ કોઈ વાર પૂછતો, "મેના તને શું થાય છે?"

"મને? મને તો કંઈ નથી થતું," એમ કહી તે બીજી વાતે વળગતી અને સામો પ્રશ્ન પૂછતી, "બાપુ, તમારી તબિયત કેમ આમ લેવાતી જાય છે?"

"મારી? અરે મને તો પથરાય પડતા નથી." એમ કહી તે વાતને હસી કાઢતો.

એક બીજા માટે પ્રાણ પાથરનારા આ બે જીવો એકબીજાને હ્રદયપૂર્વક ચાહતાં છતાં, એક બીજાના જીવનના આધારરૂપ બનતાં છતાં

એક બીજાની નજરે જ, એક બીજાને લીધે, દુ:ખી થતાં હતાં અને એ દુ:ખ સ્વીકાર કર્યા વિના ક્રોધ કે અણગમો બતાવ્યા વિના, હસિત વદને સહન કરતાં હતાં.

ગરીબ બિચારો અજામિલ! તેના ગરીબ નસીબમાં આ વળી નવી ઉપાધિ આવી પડી!

---

## પ્રકરણ ૨૬ મું

### ધાનો પ્રતાપ!

અજામિલ નવી ઉપાધિથી ચિંતાતુર બની રહ્યો હતો તેમાં એક બીજી ચિંતાનો ઉમેરો થયો. ભેદી ભુવન ઉર્ફે સરદાર ભુવન તદ્દન એકાંતમાં હતું. દરિયા કિનારે ફરવા જવાનું તેણે હમણાં માંડી વાળ્યું હતું. એકાંતવાસથી મેના કંટાળશે એમ ધારી તેણે પ્રાતઃકાળે આસપાસના ખેતરોમાં તેને ફરવા લઈ જવાનો નિયમ શરુ કર્યો. તે વખતે ભાગ્યે જ કોઇ માણસો તેમની નજરે ચડતા. ખેતરમાં ઉગેલી લીલીછમ લીલોતરી જોઇને, વાડ ઉપર ચડેલા વેલાનાં રંગબેરંગી પુષ્પો જોઇને, ભાતભાતના છોડ વિષે અજામિલ પાસેથી માહિતી મેળવીને મેના આનંદ પામતી અને તેને પ્રફુલ્લ જોઇ અજામિલ હરખાતો. મેના મનગમતાં પુષ્પો ચુંટતી અને તેની વેણી ગુંથતી. તેનો નાગપાશ જેવો અંબોડો એ વેણીથી ઓર દીપી નિકળતો.

એક દિવસ અજામિલ ખેતરની વાડ આગળ પડેલા ગાડાના ખુંટડા ઉપર બેઠોબેઠો ક્ષિતિજમાંથી બહાર નિકળતા બાળરવિનાં દર્શન કરી રહ્યો હતો, મેના તાજાં ખીલેલાં પુષ્પો વીણી રહી હતી, તેવામાં તેનું લક્ષ દૂરથી આવતા ખણખણી અવાજ તરફ ખેંચાયું. તેણે કહ્યું, "બાપુ, આ અવાજ શાનો હશે?"

અજામિલે એ અવાજ આવતો હતો તે દિશામાં દૂર દૃષ્ટિ ફેંકી. એ અવાજ ધીરે ધીરે આવતો ગયો, અને એ શું હતું તે દૂરથી જોઇને અજામિલ કળી ગયો. બે કેદીના પગમાં અને હાથમાં નાંખેલી બેડીઓ

ખણખણતી હતી અને બંદુક સાથે તેમની આસપાસ સીપાઈઓ ચાલતા હતા. એ ટોળું અજામિલ બેઠો હતો તે તરફ આવવાને બદલે બીજા આડા રસ્તે વળ્યું, અને મેનાએ પુનઃ પ્રશ્ન કર્યો. "એ તો ગુનાહગાર ઠરેલા અપરાધી છે."

"આમ ક્યાં જતા હશે?"

"ફાંસીને માંચડે."

મેનાએ પણ એ દેખાવ ઓછો જોયો હતો. તેની કાયા કંપી ઉઠી, "પણ, બાપુ, એ પણ માણસો તો ખરાજને?"

"કોઈક વખત હશે, હમણાં તો નહિ જ."

અજામિલે મેનાને બીજી વાતે વળગાડી, પણ પોતે આ વાત તેને ન જણાવી હોત તો સારું એમ લાગ્યું.

રાતે અજામિલને એ જ વિચાર આવ્યા. જાણે મેના ભયથી ધ્રુજતી હોય એમ લાગ્યું. 'પોતે પણ જગતની નજરે એ અપરાધી પાપાત્મા જેવો જ છે એમ મેના જાણે તો? તો પોતાના તરફ તેને કેવો તિરસ્કાર આવે? અને એ નિર્દોષ બાળક પછી નિખાલસ અંતઃકરણથી પોતાની સાથે રહી શકે? પોતે જે સુખ અત્યારે ભોગવે છે તેમાં એથી અંતરાય ન પડે?'

પ્રભાત થયું અને નિયમ પ્રમાણે બંને ખેતરમાં ફરવા નિકળ્યાં. મેના પુષ્પોનો ઢગલો અજામિલના ખોળામાં ઠલવતાં બોલી, "બાપુ, ફાંસીનો માંચડો કેવો હશે?"

અજામિલ ચેત્યો. તેણે વાત ઉડાવી, મેનાને આડીઅવળી વાતે ચડાવી, પોતાનો ચિંતાભાર ઓછો કર્યો.

આમ ચિંતાતુર સ્થિતિમાં દિવસો વીતવા લાગ્યા. માત્ર વાતમાં બંને સુખ માનતાં અને તે ભૂખ્યાને ભોજન અને ટાઢમાં ઠરતા ગરીબગુરબાંને વસ્ત્રો આપી સંતોષતાં. આ કાર્યમાં કોઈ કોઈ વખત મેના અજામિલની સાથે જ રહેતી, અને નાની વયનાં બાળકોને રાજી કરી મેના ખુશ થતી. જંકુડાની ગુફામાં આ પિતાપુત્રી ગયાં તે આ જ અરસામાં.

* * * *

જલુ ઠારની કપટજાળમાંથી અને ઇનાયતખાન જેવા કાબેલ પોલીસની આંખમાં ધૂળ નાંખીને છટકી જનાર અજામિલ તે કાળ રાત્રિના બીજે દિવસે પ્રભાતે હંમેશ કરતાં વેહેલો મેનાના દિવાનખાનામાં આવ્યો. તેના મુખ ઉપર શાંતિ હતી, પરંતુ તેના ડાબા હાથ ઉપર મોટો ઘા જોઇને મેના ચમકી અને ઘા શાથી થયો, કયાં થયો વિગેરે પ્રશ્નો પૂછી અજામિલને થકવી નાંખ્યો. અજામિલે સત્ય વાત છુપાવી અને ગમે તે ભળતું જ કારણ આપી તેની જિજ્ઞાસા સંતોષી.

હાથ બળ્યો હતો ત્યાંથી ચામડી ઉખડી ગઇ હતી, માંસના લોચા ઉપસી આવ્યા હતા અને હાથે સોજો ચડ્યો હતો. બરાબર એક મહિના સુધી તે ઘરની બહાર નિકળી ન શકયો. મેના વારંવાર તેને કોઇ સારા વૈદ્ય હકીમને બોલાવવાનું કહેતી, પરંતુ તે 'કોઇ ઉંટ વૈદ્યને બોલાવી ઉલટું મારું દુઃખ વધારવું છે?' એમ કહી વાતને હસી કાઢતો. તે કોઇ ડાકટર વૈદ્યને પોતાને ત્યાં બોલાવી પોતાનો ભેદ બહાર પાડવા તેની ઇચ્છા નહોતી.

મેના પાટાપીંડી કરતી, રોજ તે ઘાને ધોતી, અજામિલ ઘરે જ તૈયાર કરતો તે દવા લગાડતી અને રાતદહાડો તેની સારવાર કરવામાં જ મચી રહેતી. મેના તેના તરફ એટલી બધી કાળજી રાખતી કે અજામિલ પોતાની બધી ઉપાધિ અને ચિંતા વિસરી ગયો. મનમાં તે ઘણી વાર કહેતો કે, 'આ બધા આ ઘાના જ પ્રતાપ !'

અજામિલના મંદવાડને લીધે મેના પોતાના દિવાનખાનાનો ત્યાગ કરીને અજામિલની ઓરડીમાં જ પડી રહેતી. આખો દિવસ તેની પાસે બેસીને અજામિલની ઇચ્છા પ્રમાણે ધર્મ અને નીતિનાં પુસ્તકો વાંચી સંભળાવતી. અજામિલમાં ચેતન આવ્યું, જીવનમાં સુખનો સંચાર થયો, દરિયા કિનારાનો બાગ, પેલો યુવાન વેદિયો, મેનાની નિષ્કાળજી એ બધાં દુઃખનાં વિચારનાં વાદળ વિખરાયાં. મનમાં જ તે વિચારતો "એ તો મારી મિથ્યા ભ્રમણા હતી." તેના સુખશાંતિની સીમા ન રહી. જંકુડાની ગુફાના બનાવથી તેની ગભરામણનો, ચિંતાનો પાર ન રહ્યો હોત, પણ આ સુખશાંતિની ધુનમાં એ પ્રસંગ તે વિસરી ગયો.

એ ગુફામાંથી તે નાસી છુટયો હતો, તે કયાં ગયો એ કોઇ જાણતું ન હતું, એટલે એ બાબતની ઉપાધિ ન હતી. માત્ર એ પ્રસંગ યાદ આવતાં પેલા કંગાળ કુટુંબ તરફ તેને દયા ઉપજતી. તેઓ કેદમાં ગયા હતા એટલે બીજી ધાંધલ મચાવી શકે તેમ ન હતું, પરંતુ એ દુઃખી દંપતીની કેદમાં કેવી દુર્દશા થતી હશે એ વિચાર કોઇ કોઇ વખતે તેના દયાળુ હૃદયને વ્યથિત કરતો.

મઠમાં મેનાને સંગીતનું જ્ઞાન મળ્યું હતું. તેના કોકિલકંઠી ગાનથી અજામિલના કાનમાં અમૃત રેડાતું, અને પોતાના દુઃખને વિસારે પાડવા ઘણી વાર તે મેના પાસે ભજનીયાં ગવરાવતો. મઠનો માળી પુલીયો ભજનનો શોખીન હતો અને મેનાની તીવ્ર સ્મરણશક્તિને લીધે એ ભજન મેનાએ કંઠાગ્ર કર્યાં હતાં. મહાત્મા ગરીબદાસજીનો આ શિષ્ય અજામિલ પ્રભુસ્મરણમાં લીન બનતો અને એ સ્વર્ગીય આનંદ મેનાના બુલબુલ જેવા સુકોમળ સ્વરસંગીતથી અનેક ગણો વધતો.

વસંતઋતુ આવી અને તેને વધાવી લેવા વૃક્ષો નવપલ્લવ બની પુષ્પથી લચકાઈ જવા લાગ્યાં. આખો દિવસ પોતાની ઓરડીમાં બેઠી બેઠી મેના કંટાળી જશે એ વિચારથી અજામિલે બંગલાની આગળના ભાગમાં આવેલા નાના બાગમાં ફરવાનો આગ્રહ કર્યો. અને મેના તે આગ્રહને વશ થઇ. અજામિલ રસ્તા ઉપરની જાળીમાંથી કોઇ પોતાને જોઇ લે એ બીકનો માર્યો બાગમાં કવચિત જ આવતો.

વસંતનાં વધામણાં કોને પ્રિય ન હોય? મેના જ્યારે કંટાળતી ત્યારે પોતાના દિવાનખાનાની આગળના ભાગમાં આવેલા—રસ્તા ઉપર પડતા બાગમાં ફરતી અને કામણગારા વસંતે કુદરતમાં કરેલા અજબ ફેરફારને જોઇ હર્ષપ્રફુલ્લ બનતી. ઘા રુઝાયા પછી એક દિવસ અજામિલ મેનાના દિવાનખાનામાં આવ્યો અને બંને બાગમાં ફરવા ઉતર્યાં. રંગબેરંગી પુષ્પો તરફ દર્પભેર જોતી, રોપાઓ સાથે રમત કરતી મેનાના હર્ષપ્રફુલ્લ વદન અને ચમકતી આંખોને જોઇ અજામિલના આનંદનો પાર રહ્યો નહીં. મનમાં જ તે બબડ્યો, "આ બધો આ ઘાનો પ્રતાપ!"

## પ્રકરણ ૨૭ મું
## ભીડ ભાંગી !

જીવો ભીખારી આજ સવારનો ભૂખ્યો હતો. આગલે દિવસે પણ તેને પેટ પુરતું ખાવા નહોતું મળ્યું. ગમે ત્યાંથી પણ કંઇક ખાવાનું મેળવી પોતાની ક્ષુધાને શાંત કરવા તેણે નિશ્ચય કર્યો.

રખડતો રખડતો તે માહિમ પાસે આવી લાગ્યો. 'રખડતા રામ' જેવા જીવાએ મુંબઈ અને આસપાસના પરાંનો ખૂણેખૂણો જોઇ લીધો હતો અને મહંતની વાડી તેના લક્ષમાં જ હતી. એ વાડીમાં નારંગી અને જમરુખનાં વૃક્ષો તેણે ધારીધારીને જોયાં હતાં, પાકાં ફળો જોઇ તેના મોંમાં ઘણી વાર પાણી આવતું, અને જમરુખનો એકાદ ઝુમખો તફડંચી કરાય તો ઘણા દિવસની ભૂખ ભાંગે એ ઇચ્છાથી તે વાડી આગળ આવ્યો. વાડીને થોરની વાડ હતી અને વચમાં અવરજવર માટે એક ઝાંપો રાખ્યો હતો.

રસ્તો નિર્જન હતો. ચકલું સરખુંય ફરકતું નહોતું. સંધ્યાકાળ વિત્યો હતો. જીવાએ જાણ્યું કે, 'લાગ ઠીક આવ્યો છે.'

ઝાંપો ઉઘાડવા માટે તેણે હાથ લંબાવ્યો, ઝાંપા ઉપર હાથ મૂકયો, પણ તરતજ ઉપાડી લીધો. ઝાંપાથી થોડેજ દૂર—બે ચાર ડગલાં આગળ એક પથ્થરની પાટ પડી હતી અને તે ઉપર એક વૃદ્ધ પુરુષ બેઠો હતો. તેની સામે ઉભેલી એક ડોશી બડબડાટ કરી રહી હતી. ખંધો જીવો ઝાંપાની બાજુમાં વાડમાં પડેલાં છીંડામાં ભરાઇ સાંભળવા લાગ્યો.

"મહંતજી !" ડોશી બોલવા લાગી.

"મહંતજી !" જીવો મનમાં જ બબડ્યો, "આ તો કોઇ ભક્તરાજ લાગે છે."

વૃદ્ધ પુરુષ વિચારમગ્ન હતો. ડોશી પુનઃ બોલી, "મહંતજી !"

મહંતની નજર જમીન તરફ જ હતી તેણે કહ્યું, "કેમ, બહેન ?"

"ઓહોહો આ તો બહેન નિકળ્યાં," જીવો છીંડા નીચે સુતો સુતો જ મનમાં બબડ્યો; "હું તો ધારતો હતો કે આ વરરાજા અને વહુરાણી હશે !"

ડોશી બોલી, "આવી કકડતી ટાઢમાં તાપણા વિના કેમ ચાલશે? લાકડાવાળો તો સાફ ના કહે છે કે, રોકડા પૈસા વિના હવે બિલકુલ નહી આપું."

"તેમાં શું? સૂર્યનો તાપ તો છેને?" મહંતે ટુંકો ઉત્તર વાળ્યો.

"એ તો ઠીક, પરંતુ મોદી પણ અનાજ આપવાની ના કહે છે.'

"એ પણ ઠીક, કારણ આપણે હવે અન્નનો ત્યાગ કરવો છે."

"એકલા દુધપર રહેશો? અરે દુધે ક્યાંથી મળશે? ગવલી હવે ઉધાર આપવાની સાફ ના પાડે છે."

"એ પણ ઠીક."

ડોશી ચીરડાઇ, "શું કપાળ ઠીક? તમારે તે જીવવું છે કે ભૂખ્યા મરી જવું છે?"

"કેમ, અનાજ કે દુધ વિના મરી જવાય? અરે આ વાડીમાં જોને જમરુખનો ફાલ કેવો આવ્યો છે? જમરુખ ખાઇને નહી જીવાય?"

"અરે પણ પૈસા વિના કંઈ તમારું ગાડું ચાલવાનું હતું. આ સ્વાર્થી સંસારમાં તો "વસુ વિના નર પશુ."

"શું કરું? મારી પાસે તો ફુટી બદામ પણ નથી."

ડોશી બબડતી ચાલી ગઈ. મંદિરમાં પુંજો કાઢવા, વાસણ સાફસુફ કરવા એક વૃદ્ધ બાઈ રોજ આવતી અને મહંતના માયાળુ સ્વભાવથી તેની દુ:ખી અવસ્થામાં તે સંભાળ રાખતી. મહંતની કફોડી સ્થિતિ જોઇ તેનું હૃદય દુભાતું અને બની શકે તેટલી તેની સેવા કરી છૂટતી.

મહંત એકલા પડ્યા, અને ઉંડા વિચારમાં ઉતર્યા. જીવો પણ વિચારમાં જ પડ્યો હતો. 'આ ભક્તરાજ જમરુખ ઉપર જીવવાનો વિચાર કરે છે, અને હું પણ એ જ ભાંજગડમાં છું. આ બુઢિયો અહિંથી રફુચક થાય તો ખરો લાગ ફાવે.' અંતે મહંત ત્યાંથી ચાલ્યા જાય ત્યાંસુધી વાડની નીચેના છીંડામાં પડ્યા રહી જમવાને બદલે ઉંઘવાનો વિચાર કર્યો. તેણે આંખો મીંચી. તે ઉંઘતો નહોતો, શ્વાનનિદ્રા ભોગવતો હતો. સંધિ

પ્રકાશ રસ્તા ઉપર ઝાંખું અજવાળું પાડી રહ્યો હતો. તેણે એ માર્ગ ઉપર બે મનુષ્યાકૃતિ જોઇ, એક આગળ અને બીજી તેની પાછળ કેટલેક દૂર.

કુતરો ધુરકે તેમ જીવો બબડ્યો,"અરે આ કોઇ બે આ તરફ આવે છે."

આગળ ચાલનાર માણુસની કેડ વૃદ્ધાવસ્થાને લીધે વાંકી વળી ગઇ હતી, શરીર ઉપર મેલાં ફાટેલાં વસ્ત્રો હતાં, ચાલતાં ચાલતાં નબળાઇને લીધે તેના પગ ફુગી જતા હતા. પાછળ આવનાર ટટાર, મજબુત અને કદાવર બાંધાનો પુરુષ હતો. વૃદ્ધના પગલે પગલે તે ચાલતો હતો અને તેની ધીરી ચાલમાં એવી તો સાવચેતી, એવી તો ચંચળતા હતી કે તે વૃદ્ધની પાછળ પડ્યો હોય એમ લાગતું હતું. આ પુરુષનો દેખાવ ક્રૂર, બિહામણો લાગતો હોય તેમ તેના દેખાવ ઉપરથી જણાતું હતું. મોનો અડધો ભાગ બોકાનીમાં ઢંકાયલો હોવા છતાં આ માણુસને જીવાએ ઓળખ્યો. તે મૂળુ હતો. બીજો આદમી ઓળખી ન શકાયો, પરંતુ તે કોઇ વૃદ્ધ સદ્‌ગૃહસ્થ છે એવી જીવાની ખાત્રી થઇ. તેણે માની લીધું કે પાછળ પડેલો માણુસ જરૂર કંઈ નવાજુની કરવાનો ઇરાદો રાખે છે.

તે છીંડા નીચે ભરાયો હતો એટલે તેને કોઈ જોઈ શકે એમ નહોતું, પરંતુ તે બધું સ્પષ્ટ જોઈ શકતો. મૂળુ આવા નિર્જન સ્થળમાં, આવા અંધકારમાં, જરૂર કંઈ ભયંકર જાળ ફેલાવશે એમ જીવાને લાગ્યું. અને આ ખંધા રખડતા છોકરાને પણ વૃદ્ધ ગૃહસ્થ ઉપર દયા ઉપજી. 'શું કરું? વચમાં પડુ? ગૃહસ્થને ચેતવું?' માલકાંકણા જેવા જીવાએ વૃદ્ધ ગૃહસ્થને મદદ કરવાની હામ બીડી. જો કે એ બિચારો જાણતો હતો કે એ વૃદ્ધને અને પોતાને મૂળુ જેવો રાક્ષસ કોળિયો કરી જાય એવો હતો. જીવો આમ વિચાર કરતો હતો એટલામાં એકાએક મૂળુએ એ ડોસા ઉપર અણધાર્યો હુમલો કર્યો. વાઘ શિયાળ ઉપર તરાપ મારે, કરોળિયો માખીને ઝડપે તેમ મૂળુ ડોસા ઉપર કૂદી પડ્યો અને બાથમાં બીડી તેને જમીનદોસ્ત કરવાનો યત્ન કરવા લાગ્યો. જીવો મહા મુશીબતે ચીસ પાડતો રહી ગયો.

પળ વારમાં બેમાંથી એક આદમી ધબ દઇને જમીન ઉપર પડ્યો. બીજો તેની છાતી ઉપર ચડી બેઠો હતો અને નીચે દબાયલો માણુસ

પથ્થર જેવા ઘુંટણના દબાણથી અકળાતો મુંઝાતો, જેમ તેમ શ્વાસ લેતો ઉંઉંઉંકારા કરી રહ્યો હતો. જીવાએ ધાર્યું હતું કંઇ અને અહીં બન્યું કંઇ. ભોંય ભેગો થયેલો માણસ મૂળુ હતો અને તેને દબાવનાર પેલો વૃદ્ધ ગૃહસ્થ! જીવો સંતાયો હતો ત્યાંથી થોડે જ દૂર આ બનાવ બન્યો, અને જીવો બધું સ્પષ્ટ જોઇ શક્યો. વૃદ્ધ ડોસાને પ્રથમ લાગેલા આંચકાનો તેણે એવો તો બદલો વાળ્યો કે હુમલો કરનાર જ ચત્તોપાટ થઇ જમીન ઉપર પડ્યો.

"આ ડોસો તો જબરો નિકળ્યો." જીવો મલકાયો અને આનંદના આવેશમાં તેણે તાળી પાડી. તાળીનો અવાજ મલ્લયુદ્ધ કરનાર આ બેમાંથી કોઇએ સાંભળ્યો નહીં, કારણ બંને પોતાનું જોર અજમાવવામાં પડ્યા હતા.

થોડી વારમાં ત્યાં શાંતિ ફેલાઇ. મૂળુનો દીર્ઘ શ્વાસોચ્છ્વાસ બંધ પડ્યો. જીવો વિચારવા લાગ્યો, "શું તે રામબોલો થઇ ગયો?" એ ગૃહસ્થે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહોતો. તે ઉઠ્યો અને મૂળુ તરફ જોઇ બોલ્યો, "ચાલ ઉઠ."

મૂળુ ઉઠ્યો, ઉભો થયો, ગૃહસ્થે તેને પકડી રાખ્યો હતો. મંત્રે વશ કરેલા વરુની માફક મૂળુ ઘુરકી રહ્યો હતો.

જીવાને આ તમાશો જોવામાં બહુ રસ પડ્યો. તેણે કાન સરવા કર્યા અને આંખો તીક્ષ્ણ બનાવી.

ગૃહસ્થે પ્રશ્ન કર્યો, "તને કેટલાં વર્ષ થયાં?"

"ઓગણીસ," મૂળુએ ઉત્તર આપ્યો.

"ઠીક. તું લાગે છે તો જોરાવર જુવાન. ત્યારે કામ કેમ નથી કરતો?"

"એ જંજાળમાં કોણ પડે?"

"તારો ધંધો?"

"આળસ."

"સીધો જવાબ આપ. તારા માટે હું શું કરું? કહે તારી શી ઇચ્છા છે?"

"લુંટારો બનવાની."

જવાબમાં હળાહળ તોછડાઇ હતી. ગૃહસ્થ વિચારમાં પડ્યો હતો. મૂળુનો હાથ તેણે છોડ્યો નહોતો. યુવાન લુંટારો વારે ઘડીએ પાંજરામાં પકડાયલા હિંસક પ્રાણીની માફક ધમપછાડા કરતો, આંચકા મારતો, શરી-

રના અવયવને આડાઅવળા હલાવતો નાસી છૂટવાનો યત્ન કરતો હતો. ગૃહસ્થ તદ્દન બેદરકાર હોય તેમ મૂળુના બન્ને હાથનાં કાંડાં પોતાના હાથમાં દબાવી ઉભો હતો અને તેની લોખંડી મુઠીમાં મૂળુનાં કાંડાં કકડતાં હતાં.

ગૃહસ્થ વિચાર કરી રહ્યો હોય તેમ ઉંચે જોઇ અંધકારમાં નાસી છૂટવા ફાંફાં મારી રહેલા મૂળુ તરફ જોઇ સ્પષ્ટ સાંભળી શકાય તેમ તેને ઉપદેશ આપવા લાગ્યો. જીવો લક્ષપૂર્વક સાંભળી રહ્યો.

"ભાઇ, તું હાથે કરીને તારું જીવન બગાડે છે. તું આળસને બહુ ચહાય છે એ તારું અજ્ઞાન છે. આળસ એ તો એક જાતનો કીડો છે, તે આપણા શરીરને ધીરે ધીરે કોરી ખાય છે અને આપણને આ જગતમાં નકામા જેવા બનાવી દે છે. હજી પણ ચેતવાનો સમય છે. માટે આળસનો ત્યાગ કરી ઉદ્યમી બન. ઉદ્યમ એ તો મનુષ્ય માત્રનો ખોરાક છે. ઉદ્યમ વિના મનુષ્ય ઢોર સમાન થઇ પડે છે. એને જંજાળ જાણીને એનો ત્યાગ કરનારને કુદરત સખ્ત શિક્ષા કરે છે. તું મહેનત નહી કરે તો પછી ગુલામ બનવું પડશે, અને એ ગુલામ કોનો? સ્વચ્છંદનો. મહેનતમાંથી, ઉપાધિમાંથી આ જગતમાં છટકી જવાતું જ નથી. એક તરફથી છૂટયા કે બીજી તરફ સપડાયા જ સમજો. તેની સાથે કાં તો મિત્રાચારી બાંધવી અથવા તો તેના ગુલામ થઇ રહેવું. એ સિવાય બીજો માર્ગ જ નથી. પ્રામાણિકપણે કાં તો કંઇ ઉદ્યમ આદરવો જોઇએ, નહી તો અધમ પુરુષની ગણનામાં ગણાવું જોઇએ. ખરા પરસેવાનો પૈસો કમાનાર માણસ સ્વર્ગસમું સુખ ભોગવે છે. આળસુ અભાગીયા જનો નરકસમ દુઃખમાં સડે છે. તારે મહેનત કરવી નથી, પણ તારા હૃદય ઉપર કેવો દુઃખભાર રહે છે તેનો તને અનુભવ નથી? આળસને લીધે તારાં અંગેઅંગ નકામાં થયાં હોય, દુઃખતાં હોય એમ તને નથી લાગતું? નજીવું કામ કરવું હોય તો પણ તેમાં તને કેટલી મુશીબત લાગે છે. ધીરધીરે આ જીંદગી જ તને કંટાળારૂપ લાગશે. ખાતાંપીતાં હરતાંફરતાં અને શ્વાસ લેતાં પણ તને 'તકલીફ' પડશે, એ બધા કામમાં આળસ ઉપજશે ત્યારે તારી કેવી વલે થશે?"

ગૃહસ્થ મૂળુના મુખ તરફ જોઇ રહ્યો. પોતાના કહેવાની કંઈ અસર થઈ હોય એમ ન જણાતાં વળી તે બોલ્યો, "ભાઇ, આળસુ માણસ પ્રામાણિકપણે પેટ ભરી શકતો નથી. પેટનો ખાડો પૂરવા માટે પછી તેને અપ્રામાણિકતાનો આશ્રય લેવો પડે છે. કંઈ કંઇ કાળાં ધોળાં કરવાં પડે છે. આડે માર્ગે ઉતરવું પડે છે. અરે! ચોરી અને લુંટફાટનો નિંદ્ય ધંધો કરવો પડે છે. કોઇના ઘરનાં તાળાં તોડવાં, કોઇનું ઘર ફાડવું, પારકાનું ધન ચોરવું, અરે, આળસથી પેદા થયેલી પોતાની હરામવૃત્તિને સંતોષવા લાગ ફાવે તો કોઇનું ખૂન પણ કરવું, એ આળસુ હરામીઓને મન રમત જેવું થઈ પડે છે. તેમનો સ્વભાવ જ એવો નિષ્ઠુર બની જાય છે અને આ બધાનું પરિણામ શું આવે છે તે ખબર છે? જેલ, કેદખાનું, અંધારી કોટડી, દેશનિકાલ, કાળાપાણી કે છેવટે ફાંસી. ભાઇ, હજી પણ મારું કહ્યું માન, અને શરીરના શત્રુ આળસનો ત્યાગ કર. આળસુ અને લુચ્ચા બનવામાં નામોશી છે, ઉદ્યમી અને પ્રામાણિક બનવામાં આબરુ અને જીવનનું સાર્થક છે. જા, પ્રભુ સદ્‌બુદ્ધિ આપે તો મારાં વચનો ઉપર વિચાર કરજે. વારુ, પણ મારી પાસેથી શું લુંટવાની ઇચ્છા હતી? આ કોથળી, નહીં? લે, આ રહી."

વૃદ્ધ ગૃહસ્થે મૂળુને છોડી દીધો અને પોતાની કોથળી તેના હાથમાં મૂકી. મૂળુએ કોથળીનું વજન તપાસ્યું, અને પોતે તે ચોરી લીધી હોય એવી સાવધતાથી પોતાના અંગરખાના ખીસામાં તે સેરવી દીધી. વૃદ્ધ ગૃહસ્થે પીઠ ફેરવી અને જાણે કંઇ બન્યું જ ન હોય એમ નિરાંતે ચાલ્યો ગયો.

"બુઢો બબુચક," મૂળુ બબડ્યો, અને તેની પાછળ જોઇ રહ્યો.

આ વૃદ્ધ ગૃહસ્થ કોણ હશે તેની વાંચકોએ અટકળ બાંધી હશે જ. ગરીબ નિરાધાર મનુષ્યોને છૂપી સહાય આપવા માટે રોજ રાતે બહાર નિકળનાર અજામિલ—એ જ આ વૃદ્ધ ગૃહસ્થ.

અજામિલ અંધકારમાં ભળી ગયો, દેખાતો બંધ થયો ત્યાં સુધી મૂળુ તેની પાછળ જ જોઇ રહ્યો. પોતાની પાસે જ શું બનતું હતું તેનું તેને ભાન નહોતું.

વૃદ્ધ ગૃહસ્થ ચાલવા લાગ્યો કે તરત જીવો છીંડામાંથી બહાર નિકળ્યો. નિકળતાં નિકળતાં તેણે ખાત્રી કરી લીધી કે મહંત હજી પથ્થર ઉપર જ બેઠો છે, અને તેની આંખ મળી ગઇ છે. વાડ આગળથી ધીરેધીરે અવાજ ન થાય એમ ચાલી જીવો પાષાણની મૂર્તિ સમ ઉભેલા મૂળુ પાછળ આવ્યો અને ધીરે રહીને તેના અંગરખાના જમણા પડખે રાખેલા ગજવામાં પોતાનો હાથ સેરવ્યો, અને હળવેહળવે પેલી અજામિલે આપેલી કોથળી કાઢી લીધી. કોથળીવાળો હાથ જરા ખણખણાટ ન થાય એવી સાવધાનીથી નીચે વાળી તે ચીત્તાની માફક લપાતો છૂપાતો પુનઃ વાડના છીંડા આગળ આવ્યો, અંદર જોયું, અને મહંત ત્યાં જ છે એવી ખાત્રી કરી અને વાડાના ઝાંપાના ખૂણા આગળથી કોથળી અંદર ફેંકી, ચોરની માફક દોટ મૂકી મૂળુની નજર ચુકવી ત્યાંથી વંજો માપી ગયો.

મૂળુ વિચારગ્રસ્ત હતો. જીંદગીમાં પહેલી વાર જ તે આમ વિચારમાં ઉતરી પડ્યો હતો. આસપાસનો તેને ડર નહોતો, એટલે અજામિલ દેખાતો બંધ થયો કે તરત તે પોતાનાં હાડકાં દાબતો અને અજામિલ જેવો વૃદ્ધ ડોસો પોતાને કેવી રીતે હંફાવી શક્યો તેનો વિચાર કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

જીવાએ કોથળી ફેંકી તે બરાબર મહંતના પગ ઉપર જ આવી પડી અને મહંત ચમક્યો. ઉંઘતો નહોતો, તંદ્રાવસ્થામાં હતો. તેની તંદ્રા ઉડી ગઇ, અને વાંકા વળી તેણે કોથળી ઉપાડી લીધી. કોથળી ઉઘાડતાં તેમાં બે ખાનાં જણાયાં. એકમાં પૈસા અને પરચુરણ હતું અને બીજામાં વીસ-પચીસ રોકડા રૂપીઆ હતા. મહંત આશ્ચર્ય ચકિત બન્યો, તેણે પ્રભુનો પાડ માન્યો, 'અણીને સમયે ભગવાન્ સહાય કરે છે' એ પોતાની શ્રદ્ધા દૃઢ થઈ અને દ્રૌપદીનાં વસ્ત્રો અંતરિક્ષમાંથી ગરુડગામી શ્રીવિષ્ણુ ભગવાને પૂર્યાં હતાં તેમ પોતાની લાજ રાખવા પરમાત્માએ આ કોથળી અંતરિક્ષમાંથી જ ફેંકી એમ તેણે માની લીધું. તેના મુખમાંથી સહજ જ ઉદ્‌ગાર નિકળી પડ્યા.

"ભક્તનકી ભીડ ભાંગી, પ્રભુ પ્યારા, ભક્તનકી..."

## પ્રકરણ ૨૮ મું
## કોણ હશે?

મેના ધીરેધીરે સંજોગોને વશ થતી હોય એમ જણાતું હતું. તેના પ્રેમરૂપી અગ્નિ ઉપર વિસ્મરણરૂપી રાખના થર જામી ગયા હોય એમ જ દેખાતું હતું. પરંતુ વસ્તુસ્થિતિ જૂદી જ હતી. ચાર પાંચ મહિના થયાં માધવને જોયો જ ન હોવાથી, તેનો પત્તો ન હોવાથી પ્રારંભમાં જ જણાતી તેની ઉત્કંઠા અને આતુરતાનો અભાવ તેનામાં જણાતો હતો, પરંતુ માધવની મૂર્તિ તેના મગજમાંથી ભૂસાઈ ગઈ નહોતી.

એક દિવસ સાંજે મેના બંગલાની આગળના બાગમાં સળિયાના કઠોડા આગળ ફરતી હતી તેવામાં તેની નજર માર્ગ ઉપર જતાં એક ઘોડેસ્વાર તરફ ગઈ. તે ફક્કડ યુવાન હતો. કુદરતે બક્ષેલા સૌંદર્ય કરતાં વિશેષ સુંદર દેખાવા માટે તેણે માથાના વાળ ઓળવામાં, મુછને મરોડદાર બનાવવામાં, મોંને ચકચકતું રાખવામાં ટાપટીપ કરેલી સાફ દેખાઇ આવતી હતી. પોષાકમાં પણ ખાસ કાળજી આપવામાં ન્યૂનતા નહોતી રાખી. કોઈ અલબેલો યુવાન પ્રેમ પંથે પરવરવા પ્રયત્ન કરી રહ્યો હોય એવો તેના આડંબર ઉપરથી આભાસ થતો હતો.

મેનાએ આ ફક્કડને જોયો. પળવાર તેને ધારી ધારીને જોવા જ કર્યું. પેલા યુવાનની પણ તે તરફ નજર ગઈ અને તેની નજર એ ખીલતી કુસમ કળી ઉપર ઠરી.

એ ચાર દિવસ સુધી બરાબર એજ વખતે તે ત્યાંથી પસાર થતો, સળિયાવાળા કઠોડાને વીંધીને તેની નજર બાગ સુધી જતી અને મેનાને જોઇ મલકાતો. તેની સાથે તેના એક બે મિત્રો પણ રહેતા. તેઓ ફક્કડની ખુશામત કરતા, "જૂઓ, જૂઓ, પેલી દેવાંગના તમને વરમાળા પહેરાવવા કેટલી બધી આતુર છે? અરે એનું રૂપ તો જૂઓ, જાણે નરી રંભા કે મેનકા!"

"મૂર્ખાઓ છો મૂર્ખો!" ફક્કડભાઈ ખીલતાં, "હું એવો નવરો છું કે એના તરફ નજર કરું. એવી તો બારસેં ને બાણું કન્યાઓ મારા તરફ તાકી રહે. મને કયાં એ બધા તરફ નજર કરવાની ફુરસદ છે!"

આજ વખતે બિચારો માધવ મેનાની શોધમાં શેરીએ શેરીએ ભટકતો હતો અને "પ્રભુ, ક્યાંઇથી મેનાનો પત્તો મેળવી આપ!" એમ હતાશ બની મનમાં પોકારી રહ્યો હતો. વિધિની આ કેવી વિચિત્રતા!

કુક્કડભાઇના મિત્રો ભ્રમણામાં પડ્યા હતા. મેના એના ઠાઠને, એના આડંબરને જોઇ રહેતી. માત્ર આંખો જ ત્યાં ખેંચાતી, હૃદય નહી. તેને જોતાં જ માધવ યાદ આવતો. બંનેની તુલના થતી અને માધવ આના કરતાં અનેક રીતે શ્રેષ્ઠ જણાતો હતો. માધવમાં તે અજબ આકર્ષણ જોતી હતી. મેના તેને સદ્‌ગુણનો ભંડાર માનતી હતી.

આ પ્રસંગે માધવનું સ્મરણ કરાવ્યું, મૂર્છાવસ્થામાં પડેલો પ્રેમ જાગૃત થયો. મેના માધવનું ચિંતન કરવા લાગી.

અજામિલ થોડા થોડા વખતને અંતરે ક્યાંઇક જતો હતો અને એક બે દિવસમાં જ પાછો આવી જતો. તે ક્યાં જતો હતો તે કોઇ જાણતું નહોતું. મેનાને પણ ખબર નહોતી. માત્ર તે એટલું જોઇ શકી હતી કે, જ્યારે જ્યારે પૈસા ખલાસ થઇ જાય છે અને નાણાંની ભીડ પડે છે ત્યારે ત્યારે અજામિલ બે ત્રણ દિવસ ક્યાંઇક ચાલ્યો જાય છે.

આજ તે બહાર જવા તૈયાર થયો અને મેનાને તથા નાનીને ભલામણ કરી, "હું ત્રણ દિવસમાં પાછો આવીશ, સંભાળીને રહેજો." સરદાર ભુવનમાં ત્રણને બદલે બે જ મનુષ્યો રહ્યાં.

રાત પડી. નાની નીચે રસોડામાં જ સુતી હતી. મેના પોતાના ખંડમાં એકલી પડી. તેને બધું સુનું સુનું લાગ્યું, પથારીમાં પડી પણ ઉંઘ ન આવી. થાકી, કંટાળી, ખીંટી ઉપર ભેરવેલી વીણા ઉતારી, વીણાના મધુર સ્વરમાં મેનાનો કોમળ કંઠ ભળ્યો અને ખંડ રણઝણી ઉઠ્યો. કોકિલા કુજન કરતી હોય એમ મેનાના મુખમાંથી રસપ્રવાહ વહેવા લાગ્યો.

સંગીત પૂરું થયું અને વીણાનો ઝણકાર પણ એ ખંડમાં દિવ્ય મીઠાશ ફેલાવતો ગયો. મેના થાક ઉતારતી હોય તેમ શાંત બની.

એ શાંતિમાં તેણે કંઇ અવાજ સાંભળ્યો, બાગમાં કોઇ ફરતું હોય એમ લાગ્યું, "અત્યારે એ કોણ હશે? બાપુ તો બહાર ગયા છે, નાની

નિદ્રાવશ છે, અત્યારે મોડી રાતે આ બંગલા આગળ બાગમાં કોણ આવ્યું હશે?" તે ઉઠી, વીણાને ખીંટીએ ભેરવી, બારી પાસે આવી અને કાન દઇ સાંભળવા લાગી. બહુ જ સાવચેતીથી કોઇ ચાલતું હોય એવાં ધીમાં પગલાં સંભળાયાં. તરત જ તે નીચે ઉતરી અને નીચેના ઓરડાની બારી ઉઘાડી બારીના સળિયામાંથી બાગમાં નજર કરી. ચંદ્ર પૂર્ણ પ્રકાશી રહ્યો હતો, બાગમાં કોઈ નહોતું. ત્યાં સંપૂર્ણ શાંતિ ફેલાઇ હતી. માર્ગ ઉપર પણ બધું શૂન્યકાર દીસતું હતું.

મેનાને લાગ્યું કે પોતે અવાજ સાંભળ્યો હતો તે ભ્રમણા માત્ર હશે.

બીજે દિવસે રાતે મેના બાગમાં ફરતી હતી. અજામિલના, ગઈ કાલ રાતના બનાવના, માધવના વિચારો કરવામાં તે ગુલતાન બની હતી. એટલામાં કાલ રાતના જેવો જ અવાજ પોતે સાંભળ્યો હોય એમ તેને લાગ્યું અને તેનાથી થોડે જ દૂર વૃક્ષની ઘટા નીચે કોઇ તેની પાછળ આવતું હોય એવી ભ્રાંતિ થઇ. 'અરે! એ તો ઝાડની ડાળીઓ ખખડતી હશે' કરી મન મનાવ્યું, અને આગળ ચાલી. વચમાં બાગમાંથી ખેંચી કાઢેલા નિંદામણનો ઢગલો પડ્યો હતો. તેની પાછળ–ઉંચે આકાશમાં ચંદ્ર ઉગ્યો હતો, તેના તેજથી મેનાનો પડછાયો એ નિંદામણના ઢગલા ઉપર પડ્યો અને તે ચમકી. એક બીજો પડછાયો પોતાના પડછાયાની બાજુમાં જ તેણે જોયો અને તે ગભરાઈ. પોતાની પાછળ જ ઉભેલા કોઇ પુરુષની જ એ પ્રતિછાયા છે એમ તેને લાગ્યું અને તે ભયથી કંપી ઉઠી.

મેના ન એક શબ્દ સરખો બોલી શકી કે ન ચીસ પાડી શકી. પોતાની પાછળ જોવાની તો હિંમત જ ક્યાંથી આવે? ધીરે ધીરે તેણે કાળજું કઠણ કર્યું અને પાછળ જોયું ત્યાં કોઇ જ નહોતું. ફરી નિંદામણના ઢગલા ઉપર જોયું તો ત્યાં અગાઉની માફક બીજો પડછાયો ન દેખાયો. જરા વધારે હિંમત ધરી તે વૃક્ષો તરફ ગઇ, દરેકે દરેક રોપા તપાસી વળી, જાળીવાળા કઠોડા આગળ જઇ જોયું, પણ કોઇ ન મળે, તેની કાયા કંપવા લાગી. શું એ ભ્રમણા હતી? એમ બને જ કેમ? એકાદ વખત એવી ભ્રમણા કદાચ થાય. પરંતુ બે દિવસ લાગલાગટ એમ કેમ બને? એ ભૂત તો ન હોય?

ત્રીજે દિવસે અજામિલ પાછો આવ્યો. મેનાએ તેને આ બીના જણાવી. અજામિલ વિચારમાં પડ્યો. "અરે એ તો ખાલી ભ્રમણા," એમ કહી તેણે મેનાના મનનું સમાધાન કર્યું, પણ તેને પોતાને ચેન પડ્યું નહી. તે બાગમાં આવ્યો અને કઠોડા સુધીનો બધો ભાગ બારીકાઇથી તપાસ્યો.

રાતે મેના ઉંઘમાંથી જાગી ઉઠી. અત્યારે પણ તેણે ગત બે રાત્રિની માફક જ અવાજ સાંભળ્યો અને તે ઉઠીને બારી પાસે આવી. બારી ઉઘડતાં જ હાથમાં મોટી ડાંગ સાથે બાગમાં ફરતા એક આદમીને તેણે જોયો અને તેનાં હાંજાં ગગડી ગયાં. તે ચીસ પાડવા જતી હતી તેવામાં ચંદ્રના પ્રકાશમાં તે આદમીનું મુખ ઝબકયું, અને તેણે જોયું કે એ તો તેના બાપુ—અજામિલ છે.

મેના મનમાં જ હસી અને પથારીમાં પડતાં પડતાં બોલી, "બાપુને પણ બહુ બીક લાગી જણાય છે."

બીજે દિવસે પણ મેનાએ જોયું કે, અજામિલ પોતાની ડાંગ સાથે બાગમાં આતુરતાથી ફરતો હતો. ત્રીજે દિવસે રાતના બાર વાગ્યા પછી કોઇ ખડખડાટ હસતું હોય એમ મેનાએ સાંભળ્યું અને 'મેના!' એ શબ્દ કાને પડ્યો. તે સફાળી ઉઠી, વસ્ત્રો ઠીકઠાક કર્યાં અને બારી ઉઘાડીને જોયું તો તેનો પિતા અજામિલ નીંદામણના ઢગલા પાસે ઉભો હતો.

"અહિં આવ, જો, તારી ખાત્રી કરી આપું. આજ તારૂં ભૂત કે?"

મેના ત્યાં આવી અને ઘરના છાપરાના મોભ આગળ શોભા માટે રાખેલા લાકડાના ઝુમખા તરફ અજામિલે તેનું લક્ષ ખેંચ્યું. "જોયું, આજ પેલા આદમીનો પડછાયો. આજ એ ભૂત. અરે ગાંડી, એટલીએ ખબર ન પડી." તે ખડખડ હસ્યો અને મેનાએ પણ તાળી પાડીને હસવા માંડ્યું. પોતાની મૂર્ખતા અને નિર્બળતા ઉપર તે હાસ્ય ઉપજ્યું. અજામિલની એ ચિંતા ટળી અને મેના પણ પોતાના મનનું સમાધાન થતાં સ્વસ્થ બની.



# પ્રકરણ ૨૯ મું

## પ્રેમપત્રિકા

બાગમાં કઠોડા આગળ જ એક પથ્થરનો ઓટલો હતો. કઠોડા આગળ વેલાની ગુંચવણીથી ડાળી અને પાંદડાની જાળી જેવું થઈ ગયું હતું તેથી રસ્તે જનાર ન જોઈ શકે એમ આ ઓટલા ઉપર બેસાતું.

સંધ્યાકાળ વિત્યો હતો. અજામિલ બહાર ગયો હતો. મેના બાગમાં ફરતાં ફરતાં આ ઓટલા ઉપર આવી બેઠી હતી. મંદમંદ શીતળ વાયુ વાતો હતો અને એ પવનની લેહેરમાં મેના બાંક ઉપર બેઠી બેઠી ઉંડા વિચારમાં ઉતરી પડી. વાતાવરણમાં ઉદાસીનતા છવાઈ હોય, શોકનું સામ્રાજ્ય સ્થપાયું હોય એવી તેને લાગણી થઈ અને અચાનક તેની માતાની સુંદરીની છાયા તેના તરફ દયાર્દ્ર દૃષ્ટિએ જોઇ રહી હોય એવો ભાસ થયો.

મેના ઉઠી, ચેન ન પડતું હોવાથી બાગમાં ફરવા લાગી. ઝાડોનાં કુમળાં પાનને તોડતી, હવામા ઉછાળતી, ઘડીમાં ડાળીઓ સાથે હિંચકા ખાતી તે અંતે થાકી અને પુનઃ ઓટલા ઉપર બેસવાની ઇચ્છા થઇ. ઓટલા આગળ આવતાં તે ચમકી. 'આ શું? ઓટલા ઉપર આ પથરો કયાંથી? કયાંઇથી ઉડીને તો નથી જ આવ્યો, કારણ તે પડવાનો અવાજ તો સાંભળ્યો નથી. નક્કી કોઇએ જાળીમાંથી હાથ નાંખીને જ અહીં મૂકયો હશે' ક્ષણ માત્રમાં આ વિચારો ઉપરાઉપર આવ્યા અને એમ જ બન્યું હશે એમ માનવામાં તેને જરા પણ શંકા રહી નહી.

આ વિચાર આવતાં જ તે ભયભીત બની, પથરાને હાથ લગાવવાની હિંમત કર્યા વિના તે ત્યાંથી મુઠી વાળીને દોડી અને હાંફતી હાંફતી ઘરમાં જઇને બારણું બંધ કરી દીધાં. સાંકળ બરાબર વસાઈ છે કે નહી તેની બે ત્રણ વાર તેણે ખાત્રી કરી લીધી.

શ્વાસ હેઠો બેસતાં જ તેણે બૂમ પાડી, "નાની મા! ઓ નાની મા." વિવેકી મેના નાનીને 'નાની મા' કહીને જ બોલાવતી.

નાની ત્યાં આવી અને તેની આ સ્થિતિ જોઇ વિચારમાં પડી, "કેમ બહેન?"

"બાપુ આવ્યા છે કે નહી?"

"ના બહેન."

અજામિલને રાતે રખડવાની, ગરીબ ગુરબાંઓની ખબર અંતર પૂછી તેમને મદદ કરવા જવાની ટેવ હતી. તે ઘણું ખરું મોડી રાતે પાછો ફરતો.

"નાની મા, જોજે, બારી બારણાં બરાબર બંધ કરજે અને સાંકળ તેમ જ આંકડી આગળીયા બરાબર વાસ્યાં છે કે નહી તેની ખાત્રી કરજે."

"અરે એમાં તે મને કહેવું પડે?"

નાનીનું કામ ચોક્કસ હતું એ મેના જાણતી હતી છતાં તેણે કહ્યું. "જુઓ આ તો ઉજ્જડ વગડા જેવું છે."

"છે તો એવું જ તો," નાનીએ ઉભરો કાઢવા માંડ્યો; "કોઇ આવીને ખુન કરી જાય તો આપણો ઉંકારો પણ સાંભળે એવું નથી અને વળી અધુરામાં પૂરું બાપુ પણ આ ઘરમાં સુતા નથી. પણ તમારે જરાય ગભરાવું નહીં હો. હું આવડી મોટી બે સાવજ ધરાય એવી અહીં પડી છું ને તમારું નામ કોણ લે? ઉંઘમાં કોઇ માથું વાઢી જાય તો કહેવાય નહી, બાકી હું જાગતી હોઉં તો તો ભલભલાને પહોંચું."

"એ તો ઠીક, પરંતુ જોજે, બધું બરાબર વાસજે."

નાનીની વાતથી વિશેષ ભયભીત બનેલી અને અગાઉ રાત્રિએ જોયેલા ભૂતના સ્મરણથી અકળાયલી મેનાને પથ્થરની વાત નાનીને જણાવવાની હિંમત ન થઇ, વખતે નાની બારણું ઉઘાડે ત્યારે એ માણસ ઘરમાં પ્રવેશ કરે તો? બધાં બારીબારણાં બરાબર બંધ છે તેની ખાત્રી કરી, પોતાનો ખંડ બરાબર તપાસી, ખાટલા નીચે ડોકીઉં કરી તે પથારીમાં પડી, પણ ઉંઘના સાસા પડ્યા. આખી રાત તરફડીયાં મારી તેણે પૂરી કરી. ઉંઘમાં પણ એજ પથરો, જાણે એ પથ્થરે મોટો થતો જઇ પહાડનું સ્વરૂપ ધર્યું ન હોય!

સૂર્યોદય થતાં જ તેનો ભય ભાગ્યો. રાતમાં માત્ર સ્વપ્ન જ આવ્યું હોય એમ લાગ્યું. 'અરે એ તો પેલા ભૂતની ભ્રમણા થઇ હતી તેવી જ ભ્રમણા થઇ હતી એમાં આટલી બધી હું કેમ ડરી ગઇ?'

સૂર્યદર્શનથી તેનામાં નવું તેજ આવ્યું. રાત્રિએ જણાતો ભય દિવસે નષ્ટ થાય છે. તે સવારમાં બાગમાં આવી અને ઓટલા તરફ ફરી. 'અરે, અહીં તો એ પથરો હજી પણ પડ્યો છે!' તેના મુખમાંથી ઉદ્‌ગાર નિકળી પડ્યા અને શરીર પરસેવાથી ભરાયું. પણ અત્યારે નિશાનો અંધકાર નહોતો. એ અંધકારમાં સ્વાભાવિક જ ઉપજતા ડરનો અત્યારે સંભવ નહોતો. જે વસ્તુ જોતાં રાતે ભય લાગ્યો હતો તે વસ્તુ જોવા અત્યારે જિજ્ઞાસા થઈ.

"જોઉં તો ખરી કે એમાં વળી કંઈ ચમત્કાર છે કે શું?" આમ બોલતાં જ મેનાએ તે પથરો ઉપાડ્યો. પથરો બહુ વજનદાર તો નહોતો, પણ તેની નીચે કંઈ દબાઈ રહેલી વસ્તુ જણાઈ. મેના આશ્ચર્યચકિત બની જોઈ રહી. 'આ કાગળ શાનો? અહીં આમ કોણે દબાવ્યો હશે?' તેણે કાગળ ઉપાડી લીધો. કાગળની ચાર પાંચ ઘડી વાળેલી હતી, ઉપર કોઈનું સરનામું નહોતું, કોને માટે તે લખાયો છે એ સમજી શકાય તેમ નહોતું.

મેનાની જિજ્ઞાસા ઉશ્કેરાઈ, 'જોઉં તો ખરી કે એમાં શું લખ્યું છે?' તેણે કાગળની ઘડી ઉકેલી તો તેમાંથી કાગળના છૂટા કટકા નિકળી પડ્યા. દરેક કટકામાં કંઈક લખ્યું હતું. નહોતું તેમાં લખનારનું નામ કે નહોતું પત્ર કોને સંબોધીને લખાયો છે તેનું નામનિશાન. આવા કાગળ કોણે લખ્યા હશે? અને તે પણ અહીં જ શા માટે મૂકી ગયો હશે? ઓટલા ઉપર પથ્થર નીચે દબાવીને રાખ્યા છે એટલે જરૂર પોતાને માટે જ કોઈએ મૂક્યા હોય અને તે પણ જાળીમાંથી હાથ નાંખીને જ માર્ગ ઉપર ઉભા ઉભા કોઈએ મૂક્યા હોય એમ તેને લાગ્યું. ધ્રુજતા હાથમાં પકડેલા આ કાગળ ઉપરથી પોતાની દૃષ્ટિ ખસેડવા તેણે વૃથા પ્રયત્ન કર્યો. રક્તવર્ણી ક્ષિતિજ તરફ, સૂર્યપ્રકાશિત ભૂમિ તરફ અને આકાશમાં ઉડતાં પક્ષીઓ તરફ વારાફરતી નજર ફેરવી, પરંતુ ક્યાંઈ દૃષ્ટિ ન ઠરી. પત્રમાં શું લખ્યું છે તે વાંચવાની જિજ્ઞાસાને તે રોકી શકી નહી. તેની આંખો એ પત્રમાં લખેલા અક્ષરો ઉપર રમવા લાગી. એક પછી એક પત્રના કટકા તે વાંચવા લાગી:—

પહેલા પત્રમાં એક સંસ્કૃત શ્લોક અને તેનો ભાવાર્થ લખ્યો હતો. મેનાને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું. તેણે ભાવાર્થ વાંચવા માંડ્યો. મહાકવિનો એ શ્લોક તથા ભાવાર્થ આ પ્રમાણે લખ્યાં હતાં:—

बन्धनानि खलु सन्ति बहूनि प्रेमरज्जुकृतबन्धनमन्यत् ।
दारुभेदनिपुणोऽपि षडङ्घ्रिर्निष्क्रियो भवति पङ्कजकोषे ॥

ભાવાર્થ—દુનિયામાં બંધનો અનેક પ્રકારનાં હોય છે, પણ પ્રેમરૂપ દોરીનું બંધન કોઈ જૂદા જ પ્રકારનું છે. લાકડાનો ભેદ કરી બહાર નિકળવાને માટે ચતુર એવો ભમરો ( પ્રેમ બંધનમાં બંધાઈ ગયેલો ) કમળની કળીમાંથી બહાર નિકળવાને ક્રિયારહિત બની જાય છે. મતલબ કે પ્રેમનું બંધન અને તેનો પ્રભાવ સર્વ કરતાં જબરો છે.

મેનાએ કાગળનો બીજો કટકો કાઢ્યો, તેમાં માત્ર બે લીટી જ લખેલી હતી:—

વિયોગે ભૂલાયે પ્રીતિ, જન વૃથા એમ વદતાં;
ભુલાયે ભુંસાયે, પ્રીતિ, નહી જ એ સ્વાર્થ સ્વપ્ના.

મેના એક પછી એક કાગળના કટકા ફેરવતી ગઈ અને વાંચતી ગઇ.

કહેવાય છે કે, પ્રેમ આંધળો છે, પણ હું તો કહું છું કે પ્રેમી આંધળા છે.

પ્રિય વસંત, તું મારો પ્રેમસંદેશ નહી પહોંચાડે ?

કયાં ગઈ? કયાં ગઇ મારા મનમંદિરની મોહિની?

એ દરિયા કિનારેના બાગમાં તો દેખાતી નથી. અરે પેલા ઘરમાં પણ રહેતી નથી. ત્યારે કયાં છે ? કોઇ મને તેનો પત્તો આપશે ?

મેઘદૂતની માફક મારો સંદેશો તે કોણ લઇ જાય ? હતભાગીના ભાગ્યમાં એવો સુયોગ કયાંથી ?

અરે કોઇ આવો અને જુઓ, આ પ્રેમઘેલા પૂજારીની દશા. શેરીએ શેરીએ ભટકું છું, રઝળું છું, રખડું છું. નથી મને ખાવાપીવાનું ભાન કે નથી પહેરવા ઓઢવાનું ભાન. માત્ર એક જ રઢ લાગી છે. શું કરું ? પ્રભુ કંઈ માર્ગ બતાવીશ ?

મેના જેમ જેમ આ વાંચતી ગઈ તેમ તેમ તેના અંતરના તાર રણઝણી ઉઠ્યા. હૃદયમાં દબાયલી લાગણીઓ ઉછળી અને આ પત્રો કોણે લખ્યા હશે તેનો વિચાર કરતાં કરતાં અવનવા વિચાર તરંગોમાં તણાવા લાગી. તેને સમજણ ન પડી કે આ તે કોઈ પ્રેમઘેલાની પ્રેમપત્રિકા છે કે કોઇ ચીરાતા હૃદયના મર્મભેદી ઉદ્‌ગારો છે? મેના શૂન્ય દૃષ્ટિએ એ કાગળના ટૂકડાઓ તરફ જોઇ રહી.

---

## પ્રકરણ ૩૦ મું
## મેના માધવ

મેના આ પ્રેમપત્રિકા વાંચતી ગઇ. તેમ તેમ તેને અવનવી લાગણીઓનો અનુભવ થતો ગયો. મોતીના દાણા જેવા અક્ષરો ઉપર તેની નજર ઠરી. આ કોણે લખ્યો હશે? તેના ઉપર નહોતી લખનારની સહી કે નહોતું જેને ઉદ્દેશીને એ વાકયો લખાયાં હતાં તેનું નામ. હૃદયના ઉભરા એક પછી એક ખાલી કરવામાં આવ્યા હોય એમ એ વચનો ઉપરથી સ્પષ્ટ સમજી શકાતું હતું. શાહીના ઝાંખા અને ઉજળા રંગથી દરેક કાગળ જૂદા જૂદા સમયે લખાયો હોય એવી કલ્પના સહજ થતી અને શબ્દોની ભાવનાથી એ કોઈ પ્રેમપૂજારીના અંતરના ઉમળકા હોય એમ મેનાને લાગ્યું.

"પણ એ લખનાર કોણ હશે? એ અહીં કોણ મૂકી ગયું હશે?" એ વિચારમાં મેના પડી. તેના અંતરાત્માએ સાક્ષી પૂરીઃ 'એજ, એજ તેના હૃદયમંદિરમાં રમી રહેલી મૂર્તિ, પેલો બગીચાવાળો યુવાન્. તે સઘળું સમજી. એ તેને ભૂલી શકયો નહી હોય, અહિં આવ્યો હશે અને જાળીવાળા કઠોડામાં હાથ નાંખી ઓટલા ઉપર આ પત્રો મૂક્યા હશે. એ તેને ભૂલી ગયો નહોતો, તો પોતે પણ ક્યાં તેને વિસારે પાડ્યો હતો? તેના તરફ પોતાનો પ્રેમ ભાવ અસ્ખલિત વહ્યો હતો.' મંદ પડતો પ્રેમાગ્નિ અત્યારે સતેજ બન્યો. પત્રનો શબ્દે શબ્દ તેના હૃદયને વ્યથિત કરવા લાગ્યો. 'જરૂર, આ એનો જ લખેલો. એની આંખોમાં પણ આવો જ ભાવ જણાતો હતો!' મેનાએ નિશ્ચય કરી લીધો.

મેનાએ એ પત્રો ફરી ફરીને વાંચ્યા, દરેક વખતે તેને તેમાં નવું જ રહસ્ય જણાયું. તે આ પત્રો વાંચવામાં રોકાઇ હતી તેવામાં પેલો ફક્કડ ઘોડેસ્વાર ત્યાંથી નિકળ્યો. ઘોડાના ડાબલાના અવાજથી મેના ચમકી અને તેની નજર એ ફક્કડ ઉપર પડી. પેલા યુવાને તેના તરફ જોઇ મંદ હાસ્ય કર્યું. મેનાને એ ફક્કડ મૂર્ખ, ઉદ્ધત અને અવિવેકી લાગ્યો. તેના તરફ જોતાં જ મેનાને એવો તો કંટાળો ઉપજ્યો કે તેણે પોતાનું મુખ ફેરવી લીધું અને ત્યાંથી સપાટાબંધ ચાલી ગઈ. ઘરમાં આવી પોતાનું દિવાનખાનું તેણે બંધ કર્યું અને નિરાંતે તે પત્રો પુનઃ પુનઃ વાંચી તૃપ્ત થઇ. સહસા તેણે એ પત્રોને ચુંબન કર્યું. પોતાની આંખોનો સ્પર્શ કરાવ્યો અને છાતી સાથે ચાંપ્યા. મેના અત્યારે સ્વર્ગમાં વિહાર કરતી હોય એવું સુખ અનુભવવા લાગી.

પરંતુ આ સુખ સત્ય નિવડશે કે સ્વપ્નવત્ એનો નિર્ણય તે કરી શકી નહી. અત્યંત હર્ષપૂર્વક તેણે એ પત્રો પોતાની કાંચળીમાં છૂપાવ્યા, હૃદય સાથે દબાવ્યા. સ્વર્ગીય આનંદથી તેના મુખ ઉપર ફેલાયલી લાલી જો અજામિલે આ વખતે જોઇ હોત તો તેના આશ્ચર્યનો પાર ન રહેત. તે બિચારો એ જ વિચાર કરે કે, મેનામાં આવો અજબ ફેરફાર ક્યાંથી થયો ?

પત્રોનો હૃદયસ્પર્શ મેનાને સુખકર નિવડ્યો. તે એમ જ માનવા લાગી કે કોઇ દેવદૂત પોતાને માટે આ સુખી સંદેશો લાવ્યો હશે અથવા તો પ્રભુએ તેના ઉપર કૃપા કરી મનના માન્યાનો મેળાપ કરાવવાનો તાગડો રચ્યો હશે. પ્રેમીજનો પ્રેમમાં પણ પ્રભુનો વાસ જુએ છે.

રાત પડી અને અજામિલ નિત્યનિયમ પ્રમાણે બહાર ગયો. મેનાએ વાળ ઓળ્યા, સેંથો બરાબર છે કે નહી તે દર્પણમાં જોઈ ખાત્રી કરી. કપાળમાં કુમકુમનો ચાંદલો કર્યો અને પોતાને મનગમતાં વસ્ત્રો પરિધાન કર્યાં. નાનીએ મેનાને અત્યારે જોઇ હોત તો તે વિચારમાં જ પડી જાત કે, આ બાઇ સાહેબ અત્યારે આવી ટાપટીપ કરી ક્યાંઇ બહાર ફરવા જવાની તૈયારી કરી રહ્યાં છે કે શું ?

મેના, સ્વચ્છ વસ્ત્રોમાં દીપી નીકળતી મેના, નીચે ઉતરી અને

બાગમાં આવી. વૃક્ષોની નીચે ઝુકી પડેલી ડાળીઓને ખસેડતી ખસેડતી તે ઓટલા આગળ આવી અને ત્યાં બેઠી. પેલો પથ્થરો હજી ત્યાં જ હતો. એ પથ્થર તરફ આભારભરી નજરે મેના જોઇ રહી. એવામાં પોતાની પાછળ કોઇ ઉભું હોય એવી ભ્રાંતિ થઇ, પાછળ જોયું અને ચમકી. એકદમ તે ઓટલા ઉપરથી ઉઠી. પોતાની પાછળ એક યુવાન આવી ઉભો હતો. તેનું મોં લેવાયું હતું, આંખો ઉંડી ઉતરી ગઇ હતી, ગાલમાં ખાડા પડ્યા હતા. શરીર કૃશ થઇ ગયું હતું. જાણે હાડપિંજર જ ઉભું હોય એવું તેનું સુકાયલું શરીર દેખાતું હતું. ઉંડી ઉતરી ગયેલી આંખોમાં પ્રેમતેજ ચમકી રહ્યું હતું. સુકાયલા મોં ઉપર અત્યારે મંદ હાસ્યની છાયા છવાઇ હતી. દુર્બળ શરીરમાં પણ આ ક્ષણે અજબ સ્ફૂર્તિ દેખાતી હતી.

મેના ક્ષણભર તેના તરફ જોઇ રહી. તેના શરીરમાં અણધાર્યો કંપ થવા લાગ્યો, પાછળના વૃક્ષના થડનો તેને ટેકો ન મળ્યો હોત તો મેના કદાચ ધરણી ઉપર ઢળી પડત.

યુવાનની વાચા ઉઘડી. ક્ષીણ સ્વરે તે બોલ્યો, "આવે વખતે અહીં આવવા માટે ક્ષમા કરજે. મારું અંતર ચીરાઈ જાય છે. એ દુઃખદાયક સ્થિતિ સહન ન જ થઈ શકી. એટલે મારે આ માર્ગ લેવો પડ્યો છે, આ ઓટલા ઉપર મૂકેલા પત્રો વાંચ્યા? મને તું ઓળખી શકે છે? મનમાં જરા પણ સંકોચ ન રાખતી. લગભગ એક વર્ષ પહેલાં દરિયા કિનારે આવેલા બાગમાં આપણી દૃષ્ટે દૃષ્ટ મળી હતી તે યાદ છે? એ વર્ષ તો યુગ સમાન વીત્યું છે. તારું સ્થળ જાણવા તારી પાછળ ભમ્યો. પરંતુ તમે તો એ ઘરજ ખાલી કરી ગયા અને મારું આશામંદિર તૂટી પડ્યું. ક્રમે કરતાં હું તને ભૂલી ન શકયો, તારાં દર્શન માટે મેં ઘણાં ફાંફાં માર્યાં અને સદ્ભાગ્યે મને આ મકાનનો પત્તો મળ્યો. હું રોજ અહીં આવું છું, રાતે આ બાગમાં ફરું છું, પરંતુ મારો પગરવ પણ ન સંભળાય એવી ખાસ સાવચેતી રાખું છું. પેલી રાત્રિએ હું તારી પાછળ પાછળ જ ચાલતો હતો, તેં પાછું વળીને જોયું. અને હું તરત સંતાયો, છૂપાયો અને નાસી ગયો. તારું સંગીત સાંભળીને હું સંતોષ પામું છું. મારા દુઃખમય

જીવનમાં તે અનેરો ઉત્સાહ રેડે છે. મારું સુખ, મારો આનંદ, મારું જીવન તારામાંજ છે. આમ છૂટ લેવા માટે મારો તિરસ્કાર ન કરતી. હું તો તને હૃદયેશ્વરી તરીકે પૂજું છું. તારા પ્રેમનો તરસ્યો ચાતક છું. તારી આશામાંજ જીવન ટકાવી રહ્યો છું. તને એ નથી ગમતું. શું તું મારી અવગણના કરીશ? ના, ના, આટલી નઠોર ન થઈશ......"

'ઓ પ્રભુ!' મેનાના મુખમાંથી એકાએક આ ઉદ્‌ગાર નિકળી પડ્યો, તેને તમ્મર આવવા લાગ્યા અને પડું પડું થઇ રહી. યુવાન્ સાવધ બન્યો, બે ડગલાં આગળ વધ્યો અને મેનાનું શરીર નીચે પડે તે પહેલાં તેને પકડી લીધી. ચિંતાથી દુર્બળ બનેલી કાયામાં પણ વિદ્યુત્ વેગે ચેતન આવ્યું અને જે સનમની શોધમાં પોતે શેરીએ શેરીએ ભટકયો હતો તેને પોતાના હાથમાં ઝીલી લીધી. કંઇ અણુધારી પ્રેરણાથી મૂર્છિત થતી મેનાની છાતી આગળ રહી ગયેલા પત્રને યુવાનનો સ્પર્શ થયો, યુવાન્ હરખ્યો. પોતાના પત્રને એ સુંદરીએ પોતાની છાતી સાથે ચાંપેલો જોઇ તેનું અંતર હર્ષથી ઉછળ્યું. આનંદના આવેશમાંજ તે બોલી ઉઠયો, "શું તું મને હજી યાદ કરે છે? શું તું હૃદયપૂર્વક મને ચહાય છે?"

મેના, ધીરે ધીરે સાવધ થતી મેનાના મુખ ઉપર શરમના શેરડા પડ્યા. આંખો નીચે ઢાળી તે બોલી, 'એ તો તમે જાણો.'

આનંદથી ઉત્તેજિત બનેલા યુવાનની છાતી ઉપર મેનાએ પોતાનું મસ્તક મૂકયું. બંનેની કીકીઓ હસી અને એ દૃષ્ટિમીલનથી હૃદયના કંઈ કંઈ ભાવો વ્યક્ત થયા. માધવ ઓટલા ઉપર બેઠો. મેના તેના પડખે આવી બેઠી. ચંપાકળી સમાન મેનાની નાજુક આંગળીઓ માધવના હાથમાં રમવા લાગી. બંને મુંગામંતર બની એક બીજા સામે જોઈ રહ્યાં, હૃદયમાં તોફાન જાગ્યું, અને પ્રેમીજનોને પ્રિય મધુર ચુંબને મેનાના ગોરા ગુલાબી ગાલ ઉપર પ્રેમનું નિશાન પાડ્યું.

ધીરેધીરે હૃદયના ઉભરા ખાલી થવા લાગ્યા, એકબીજાની આપવીતીનું વર્ણન થયું, એકમેક માટે કેટલી આતુરતા, કેટલી ચિંતા વેઠવી

પડી હતી, કેવી સ્વપ્નસૃષ્ટિમાં વિચરતાં હતાં એ વાતો થઇ અને વિચારોની આપલે થતાં એકબીજાના હૃદયમાં સંકેલાયાં અને તન્મય બન્યાં.

પરંતુ આ સુખસ્વપ્ન વધારે ટકી શકે એમ નહોતું. "મેના બહેન, મેના બહેન,"ની બૂમ તેમના કાને પડી અને મેનાને લાગ્યું કે, નાની પોતાને બોલાવી રહી છે. ઉઠતાં ઉઠતાં તે બોલી, "આપનું નામ જણાવશો ?"

"મારું નામ માધવ અને તારું ?"

"મેના."

મેનાના બાગમાં રાતે ભૂતની માફક ભમતો આ યુવાન્ બીજો કોઈ નહી પણ સનમની શોધમાં નિકળી પડેલો માધવ હતો.

---

## પ્રકરણ ૩૧ મું
## દીકરી કે દુશ્મન ?

અજામિલને મેના માધવની આ પ્રેમલીલાનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. એને તો દિવસે એની કોટડી ભલી, રાતે એનો ગરીબગુરબાંઓને સહાય આપવાનો કાર્યક્રમ. આખો દિવસ અજામિલ મેનાની સંભાળ લેવામાં અને નીતિના ગ્રંથો વાંચવામાં ગાળતો અને સંધ્યાકાળ થયો કે તરત તે પરોપકારને પંથે પરવરતો.

મેનાને અજામિલની ગેરહાજરી આશીર્વાદ સમાન થઇ પડતી. માધવ રોજ સંધ્યાકાળ પછી ત્યાં આવતો અને સંકેતસ્થાને આ પ્રેમી યુગલ પ્રેમગોષ્ટી કરી એકબીજાનાં અંતર ઠલવતાં અને સુખનાં ભાવી સ્વપ્ન જોતાં.

અમથીએ આ ભેદી ભુવનનો પત્તો માધવને આપ્યો હતો. અમથી માધવની પાછળ ફરતી. એક વખત તો તેમનો ભેટો થઇ ગયો. અમથીએ અંતરના ભાવ જણાવવા વૃથા યત્ન કર્યાં. માધવે આ જોયું, તેણે પોતાનો માર્ગ બદલ્યો, પણ ચાલાક અમથી તેનાથી ગાંજી જાય એવી નહોતી. તેણે ખાત્રી કરી લીધી કે માધવ રોજ અહીં આવે છે.

સંધ્યાકાળ વીત્યો કે માધવ ત્યાં આવ્યો, કઠોડાનો એક સળીઓ ઉંચો કરી એક કોર ખસેડ્યો, અને બાગમાં પગ મૂક્યો. સંતાયલી અમથી મનમાંજ બબડી, "જોયું ? રોજ આ ઘરમાં ચોરની માફક પેસે છે."

એ સળિયો મકાનના છેક ખૂણા પાસેનો હતો; અને એ ખૂણા આગળજ ઉંચી વંડી હતી. અમથી પાળેલા કુતરાની માફક રક્ષા કરવા બેઠી હોય તેમ વંડીના ખૂણા આગળ અંધારામાં લપાઇને ઉંડા વિચારમાં ઉતરી પડી. એકાદ કલાક આમ વીત્યો, અને અચાનક એ બબડી ઉઠી. "જરૂર, જરૂર એ રોજ સાંજે અહીં આવે છે."

માર્ગ ઉપર જતા એક માણસે આ શબ્દો સાંભળ્યા. રખે પોતાની પાછળ કોઇ લાગ્યું હોય એ બીકથી તેણે આડુંઅવળું જોયું અને મુઠી વાળીને તેણે દોટ મૂકી.

પળવારમાં પાંચ છ માણસો એકબીજાથી થોડા અંતરે ચાલતા, લપાતા એ ભુવન તરફ આવતા જણાયા. પહેલો માણસ કઠોડા સુધી આવી ઉભો રહ્યો અને ધીરેધીરે બધા ત્યાં એકઠા મળ્યા.

"જૂઓ આ રહ્યો એ રસ્તો."

"અરે પણ બંગલામાં કુતરો બુતરો તો નથીને?" બીજાએ શંકા ઉઠાવી.

"હશે તોય શું ? આ મારી પાસે લાડુ તૈયાર છે. બટકું ખાધો કે રામ બોલો"......ત્રીજાએ ટાપસી પુરી.

"એ તો ઠીક પણ છીણી હથોડી સાથે છેને ?"

"બધુંય છે."

"પણ આ સળિયા તો બધા કાટ ખાઇ ગયા છે," પાંચમો માણસ ગારુડીની માફક બોલી ઉઠ્યો.

"એ તો વળી બહુજ સારું," બીજાએ વચમાં જ જવાબ વાળ્યો.

છઠ્ઠો માણસ મૌન જ રહ્યો હતો. તે કઠોડાના સળિયા તપાસતો તપાસતો માધવે જે સળિયો કાઢ્યો હતો ત્યાં સુધી આવી લાગ્યો. એ સળિયાને તે અડવા જતો હતો તેવામાં કોઇએ તેનો હાથ પકડ્યો.

તે ચમકયો. તેના સાથીએ ધીરેથી કાનમાં કહ્યું, "કાં તો કૂતરોજ હશે."

તત્ક્ષણ એક ફીક્કી મુડદાલ જેવી જણાતી છોકરી તેની સામે ખડી થઇ. આ અણધાર્યા દશ્યથી તે કમકમ્યો, તેનાં રોમાંચ ખડાં થયાં, એક ડગલું તે પાછળ હઠયો અને લથડતી જીભે બોલ્યો, "આ ડાકણ વળી કયાંથી ફાટી નિકળી?"

"એ તો તમારી ડાહી દીકરી."

અમથીએ પોતાના બાપ જલુ ઠારનો હાથ પકડ્યો હતો. જલુ ઠાર દિગ્મૂઢ બન્યો. તેના પાંચ સાથીઓ, ખોડીઓ, ગબલો, બાજીઓ, મૂળુ અને ખીમલો ધીરેધીરે તેની આગળ આવી પહોંચ્યા. દરેકના હાથમાં ઘર ફાડવાનું કંઇ ને કંઇ ઓજાર હતુંજ. ગબલાના હાથમાં ગણેશિયો હતો.

જલુ ઠારનો મીજાજ ગયો. બીજે અવસરે તેણે સિંહ ગર્જના કરી અમથીને ગભરાવી હોત, પરંતુ અત્યારે બની શકે તેટલા મંદ સ્વરે તે બોલ્યો, "રાં...અહીં શું કરવા આવી? કયાંથી આવી? ગાંડી તો નથી થઇને? અમારા કામમાં આડખીલી થવા આવી છે?"

અમથી ખડખડ હસી પડી. જાણે કાળી ચૌદસની કાળ રાત્રિએ સ્મશાનમાં હાડપીંજર હસી રહ્યું હોય તેમ હસી. હસતાં હસતાં જ તે જલુ ઠારને ગળે વળગી પડી, "તમે શું કરવા આવ્યા? મેં તો રામપાતર બતાવ્યું હતું ને? એટલુંય ન સમજ્યા? અરે અહીં તો પથરાય નથી. પણ તમે કેદમાંથી કયારે છુટ્યા?"

"વરસને વચલે દહાડે. ભુંડણ જેવી નહિ તો! તારે એ શી માથાકુટ? ચાલ બહુ થયું હવે, કહી તેણે અમથીના હાથ તરછોડ્યા."

અમથી જળોની માફક એના ગળે વળગી જ રહી, "કાકા, ત્યારે તમે તો જબરી યુક્તિ લડાવી હશે. ઠીક પણ મારાં બા કયાં છે?" જલુ ઠારનાં છોકરાં તેને કાકા કહી બોલાવતાં હતાં.

જલુ ઠારનો જીવ જતો હતો. મ્હોં ચડાવી તેણે પીડા પતાવી, "ચુહૂલામાં, મને શી ખબર. ચાલ છોડ-નિકળ અહિંથી!"

"એમ શું કરો છો કાકા? ચાર મહીને મળી તોય હેતથી બોલાવવાનું નહિ, મળવાનું નહિ, લાડ..."

જલુ ઠારના સાથીઓ પણ અકળાયા. "અરે–આ તો જીવતી બલા જણાય છે," બાજીઓ બબડ્યો.

ગબલો અધીરો બન્યો, "ચાલો ચાલો, જલદી કરો. કદાચ પોલીસ આવી લાગશે તો બાર વાગ્યા સમજજો."

અમથીનું લક્ષ આ સાથીઓ તરફ દોરાયું. તેણે દરેકનાં નામ દઇ રામરામ કર્યા, "ઓહોહો, આ તો બાજીઓ બાપો, આ તો ખોડીયો મામો, આ ખીમો દાદો..."

"બધાને તું ઓળખે છે એ તો જાણ્યું. નાહક શીદને ટકટકારો કરે છે?" જલુ ઠારે અમથીને માર્ગમાંથી દૂર કરવા ફાંફાં માર્યાં. અમથીએ મૂળુનો હાથ પકડ્યો.

"ખબરદાર, હાથમાં ખુલ્લો છરો છે તે જોયો? નાહક આંગળાં વાઢી નાંખશે."

"મૂળુજી! તમે પણ શું સમજ્યા વિના જીકર કરો છો? તમારા વતી મેં બધી તપાસ કરી લીધી છે. અહીં તો કંઈ દહાડો વળે એમ નથી."

"તદ્દન ગલત. ઘરમાં એકલી સ્ત્રીઓજ છે," ગબલાથી ન રહેવાયું.

"અરે, એ તો બધા અહિંથી ચાલ્યા ગયા," અમથીએ ફેરવી બાંધ્યું.

બાજીઓ બબડ્યો, "ત્યારે આ દીવો બળે છે તે કોણે, ભૂતે સળગાવ્યો હશે."

અમથીએ છેવટની સોગઠી મારી, "દીવાની કોણ ના કહે છે. એ તો ખેતરમાં કામ કરનાર ગરીબ કણબીઓ છે. એમની પાસેથી કાણી કોડી પણ નહિ નિકળે."

જલુ ઠારનું માથું ફર્યું, "પણ તારે એની શી પીડા? હું કહું છું કે અહીંથી ટળ. નહિ તો–"

"નહિ તો શું? તમારે જવું છે, કેમ? ઠીક, જાઓ, જોઇએ."

અમથી સળિયાના કઠોડાને અઢેલીને ઉભી રહી. એક કોર ખસેડવામાં આવેલા સળિયાએ કરેલો માર્ગ તેણે રોકી રાખ્યો.

સત્તાધીશ સમ્રાજ્ઞિ સેવકોને આજ્ઞા કરી રહી હોય તેમ અમથી નિડરતાથી બોલી, "જૂઓ, તમે મને ખસેડવાનો કે આ બાગમાં પ્રવેશ કરવાનો યત્ન કર્યો છે તો જરૂર સમજજો કે તમે મુઆ પડ્યા છો. હું ચીસ પાડીશ, બૂમરાણ કરી મુકીશ, લોકોને જગાડીશ અને છેવટે પોલીસને બોલાવીશ, પછી?"

ખીમલા અને બાજીઆના કાનમાં જલુ ઠારે કહ્યું, "છોકરી છે તો જબરી. એ તો કહે છે એટલું કર્યે જ છુટકો કરવાની."

"ગમે તેમ પણ તમારી જ દીકરીને? કાકા, તમે એમ માનતા હશો કે તમે છ જણા છો એટલે હું ડરી જઇશ. એ તો વાત જ ન કરશો. હું આગ્રહપૂર્વક કહું છું કે આ મકાનમાં તમારે કોઇએ પગ ન મુકવો. નહિ તો કુતરીની માફક મારું ભસવાનું શરુ થઈ જશે."

બીજા બદમાશો તરફ જોઈ તે બોલી, "આ તમારા છરાથી ગભરાઈ જઉં એવી ઢીલીપોચી મને ન સમજતા. એ તો મુંબઇની શેઠાણીઓને સોંપ્યું. તમારું નામ સાંભળતાં જ થથરી ઉઠે એ બીજા, આ તો જલુ ઠારની દીકરી. એમ ડરી જઉં તો મારી મંછીની કુખ ન લાજે? તમે કરી કરીને શું કરવાના હતા? મારી નાંખશો! એજને? અરે એમાં તે શી મોટી વાત......?"

તેને ઉધરસનું ઠસકું આવ્યું. સુકી ઉધરસને લીધે તેની છાતી ખવાઈ ગઈ હતી. ઉધરસ શાંત થતાં વળી તે બોલી, "એક બુમ પાડુ કે તમારા તો બાર જ વાગે. તમે છ જણ છો, પણ હું તો એકલી આખું ગામ ગજવી મુકું એવી છું."

"હવે મુંગી મર, મુંગી. કંઈ આ બાપની તો દયા રાખ. અમારે પેટ ભરવું કે નહિ?"

"ભૂખે મરો," અમથી કંટાળી. તે કઠોડા આગળ નિરાંતે બેઠી અને નજર છએ બદમાશો તરફ રાખી મનમાં જ કંઈ ગણગણુવા લાગી.

બાજીઓ બબડ્યો, "કહો ન કહો, પણ આમાં કંઈ ભેદ લાગે છે. એ શંખણી કોઇના પ્રેમમાં તો નહિ પડી હોય? આવો અચ્છો દાવ હાથમાંથી જવા દેવો પડે એ..."

"જવા શા માટે દઇએ? તમે બધા જાઓ અંદર. પછી હું છું ને તે છે." મૂળુએ હાથમાંનો છરો ઉંચો કરી પોતાની ધારણા વ્યક્ત કરી.

જલુ ઠાર ન આ વિચારથી કમકમ્યો કે ન એને જરાય લાગણી થઈ.

ખીમલો અત્યાર સુધી એક શબ્દ પણ નહોતો બોલ્યો, બધી તૈયારી જોઇ તેણે કહ્યું: "ભાઇઓ! મારું કહ્યું માનો તો આજે માંડી વાળો, કારણ કે આજે ઉપરાઉપરી અપશુકન જ થયાં કરે છે. ઘરમાંથી નિકળ્યો કે તરત છીંક થઇ, આપણે બહાર નિકળ્યા ત્યારે બીલાડી આડી ઉતરી, રસ્તામાં રાંડીરાંડ મળી, અને અત્યારે પણ મારી ડાબી આંખ ફરકે છે. માટે આજે તો ઘરભેગા જ થવામાં માલ છે."

ખીમલાની આ સલાહ સૌએ માન્ય રાખી. જતાં જતાં મૂળુ બબડ્યો: "તમે બધા ફસકી જાઓ છો, નહી તો એનું ગળું જ રેહેંસી નાંખત."

"છટ. હું તો સ્ત્રી જાતને કદી ન મારું," બાજીયાએ પોતાની ઉદારતા દર્શાવી: "લુંટારાઓ સ્ત્રી અને બ્રાહ્મણને હેરાન કરવા માટે પંકાયા છે."

અમથી તેમની પાછળ જોઇ જ રહી. તેઓ જે દિશામાંથી આવ્યા હતા, તે દિશામાં પાછા ફર્યા. તે તેની પાછળ પાછળ ગઈ અને દૂરથી તેણે ખાત્રી કરી લીધી કે આ નિશાચરો રાત્રિના અંધકારમાં એક પછી એક અદ્રશ્ય થયા.

* * * *

કેદખાનાની ભાકુતી કોટડીમાં પુરાયલા આ બદમાશો અહીં ક્યાંથી?

એક અંધારી રાતે મૂસળધાર વરસાદ વરસી રહ્યો હતો, કેદખાનાના પહેરેગીરો પણ વરસાદથી પોતાનું રક્ષણ કરવા માટે આડાઅવળા ભરાયા હતા. કેદીઓને બહારના અંધારા કરતાં કેદખાનાનું અંધારું વધારે સાલતું હતું. કોઇ સારી તકની તેઓ રાહ જોતા હતા અને તેમને આ રુડો અવસર મળ્યો. જાળીના સળિયા હચમચાવી તેઓ બહાર કેદખાનાના ચોગાનમાં

આવ્યા. દિવાલ કેમ કુદાવવી એ પ્રશ્ન થઈ પડ્યો. એક જણ દોરડું શોધી લાવ્યો. લપાતા છૂપાતા બધા દિવાલના કોટ ઉપર ચડ્યા, એકે દોરડું મજબુત ધરી રાખ્યું અને તેના આધારે બીજો જેલની બહારની બાજુએ ઉતરી પડ્યો. છેલ્લો વારો જલુ દારનો આવ્યો. વરસાદની સાથે ઠંડો પવન ફુંકાતો હતો. એટલે તેને ટાઢ ચડી અને હાથનાં આંગળાં પાણી તથા ઠંડીને લીધે જકડાઇ ગયાં. તે કેવી રીતે નીચે ઉતરે? દિવાલ ઉપરથી પડતું મૂકે તો હાડકાના ચૂરા થાય. વરસાદ ધીરો પડે અને કોટના ચાર ખૂણાની છાપરીમાં બેઠેલા સંત્રીની નજર પડે તો 'પાછા એ ભગવાન એના એ.' તેના ગોઠીઆઓ જેલની બહાર નીચે નિરાંતે ઉભા ઉભા કંઈ કંઈ યુક્તિઓ બતાવવા લાગ્યા. જલુ દારે ડરતાં ડરતાં બૂમ મારી, "મારા હાથ અકડાઇ ગયા છે એટલે કોટના કાંગરા સાથે કે ખીલા સાથે દોરડું બાંધી ગાંઠ મારવા જેટલી પણ શક્તિ મારામાં નથી. મારું આખું અંગ ધ્રુજે છે." મૂળુ સપાટાબંધ દોડ્યો, અને જીવા ભીખારીને તેનાં ખંડીયેરમાંથી પકડી લાવ્યો. વરસાદના પાણીની નિકાશ માટે એક ખૂણે ગોળ નળ નાંખ્યો હતો. જીવો વાંદરા જેટલી ચપળતાથી જરા પણ વિચારમાં પડ્યા વિના ઉપર ચડી ગયો, દોરડું પકડી રાખ્યું અને પોતાના બાપને નીચે ઉતાર્યો અને કેદના દુઃખમાંથી ઉગાર્યો. તેને બચાવનાર તેનો દીકરો જીવો હતો એમ મૂળુએ કહ્યું ત્યારે "એમ! હશે," કહી આ નરપિશાચ છોકરાનું શું થશે તેનો પણ વિચાર કરવા ન રહ્યો.

એ ચંડાળ ચોકડીને ઘણા દિવસ થયાં મનગમતું કામ નોહતું મળ્યું એટલે હાથમાં ચળ આવ્યા કરતી હતી. કેદમાં બેઠા બેઠા કરેલા વિચાર અમલમાં મૂકવા તેઓ તત્પર બન્યા અને ભેદીભુવન, સરદાર ભુવનમાં ધાડ પાડવા નિકળ્યા, પણ અહીં તો ખીમલાનાં અપશુકન આડાં આવ્યાં.

---

## પ્રકરણ ૩૨ મું

## સુખ સ્વપ્નનો અંત

અમથી અને તેના પિતા જલુ દાર વચ્ચે ચકમક ઝરતી હતી ત્યારે ભેદીભુવનના બાગમાં પ્રેમલીલા ભજવાતી હતી. માધવ અને મેના એક

બીજાના અંતરના ઉભરા ખાલી કરી રહ્યાં હતાં. બંનેનું લક્ષ માત્ર એક જ વાતમાં એક બીજાના દર્શનથી, સ્નેહભરી વાતોથી, સુખમય ભાવિ તરંગોથી, હૃદયનું ઐક્ય વધારવામાં, એકતાન બનવામાં રોકાયલું હતું.

વાતવાતમાં મેનાના હૃદયમાંથી ઉંડા નિશ્વાસ નિકળતો હતો. માધવનું દિલ દુભાયું. આશ્ચર્યચકિત બની તે મેના સામે જોઇ રહ્યો અને પૂછ્યું, “મેના, કેમ આજે આમ ઉદાસ?”

ઉત્તર ન મળ્યો. મેનાની આંખમાંથી અશ્રુબિંદુ ટપક્યાં. માધવ અધીરો બન્યો.

“મેના, તું સાચું ન કહે તો મારા સમ. રોજ તો તું કેટલી આનંદી જણાય છે, કેટલા હર્ષથી મારી સાથે વિનોદ કરે છે! આજે આ નિશ્વાસ અને અશ્રુઓ શાનાં?”

મેનાનું હૃદય ભરાઇ આવ્યું; અશ્રુની ધારા વહેવા લાગી. મેનાએ પોતાનું મુખ ઓઢણીના પાલવમાં છૂપાવ્યું.

“કેમ તું નહી જ બોલે? ત્યારે તો હું જાઉં છું. તારું મુંગું રુદન મારાથી સહન થઇ શકે એમ નથી.” માધવ ફર્યો, બે ડગલાં ચાલ્યો, પરંતુ પાછળથી કમળદંડ જેવા નાજુક હાથે તેના ફાટેલા ડગલાને પકડી રાખ્યો. માધવ આતુર નયને એ કોમળ હાથ તરફ, એ ધડકતા હૈયા તરફ, એ કરુણ મુખ તરફ જોઇ રહ્યો.

“કહીશ, માધવ, બધુંએ કહીશ. તમને નહી કહું તો કોને કહીશ? પણ મને ભય રહે છે કે.”

“શું?”

“કે તમે પણ એ વાત જાણી નારાજ થશો. આપણા આ સુખસ્વપ્નનો અંત આવી લાગ્યો છે. આજથી આપણે જૂદાં પડવાનાં છીએ.”

માધવ મુંઝાયો. વિજળી તુટી પડી હોત તો પણ તે આટલો આભો ન બનત. જે સ્વપ્નસૃષ્ટિ ખડી કરવાને માટે તે મુંબઇની ગલીએ ગલીએ ભટક્યો હતો તે આમ અચાનક તુટી પડી, જે શીરીનને મેળવવા માટે



"કહીશ, માધવ બધુંયે કહીશ." મેનાએ કહ્યું.

(ભાગ ૨ જો–પૃ. ૧૩૮)

પોતે ફરહાદની માફક ખુવાર થયો હતો તે આમ એકાએક પોતાના હાથમાંથી સરી પડે એ તેને અસહ્ય થઈ પડ્યું. તે એકદમ ઢીલો થઇ ગયો.

"માધવ, માઠું ન લગાડશો. હું તો લાચાર છું. બાપુની આજ્ઞાને આધીન છું. અમો બહારગામ જવાનાં છીએ."

"બહારગામ ?"

"જી હા, બાપુએ મને આજે કહ્યું કે, આપણે એક બે દિવસમાં બહારગામ જવું છે માટે બધો સરસામાન બાંધીને તૈયાર રાખજે."

માધવની મહિનાઓની મહેનત ઉપર પાણી ફરી વળ્યું. મેનાને મેળવવા માટે તેણે આખું ગામ માથે લીધું હતું, પોતાના દેહની પણ દરકાર કરી નહોતી, તેની શોધમાં જ તેણે સવસ્વ સમર્પ્યું હતું. આટલા શ્રમથી મેળવેલું સુખ વસ્તુ છીનવી લેવાતી તેણે જોઈ, કિનારે આવેલું વહાણ ડુબતું જણાયું, અને માધવનો જીવ ઉંચો થયો. તેનાં 'બારે વહાણ ડુબ્યાં'

મેના સ્વસ્થ બની, માધવની દુઃખી દશા જોઇ તે પણ વ્યથિત બની અને પોતાની ચંપાકળી સમાન કોમળ આંગળીઓથી માધવને સચેત કરવાનો યત્ન કરતી તે બોલી, "માધવ, તમે કેમ આટલા બધા ઉદાસ થાઓ છો ?"

"તું જાય છે તેથી. મેના મારી જીવનવેલી, તારાં દર્શન માત્રથી આ અભાગીનો દેહ ટકી રહ્યો છે. શું તું ખરેખર જશે ?"

"જવાનું છે એ તો ચોક્કસ."

"ક્યાં જશો ?"

"ગુજરાતમાં, કયું ગામ ? તે નક્કી નથી."

ચોક્કસ સ્થળ જાણવામાં માધવ નિરાશ થયો.

"વારુ કેટલા દિવસ લાગશે ? પાછા ક્યારે ફરશો ?"

"પ્રભુ લાવે ત્યારે. ચોક્કસ સમય નથી જાણતી. બાપુએ તો જરૂરી કામ પ્રસંગે બહારગામ જવાનું છે અને સરસામાન બધોય સાથે લેવાનો છે એમ જણાવ્યું છે."

આમ અચોક્કસ વાત જણાવનાર અને પોતાની જીવન વેલીને વિખૂટી પાડનાર 'બાપુ'ને માધવે મનમાં જ અનેક શાપ આપ્યા. હૃદયની

બળતરામાં તે કંઈ કંઇ ઉદ્‌ગારો કાઢી બેસત, પરંતુ રખે તેથી મેનાનું દિલ દુભાય એ વિચારથી તેણે ક્રોધ ઉપર કાબુ રાખ્યો.

"ત્યારે, મેના, તું જશે જ ?"

"બાપુ જાય તો મારે પણ જવું જ પડે."

"ગયા વિના નહી જ ચાલે ?"

મેનાનું હૃદય પીગળ્યું. આ રસઘેલા યુવાનના અનિવાર્ય સ્નેહભાવથી તેનું અંતર ઉછળ્યું. માધવના બન્ને હાથો પકડી તેણે હૃદય સાથે ચાંપ્યા.

"ભલે, હું પણ ત્યાં જઇ આવીશ."

"કયાં ?" મેના ઉત્સુક બની.

"કયાંય નહી" માધવે વાત ઉડાવી. તે ઉંડા વિચારમાં ઉતરી પડ્યો હતો.

"માધવ, મારું કહ્યું માનશો ? અમે જઇએ ત્યાં અમારી પાછળ આવશો ?"

"તમારી પાછળ આવું ? કેવી રીતે ? મારી પાસે હવે તો ફુટી બદામ પણ નથી. મારા મિત્ર કનુનું કેટલું બધું કરજ મેં કર્યું છે. મારો થીંગડાવાળો કોટ, કાંણાવાળી ટોપી, અને ફાટેલું ધોતીઉં તું જુએ તો જરૂર તને પણ મારા તરફ તિરસ્કાર આવે. અરે કોઈ વખત દિવસે તું આ દિવાનાના દેદાર જુએ તો જરૂર તને દયા આવે. મેના તારું મુખ દર્શન એ જ માત્ર આ જગતમાં મને ખરો વિસામો છે."

શકિતથી ક્ષીણ થયેલો માધવ પાછળના વૃક્ષ સાથે શરીર ટેકવી મેના સામે ટગરટગર જોઇ રહ્યો.

"માધવ, નિરાશ ન થાઓ, પ્રભુ સૌ સારું કરશે."

પ્રભુ સ્મરણે માધવના હૃદયમાં આશાનો સંચાર થયો. "મેના એક વાત પૂછું ? મારા જેવા ચિથરેહાલ રખડતા યુવાનને હૃદય ચાહાય છે ?"

"એ તો માત્ર મારો અંતરાત્મા જાણે છે. મારું હૃદય આપને આધીન છે." મેના ગળગળી થઇ ગઈ. તેના અંતરના ભાવો ઉછળી આવ્યા.

"માધવ, આપ આ રંક બાળાને આપની..."

"તને ? મારા સાથે ચમકતી આ સૌંદર્ય મૂર્તિને ? મેના હું શું કહું ? કેવી રીતે ખાત્રી કરી આપું ? હનુમાનની માફક છાતી ચીરી રામ શબ્દ બતાવવાની મારી શક્તિ હોત તો તું માધવના રુંએ રુંએ મેના શબ્દ અંકિત જોત. મેના, તારે લીધે તો આ દેહ ટકી રહ્યો છે. તારામાં જ મારું જીવન સર્વસ્વ છે.

મેના પોતાને કૃતકૃત્ય માનવા લાગી. બંનેનાં હૃદય એક બીજા તરફ આકર્ષાયાં, ઈશ્વરી પ્રેરણાથી હૃદય સાથે હૃદય ગંપાયાં અને બંને એકતાન બન્યાં.

"મેના, આવતી કાલે હું અહીં નહિ આવું.''

"કેમ ?'

"કદાચ પરમ દિવસે પણ નહિ."

"અરે, પણ એનું કંઇ કારણ ?"

"પછી જણાશે."

"ના ના, તમારાં દર્શન વિના તો દિવસ દોહ્યલો થઇ પડે."

"ગાંડી રે ગાંડી, આખા જીવન ભરની સુખપ્રાપ્તિ માટે એક દિવસ ન મળ્યા તો શું ?"

"એટલે ? આપની શી ઇચ્છા છે ?"

"એજ કે પરમ દિવસ સુધી વાટ જોજે."

"જેવી આપની ઇચ્છા."

માધવને નિરાંત થઇ. આનંદાવેષમાં મેનાને સાબાશી આપતો હોય તેમ તેણે તેની પીઠ ઠબકારી.

"જો મેના, આ પથ્થર ઉપર હું મારું સરનામું લખી રાખું છું તે ધ્યાનમાં રાખજે. ન કરે નારાયણ અને કંઇ અણધાર્યો બનાવ બને તો કામ લાગે," એમ કહી તેણે પોતાના ગજવામાંથી ચપ્પુ કાઢ્યો અને તેની ધારથી કઠોડાના સુના ઉપર પોતાનું સરનામું કોતર્યું.

મેનાને તો આ બધું નવાઇ જેવું લાગ્યું, "માધવ, કહો તો ખરા, આ બધી ધાંધલ શી છે ?"

"કંઇ નહિ, પ્રભુ આપણને વિખૂટાં નહિં કરાવે. પરમ દિવસે રાતે હું જરૂર આવીશ."

"માધવ, પણ મને તો એક દિવસ એક ભવ જેવો થશે. તમે કાલે શું કરવાના છો?"

"ભાગ્ય અજમાવી જોવાનો છું."

"પ્રભુ આપને તેમાં યશ આપે એવી હું જગત્ ત્રાતાને પ્રાર્થના કર્યા કરીશ, પણ તમે પરમ દિવસે રાતે જરૂર આવજો. હું જોજો મોડું ન થાય."

"જરૂર."

માધવ હરણની ચપળતાથી ત્યાંથી નિકળ્યો. મેના તેની પાછળ જોઇ રહી. તેના અંતરમાં ધ્વનિ થવા લાગ્યા. "શું, આ સુખસ્વપ્નનો અંત આવશે?"

---

## પ્રકરણ ૩૩ મું

### અપમાન

માધવના દાદાએ પોતાની ૯૧ મી વર્ષગાંઠ ઉજવી હતી છતાં તેના બત્રીશે દાંત સાબુત હતા. આજકાલના કેળવણીની ટંકશાળમાં છપાઇને બહાર પડેલા યુવાનોની માફક તેની કેડ વાંકી વળી ગઇ નહોતી. લાકડીના ટેકા વિના તે ટટાર ચાલી શકતો, છતાં માધવની માસી હવે વારેઘડીએ કહેતી કે 'કાકાની કાયા હવે કથળી છે.'

ડોસાની જીભ હજી પણ એવી ને એવી રસવાળી હતી. શિયાળામાં સાલમપાકનું સેવન તે ભૂલ્યો નહોતો, અભ્રક અને લોહભસ્મની શીશીઓ અત્યારે પણ તેના કબાટને શોભાવતી હતી, યુવાવસ્થાનો શોખ હજી પણ 'સાપ ગયા લીસોટા રહ્યા' એ ન્યાયે આછો આછો પણ ટકી રહ્યો હતો.

છતાં આગળની ચંચળતા અને રુવાબ જણાતાં નહોતાં. આખો દિવસ માણસોને દબાવવા, વાત વાતમાં ચીડાઈ જવું અને મરજી પડે ત્યારે ક્રોધના ઉભરા ખાલી કરવાની ટેવમાં શિથિલતા આવેલી સ્પષ્ટ જણાતી.

માધવને ઘરમાંથી કાઢી મુકયો તો ખરો, પરંતુ એ ચાલ્યો ગયો એ

ડોસાથી સેહેવાયું નહી. 'આજે આવશે, કાલે આવશે, નહી આવે તો ક્યાં જશે' એ વિચારે પ્રથમ તો ડોસા ટેકમાં રહ્યા, પણ માધવ નજ આવ્યો. અને ડોસાનો મિજાજ ગયો. "છોકરો આટલો બધો ઉદ્ધત ? કંઈ નહી, તે ન આવે તો મારે પણ શું ? એ આવે તો એને બોલાવું પણ નહી," એવી ગાંઠ વાળી, પણ દાદાનો જીવ ન રહ્યો. માધવ આવતો જ નથી એમ તેણે જોયું અને તેનું હૃદય તુટવા માંડ્યું. ટેકીલા માણસોને પોતાની ટેક ન સચવાય, પોતાની ટેકની સામે કોઈ ટક્કર ઝીલે એ અસહ્ય થઇ પડે છે. દાદાને બે દુઃખો સાલવા લાગ્યાં, એક તો પોતાનું માનભંગ અને બીજું વાત્સલ્યનો ઉભરો. પોતે કંઈ ખોટું કર્યું નથી એમ તો હજી પણ તે ભારપૂર્વક કહેતા, છતાં અંતરમાં વેદના સળગી રહી હતી. માધવ ઉપર તેનો અથાગ પ્રેમ હતો અને એ પ્રેમ પોતાના ક્રોધનું બલિદાન બન્યો, એ વિચારથી તેનો આત્મા વ્યથિત થતો.

તેનું શરીર પણ હવે કથળ્યું હતું. બત્રીશ દાંતવાળા આ ડોસાના દાંતો પણ માધવની માફક ધીરે ધીરે તેનો ત્યાગ કરવા લાગ્યા અને તેનો સ્વાદ ગયો. જીવન તેને નીરસ લાગવા માંડ્યું.

ઘરની બહાર તે હવે ભાગ્યે જ નિકળતો. પોતાના ઓરડામાં જ એકાંત જીવન ગાળવા નિશ્ચય કર્યો હોય તેમ તે ત્યાં જ બેસી રહેતો. ઘણી વાર ત્યાં ભીંત ઉપર ટાંગેલી પોતાની પુત્રીની, માધવની માતાની છબી તરફ જોઇ રહેતો અને કહેતો, "બરાબર, મોં એને મળતું જ છે."

"કોને ? મારી બહેનને ?" માધવની માશી પૂછતી અને ડોસો ડોકું નમાવી હકારમાં જવાબ દેતો.

એક દિવસ ડોસો ઉંડા વિચારમાં ઉતરી પડ્યો હતો. માધવની માશી ત્યાં આવી અને પૂછ્યું, "બાપુ, તમે એ બિચારા ઉપર આટલો બધો રોષ શા માટે રાખો છો ?"

"બિચારો ? અરે એ તો જબરો સેતાન છે ! લુચ્ચો, પાજી નફ્ફટ !"

ડોસાએ મોં ફેરવી લીધું. તેની આંખમાંથી આંસુનું ટીપું ટપક્યું. મોં ઉપર કંઇ અને અંતરમાં કંઇ, એવી તેની સ્થિતિ હતી.

આમ નિરાશા અને દુઃખમય ક્રોધમાં ડોસો સમય ગાળતો હતો તેવામાં એક દિવસ તેના નોકરે માધવ આવ્યાના ખબર આપ્યા.

"કોણ? માધવ! જા તેને અહીં લઇ આવ." માધવને જોવા ડોસો અધીરો બન્યો.

માધવ આવ્યો. ઓરડાના બારણામાં જ બોલાવવાની રાહ જોઇ ઉભો રહ્યો. તેનાં વસ્ત્રોનું ઠેકાણું નહોતું, ચેહેરા ઉપર નૂર નહોતું, શરીરમાં ચેતન નહોતું, છતાં ડોસાને તો તેનામાં અજબ નૂર, અજબ સૌંદર્ય લાગ્યું. પોતાની વહાલી વસ્તુ ખોવાઇ ગઇ હોય અને તે કદી પણ પાછી મળવાની આશા ન હોય તે વસ્તુ અચાનક અણધારી રીતે અનાયાસે જ મળી જાય તો માણસ કેવો હર્ષઘેલો બને છે. ડોસાને પણ એ જ લાગણી થઇ. તેને લાગ્યું કે હમણાં જ જઇ તેને ભેટું, વહાલનો ઉભરો ખાલી કરું. તેનો વાત્સલ્ય ભાવ ઉછળી આવ્યો અને 'બેટા' એ શબ્દ હોઠ ઉપર આવતાં જ અટકી પડ્યો. તેનો જાતિસ્વભાવ ન જ ગયો અને ક્રોધની જ્વાળાએ એ વાત્સલ્યને બાળીને ભસ્મ કર્યું.

"કેમ? શું કામ છે?" તેણે માધવ તરફ જોઇ પૂછ્યું. શબ્દોમાં કડવાશ સ્પષ્ટ જણાતી હતી.

---

## પ્રકરણ ૩૪ મું
### અપમાન

માધવ ગભરાયો, "મહેરબાન..."

ડોસાએ ધાર્યું હતું કે માધવ આવીને તરત પોતાના ગળે વળગી પડશે. નાના બાળકની માફક સ્નેહ બતાવશે, પરંતુ એ તો બારણા આગળ જ અજાણ્યા માણસની માફક ઉભો હતો. ડોસાનો ક્રોધ વધ્યો, "ત્યારે આ શું, કામ આવ્યો?"

"મહેરબાન..."

ડોસાએ ત્રાડ મારીઃ "શું, મારી માફી માગવા આવ્યો છે? તારી ભૂલ તું કબુલ કરે છે?"

ડોસાએ માન્યું કે માધવ ઠેકાણે આવ્યો હશે, પણ માધવે તો "નાજી"નો ટુંકોટચ ઉત્તર સંભળાવી દીધો.

"ત્યારે શું કામ આવ્યો છે?"

માધવ ગળગળો થઇ ગયો. "મહેરબાન! મારા ઉપર કૃપા કરો."

આ શબ્દો થોડા સમય પહેલાં ઉચ્ચારાયા હોત તો ડોસો દોડીને માધવને ભેટવા તત્પર બનત, પરંતુ ક્રોધી સ્વભાવે હવે તેને ઘેરી લીધો હતો અને એ ક્રોધને શમાવવાની, સારાસારનો વિચાર કરવાની શક્તિ અત્યારે તેને તજી ગઈ હતી.

"તારા ઉપર દયા? અરે તે પણ આ એકાણું વર્ષના બુઢ્ઢા બબુખની દયા? એમ તે કદી બને?" માધવને આ શબ્દોમાં ચોખ્ખી ટકોર જણાતી હતી.

ડોસો જરા શાંત પડી બોલ્યો, "બોલ અહીં શું કામ આવ્યો છે?"

"મહેરબાન! મને જોતાં જ આપને અણગમો ઉપજે છે એ હું જાણું છું, છતાં માત્ર એક જ કૃપાની યાચના કરવા આવ્યો છું. પછી એક ઘડી ભર પણ નહી ઉભો રહું."

"તદ્દન મૂર્ખો!" ડોસો આકળો થયો, "તને કોણે કહ્યું કે જતો રહે. મારી માફી માંગ એટલે બસ, મારા ગળે વળગી જા અને બાળકની માફક લાડ કર એટલે પત્યું, કેમ નહી કરે?"

ડોસાએ ધાર્યું કે માધવ પોતાની ઇચ્છા પૂર્ણ કરશે, પણ તેની ધારણા નિષ્ફળ નિવડી. માધવ ન ત્યાંથી ખસ્યો કે ન તેણે માફી માગી.

થયું, ડોસાની છેવટની દયાનો અંશ નષ્ટ થયો. "મારું અપમાન! કોઇનું નહી અને તારા દાદાનું? મનસ્વી તરંગથી અહીંથી નાસી ગયો, અને રખડી રખડીને ઘરે આવ્યો, તો પણ આટલું બધું અભિમાન?"

માધવ તદ્દન મુંગો બની ગયો. ડોસો વિચારમાં ઉતરી પડ્યો હતો.

"જો છોકરા! તું અહીં આવ્યો છે તો આપણે સમજુત ઉપર આવીએ, તું એક કૃપાની યાચના કરવા આવ્યો છે નહી? બોલ તને શું જોઇએ છે?"

માધવનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. કહેવું કે નહી? ડોસો શું કહેશે? શું કરશે? એ વિચારથી તે અકળાયો. અંતે હિમ્મત ધરી તે બોલ્યો: "એક જ વાતની કૃપા અને તે એ કે મને લગ્ન કરવાની પરવાનગી આપો."

ડોસાની આંખો ચમકી. પોતાની યુવાવસ્થા યાદ આવી. માધવને આ ધૂન કયાંથી લાગી? તે આશ્ચર્યચકિત બની માધવ તરફ જોઇ રહ્યો.

"છોકરા! તું આ વાત કયાંથી લઈ આવ્યો? લગ્નની પરવાનગી? મૂર્ખો નહી તો! એ ઉપાધિ તો અમારે કરવાની છે." તેણે નોકરને હાંક મારી અને 'મોટીને' ત્યાં બોલાવવાનો હુકમ કર્યો.

મોટી, માધવની માશી ત્યાં આવી. માધવને જોતાં જ તેના મુખ ઉપર હર્ષની છાયા છવાઈ. ખોવાયલું ધન લાંબા વખતે પાછું સાંપડતાં જે ઉમંગ થાય તે ઉમંગનો તેને અનુભવ થયો અને માધવને માતાના સ્નેહથી તે વળગી પડતે, પરંતુ ડોસાનાં વક્ર ભવાં અને કોપિત મોં જોઈ તે ખંચકાઇ. ઘડીમાં માધવ તરફ અને ઘડીમાં પોતાના ક્રોધી પિતા તરફ તે જોવા લાગી.

"મોટી! આ જોઇ લે તારા માધવને. કુંવર પરણુવા નિકળ્યો છે!"

"પરણુવા?" માધવની માશીનો આનંદ સમાતો નહોતો. સ્ત્રીઓ લગ્નનો લ્હાવો લેવા હંમેશાં તત્પર હોય છે!

"હા, પરણુવા અને તે માટે મારી સંમતિ મેળવવા ભાઇસાહેબ પધાર્યા છે."

"એ તો ઘણું સારું. હવે તેની ઉમ્મર પણ મોટી થઇ છે......." મોટી વધારે ન બોલી શકી. ડોસાનો મીજાજ જતો હતો.

"ઠીક, તારી સલાહ માગું ત્યારે આપજે. હમણાં તો તારું કામ કર્યા કર. જા."

ડોસાની આજ્ઞાનો તરત અમલ થયો. માધવની માશી બિચારી માધવ તરફ મમતાભરી નજર ફેંકી ચાલી ગઇ.

"નિરાંતે અહીં બેસ, છોકરા. તું લગ્નની વાત લઈ આવ્યો છે,

પણ પહેલાં જણાવ તો ખરો, કે તું કેટલું કમાયો છે? પાસે કંઇ દલ્લો જામ્યો છે? ડાકટર બનીને કેટલા પૈસા ભેળા કર્યા?"

"કંઇ જ નહી." માધવે નિશ્વાસ મૂકયો.

"બસ? ત્યારે તો કન્યાનો બાપ માલદાર હશે? અને સારો દાયજો આપનાર હશે?" ડોસાનો એક એક પ્રશ્ન માધવને બાણ જેવો લાગતો હતો.

"નાજી, એ પણ મારા જેવો જ છે."

"બસ, એ પણ તારા જેવો ફક્કડ ભાઇ કે? તદ્દન લુખ્ખો?"

માધવ સાંભળી રહ્યો.

"મૂર્ખો નહી તો! ભાઇ પાસે ખાવા ફુટી બદામ નહી અને કન્યાના બાપ પાસે પણ કાણી કોડી નહી. એ તે ગાડું કેમ ચાલશે?"

માધવ તેનો આ કટાક્ષ સહી ન શકયો. છેવટની આશા, એક જ છેલ્લી આશાના ચૂરા થતા તેણે જોયા અને તેની લાગણી ઉશ્કેરાઈ "મહેરબાન, આપને કરગરીને વિનવું છું. હું આપને પગે પડું છું. પ્રભુને ખાતર તેની સાથે મને પરણવા દો."

ગુલાબરાવ, અવનવા અનુભવથી ઘડાયલો ડોસો આ નાટકી ઢબના કાલાવાલા જોઈ ખડખડ હસી પડ્યો. "છોકરા, મને પણ બનાવવા આવ્યો કે? તારા મનમાં એમ કે આ બુઢ્ઢા બણુચકને ફાવે તેમ ઊંધા ભણાવી સમજાવી લઇશું, પણ આ મૂર્તિ કાચી નથી હો. તેં તો હજી પચીસ ચોમાસાં જોયાં છે પણ મેં તો ૯૦ દિવાળી જોઇ નાંખી છે. તારી ધારણા કદી પણ પાર પડવાની નથી."

"દાદા!" માધવ ગળગળો થઈ ગયો.

"નહી, કદી નહી."

'કદી નહી'નો નિશ્ચિત સ્વર સાંભળી માધવના ટાંટિયા ઢીલા થયા. લથડિયા ખાતા પગે તે ખંડદ્વાર પાસે આવ્યો, બારણું ઉઘાડ્યું અને એક પગ બહાર મૂકયો. ડોસો ચમકયો. 'દાદા' એ શબ્દની જાદુઈ અસર થઇ. માધવ ખંડનો ત્યાગ કરે તે પહેલાં તેનું બાવડું પકડ્યું અને પોતાની પાસે બેસાડ્યો.

"ચાલ, બોલ, તારું પ્રેમપુરાણ સંભળાવ. જુવાની કેવી દિવાની હોય છે?" ઈશ્કી ડોસો બોલ્યો.

"દાદા," માધવ તેના મુખ તરફ જોઇ રહ્યો.

"શાબાશ, એમ ડાહ્યો થતો હોય તો? દાદા શબ્દ તારા મોંમાં કેવો શોભે છે?" ડોસો ફુલાયો.

માધવને ડોસાના ચેહેરામાં, તેની આંખમાં, તેના વર્તનમાં વિચિત્ર ફેરફાર લાગ્યો. 'દાદા' શબ્દે અજબ જાદુ કરેલું જણાયું. તેની ઉડતી જતી આશા પાછી વળી.

"દાદાજી!" માધવનું મુખ તેના હૃદયના ભાવો વ્યક્ત કરતું હતું, પણ દાદાને એ જાણવાની દરકાર નહોતી.

"અરે આ શા તારા રંગઢંગ, કપડાં પણ કેવાં ચીથરે હાલ પહેર્યાં છે! જાણે કોઈ પિંઢારો!" એમ કહેતાં જ તેણે પટારો ઉઘાડ્યો અને તેમાંથી ખણખણ અવાજ કરતી એક કોથળી કાઢીને તે માધવ પાસે ફેંકી. "લે આમાં સો રૂપીઆ છે તેમાંથી સારાં કપડાં શીવડાવી લેજે."

"દાદા, વહાલા દાદા, મારી વાત તો સાંભળો. મારું અંતર તમે જાણી શકો તો તમારું હૃદય પણ પીગળી જાય. હું તેને કેટલા પ્રેમથી ચાહું છું એ તમે કયાંથી જાણો? એને જોઇ છે ત્યારથી ભાન ભૂલ્યો છું. એ મળે તો ઠીક, નહી તો હું જીવતો રહી શકું કે કેમ તે પ્રભુ જાણે સરદાર ભુવનની એ સુંદરી......"

ડોસાની આંખ ફાટી. "સરદાર ભુવન! ત્યાંની છોકરી અને તેનાં લગ્ન તારી સાથે! બને જ કેમ? તો તો આબરુના કાંકરા જ થાયને? ક્યાં મારું ઉંચું કુળ અને કયાં એ હલકા લત્તામાં વાસ કરનારા ભામટા? એવાની છોકરીને તારી પત્ની બનાવીને તારા કુળને કલંક લગાડવા હું દઉં કે? એ તો કદી પણ નહી જ બની શકે."

માધવ ગાંડા મનુષ્યની માફક બાધો બનીને પોતાના દાદા તરફ જોઈ રહ્યો.

ડોસાનો ક્રોધ નરમ પડતાં વળી તે બોલ્યો, "માધવ તેની સાથે લગ્ન તો કદી થાય જ નહી. બાકી, હા, તેની સાથે તારો જીવ લાગ્યો હોય તો

રખાત તરીકે તેને રાખ. તેમ કરવામાં મારા તરફથી કંઇ વાંધો નથી." ઇશ્કી ડોસાને પોતાની જુવાનીના પ્રસંગો યાદ આવ્યા અને માધવને એ વારસો બક્ષવામાં તેને કંઇ વાંધા જેવું લાગ્યું નહી.

માધવની છેલ્લી આશા નષ્ટ થઈ. ડોસાનાં વચનો તેને કડવાં ઝેર જેવાં લાગ્યાં, 'તેને રખાત તરીકે રાખ,' એ શબ્દો તેને શૂળ માફક સાલ્યા. તે ઉઠયો, ડોસા તરફ તિરસ્કાર ભરી નજર ફેંકી અને જતાં જતાં કહ્યું, "પાંચ વર્ષ પહેલાં તમે મારા પિતાનું અપમાન કર્યું હતું, આજે મારી પત્નીનું અપમાન કર્યું. મારે હવે કંઈ કહેવું કે સાંભળવું નથી, પ્રણામ !"

દિગ્મૂઢ બનેલા ગુલાબરાયે ઉઠવાનો, બુમ પાડવાનો યત્ન કર્યો. પરંતુ તેના મુખમાંથી એક અક્ષર પણ નીકળે તે પહેલાં તો માધવ ત્યાંથી ચાલ્યો ગયો.

વિજળી તૂટી પડી હોય તેવો આઘાત ડોસાને થયો. તેણે કપાળ કુટયું અને ગાંડા માફક સફાળો ઉઠીને બારણા તરફ દોડયો. બારણું ઉઘાડતાં જ તેણે બૂમ મારી. "દોડો, દોડો."

'મોટી' ત્યાં દોડતી આવી, ડોસાની બૂમો સાંભળી ઘરના બધા સેવકો પણ દોડધામ કરતા આવ્યા અને તેની આજ્ઞાની રાહ જોઈ રહ્યા.

"જાઓ, જાઓ, તેની પાછળ દોડો. તેને સમજાવીને અહીં લઈ આવો. અરેરે, મેં નાહક તેને ચીડવ્યો. અરે એ તો છોકરવાદ કરીને અહીંથી ચાલ્યો ગયો. અરે રામ! હવે તે પાછો કયાંથી આવે ?"

ધૂનમાં ને ધૂનમાં તે બારી પાસે જઈ બહાર–રસ્તા ઉપર જોઇ રહ્યો અને બૂમ પાડી: "માધવ, માધવ, માધવ !"

પણ તેની આ બૂમ માધવના કાન સુધી પહોંચી નહી. તે તો અપમાનની ધૂનમાં ક્યાંઈ દૂર નિકળી ગયો હતો.

## પ્રકરણ ૩૫ મું

### આશાભંગ

માધવ અપમાન સહન કરી નિકળ્યો તે જ દિવસે સાંજે ચાર વાગે અજામિલ પોતાના બગીચામાં આંટા ફેરા મારતો હતો. તેણે હમણાં થોડા દિવસો થયા મેના સાથે બહાર જવાનું માંડી વાળ્યું હતું. અચાનક ઉભી

થયેલી ઉપાધિઓમાંથી પોતે મુક્ત બન્યો છે એવો સંતોષ તેણે માની લીધો હતો એવામાં વળી એક ચિંતા તેના મનમાં પેઠી હતી. એક દિવસ તે ફરવા ગયો હતો ત્યાં માર્ગમાં અચાનક તેણે જલુ ઠારને જોયો. સદ્ભાગ્યે તેના વિચિત્ર વેષને લીધે જલુ ઠારે એ વખતે તો તેને ઓળખ્યો નહિ. પરંતુ ત્યાર પછી ઘણી વાર બંનેનો ભેટો થવા લાગ્યો અને અજામિલને લાગ્યું કે જલુ ઠાર પોતાના ભેદીભુવનની આસપાસ ભટકયા કરે છે.

જલુ ઠારની હાજરી તેને મોત જેવી લાગી. મુંબઈ જેવા મોટા શહેરમાં પણ પોતાની જાત છુપાવવાનો યત્ન કરવા છતાં કોઇને કોઇ મળી જ જાય અને છુપાવાનો યત્ન નિષ્ફળ જાય એમ બનતું હતું. તેણે નિશ્ચય કર્યો કે મુંબઇમાં રહેવામાં હવે માલ નથી.

અત્યારે બગીચામાં ફરતાં ફરતાં પણ તેને એજ વિચારો આવ્યા. જલુ ઠાર, પોલીસ, મુંબઇનો ત્યાગ, મુસાફરી વિગેરેના વિચારથી તે આતુર બન્યો.

ફરતાં ફરતાં તેની નજર કઠોડાની ચુનાવાળી દિવાલમાં ખીલાથી કોતરેલા અક્ષરો, માધવે લખેલા પોતાના સરનામા ઉપર પડી અને તે ચમકયો, 'આ શું ? આ શબ્દોનો અર્થ શો ? કોઈ બીજા માટે આ સાધનરૂપ હશે કે પોતાને માટે કંઇ ચેતવણી હશે ?' તે નિશ્ચય કરી ન શકયો, છતાં તેની એટલી તો ખાત્રી થઇ ચૂકી કે આ ભેદીભુવનનો ભરમ ફુટી ગયો છે અને તેના બગીચામાં પરાયા માણસો પ્રવેશ કરવા પામે છે.

આમ ઉંડા વિચારમાં તે ઉતરી પડ્યો હતો તેવામાં રસ્તા ઉપર પોતાના તરફ જ કોઇ તાકી રહ્યું હોય એવો પડછાયો તેણે જોયો. પીઠ ફેરવી પાછળ જોવાના વિચારમાં તે હતો તેટલામાં તો તેના પગ આગળ એક કાગળનું પડીકું આવી પડ્યું.

દ્રઢ મનના અજામિલે જરા પણ ડર્યા વિના તે પડીકું ઉપાડી લીધું, કાગળ ઉઘાડ્યો અને તેમાં લખેલા મોટા અક્ષરો વાંચ્યા;–આ ઘર તજી જાઓ.

અજામિલે ચપળતાથી પાછું વાળી જોયું, પરંતુ કોઇ ન જણાયું. કઠોડા આગળ આવી તેણે આસપાસ રસ્તા ઉપર નજર ફેંકી. તેણે જોયું કે તેરચૌદ વર્ષની કોઇ છોકરી મુઠીવાળીને ઝપાટાબંધ ત્યાંથી દોડી જતી હતી.

આ બંને ચેતવણીથી મુંઝવણમાં પડેલો અજામિલ ઢીલા પગે વિચારગ્રસ્ત બની બગીચાનો ત્યાગ કરી ઘરમાં ગયો.

*     *     *     *

માધવ યત્કિંચિત્ આશાભર્યો પોતાના દાદા પાસે ગયો હતો. પરંતુ ત્યાં તો તે તદ્દન નિરાશ થયો. નિરાશાથી ઘેરાયલો માધવ રાતે બે વાગે તેના મિત્ર કનુને ઘેર આવ્યો અને કપડાં કાઢયા વિનાજ પથારીમાં પડ્યો. તેનું મગજ દુઃખમય વિચારોથી ઘેરાયલું હતું એટલે ઉંઘ માટે તેણે તરફડીયાં માર્યાં. એમ કરતાં સવાર પડી અને નિદ્રાદેવીની તેના ઉપર કૃપા થઇ. આખું જગત્ જ્યારે જાગૃત થયું ત્યારે આ આશાભંગ યુવાન ઉંઘમાં પડ્યો.

તે ઉઠ્યો ત્યારે મધ્યાહ્નનો સમય વીતી ગયો હતો. ઉઠતાં વેંત જ તે ઘરમાં કોઇ વસ્તુ શોધતો હોય એમ ફાંફાં મારવા લાગ્યો. ચોપડીઓના ઢગલા નીચે દબાવેલી કોઇ વસ્તુ તેણે ખેંચી કાઢી. ઇનાયતખાને પાયધુનીની પોલીસ ચોકીમાં માધવને સોંપેલી પીસ્તોલ હજી પણ માધવે સાચવી રાખી હતી અને આજે એ વસ્તુ એકાએક તેને યાદ આવતાં તે શોધી કાઢી પોતાના ગજવામાં સેરવી દીધી.

પીસ્તોલ સાથે જ તે બહાર નિકળ્યો. તેનું ચિત્ત વ્યગ્ર હતું, પોતે કયાં જાય છે તેનું ભાન નહતું, જ્યાં પગ ઉપડ્યા ત્યાં તે ભટકવા લાગ્યો, અને એમ કરતાં સાંજ પડી.

મનમાં માત્ર એક જ ધૂન હતી, છેલ્લી એક જ આશા હતી અને તે મેનાનાં દર્શનની. આજ રાતે તો મેનાને મળવું જ જોઇએ, તેને આપેલો વાયદો વીતી જાય તો મેનાની સ્થિતિ કેવી થઇ પડે એ જ વિચાર મગજમાં ઘોળાતો હતો. બે દિવસ સુધી તેને નજરે જોઇ ન હોવાથી તે ઉત્સુક બન્યો હતો એટલે બીજા બધા વિચારોને અત્યારે અવકાશ નહોતો. મેનાના વિચારમાં પણ તે આનંદ અનુભવવા લાગ્યો.

માધવ ભેદીભુવન પાસે આવી પહોંચ્યો. કઠોડાનો ઢીલો સળીયો તેણે ખસેડ્યો અને બગીચામાં પ્રવેશ કર્યો. તેણે ધાર્યું કે, 'મેના અહીં મારી વાટ જોતી ઉભી હશે.'

પણ ત્યાં તો કોઇ નહોતું. તેણે બંગલા તરફ નજર કરી તો ત્યાં પણ બધાં બારીબારણાં બંધ જોયાં. પુનઃ બગીચામાં જોયું, તેનો ખૂણે-ખૂણો તપાસ્યો પણ કોઇ નજરે પડ્યું નહિ. આવેશમાં આવી જઈ તે બંગલા પાસે આવ્યો અને બારણાં ખૂબ જોરથી ખખડાવ્યાં. ન અંદરથી કોઈ બોલ્યું કે ન બારણાં ઉઘાડ્યાં, 'મેના ! મેના !' કરી તે ફાટેલા સાદે બૂમ પાડવા લાગ્યો, પણ સાંભળે જ કોણ ?

માધવે નિશ્ચય કર્યો કે ઘરમાં કોઇ જ નથી. ઘરમાં તેમ જ બગીચામાં સ્મશાન જેવું શૂન્યકાર લાગતું હતું. મેના સાથે જે ઓટલા ઉપર બેસી તેણે અનેક રાતો વીતાવી હતી. તે ઓટલા ઉપર તેની નજર પડી, મેના તે ઉપર બેઠી હોય એવી ભ્રાંતિ થઇ અને તે તેનો મધુર સ્પર્શ કરવા ગયો, પરંતુ હાથ માત્ર ઓટલાના પથ્થર સાથે ભટકાયો. પોતાની ભ્રમણાનું તેને ભાન થયું. તેણે જાણ્યું કે જગતમાં હવે તેના માટે લેશ માત્ર સુખ રહ્યું નથી. મનમાં જ તેણે વિચાર્યું, "હવે આવી આશાભંગ અવસ્થામાં જીવવામાં શો સાર છે ? કોને માટે જીવવું ? મારા ભાગ્યમાં સુખ કે આનંદ લખાયાં જ નથી. હવે તો મરવું એ જ માત્ર એક માર્ગ..."

"માધવરાયજી !"

તેણે આ બૂમ સાંભળી અને તેની વિચારમાળા તૂટી પડી. તે સાવધ બન્યો, "કોણ છે ?"

"માધવરાયજી, તમે અહીં છો ?"

"હા, કેમ ?"

"માધવરાયજી," પુનઃ એ અવાજ સંભળાયો, "તમારા મિત્રો પરેલ આગળ તમારી રાહ જુએ છે."

માધવે આ સ્વર ઓળખ્યો. બરાબર એ અમથીનો જ ઘોઘરો અવાજ હોવો જોઇએ. તે દોડીને કઠોડા આગળ આવ્યો અને બહાર ડોકીઉં કર્યું. તેણે જોયું કે યુવાન વયનું કોઇ મનુષ્ય મુઠી વાળીને દોડી જતું દૂર અંધકારમાં અદૃશ્ય થાય છે.

# પ્રકરણ ૩૬ મું
## કસોટી

અજામિલના પૈસા માહિમના મહંતને કામ લાગ્યા નહી. મહંતમાં સાચી સાધુતા હતી. 'આમ અનાયાસે આવી પડેલા પૈસાને કેવી રીતે હાથ લગાડાય? તેનો ઉપયોગ મારાથી તો કેમ જ કરી શકાય?' એ વિચારો આવ્યા અને તેમ કરવામાં પાપ જણાયું.

એ ક્યાંથી આવ્યા હશે? એ પ્રશ્ન ઉપસ્થિત થયો. પરંતુ તેનું નિરાકરણ અશક્ય હતું. 'ગમે ત્યાંથી આવ્યા હોય, પરંતુ તે મારા તો નથી જ અને મને તે ન ખપે,' એવો વિચાર થયો. તેને લાગ્યું કે પોતાની નબળી સ્થિતિમાં પોતાના સત્યની, ધર્મપરાયણતાની પરીક્ષા કરવા માટે, નીતિની કસોટી માટે જ પરમાત્માએ આ પ્રસંગ ઉભો કર્યો છે.

પોતાની નબળી દશામાં પણ તે નીતિથી ડગ્યો નહી. અત્યારે એક પાઈ પણ તેને રૂપિયા સમાન થઇ પડે એવી કફોડી સ્થિતિ તે ભોગવતો હતો, અને એ કોથળીથી પોતાની નિર્ધનતા રૂપી દુઃખનું વાદળ ક્ષણમાત્રમાં વિદારી શકાય એમ હતું, પરંતુ તેનો ઉપયોગ કરવાનો પોતાને કંઈ જ અધિકાર નથી એ વિચાર આવતાં આ કોથળી કોડીની કિંમતની થઈ પડી.

આ કોથળીનું શું કરવું એ વિચાર આવ્યો, તેના માલિકને સોંપવી એ કર્તવ્ય જણાયું, પરંતુ માલિકને શોધવો ક્યાં? માલિકનો પત્તો મેળવવો મુશ્કેલ જણાયો. અંતે નિર્ણય કર્યો કે, આ કોથળી પોલીસને સોંપવી એટલે તેના માલિકની શોધ થઇ તે ખરા માલિકના હાથમાં જવા પામે.

ભોળો બિચારો મહંત! પોલીસના હાથમાં વસ્તુ આવી કે તરત જ તે ખરા ઠેકાણે પહોંચે એવી એની માન્યતા હતી, પણ એમને ક્યાં ખબર હતી કે પોલીસના પંજામાં સપડાયલી વસ્તુ બરાબર સુરક્ષિત રહે છે અને જોતજોતામાં ઠેકાણે પડી જાય છે? ચાંઉ થઇ જાય છે, પોલીસને જ પચી જાયછે.

કોથળી ગઈ એ વાત તો નક્કી. મહંતના હાથમાંથી તો એ જરૂર ગઇ. તેનો માલિક થનાર કોઇ ન નિકળ્યો એટલે પોલીસ બિચારી શું કરે? લાચારીથી (!) એ પૈસાને ઠેકાણે પાડવાની ઉપાધિ પોલીસે વોહોરી લીધી.

કુદરત મહંત ઉપર આમ કૃપાવંત થઇ ત્યારે તેણે અનાયાસે મળેલો લાભ ગુમાવ્યો. તેનું દારિદ્રય દિવસે દિવસે વધતું જતું હતું. પુસ્તકોની ભરેલી અભરાઇ ધીરે ધીરે ખાલી થતી જતી હતી અને મહંતની એ મોંઘી મુડીમાં ખાડો પડતો જતો.

આજે ઘરમાં ખાવાનું કંઇ જ નહોતું. કામ કરનાર ડોસી પણ મહંતની નિર્ધનતાથી કંટાળી હતી અને બબડાટ કરી પોતાનો રોષ ખાલી કરતી હતી. મહંત ઉઠયો, અભરાઈ ઉપરથી એક ચોપડી ઉતારી. તે બગલમાં મારી, અને કંઇ પણ બોલ્યા વિના બહાર નિકળ્યો. જે પુસ્તક તેણે ૧૦ રૂપિયે ખરીદ કર્યું હતું તે તદ્દન નવા જેવું હોવા છતાં ફકત બે રૂપિયા જ તેને મળ્યા. ગરજવાનને દેખીતો અન્યાય પણ સહન કરી લેવો પડે છે, સ્વમાનને ભૂલી જવું પડે છે, અપમાન ગળી જવું પડે છે, દેખતી આંખે પણ અંધ બનવા જેવી સ્થિતિને શરણે થવું પડે છે. ગરજ મહા બુરી ચીજ છે.

બે રૂપિયામાં થોડા દિવસો ટુંકા થયા. પણ એમ તે કયાં સુધી ચાલે? વળી એની એ ફીકર ઉભી થઇ.

મુંબઇમાં એક 'કૃષિકાર હિતવર્ધક સભા' નિકળી હતી અને મહંત તેના લાંબો વખત થયાં સભાસદ હતા. મહંતની દયાજનક સ્થિતિ એ સભાના અધ્યક્ષના જાણવામાં આવી. મહંતને પોતાને ત્યાં આવવાનું કહેવરાવ્યું.

અધ્યક્ષના બંગલા પાસે આવતાં જ પહેરેગીરે મહંતને રોકયો. ફાટયાં તુટયાં લુગડાં અને ચિથરેહાલ વેષ જોઇ તેને કોઇએ બંગલામાં પેસવા જ ન દીધો. અધ્યક્ષે પોતે બેત્રણ વખત તેની પાસે આવજાવ કરી હતી. પણ તેને મેં ન ઓળખ્યો અને અધ્યક્ષની સ્ત્રી તો 'આ ભામટા જેવો અહિં કોણ ઉભો છે?' એટલે સુધી બોલી ગઇ. મહંતને માઠું લાગ્યું, "સારા વખતનાં સૌ સગાં, પણ નબળાનું નહી કોઈ" એ વાકયનો સાક્ષાત્કાર થયો, અને ભગ્નહ્રદયે તે પાછો ફર્યો.

પોતાના સંકટનાં સાથી—પુસ્તકો તરફ તેની નજર ગઇ. વળી અભરાઇમાંથી એક સંખ્યા ઓછી થઇ.

રોજ રાતે તે રામાયણનું અધ્યયન કર્યા વિના સુતો નહોતો. રામા-

યણથી તેના દુઃખી હૃદયને શાંતિ થતી અને ચિત્ત પ્રભુસ્મરણમાં પરોવાતાં સંસારની ઉપાધિ વિસારે પડતી. રામાયણ તો દુઃખથી દબાયલા તેના દેહને ટકાવી રાખનાર અમૃતવેલ હતી.

દુઃખ આવે છે ત્યારે ઉપરા ઉપર આવ્યા કરે છે. શુદ્ધ કુંદનની કસોટી કરવા માટે તેને જેમ તાપે તેમ તેની શુદ્ધતા દીપી નિકળે છે. દુઃખ એ મનુષ્યની કસોટી છે. જેનામાં વધારે દુઃખો સહન કરવાની તાકાત, તેનામાં ધૈર્યનો ગુણ તેટલે અંશે વધારે. એ કસોટીમાંથી શુદ્ધતા અને નીતિપૂર્વક પસાર થવામાં ઉચ્ચ મનુષ્યત્વ રહેલું છે.

મહંતની કસોટી કરવામાં કચાસ રહી ગઈ હોય તેમ દૈવે એક બીજી ઉપાધિ તેના શિરે નાંખી. મહંતનું કામકાજ કરનાર ડોશી માંદી પડી અને તેની સારવાર કરવાનું મહંતને માથે આવી પડ્યું. મહંત મુંઝાયો.

પેટમાં ખાધા વિના થોડો વખત ચલાવી લેવાય, પણ દવા વિના દરદી દુઃખી થાય એ કેમ જોયું જાય? ડોશી મૃત્યુના મુખમાં સપડાઇ હોય, તરફડિયાં મારતી હોય, ઉપચાર માટે પોતાને વિનતિ કરી રહી હોય અને એ આશામાં જ મૃત્યુને શરણ થતી હોય એવી કલ્પના થઇ અને તે કમકમ્યો.

ઉપાય માત્ર એક જ હતો, અને તે પુસ્તકની અભરાઈ. માત્ર એક જ છેલ્લું પુસ્તક હાથમાં આવ્યું અને મહંતે તે વેચ્યું. તેને એમ જ લાગ્યું કે આ છેલ્લા પુસ્તકના નિકાલ સાથે પોતાની જીવનલીલાનો પણ અંત આવશે.

પોતાનું જીવન અકારું લાગ્યું. સંસારમાં તેને માટે સુખનું નામનીશાન નહોતું, ચોમેર નિરાશા અને અંધકાર જ હતો.

બીજા દિવસે બપોરે તે સુકાયલી વાડીમાં લમણે હાથ દઇને બેઠો હતો તેવામાં દૂરથી ધડાધડ કરતા અવાજો અને માણસોની ગુમરાણ મહંતના કાને પડ્યાં અને તે વિચારમાંથી જાગૃત થયો.

એજ ક્ષણે ખભે કુહાડી મુકીને રસ્તા ઉપરથી એક માળી નિકળ્યો. મહંતે પૂછ્યું, "ભાઈ આ કોલાહલ શાનો થાય છે?"

કુહાડી ખભા ઉપરથી ઉતારતાં માળીએ ઉત્તર આપ્યો, "ત્યાં તોફાન મચ્યું છે!"

"તોફાન શા માટે ?"

"ભગવાન જાણે. આપણને શી ખબર ?"

"હશે. પણ તોફાન ક્યાં ચાલે છે ?"

"પરેલના લત્તામાં."

માળી વધારે જવાબ આપવા ઉભો ન રહ્યો.

મહંતે પુનઃ પોતાના સંકટના સાથી પુસ્તકનો આશ્રય શોધવા વિચાર કર્યો અને અભરાઇ ઉપરથી એકાદ પુસ્તક ઉતારવા લાગ્યો. પણ ત્યાં તો એકે પુસ્તક નહોતું. અભરાઇ તદ્દન ખાલી થઇ ગઇ હતી.

'અરે ભગવાન' તેના મુખમાંથી ઉદ્‌ગાર નિકળ્યો. ખાલી હાથે, ઢીલા પગે અને ભગ્નહૃદયે તે બહાર નિકળી પડ્યો.

---

## પ્રકરણ ૩૭ મું

### તોફાન

ધોળે દિવસે ધાડ પાડવાનો ધંધો લઇ બેઠેલા કેટલાક કાબુલીઓ ભિન્ન ભિન્ન સ્વરૂપે નાની નાની ટોળીઓ બનાવી મુંબઇમાં ઉતરી પડ્યા હતા. કોઇ સૂકો મેવો લઈ નિકળતા, કોઇ સાલમ, કેટલાક હિંગના દાબડા ખાંધે મારી ફરતા તો કોઇ 'ચાકુ છુરી'ની બૂમો પાડી ગ્રાહકોને આકર્ષતા. કદાવર શરીર, મારકણી આંખો, બિહામણો ચહેરો અને કઠણ ભાષાઃ આ સર્વ સામાન્ય મનુષ્યને ભય ઉપજાવતા અને લોકો બની શકે તેટલા અંશે તેમનાથી દૂર રહેવા ઇચ્છતા.

ધીરે ધીરે વાત ચાલી કે આ લોકો હાથચાલાકીમાં ઉસ્તાદ છે, સામાન વેચવાના બાહના હેઠળ તેઓ કોઇના ઘરમાં ઘુસી જાય છે અને લાગ ફાવે તો કિંમતી વસ્તુઓ તફડંચી કરી જાય છે. ઉજ્જડ લત્તા હોય, એકાંત ઘર હોય, અને ઘરધણી કાચોપોચો હોય તો તેના દેખતાં જ તેને દબાવીને દરદાગીના, રોકડ કે કિંમતી વસ્ત્રો જે મળે તે કઢાવવા તેઓ પાછીપાની કરતા નથી. ઘરધણી પોલીસને ખબર આપે તે પહેલાં તો આ

ધાડપાડુઓ ક્યાંય આડાઅવળા થઇ જતા અને પોલીસને ખબર આપવાથી 'ખાતર ઉપર દિવેલ' જેવું જ પરિણામ આવતું.

લોકોમાં એવો ભય પેઠો કે નાના છોકરાંઓને ઘરની બહાર કાઢતાં સૌને સંકોચ થતો. આજે અમુક છોકરાના હાથમાંથી સોનાની કલ્લી કોઇએ ખેંચી કહાડી અને આજે ફલાણી છોકરીના ગળામાંથી મોહનમાળા કોઇ કાઢી ગયું, એવી ફરીયાદો સંભળાવા લાગી અને બાળકો બિચારા 'કોઇ રાક્ષસ જેવો, ઉંચો તાડ જેવો, જાડી ભેંસ જેવો, માણસ હતો' એટલું જ કહી શકતા, એક તો દાગીનો ગયાનો સંતાપ અને બીજું એ ભયાનક ચેહેરાના દર્શનથી ઉપજેલો ભયઃ આ બંનેથી છોકરાંઓ બિચારાં આબાં બની જતાં.

ફાવ્યો જુગારી બમણું રમે એ ન્યાયે આ ધાડપાડુઓ પોલીસના હાથમાંથી છટકી જતાં વધારે નિરંકુશ બન્યા. વાતવાતમાં કોઇ વેપારી સાથે તેઓ લડી પડતા, જોતજોતામાં તેમના જ પાંચ દશ માણસો ભેગા થઇ જતા અને વેપારીના બિચારાના બાર વાગતા. તેની દુકાન ત્યાં ને ત્યાં જ લુંટાઇ જતી અને મેથીપાક ખાવો પડે તે વધારામાં.

પેટને માટે વેઠ કરનારા, હલકા પગારથી પોષાતા સીપાઇ દાદાઓ આ તોફાની ટોળીને છેડવાની હિંમત નહોતા કરી શકતા. શારીરિક શક્તિમાં તેમની હરીફાઇ કરવાની તેઓની તાકાત નહોતી. ધાડપાડુઓ ઉપર ધાક બેસાડી શકે એવી તેમના હાથમાં કંઇ સત્તા નહોતી એટલે નાહક 'પડ પાણા પગ ઉપર' જેવું કરવા કોઇ તૈયાર થતું નહોતું. 'રકઝક કરતાં કદાચ જાન ગુમાવવાનો વખત આવે તો બૈરાં છોકરાંનું કોણ બેલી ? સરકાર કંઇ બધાને નીભાવવાની છે ?' એ વિચારથી 'ચાલતું હોય તેમ ચાલવા દ્યો' કરી લોકરક્ષણના આ ઇજારદારો બધું નજરબહાર કરતા અને નજ ચાલે ત્યારે જરા ધાંધલ મચાવી પોતે પોતાનું કર્તવ્ય યથાર્થ બજાવે છે, એવું બતાવવાનો ડોળ કરવાનું ચુકતા નહોતા.

દિવસે દિવસે વાત વીફરી અને આ ધાડપાડુઓનો ત્રાસ વધતો ગયો. લોકોના સદ્ભાગ્યે શાંતિવર્ધક સભાનું આ તરફ લક્ષ ખેંચાયું. સભાસદોની એક ખાસ સભા બોલાવવામાં આવી અને 'લોકોની દુઃખદાયક

સ્થિતિ’ વિષે કરુણ ભાષામાં વિવેચનો થયાં. કનુએ સાંભળેલી વાતો વિસ્તારપૂર્વક સભામાં રજુ કરી અને આપણે જીવના જોખમે પણ ગરીબોની વહારે ધાવું જોઇએ એવો ઠરાવ રજુ કર્યો. લલ્લુએ દલીલો સાથે એ ઠરાવને અનુમોદન આપ્યું અને આ કાર્ય માટે ઉત્સાહી સ્વયંસેવકો મેળવવાની આવશ્યકતા જણાવી.

સ્વયંસેવકોની ટીપ શરુ થઇ અને કનુએ તેમાં પહેલ કરી. કનુ પછી તરતજ લલ્લુએ નામ નોંધાવ્યું અને આ બે જણાનાં નામ જોઇ સભાસદોએ ટપોટપ પોતાનાં નામ આપવા માંડ્યાં. કાર્યક્રમ નક્કી થયો. સ્વયંસેવકની ટુકડીઓએ જૂદા જૂદા લત્તામાં ફરતા રહેવું, જરા પણ ત્રાસની વાત સંભળાય કે ત્યાં દોડ્યા જવું, ગરીબોની વહારે ધાવું અને જરૂર પડે તો રંકના રક્ષણ માટે જીવને પણ જોખમમાં નાંખવો, એવો ઠરાવ થયો. રોજ રાતે શાંતિવર્ધક સભાના મકાનમાં સૌએ એકઠા મળી દિવસે બનેલા બનાવો અને નજરે જોયેલા પ્રસંગો સભામાં જાહેર કરવા અને તે ઉપરથી બીજા દિવસનો કાર્યક્રમ નક્કી કરવો એમ પણ ઠર્યું.

પરેલ તરફ આજે જબરી ધમાલ હતી. લોકો પરેલથી લાલબાગ અને રાણીના બાગને રસ્તે બેબાકળા બનેલા હાંફળાફાંફળા દોડ્યા આવતાં હતા. ‘કાબુલી ટોળી તોફાને ચડી છે, મારફાડ કરે છે, દુકાનો લુંટે છે અને સામા થાય તેને અસહ્ય કષ્ટ આપે છે’ એવા ખબર ફેલાવા લાગ્યા અને બેચાર ખુન થયાની વાત પણ ચાલી.

વાત સાચી હતી. સ્વયંસેવકોના બંદોબસ્તને લીધે કાબુલીઓ છુટાછવાયા ફાવી શકતા નહોતા એટલે તેમના ઉપર રોષે ભરાયા અને એ રીસ બીચારા ગરીબ લોકો ઉપર ઉતારવાનો તેઓએ નિશ્ચય કર્યો. ટોળીના બધાં માણસોએ અમુક એકાંતમાં દૂર આવેલા લત્તામાં એક સાથે નીકળી દુકાનો લુટવી અને તેમાં ડખલ કરે તેને મારતાં પણ અચકાવું નહિ એવો સંકેત કર્યો અને એ કાર્ય માટે પરેલના લત્તાની પસંદગી થઇ.

મુંબઇની પંચરંગી પ્રજામાં મારવાડીઓની તો જરૂર હોય જ. ખાસ કરીને જ્યાં મજુર વર્ગ રહેતો હોય, ‘આજ કમાયા અને આજે ખાધું,

કાલની ફીકર ખુદાને' એવા નફકરા વસતા હોય, વેપારી ભલેને એકના બે કરે પણ જો ઉધાર મળતું હોય તો રોજ દીવાળી કરનારા પડ્યા હોય, ત્યાં મારવાડી જરૂર પગપેસારો કરે જ. એકાદ ગાદી તકીઓ, નાનો સરખો ઇસ્કોતરો અને પાટિયાની બનાવેલી ચાલુ નામું લખવાની પાટી–આટલાં સાહિત્ય સાથે મારવાડી પોતાનો વ્યવહાર ધમધોકાર કેમ ચલાવવો તે સારી રીતે જાણે છે. મારવાડી સોના સાઇઠ નહિં પણ સાઇઠના સો કરે છે. તેની પાસેથી નાણાં લેનાર લુચ્ચાનો પીર હોય તો પણ તેની પાસેથી નાણાં કેમ વસુલ કરવાં તેની ઉપાધિ મારવાડીને હોતી જ નથી. એને તો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બધું વસુલ કરતાં આવડે છે. સીમગા અને હોળીનો હિસાબ ગણાવવામાં, મનમાન્યું વ્યાજ લેવામાં, કોથળી છોડામણની છૂટ રાખવામાં અને બનતાં સુધી નાણાં આપ્યા પહેલાં નગદ માલ પગ નીચે દબાવવામાં મારવાડી મશહુર છે.

પરેલના લત્તામાં ગરીબ માણસોની વસ્તી હોવાથી કારખાનાના મજુરો, રંક માછીમારો, મહેનતુ ઘાટીઓ અને નિર્ધન કારીગરોનો વસવાટ આ લત્તામાં હોવાથી મારવાડીઓને તો આ લત્તો આશીર્વાદરૂપ થઇ પડ્યો હતો. સંપીલા મારવાડીઓએ હારબંધ દુકાનો લગાવી દીધી હતી. બહારથી જોનારને એમ જ લાગતું કે આ દુકાનદારો આખો દિવસ માખી મારતા હશે, પરંતુ અંદરનો ભેદ જાણનારા સમજતા હતા કે આ દુકાનો ખરા નગદ માલનો ભંડાર છે.

આ દુકાનો ઉપર ગ્રાહકો સોનાચાંદીના દાગીના લઇ તે ઉપર રૂપિયા વ્યાજે લેવા આવતા. દાગીના લેતા અને રૂપિયા આપતા. મારવાડીઓને આ કાબુલીઓ વારંવાર જોતા અને તેમની આંખ અંજાઇ જતી. ઘણા દિવસ થયા તેમનો ડોળો આ દુકાનો ઉપર હતો અને આજે તેમણે લાગ સાધ્યો. બબે ચારચાર કાબુલીઓ કંઇ સોદો કરવા નિકળ્યા હોય એમ આખી બજારમાં છૂટા છવાયા ભિન્ન ભિન્ન દુકાનો આગળ આવી ઉભા રહ્યા અને જ્યારે બધા ત્યાં આવી ગયા છે એમ જણાયું ત્યારે તેમના મુખીએ સીટી મારી અને લુંટનું કામ શરુ થયું. 'ભૂખ્યો સિંહ શિયાળ

ઉપર તરાપ મારે' તેમ તેઓએ દુકાનોમાં પ્રવેશ કરી જરા પણ આંચકો ખાધા વિના જે મળ્યું તે ઘસડવા માંડ્યું. મારવાડીઓએ ધાંધળ મચાવી, દોડો દોડોની બુમો પડવા લાગી, અને નાસભાગ શરુ થઇ. 'સુકાની પાછળ લીલું બળે' તેમ વચમાં કોઇ દુકાન કે ઘર આવી જાય તેના પણ એવાજ હાલ થયા. લોકો ઉશ્કેરાયા અને આમ ધોળે દિવસે ધાડ પડે એ અસહ્ય થઈ પડતાં તોફાની ટોળાને અટકાવવા અને તેઓની સામે ટક્કર ઝીલવાનો યત્ન કરવા લાગ્યા. ગાળાગાળી ઉપરથી મારામારી શરુ થઈ અને લોકો પણ પોતાનો હાથ અજમાવવા અધીરા બન્યા. ટોળું તોફાને ચઢ્યું અને ચોમેર કોલાહલ મચી રહ્યો.

---

## પ્રકરણ ૩૮ મું

## અહીં ક્યાંથી ?

કાબુલીઓના સમૂહને જોતાં જ મારવાડી વેપારીઓના હાંજા ગગડી ગયા અને તેમણે દુકાનોનાં બારણાં બંધ કરવાની ધાંધળ કરી મૂકી. એક તરફથી આખી જીંદગી હાયહાય કરી મેળવેલી મૂડી ગુમાવવાની બીક, બીજી તરફ કાબુલીઓના ક્રૂર વર્તનનો ભય. આવી ભયભીત દશામાં તેઓ ભાન ભૂલ્યા અને 'ડૂબતો મનુષ્ય તણખલાને બાઝે' તેમ જે હાથમાં આવ્યું તે લઇને ખૂણે ખાંચરે ભરાઈ જવા લાગ્યા.

ધાડપાડુઓને તો પોતાની મતલબ સાધવી હતી. ફાવે તેમ થાય પણ પોતાનાં ખીસ્સાં તર કરવામાં જ તેઓનું લક્ષ હતું. જરા પણ વિરોધ બતાવ્યો કે મૂઆ પડ્યા. તરત જ કાબુલીનો પહાડી હાથ ગરદન ઉપર પડે અને સરકસનો ખેલ થતો હોય તેમ ગુલાંટ ખાઈ બીચારો ખુલ્લા માર્ગ ઉપર ધૂળ ફાકતો થઇ જાય. નબળા મનના માણસો 'મેં તેરી ગૌઆં'ની માફક તરત જ શરણે થવા લાગ્યા, પરંતુ બધા જ એવા બીકણ કે નિર્માલ્ય નહોતા. શરીરે નબળા હોવા છતાં આત્મબળવાળા દૃઢ મનના માણસોએ એમ નમતું ન આપ્યું અને ધાડપાડુઓએ પશુબળનો ઉપયોગ કરવા માંડ્યો. વાત રસાકસી ઉપર આવી અને વાતવાતમાં મારામારી શરુ થઇ.

શાંતિવર્ધક સભાના સભ્યો આ વાત જાણી તત્કાળ ત્યાં આવી લાગ્યા અને તેમની ટૂકડીઓ એ આખા લત્તામાં વેરાઈ ગઈ. કનુ અને લલ્લુ પોતાના સાથીઓને સુચના આપતા આમતેમ આંટા મારી રહ્યા હતા અને મદદ માટે ચીસો પાડી રહેલા નિરાધારોને સહાય આપવા, ઘાયલ થયેલાઓની શુશ્રૂષા કરવામાં રોકાયલા હતા. એવામાં એક ભીખારી ! જેવો છોકરો કનુની પાસે આવ્યો અને કહ્યું, "સાહેબ, કંઈ મારા લાયક કામકાજ ?"

"તું કોણ છે ?"

"સાહેબ, આ સેવકને લોકો 'જીવો ભીખારી' કહે છે."

"ભીખારી ? અહીં ભીખ મળે એમ નથી. જા, નાહક આ તોફાનમાં અટવાઇ મરીશ."

"પણ સાહેબ, હું કયાં કંઇ માગું છું, જ્યારે જોઇએ ત્યારે ભગવાન્ બધું આપી રહે છે. હું તો તમારી સાથે જોડાવા માગું છું."

"એમ ! પણ કાળજું કઠણ કરીને આવ્યો છે ? આ કાબુલીના છરા ને બંદુક જોઇને તારા ટાંટિયા થથરવા માંડશે."

"અરે મને બંદુક મળી જાય તો હું પણ તેમને બરાબર મારો હાથ બતાવી દઉં !"

"એમ ?" કનુને લાગ્યું કે છોકરો ચાલાક છે એટલે કંઇક કામ આવશે; "ઠીક ત્યારે અમારી સાથે જ રહેજે."

જીવો ભીખારી 'સબમેં મેરા લગતા હય' એ ન્યાયે કનુની સાથે દોડધામ કરવા લાગ્યો.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો એટલે પરેલ તરફ વસનારા ગરીબ મજુરો કારખાનામાંથી છૂટી ઘર તરફ આવતા હતા. તોફાનની વાત સાંભળી તેઓ ઉશ્કેરાયા અને પોતાના પાડોશીઓને બચાવવાની ઇચ્છાથી તેઓની વાહારે ધાયા. પથરાઓ ઉડવા લાગ્યા, લાકડાંઓની તડાતડી ચાલી અને 'મારો, લગાવો, ઓ બાપ મરી ગયો, અરે કોઈ દોડો' વગેરે રોષ અને કરુણાજનક ચીસો સંભળાવા લાગી. ધીરેધીરે અંધારું

૧૧

થતું જતું હતું એટલે એકબીજાની હીલચાલ સ્પષ્ટતાથી જોઇ શકાતી નહોતી. ધાડપાડુઓ લુંટવામાં પ્રવૃત્ત બન્યા હતા ત્યારે લોકો અને શાંતિ-વર્ધક સભાના સભ્યો તેઓને અટકાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

ઝનુની સ્વભાવના ધાડપાડુઓ પોતાના કાર્યમાં આવી રીતે વિઘ્ન આવી પડેલું જોઇ ખીજાયા અને ભાન ભૂલ્યા. તેમણે હથિયારનો છૂટથી ઉપયોગ કરવા માંડ્યો.

આ હુમલા સામે ટક્કર ઝીલવાનું કાર્ય મુશ્કેલ હતું. લોકોમાં નાસ-ભાગ શરુ થઇ અને ધાડપાડુઓ પીઠ પાછળથી પણ ઘા કરવાનું ચૂકયા નહિ. ચોમેર અશાંતિ ફેલાઈ ગઈ.

કનુ અને તેના સહચારીઓનું લક્ષ ઘાયલ થયેલાઓની સારવાર તરફ ખેંચાયું અને ત્યાં આવેલી એક દુધવાળાની દુકાનમાં ઘાયલ થયેલા માણસોને લઇ જઇ તેમની સારવાર કરવા દોડધામ ચાલી.

આ દોડધામ કરતી ટોળી તરફ ધાડપાડુઓના નાયકનું લક્ષ ખેંચાયું. તેમને ઠેકાણે પાડવાના વિચારથી હાથમાં પાણીદાર ધારવાળો છરો લઇ તે કનુ તરફ ધસ્યો.

દૂર એક ગલીને નાકે ખૂણામાં લપાઇને ઉભા રહેલા એક યુવાને આ જોયું. તેણે જોયું કે કનુનું આવી બન્યું છે. નાયક ક્રૂર કાળ સમાન કનુ તરફ છરો ઉગામી ધસ્યો આવતો હતો. એક ક્ષણ વધારે અને કનુ...

પણ નહિ. એ યુવાને ગજવામાં છૂપાવેલો હાથ બહાર કાઢ્યો અને નાયક તરફ નિશાન તાકયું. એક ધડાકો–ગોળીબાર થયો અને નાયક વિંધાયો. કનુ માટે ઉગામેલો છરો અને તે છરો મારવા જનાર બંને ભૂમિ ઉપર ઢળી પડ્યા. કનુ બચ્યો.

પણ તેજ ક્ષણે બીજી આફત ઉભી થઇ. કનુની પડખેજ ઉભો રહેલો તેનો માનવંત સેવક જીવો ભીખારી ભયમાં આવી પડ્યો. નાયકને પડેલો જોઇ બીજો એક ધાડપાડુ તેની પાછળ ધાયો અને નાયકનું નિશાન જીવા ઉપર હતું એમ ધારી તેના તરફ ધસ્યો.

ગલીના નાકે ઉભા રહેલા યુવાને તરતજ બીજા ગજવામાં હાથ

નાંખ્યો અને ફરી નિશાન તાકયું. જીવાનો જીવ લેવા જનાર જીવનહીન બન્યો. જીવાની જીવનદોરી ટકી રહી.

તે યુવાન એક શ્વાસે દોડતો ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાં જ કનુના મુખમાંથી ઉદ્દગાર નિકળી પડ્યા, "કોણ ? માધવ. બરાબર અણીને વખતે તું આવી લાગ્યો. તું ન હોત તો આજે મારી સંસાર યાત્રાનો અંત આવી ગયો હોત."

"અને મારા તો રામ જરૂર રમી જાત," જીવાએ પોતાની જીભને છુટી મૂકી.

કનુનું આ શબ્દો તરફ લક્ષ નહોતું. એને તો એજ નવાઈ લાગતી હતી કે, 'માધવ અહિં કયાંથી ?'

---

## પ્રકરણ ૩૯ મું

### ઘાયલ બાળા

કોઇ દેવદૂતે હાંક મારી હોય અને તેની આજ્ઞાને વશ થતો હોય તેમ માધવ ભેદીભુવનના ઝાંપા આગળ માર્ગ ઉપરથી 'તમારા મિત્રો પરેલ આગળ તમારી રાહ જુએ છે.' એવા શબ્દો સાંભળી પરેલ તરફ આવવા નીકળ્યો. ભેદીભુવનમાં મળેલી નિરાશાને લીધે તે જીવ ઉપર આવ્યો હતો. મૃત્યુનો માર્ગ તેને અનાયાસે જડ્યો હોય એવી ભ્રાંતિમાં આગળપાછળનો જરા પણ વિચાર કર્યા વિના તે પરેલ આગળ તોફાનના સ્થળે આવી લાગ્યો. દૂરથી જ તેણે જોઇ લીધું કે મામલો ગંભીર સ્વરૂપ ધારણ કરતો જાય છે. તે એક ગલીના નાકા આગળ પોતાને કોઇ ન જુએ છતાં પોતે બધું જોઇ શકે એમ ઉભો રહ્યો.

તેણે ચોમેર નજર ફેરવી, તોફાનમાં કોણ કોણ સામેલ છે, તોફાનીઓને અટકાવવામાં કોણ સહાય આપે છે, કોણ મારે છે અને કોણ માર ખાય છે એ જોયા કર્યું. એવામાં અચાનક કનુ ઉપર તેની નજર ગઇ, તેને ભયના મુખમાં સપડાયલો જોયો અને તરત જ તેણે ઇનાયતખાન

પાસેથી મળેલી પીસ્તોલનો ઉપયોગ કર્યો. જંકુડાની કપટજાળને છેદવાનું હથિયાર પોતાના મિત્રનો જીવ બચાવવામાં સાધનભૂત બન્યું.

કેતુ અને માધવની અત્યારે વાતોમાં વખત ગાળી શકે એવી સ્થિતિ નહોતી. નિરાધારને મદદ કરવામાં બંને પ્રવૃત્ત થયા.

તોફાને ચડેલા લોકોમાં શાંતિ ફેલાવવાનો યત્ન કરતાં કોઇ જખમી થયેલાને ઉપાડી સુરક્ષિત સ્થાને પહોંચાડવામાં માધવ આમતેમ દોડાદોડી કરી રહ્યો હતો, તેવામાં મંદ સ્વરથી પોતાનું નામ કોઈ ઉચ્ચારતું હોય એવો અવાજ તેના કાને પડ્યો.

'માધવરાય મુન્શી !' ફરી તેણે એ અવાજ સાંભળ્યો.

માધવ ચમકયો. માત્ર બે કલાક પહેલાં જે સ્વર તેણે બેદીભુવન પાસે સાંભળ્યો હતો, તેજ સ્વર ફરી અહીં કયાંથી સંભળાયો ? કદાચ ભ્રમણા થઇ હશે એમ ધારી તેણે પોતાના પગ ઉપાડ્યા.

'માધવરાય મુન્શી' ફરી એજ અવાજ, અને આ વખતે તો તે સ્પષ્ટ સંભળાયો. માધવે શરીર વાળ્યું, પાછળ જોયું, ચોમેર નજર કરી પણ પોતાને કોઇ બોલાવતું હોય એમ ન લાગ્યું.

"આપણા પગ પાસેજ...નીચે..." ફરી એજ સ્વર સંભળાયો, અને માધવે જમીન તરફ જોયું.

તેણે જોયું કે લોહીલુહાણ થયેલું કોઇ મનુષ્ય પોતાની નજદીક આવવાનાં ફાંફાં મારે છે ? તેનાં વસ્ત્રો લોહીથી તરબોળ થયાં છે, અને મોં ફિકકું નિસ્તેજ બની રહ્યું છે.

"નથી ઓળખતા ?" મંદ સ્વરથી પ્રશ્ન પૂછાયો.

"ના."

"હું અમથી."

એજ. જલુ ઠારની છોકરી, જીવાની અભાગી બેહેન. કોઇ પુરુષનાં ફાટયાંતૂટયાં વસ્ત્રોથી આ હતભાગી બાળાનું શરીર ઢંકાયલું હતું. લોહીએ વસ્ત્રો ઉપર જીવલેણ રંગ ચડાવ્યો હતો.

"તું અહીં શા માટે આવી ? આ શું કરે છે ?"

"મરું છું."

આ શબ્દો નિષ્ઠુર હૃદયને પણ પીગળાવી શકે છે. માધવનું હૃદય કમકમ્યું. "અરરર આટલો બધો ઉંડો ઘા ! ચાલ તને પેલા વૈદના ઘરે મૂકી આવું. ત્યાં પાટાપીંડી કરશું. તને કયાં લાગ્યું છે ? અરે રામ ! તને ઉપાડવી પણ કેવી રીતે ? અહીં શું કરવા જખ મારવા આવી ?"

તેણે એક હાથ ખભા આગળ અને બીજો કેડ આગળ મૂકી તેને ઉપાડવાનો યત્ન કર્યો. તેના હાથને આંચકો લાગ્યો અને અમથીએ ચીસ પાડી.

"કેમ, દુઃખ થયું ?"

"સેહેજ."

"પણ હાથમાં કંઇ વેદના છે ?"

અમથીએ પોતાનો હાથ ઉંચો કરી બતાવ્યો.

હથેળીમાં આરપાર છિદ્ર હતું.

"આ શું થયું છે ?"

"ગોળીથી વિંધાયો છે."

"હેં ?" માધવના આશ્ચર્યનો પાર ન રહ્યો.

"હાજી. તમે પીસ્તોલ ફોડી તેજ વખતે તમારા તરફ એક બંદુક તાકવામાં આવી હતી એ તમે જાણો છો ?"

"હા. અને એ બંદુકની નળી ઉપર કોઇએ હાથ મૂકયો હતો એ પણ મેં જોયું હતું."

"ત્યારે એ મારો જ હાથ."

"કેવી ઘેલછા ! અભાગી છોકરી, આ તેં શું કર્યું ? હશે આ ઘા જીવલેણ તો નથીજ. ચાલ, સારવાર કરવાથી તું સાજી થઇ જશે."

મંદ સ્વરે અમથી ગણગણી, 'ગોળીથી મારો હાથ જ વિંધાયો છે એમ નથી, એ ગોળી મારી છાતીમાં પેસી આરપાર નિકળી ગઇ છે. મને અહિંથી જરા પણ ખસેડવાની જરૂર નથી. વૈદ કરતાં તમે મને જલદી આરામ અપાવી શકશો. જરા મારા પડખે બેસશો ?"

માધવ નીચે બેઠો. અમથીએ પોતાનું માથું તેના ખોળામાં મૂકયું અને આંખો તેના મુખ ઉપર ઠારીને બોલી.

"માધવ, તમારાં દર્શનથી મારું અડધું દુઃખ તો ઓછું થયું. તમારા મધુર સ્પર્શથી મારી વેદના વિસારે પડી."

ક્ષણભર તે મૌન રહી. મહા મુશીબતે પોતાનું માથું ફેરવ્યું અને માધવ તરફ જોઇ બોલી, "માધવરાય, તમે કંઇ જાણો છો ? મારા મનની વાત તમે જાણતા હોત તો કેવું સારું થાત ? તમે પેલા ભેદીભુવનના બગીચામાં રોજ જતા હતા તે જોઇ મારું કાળજું કપાઇ જતું. પણ તેમાં તમને શું દોષ આપું ? દોષ મારો પોતાનો કે મેં તમને એ ઘર બતાવ્યું. વળી તમારા જેવા મોટા માણસો......"

તેનો કંઠ રુંધાયો. કટાક્ષમય હાસ્ય કરતાં વળી તે બોલી, "હું આપની નજરમાં જરા કદરૂપી પણ દેખાઉં, કેમ ખરું કે નહિ ?"

વળી જરા વિચાર કરી તે બોલી, "માધવરાય, હું એટલા માટે જ તમને અહીં ઘસડી લાવી. આ તોફાનમાં પૂરાં થઇ જઇએ તો પછી ઉપાધિ નહિ. તમારા તરફ નિશાન તાકવામાં આવતાંજ મેં બંદુકની નળી ઉપર મારો હાથ મૂકયો. આપની સાથેજ મરવાની મારી ઇચ્છા હતી. જમીન ઉપર ઘસડાતી ઘસડાતી અહીં આવી પહોંચી છું. મને તો એમજ લાગ્યું હતું કે તમારાં દર્શન નહિજ થાય, પણ હવે મને સંપૂર્ણ શાંતિ મળી. મારી ઇચ્છા ફળી. તમારા ઓરડામાં તમારાં મેં પ્રથમ દર્શન કર્યાં. તે દિવસ બાગે બુલબુલ પાસે તમને મળી તે દિવસ તમને યાદ છે ? તમે મને રૂપિયા આપ્યા ત્યારે 'પૈસાની હું ભુખી નથી,' એમ કહીને તે મેં ફેંકી દીધા હતા. તે યાદ છે ? અને હજીએ તમે એ રહસ્ય નથી સમજી શકતા ? બસ, હવે ભલે બધી દુનિયા ઉથલપાથલ થઇ જાય. મને તો અત્યારે પૂરી શાંતિ છે."

ઇર્ષા, વૈર, દુઃખ, નિરાશાના ભાવો અમથીના મુખ ઉપર વ્યક્ત થતા હતા. તેણે પોતાનો ઘવાયલો હાથ પોતાની છાતી ઉપર મૂકયો અને ત્યાંથી કંઇક કાઢવા ગઇ.

પરંતુ તરત જ તેણે ચીસ પાડી "ઓ બાપરે, ફરી લોહી વેહેવા

માંડ્યું." તેની છાતીમાં ગોળી વાગી હતી, અને ત્યાંથી ધીરે ધીરે લોહી ટપકતું હતું. અસહ્ય વેદનાથી મુંઝાઈ તે પોતાનાં વસ્ત્રો પીંખવા અને પછાડા મારવા લાગી.　　　　એવામાં

"અબ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે,
યાહોમ કરી સૌ પડો, ફત્તેહ છે આગે."

એ લોકપ્રિય ગીત લલકારતો એક છોકરો ત્યાંથી નિકળ્યો.

અમથીએ એનો સ્વર ઓળખ્યો અને બૂમ પાડી, "હા, એજ એજ."

માધવ તરફ જોઇ તે બોલી, "સાંભળ્યું એ ગીત? મારો ભાઇ એ ગાય છે."

"તારો ભાઈ?" માધવને તેના પિતાની આજ્ઞા યાદ આવી. જલુ ઠારનો બદલો વાળવાની કટુ ફરજનું સ્મરણ થયું, "કયાં છે એ તારો ભાઇ?"

"પેલો ગાય છે તે."

"ઠીક." માધવને આત્મસંતોષ થયો કે જલુ ઠારના પુત્રને જીવતદાન બક્ષવાનું સદ્ભાગ્ય પોતાને પ્રાપ્ત થયું હતું. જે જીવા ભીખારીનો તેણે જાન બચાવ્યો હતો એ જલુ ઠારનો પુત્ર હતો એ જાણીને માધવને કંઇક શાંતિ મળી. તે ત્યાંથી જવા ઉઠયો.

"માધવ, એમ ચાલ્યા ન જાઓ, હું હવે બે ઘડીની મુસાફર છું."

અમથીએ બેઠા થવાનો પ્રયત્ન કર્યો. તેની નાડીઓ તૂટતી હતી અને તેની જીવનલીલાનો અંત સૂચવતી હતી. તે માધવ તરફ વિચિત્ર ભાવથી જોઇ રહી.

"માધવ, તમારી સાથે હું પ્રપંચ રમવાની નથી. ખરી વાત કહી દઉં? પરમ દિવસે તમારા ઉપર લખેલો એક પત્ર ટપાલમાં નાંખવા માટે એક જણે આપ્યો હતો. પરંતુ તમને તે ન મળે એ દાનતથી મેં તે મારી પાસે સાચવી રાખ્યો. માધવ, મારા ઉપર કોપ ન કરશો? આપણે બંને સાથેજ આ દુનિયાનો ત્યાગ કરશું, નહિ? હશે, તમારો પત્ર તો લઇ લ્યો."

અમથીએ માધવનો હાથ પકડ્યો. પોતાનું બધું દુઃખ ભૂલી ગઇ હોય, એકાએક ચેતન આવ્યું હોય એમ તેણે માધવનો હાથ ઉંચકી પોતાની છાતી આગળ મૂકયો. વસ્ત્ર નીચે કાગળ જેવી વસ્તુ જણાઇ.

"માધવ, એ પત્ર લઇ લ્યો."

માધવે પત્ર લીધો. અમથીએ સંતોષનો શ્વાસ ખેંચ્યો અને ક્ષીણ સ્વરે બોલી, "માધવ, મારી મહેનતનો બદલો—"

"શું જોઇએ?" માધવ આતુર બન્યો.

"વચન આપો તો કહું."

"લે વચન આપ્યું. કહે જોઇએ?"

"હું મરણશરણ થાઉં ત્યારે મને એક મધુર ચુંબન આપવાનું વચન આપો."

તેનું માથું માધવના ખોળામાં ઢળી પડ્યું, અમથીની આંખો મીચાઇ. માધવને લાગ્યું કે જીવન પક્ષી ઉડી ગયું.

અમથી સ્થિર, શબવત પડી રહી, પરંતુ દીવો ઓલાય છે તે પહેલાં તેનો પ્રકાશ વધારે ઉગ્ર બને છે તે પ્રમાણે અમથીમાં એકાએક ચેતન આવ્યું અને મૃત્યુનાં ડચકાં ભરતી ભરતી તે બોલી, "હાશ. હવે મને કળ વળી. મારો જીવ ગતે જશે. માધવ હું તમને ચાહાતી હતી."

તેણે હસવાનો યત્ન કર્યો, પરંતુ એ હાસ્ય મૃત્યુસૂચક હતું. અમથીનો આત્મા તેના ખોળિયાને ત્યાગી ગયો.

## પ્રકરણ ૪૦ મું

### ઇર્ષાનો ભોગ

અમથીએ મૃત્યુશૈય્યાપર કરેલી માંગણીનો માધવે સ્વીકાર કર્યો, અમથીના મૃતદેહને તેણે ચુંબન કર્યું.

મેના આ વખતે હાજર હોય અને નજરે આ બધું જૂએ તો શું ધારે? પોતાના પ્રેમ માટે કેવી શંકા કરે એ વિચાર આવ્યો. પરંતુ પોતે આપેલા વચનનો ભંગ ન થાય અને મરનારની વાસના ન રહી જાય માટે એમ વર્ત્યા વિના છુટકો નહોતો. તેણે આપેલું વચન પાળ્યું.

માધવનું મન ઉંચું થયું, અમથીએ પત્રની વાત કરી ત્યારથીજ જરૂર કંઇ માઠા ખબર હોવા જોઇએ એવી ફાળ પડી અને પત્ર વાંચવાને તે અધીરો બન્યો.

માધવે ધીરેથી અમથીને ઉંચકીને જમીન ઉપર મુકી અને અંધારામાં, લોકોનાં ટોળાંની ભીડમાં એ પત્ર વાંચવો નહિ ફાવે એમ ધારી ટોળાંને વીંધીને દૂર એક ઘરમાં ઓટલીએ બળતા દીવેલના દીવાના મંદ પ્રકાશમાં પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો:—

પ્રાણેશ,

શું લખું? મારા બાપુ જવાની બહુ ઉતાવળ કરે છે. આજે જ અમે ભાયખળા પાસે નં. ૭ વાળા મકાનમાં રહેવા જઇશું અને ત્યાંથી પાંચ છ દિવસમાં સુરત જઇશું. પ્રભુ જાણે ક્યારે મળશું? મેના.

વાંચવાની ઉતાવળમાં આ અક્ષરો મેનાના છે એનું પણ માધવને ભાન નહોતું. મેના નામ વાંચીને જ આ પત્ર મેનાએ લખ્યો છે એવી ખાત્રી થઈ.

આ કારસ્થાન અમથીનાં હતાં. બે પ્રકારના વિચારોએ તેના મગજમાં ઘર કર્યું હતું. એક તો ભેદીભુવન ઉપર તેના બાપ અને બીજા લૂટારાઓએ પાડવા ધારેલી ધાડ અટકાવવી અને બીજે માધવ અને મેનાનો મેળાપ બંધ કરાવવો. તેણે બાજી રચવા માંડી.

મુંબઇના ગૃહસ્થોએ ગટરમાં ફેંકી દીધેલાં વસ્ત્રો અમથીએ શોધી કાઢ્યાં. એ વખતે ફાટ્યાંતૂટ્યાં, જૂનાં થયેલાં કે ઉતરેલાં વસ્ત્રોની કિંમત નહોતી. કોઈ પણ વસ્ત્ર નકામું થાય કે કોઇ સાધુસંતને તેનું દાન થતું અથવા ભીખારીની ભૂખ ભાંગતી. અત્યારે તો 'પ્યાઆઆ...લાબર..ણી'નો અવાજ આવ્યો કે મુંબઈની મહિલાઓ તરતજ કામ પડતું મૂકી બહાર દોડી અને અડધા ફાટયાં, અડધા સાજાં, જે હાથમાં આવ્યાં તે કપડાંનો ઢગ એ રાચરચીલાના ઇજારદારની પાસે લાવી મુકે. પુરુષો જાણે કે ઘરમાં કચરો ઓછો થયો, સ્ત્રીઓ જાણે કે પુરુષો પૈસા ખરચતાં બબડાટ કરે તેના કરતાં આ વગર પૈસે ચીનાઇ માટીનાં ચલાણાં, મુરબ્બો ભરવાની બરણી અને ચાહ ગાળવાની ગળણી, તપેલી, બાલ્દી વિગેરે મળ્યાં અને ઘરનાં રાચરચીલામાં વૃદ્ધિ થઇ. પ્યાલાબરણીવાળો બિચારો આશીર્વાદ આપતો જાય કે આવી રીતે એક બે ફાટેલાં કપડાંની સાથે સાથે બે ચાર સારાં કપડાં શેઠાણીની સરતચૂકથી હો કે મનની ઉદારતાથી પણ મળતાં

રહે અને પોતાનું ગજવું ગરમ થાય ! પણ અમથીના સદ્‌ભાગ્યે એ સમયે આવો ધંધો શોધનાર કોઈ નિકળ્યું નહોતું.

અમથીએ પુરુષવેષ ધારણ કર્યો અને ભેદીભુવન પાસે આવી અજામિલને ચેતવણી આપી. અજામિલ ભડક્યો અને તેણે મેનાને મળી ભેદીભુવન છોડવાની અને થોડા દિવસ ભાયખલા ઉપર ભાડે લીધેલા એક ઘરમાં રહી પછી સુરત જવાની વાત જણાવી. મેના આ વાત સાંભળી મુંઝાણી અને માધવને આ ખબર મળે તો ઠીક એમ ધારી પત્ર લખવા બેઠી. પત્રમાં શું લખવું એ વિચાર થયો. બેચાર કાગળ લખ્યા અને રદ કર્યા. રદ કરેલા કાગળોને ચોળી નાંખી ગોળ દડા જેવું બનાવી ખૂણામાં ફેંકી દીધા. લાંબા વિચારને અંતે તેણે બે ચાર લીંટી લખી નાંખી.

પત્ર લખ્યો તો ખરો પણ ટપાલમાં કોની સાથે મોકલવો એ વિચાર થઈ પડ્યો. નાનીને પત્ર સોંપાય નહિ. એ ડોશી તો કાગનો વાઘ કરી મુકે. મેના એ વિચાર કરતી બાગના કઠોડા આગળ આવી તો અમથીને પુરુષના પોશાકમાં બહાર રસ્તા ઉપર ફરતી જોઇ. કોઇ રખડતો છોકરો છે, બે પૈસા મળશે તો ખુશીથી કામ કરશે એમ વિચારી તેને બોલાવી, તેના હાથમાં પાવલી મૂકી અને પત્ર આપતાં કહ્યું, "ભાઇ, આ કાગળ ટપાલમાં નાંખી દઇશ ?"

અમથીએ ડોકું નમાવી હા પાડી અને પાવલી તથા પત્ર લઇ ત્યાંથી પત્ર ટપાલમાં જ નાંખવા જતી હોય તેમ ત્વરાથી આગળ નિકળી ગઇ. મેનાએ માન્યું કે, પત્ર જરૂર માધવના હાથમાં પહોંચી જશે.

અમથીના અંતરમાં એક મલીન વિચાર ઉદ્‌ભવ્યો, 'પત્ર શા માટે ટપાલમાં નાંખવો ? શા માટે માધવને મેનાના નવા સ્થળની ખબર પડવા દેવી ?' મેના અને માધવનો પ્રેમ અમથીને શૂળી સમાન સાલતો હતો અને તેમાં અંતરાય પડાવવાનો માર્ગ તે શોધતી હતી. તેનો અનાયાસે લાગ મળ્યો. પત્ર માધવને ન જ મળે તો પછી મેના માધવની પ્રેમલીલાનો આજથી જ અંત આવે એ વિચાર આવતાં જ તે હરખાઈ અને પત્ર પોતાની છાતી આગળ વસ્ત્રમાં છુપાવી રાખ્યો.

બીજા દિવસે અમથી કનુને ત્યાં માધવની ભાળ લેવા ગઇ. પત્ર તેને ાજ આપવાનો તો તેણે નિશ્ચય કર્યો હતો, માત્ર માધવનાં દર્શનથી આંખ ારવાની તેની ઇચ્છા હતી. કનુને ત્યાં આવી માધવની તપાસ કરી, પણ માધવ ાથી એવો જવાબ મળ્યો, વધારે પુછપરછ કરવા ગઇ તો કનુ કંટાળ્યો અને કોણ જાણે તે કયાં રખડતો હશે. પરેલમાં તોફાન જાગ્યું છે, અને ત્યાં જવાની મમને ઉતાવળ છે, નાહક ટકટક કરી અમારો વખત ન બગાડ ?'

પરેલ, તોફાન આ શબ્દોએ અમથીના મગજમાં કંઈ કંઈ વિચારો ઉત્પન્ન કર્યા. તોફાનમાં ભળી જવું એટલે દુનિયાની ઉપાધિમાંથી છૂટી જવાય. અમથી મરવા તૈયાર થઇ તેની સાથે જ માધવને પણ સાથે જ હોમવાનો તેને વિચાર થયો.

અમથી કનુની પાછળ પાછળ પરેલ સુધી ગઈ. દૂરથી તોફાન જોયું અને ત્યાંથી છટકી. તેની ખાત્રી હતી કે માધવ હંમેશના રીવાજ મુજબ મેદીભુવન આગળ જ ભમતો હશે.

મેના ન મળવાથી માધવ નિરાશ થયો હશે એવી અમથીને ખાત્રી હતી અને એમ જ બન્યું. માધવ હતાશ બની જીવ ઉપર આવ્યો હતો એ જ વખતે અમથીએ 'તમારા મિત્રો પરેલ આગળ તમારી રાહ જૂએ છે,' એવો સંદેશો દૂર ઉભા રહી આપ્યો અને માધવે એ સંદેશાનો અમલ કર્યો. મિત્રોને મદદ કરવા કે જીવનલીલાનો અંત લાવવા પોતે ત્યાં જાય છે એનું તેને ભાન નહોતું.

સંદેશો દૂરથી જ આપીને અમથી મુઠી વાળી ત્યાંથી દોડી ગઈ. થોડેક ગઈ કે તરત અટકી અને માધવને પરેલ તરફ જતાં જોયો, તેના જીવને કળ વળી.

ઇર્ષાનો અગ્નિ તન અને મન બંનેને બાળીને ભસ્મ કરે છે. ઇર્ષાળુ આદમીનું અંતર ઇર્ષાગ્નિની વિનાશક ઝાળથી સળગતું રહે છે અને ધીરે ધીરે બળીને ખાખ થાય છે. ઇર્ષાનું ફળ વિનાશ છે.

અમથીની પણ એજ દશા થઇ. મેનાના સુખનું છેદન કરવાની પાપી ઇર્ષાએ તેના પોતાના જ વિનાશનો માર્ગ સુઝાડ્યો, તે તોફાનમાં ભળી અને ત્યાં આપણે જોયું તેમ પોતે જ ઇર્ષાનો ભોગ થઈ પડી.

## પ્રકરણ ૪૧ મું
### મૃત્યુનો માર્ગ

પત્ર વાંચતાંજ માધવને શાંતિ થઈ. 'મેના હજી મને ચાહાય છે. આ પત્ર ઉપરથી જ તેના હૃદયના ભાવ જણાઇ આવે છે. ત્યારે મારે શા માટે હાથે કરીને મૃત્યુને નોતરવું ?'

વળી વિચાર બદલાયા, "એ ભલેને ચાહાતી હોય, પણ તેના બાપુની ક્યાં ઇચ્છા છે ? એ તો મારી આડખીલી ટાળવા માટે મુંબઇનો જ ત્યાગ કરી જનાર છે. અને મારા દાદા ? એ તો હઠીલા હનુમાનની માફક એકના બે થવાના નથી. તેની ના પછી એ કદી હા થનાર નથી. ત્યારે આવું નિરાશામય જીવન ગાળવામાં શો સાર ?"

મરવાનો નિશ્ચય અંતે કાયમજ રહ્યો, પરંતુ મરવા પહેલાં બે કામ કરવાની આવશ્યકતા જણાઇ. એક તો મેનાને છેવટનો પત્ર લખી પોતાનાં મૃત્યુના ખબર આપવા અને બીજું અમથીના ભાઇ અને જલુ ઠારના પુત્રને આ બખેડામાંથી બચાવવો.

ગજવામાંથી તેણે પોતાની નોંધ ખોલી, ડાયરી અને પેન્સીલ કાઢ્યાં અને એક પાના ઉપર લખ્યું:–

"આપણાં લગ્ન ન જ થઇ શકત. મારા દાદાની સમતિ લેવા હું ગયો હતો પરંતુ તેમણે તો સાફ ના કહી દીધી. નથી મારી પાસે કંઇ પૈસા કે નથી તારી પાસે કંઇ ધન. મેં તને વચન આપ્યું હતું તે પાળ્યું છે. તને મળવા આવ્યો હતો, પરંતુ આખું ઘર સુનકાર હતું. જીવનમાં સુખની આશા નથી એટલે મૃત્યુને શોધું છું, છતાં જીવ તારામાં ભરાયો છે. આ પત્ર તને મળશે ત્યારે મારો પ્રાણ આ અસાર સંસાર છોડી ગયો હશે. પ્રભુ તને સુખી રાખે."

માધવે જાણીને જ પોતાનું નામ ન લખ્યું. નોંધપોથીમાંથી એ કાગળ ફાડી લઇ તેની ઘડી કરી અને તેના ઉપર મેનાનું નવું સરનામું લખ્યું.

ઘડીબંધ પત્ર હાથમાં રાખી તે વિચારમાં પડ્યો. વળી કંઈ ધુન આવી અને એ જ નોંધપોથી ઉઘાડી પહેલાં જ પૃષ્ઠ ઉપર લખ્યું;–

"મારું નામ માધવરાય મુન્શી, મારા મૃતદેહને મારા દાદા ગુલાબરાય પાસે લઇ જવા કૃપા કરશો. તે ખેતવાડીમાં સુરત–સદનમાં રહે છે."

ગુલાબરાય ડોસા લેહેરી જીવ હતા અને પોતાના મકાનને ફક્કડ નામ આપવાની ધુનમાં પોતે સુરત તરફના હોવાથી ઘરનું નામ સુરત–સદન પાડ્યું હતું.

માધવે નોંધપોથી બંધ કરી તેને ગજવામાં સેરવી દીધી અને જીવાને બોલાવ્યો. જીવો પ્રફુલ્લ વદને દોડતો આવ્યો, "કેમ સરદાર?"

"મારું એક કામ કરીશ?"

"એક શું? એકવીસ. એ શું બોલ્યા મહેરબાન? આપને માટે તો મારા ચામડાના જોડા શીવડાવું તોય ઓછું. તમારા પ્રતાપે તો અત્યારે જીવતો રહ્યો છું."

માધવનું લક્ષ આ પટપટારામાં નહોતું, જીવાનું ભાષણ પુરું થતાં માધવે કહ્યું, "જો, આ કાગળ."

"હાજી. તેનું શું કરવું છે?"

"આ કાગળ લઇ તું એકદમ જા. આ તોફાનમાંથી બહાર નિકળી જા. કાગળ કાલે સવારે આપજે સમજ્યો?"

"ત્યારે અત્યારે જ જવાની શી ઉતાવળ છે? હું સવારે જ જઇશ."

"ના, ના. અહિંથી તો અત્યારે જા. તોફાન વધતું જાય તો પછી અહિંથી નિકળવું જ મુશ્કેલ થઇ પડે, માટે હમણાં જ નિકળી જા."

"જેવી ઇચ્છા" જીવાએ પત્ર લીધો અને ત્યાંથી જતાં જતાં બબડ્યો, "કંઈ ફીકર નહિ. ભાયખળા તે અહીંથી કયાં દૂર હતું. ચપટી વગાડતાં ત્યાં પહોંચી જઇશ અને કાગળ આપીને પાછો આવતો રહીશ."

માધવે માન્યું કે હવે પોતાને માટે મૃત્યુનો માર્ગ મોકળો છે.

---

## પ્રકરણ ૪૨ મું
## અસ્વસ્થ અજામિલ

અજામિલ અને મેના ભેદીભુવનનો ત્યાગ કરી ભાયખલા આગળની એક ગલીમાં રહેવા આવ્યાં. ભેદીભુવન છોડતી વખતે મેનાનું મન કચ-

વાતું હતું એ અજામિલે સ્પષ્ટ જોયું અને તેને લાગ્યું કે મેનાનું વર્તન દિવસે દિવસે વિચિત્ર બનતું જાય છે. મેનાની હઠ અજામિલના આગ્રહ આગળ નકામી હતી. પોતાને મળેલી ચેતવણીથી તે હેબતાઇ ગયો અને રખે અહીં પણ કોઇ પોતાનો પીછો લેતું હોય એવી ભીતિ પેઠી. તેથી જ પોતાનો નિશ્ચય કોઇ રીતે ફેરવાય એમ નહોતું.

અજામિલ આજ સુધી પોતે મેના સાથે બીજા ઘરમાં જતો ત્યારે નાનીને ભેદીભુવનમાં જ રાખી જતો, પરંતુ આ વખતે નાનીને પણ સાથે લીધા વિના છૂટકો નહોતો. ભેદીભુવનમાં ફરી કદી પણ પગ મૂકવાનો નહોતો એટલે ત્યાં નાનીને રાખી શકાય એમ નહોતું. નાનીને બહુ બોલવાની ટેવ નહોતી. તેમ જ પારકી વાતમાં માથું મારવાની પંચાત નહોતી. 'મારે શું ? આપણને તો કામ સાથે કામ' એટલામાં જ તે સંતોષ માનતી એટલે અજામિલને 'ભાવતું હતું અને વૈદે બતાવ્યું' જેવું થતું. મધ્ય રાતે ભેદીભુવનના પાછળના બારણા આગળ એક રેંકડો આવીને ઉભો રહ્યો. અજામિલ, મેના અને નાની તરત જ બહાર નિકળ્યાં. અજામિલના હાથમાં નાનો ઇસ્કોતરો હતો જેમાં મહાત્મા ગરીબદાસજીની પ્રસાદી તેણે સાચવી રાખી હતી. આ ઇસ્કોતરો તેને પોતાના પ્રાણથી પણ વધારે પ્યારો હતો. મેનાના હાથમાં થોડાક કાગળીયાનું પોટકું હતું. નાનીએ પોતાની છીંકણી, સુરમાની શીશી, કાંસકી વિગેરે ઝીણી ઝીણી વસ્તુઓ, જેના વિના તેનું ગાડું અટકી પડતું તેની પોટકી બનાવી બગલમાં મારી હતી. બીજો કંઈ સામાન લેવાની માથાકુટ કરવા જેવો વખત નહોતો. રેંકડાવાળાને પણ ખબર ન પડે કે પોતે ઘર ખાલી કરી જાય છે તે માટે તેણે જાણીને જ 'સાથે કંઈ લેવાનું નથી' એવી આજ્ઞા કરી હતી.

રાત્રિનો અંધકાર અનેક કાળાં કૃત્યો ઉપર ઢાંકપીછોડો કરે છે. દુનિયા ન જોઈ શકે ન જાણી શકે એવાં કૃત્યો કાળરાત્રિના અંધકારની ઓથમાં બને છે અને સદાને માટે અંધકારમાં જ રહે છે. એજ અંધકારનો અજામિલે આશ્રય લીધો. કોઇનું બુરું કરવા માટે નહિ, પોતાના રક્ષણ માટે પોતે માની લીધેલા ભયથી બચી જવા માટે.

પ્રાતઃકાળ થયો અને બધાં નિદ્રાનો ત્યાગ કરી ઉઠ્યાં. નવા ઘરમાં ખપ પુરતું રાચરચીલું અજામિલે અગાઉથીજ લાવી મૂક્યું હતું, એટલે નાની તો ઉઠતાં વેંતજ કામે વળગી, પણ મેના તો સુસ્ત બની પથારીમાંજ પડી હતી. અજામિલે ધાર્યું કે તેની તબિયત ઠીક નહિ હોય.

મેના જાગી ત્યારે તેની આંખો ભારે લાગતી હતી. આખી રાત તેને ઉંઘજ ન આવી હોય એમ તેના ચેહરા ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું.

મેના આજે ઉદાસ દેખાતી, નહોતું તેને જમવાનું ભાન કે નહોતું રમવામાં આનંદ મેળવવામાં ચિત્ત. તેની ઉદાસીનતાનું કારણ જાણવા અજામિલ ઉત્સુક બન્યો.

બધાં જમી પરવારીને આરામ લેવા ગયાં. મેનાને ઉજાગરો હતો એટલે એ નિરાંતે સુતી, પણ નાનીનો જીવ રહ્યો નહિ. ઘરમાં બધી જણુસ ભાવ વ્યવસ્થિત કરવામાં તેનો જીવ ભરાયો અને ખુણેખાંચરેથી કચરો કાઢી ઘરમાં સાફસુફ કરવા લાગી. તેના હાથમાં કાગળનો ડુચો આવ્યો અને તેમાં કંઈ લખેલું હોવાથી 'કદાચ શેઠના કામનું હોય તો?' કરી તે કાગળને ઉકેલી, તેની ઘડી ભાંગી નાંખી, લાકડાની બાજઠ ઉપર મુકયો, અને ઉડી ન જાય માટે પિતળનો પ્યાલો તે ઉપર ઉંધો વાળ્યો.

અજામિલને આજે આરામ ન મળ્યો. જ્યાં સુધી મન પૂર્ણ શાંત નથી હોતું ત્યાં સુધી તનને પણ શાંતિ મળતી નથી. ઉપાધિ અને આરામને વૈર છે. બંને એક બીજાથી દૂર ભાગે છે. અસ્વસ્થ ચિત્તે આરામની આરાધના કરતાં કંટાળી અંતે અજામિલ ઉઠ્યો અને મ્હો ધોવા માટે પાણી લેવા સારુ પ્યાલો શોધવા બાજઠ ઉપર નજર ગઇ, પ્યાલો ઉપાડયો, પરંતુ તેની નીચે દબાયલા કાગળે તેનું લક્ષ ખેંચ્યું.

જે વસ્તુ ન જોવા જેવી હોય તે તરફ અનાયાસેજ લક્ષ ખેંચાય છે. અજામિલે કાગળ ઉપાડ્યો તેના ચારે છેડા ખેંચી કરચલી ભાંગી, અને પોતાના ઓરડામાં જઇ વાંચવા લાગ્યો.

'પ્રાણેશ' શબ્દ જોતાંજ તેને ઝટકો લાગ્યો. વિવેક કહેતો હતો કે 'બસ એ વાંચવો જ બંધ કર,' સ્વાર્થ કહેતો હતો કે 'આફતથી બચવા

માટે તે વાંચીને રહસ્ય જાણી લેવુંજ જોઇએ.' 'વાંચું કે નહિં' એ વિચારમાં યુદ્ધ ચાલતું હતું એટલામાં અજામિલની આંખો આખા કાગળ ઉપર ફરી વળી. 'મેનાએ પોતાના પ્રેમીને ઉદ્દેશીનેજ આ શબ્દો લખ્યા છે અને મનને ન રુચતા તે છેકી નાંખી વળી બીજાં વાકયો લખ્યાં છે' એમ સાફ જણાયું. એ પત્રના સ્પર્શથી અજામિલ અસહ્ય વેદના અનુભવવા લાગ્યો.

પત્ર જોયો, તેનો ભાવ સમજ્યો, તેને એમજ થયું કે મારો સુખ સૂર્ય આ નવી આફતરૂપી રાહુથી ઘેરાવાનો છે.

સિંહની બોડમાં હાથ નાંખી તેના બચ્ચાંને લેવાનો કોઈ યત્ન કરે ત્યારે સિંહની જે દશા થાય તેવી અજામિલની થઇ. તેના ઝનુની સ્વભાવ ઉપર ધૈર્ય અને સહનશીલતાના થર જામી ગયા હતા અને વૃત્તિ શાંત બની હતી, પરંતુ આજે એ બધા થર ભીંત ઉપરથી માટીના પોપડા ખરી પડે તેમ ખરી પડયા અને ક્ષણભર મૂળ સ્વભાવ જાગૃત થયો.

અજામિલે આજ સુધી દુઃખ ખમવામાં બાકી રાખી નહોતી. કુદરતની દરેક કસોટીમાંથી તે પાર ઉતર્યો હતો. ભય અને દુઃખે બાલ્યાવસ્થાથી જ તેની મૈત્રી કરી હતી, કુદરતે તેના ઉપર કોપ કરવામાં કચાશ રાખી નહોતી. દુર્દૈવ ખાઇપીને તેની પાછળ પડયો હતો. અજામિલે પણ તેને હંફાવવાનો જ નિશ્ચય કર્યો હોય તેમ આજ સુધી બધી આફત મુંગે મોઢે સહન કરી હતી, પોતાનું સુખ સર્વસ્વ હોમી દીધું હતું, જીવનને પણ અનેક વાર જોખમમાં નાંખ્યું હતું. એ વખતે તેનું હૃદય સ્વાર્થ ત્યાગી અને નીખાલસ દેખાતું, પરંતુ અત્યારે અજામિલનું અંતર કલુષિત બન્યું હતું, આજ સુધીની આફતો સહન કરી શકાય એવી હતી, આજની અસહ્ય હતી. આજ સુધીનાં દુઃખો દેહનાં હતાં. આજે તો પોતાની વ્હાલામાં વ્હાલી વસ્તુ, જે નિર્દોષ પંખીને જોઈ પોતે જીવનની કટુતા પણ વિસરી જતો તે પોતાની એક પૂરી પુત્રી સમાન બાળા મોંઘેરી થાપણ–પોતાના હાથમાંથી છટકી જાય, બીજાના હાથમાં જાય એ કેમ સાંખી શકાય? મેનાની મમતાએ અજામિલને ઘેલો બનાવ્યો.

અજામિલે કાગળના ફાડીને કટકા કર્યા અને હવામાં ફેંકયા. સાંજ સુધી તેને ચેન પડયું નહી, વિચારમાં જ વખત વિત્યો.

સંધ્યાકાળ વિત્યો અને નાની દીવો મુકવા આવી, "શેઠ, આજે બહાર ન જતા. લોકો કહે છે કે પરેલ આગળ ભારે ધીંગાણું જાગ્યું છે."

"એમ ? ધીંગાણું ? કયાં આગળ ?" અજામિલનું ચિત્ત વ્યગ્ર હતું.

"પરેલ પાસે. મુઆ લોકો શું કરે છે ? રોજ ઉઠીને મારામારી. હળાહળ કળજુગ આવ્યો છે," નાની બબડતી ચાલી ગઇ.

"ધીંગાણું" અને 'પરેલ' આ બે શબ્દો અજામિલના મગજમાં બરાબર ઠસી ગયા. નાનીનો બબડાટ સાંભળવા જેટલી તેનામાં સ્વસ્થતા નહોતી.

---

## પ્રકરણ ૪૩ મું
## પત્ર આવ્યો !

કોઇને જણાવ્યા વિના જ અજામિલ ઘરમાંથી નિકળ્યો અને નીચે આવી બાજુના ઘર આગળ એક ઓટલો હતો તે ઉપર બેઠો. રાતના ૯ વાગવા આવ્યા હતા એટલે ગલીમાં ઘણાખરા માણસો ઘર વાસી સુવાની તૈયારી કરી રહ્યા હતા. તોફાનની વાત સાંભળી કોઇએ બહાર ન નિકળવાનો નિશ્ચય કર્યો હતો. તેમ આખી ગલી સુમસાન જણાતી હતી. અજામિલ વિચારમાં એટલો બધો ઉતરી પડ્યો હતો કે જડમતિ માફક તેનું શરીર ઓટલા ઉપર સ્થિર પડયું રહ્યું. તે વખતે કોઇ તેને જુએ તો એમ જ કહે કે ઓટલા ઉપર એકાદ પુતળું બેસાડયું છે.

આવી વિચારગ્રસ્ત સ્થિતિમાં અજામિલને કેટલો વખત વિત્યો તેનું ભાન નહોતું. ગોળીબાર સાંભળતાં તે ચમકયો, રમખાણનો ચિતાર નજર આગળ ખડો થયો અને વળી દુઃખદ વિચારોથી ઘેરાયો.

તેની નજર એકાએક ગલીના નાકા આગળ ઉભેલી એક મનુષ્યાકૃતિ ઉપર પડી. એકવડીયા બાંધાનો કોઇ છોકરો તેના તરફ આવતો હતો. એ હતો માધવનો પત્ર લઇ આવનાર જીવો ભીખારી.

જીવો ગલીમાં આવ્યો. ત્રણ ચાર ઘરનાં બારણાં ધીરેથી ખખડાવ્યાં પણ બધાં જ અંદરથી વાસેલાં હતાં. શું કરવું ? જીવાએ આકાશમાં જોયું, પૃથ્વી તરફ નજર કરી. ગલીમાં આવેલાં બધાં ઘર ત્યાં ઉભા ઉભા જ જોઇ ગયો અને કંઇ સમજણ ન પડતાં હોઠ મરડ્યા, અને બબડ્યો, "ભોગ લાગ્યા."

ક્ષણ પહેલાં અજામિલને કોઈએ બોલાવ્યો હોત તો પણ તે ન બોલતે. પરંતુ અત્યારે તેનું અંતરજ તેને પ્રેરણા કરતું હોય તેમ પોતાની મેળે જ તેણે પ્રશ્ન કર્યો, "છોકરા, શું કામ છે?"

"પેટમાં મોટો ખાડો પડ્યો છે," જીવાનો તોફાની સ્વભાવ નજ ગયો, "મનને મોકળું મુકશો?"

અજામિલે ગજાવામાં હાથ ઘાલ્યો અને એક રૂપિયો બહાર કાઢ્યો. પણ જીવાની ચંચળવૃત્તિ સ્થિર ન રહી શકી અને જમીન ઉપરથી પથરો ઉંચકી લઈ પોતાની સામે જ બળતા એક ફાનસ તરફ ફેંક્યો. ખણણણ અવાજ કરતા કાચના કટકે કટકા થઈ જમીન ઉપર પડ્યા અને ફાનસ ભભકીને અંતે ઓલવાઈ ગયું. આખી ગલીમાં અંધારું ઘોર થઇ ગયું. પથ્થરના અવાજથી કાચના ખણખણાટથી આસપાસના રહેનારા માણસો ગભરાયા; તોફાની માણસો અહીં સુધી આવી લાગ્યા કે શું એવી ફ્રાળ પડી અને ગુપચુપ પથારીમાં પડ્યા રહ્યા.

"ગરીબ બિચારો છોકરો! ભૂખને લીધે તે ગાંડો બન્યો છે," અજામિલ મનમાં જ બબડ્યો અને જીવાના હાથમાં રૂપિયો મૂક્યો.

જીવો ચમક્યો. રૂપિયાના સ્પર્શથી હથેળીમાં ચળ આવતી હોય એવો અનુભવ થયો અને અંધારામાં ધોળીપુણી જેવા લાગતા એ ચળકતા દેવનાં ધારી ધારીને દર્શન કરવા લાગ્યો. રૂપિયા તેણે નજરે જોયા હતા, પણ તેનો સ્પર્શ કરવાનું સદ્ભાગ્ય તેને કદી પ્રાપ્ત થયું નહોતું. હાથમાં રૂપિયો આવતાં જ તે વિચારમાં પડ્યો. અજામિલને તે પાછો આપતાં તે બોલ્યો, "લ્યો ભાઈ, આ ઉપાધિ શું કરવા જોઈએ? એ અમને ન ખપે. અમે તો ફક્કડભાઈ!"

"છોકરા, તારી મા જીવે છે?"

"ત્યારે શું રામ બોલો થઈ ગઈ છે?"

"ના ભાઈ ના, હું તો એમ કહેતો હતો કે એ તારી માને આપજે."

અજામિલના માયાળુ શબ્દોથી જીવો ઠેકાણે આવ્યો.

"તમે બહુ ભલા આદમી લાગો છો;" જીવાએ બીજી વાર કહેવાની વાટ ન જોતાં તરત જ રૂપિયો ધોતિયાને છેડે બાંધી લીધો.

આ ગંભીર અને ભલા ડોસા તરફ જીવાને પૂજ્યભાવ થયો. "કાકા, તમે આ ગલીમાં રહો છો ?"

"હા, કેમ ?"

"નંબર ૭ વાળો માળો કયો ?"

"કેમ, ૭ નંબરના માળામાં શું કામ છે ?"

જીવાને લાગ્યું કે પોતે આ વાત કરવામાં બહુ ઉતાવળ કરી દીધી. તેણે વાત ફેરવી, "અરે આ પેલું જ ઘર હશે."

મનુષ્ય વિચારમગ્ન હોય છે ત્યારે તેને કંઈ કંઈ નૂતન કલ્પનાઓ થાય છે. સ્વાભાવિક પ્રેરણાથી તેના મુખમાંથી વચનો નિકળ્યાં, "છોકરા, હું એક પત્રની રાહ જોયા કરું છું. તું કંઇ કાગળ લાવ્યો છે ?"

"તમે ? પણ તમે કંઈ સ્ત્રી નથી."

"હું સ્ત્રી નથી એ વાત તો સાચી, પણ પત્ર મેનાને નામે છે, કેમ ખરું કે નહી," અજામિલે અટકળ બાંધી અને 'લાગ્યું તો તીર' એ ન્યાયે પ્રશ્ન કર્યો.

"મેના ? મેના કે કોયલ એવા કોઇ પક્ષીનું જ નામ છે."

અજામિલને આ બટક બોલા છોકરા ઉપર હાસ્ય ઉપજ્યું. "એ જ મેના, હું વાટ જોઇને જ બેઠો છું. લાવ એ પત્ર મને આપવાનો છે."

"ત્યારે તો તમે જાણતા જ હશો કે હું પરેલથી આવું છું."

"કેમ ન જાણું ? એટલે તો મેં તને કહ્યું."

જીવાએ પોતાના વસ્ત્રોમાં છૂપાવેલો પત્ર કાઢ્યો, પરંતુ તે આપતાં જીવ ન ચાલ્યો.

"લાવ" અજામિલ અધીરો બન્યો.

જીવાએ અજામિલ તરફ જોયા કર્યું, જરા વાર વિચારમાં પડ્યો, અંતે કાગળ અજામિલના હાથમાં મૂકતાં કહ્યું, "તમે લાગો છો તો વિશ્વાસુ. લ્યો, એ તમારી મેના કે કોયલ જે હોય તેને તરત પહોંચાડી દ્યો."

જીવો ઉત્તરની રાહ જોવા ઉભો ન રહ્યો. તેણે દોટ મૂકી અને દૂર અંધકારમાં ભળી ગયો.

જીવાએ આપેલો કાગળ લઇને અજામિલ ઉપર આવ્યો. તેના

હાથ કંપતા હતા અને તેની સાથે પત્ર પણ ધ્રુજતો હતો. જાણે તેને અજામિલનો ડર લાગતો હોય નહી!

ઉપર આવી મેના અને નાની સુઇ ગયાં છે એવી ખાત્રી કરી અજામિલ પોતાના ઓરડામાં આવ્યો. દીવો ઓલવાઇ ગયો હતો એટલે ફાંફાં મારી દીવાસળી શોધી કાઢી અને કંપતા હાથે બત્તી સળગાવી. ચોર ચોરી કરવા આવે ત્યારે જેમ તેને બીકના ભણકારા વાગે છે અને ચેતીચેતીને તે ડગલું ભરે છે તેમ અજામિલ પણ રખેને કોઇ પત્ર વાંચતાં પોતાને જોઇ જાય એ વિચારથી મુંઝાતો હતો. અંતે જિજ્ઞાસા રોકી ન શકાઇ, અને તેણે પત્રની ઘડી ઉકેલી તરત જ નજર આખા પત્ર ઉપર ફરી વળી. 'હું મૃત્યુને શોધું છું, છતાં જીવ તારામાં ભરાયો છે. આ પત્ર તને મળશે ત્યારે મારો પ્રાણ આ અસાર સંસાર છોડી ગયો હશે.' એ શબ્દો ઉપર વારંવાર આંખ આકર્ષાઇ અને અજામિલે વિજળીના ઝટકા જેવી વેદના અનુભવી. જેના તરફ આપણને અભાવ હોય તેનું કંઈ અહિત થયેલું સાંભળતાં જ અંતરમાં એક પ્રકારનો સંતોષ થયા જેવી લાગણી પેદા થાય છે. અજામિલના અંતરમાં હર્ષનો છુપો ધ્વનિ થતો હોય એમ તેને લાગ્યું. પોતાનું સુખ છીનવી જનાર વ્યક્તિનો આવી રીતે પોતાની દરમ્યાનગીરી વિનાજ, પોતે જરા પણ દોષનો ભાગી થયા વિના જ અંત આવી ગયો એ જોઇને તેનું હૈયું હેઠું બેઠું. મનમાં જ તે ગણત્રી કરવા લાગ્યો, "એ જરૂર તોફાનમાં સામેલ થયો હશે, અને અત્યાર સુધીમાં તો કદાચ સપાટામાં આવી ગયો હશે."

આવા વિચાર કરવા માટે તેને પશ્ચાત્તાપ થતો હોય તેમ હૃદય વિંહળ બન્યું. "આ મેં કેવો અધમ વિચાર કર્યો? મહાત્મા ગરીબદાસજી આ જુએ તો? અજામિલ આટલો બધો સ્વાર્થપરાયણ?" આ વિચારોએ તેને વ્યગ્ર બનાવ્યો. એકાએક કંઈ વિચાર આવ્યો હોય તેમ તેણે એક પેટી ઉઘાડી તેમાંથી કંઈ કાઢયું અને નિચે ઉતર્યો. જે દિશામાં થોડા સમય પહેલાં જીવો દોડી ગયો હતો તે જ દિશામાં અજામિલ ઉતાવળે પગલે ગયો.

---

## પ્રકરણ ૪૪ મું
## ગોળીબાર !

પોલીસને તોફાનની ખબર પડતાં તરત જ પરેલ આગળ આવી પોતાનાં માણસો ત્યાં ગોઠવી દીધાં અને તોફાની માણસોને પકડી તોફાન શમાવવાનો યત્ન થયો. પરંતુ ધાડપાડુઓ તોફાને ચડ્યા હતા એટલે પોલીસનો ડર તેમને તેમના નિશ્ચયથી ડગાવી ન શકયો.

પોલીસના વડાને લાગ્યું કે સીધી રીતે આ તોફાની લોકો સમજવાના નથી. તરત જ તેણે કાયદા પ્રમાણે વિખેરાવાની અલ્પ મુદત આપી, અને ન વિખેરાતાં ગોળીબારનો હુકમ આપ્યો.

રાત્રિ વધતી જતી હતી તેમ અંધકાર પણ વધતો જતો. કોણ કોને મારે છે, કોણ હુમલો કરે છે, કોણ બચાવે છે એનું પણ દૂરથી ભાન નહોતું રહેતું.

મામલાએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું અને આ તોફાન શમાવવા માટે બની શકે તેટલા તોફાનીઓને પકડી પોતાના કબજામાં રાખવાનો શાંતિવર્ધક સભાના સેવકોએ વિચાર કર્યો.

કનુ સ્વયંસેવકોને વ્યવસ્થા જાળવવાની સૂચના આપતો હતો તેવામાં તેણે એક કાબુલીની, પ્રજા પક્ષમાં પેસી જઈ જાસુસીનું કામ કરતો હોય એવી હિલચાલ જોઈ, સ્વયંસેવકોએ તેને ઘેરી લીધો અને ચતુર્ભુજ બનાવી જ્યાં ઘાયલ થયેલાઓને રાખતા હતા ત્યાં બાજૂના એક ઓરડાની વચમાં આવેલા થાંભલા સાથે બાંધી રાખ્યો.

એ જાસુસ એક પણ શબ્દ ઉચ્ચારતો નહોતો. નીચું મોં રાખીને થાંભલા સાથે બંધાયલો તે બેસી રહ્યો. માત્ર બાજૂના ઓરડાનાં બારણાં આગળ ઘવાયલા એક વયોવૃદ્ધ મનુષ્ય તરફ તેની નજર વારેઘડીએ જતી અને 'માહિમના મહંત અહીં ક્યાંથી' એમ સહજ જ તેનાથી બોલાઇ ગયું.

માહિમના મહંત પોતાની વાડીમાંથી નિકળી તોફાનની વાત સાંભળીને અહિં આવ્યા હતા અને સેવાભાવથી લોકોની વાહારે ધાતાં બિચારા ઘાયલ થઇ અત્યારે ખાટલામાં પડ્યા હતા. ક્યાં માહિમ, ક્યાં મહંતની

વાડી અને ક્યાં પરેલના લત્તામાં કોઇ અજાણ્યા માણસનું ઘર ? વિધિનું નિર્માણ મિથ્યા નથી થતું.

ઘાયલ થયેલાની શુશ્રૂષા કરવા જતાં તોફાનીઓનો હુમલો અટકાવવાનું અશક્ય થઇ પડ્યું હતું તેથી કનુ અને તેના સહચારીઓ મુંઝાયા. કોઈ શારીરિક સામર્થ્ય ધરાવનાર હામ ભીડે તો વધારે સારો બચાવ કરી શકાય એમ ધારી તેઓ તેવા માણસની ખોળમાં પડ્યા. બરાબર આ જ વખતે અજામિલ ત્યાં આવી ચડ્યો, કનુનો વિચાર જાણ્યો અને પોતે એ કાર્ય કરવા તત્પર છે એમ જણાવ્યું.

"કોણ તમે ? અરે તમારાથી એ કામ કદી બની શકે ?" કનુએ શંકા કરી.

માધવ અજામિલ તરફ જોઇ રહ્યો હતો. "હા, હા, બનશે, જરૂર બનશે. એ માણસ દૃઢાગ્રહી છે એવી મારી ખાત્રી છે," માધવે ખાત્રી આપી.

અજામિલ પોતાના કાર્યમાં પરોવાયો.

જીવો મહામુશીબતે ટોળાંને વિંધતો વિંધતો માધવ પાસે આવી લાગ્યો. તેને જોતાં જ માધવ મુંઝાયો, "છોકરા તું પાછો અહીં શામાટે આવ્યો ? મારી ચિઠ્ઠી બરાબર પહોંચાડી કે નહી ?"

"ચિઠ્ઠી ?" જીવો ગભરાયો, "એ ચિઠ્ઠી જે મેના કે બુલબુલને આપવાની હતી તે તો પથારીમાં નિદ્રાધીન હતી તેથી તેના નોકરને આપી છે. સવારે જરૂર તેને ચિઠ્ઠી મળી જશે."

ફાવ્યું તેમ જવાબ આપી જીવો છટકી ગયો. માધવને શંકા પડી. એ ચિઠ્ઠી અજામિલના હાથમાં તો નહી ગઇ હોય ? નહી તો અત્યારે એ પણ અહિં ક્યાંથી હોય ? તેણે અજામિલ તરફ આંગળી ચીંધી જીવાને પૂછ્યું, "તું પેલા ડોસાને ઓળખે છે ?"

"અરે નારે મહેરબાન એ કોણ જાણે કોણ હશે ?"

માધવ સત્યાસત્યનો નિર્ણય કરી શક્યો નહીઃ

વાત કરતાં કરતાં જીવો તોફાની ટોળાંમાં ઘેરાયો અને માધવે તેને સહાય કરી બચાવી લીધો ન હોત તો જીવો રામશરણ થઇ જાત. માધવ જીવા ઉપર ખીજવાયો, "મૂર્ખા તને કહ્યું નહોતું કે અહીં આવવાની જરૂર

નથી. જા, ચાલ્યો જા, તારા જેવા છોકરાનું અહીં કામ નહિ. માધવ પોતાના પિતાને જીવતદાન આપનારના પુત્રનો જીવ બચાવવા આતુર હતો. જીવો અહીંથી ચાલ્યો જાય તો તેનો જીવ જોખમમાંથી બચી જાય."

"છોકરાનું કામ નહિ, ત્યારે તમારા જેવા બુઢ્ઢા કાકાઓનું કામ છે ?" જીવો બોલવામાં છુટો હતો. માધવ વધારે આગ્રહ કરી શકયો નહિ.

અજામિલ તરફ કોઇનું લક્ષ નહોતું, અને કોઇ ન જાણે તેમ તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત હતો. એવામાં એકાએક ગોળીબાર થતાં સૌ ચમકયા. શું તોફાનીઓ પાછા તેજ બન્યા ?

પોલીસે વિચાર્યું કે હવામાં ગોળીબાર કરવાથી તોફાની ટોળું એકદમ ડર ખાઇ જશે અને શાંત બનશે. આ ગોળીબારથી શાંતિને બદલે ગડબડ વધી પડી. ગરીબ બિચારો જીવો એ ગોળીબારનો ભોગ બન્યો. જલુ દારનો કુળ દીપક (!) આમ એકાએક ઓલવાઇ ગયો, ચેતનહીન બન્યો.

જીવાને ધરતી પર ઢળી પડતાં માધવે ઝીલી લીધો. તરત જ તે તેને ઉપાડી ઘાયલ થયેલાઓ પાસે લઇ ગયો અને શુશ્રૂષા કરવા યત્ન કર્યો, પરંતુ એ યત્ન નિષ્ફળ હતો. જીવાનો પ્રાણ ઉડી ગયો હતો.

ગોળીબારના ભોગ બનેલા અભાગી જનોને લઈ આવી અજામિલે સારવાર માટે સોંપ્યા. ત્યાં જ બાજૂના ઓરડામાં થાંભલા સાથે બાંધેલા માણસ ઉપર તેની નજર ગઇ. તે માણસે ઉચું જોયું, બંનેની નજર મળી, અને ચમકયા. બંધનમાં પડેલા માણસે તરત જ ડોકું નીચે ઢાળી દીધું. અજામિલ મનમાં જ બબડ્યો "ઇનાયતખાન આવા વેષમાં ! તે અહિ કયાંથી ?"

---

## પ્રકરણ ૪૫ મું

## વેર વાળ્યું

ઈનાયતખાન છૂપી પોલીસનું કામ કરી રહ્યો હતો. તોફાનનું મૂળ શોધવા તે ફાંફાં મારી રહ્યો હતો. ધાડપાડુઓમાં ભળી જઇ તેમના નિવાસનો પત્તો મેળવવા અને એ કેટલા માણસો છે, કયાં જાય છે, શું કરે છે એ જાણી લેવા તે આતુર બન્યો હતો. આ તોફાની ટોળીનો ભેદ

મેળવીને આજ સુધી પોતે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરવા તે અધીરો થયો હતો અને આ વખતે પ્રસંગ અનુકૂળ છે, એમ ધારી તેણે કાબુલીનો વેષ ધારણ કર્યો અને તોફાનમાં ભળી ગયો.

ઇનાયતખાન ઉપયોગી માહિતી મેળવી લેવાનું ચૂકયો નહી. ધાડપાડુઓની દરેક હિલચાલ ઉપર તેની નજર ફરતી હતી. આ કામમાં તે એટલો બધો તલ્લીન બન્યો હતો કે તોફાને ચડેલા લોકોએ તેને ઘેરીને ચતુર્ભુજ બનાવ્યો ત્યાં સુધી તેને એ વાતનું ભાન ન રહ્યું. ઇનાયતખાને પોતાનું ખરું નામ બતાવ્યું હોત તો તરત જ તે મુક્તિ મેળવત, પરંતુ તેણે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો 'જે થાય તે જોયા કરવું અને તેમાંથી પણ જાણવા જેવી હકીકત જાણી લેવી' એવી તેની ઇચ્છા હતી એટલે થાંભલા સાથે બંધાયા પછી પણ તેની આંખ ચોમેર ફરતી હતી.

અજામિલને જોતાં જ ઇનાયતખાન ચમકયો, છતાં પોતે અહિં છે એવું અજામિલ જાણે અને ચેતી જાય એવું કરવા તે તત્પર નહોતો. તેથી જ તેણે પોતાની ગરદન ઝુકાવી મ્હોં છુપાવી દીધું હતું.

પણ અજામિલ કયાં તેનાથી ગાંજયો જાય એવો હતો ! નિમેષ માત્રમાં તેણે ઇનાયતખાનને જોઇ લીધો. ભૂતની માફક પોતાની પાછળ ભમતા આ પોલીસ અમલદારને જોઈ અજામિલ પણ ચમકયો, પરંતુ કંઈ બન્યું જ ન હોય એમ તરત જ સ્વસ્થ બન્યો.

બહાર માર્ગ ઉપર આવી અજામિલ વિચારમાં પડ્યો, "ઇનાયતખાન આવા વેષમાં ? એ અહિં કયાંથી ? ઇનાયતખાન ! હજી પણ મારો પીછો નથી છોડવો ? મેં તારું શું બગાડયું છે ? પોલીસની નોકરી કરવી એટલે બધાનું ખરાબ જ કર્યા કરવું. જેને ફાવે તેને હેરાન કરવો, કોઈનું સુખ છીનવી લેવું અને કોઇને નિરાંતે બેસવા ન દેવો એમ જ ? હા, હા, એમ જ નહિં તો આટલાં વર્ષે પણ એ મારી પાછળ શા માટે ઘુમે !"

પળવાર નિરાશાએ અજામિલને ઘેર્યો; વળી વિચારો પલટાયા. "પણ આ વેષમાં અહીં શા માટે આવ્યો હશે ? અને આમ બંધનમાં કેમ પડ્યો હશે ? એનું નામ જાણે તો આ લોકો તરત જ તેને છોડી મૂકે એટલું જ

નહિ પરંતુ તેની ક્ષમા માગે ત્યારે ઇનાયતખાન પોતાની ઓળખાણ કેમ આપતો નહિ હોય? બંધનમુક્ત કેમ નહિ થતો હોય? એમાં જરૂર કંઇ ભેદ હોવો જોઇએ. મારે તેની હિલચાલ બરાબર તપાસવી જોઇએ."

અજામિલ લોક સેવા કરવામાં પ્રવૃત્ત બન્યો, છતાં તેનું ચિત્ત તો ઇનાયતખાનમાં ભરાયું હતું. પોલીસે કરેલા ગોળીબારથી તોફાનીઓ દબાઇ જવાને બદલે વધારે ઉશ્કેરાઇ ગયા અને મારામારી વધી પડી. અંધકારમાં કોણ કોને મારે છે તેનું પણ ઓછું જ ભાન રહ્યું હતું.

એવામાં એક ઉશ્કેરાયલું ટોળું એકાએક ઇનાયતખાનને બાંધ્યો હતો ત્યાં આવી લાગ્યું, અને 'આજ લુચ્ચો કાબુલી, પેલા ધાડપાડુઓનો નાયક છે, એને મારી મારીને ઠેકાણે કરી દો,' એવી બૂમો પાડવા લાગ્યું, કોઇએ તો એને ખાડામાં દાટીને તેના ઉપર પથરા ફેંકવાની સૂચના કરી અને ઘણાએ ગડદા પાટુનો મુકમાર ચખાડવાની શીફારસ કરી. ટોળામાંથી પણ પોકાર થયો, "અરે એને તો એક જ ગોળીથી ઠાર કરી નાંખવો જોઇએ."

ઘણા આ વાતમાં સંમત થયા, પણ એ કામ કોણ કરે એ પ્રશ્ન ઉપસ્થિત થયો. એક ડોસો ટોળામાંથી બહાર નિકળી આગળ આવ્યો અને બોલ્યો, "એ કામ મને સોંપો."

બધા તેની તરફ જોઇ રહ્યા. ઇનાયતખાને નજર ઉંચી કરી, તેને જોયો, ચમકયો અને ફરી માથું નમાવી દીધું.

"શાબાશ, લ્યો તારે આ બંદુક અને કરી દો ખેલ ખલાસ," ટોળામાંથી ક્રોધથી કંપતા એક માણસે બંદુક આગળ ધરી અને ડોસાએ તે લઇ લીધી.

ઇનાયતખાનનું બંધન છોડી નાંખવામાં આવ્યું. તે વૃદ્ધે ચતુર્ભુજ બનેલા ઇનાયતખાનનો હાથ પકડ્યો અને પોતાની સાથે તેને ટોળામાંથી દૂર લઈ ગયો.

અહીં એક પણ મનુષ્ય નહોતું. આખી ગલી નિર્જન હતી. અહીં આવતાં જ ડોસાએ ઇનાયતખાનનો હાથ છોડી દીધો અને તેના તરફ ભાવસૂચક દૃષ્ટિ ફેંકી.

"કોણ, અજામિલ ?"

"હા, ઇનાયતખાન, બોલ શી ઇચ્છા છે? તમારી ઇચ્છા તે જ મારી ઇચ્છા."

"તમારી ઇચ્છા પરિપૂર્ણ કરો!"

"ખરેખર?"

"હા. તમારું વેર વાળવાનો આ રુડો અવસર છે." ઇનાયતખાનની દઢતા અજામિલ સાથે સ્પર્ધા કરી શકે એવી હતી.

અજામિલે પોતાની બંડીમાંથી એક પાણીદાર મોટો ચપ્પુ કાઢયો.

"ચપ્પુ?" ઇનાયતખાન બબડ્યો, "ઠીક. તમને એજ વધારે ફાવશે."

અજામિલે ઇનાયતખાનનું બંધન તોડ્યું; પ્રથમ ચપ્પુથી કમર અને ઉપર બાંધેલું કાપ્યું અને જમીન તરફ વાંકા વળી પગનું બંધન કાપી નાંખ્યું. ઉભા થતાં જ તે બોલ્યો, "ઇનાયતખાન, તારે જવું હોય ત્યાં જા. તું મુક્ત બન્યો છે."

ઇનાયતખાન જેવો ખંધો માણસ પણ આ શબ્દોથી આશ્ચર્યચકિત થયો. પુતળાંની માફક તે અજામિલ તરફ જોઇ રહ્યો,

અજામિલે તેના ઉત્તરની રાહ જોયા વિનાજ કીધું, "હું નથી ધારતો કે અહિંથી હું જીવતો જવા પામું, છતાં કદી એમ થાય તો હું 'દેવો' નામ ધારણ કરીને ખેતવાડીમાં નં૦ ૭ વાળા મકાનમાં રહું છું એ વાત અત્યારેજ જણાવી દઉં છું."

વાઘ પોતાના શિકાર તરફ કરડી નજર કરે તેવી રીતે ઇનાયતખાને અજામિલ તરફ વક્ર દષ્ટિથી જોયું અને બબડ્યો, "ઠીક છે. જોઇ લઇશ."

"જા, ચાલ્યો જા," અજામિલે પુનઃ આજ્ઞા કરી.

ઇનાયતખાન યાદ કરી ગોખતો હોય એમ બોલ્યો. "દેવો, ખેતવાડી......" તેને ઘરનો નંબર યાદ નહોતો રહ્યો.

"નં૦ ૭ વાળું મકાન," અજામિલે સ્મરણ કરાવ્યું.

"નં૦ ૭, નં૦ ૭," બબડતાંજ ઇનાયતખાને પોતાનાં વસ્ત્રો ઠીકઠાક કર્યાં, પાછળ ફર્યો, અદબ વાળી અને આગળ આગળ ચાલવા લાગ્યો. અજામિલ તેની પાછળ જોઇ રહ્યો.



દશ બાર ડગલાં આગળ જઈ ઇનાયતખાં પાછો વળ્યો........"જા, ચાલ્યો જા" અજામલે સૂચના આપી. (ભાગ ૨-પૃ. ૧૮૭)

દશ બાર ડગલાં આગળ જઈ ઇનાયતખાન પાછો વળ્યો. "મારું મન માનતું નથી. મને મારી જ નાંખ્યો હોત તો ?"

"જા, ચાલ્યો જા," અજામિલે સ્વસ્થતાથી સૂચના આપી.

ઇનાયતખાન પાછો ફર્યો અને મહા મુશીબતે પગ ઉપડતા હોય તેમ મંદ ગતિથી સામી દિશામાં ચાલ્યો ગયો.

ઇનાયતખાન દેખાતો બંધ થયો કે તરત જ અજામિલે બંદુક હવામાં તાકી અને ફોડી.

'એ જાસુસનો દેહ ગોળીથી વિંધાઇ ગયો' એમ ઉશ્કેરાયલા લોકોએ માન્યું અને એક પીડા ઓછી થઈ એવી ગણત્રી કરી લીધી.

અજામિલે આ રીતે ઇનાયતખાનને દબાવવામાં દિલની ઉદારતા બતાવી, પરંતુ તે વખતે તો તે (ઇનાયતખાન) શરમાઇ જાય એવી રીતે ઉપકારવશ બનાવી દેવામાં જ માનવજીવનની મહત્તા રહેલી છે એમ માન્યું. અજામિલે ધાર્યું હોત તો ક્ષણ માત્રમાં ઇનાયતખાનનો અંત લાવી શકતે, પરંતુ 'અપકારનો બદલો ઉપકાર' એ તો એનો જીવનમંત્ર હતો. મહાત્મા ગરીબદાસજીનો એ ઉપદેશ તેના આ અનન્ય ભક્તના હૃદયમાં ઠસ્યો હતો અને ગરીબદાસજીની ગેરહાજરીમાં પણ તેના તરફનો પૂજ્ય ભાવ પોતાના સત્કાર્યથી તે સિદ્ધ કરતો હતો. ઇનાયતખાન ઉપર અજામિલે આવી રીતે વેર વાળ્યું. તેના અંતરાત્માને આનંદ થયો.



## પ્રકરણ ૪૬ મું

### ગટરમાં

શાંતિ સ્થાપવાનો શ્રમ સફળ થાય એવાં ચિન્હો જણાવા લાગ્યાં એટલે શાંતિવર્ધક સભાના સભ્યોમાં વધારે ઉત્સાહ રેડાયો. લોકોનું રક્ષણ કરવામાં નબળાને સહાય કરવા અને ઘાયલ થયેલાની શુશ્રૂષા કરવા તેઓ તનતોડ મહેનત કરવા લાગ્યા.

આમ થતાં સૌ જૂદા જૂદા વેરાઈ ગયા અને કોણ ક્યાં છે તેનું કોઇને ભાન ન રહ્યું. માધવ તો જીવ ઉપર આવ્યો હતો, જીવન અકારું થઈ

પડ્યું હતું એટલે પોતાના દેહની દરકાર નહોતી. મૃત્યુને શોધવા જ તે આવ્યો હતો અને તે મેળવવા ફાંફાં મારી રહ્યો હોય તેમ ચોમેર પ્રસરેલા દવમાં ઝંપલાવીને મરણીઆ મનુષ્યની માફક તે ઘુમતો હતો.

તેની ઇચ્છા પૂરી કરવા માટે જ હોય નહી તેમ એક ગોળી સુસવાટ કરતી આવી અને તેના ખભાને વિંધી સોંસરી નિકળી ગઇ.

ગોળી વાગતાં જ માધવને મૂર્છા આવી અને પડું પડું થઇ રહ્યો. તે ધરતી ઉપર ઢળી પડે તે પહેલાં તો કોઇ મજબુત હાથોએ તેને ઝીલી લીધો. મૂર્છિત અવસ્થામાં પણ માધવને આછી કલ્પના થઇ કે કોઇ રાઠોડી હાથોએ પોતાને પકડી રાખ્યો છે.

અજામિલની નજર ચોમેર ફરતી હતી. જીવના જોખમે તે ઇજા પામેલા નિરાધાર માણસોને મદદ કરી રહ્યો હતો. તેવામાં એકાએક તેની નજર માધવ ઉપર પડી, તેને ગોળીનો ભોગ થતો જોયો અને વાઘ પોતાના શિકાર ઉપર તરાપ મારે તેમ તે કૂદ્યો, પોતાના કઠણ હાથથી એ બેભાન બનતા યુવાનને પકડ્યો, અને ભીડ વિંધીને તેને રાજમાર્ગ ઉપર લઇ આવ્યો.

માર્ગ ઉપર આવતાં જ તેણે માધવને જમીન ઉપર મૂકયો અને શ્વાસ લેતાં લેતાં ચોમેર નજર કરી.

"હવે શું કરું ?" તે વિચારમાં પડ્યો, "તંબાકુવાળાની ચાલીમાંથી નાસતી વખતે માર્ગમાં જે વિટંબણા ભોગવવી પડી હતી તેવી જ પાછી શરુ થશે ? એ વખતે તો છટકી ગયો, પણ અત્યારે ? પોલીસ જરૂર મારી શોધમાં જ હશે. ઇનાયતખાન છૂટો થયો છે એટલે એ નિરાંતે બેસવાનો નથી. એ વખતે તો સાધુડીના મઠમાં આશ્રય મળ્યો. અત્યારે ? અત્યારે કયાં છૂપાવું ?"

"રાજમાર્ગ ઉપરથી જઉં તો ? એ સાહસ તો ભારે પડે. પોલીસે પહેરો રાખ્યો હશે એટલે મને નજરે જુએ એટલી જ વાર. પાછા એ ભગવાન એના એ."

"એ પણ ઠીક, પણ આ યુવાનનું શું ? એને આવી લોહીલુહાણ સ્થિતિમાં મારી પાસે કોઇ જૂએ તો મને ખૂની જ ધારે એટલે હાથે કરીને જ પોલીસના હાથમાં જવાનો માર્ગ."

ચોમેર તેને ભયનાં જ દર્શન થવા લાગ્યાં, શું કરવું? તે મુંઝાયો.

મનુષ્ય મુક્તિને માટે ફાંફાં મારે છે ત્યારે તેના મગજમાં અવનવા તરંગો પેદા થાય છે. પોતાની નજદીકમાં જ એકાદ અંધારી ગુફા હોય, તેમાં પોતે અંધકારને વિંધી આગળ વધતો હોય એવી કલ્પના થઇ અને તેણે જમીન તરફ જોયું. પોતે ઉભો હતો ત્યાંથી થોડે દૂર લોખંડી ઢાંકણું જોયું અને તેની આંખ ચમકી. "આ પણ ઠીક છે. અત્યારે તો ગમે તેમ થાય પરંતુ છુપા રહેવામાં જ સાર છે."

વધારે વિચાર કરવાનો વખત નહોતો, ઝડપથી તેણે લોખંડી ઢાંકણું ઉઘાડયું. જમીન ઉપર મૂકેલા બેભાન માધવને ખભા ઉપર નાંખ્યો અને કુવા જેવા દેખાતા ખાડામાં સાવચેતીથી ઉતર્યો. સદ્‌ભાગ્યે એ કુવો ઉંડો નહોતો. જમીનથી દસેક ફુટ નીચે આવેલા તળીયા ઉપર તે રહ્યો અને એક હાથે માધવને પકડી બીજા હાથે લોખંડી ઢાંકણું પોતાના માથે ખસેડી લીધું. જોતજોતામાં અજામિલ એ માર્ગ ઉપરથી તો અદૃશ્ય થઇ ગયો.

એ કુવો શાનો? એ કુવો નહોતો પણ ગટર હતી. મુંબઈ શહેરનો કચરો, ગંદુ પાણી ઘસડી જવા માટે જમીનમાં ગટરોનું જાળું ગુંથવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો અને અજામિલના સદ્‌ભાગ્યે એણે પ્રવેશ કર્યો તે ગટર નવીજ બંધાઇને તૈયાર થઇ હતી. ગટરમાં ઉતરતાં જ, ઢાંકણું બંધ થતાં જ અજામિલને ચોમેર અંધકાર અને નીરવતા જણાયાં. નસીબ યોગે ગટર નવી હતી, માથેથી કોઈ કોઈ જગ્યાએ પૂરી બંધ થઈ ન હતી એટલે હવાને માટે અડચણ પડે તેમ ન હતું.

એ જ વખતે તેને સાધુડીનો મઠ યાદ આવ્યો. એ મઠમાં પગ મૂકતાં જે વૃત્તિ થઇ હતી તેવી જ વૃત્તિ અત્યારે થઈ. પરંતુ અત્યારે તેની સાથે મેના નહોતી, માધવ હતો.

રાત્રિના અંધકાર કરતાં આ ગટરનો અંધકાર અકળાવી નાંખે તેવો હતો. અજામિલ બાવરો બન્યો; પોતાને ખભે પડેલા ઘાયલ દેહમાં ચેતન છે કે નહી એ જોવાનું પણ તેને ન સૂઝયું.

આંખે અંધારાં આવતાં હોય, કાન બેહેરા બની ગયા હોય, વિચાર-

શક્તિ ક્ષીણ થઇ હોય એમ અજામિલ આડાં અવળાં ફાંફાં જ મારવા લાગ્યો. તેણે અંધારામાં પોતાનો હાથ ફેરવ્યો તો એક તરફ સીધી દિવાલ હોય તેવું જણાયું, બીજો હાથ ફેરવતાં સામે પણ બીજી દિવાલ હોય અને આ બંને દિવાલોની વચમાં સાંકડી ગલી જેવી નેહેર હોય એવો ભાસ થયો. જમીન ઉપર પગ લગાડતાં જ તે તેજવાળી જણાઇ. લોખંડી ઢાંકણાનાં છિદ્રોમાંથી આછો પ્રકાશ એ અંધારી ગુફામાં આવતો હતો અને થોડા વખતના પરિચયથી અજામિલની આંખો અંધારાને ટેવાઈ ગઈ તેથી તેણે બંને બાજુની દિવાલોને વારા ફરતી હાથ લગાડીને ચાલવા માંડ્યું. રખેને નીચે ખાડાખૈયા કે ખાબોચીયાં આવે એ ડરથી તે બહુ જ સાવચેતીથી પગ મૂકતો હતો.

જેમ જેમ તે આગળ વધ્યો તેમ અંધકાર પણ વધવા લાગ્યો, પણ હાથ પગના સ્પર્શના આધારે આંધળા બનીને આગળ ગયા વિના છૂટકો નહોતો. ખાડાખૈયાથી સાવચેત રહીને, બંને બાજુની દિવાલોને વારાફરતી સ્પર્શ કરતાં તે કેટલોક વખત ચાલ્યો ત્યાં સામે દિવાલ સાથે તે ભટકાયો. "આ શું? અહીં જ માર્ગ બંધ? તો તો આવી બન્યું જ સમજવું. અંધારા ભોંયરામાં પૂરી ગુન્હેગારોને મારી નાંખવામાં આવે છે એવો જ મારો સમય આવ્યો કે શું? પૃથ્વીના ઉંડા પડમાં, કોઈ ન જાણી શકે એવી રીતે મૃત્યુશરણ થવું એ કેવી દુઃખદ સ્થિતિ?"

"હવે શું કરવું? પાછા જવું? આટલો શ્રમ વેઠ્યા પછી પાછા જઇને પણ શું કરવું? બેભાન દેહને ઉપાડી, આટલો શ્રમ વેઠી પાછો જાઉં, લોખંડી ઢાંકણું ઉઘાડું અને બહાર નિકળતાં પોલીસે પકડ્યો તો? એના કરતાં અહિ જ આ અંધારી ગુફા ગટરમાં દટાઇ મરવું શું ખોટું?"

અજામિલ આશાવાદી હતો. તે નિરાશ ન થયો. ઈશ્વરમાં તેને અડગ શ્રદ્ધા હતી. તેના અંતરાત્માએ ધ્વનિ કર્યો, "યત્ન કર, પ્રભુ સહાય થશે." દુઃખમાંથી છૂટવા માટે દરેક મનુષ્ય યત્ન કરે છે અને જ્યારે બચવાની કોઇ બારી હાથ નથી લાગતી ત્યારે તેને આડાં અવળાં ફાંફાં મારવાનું સૂઝે છે. અજામિલ પણ ફાંફાં મારવા લાગ્યો.

એક હાથથી પોતાના ખભા ઉપર નાંખેલા બોજાને સંભાળતો, બીજો હાથ ચોમેર ફેરવી માર્ગની તપાસ કરતો અજામિલ ચારે દિશામાં ફર્યો તો તેને લાગ્યું કે સામી દિવાલ સીધી જાય છે પરંતુ પોતે ઉભો હતો તેના જમણા અને ડાબા બંને હાથ તરફ બીજી દીવાલ પણ છે.

'કઈ દિશામાં જવું? જમણા હાથે કે ડાબા? કયો માર્ગ પોતાને મુક્તિ અપાવશે?' કંઇ નિર્ણય કરી શકાય તેમ નહોતું. ગમે તે એક રસ્તે ગયા વિના છુટકો નહોતો. તેણે ડાબા હાથ તરફની નહેરમાં પગ મૂકયો.

તેણે બે ત્રણ ડગલાં ભર્યાં કે તરત સામેથી કોઈ આવતું હોય એવો પગરવ સંભળાયો. દૂરથી ફાનસનો મંદ પ્રકાશ પણ દેખાયો અને અજામિલને ફાળ પડી કે જરૂર પોલીસના માણસો ચોર ફાનસ લઇને બદમાશોને શોધવા નિકળ્યા છે.

અજામિલની મુંઝવણનો પાર ન રહ્યો. 'આગળ ચાલતાં પોલીસનો ભેટો થાય, પાછા વળતાં પણ તે પોતાની પાછળ લાગે અને ફાનસના પ્રકાશથી પોતાને જોઇ લે તો? ફરીથી એની એજ પીડા.'

તરત જ તે પાછળ હઠયો અને જે નહેરમાંથી પોતે પ્રથમ આવ્યો હતો તે નહેરમાં જ પાછો ફર્યો, થોડે દૂર દિવાલમાં ખાંચો હતો તેમાં લપાઇને ઉભો રહ્યો અને શું થાય છે તે જોવા લાગ્યો. પોલીસના ચાર પાંચ માણસોની ટોળી ત્રણ નહેરના સંગમ પાસે આવી અને અજામિલ વાળી નહેરમાં કંઇ દેખાય છે કે કેમ તેની ખાત્રી કરવા ફાનસ ઉંચું ધરી દૂર પ્રકાશ પાડ્યો. અજામિલને લાગ્યું કે હવે તો જરૂર પકડાવાના.

તેના કે માધવના સદ્ભાગ્યે ફાનસનો પ્રકાશ દૂર પડવાથી અજામિલ અંધકારમાં જ રહી ગયો અને તેના તરફ કોઇનું લક્ષ ના ગયું.

અજામિલ ઉભો હતો તે ખાંચો એટલો બધો સાંકડો હતો કે અજામિલને એકજ સ્થિતિમાં ઉભા રહેવું મુશ્કેલ થઇ પડ્યું. તેણે જરા આરામ લેવા શરીર મોકળું કર્યું.

અજામિલની આ હિલચાલે એક પોલીસનું લક્ષ ખેંચ્યું "અરે હમણાંજ મેં કંઇ અવાજ સાંભળ્યો. આપણે બરાબર તપાસ કરવી જોઇએ."

પોલીસના માણસોએ ફાનસના પ્રકાશમાં આડીઅવળી નજર કરી, પરંતુ કંઇ જણાયું નહિ. "અરે ભલા માણસ, તમને પણ ખોટા ભણકારા લાગ્યા કરે છે. આવી ગટરમાં તે કોનો દિ ઉઠયો હોય તે મરવા માટે આવે? ચાલો, ભાઇ ચાલો, આ રસ્તે જઇ આવીએ એટલે પીડા પતે. આ ગટરમાં ગુંગળાઈ મરશું તો કોણ ભાવ પૂછવાનું છે?"

'પેટને માટે વેઠ કરનારા' બિચારા સીપાઇઓ 'પીડા પતાવવા' ઉત્સુક બન્યા અને આવ્યા હતા તેજ માર્ગે જમણા હાથે પાછા ફર્યા.

અજામિલે છૂટકારાનો દમ ખેંચ્યો.

---

## પ્રકરણ ૪૭ મું
## હિત શત્રુ

સીપાઇઓ પાછા ફર્યા એટલે અજામિલે પુનઃ ડાબા હાથનો રસ્તો લીધો. પગ ઘડીમાં ગંદા પાણીમાં કે કાંકરાવાળી જમીન ઉપર પડતા અને ઘડીમાં સેજ કાદવ આવે તેમાં ખૂંચી જતા. ખભે માધવના બેભાન શરીરનો ભાર હતો, અંતરમાં ભયંકર ભાવિના ભણકારા વાગતા હતા, પગ થાકીને લોથ થઈ ગયા હતા, છતાં અજામિલ હિમ્મત હાર્યો નહી. નિશ્ચયપૂર્વક તે આગળ વધ્યો. તેનો પગ ધીરે ધીરે વધારે ઉંડા પાણીમાં ઉતરતો હોય એમ લાગ્યું. પાણીનું ખાબોચીઉં ભરાયું હશે એમ ધારી તે આગળ ચાલ્યો પરંતુ પાણી વધતું જ ગયું અને કેડ સુધી આવ્યું ત્યાં સુધી તેને ભાન ન રહ્યું. પાણીના વધતા જતા ઉંડાણથી તે ચિંતાતુર બન્યો. 'શું અહીં જ જળસમાધિ લેવાનો સમય આવશે? આટલા શ્રમ પછી આ જ ફળ? શું કરું?'

એક પગ ઉપર શરીર ટેકવી બીજા પગથી આગળનું ઉંડાણ માપવાનો વિચાર કરી તેણે પગ લંબાવ્યો તો સામે જ માટીના ટેકરા જેવું લાગ્યું. હાથ ફેરવી જોતાં જણાયું કે, ત્યાંથી જમીન ધસી પડવાથી ખાડો પડ્યો હતો. મનમાં જ તે બબડ્યો, "મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા."

ફલાંગ મારી તે જમીન ઉપર ચઢ્યો. અનહદ પરિશ્રમને લીધે તેને

ભૂખ અને તૃષા લાગી હતી. ભૂખનો તો અહીં પ્રશ્ન જ નહોતો. અને પોતાના પગ આગળ જ પાણી હોવા છતાં એ પાણીથી તૃષા છીપાવાય એમ નહોતું. તરસ્યો માણસ સમુદ્ર આગળ ઉભો રહે તેમાં એનું શું વળે? પોતાના શરીરની આજે પૂરી કસોટી કરવા માગતો હોય તેમ તે બેભાન માધવ સાથે આગળ વધ્યો.

ખભા ઉપર લાદેલો ભાર વધતો જતો હોય એમ અજામિલને લાગ્યું અને એ યુવાન હજી જીવતો હશે કે કેમ એ શંકા થઈ. પગ નીચે કોરી જમીન આવતાં જ તેણે માધવને નીચે મૂકયો અને તેની નાડી તપાસી. નાડી એટલી બધી મંદ ગતિથી ચાલતી હતી કે માધવના જીવન વિષે અજામિલની ખાત્રી ન થઈ. તેણે નસ્કોરાં તપાસ્યાં, છાતી ઉપર હાથ મૂકયો અને ખાત્રી કરી કે માધવનો જીવનદીપક સાવ બુઝાઈ ગયો નથી.

તેના પગમાં જોર આવ્યું. માધવના બેભાન દેહને ઉપાડી તે આગળ ચાલ્યો. ગટરમાં નીચે ભરાયલા પાણીની દુર્ગંધિ, કોઈ કોઈ વખતે પગ સાથે અથડાઇને કૂદકા મારતા, ચીંચીં અવાજ કરતા અને લાગ ફાવે તો બટકું ભરવાનો યત્ન કરતા ઉંદરો, ચોમેર પથરાયલો ઘોર અંધકાર અને ભયંકર એકાંત આ સર્વ અજામિલને ત્રાસજનક લાગ્યાં. તેમાંથી જલદી છૂટવા તે આતુર બન્યો. તે પ્રથમ ચાલતો હતો, હવે દોડવા લાગ્યો.

તેના સદ્ભાગ્યે નહેર પણ પહોળી થતી ગઈ. એકાદ ભોંયરાંમાંથી બહાર નિકળીને પોતે વિશાળ ચોગાનમાં આવ્યો હોય એમ તેને લાગ્યું. તેણે જોરમાં પગલાં ઉપાડ્યાં, પરંતુ જરા આગળ જોઇને જ તે અટકી પડ્યો. બરાબર સામે મજબુત લોખંડી સળીયાનું જાળી જેવું બારણું હતું.

અજામિલે માધવને નીચે ઉતાર્યો. જમીન ઉપર માધવના બેભાન શરીરને મૂકતાં તેનાં વસ્ત્રોમાં કંઈ કાગળીયાં હોય એવો અજામિલને સ્પર્શ થયો અને તેણે તપાસ કરી. માધવની નોટ બુક તેના હાથમાં આવી. ચંદ્રનો મંદ પ્રકાશ જાળી પાસે બહારથી આછું અજવાળું આપી રહ્યો હતો. તે પ્રકાશમાં એ નોટબુક તપાસી પહેલા જ પાને લખ્યું હતું:—

"મારું નામ માધવરાય મુન્શી, મારા મૃતદેહને મારા દાદા ગુલાબ-

રાય પાસે લઇ જવા કૃપા કરશો. તે ખેતવાડીમાં સુરત–સદનમાં રહે છે.”

અજામિલ આ શબ્દો વાંચી બડબડ્યો. માધવ તરફ તિરસ્કાર ઉપજ્યો. પરંતુ તેના અચેત શરીર ઉપર નજર પડતાં જ અજામિલનું હૃદય પીગળ્યું. માધવની નસો ઢીલી થતી જતી હતી, શરીર ઠંડુ પડતું જતું હતું, ઘામાંથી લોહી વહેતું હતું. કેમ જાણે મૃત્યુની તૈયારી થતી હોય! વસ્ત્ર ચીર્યું, કપડાનો એક પાટો બનાવી માધવના ઘા ઉપર લોહી વધારે ન નિકળવા પામે એવી રીતે બાંધી લીધો અને તેની મુક્તિનો માર્ગ શોધવા લાગ્યો.

જાળી પાસે આવી તેણે સળીયા હલાવી જોયા. પરંતુ તે બરાબર મજબુત બેસાડેલા હતા. એકાદ સળીઓ નિકળી આવે તો પછી તેના કોશની માફક ઉપયોગ કરી જાળીને ઉંચકીશ અને કદાચ બીજાગરામાંથી ઉપાડી લેવાય એમ ધારી તેણે દરેકે દરેક સળીયો હચમચાવ્યો, પરંતુ સળીયા ખૂબ જાડા અને મજબુત હતા અને અજામિલ થાકીને લોથ બન્યો હતો એટલે એ પ્રયત્ન વ્યર્થ નિવડ્યો.

અજામિલને દરિયા કિનારે આવેલું વહાણ ડુબતું દેખાયું. અહિંથી બહાર ન નિકળાય તો પછી ભયંકર જીવલેણ કેદખાનામાં પૂરાવા જેવી જ સ્થિતિ. જે માર્ગે આવ્યો હતો તે માર્ગે પાછા જવાની તેનામાં અત્યારે તાકાત નહોતી. હતાશ બની તે જાળીને પીઠ દઈ વિચારમાં ઉભો રહ્યો.

“હવે તો આવી જ બન્યું. આટઆટલો શ્રમ વેઠ્યો એ પણ માથે પડવા જેવું થયું. આ તો કેદમાં પૂરાવા જેવું જ. અને અહીં તો જન્મ ટીપ જ. અહીંથી છૂટાય કેવી રીતે? ખરેખર દૈવ રુઠ્યો છે. ત્યારે શું મારા દેહનો અહીં જ અંત આવશે? ગરીબ બિચારી મેના! તારું શું થશે?”

આવા વિચારમાં અજામિલ ઉતર્યો હતો ત્યાં પછવાડેથી અજામિલનો ખભો કોઇએ ઠબકાર્યો અને મંદ સ્વરે કહ્યું, “અડધોઅડધ.”

બોલનાર ઉઘાડ પગો હતો, જોડા હાથમાં લીધા હતા, એટલે પોતાનાં પગલાં કોઇ ન સાંભળે એવી તેની ખાસ ઇચ્છા હોવી જોઇએ. કપડાં મેલાંઘાણ હતાં અને તે પંહેરવાનું પણ ઠેકાણું નહોતું. આંખોમાં ઇર્ષા અને મુખ ઉપર મલિન વિચારોની છાયા પ્રસરી હતી.

અજામિલ ચમકયો, તેણે મોં પાછળ ફેરવ્યું, બોલનારને જોયો, અને આ તે સ્વપ્ન છે કે સત્ય તેની શંકા થઈ. પ્રથમ દર્શને ચમકવા છતાં પણ અજામિલે તે માણસને બરાબર ઓળખ્યો. એ એનો જૂનો હિતશત્રુ જંકુડો, જલુ ઠાર હતો.

---

## પ્રકરણ ૪૮ મું

### અડધોઅડધ !

જલુ ઠારને જોતાં જ અજામિલ ચોંકયો પરંતુ હમેશની ટેવ પ્રમાણે તે તરત જ સ્વસ્થ બન્યો. દુઃખ તો હતું જ. જલુ ઠાર એમાં કંઈ ઉમેરો કરી શકે એવી સ્થિતિ નહોતી. જલુ ઠારે આંખો આગળ બન્ને હાથ રાખી નજર જરા તેજ બનાવી આ માણસ કોણ છે તે નિહાળીને જોવા યત્ન કર્યો. પરંતુ એમાં તે ન ફાવ્યો. અજામિલની પીઠ બહારના પ્રકાશ તરફ હતી, મોં અંધકાર તરફ હતું અને અધુરામાં પૂરું તેનું શરીર કાદવ અને ધૂળમાં રગદોળાયલું, તેનાં વસ્ત્રો માધવના ઘામાંથી વહેતા લોહીના ડાઘાવાળાં, અને ચેહેરો ઉતરી ગયેલો દેખાતો હતો. એટલે ધોળા દિવસે પણ અજામિલ ઓળખાય એમ નહોતું. જલુ ઠારના મુખ ઉપર ચંદ્રનો આછો પ્રકાશ પડતો હોવાથી તે તરત જ અજામિલની આંખમાં ખૂંચ્યો. આ નૂતન સંયોગોમાં પોતાના હિતશત્રુ સાથે કામ પાડવામાં પોતાને અંધકારનો લાભ મળતો હતો એ જોઇ અજામિલને સંતોષ થયો. તેની ખાત્રી હતી કે જલુ ઠાર પોતાને નહી જ ઓળખી શકે. બન્ને એક બીજા તરફ જોઇ રહ્યા, જાણે એકબીજાનું અંતર ઓળખવા યત્ન કરતા હોય.

અંતે જલુ ઠારે પહેલ કરી, "બહાર કેમ કરી નિકળશો ?"

અજામિલે કંઈ ઉત્તર ન આપ્યો.

જલુ ઠારે આગળ ચલાવ્યું, "જુઓ, અહિં બહાર ખંભાતી તાળું માર્યું છે, એટલે તમારાથી છૂટી શકાય એમ નથી."

"હા," અજામિલે એક જ અક્ષર ઉચ્ચાર્યો

"ત્યારે આપણો અડધોઅડધ ભાગ."

"એટલે ?"

"એટલે એમ કે તેં કોઇનું ખૂન કર્યું છે. મારી પાસે તાળાની ચાવી છે એટલે તને છટકી જવામાં મદદ કરવાનું સાધન મારી પાસે છે." માધવ તરફ આંગળી બતાવી તે બોલ્યો, "તને હું ઓળખતો નથી, પરંતુ અમારો મળતીયો જ હઇશ એટલે તને મદદ કરવી જ જોઇએ."

અજામિલ સમજ્યો. જલુ ઠાર તેને ખૂની ગણતો હતો. અજામિલે ઉત્તર જ ન આપ્યો.

"દોસ્ત જો સાંભળ, કંઇક માલની આશાએ જ તેં આ માણસનું ખૂન કર્યું હશે. મને અડધો ભાગ આપી દે કે તરત જ આ બારી ખોલી દઉં."

"પોતાની બંડીના અંદરના ગજવામાંથી જાડી લઠ જેવી ચાવી અડધીક બહાર કાઢી તે બતાવતાં કહ્યું, "જોઈ આ ચાવી ?"

અજામિલ દિગ્મૂઢ બન્યો, 'આ તે સ્વપ્ન કે સત્ય,' એવી શંકા વારંવાર થવા લાગી. 'આ ભયંકર મૂર્તિના વેષમાં સાક્ષાત્ પ્રભુ તો મારી વાહારે નહી ધાયા હોય ?'

જલુ ઠારે પોતાની કમરે વીંટાળેલી જાડી રસી–દોરી છોડી લીધી, અને અજામિલને તે બતાવતાં કહ્યું, "જો આ દોરડું પણ તને કામમાં આવશે."

"દોરડાને શું કરું ?" અજામિલ તેનો વિચાર સમજી શકયો નહી.

"હું જાણું છું કે સાથે પથરા પણ જોઇશે, પણ એનો તો અહીં ઢગ પડ્યો છે."

"પથરા શા માટે જોઇએ ?" જલુ ઠારની ભાષા અજામિલને વિચિત્ર લાગી.

"મૂરખનો સરદાર નહી તો ! આ મડદાને દરિયામાં ફેંકી દેવું છે તો પછી તે પાણી ઉપર તરતું ન દેખાય તે માટે પથરાનું વજન અને બાંધવા માટે દોરડું જોઇશે કે નહી ?"

અજામિલે યંત્રવત્ હાથ લંબાવ્યા અને દોરડું લીધું.

જલુ ઠારને એકાએક કંઇ ધૂન ચડી. "અરે, યાર, પણ આ ગંધાતી ગટરનો આશ્રય લેવાનું તને ક્યાં સૂઝયું ? તુ પણ જબરો છાતીવાળો !

સરકારે તારા માટે જ આ ગટર બંધાવી હશે નહી ? અરરર, તારાં કપડાં કેવી દુર્ગંધ મારે છે ?”

દેશપરદેશના માણસોને, પચરંગી પ્રજાને સંઘરનારી અલબેલી મુંબઈમાં ગંદુ પાણી, કચરો, મેલ વિગેરેનો નિકાલ કરવા માટે જમીનમાં ગટરની રચના કરવામાં આવતી હતી અને એ કામ ધીરે ધીરે આગળ વધીને જમીનની નીચેના પોલાણમાં કરોળિયાની જાળની પેઠે ચોમેર ગટરોની આડીઅવળી ગુંથણી થઇ પડી હતી. હમણાં તો આ કામ સંપૂર્ણતાએ પહોંચ્યું છે અને મુંબઇમાં નવા જ આવેલા કોઇ ગામડીઆને એમ કહેવામાં આવે કે મુંબઇની જે ધરતી ઉપર પોતે ફરેહરે છે તે નીચેથી પોલી છે અને એ પોલાણમાં નળ અને ગટરનું જાળું બાઝયું છે તો એ બિચારો આશ્ચર્યથી દિગ્મૂઢ જ બને.

અજામિલે જે ગટરનો આશ્રય લીધો એ નવી જ બંધાઈ હતી અને તેનો ઉપયોગ શરુ થયો નહોતો. એટલાં તેનાં સદ્‌ભાગ્ય, નહી તો બિચારો દુર્ગંધિમાં અટવાઇને ગુંગળાઇ મરત. એ વખતે ગટરનું કામ ધીરે ધીરે વધતું જતું હતું અને મેલું પાણી બધું ધસડાઇને દરિયામાં પડે એવી યોજના થતી હતી. મેલા પાણીને સંઘરવા માટે બનાવેલી ગટરે હાલ તો અજામિલને સંઘર્યો અને જેમાં પગ મૂકવાનું મન પણ ન થાય એ ગટર અજામિલને મન આશીર્વાદ સમાન થઇ પડી.

જલુ ઠારના બબડાટ તરફ જાણે પોતાનું લક્ષ પણ ન હોય તેમ અજામિલ નિરુત્તર રહ્યો. જલુ ઠારે પટપટારો આગળ ચલાવ્યો. “હુ ગમે તેટલું પૂછું છું, પણ તું તો જવાબ જ નથી આપતો. બરાબર છે, ખૂની માણસ ક્યાંથી બોલે ? બોલવા જતાં કોઈ સાંભળી જાય તો ? કંઈ નહી; તારું મોં હુ જોઇ શકતો નથી, તારું નામ હું જાણતો નથી, પરંતુ તેથી એમ નહી માનતો કે તારા મનની ધારણા શી છે તે હું નથી જાણતો. હું બધુંય સમજું છું. આ બિચારાને તેં પૂરો કર્યો છે અને હવે તેને ગુમ કરવાનો લાગ તું શોધે છે. સાગરના પેટમાં બધુંય સમાઇ શકે એમ ધારી તું તેને દરિયામાં ફેંકી દેવાનું ધારે છે, નહી ? ચાલ, ગભરાતો નહી, હું

તને એ કામમાં મદદ કરીશ. તારા જેવા ભલા આદમી મુશીબતમાં આવી પડે ત્યારે તેને મદદ કરવી એ મારા ધર્મ છે," જલુ ઠારે પોતાના ઉત્તમ 'ધર્મ' દર્શાવ્યા. કાઇ પણ રીતે તેને બોલાવવા, તેના મનની વાત કઢાવવી એ જલુ ઠારના ઉદ્દેશ હતા, પરંતુ અજામિલ એમ ગાંજ્યા જાય એવા નહાતા.

અજામિલના ખભા ઉપર હાથ પછાડી તે બાલ્યા! "અરે મૂર્ખા, આ પીડાને ગટરમાં જ પધરાવી દેવી હતીને?"

અજામિલ જેવા ને તેવા મૌન રહ્યો.

"બરાબર છે, તારી અક્કલ પણ જેવી તેવી નથી. મજુરા ગટરમાં ખાડાખૈયા પૂરવા માટે કાલે સવારે આવે ત્યારે તરત જ આ મુડદું તેમની નજરે પડે, એ કાણે નાંખ્યું હશે તેની ચર્ચા થાય, અને વાત પોલીસમાં જાય. ગટરમાં કાણ, કેવી રીતે આવ્યું, કયાંથી નિકળ્યું વિગેરે પોલીસની ચાંપાચીપ ચાલે અને તરત જ તારી પાછળ એ જમદૂતા લાગે. એના કરતાં દરિયામાં એને ફેંકી દેવા એ સૌથી સારું. કાઇ જાણે નહી, એટલે કંઇ લેવાદેવા કે પંચાત નહી. દરિયામાં ઘસડાતું ઘસડાતું મુડદું ખંભાતના અખાતમાં કે પોરબંદરની ખાડીમાં મહિને બે મહિને નિકળી આવે તોય શું? એ તા માત્ર હાડપિંજર જ બની ગયું હોય એટલે પોલીસ પણ તપાસ શું કરે? ખરેખર તેં ડહાપણ તા બહુ વાપર્યું લાગે છે."

જલુ ઠાર જેમ જેમ વધારે બબડતા ગયા તેમ તેમ અજામિલ પોતાનું મૌન વધારતા જ ગયા. જલુ ઠારને આ મૂર્તિ વિચિત્ર લાગી.

"હવે વધારે વાત જવા દ્યો. આ કુંચી તો તેં જોઇ. ચાલ, હવે મને તારી પાસે કેટલો માલ છે તે બતાવ."

જલુ ઠારના વર્તનમાં ભય, શઠતા અને દંભ ઓતપ્રોત ભર્યા હતાં. તેની રીતભાતમાં એક વિચિત્રતા ખાસ લક્ષ ખેંચતી હતી. તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. વાત કરતી વખતે પણ તદ્દન મંદ સ્વરે બોલવાનું, આગળપાછળ જોવાનું અને કોઇ ભય નિહાળી રહ્યો હોય એમ વારંવાર ચમકવાનું તેનું વર્તન શંકા ભર્યું હતું. અજામિલ આનું ખરું રહસ્ય સમજી ન શકયો. તેને



ચાવી તાળામાં નાંખતા તે બબડ્યો; "ચાલ દોસ્ત ! અહિંથી
વંન્ને ભાગી જા." (ભાગ ૨–પૃ. ૧૯૯)

લાગ્યું કે જલુ ઠારના મળતીયાઓ એટલામાં જ ક્યાંય ઉભા હશે અને તેમને ભાગ ન આપવો પડે તે માટે જલુ ઠાર ઉત્સુક બન્યો હશે.

"ચાલ હવે પતાવી દે. આ ઉલ્લુ પાસેથી શું નિકળ્યું ?"

અજામિલે પોતાનાં ગજવાં તપાસ્યાં. હંમેશાં તે પોતાની પાસે પૈસા રાખતો જ. તેના દુઃખી જીવનમાં એ એક પ્રકારનો દિલાસો હતો અને મુશ્કેલીમાંથી છટકવાનું એ ઉત્તમ સાધન હતું. પરંતુ દુર્ભાગ્યે અજામિલ ઉતાવળથી જ ઘરમાંથી નિકળેલો હોવાથી પોતાની કોથળી લેવી ભૂલી ગયો હતો. માત્ર કબજાના ગજવામાંથી થોડું પરચુરણ નિકળ્યું, અને એ બધું તેણે બારીના બારસાખ ઉપર સળીયાઓની વચ્ચે મૂક્યું. બહાર નિકળવાની તૈયારી કરતો હોય તેમ તે માધવને ઉંચકી બારી પાસે પીઠ દઇ ઉભો રહ્યો.

જલુ ઠારે મ્હોં મચકોડ્યું. "આટલું જ ? ત્રણ ચાર રૂપિયા, બે ત્રણ અડધા અને દશબાર પાવલી બે આની ! ફક્ત પાંચ છ રૂપિયા ? હત તેરી...આટલા માટે જ આને ઠાર કર્યો ?"

જલુ ઠારને વિશ્વાસ ન આવ્યો. તેણે અજામિલનાં અને માધવનાં ગજવાં તપાસવા માંડ્યાં. અજામિલે વાંધો ન લીધો માત્ર પોતાનું મ્હોં તે ન જોઇ જાય એટલી સાવચેતી રાખવાની જરૂર હતી એટલે તેણે પોતાનું શરીર ન જ ફેરવ્યું.

ગજવાં બધાં ખાલી હતાં એટલે જલુ ઠાર નિરાશ થયો, ઉશ્કેરાયો અને અજામિલ જાણવા ન પામે તેમ માધવનાં વસ્ત્રોમાંથી એક ચીરો ફાડી લીધો. તેણે ધાર્યું કે ભવિષ્યમાં ખુનીનો પત્તો લગાડવામાં એ સહાયરૂપ થઇ પડશે.

"બરાબર છે. ફક્ત પાંચ છ રૂપિયા જ વધારે નથી."

એમ બોલતાં જ પોતાનો 'અડધોઅડધ'નો નિયમ ભૂલી જઈ તેણે બધા પૈસા પોતાના ગજવામાં સેરવી દીધા અને બબડ્યો, "આ તો બહુ સસ્તું ખુન !"

ચાવી તાળામાં નાંખતા તે બબડ્યો, "ચાલ, દોસ્ત અહિંથી વંજે માપી જા."

બારી ઉઘાડી, તેણે અજામિલને બહાર નિકળવા માટે માર્ગ કરી આપ્યો. અજામિલે બહાર પગ મુકયો કે તરત જ જલુ ઠારે તાળું વાસી દીધું અને ચિત્તાની માફક પગલાં પણ ન સંભળાય એવી રીતે ત્યાંથી નાસી અંધકારમાં અદૃશ્ય થયો.

---

## પ્રકરણ ૪૯ મું
### ગાડીમાં

દરિયા પરની રેતીમાં અજામિલે માધવને નીચે ઉતાર્યો. માધવ ચેતનહીન જડ પૂતળા માફક પડ્યો હતો, માત્ર મંદ શ્વાસોચ્છ્વાસ ચાલતો હતો.

અજામિલ નીચો વળી માધવને જોઇ રહ્યો હતો. તેવામાં પોતાની પાછળ કોઈ મનુષ્ય ઉભું હોય એવી ભ્રાંતિ થઇ. ઘણી વાર આપણે કંઇ કામમાં પરોવાયલા હોઇએ તોપણ પાછળ કોઇ આવ્યું છે એવી કલ્પના થાય છે અને તે સત્ય નિવડે છે.

કોઈ નબળો માણસ હોત તો નિર્જન પ્રદેશમાં એકાએક આ મૂર્તિને જોઇ હેબતાઇ જાત. પરંતુ અજામિલે આવા અનેક પ્રસંગો જોયા હતા. તેણે મ્હોં પાછળ ફેરવ્યું અને ઇનાયતખાનને ઓળખ્યો. જલુ ઠારની પાછળ લાગેલો માણસ પણ આજ હતો.

પરેલના તોફાનમાંથી છૂટી ઇનાયતખાન પોલીસ થાણા ઉપર આવ્યો, પોતાના વડાને તેણે કેટલીક હકિકત જણાવી અને પોતાના કામે નિકળ્યો. જલુ ઠારની પાછળ પડ્યો, પરંતુ જલુ ઠારને બદલે અજામિલ હાથ લાગ્યો.

જલુ ઠાર કાચો નહોતો. શિકારી કુતરાને કકડો માંસ ફેંકી દેવાથી તેનું ધ્યાન તે તરફ જતાં શિકાર છટકી જઇ શકે, તેવી રીતે અજામિલને છુટો કરવાથી તે ઇનાયતખાનના પંજામાં સપડાશે અને પોતે આબાદ છટકી જઇ શકશે, એ દાનતથી જલુ ઠારે આ યુક્તિ રચી હતી.

અજામિલ એક આફતમાંથી છુટ્યો તો બીજી તૈયાર જ હતી. અજામિલના વિચિત્ર વેષને લીધે ઇનાયતખાને તેને ઓળખ્યો નહિં. અદબ વાળી તે સ્થિર ઉભો અને શાંત, તીક્ષ્ણ સ્વરે પૂછ્યું, "કોણ?"

"એ તો હું."

"હું એટલે કોણ?"

"અજામિલ."

ઇનાયતખાન્ ચમક્યો. તેની ખાત્રી ન થઇ. અજામિલના ખભા ઉપર પોતાના બંને હાથ મૂકી ડોળા ફાડી તે તેના મુખ તરફ તાકી રહ્યો. અજામિલને તેણે ઓળખ્યો. બંનેનાં મુખ સામસામાં થયાં અને બંને જોઇ રહ્યા. ઇનાયતખાનની આંખમાં ભયંકરતા ભરી હતી. શિયાળનો પંજો પડતાં સિંહ નિર્ભય ઉભો રહે તેમ અજામિલ સ્થિર, નિશ્ચિંત ઉભો રહ્યો.

"ઇનાયતખાન, હું તમારા કબજામાં છું. હું તે ક્યારનો સમજતો હતો અને તેથી જ મેં મારા નિવાસનું સરનામું તમને આપ્યું હતું. મને ભલે પકડી જાઓ, પરંતુ એક વાતની કૃપા કરો." અજામિલના વચનોમાં સ્વસ્થતા–નિશ્ચિંતતા હતી.

ઇનાયતખાનની આંખો માત્ર અજામિલને ધારીધારીને જોવાનું કામ કરી રહી હતી, તેના શબ્દો તરફ જરાય લક્ષ નહોતું. ઇનાયતખાને દાંત કચકચાવ્યા અને અજામિલના ખભા ઉપરથી હાથ ઉપાડી લઇ અદબ વાળી દૂર ઉભા ઉભા ઉંડા વિચારમાં ઉતરી પડ્યો અને અંતે બબડ્યો. "અહીં શું કરે છે? આ માણસ કોણ છે?"

"તેને માટે જ હું તમને વિનવી રહ્યો છું. વારુ, મરજી પડે તે કરજો, પરંતુ આને ઘર ભેગો કરવામાં સહાય આપો. એટલી જ કૃપાની માગણી કરું છું."

ઇનાયતખાને રુમાલ કાઢ્યો અને માધવના મ્હોં ઉપરના લોહીના ડાઘ લુંછી નાંખ્યા, "અરે, આ માણસ તો પરેલના તોફાનમાં હતો? લોકો એને માધવ કહીને બોલાવતા."

જાસુસીના કામમાં ઇનાયતખાન એક્કો હતો.

પરેલના તોફાનની દરેકે દરેક હિલચાલ તેણે બારીકાઇથી જોઇ હતી. બંધનમાં પડ્યા છતાં પણ તેની આંખ ફરતી રહેતી હતી અને કોઇ પ્રસંગ તેની જાણ બહાર નહોતો. તેણે માધવનો હાથ ઉપાડ્યો અને નાડી જોવા લાગ્યો.

"હજી બેભાન છે," અજામિલે અભિપ્રાય આપ્યો.

"નહિરે, એનામાં જીવ જ ક્યાં છે?" ઇનાયતખાને માની લીધું કે માધવ મૃત્યુ પામ્યો છે.

"એમ?"

"તમે એને તોફાનમાંથી બચાવી લાવ્યા?"

ઇનાયતખાન સંપૂર્ણ માહિતી મેળવવા મથતો હતો.

પણ અજામિલનું લક્ષ તો એક જ વાતમાં હતું, "તે ખેતવાડીમાં પોતાના દાદાને ત્યાં રહે છે, તેનું નામ...તેનું નામ..." અજામિલને નામ યાદ ન રહ્યું.

તરત જ તેણે માધવના ગજવામાંથી તેની નોંધપોથી કાઢી અને પુઠું ઉઘાડી પહેલા જ પૃષ્ઠ ઉપર માધવે લખેલા શબ્દો ઇનાયતખાનને બતાવ્યા.

ઇનાયતખાનની ગરુડ પક્ષી જેવી તીક્ષ્ણ આંખો આછા અજવાળામાં પણ એ અક્ષરો વાંચી શકી.

"ગુલાબરાય...ખેતવાડી..." તરત જ તેણે બૂમ પાડી, "ગાડીવાન!"

પોતે જ્યાં જ્યાં જાય ત્યાં પોતાની પાછળ થોડે દૂર એક ગાડી રાખવાની ઇનાયતખાને ગોઠવણ કરી હતી.

ગાડી ત્યાં આવી. એક બેઠક ઉપર માધવને સુવરાવ્યો અને બીજી સામી બેઠક ઉપર ઇનાયતખાન અને અજામિલ પડખે પડખે બેઠા.

ગાડીમાં સૌ કોઈ મૌન હતું, બધું જ શાંત હતું, માધવ ચેતનહીન પડ્યો હતો, તેનું માથું છાતી ઉપર ઢળી પડ્યું હતું, પગ અક્કડ બની રહ્યા હતા, હાથ લટકતા હતા, તેના જડ દેહ તરફ જોતાં મૃત્યુને માટે તૈયારી થઈ રહી હોય એમ જ લાગતું હતું. અજામિલ ચિંતા, ઉદાસીનતા, અને દુઃખની સાક્ષાત્ મૂર્તિ બની રહ્યો હતો અને ઈનાયતખાન પાષાણ પ્રતિમા જેવો જણાતો હતો. ગાડીવાને ચાબુક વિંઝયો અને મુંગી મૂર્તિઓની ત્રિપુટીને લઈ ગાડી ખેતવાડી તરફ આગળ વધવા લાગી.

---

## પ્રકરણ ૫૦ મું

### ગયો?

ગાડી ખેતવાડીમાં દાખલ થઈ અને અટકી. ઇનાયતખાન જેવો ખંધો પોલીસ અમલદાર ગુલાબરાય જેવી વ્યક્તિને ન જાણે એ કેમ બને?

તરત જ ગાડીમાંથી ઉતરી માધવને ઉપાડી ઘરના ઓટલા ઉપર મૂકયો અને બારણું ખખડાવ્યું.

સુરત–નવસારીના દુબળા જેવો જણાતો એક માણસ આંખો ચોળતો હાથમાં મંદ પ્રકાશ પાડતું ફાનસ લઇને બારણું અડધું ઉઘાડી દીવો ઉંચો કરી બારણું ખખડાવનારનાં મોં જોવા લાગ્યો અને તોછડી ભાષામાં બોલ્યો, "અત્યારમાં શું કામ પડેલું ? કાંથી આવેલા ?"

"ગુલાબરાય અહિં જ રહે છે ને ?"

"તારે વળી બીજું કોણુ રહેતું છે ?" દુબળાની ભાષા ઇનાયતખાનને અકળાવી રહી હતી.

"તેના પૌત્રને અમે અહીં લઇ આવ્યા છીએ."

"પોટ્રો ? શાનો પોટ્રો ?" દુબળો બિચારો પૌત્રનો અર્થ કયાંથી સમજે ?

"એનો છોકરો, માધવ. ખેલ ખલાસ થઇ ગયો છે."

અજામિલ ઇનાયતખાનની પાછળ ઉભો હતો. તેનો વિચિત્ર વેષ જોઇ બિચારો દુબળો ભયભીત બન્યો હતો. અજામિલે હાથ હલાવીને જણાવ્યું કે, માધવ હજી મૃત્યુ પામ્યો નથી. દુબળો બિચારો ઇનાયતખાનના શબ્દો કે અજામિલની નિશાની કંઈ ન સમજી શકયો.

"એ પરેલના તોફાનમાં ભળ્યો હતો, ત્યાંથી અમે ઉંચકી લાવ્યા છીએ."

"પરેલનું તોફાન ?" દુબળાના હોષકોષ ઉડી ગયા.

"અરે એ મરી ગયો છે. જા તેના દાદાને જગાડ," દુબળો બિચારો સાંભળી જ રહ્યો.

"અરે મૂર્ખા, જલદી જા. તેના મરણની તૈયારી કરવી પડશે."

દુબળો બબડતો ત્યાંથી ગયો અને રામાને જગાડીને ખબર આપી. રામાએ 'મોટી'ને, માધવની માશીને ખબર આપ્યા. ગુલાબરાયને જગાડવાની કોઇને હિમ્મત થઇ નહી. માધવને ઉંચકીને દિવાનખાનામાં લઈ જવામાં આવ્યો અને એક કોચ ઉપર સુવડાવ્યો. રામો વૈદ્યને બોલાવવા ગયો અને 'મોટી' પાણી, રુ વિગેરે સાહિત્યો એકઠાં કરવામાં રોકાઈ ગઈ,

ઇનાયતખાને અજામિલના ખભે હાથ મકી તેને પાછળ ખેંચ્યો,

અજામિલ સમજી ગયો અને ત્યાંથી ચાલવા માંડયું. ઇનાયતખાન તેની પાછળ પાછળ બહાર આવ્યો અને બંને ગાડીમાં બેઠા.

"ઇનાયતખાન, મારા ઉપર એક બીજી કૃપા પણ કરો."

"વળી શાની ?" ઇનાયતખાનના શબ્દોમાં તોછડાઈ જણાતી હતી.

"મને જરા વાર મારા ઘેર જઈ આવવા દો. પછી તમારી મરજી પડે તે કરજો."

ઇનાયતખાન વિચારમાં પડ્યો. ગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢી તેણે રાડ પાડી, "ગાડીવાન, ભાયખલા પાસે નં૦ ૭ વાળા મકાન આગળ લઇ લે."

નં૦ ૭ વાળા મકાને પોહોંચ્યા ત્યાંસુધી બેમાંથી કોઇએ એક શબ્દ સરખો ન ઉચ્ચાર્યો.

અજામિલે માન્યું કે, પોતાનું હવે આવી જ બન્યું. પોલીસે તેને પકડ્યો એટલે હવે છૂટવાની આશા જ નિરર્થક. પરંતુ એક વાતની તેને ઉમેદ હતી: પોલીસના તાબામાં જવા પહેલાં પોતે જે કાર્ય માથે લીધું હતું તે પાર પાડવું, મેનાને સાવચેત કરવી, માધવ કયાં છે તેની ખબર આપવી, તેને કેટલીક ઉપયોગી માહિતી આપી દેવી અને બની શકે તો છેવટની તમામ વ્યવસ્થા કરી દેવી. અજામિલને બદલે બીજો કોઈ કાયર પુરુષ હોય તો અત્યારે જલુ ઠારે આપેલા દોરડાથી ગળે ફાંસો ખાવાનો કે જીભ કરડીને મરી જવાનો વિચાર કરે, પરંતુ અજામિલ ગરીબદાસજીના ઉપદેશામૃતથી સંસ્કારી બન્યો હતો, ધર્મનું રહસ્ય સારી પેઠે સમજતો થયો હતો એટલે આપઘાત જેવું અઘોર પાપ કરવાનો વિચાર પણ અત્યારે તેના મગજમાં ઉદ્‌ભવી શકે એ સર્વથા અસંભવિત હતું. "આપઘાત એટલે આત્મઘાત. આત્માનો નાશ કર્યા પછી જીવની કેવી અધોગતિ ! રૌરવ નરકનો જ અધિકારી બનવાનું ને ?" એમ તે ઘણી વાર વિચારતો અને તેના દૃઢ હૃદય પાસે આવા ક્ષુલ્લક વિચારો પારાની પેઠે ઢળી જતા.

જે ગલીમાં અજામિલ રહેતો હતો તે ગલી બહુ સાંકડી હોવાથી ગાડી તેમાંથી વળી શકે એમ નહોતું એટલે નાકા ઉપર જ ગાડી ઉભી રહી. અજામિલ અને ઈનાયતખાન બહાર નિકળ્યા.

"સાહેબ, આ મારી ગાડીની બેઠક બધી લોહીથી ખરડાઇ ગઇ એટલે મારે ગાદી નવી કરાવવી પડશે અને વળી આખી રાત મને રખડાવ્યો છે તો મારી મહેનતનો બદલો અપાવજો, ભાઇ સાહેબ!" ગાડીવાને વધારે પૈસા કઢાવવા યત્ન કર્યો.

"કેટલા પૈસા? તું ખોટી થયો તે વખતનો હિસાબ ગણી લે."

"સવા ત્રણ કલાક ખોટી થયો, મારી તદ્દન નવી ગાદી રદ થઇ ગઇ, ઘોડો બિચારો...કંઈ નહી સાહેબ ફક્ત દસ બાર રૂપિયા આપો તો...."

ઇનાયતખાને પોતાના ગજવામાંથી એક ગીની કાઢી અને ગાડીવાનને આપી. સોના મોહોર હાથમાં આવતાં જ ગાડીવાન મનમાં મલકાયો, વળી વળીને સલામ ભરી અને ગાડી હાંકી ગયો.

અજામિલે ધાર્યું કે, ગાડી મોકલી દીધી એટલે ઇનાયતખાનનો વિચાર પોતાને કોઇ નજીકની પોલીસ ચોકીએ લઇ જવાનો હશે.

બંને ગલીમાં દાખલ થયા. ગલીમાં માર્ગ ઉપર કોઇ જ નહોતું. ઈનાયતખાન અજામિલને પગલે પગલે ચાલતો હતો. નં૰ ૭ વાળા ઘર પાસે આવતાં જ અજામિલે બારણું ખખડાવ્યું અને તે ઉઘડ્યું.

"ઠીક છે, જાઓ, જઇ આવો," જરા વિચાર કરી વળી તે બોલ્યો, "હું અહીં જ તમારી વાટ જોતો ઉભો રહું છું."

ઇનાયતખાનના આવા વર્તનથી અજામિલ આશ્ચર્યજનક ચકિત થયો. "નાનપરાનો ઇનાયતખાન તે આજ કે બીજો કોઇ? તંબાકુવાળાની ચાલમાંથી પાછળ પડેલો ઈનાયતખાન પણ આજ કે કોઇ બીજો? કાં તો આ ઈનાયતખાન ન હોય અથવા ઈનાયતખાનનો એ સ્વભાવ ન હોય. હશે, એ પણ કયાં કાચો છે? બીલાડી પોતાનો પંજો પહોંચે ત્યાં સુધી ઉંદરને છૂટથી ફરવા દેતાં અચકાતી નથી તેમ ઇનાયતખાન પણ મને આ ઘરમાં જ છૂટો મૂકતાં ન અચકાય એ બનવા જોગ છે." વિચારમાં ને વિચારમાં તેણે ઘરમાં પગ મૂકયો અને દાદર ચડવા લાગ્યો. દાદર બે ટુકડે હતો અને વચમાં ઉભા રહેવાય એવી જગ્યા હતી ત્યાં બહારથી પ્રકાશ પડે તે માટે નાની બારી અજવાળીયું મૂકયું હતું. આમાંથી અત્યારે રસ્તા

ઉપર બળતા ફાનસનો મંદ પ્રકાશ આવતો હતો. કોણ જાણે પવન ખાવાની ઇચ્છાથી કે કોઈ દૈવી પ્રેરણાથી અજામિલે બારીમાંથી બાહાર ડોકીઉં કર્યું અને ગલીમાં નજર ફેરવી. આખી ગલીમાં ફાનસનો મંદ પ્રકાશ પડતો હતો. પરંતુ એ પ્રકાશમાં ચકલું સરખુંયે ફરકતું હોય એમ ન જણાયું. અજામિલ દિગ્મૂઢ બન્યો, ફરીથી તેણે નજર ફેરવી, ગલીમાં કોઇ ન દેખાયું. ઇનાયતખાન ત્યાંથી ચાલ્યો ગયો હતો!

---

## પ્રકરણ ૫૧ મું
### ડોસાની ડાગળી ચસકે છે!

માધવને કોચ ઉપર સુવરાવ્યો હતો. ત્યાંથી ઉપાડીને અંદરના એક એકાંત ઓરડામાં લઇ જવામાં આવ્યો. તેની માશીને લાગ્યું કે, માંદા માણસને જરા પણ ગડબડ ન જોઇએ. કોઇની અવરજવર ન હોય એવા શાંતિવાળા સ્થાનની દર્દીને ખાસ જરૂર છે, એ અનુભવી 'મોટી,' સારી રીતે જાણતી હતી અને તેમાં પણ આ તો માધવ, તેનો માનીતો માધવ, એટલે તેની સારવાર કરવામાં કચાશ કેમ રહે?

હાંફળી ફાંફળી બનીને તે આમથી તેમ આંટાફેરા મારવા લાગી. ફૂલાણું લાવ અને ઢીંકણું લાવ એમ સેવકોને હુકમ આપતી; ગભરામણમાં એકાદ વસ્તુ ઉપાડી વળી નકામી લાગતાં પાછી મૂકી દેતી; પોતાની નજર સામે વસ્તુ પડી હોય છતાં તે શોધવાનાં વ્યર્થ ફાંફાં મારતી બબડતી જતી હતી, "જોયું? આજકાલના છોકરા એવા જ. માથું ફેરવતાં વારજ નહી. હું તો કહેતી જ હતી કે, આ છોકરો કોઈ દહાડો કંઇક આડુંઅવળું કરી બેસશે. આ એનો પ્રત્યક્ષ પૂરાવો. દાદા ઉપરની રીસ પોતાના દેહ ઉપર ઉતારી; અરેરે આ કેવી દશા! માધવ, માધવ આ તને શું સૂઝયું?"

માધવની છાતી આગળ પોતાનું માથું મૂકી તેણે ધ્રૂસકો મૂકયો. નોકરચાકર ત્યાં દોડી આવ્યા અને 'દાદા જાગી ઉઠશે.' એ બીક બતાવતાં જ 'મોટી'નું મોં બંધ થઈ ગયું. ડોસાનો ધાક હજી જેવો ને તેવો જ હતો.

આગલે દિવસે પોતાના એક મિત્રને ત્યાં સંગીતનો જલસો હોવાથી

ગુલાબરાયને રાતે અખંડ ઉજાગરો થયો હતો એટલે 'આજે કોઇ મને જગાડશો નહી,' એવી તેણે ખાસ સૂચના આપી હતી. ગુલાબરાયની સૂચના એટલે કોઈ મીલીટરી કમાન્ડરનો લશ્કરી કાયદો જોઈ લેવો; તેનું પાલન થવું જ જોઇએ.

વૈદ્ય આવ્યો, અને માધવની નાડી તપાસવા લાગ્યો. નાડીના દરેક ધબકારે 'મોટી'નું હૈયું ધબકતું હતું. તેનું વાત્સલ્ય, માધવ માટેની તેની ચિંતા અને આતુરતાથી સ્પષ્ટ વ્યક્ત થતું હતું.

વૈદ્યના મુખ ઉપર જરા પણ ચિંતાનાં ચિહ્નો ન જણાયાં એ જોઈ 'મોટી'નું ચિત્ત શાંત થયું. વૈદ્યે માધવના શરીર ઉપરથી લોહી ધોવરાવી નાખ્યું અને જ્યાં ઘા વાગ્યા હતા ત્યાં ઔષધિ લગાડી, પાટાપીંડી કરી, તેના ગળામાં મહામુશીબતે કંઇક પ્રવાહી દવા રેડી, અને તેને સચેત કરવાના તનતોડ યત્નો થવા લાગ્યા. લોહી ધોવા જતાં પાણીની આખી ત્રાંબાકુંડી લાલ રંગની થઇ ગઈ. જોનાર આ દૃશ્યથી કમકમી ઉઠે!

આવી રીતે માધવની શુશ્રૂષા ચાલતી હતી તેવામાં એ ઓરડાનું બારણું ઉઘડયું અને એક વૃદ્ધ પુરુષ આંખો ચોળતો, બબડાટ કરતો, ધોંધાટ કરી જગાડનારને ગાળો દેતો ઓરડામાં આવ્યો. તેના શરીર ઉપર સફેદ દુધ જેવું ટુંકું પંચીઉં અને ઢાકાની મલમલનું પહેરણ હતું, આંખોમાં ઉંઘનું ઘેન ભરાયું હતું, પોપચાં ફુલેલાં હતાં, ઉજાગરાની અસર તેના ચેહેરા ઉપર સ્પષ્ટ જણાતી હતી. તેને જોતાં જ 'મોટી'ને ફાળ પડી.

એ વૃદ્ધ પુરુષ તે બીજો કોઇ નહી પણ માધવનો દાદો હતો. ડોસાનો ધાક હજી પણ એવો ને એવો જ હતો, અને એ શું કહેશે, શું કરશે એની બધાને ચિંતા થતી. તેને જોતાં જ 'મોટી'ને લાગ્યું કે, ડોસો પોતાની ધૂળ કહાડી નાંખશે.

પરંતુ વસ્તુસ્થિતિ એથી વિપરીત જ થઇ. ઓરડામાં પગ મૂકતાં જ ડોસાની નજર માધવ ઉપર પડી. માધવ ચેતનહીન બેભાન સ્થિતિમાં પડ્યો હતો, વસ્ત્રોનું ઠેકાણું ન હતું, આખા અંગ ઉપર લોહીના ડાઘા હતા, અને શરીર રુની પુણી જેવું ફિક્કું થઇ ગયું હતું. આવું અણધાર્યું દશ્ય જોતાં જ ડોસો દિંગ થઇ ગયો. તેનો કોપ આશ્ચર્યમાં, શોકમાં સમાઇ ગયો.

એકાએક તેણે ચીસ પાડી, "કોણ માધવ ?"

'મોટી'નું મોં સીવાઈ ગયું હોય તેમ તે મૌન જ રહી. નોકરે ઉત્તર આપ્યો, "શેઠજી! પરેલના તોફાનમાં 'ભાણાભાઇ' ઘાયલ થયા એટલે તેમને કોઇ અહીં લાવીને મૂકી ગયા."

"અરેરે માધવ મરી ગયો! કેવો અભાગી છોકરો!"

તરત જ વૈદ્ય ઉપર તેની નજર પડી. વૈદને ખભે હાથ મૂકી ડોસો ગળગળા સાદે બબડવા લાગ્યો, "વૈદરાજ! જુઓ જુઓ, તે મરી ગયો છે, નહી વારુ?"

વૈદ શાંતિ જાળવવા આતુર હતો. બેભાન માધવ પાસે આમ ધોંધાટ થાય એ તેને ન ગમ્યું. તે મૌન બેસી રહ્યો.

વૈદના મૌનથી ડોસાએ માની લીધું કે, 'માધવ મૃત્યુ પામ્યો છે.' બધી આશા નષ્ટ થતાં માણુસ જેમ ઝનુની બની જાય એમ ડોસો માથાના વાળ પીંખતો રાડો પાડવા લાગ્યો, "ગયો, ગયો, સદાને માટે ગયો. મારા તરફની ધૃણાને ખાતર તેણે પોતાના જીવનનો અંત આણુવા માટે જ તોફાનમાં ઝંપલાવ્યું. હા, મારા માટે જ તેણે આટલાં વાનાં કર્યાં, અને તે મને પ્રત્યક્ષ બતાવવા માટે તે અહીં પાછો આવ્યો. અરેરે, બળ્યું આ જીવતર, માધવ તો મરી ગયો. હવે મારે..."

ઉન્માદાવસ્થામાં તે ઓરડાની બારી પાસે ગયો, હાથનો ધક્કો મારી તે ઉઘાડી અને આકાશ ભણી જોઇ બબડવા લાગ્યો.

"ઘવાયો, માર્યો ગયો, ખલાસ થયો. મૂર્ખો નહી તો! એ નહોતો જાણુતો કે, તેને મળવાને હું કેટલો બધો આતુર હતો? અરે! તેની છબી મારી પથારીમાં મારા ઓશીકા આગળ જ પડી રહેતી! અરેરે, સુતાં અને જાગતાં, ફરતાં અને હરતાં, ખાતાં અને પીતાં હું તેનું ચિંતવન કરતો. માત્ર એક જ વાંધો હતો. અને તે ટેક! હું કહેતો કે 'તું આવીને મારા પગે પડ, મારી માફી માંગ.' એટલું કરવામાં એનું શું જતું હતું? એમ કયુ હોત તો આખા ઘરનો ધણીરણી એ થઇ પડત અને ઉપજ્યો ઉપડત, પણ નહી. પણ ના, એમ ટેક કેમ છોડાય? એ તો મોટા ટેકીલાનો દીકરો!

જાણે રાણા પ્રતાપનો અવતાર! એ વળી નમતું આપે? ભાઈને ચટકો લાગ્યો અને અંતે તોફાનમાં યાહોમ કરીને પડ્યા, અને મારા અપમાનનો આવી રીતે બદલો લીધો. અરે વાહરે ડાહ્યા દીકરા! મારી આબરુ તો બહુ વધારી!......"

વૈદ ચિંતાતુર બન્યો, માધવની ચિંતા હતી જ તેમાં આ ડોસાની ચિંતા ભળી. તે ઉઠ્યો અને ગુલાબરાય પાસે જઈ તેનો હાથ પકડી સ્વસ્થ બનવા ઇસારો કર્યો.

"શું છે, વૈદરાજ? મારી ચિંતા ન કરો. હું પાગલ નથી બન્યો હું! મેં તો આવાં કંઈક મૃત્યુ જોયાં છે અને કેટલાયને સ્મશાન પહોંચાડી દીધા છે. એટલે ગભરાઈ જઉં એવો નથી. પણ વૈદરાજ તમને ખરું કહું? આ છોકરા માટે મારો અથાગ પ્રેમ હતો. તેની બાલ્યાવસ્થાના ખેલો હજી મારી નજરે તરે છે. તેની કાલી કાલી તોતડી બોલીના રણકાર હજી મારા કાનમાં રમ્યા કરે છે. અરે એ લુચ્ચો નાનો હતો ત્યારે મારી મુછો એવી ખેંચતો કે તોબા ભગવાન! તેનો અવાજ તો એવો મધુર કે જાણે નર્યું બુલબુલ......"

ડોસો માધવ પાસે ગયો અને આંખ ફાડી તેના તરફ જોઈ રહ્યો. "મૂર્ખો, ઉદ્ધત, નઠોર છોકરો," તેનો બબડાટ ચાલુ રહ્યો, "કંઈ નહી, એ મરી ગયો તો મારે પણ જીવીને શું કરવું છે? આવી ભરજુવાનીમાં દુનિયાનો ત્યાગ કરતાં તેને કંઈ વિચાર ન આવ્યો, તો મારે શું? હું પણ એની માફક મરી જ જઈશ. અરે મરવાનું વળી શું બાકી છે? એ તો મને મારતો ગયો છે. મારા અપમાનનો બદલો લેવા માટે તે પોતે તો મુઓ અને મને પણ મારતો ગયો. તે વિના તેના જીવને ચેન શાનું પડે? માધવ તો મુઓજ, અને હું પણ મુઓ પડ્યો છું. ચાલો તૈયારી કરો અમને બંનેને લાકડા ભેગા કરી દો. એને મરી જતાં શરમ ન આવી તો પછી હું શું કરવા શરમ રાખું? હું પણ મરી જઈશ છું......"

'મોટી' ઉભી ઉભી થરથરતી હતી. 'ડોસો શું બોલે છે, આ તે બોલે છે

કે બકે છે, ભાનમાં છે કે બેભાન?' એ તે સમજી શકી નહિ. વૈદ પણ બિચારો વિચારમાં પડ્યો. બધાને એમ જ લાગ્યું કે ડોસાની ડાગળી ચસ્કી છે!

તેવામાં માધવની આંખ સહેજ ઉઘડી અને ડોસા ઉપર તેની નજર ગઈ. ડોસો ચમક્યો.

"માધવ! મારો વહાલો બેટો, માધવ! તે આંખ ઉઘાડે છે. જુઓ જુઓ આ આંખ ઉઘડી. તે જીવે છે, જીવે છે, ધન્ય મારા પ્રભુ!"

ડોસો આનંદથી ઘેલો બન્યો, અણધાર્યા આનંદના આવેશમાં તેને મૂર્છા આવી, અને ધરતીપર ઢળી પડ્યો.

---

## પ્રકરણ પર મું

### ઈનાયતખાનનો અંત

અજામિલને ઉપર મોકલી ઇનાયતખાન ઢીલા પગે ત્યાંથી ચાલ્યો ગયો.

હૃદયભગ્ન થતું હોય, અંતર ચિરાતું હોય, ચિત્ત અસ્વસ્થ થતું હોય, મનમાં સંકલ્પવિકલ્પનું વાવાઝોડું મચતું હોય એવો અનુભવ આખી જીંદગીમાં ઇનાયતખાનને આજે થવા લાગ્યો. આજ સુધી તે છાતી કાઢી ચાલતો; આજે બંને હાથ પાછળ રાખી, ડોકું નમાવી લથડીયાં ખાતો ચાલવા લાગ્યો. કોઈ અદશ્ય દુઃખભાર તેને દબાવી રહ્યો હતો.

આ સ્થિતિમાં તે મરીન લાઇન્સ પાસે સમુદ્રતીરે આવ્યો અને ઘુઘવાતા સમુદ્રના તટ ઉપર આવેલી પથ્થરની એક ઉંચી ભેખડ ઉપર, ઉંડા વિચારમાં ઉતરી પડ્યો હોય તેમ, લમણે હાથ દઈને બેઠો. પોતાના અંતરમાં અજબ પરિવર્તન થયેલું તેને જણાયું અને તેનું કારણ તપાસવાનો યત્ન કરવા લાગ્યો. તેના અંતરમાં અસહ્ય વેદના થતી હતી, તેના મગજ ઉપર ઉપાધિનું વાદળ ઘેરાયું હતું. પોતે કર્તવ્યવિમુખ થતો હોય એવી ભ્રાંતિ થવા લાગી.

તે વિચારમાં પડ્યો, "શું કરું? અજામિલે મારો જાન બચાવ્યો છે. આ ઉપકારનો બદલો ન વાળું? એના જેવા ગુનેહગાર માણસે કર્યું તેટલું

પણ હું ન કરું? તેણે મને મોતના પંજામાંથી મુક્ત કરી 'ચાલ્યો જા' એમ કહ્યું ત્યારે હું પણ 'તમે મુક્ત છો' એટલું ન કહી શકું? એની એ ઉદારતા પાસે મારા અંગત વિચારોનો, મારા કર્તવ્યભાનનો ભોગ આપી ન શકું?" તે કંઈ નિર્ણય કરી શક્યો નહી. અજામિલે આટલી દયા બતાવી એ વાતની તેને નવાઈ લાગતી અને અનાયાસે પોતે પણ તેના તરફ રહેમ નજર કરી એ વિચારથી તેના આશ્ચર્યનો પાર ન રહ્યો.

વિચારો કરવાનું ઈનાયતખાન કદી શીખ્યો નહોતો. વિચારો કર્યા કરવા એ તેના મનથી એક જાતની ઉપાધિ હતી. વિચાર એટલે અંતરમાં જાગતું તોફાન એમ જ તે સમજતો અને એ વાતનો તેને તિરસ્કાર હતો. છતાં તે આગલા દિવસે બનેલા બનાવોનો વિચાર કર્યા વિના રહી શક્યો નહી. તેના અંતરાત્માને ઉત્તર આપ્યા વિના તેનો છૂટકો નહોતો.

ઇનાયતખાને પોલીસના કાયદા વિરુદ્ધનું કાર્ય કર્યું હતું. નૈતિક દૃષ્ટિએ તે સર્વોત્તમ હતું. એ કાર્યનો વિચાર આવતાં તે પગથી માથાં સુધી ધ્રુજી ઉઠ્યો. 'ઉપાય શો?' એજ કે ભાયખલા પાસે નં. ૭ વાળા મકાન આગળ દોડી જવાનો ઉપાય હતો, પરંતુ એ ઉપાય લેવાની તેનામાં તાકાત નહોતી. એ માર્ગ જાણે કોઇએ બંધ કરી દીધો હોય એમ લાગ્યું. 'ત્યારે શું પોલીસ, કાયદો, સત્તા અને ફરમાન સિવાય બીજી કોઈ શક્તિ આ જગતમાં હસ્તી ધરાવે છે?' ઇનાયતખાન એ વિચારથી મુંઝાયો.

'અજામિલ જેવો હડહડતો ગુનેહગાર છૂટો રહે અને ઇનાયતખાન જેવો કડક અમલદાર સરકારનો રોટલો ખાયા કરે એ કેમ પોષાય? પણ બીજું શું થાય?' તેના મગજમાં અત્યારે અજામિલના વિચારો ભરાયા હતા અને આજ સુધીની તેની કાયદાને વળગી રહેવાની ચીવટ—તેની કર્તવ્યપરાયણતા, તેની હઠીલાઇ, તેનું કડક વર્તન એ બધું ભાંગીને ભૂકો થઈ જતું હોય એમ તેને લાગ્યું અને અજામિલના ઉપકારે તેને અકળાવ્યો.

આજ સુધીના કેટલાય પ્રસંગોમાં તેને ઢોંગ, મૂર્ખતા અને કપટ જણાયાં હતાં, પરંતુ એ પ્રસંગોની સત્યતા અત્યારે સિદ્ધ થઇ. અજામિલની પાછળ નાનજી શેઠની છાયા જણાઇ, નાનપરાનો નાનજી શેઠ, ગરીબનો બેલી

અને ગામડીઆઓનો ઉદ્ધાર કરનાર પરદેશી યાદ આવ્યો; પુલીયાને ગાડા નીચે ચગદાઈ જતાં બચાવનાર નાનજી શેઠ નજરે ચઢ્યો; સુંદરી અને કોર્ટના પ્રસંગો નજરે તર્યા અને એ સર્વમાં કંઈ અલૌકિકતા, કંઈક ચમત્કૃતિ જણાઈ. અજામિલ એ જ નાનજી શેઠ અને એમ હોય તો અજામિલ સંતપુરુષનો અવતાર! પોતાના અંતરમાં આ દોષિત ઠરેલા મનુષ્ય માટે પૂજ્યભાવ પેદા થતો હોય એમ ઇનાયતખાનને લાગ્યું. ફાંસીને લાકડે લટકાવવાને પાત્ર બનેલા ગુનેહગાર માટે પૂજ્યભાવ? એ ભયંકર ગુનાહ થતો હોય એવી ભ્રાંતિ થઈ. ભ્રાંતિ થતાં જ તે કમકમ્યો, પરંતુ હવે ગમે તેટલાં ફાંફાં મારતાં પણ એ વિચારમાંથી છૂટી શકાય એમ નહોતું. આ લુચ્ચા ગણાતા માણસની શ્રેષ્ઠતા સ્વીકારવાની તેના અંતરને ફરજ પડી. અજામિલ ઉદાર, દયાળુ, નમ્ર, અને પરગજુ હતો, પારકાના ભલા માટે જીવતો હતો, અપકારનો બદલો ઉપકારથી વાળતો, ક્રોધને બદલે ક્ષમા ધરતો, તિરસ્કારને બદલે અનુકંપા દર્શાવતો, પોતાના શત્રુને બદલે પોતેજ મરી ફીટવા તત્પર રહેતો, પોતાનો નાશ કરવા ઇચ્છનારનો જ જીવ ઉગારી લેતો, નીતિનો પરમ ઉપાસક હતો, મનુષ્યના સ્વરૂપમાં દેવ હતો; આ સત્યનો ઇનાયતખાનને સાક્ષાત્કાર થયો.

પરંતુ અજામિલ જેવા જગતની દૃષ્ટિએ દોષિત ઠરી ચુકેલા મનુષ્યને ઇનાયતખાન એમ ને એમ જવા દે એવો ભોળો નહોતો. ગાડીમાં અજામિલ સાથે બેઠો હતો ત્યારે એજ વિચારો કર્યા કરતો હતો. કેટલીએ વખત તેણે અજામિલને પૂરી શિક્ષા કરાવાનો વિચાર કર્યો હતો. એમ પણ વિચાર આવ્યો હતો કે કોઈ નજીકની પોલીસચોકીમાં એને સોંપી દઉં એટલે પીડા પતે, પછી પોલીસ મરજીમાં આવે તેમ તેનો ધડો લાડવો કરી નાંખશે. આવા વિચાર તેણે અનેક પ્રસંગે કરેલા, પરંતુ જ્યારે જ્યારે તે અજામિલને પકડવા પોતાનો હાથ ઉપાડવા જતો ત્યારે પોતાના હાથ ઉપર ભારે વજન આવી પડ્યું હોય, કોઈ અદૃશ્ય શક્તિથી હાથ હેઠા પડતા હોય એમ લાગતું અને તેના અંતરમાંથી ધ્વનિ નિકળતો, 'શાબાશ, આવી જ રીતે તારા ઉદ્ધાર કરનારનું ભલું કરજે!'

વિચારમાળા ફરી અને અજામિલને બદલે પોતાના જ વિચારો આવવા લાગ્યા "અજામિલ જેવો આરોપી મારો જીવનદાતા? હું શા માટે જીવ્યો? પરેલના તોફાનમાંજ મરી ગયો હોત તો? તોફાનમાં જ બીજા પોલીસોને બોલાવી અજામિલને વિંધી ઠાર કરાવ્યો હોત તો?"

કાયદા કરતાં અંતરનો ધ્વનિ વિશેષ પ્રબળ જણાયો, પોતાને માટે નૂતન સૃષ્ટિ નિર્માણ થયેલી જણાઈ, મનુષ્યના કાયદા કરતાં ઈશ્વરી કાયદાનું મહત્ત્વ જણાયું. તેની કર્તવ્યપરાયણતાની અંધશ્રદ્ધાના અંધકારમાં નીતિ અને ધર્મનો સૂર્ય પ્રકાશી ઉઠ્યો અને એ પ્રકાશથી તે અંજાયો.

તેણે સ્વીકાર્યું કે કાયદાની પોથીમાં જ ઠરેલા અનેક અભાગી જનો વસ્તુતઃ પવિત્ર અને નિર્દોષ હોય છે. કાયદો એ તો કરોળિયાના જાળાની માફક શબ્દજાળ છે જેમાં કર્મસંયોગે કેટલાય નિર્દોષ મનુષ્યો ફસાઈ જાય છે. આજ સુધી તે એમજ માનતો હતો કે જગતમાં ભલાઇનું નામનિશાન નથી. પરંતુ હવે તેની ખાત્રી થઈ કે ફાંસીના લાકડાનો આ મહેમાન ખરેખર ભલો હતો અને પોતે પણ છેક છેવટની ઘડીએ ભલાઈ નહોતી કરી તો બીજું શું કર્યું હતું? પરંતુ આ સ્થિતિ તેને કેમ પ્રાપ્ત થઈ એજ તે કળી શકયો નહી.

જ્યારથી પોલીસમાં નોકરી સ્વીકારી ત્યારથી તેણે કાયદાનો ધાક બેસાડવામાં જ પોતાનો ધર્મ માન્યો હતો, પોતાને પોલીસના વડાને જ જવાબ આપવાનો છે એમ માનતો, પરંતુ હવે તો તેને લાગ્યું કે પોતાને એ વડાના પણ વડા પરમેશ્વરને જવાબ આપવો પડશે. 'તાબાના માણસે વડાની આજ્ઞાને આધીન રેહેવું જોઇએ. તેની આજ્ઞા શિરસાવંદ્ય ગણવી જોઇએ. તેના ફરમાનની સામે એક અક્ષર પણ ન ઉચ્ચારતાં આધીન થવું જોઇએ અને તેમ ન બની શકે તો મુંગે મોંઢે રાજીનામું આપવું જોઇએ આ નવા વડા વિશ્વવિધાતાને પોતે રાજીનામું કઇ રીતે આપી શકે?'

આજ સુધી નહી સમજાયલું સત્ય તે સમજી શકયો. હવેથી ઇનાયતખાન કોઇ જુદી જ પ્રકૃતિનો મનુષ્ય બનવો જોઇએ. તેના અંતરમાં અસહ્ય વેદના થવા લાગી. આગળનું જીવન હતું નહતું થવા લાગ્યું, સત્તાનો

મદ ઉતરી જતો જણાયો, હવે જીવીને શું કરવું છે, એમ થયું. કેવી વિષમ અવસ્થા !

આ અવસ્થા અસહ્ય લાગી. આમાંથી છૂટવાના માત્ર બે માર્ગ હતા એક તો હૃદયને દૃઢ કરી અજામિલ પાસે જઇ તેને પકડી ફરી ભાડુતી કોટડી ભેગા કરવો અને બીજો......?

ઇનાયતખાનને પોતાના ગજવામાંથી નોંધપોથી કાઢી, કંઇક લખ્યું અને પુનઃ તે સંભાળીને પાછી મૂકી. નીચે સમુદ્રનાં ઉછળતાં મોજાં તરફ જોઇ રહ્યો. નીચે પથરાઓ સાથે જોરથી પાણી અફળાતું હતું. મનમાં જ તે બબડ્યો, “અજામિલ ! તારા ઉપર સીતમ ગુજારવામાં મેં કંઈ કમીના રાખી નથી. છતાં ચંદન જેમ જેમ ઘસાય તેમ સુગંધ પસારે ! તે એ ન્યાયે તેં તો તારી ભલાઇ નજ છોડી. ‘બુરા ગમે તેટલી બુરાઇ કરે, પરંતુ ભલો કદી પણ ભલાઈ ન છોડે,’ એ કહેવત તેં ખરી કરી બતાવી છે. કસોટીમાં તું સો ટચના સોનાની માફક શુદ્ધ નિવડ્યો છે. જગત્ એ કદી નહી જ માને. પરંતુ મારી તો ખાત્રી થઈ છે. આપણે બંને છૂટથી ફરતા રહીએ એ બનવાનું જ નથી. કાં તો હું નહીં, કાં તો તું નહી. તેં મારો ઉદ્ધાર કર્યો છે. મરણના મુખમાંથી તેં મને બચાવ્યો છે અને હજી પણ તારા હાથે દુનિયાનાં અનેક દુઃખી જીવોનાં દુઃખ દારિદ્ર્યનું નિર્વાણ થશે, જગતમાં તારી હસ્તીની જરૂર છે. હું તો કાયદાનો ગુલામ માત્ર છું, મારા જીવવાથી જગતને શો લાભ ? અજામિલ, શયતાનના વેષમાં છૂપાયલા સાધુપુરુષ ! ધન્ય છે તારી પરોપકાર વૃત્તિને !”

રાત્રિના ઘોર અંધકારમાં કંઈ સુઝતું નહોતું. માત્ર ઘુઘવતા સમુદ્રની ગર્જના કાને સંભળાતી હતી અને ભરતીને લીધે આગળ ધસી આવતાં, પથ્થર સાથે અફળાતાં મોજાંના સફેદ ફીણ આછાં આછાં નજરે પડતાં હતાં. ઈનાયતખાન ઉઠ્યો, ટોપી અને કોટ કાઢી પથરા ઉપર મૂકયાં, પોતાના પગ નીચે તરંગે ચડેલા પાણીનાં ઉછળતાં મોજાં તરફ જોયું, બંને હાથ ઉંચા કરી કોઇ અદૃષ્ટ શક્તિને વંદન કરતો હોય તેમ નમ્યો, શરીર વાળ્યું, નીચું નમાવ્યું, છલાંગ મારી અને ઉંધે મસ્તકે પડ્યો, પથ્થરા સાથે માથું અફળાયું, અને જોતજોતામાં સમુદ્રની છોળોમાં શરીર ઘસડાયું.

---

# પ્રકરણ ૫૩ મું

## મહેનત બરબાદ?

દારૂ સાક્ષાત્ શયતાન છે. તેના સપાટામાં આવેલું મનુષ્ય ભાગ્યે જ છટકી શકે છે. ઘરબાર જાય, પૈસા ટકા જાય, શરીર સંપત્તિ ચાલી જાય પણ દારૂનું વ્યસન ન છોડાય એવી દારૂડિયાની દૃઢ માન્યતા બંધાઈ જાય છે. જંકુડાની ગુફામાં મહાત્માની મુક્કીથી ધૂળ ફાકતો થઇ પડેલો દારૂડીઓ બુઢીયો પણ એજ પંક્તિનો મનુષ્ય હતો. દારૂની લત લાગી તે કદી છૂટી જ નહી અને દિવસે દિવસે એ વધારે ને વધારે દારૂનો ગુલામ બનતો ગયો.

પરંતુ દારૂના વ્યસનથી પોતે દારૂડિયામાં ખપી જઇ ઘણા ગુનાહમાં પકડાતાં છટકી જતો એટલે એ દુર્વ્યસન પણ તેના મનથી તો આશીર્વાદ સમ થઇ પડ્યું. જંકુડાની ગુફામાંથી, કરેલા ગુનાહમાંથી પણ એ દારૂડિયાની ગણનામાં ગણાઈ છૂટકારો પામ્યો હતો અને પાછો પોતાના મૂળ સ્થાન નાનપરા પાસેના જંગલમાં આવી વસ્યો હતો, અને ત્યાં પથરા તોડી સડક સુધારવાના કામે લાગ્યો હતો. છતાં લાગ ફાવે ત્યારે કોઈ એકલા અજાણ્યા મુસાફરને માર મારી અગર ધમકાવીને તેના ખીસા ખાલી કરાવવાનું ચૂકતો નહોતો, જંકુડાને ત્યાં બનેલા પ્રસંગ પછી તે જરા ડાહ્યો (!) થયો હતો, પરંતુ પડેલી ટેવ એમ એકાએક જાય એવું નહોતું.

એક દિવસ પ્રાતઃકાળે તે પોતાની ઝુંપડીમાંથી બહાર નિકળ્યો તેવી તેની નજર દૂર ઝાડની ઘટામાં કોઈ માણસ ફરતો હતો તેના ઉપર પડી. બુઢીયો જોઇ રહ્યો. તે માણસની પીઠ માત્ર જોઇ શકાતી હતી છતાં તેને લાગ્યું કે એને કોઈ વખતે પોતે જોયો છે.

મનમાં તે બબડ્યો, “આ માણસને કયાંય જોયો હોય એમ લાગે છે;” પરંતુ કયાં, કયારે તે નિર્ણય કરી શકયો નહી.

બુઢીયો વિચારમાં પડ્યો, “આમ ઉજ્જડ જંગલમાં અત્યારમાં કોણ આવે? અહીં ગાડી ગડેરું દેખાતું નથી. એટલે પગે ચાલીને જ એ આવ્યો લાગે છે, અરે પણ આમ પરોઢીએ અહીં શું કરવા જખ મારવા આવે? જરૂર કંઇક લાભ જેવું હશે.”

તેને ખજાનાનો વિચાર આવ્યો. કેટલાંક વર્ષો પહેલાં એક માણસ આવી રીતે ખજાનો શોધતો હતો તે યાદ આવ્યું અને એ આજ માણસ હોવો જોઇએ એવી કલ્પના થઈ. વિચારમાં ઉતરી પડ્યો હોય તેમ તેણે માથું નીચું નમાવ્યું. ફરીથી ત્યાં જુએ તો કોઈ ન મળે.

"લુચ્ચો સા..." બુઢીયો બબડ્યો. "અરે એ નાસીને ક્યાં જવાનો છે? હમણાં જ હું તેને શોધી કાઢું છું અને જોઉં કે એ કયાંનો રહેવા-વાળો છે? અને શું કામ અહીં આવે છે? આ જંગલનો તો હું સરદાર છું અને મારી જાણ બહાર અહીં કંઇ કામ થવું ન જોઇએ."

તેણે પોતાની તીક્ષ્ણ ધારવાળી કુહાડી લીધી અને જે દિશામાં એ માણસ દેખાયો હતો તે તરફ ચાલ્યો.

તે થોડે આગળ ગયો એટલામાં દિવસ ઉગવાની તૈયારી થઇ અને ધુમસનો નાશ થવાથી જંગલનાં વૃક્ષો વિગેરે સ્પષ્ટ જણાવા લાગ્યું. માટીમાં માણસનાં પગલાં દેખાયાં કોઇના પગથી કચડાયલા ઘાસ ઉપર નજર પડી અને તેની ખાત્રી થઈ કે એ માણસ આટલામાં જ આવ્યો હોવો જોઇએ.

પગલે પગલે તે આગળ વધ્યો પરંતુ આગળ જતાં એ પગલાં પણ બંધ થતાં હતાં. વખત વીતતો જતો અને એ જંગલમાં વૃથા આગળ ને આગળ વધતો જતો હતો. એટલામાં એક ટેકરા ઉપર તે પહોંચ્યો અને ત્યાં જતાં જ દૂર આડે રસ્તે એક માણસ કંઇ લલકારતો લલકારતો જતો હોય એવો આછો આભાસ થયો. એ ટેકરી ઉપર એક ઉંચું વૃક્ષ ઉગ્યું હતું. તે ઉપર બુઢીયો ચડી ગયો, એકદમ ઉંચે જવાથી જંગલની ગીચ ઝાડીને ભેદીને નજર દૂર સુધી પહોંચી શકી અને તેણે બોરડી અને થોરથી ઘેરાયલા અરણ્યમાં એક માણસને જાડા થડવાળા એક વૃક્ષ પાસે ફરતો જોયો.

એકાએક તેને એક વાતનું સ્મરણ થયું. એ વૃક્ષના થડ ઉપર સિંદૂરના ચાંદલા કરી ત્રિશૂળ તાણ્યું હતું અને વૃક્ષના મૂળ પાસે પથરા ઉપરા ચાપરી ગોઠવીને દેવડી બનાવી હતી. એ રસ્તેથી જનાર ગામડીયા અહીં કોઇ દેવનું થાનક છે એમ ધારી વૃક્ષને કે સિંદૂરના સાથીઆને પગે લાગતા

અને પથ્થરની દેવડી ઉપર પાણી રેડી પૂજા કરતા. પણ આ દારૂડીયા બુઢીયાને આમાં કંઇ બીજું જ રહસ્ય જણાતું હતું.

બુઢીયાના હર્ષનો પાર ન રહ્યો. ખીસકોલીની માફક તે ઝાડ ઉપરથી નીચે સરી પડયો. તેને લાગ્યું કે ગુફા હાથ લાગી છે, માત્ર તેમાંથી શિકાર ખેંચી કાઢવાની જ વાર છે. જે છુપા ખજાનાનાં તેને અનેક વાર સ્વપ્ના આવતાં તે ખજાનો ત્યાં જ હશે એવી ખાત્રી થઇ.

પણ ત્યાં જવાના બે માર્ગ હતા. એક આડો અવળો રસ્તો હતો, પરંતુ સાફ હતો. બીજો સીધો હોવા છતાં વિકટ હતો. સીધો રસ્તો એટલે ટૂંકો અને એ રસ્તે જલદી પહોંચાય એ ભ્રમણામાં પડી ભયંકર ભૂલ કરી.

બુઢીયાને જંગલના આડા અવળા માર્ગોનો પૂર્ણ પરિચય હતો છતાં લોભે લેવાઇ તે સીધા પણ વિકટ માર્ગે ચડ્યો અને મહામુશીબતે અડધો કલાક વીતી ગયા પછી ત્યાં પોહોંચ્યો. કાંટા પગમાં પેસવાથી લોહીલુહાણ થયેલો, પરસેવાથી તરબોળ બનેલો અને ગુસ્સાની વરાળ કાઢતો તે વૃક્ષ આગળ આવીને જુએ તો ત્યાં માણસ જેવું કંઈ ન મળે. પથરાની દેવડી એમ ને એમ હતી, ઝાડ ઉપરનાં નિશાન પણ હતાં તેમના તેમ હતાં માણસ નહોતો. કયાં ગયો હશે ? એ કોઇ રીતે તે જાણી શકયો નહી. તેણે ફરી વૃક્ષ તરફ લક્ષપૂર્વક જોયું તો પથ્થરની દેવડીની પાછળ ઝાડને ટેકવીને મૂકેલી એક કોદાળી જણાઇ. કોદાળીની નીચે જ જમીનમાં એક ખાડો હતો પરંતુ તે ખાલી હતો. તેણે કપાળ કુટ્યું અને દાંત કચકચાવીને બબડ્યો, "ચોર સા...બધું ઉઠાવી ગયો."

બુઢીયાના કર્મમાં માત્ર કોદાળી જ હતી. તેના નસીબમાં તો પાણી કુટવાનું જ રહ્યું. તેની મહેનત બરબાદ ગઇ.



## પ્રકરણ ૫૪ મું

## ઠેકાણે આવ્યા !

માધવની સ્થિતિ કેટલીક વખત તો ગંભીર જણાઇ. ઘાની વેદનાને લીધે તેને જીર્ણ જ્વર લાગુ પડ્યો હોય અને તેની સાથે ઉન્માદ લાગુ

પડ્યો હોય એમ જણાતું હતું. વારંવાર તેના મુખમાંથી 'મેના' શબ્દનો ઉચ્ચાર થતો અને ઘરના માણસો આ લવારો વધી પડશે તો શું થશે એ ચિંતામાં પડી જતા. વૈદ્ય વારંવાર એજ ભલામણ કરતો કે એના આગળ સંસારવ્યવહારની કંઇ પણ વાતચીત ન કરવી. મગજ જરા પણ ઉશ્કેરાય તો પછી પત્તો લાગવો મુશ્કેલ છે એમ તે આગ્રહપૂર્વક કહેતો.

એક વૃદ્ધ પુરુષ રોજ ત્યાં આવીને ઘરના બારણા આગળથી જ 'કેમ ભાઇની તબીયત આજે કેમ છે,' એમ નોકરને પૂછી જતો અને કોઇ કોઇ જંગલની અકસીર જડીબુટ્ટી અને વનસ્પતિ આપી તે નોકરને તેનો ઉપયોગ કરવાની સૂચના આપી જતો. અત્યારે તો કોઇ પણ ઉપાયે માધવ કેવી રીતે બચવા પામે એ જ બધાનું લક્ષ્ય હતું. એટલે ગમે તે સૂચનાને ઉપાય આવકારદાયક ગણાતો. માત્ર એ માણસ શા માટે રોજ આંટાફેરા ખાતો હશે, શા માટે માધવની તબિયત માટે આટલો આતુર હશે એ પૂછવાનું કોઇને સુઝતું નહી.

એક વખત ગુલાબરાયનું લક્ષ તેના તરફ ખેંચાયું, એ કોણ હશે તે જાણવાની જિજ્ઞાસા થઇ અને તેનો પત્તો મેળવ્યો.

ગુલાબરાયની ચિંતાનો પાર નહોતો. માધવ મૃત્યુ પામ્યો છે એ વિચારથી તેને મૂર્છા આવી ગઇ, પરંતુ તાત્કાલિક ઉપચારથી તે શુદ્ધિમાં આવ્યો છતાં માધવના મંદવાડથી તેના હૃદયને આઘાત થયો. માધવ તરફનો અભાવ સર્વથા નષ્ટ થયો અને તેની સાથે તેના તરફ અનહદ વાત્સલ્યભાવ ઉપજ્યો. ગમે તેમ થાય, પોતાના જીવને સાટે માધવનો જીવ બચે તો પણ બચાવવો એવી વૃત્તિ થઇ, અને માધવને બચાવવા તનતોડ મહેનત થવા લાગી.

આખો દિવસ તે માધવના બીછાના પાસે બેસી રહેતો અને ઘડીએ ઘડીએ તેની પ્રકૃતિમાં થતા ફેરફારો આતુરતાથી જોઈ રહેતો. રાત્રે પણ માધવ પાસે જ સુઈ રહેવાની તે હઠ લેતો, પરંતુ 'મોટી,' 'તમારી પણ તબિયત બગડશે તો પછી ઉલટી બેવડી ઉપાધિ થઇ પડશે' એમ વિનવી તેને ત્યાંથી ઉઠાડી લઇ જતી, અને ગુલાબરાય શૈય્યામાં પડ્યા પડ્યા પણ માધવના જ વિચારો કરતો.

ઘરમાં કોઇને કંઇ કામ સુઝતું નહોતું. અત્યારે તો બધા માધવ નામ-ની જ માળા ફેરવતા. ઘરમાં માધવ વિના જાણે કંઇ હોય જ નહી !

માધવની પ્રકૃતિ દિવસે દિવસે સુધરતી ગઇ, તેની સાથે મેનાનું સ્મરણ પણ વધારે અને વધારે થતું ગયું. ઉન્માદાવસ્થામાં, તાવના ઘેનમાં તે મેના શબ્દનો ઉચ્ચાર સૌ સાંભળી શકે એમ કરતો તે હવે બંધ પડ્યું. માત્ર મનમાં જ તે મેનાનો જાપ જપવા લાગ્યો. મેનાનું સ્મરણ કરતાં પોતાનો ભૂતકાળ યાદ આવતો, પરેલનું તોફાન નજરે ચડતું, પરંતુ ત્યાર પછી, પોતે ઘાયલ થઇ બેભાન બન્યો. ત્યાર પછી શું બન્યું તે જાણી શકાયું નહી. 'પોતાને કોણે બચાવ્યો, અહીં દાદાને ત્યાં કોણ મૂકી ગયું, કેવી રીતે મૂકી ગયું,' એ કલ્પનામાં આવી શકયું નહી. ભાવિનો વિચાર આવતો, પરંતુ એ તો અંધકારમય જ લાગતું. જે દાદાએ મેનાની વાત નીકળતાં જ પોતાને હડધુત કરી મૂકયો હતો તે ક્રોધી, ટેકીલો ડોસો પોતાની એ મનોહર મેનાને મેળવી આપવામાં મદદ કરે, અરે સંમતિ માત્ર આપે એ સર્વથા અસંભવિત હતું. પોતાનું ભાવી નિરાશારૂપી વાદળથી ઘેરાયલું હોય એમ તેને જણાયું.

ગુલાબરાય તેની સેવા શુશ્રૂષામાં કંઇ કચાશ નહોતો રાખતો, તેના આરોગ્ય માટે મરી પડતો, છતાં મેનાની વાતમાં તે જરા પણ નમતું આપે એ માનવા માધવનું અંતઃકરણ તત્પર નહોતું. તેની દૃઢ માન્યતા હતી કે, 'દાદાજી ગમે તેમ થાય તોપણ મેનાની બાબતમાં તો એકના બે કદી થવાના જ નહી.'

તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય, પરંતુ તડ ને ફડ પોતાના અંતરની વાત દાદાને જણાવી દેવી.

એક દિવસે ગુલાબરાય માધવના બીછાના પાસે બેસી તેને કંઇક ખવરાવવાની તૈયારી કરી રહ્યો હતો. માધવના ઘા રુઝાઇ ગયા હતા, તાવ પણ તદ્દન ઉતરી ગયો હતો, માત્ર અશક્તિ રહી હતી અને વૈદ્યની માત્રા તેને શક્તિ આપવાનું કામ કરી રહી હતી. બદામનો શીરો જરા જરા આપવા વૈદ્યે ખાસ ભલામણ કરેલી હોવાથી ડોસાએ તાજા ઘીનો બદામનો શીરો

બનાવરાવ્યો હતો અને પોતાને પણ મીઠું મોં કરવાની ટેવ હજુ ગઇ ન હોવાથી એક બે કોળીઆની અજમાયશ કરી જોઇ માધવ પાસે તે લઇ આવ્યો, 'માધવને ભાવે એવોજ મજાનો થયો છે.' એવું પ્રમાણપત્ર 'મોટી'ને આપવાની તેણે આજ ઉદારતા દર્શાવી.

માધવ લાગ જોતો હતો. આજે દાદાને જરા ખુશમીજાજમાં જોઇ તેણે પોતાનું તીર છોડવાનો નિશ્ચય કર્યો.

ખાટલા આગળ બેસતાં બેસતાં ગુલાબરાય બોલ્યા, "માધવ, બેટા, લે આ જરા ગરમાગરમ શીરો ખાઇ લે જોઉં. શરીરમાં જરા સ્ફૂર્તિ આવશે અને લોહી પણ ભરાશે. હવે તદ્દન હલકો ખોરાક ખાવાની જરૂર નથી. જરા શક્તિ આવે. અને સાજો થઇ જાય તો........" ડોસો આગળ બોલતાં અચકયો.

"તો શું?" માધવના મુખમાંથી તેથી પ્રશ્ન નિકળ્યો.

"એ પછી કહીશ. પહેલાં આ ખાઇ તો લે."

"મને તો એવું એવું ભાવતું નથી."

"હત તેરી. તમે આજકાલના છોકરા બધા એવા જ, માલપાણી તો ભાવે જ નહી. અરે તારા જેવડા અમે હતા ત્યારે રોજ ઘી અને ગોળ તો મનમાન્યા જોઇએજ, અને વળી સવારના પહોરમાં કાઢેલું દૂધ કે સાલમપાક તો ખરો જ; ત્યારે અમારાં શરીર પણ કેવાં હતાં. એક મણ ભાર તો અમે રમત કરતાં ઉપાડીને ફેંકી દઇએ. 'આ ભાવે અને આ ન ભાવે' એમ કરી કરીને તમે બધા તકલાદી થતા ગયા. ચાલ લે, જોઉં, કેમ નથી ભાવતું તે હમણાં જણાશે." ડોસાએ કોળીઓ માધવના મુખમાં મૂકવા હાથ લંબાવ્યો. જાણે કોઇ વહાલસોઇ માતા પોતાના બાળકને ખવરાવવા જતી હોય! માધવની ખાત્રી થઇ કે દાદા પોતાને માટે પ્રાણ પાથરે છે.

પણ અંતરમાં હોળી સળગતી હોય અને મોંમાં મિષ્ટાન્ન કેમ જાય? એ ગળે ઉતરે જ કેમ?

ડોસો સમજ્યો. માધવની ઉન્માદાવસ્થામાં તેના મુખમાંથી મેના નામનો અસ્ખલિત પ્રવાહ ચાલુ રહેલો તેણે સાંભળ્યો હતો. તબિયત

ઠેકાણે આવ્યા પછી પણ માધવને વારંવાર ઉંડા વિચારમાં ઉતરી પડતાં અને કોઇનું ચિંતવન કરતાં તેણે જોયો હતો. આ સ્થિતિમાં રખેને તેને વિચારવાયુ થઇ જાય એવો તેને ભય લાગ્યો અને તાત્કાલિક ઉપાય લેવા તેણે નિશ્ચય કર્યો હતો. આજે ખરો પ્રસંગ હાથ લાગ્યો.

"માધવ બેટા, એમ શું બોલે છે? આ તાર દાદાનો એ વાતમાં હવે જરાય વિરોધ નથી."

"કઈ વાતમાં?" માધવ ઉત્સુક બન્યો.

"એ જ તો," ગુલાબરાયે આંખના ઈસારાથી સમજાવવા યત્ન કર્યો. યુવાનીની ટેવ તાજી થઈ.

માધવ તેના તરફ ટગરટગર જોઈ રહ્યો. પોતાનું અપમાન કરી કાઢી મૂકનાર ગુલાબરાય અને અત્યારનો ગુલાબરાય એક જ કે કેમ, એ વિચારમાં તે પડયો.

"ન સમજ્યો? પેલી અપ્સરા જેવી છોકરી, એ રોજ કોઈ ડોસા મારફત તારા ખબરઅંતર પૂછાવે છે. પહેલાં તો મને નવાઇ જ લાગી કે આ ડોસો રોજ શાના ધક્કા ખાયા કરે છે? પરંતુ પછી વાતનો મેળ મળ્યો અને મેં તપાસ કરાવી. ભાયખલા ઉપરનું તેનું ઘર શોધી કાઢયું અને એ છોકરીને જોઇ. ઓહહો, એ તો જાણે રૂપ રૂપનો અંબાર. નરી રંભા કે મેનકા. છોકરી તો સરસ શોધી કાઢી હો! ગુલબકાવલી અને સદેવંત સાવળીંગાની વાર્તા વાંચતા ત્યારે આવી છોકરીનો અમને ખ્યાલ આવતો, પણ આને જોતાં તો એ વાતનો સાક્ષાત્કાર થયો. તારે એને પરણવું છે, નહી?" ડોસો માધવ તરફ જોઇ રહ્યો.

માધવ મુંઝાયો, શરમાયો, તે કંઈ બોલી ન શકયો. તેના મુખ ઉપરના ભાવો તેના અંતરની વાતો જણાવતા હતા.

"સમજ્યો, સમજ્યો, ભલા આદમી એમાં શરમાય છે શાનો? એમ કહી દેને કે, મારે એને પરણવું છે. હવે કંઈ વાંધા જેવું નથી. મેં પુરતી તપાસ કરી છે. હુ કંઈ જેવો તેવો કાચો પોચો નથી હો! છોકરી બહુ રૂપાળી છે, વિનયી અને વિવેકી છે, હુશિયાર છે એવી મેં ખાત્રી કરી

લીધી છે. એના આવ્યાથી મારું આંગણું શોભશે. એ મારા ઘરનો ખરો શણગાર બનશે. તેં તો એમ જ ધાર્યું હશે કે આ ડોકરો આવી વાત સાંભળીને ખીજાશે અને દાંતીઆં કરશે, નહી? પણ નહી, એ બીક ન રાખતો. મેં એ છોકરીને જોઈ ત્યારથી જ તારાં લગ્ન એની સાથે કરવાનો નિશ્ચય કર્યો છે."

"ઓ દાદા," માધવના મુખમાંથી આનંદનો ઉદ્દગાર નીકળી પડ્યો.

ગુલાબરાયના કાનમાં 'દાદા' શબ્દ અમૃતની માફક રેડાયો. આજે ઘણે દહાડે માધવના મુખમાંથી એ શબ્દ નીકળ્યો જોઇ તેના હર્ષનો પાર ન રહ્યો.

"દાદા, એને એક વખત અહીં નહી બોલાવો?"

"ઘણી ખુશીથી, કહે તો કાલે બોલાવીયે."

"દાદા......" 'દાદા' શબ્દ ગુલાબરાયને લાખ લાખ રૂપીઆની કિંમતનો થઈ પડતો હતો. એ શબ્દ ઉચ્ચારનારને અત્યારે મોં માગ્યું આપવાને તત્પર બન્યો.

"કેમ? તારો વિચાર હોય તો આજે જ બોલાવીયે."

માધવની મુખચર્યા ઉપરથી તેની ઇચ્છા ગુલાબરાય જાણી ગયો. મેનાને આજે જ અહીં બોલાવવાનો તેણે નિશ્ચય કર્યો.

માધવની ખાત્રી થઇ કે દાદા હવે ઠેકાણે આવ્યા છે!

## પ્રકરણ ૫૫ મું
## વીશ લાખનો વારસો!

મેના આજે મળશે એ વિચારથી માધવનું હૈયું ગજ ગજ ઉછળ્યું. ક્યારે એ સૌંદર્યદેવી આવે અને તેના દર્શનથી નયનો તૃપ્ત થાય એમ થયું, અને કોઇ દેવીભક્ત ક્યારે મંદિરના કમાડ ઉઘડે અને દેવીના દર્શન થાય, એવી આતુરતાથી દેવીના રટણમાં એકતાન બને, તેમ માધવ મેનાનું ધ્યાન ધરવા લાગ્યો.

સાંજ થઇ અને ઘરમાં કંઇ અવનવો બનાવ બનવાનો હોય તેમ



"દાદા......દાદા" શબ્દ ગુલાબરાયને લાખ રૂપીઆની કીંમતનો
થઈ પડતો હતો. (ભાગ ૨-પૃ. ૨૨૨)

બધા આડાઅવળા દોડધામ કરવા લાગ્યા. અજાણ્યાને એમજ લાગે કે કોઇ રાજા મહારાજાની કે લક્ષાધિપતિની પધરામણી થવાની છે.

ગુલાબરાય આજે વૃદ્ધ મટી બાળક બન્યો હતો, સ્વભાવમાં તેમજ વર્તનમાં "આવો આવો અમારા મોંઘેરા મહેમાન!" કરતો તે માધવના ઓરડામાં દાખલ થયો. માધવે જોયું કે ગુલાબરાયની પાછળ એક રૂપ-સુંદરી નૂપુરના ઝણકારથી વાતાવરણને ભેદતી એ ઓરડામાં પ્રવેશ કરે છે, અને એક વૃદ્ધ પુરુષ હાથમાં એક નાનું પોટકું લઇ તેની પાછળ આવે છે.

નૂપુરના ઝણકારે માધવના કાન સરવા કર્યા. તેણે પડખું ફેરવ્યું અને મેનાને જોઈ. મેના હતી તો તે જ, પરંતુ તે વયમાં, શરીરમાં, સ્વરૂપમાં વૃદ્ધિ પામી હતી. માધવનાં નયનો એ સુકોમળ સુંદરીપર ઠર્યા, પોતાનાં આતુર નયનોથી એના સૌંદર્યનું પાન કરવા લાગ્યો, પરંતુ વડીલો ત્યાં ઉભા છે એ ભાન આવતાં તરત જ નેત્રો ઢાળી દીધાં,

મેનાએ માધવને જોયો. બન્નેની દ્દષ્ટે દ્દષ્ટિ મળી. આંખોએ અરસપરસ એક બીજાના ભાવો વ્યક્ત કર્યા, ભાષાથી જે ભાવો સ્પષ્ટ ન વર્ણવી શકાય એ કાર્ય નયનોના ચમકારે કર્યું. મેનાના મનથી આજે સોનાનો સુરજ ઉગ્યો.

એટલામાં 'મોટી' કપડાના છેડા સાથે હાથ લુતી ત્યાં આવી લાગી. મેના સાથે આવનાર વૃદ્ધના હાથમાં પોટકી જોઇ તે મનમાં બબડી, 'આ વળી મોટા શાસ્ત્રીજીની માફક ભાગવતની પોથી જેવું શું લાવ્યો હશે?'

ગુલાબરાય માધવ પાસે આવ્યો અને વૃદ્ધની ઓળખાણ કરાવતાં કહ્યું, "આ ગૃહસ્થનું નામ દેવશંકર શાસ્ત્રી."

માધવે પથારીમાં પડ્યા પડ્યા બંને હાથ જોડી નમસ્કાર કર્યા.

દેવશંકર શાસ્ત્રીએ આશીર્વાદ આપ્યા, માધવના ખબર અંતર પૂછ્યા અને સ્વસ્થ ચિત્તે શાંતિ અને આરામ લેવા સૂચના આપી.

થોડીક આડીઅવળી વાતો કરી ગુલાબરાય દેવશંકર શાસ્ત્રીને ત્યાંથી બહાર લઇ ગયો અને 'મોટી' પણ સાથે જ ગઈ. ગુલાબરાયની ઇચ્છા માધવ–મેનાને એકાંત આપી એકબીજાના હૃદયના ઉભરા ઠલવવા દેવાની હતી.

માધવ અને મેના થોડી વાર એક બીજા સામે અનિમેષ દ્દષ્ટિથી

જોઇ જ રહ્યાં. 'પ્રથમ કોણ બોલે' એ ભાંજગડ બંનેના મનમાં ઉભી થઈ. મેનાને એવું થયું કે, જાણે આજે જ ધરાઇને બધી વાત કરી નાંખું, પરંતુ તેનો સરમાળ સ્વભાવ અંતરના ઉમળકા બહાર પડવા દેતો નહોતો, મોં સીવાઈ જતું હોય એમ બોલવા જતાં હોઠ ઉપડતા નહોતા. અંતે અધીરાઇએ શરમનો પડદો તોડ્યો અને મેના બોલી, "હવે કેમ છે?"

"તને કેમ જણાય છે?" તેને વધારે બોલાવવાની ઇચ્છાથી માધવે સામો પ્રશ્ન પૂછ્યો.

"મને તો તમારું શરીર છેક સુકાઈ ગયેલું જણાય છે. જુઓને શરીર બધું ફીક્કુંફચ થઈ ગયું છે, લોહીનું નામનિશાન પણ નથી."

"એ બધું તારે ખાતર, મેના; પણ તું તો મને યાદ પણ નહી કરતી હોય."

"ખરી વાત. તેમાં જ તમે જાણી જોઇને તોફાનમાં પડ્યા નહી;" જાણે મૃદુ ઠપકો આપવા માંગતી હોય તેમ આંખો વક્ર કરી ગળગળા સ્વરે તે બોલી, "મારા મનમાં શું શું થતું હશે એ તો માત્ર પરમાત્મા જ જાણે છે. તમને તેની શી પરવા? રાત દિવસ એ જ ચિંતા અને એ જ રટણ. માધવ, તમે શા માટે આમ કર્યું?"

"શા માટે? તારા માટે. મારી મીઠી મેનાને માટે. એમ ન થયું હોત તો આજનો સુભાગી દિવસ સ્વપ્ને પણ જોવા ન મળત."

"પરંતુ મારો જીવ ઉડી ગયો હતો. પ્રથમ તો આપનો પત્તોજ નહોતો અને પત્તો લાગ્યો ત્યારે આપને મળવાની આશા જેવું નહોતું એટલે મારો જીવ તો ચપટીમાંજ હતો. હું તો રાતદિવસ રડી રડીને થાકતી અને આપને જલદી સારૂં થઇ જાય એવું પ્રભુ પાસે પ્રાર્થતી."

માધવનું હૃદય ભરાઇ આવ્યું. આવી નિર્દોષ નિખાલસ દિલની દેવીને પોતે અન્યાય કર્યો એમ લાગ્યું. સ્નેહભીનું તેનું અંતર ઉછળ્યું અને તેણે પથારીમાં બેઠા થવાનો યત્ન કર્યો.

"નહી, નહી, માધવ, વ્હાલા માધવ, હમણાં શરીરને જરા પણ કષ્ટ ન આપો. આપ સ્વસ્થ પડ્યા રહો. આપને આરામ થઇ જાય એટલે ગંગા નાહયા."

"મેના, મારી દેવી," માધવે પોતાનો હાથ લંબાવ્યો. મેનાએ તે પોતાના હાથમાં લીધો, વિદ્યુતની ઝણઝણાટી ઉત્પન્ન થઇ અને એ ઝણઝણાટીએ એકબીજાના હૃદયના ભાવો વ્યક્ત કર્યાં.

એટલામાં 'મોટી' સાથે ગુલાબરાયે પુનઃ તે ઓરડામાં પ્રવેશ કર્યો. "માધવ, તારી ઇચ્છા પૂર્ણ થઇ. મેના સાથે તારાં લગ્ન કરી આપવાનું નક્કી કર્યું છે. મને દુઃખ માત્ર એટલું જ થાય છે કે મારી પોતાની નાણાંની સ્થિતિ પણ ઘસાતી જાય છે અને છોકરી પણ ગરીબ ઘરની છે એટલે તું શ્રીમંતની માફક રહી શકીશ નહી, જે વૈભવ તારા જેવા ગર્ભશ્રીમંતે ભોગવવો જોઇએ તે ભોગવી શકીશ નહી."

"એ બાબતની ચિંતા ન કરો. મેના ગરીબ નથી. તેને વીશ લાખનો વારસો મળ્યો છે," દેવશંકર શાસ્ત્રી બોલતાં બોલતાં ત્યાં આવ્યા. સૌ આશ્ચર્યચકિત બની તેના તરફ જોઈ રહ્યા.

તેણે પોતાની બગલમાં સાચવી રાખેલું પોટકું બહાર કાઢ્યું અને ઉપર વીંટાળેલું કપડું છોડી તેમાંથી સીસમની નકસીદાર પેટી કાઢી ને તે ઉઘાડી. તે ઉઘડતાં જ તેમાં વીજળીના દીવાની માફક ઝગમગતા નીલમ, માણેક અને હીરાના દાગીના ઉપર બધાની નજર પડી અને સૌ દિગ્મૂઢ બન્યા.

"ઓહ! હો! આ તો ઝવેરાતનો ભંડાર!" 'મોટી'ની જીભ બંધ રહી શકી નહી.

"માત્ર એટલું જ નહી, પરંતુ બીજો પણ દલ્લો છે," દેવશંકર શાસ્ત્રીએ ઝવેરાતની નીચે સોના મહોરો બતાવી.

"લે ચાલ, માધવ, તારાં નસીબ ઉઘડ્યાં. હવે તો તું લક્ષાધિપતિની છોકરીનો માલિક બન્યો."

"એમ નહી, પણ વીશ લાખના માલિક બન્યા એમ કહો."

"એટલે."

"એટલે એમ કે મેનાના પિતા ફુલશંકર શાસ્ત્રી તેને નાની વયમાં મૂકી ગુજરી ગયા અને મારા ઉપર વિશ્વાસ હોવાથી આ બધી મીલકત મને સોંપી. મેં તો મિત્રભાવે મારું કર્તવ્ય બજાવ્યું છે. હવે મેના ઉમર

લાયક થઇ હોવાથી આ બધી મીલકત વારસા તરીકે તેને જ સોંપવાની છે. તેની મીલકત એટલે માધવની જ મીલકત સમજવાની."

"વીશ લાખનો વારસો?" 'મોટી'થી બોલ્યા વિના ન રહેવાયું.

"હા, વીશ લાખ, 'મોટી,' તારો માધવ તો હવે લક્ષાધિપતિ બન્યો.'

"વીશ લાખનો વારસો, વીસ લાખ, આટલું બધું ઝવેરાત અને વળી સોના મહોરો, મારો માધવ બડો ભાગ્યશાળી." 'મોટી' તો ગાંડા જેવી જ બની ગઇ.

વીસ લાખના વારસાનું ખરું રહસ્ય માધવ સમજી ન શક્યો. સમજવાનો યત્ન કરવા જેટલી સ્વસ્થતા પણ નહોતી. અત્યારે તો એને મેનાની જ ધુન લાગી હતી.

---

## પ્રકરણ ૫૬ મું

## અજામિલનો ધનભંડાર

વીસ લાખનો વારસો આપનાર દેવશંકર શાસ્ત્રીને વાંચકોએ ઓળખ્યો હશે જ. તે આપણી વાર્તાનો નાયક ગરીબ નસીબવાળો અજામિલ જ હતો. પોતાનું ખરું નામ તે જણાવી શકે એમ નહોતું. વીસ લાખનો માલિક હોવા છતાં એના કર્મમાં તો છૂપા વેષમાં જૂદા જ નામથી સૃષ્ટિમાં વિચરવાનું નિર્માયું હતું. લક્ષાધિપતિ અજામિલના નસીબે રંક ભીખારીનું જીવન ગાળવાનું લખાયું હતું. એટલે સમાજમાં શ્રેષ્ઠ પદ પોતે તો ભોગવી શકે એમ હતું જ નહી, પરંતુ મેનાનું જીવતર દુઃખમય ન બને એવી વ્યવસ્થા કરવા તે આતુર હતો. મેના કોણ છે, તેના માબાપ કોણ, તેનું કુલ કેવું છે વિગેરે પ્રશ્નો ઉપસ્થિત થઇ ગુંચવાડો ઉભો ન થાય તે માટે તે લક્ષાધિપતિની છોકરી છે અને તેનાં માબાપ ગુજરી ગયાં છે એવું જણાવી સમાજનું મોં સદાને માટે બંધ કરવાની તેણે યુક્તિ રચી અને તેમાં તે ફાવ્યો. 'કન્યા વીસ લાખના વારસાવાળી છે' એ વાક્યનો ચમત્કારિક પ્રભાવ થતો અને માધવના સગાંવહાલાં બીજી ભાંજગડમાં ઉતરતાં નહોતાં. ગુલાબરાય માધવને સુખી કરવા ખડે પગે તત્પર હતો એટલે તેણે લાંબી તપાસ કરી નહી,

અને 'મોટી'નું ગુલાબરાય પાસે કંઈ ઉપજતું નહોતું એટલે એ બિચારી 'દાદા માધવ માટે આટઆટલું કરે છે તો હું શું કરવા વાતમાં માથું મારું,' કરી જે થાય તે જોવા લાગી. અજામિલ પોતે તો મેનાના લક્ષાધિપતિ પિતાના વિશ્વાસુ મિત્ર તરીકે જ ઓળખાવા લાગ્યો. અજામિલના સદ્‌ભાગ્યે ગુલાબરાય બહુ હોહા કર્યા વિના જ મેના માધવનો વિવાહ સંબંધ જોડવા ઉત્સુક હતો એટલે બધું કાર્ય નિર્વિઘ્ને પાર પડયું અને માધવની પ્રકૃતિ જરા સુધારા ઉપર આવતાં જ તેનાં મેના સાથે લગ્ન કરવા ગુલાબરાય અને દેવશંકર શાસ્ત્રી (અજામિલ) સંમત થયા.

પોલીસના ત્રાસથી જ્યાં ત્યાં નાસતો ફરતો અજામિલ આટલું બધું દ્રવ્ય ક્યાંથી લાવ્યો હશે એ પ્રશ્ન સહજ જ ઉપસ્થિત થાય એવું છે. કાળા કિલ્લામાંથી નાઠેલો અજામિલ, નાનપરામાં નાનજીશેઠના નામથી નામાંકિત થયેલો અજામિલ, ભરકોર્ટમાં પોતે એકરાર કરી ધનાયતખાનના પંજામાં સપડાઈ, વળી તેને થાપ આપી નાઠો અને બેંકમાં પોતે જમા રાખેલાં નાણાં ઉપાડી નાનપરા પાસેના જંગલમાં કોઇ ન જાણે એમ એક વૃક્ષના થડ પાસે જમીનમાં ખાડો ખોદી તેમાં દાટીને પુનઃ પંચમહાલ અને ખેડાની હદમાં પકડાયો. ત્યાર પછી સાબરમતીની જેલમાં તે પડ્યો, આન્ડામાનની સ્ટીમરમાં ચઢ્યો, દરિયામાં પડ્યો છૂટયો અને અનેક વાર પોલીસને, ધનાયતખાનને થાપ આપી મુંબઈમાં જ્યાં ત્યાં વસવા લાગ્યો એ આપણે જોયું જ છે. જ્યારે જ્યારે નાણાંની જરૂર પડતી ત્યારે ત્યારે તે મેના અને નાનીને મુંબઈમાં જ રાખી બે ત્રણ દિવસ બહાર જઇ આવતો અને વૃક્ષના થડ પાસે દાટેલા ધનમાંથી જોઇતી ખરચી લઈ આવતો.

ધનાયતખાનના અંતના ખબર પોલીસ રીપોર્ટમાં આવેલા તેણે વાંચ્યા. દરિયા કિનારેથી ધનાયતખાનનાં વસ્ત્રો અને તેમાંની ચીઠ્ઠી પોલીસના હાથમાં આવી અને પોલીસ રીપોર્ટમાં ધનાયતખાનના અકાળ મૃત્યુની નોંધ લેવાઇ. અજામિલ આ ખબર જાણી દિલગીર બન્યો, પરંતુ પોતે પોલીસના પંજામાંથી સદાને માટે છૂટયો એમ લાગ્યું અને પ્રભુનો ઉપકાર માન્યો.

પોલીસનો ડર ગયો એટલે પોતે સાચવી રાખેલો ધન ભંડાર મેનાને

આપી, તેને સુખી બનાવી નિશ્ચિંત બનવા તેણે નિશ્ચય કર્યો. સવારના પહોરમાં બુઢીયાએ નાનપરા પાસેના જંગલમાં જે માણસને જોયો હતો તે આજ અજામિલ. અજામિલે એ વૃક્ષ ઉપર ત્રિશૂળનું નિશાન કર્યું હતું અને જ્યાં ધન દાટયું હતું ત્યાં પથ્થરની દેવડી કરી હતી. પરંતુ કોઇને શંકા ન આવે એટલા માટે થોડે થોડે દૂર ચાર પાંચ વૃક્ષો ઉપર આવી રીતેજ ત્રિશૂળનું નિશાન અને આગળના ભાગમાં પથ્થરની દેવડી બનાવી હતી; ધનભંડારવાળા વૃક્ષને અજામિલ બરાબર ઓળખતો હતો એટલે ઝાડીમાં છૂપાવેલી કોદાળી લઇને પથ્થરની દેવડી ખસેડી તેણે ખાડો ખોદ્યો અને તેમાં છુપાવેલી સીસમની પેટી લઇ આવ્યો. તેના ગયા પછી બુઢીયો આવ્યો, પરંતુ તેના કર્મમાં તો માત્ર કોદાળીજ રહી હતી.

ધરતીમાતાને ખોળે ધરેલો ધનભંડાર લઇ અજામિલ મુંબઇ આવ્યો અને મેનાના સદ્ભાગ્યે માધવના દાદાની ડાગળી ઠેકાણે આવી એટલે અજામિલ મેનાને સુખી બનાવવાના સંકેતમાં ફાવ્યો. મેનાના માબાપ ન હોવાથી બધી વ્યવસ્થા ગુલાબરાયે જ કરી લેવી એમ ઠર્યું અને અજામિલ એ ઉપાધિમાંથી મુક્ત બન્યો. અજામિલના હૃદયપરથી એક દુઃખભાર ઓછો થયો.

---

## પ્રકરણ ૫૭ મું

## પત્તો નથી!

દેવશંકર શાસ્ત્રીના વર્તનમાં માધવને અજબ વિચિત્રતા લાગતી હતી. તેનો ગંભીર ચેહેરો, ઉદાસી વર્તન અને બેહદ બેદરકારીથી માધવ ચકિત બન્યો. તેની ખાત્રી થઇ કે એ ભલો માણસ છે, પણ તેના વર્તનમાં તેને વિલક્ષણતા જણાતી અને તેનું હૃદય વાંચવા માધવ યત્ન કરતો.

તેને એવી શંકા પણ થઇ કે આ માણસને મેં ક્યાંય જોયો છે. ક્યાં એ તેને યાદ આવ્યું નહી. સ્મરણશક્તિ મંદ થઇ ગઇ હોય, ખોટી ભ્રમણા થતી હોય એમ તેને લાગતું અને વળી શંકાશીલ બનતો.

એક વખત તેને એવીજ શંકા થઇ કે પોતે આ માણસને પરેલના

તોફાનમાં જોયો હતો. શંકાનું સમાધાન કરવા માટે તેણે પૂછ્યું, "તમે પરેલના તોફાન વખતે હાજર હતા ?"

"હું ? રામ રામ, એવા તોફાનમાં તે કોણ જાણીજોઇને માર ખાવા જાય. એ દિશામાં આપણે તો પગ જ મૂકવાની બાધા છે."

ઉત્તર એવી સરળતાથી મળ્યો કે માધવને રજ પણ શંકા કરવાનું કારણ ન મળે. તેની શંકાનું નિરાકરણ થયું, તેણે એમ જ માની લીધું કે પોતાને હજી પરેલના તોફાનના ભણકાર લાગ્યા કરે છે તેથી ખોટી ભ્રમણા થઇ હશે. કયાં તોફાનમાંનો એ વૃદ્ધ પુરુષ અને કયાં આ દેવશંકર શાસ્ત્રી ?

માધવે મનને મનાવી લીધું પરંતુ તેના મનમાં બે વ્યક્તિ ભૂતની પેઠે ભરાઇ હતી. એક પરેલના તોફાનમાંથી પોતાનો જીવ બચાવનાર વૃદ્ધ પુરૂષ અને બીજી પોતાના પિતાને નાયકડાના યુદ્ધમાં પ્રાણદાન દેનાર જલુ ઠાર. આ બંનેનો પોતાના પર મહાન્ ઉપકાર હતો અને એ ઉપકારનું ઋણ ચૂકવ્યા વિના પોતાને લગ્ન કરવાનું, સંસારના સુખવૈભવો ભોગવવાનું, સમૃદ્ધિ સંપન્ન ગણાવાનું ગમ્યું નહી. તેમ કરવા જતાં સુખ સાહેબીમાં પડી જઇને કદાચ એ ઉપકારની લાગણી ભૂલી જવાય અને પોતે દુનિયાની દૃષ્ટિએ કૃતઘ્ની ગણાય. ઉપકારનો બદલો પોતે વાળી શકયો નથી એ વિચાર જ દુઃખમય થઇ પડે અને એ દુઃખભાર તેને જીવનપર્યંત સાલે. આવા વિચારથી તેણે બહુ શોધ કરાવી, પરંતુ બેમાંથી એકેનો પત્તો લાગ્યો નહી.

જંકુડો એજ જલુ ઠાર એટલી ખબર પડી એટલામાં તો એ નજર આગળથી ખસ્યો અને કેદમાં પડ્યો, ત્યાંથી એ નાઠો અને કયાં ગયો તેની ભાળ ન મળી. જલુ ઠારની સ્ત્રી તો કેદખાનામાં જ મરણશરણ થઇ, અમથીએ તોફાનમાં જ દેહ ત્યાગ કર્યો અને શકરીનું શું થયું તે કોઇ જાણી શકયું નહી.

જંકુડો શઠ, પાજી, હરામખોર હતો એવી માધવની ખાત્રી થઇ છતાં તેથી તેણે પોતાના પિતા મોહનરાય મુન્શી ઉપર કરેલા ઉપકારની કિમત કંઇ ઓછી નહોતી. માધવ બિચારો જાણતો નહોતો કે જંકુડાએ સ્વાર્થ વૃત્તિથી જ મોહનરાય મુન્શીનો જીવ બચાવ્યો હતો, અને એજ વખતે પુરતો બદલો લઇ લીધો હતો. તેના મનમાં તો એમ જ હતું કે એ જલુ ઠારનો પત્તો મળે તો તેને મોં માગ્યો બદલો આપી ઋણમુક્ત બનું.

બીજા માણસની, માધવનો જીવ બચાવનારની શોધ કરવામાં કંઈ કચાશ નહોતી રહી. જે ગાડીમાં નાંખીને માધવને તેના દાદાને ત્યાં લઈ આવવામાં આવ્યો હતો તે ગાડીનો પત્તો મળ્યો. ગાડીવાનને પૂછતાં તેણે માધવને બરાબર ઓળખ્યો અને તે દિવસે દરિયા કિનારેથી એક પોલીસ ખાતાનો માણસ અને બીજો કોઈ વૃદ્ધ પુરુષ બેભાન માધવને ગાડીમાં નાખીને લઈ આવ્યા હતા અને માધવને અહીં મૂકીને પાછા ગાડીમાં બેસી, સરીયામ રસ્તા ઉપર જ ગાડી ઉભી રખાવી, પૈસા ચૂકવી આપ્યા હતા એટલી ખબર આપી. ત્યાંથી તેઓ કઇ દિશામાં ગયા, એ કોણ હતા વિગેરે માહિતી અનેક યત્નો કરવા છતાં મળી શકી નહી. માધવને તો માત્ર એટલું જ આછું સ્મરણ હતું કે પોતે બેભાન થઈ ધરતી પર પડતો હતો તેવામાં કોઇ પ્રચંડ પુરુષના રાઠોડી પંજાએ પોતાને પકડી લીધો હતો.

માધવે લોહીથી ખરડાયલાં પોતાનાં વસ્ત્રો સાચવી રાખ્યાં હતાં. તેમાંથી જ કદાચ કંઇક શોધ કરી શકાશે એમ તે માનતો હતો. સાજા થયા પછી તેણે વસ્ત્રો પુનઃ લક્ષ પૂર્વક તપાસ્યાં તો જણાયું કે એક છેડો તેમાંથી ફાડી લેવામાં આવ્યો છે. મેના અને અજામિલ સાથે તે એક દિવસ વાતે ચઢ્યો હતો. વાતવાતમાં આ પ્રસંગ નિકળ્યો અને પોતે કરેલી શોધ અને તેમાં મળેલી નિષ્ફળતા જણાવી. અજામિલ તો રોજની માફક શાંત અને ગંભીર હતો. માધવને આ ન ગમ્યું, આવેશમાં આવી જઇ તેણે કહ્યું.

"શાસ્ત્રીજી, ગમે તેમ કહો, પરંતુ એ માણસ કોઇ દૈવી પુરુષ હતો. એણે કેવું જોખમ ખેડયું તે જાણો છો? મૃત્યુના મુખમાં ઝંપલાવતો હોય તેમ તે મારી વહારે ધાયો, મને પકડી લીધો અને કોઇ અંધારી ગુફામાં લઇ જઇ મારો જીવ બચાવ્યો. કોણ જાણે એ બિચારો અંધારામાં કેવો ગુંગળાઇ ગયો હશે. અને આટલું બધું તેણે શા માટે કર્યું હશે? કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી મારા જેવા બેભાન બનેલા માણસના મડદાંને ઉપાડી જવામાં તેનો અંગત લાભ શું હોય? મારામાં થોડો ઘણો જીવ હશે એમ ધારી માત્ર સેવા-ભાવથી જ તેણે મને બચાવ્યો. આટલું જોખમ જરા પણ સ્વાર્થ વિના ખેડનાર આ સ્વાર્થી સંસારમાં વિરલા જ હોય છે. હું તે એનો બદલો કેવી રીતે

વાળી શકું? તેને માટે મારો પ્રાણ આપું તો પણ ઓછો છે. અરેરે, મેનાના વીસ લાખ જો મારા હોત તો........"

"તે તમારા જ છે" માધવના એકેએક શબ્દથી અજામિલનું અંતર વલોવાતું હતું છતાં તેના ચેહેરા ઉપર તેનું એક પણ ચિહ્ન જણાવા ન દેવા જેટલો સંયમ અજામિલે કેળવ્યો હતો. પોતે કંઇ જ જાણતો ન હોય, અજાણ્યો માણસ વાત સાંભળી લેતો હોય તેવી સ્વસ્થતાથી તેણે માધવની ઇચ્છાને અનુમોદન આપ્યું.

"એમ!" માધવમાં જોર આવ્યું, "ત્યારે તો એ માણસનો મારા જીવન-દાતાનો કોઇ પત્તો લાવી આપે તો એ બધી દોલત એના ઉપર ઓવારી દઉં."

અજામિલ શાંત સ્વસ્થ ચિત્તે સાંભળી રહ્યો. ભોળો બિચારો માધવ! તેને શું ખબર કે જેને શોધવાને માટે તે આટલો બધો આતુર છે તે પોતાના ઘરમાં જ પોતાની સામે જ બેઠો છે! કોનાં વખાણ કરવાં; માધવની કૃતજ્ઞતાનાં કે અજામિલના આત્મસંયમનાં?

---

## પ્રકરણ ૫૮ મું

### મેના–માધવ

કહેવત છે કે ભરતીમાં ભરાય. માણસના ગ્રહ નબળા હોય ત્યાં સુધી ઉપરાઉપર દુ:ખના ડુંગર ઉભા થાય, પરંતુ જ્યારે ગ્રહદશા બદલાય અને સુખનો સૂર્ય ઉગે ત્યારે સુખસંપત્તિનો શુમાર ન રહે.

ગુલાબરાયે મેનાની તપાસ કરી ત્યારે 'મોટી'ને કંઇ જણાવ્યું નહોતું, તેની સાથે માધવનાં લગ્ન કરવાનું ઠરાવ્યું ત્યારે પણ તેની સલાહ લીધી નહોતી એટલે તેને માઠું લાગ્યું અને મનમાં ગાંઠ વાળી કે, 'હું એ છોકરાને મારી મીલ્કતની એક પાઇ પણ ન આપું. એ ભીખારી છોકરી સાથે પરણે છે તે ભલેને ભીખારી જેવો જ રહે એમાં મારે શું? આપણને કોઈ હિસાબમાં ન ગણે તો આપણે શા માટે તણાતા જવું જોઇએ,' પરંતુ જ્યારે તેને જણાયું કે છોકરી તો વીશ લાખનો વારસો લઇને આવે છે ત્યારે તેની એ ટેક ગળી ગઈ અને એક પ્રકારની સ્પર્ધા તેના અંતરમાં પેદા

થઈ. છોકરી વારસો લાવે અને મારા માધવને કંઇ નહી ? અરે હું ક્યાં એમ નમતું આપવા દઉં એવી છું ?' 'મોટી'ના વિચારો તાત્કાલિક પલટાઇ ગયા અને પોતાની જે મીલ્કત હતી તે બધી માધવને નામે કરી આપી. વીશ લાખની રકમ પાસે 'મોટી'ની મીલ્કત કંઈ હિસાબમાં નહોતી અને માધવ મેનાને હવે તેની જરૂર પણ નહોતી, પરંતુ કુદરતનો કાયદો જ એવો છે કે જ્યાં જરૂર ન હોય ત્યાં જ વધારો થયા કરે અને ભરતીમાં ભરે.

ગુલાબરાય તો એમ જ કહેતો 'પુરુષનાં પ્રારબ્ધ આડે પાંદડું' કહેવાય છે તે આનું નામ. બિચારો માધવ આજ સુધી દુર્ભાગ્યનો ભોગ બન્યો હતો. આજથી તેનું પ્રારબ્ધ ખીલ્યું અને ભાગ્યોદય થયો.

મન ભાવતી વસ્તુ મળતાં મરણશય્યામાં પડેલો મનુષ્ય પણ એકદમ ઉભો થઇ જાય છે. માધવનો મંદવાડ જોતજોતાં મટી ગયો અને તે ઘરમાં છુટથી હરવા ફરવા લાગ્યો. મેના મળી એટલે માધવના મનથી જાણે સ્વર્ગ મળ્યું તેમાં વળી મેનાનો વારસો અને 'મોટી' માશીની મીલકતે તેના પગમાં અજબ જોર આણ્યું. અને જે માધવ છ મહિને સાજો થાત તે પંદર દિવસમાં પથારીમાં ઉઠયો, અને ઘરમાં જાણે કોઈ માંદુ જ નહોતું એવું થઇ રહ્યું.

'શુભસ્ય શીઘ્રં' એ ન્યાયે હવે ગુલાબરાય અધીરા બન્યા અને માધવનાં લગ્ન થઇ જાય તો પોતાને નીરાંત થાય એમ કહી તેણે દેવશંકર શાસ્ત્રી, આપણે એને અજામિલ નામથી જ ઓળખશું, સાથે ગોઠવણ કરી. અજામિલ પણ એટલો જ આતુર હતો એટલે પૂર્ણિમાના મંગળ દિવસે લગ્ન નક્કી કર્યાં અને તે માટે તૈયારી થવા લાગી.

ગુલાબરાયે ખર્ચ કરવામાં કંઇ કચાશ ન રાખી. સુરતી અતળસ અને બનારસી ખંડનાં સુશોભિત વસ્ત્રો અને સુરતી જરીકામનાં તોરણ અને ફુમતાથી ભવ્ય મંડપ શણગારવામાં આવ્યો. ઉપર ચંદરવો જડીને રંગબેરંગી કાચના ગોળા, હાંડીઓ અને ઝુમ્મરની અદ્દભુત રચના કરવામાં આવી અને નીચે નરમ ગાદીઓ પાથરી દઇ, તકીયા મૂકી બેઠક બનાવવામાં આવી. મંડપના પ્રવેશદ્વાર આગળ 'દંપતી દીર્ઘાયુ ભવ,' એવા સોનેરી અક્ષરો કોતરવામાં આવ્યા હતા અને તે સૌ કોઇનું લક્ષ ખેંચતા હતા.

ગુલાબરાયમાં અત્યારે જુવાનીનો શોખ ફુટી નીકળ્યો હતો. મંડપમાં શૃંગારી ચિત્રો લટકાવવાનું તે ચૂકયો નહી. શરણાઇ અને ઢોલ તાસાંનો નાદ અહીં લગ્ન થવાનાં છે એમ જનસમાજને સંભળાવી રહ્યો હતો. સાથે સાથે ઉસ્તાદી ગાયન અને નાચમજરાની ગોઠવણ રાખવાનું પણ તે વીસરી ગયો નહોતો.

આજે લગ્નનો શુભ દિવસ હતો. નોકર વર્ગ કામકાજમાં, જણસ-ભાવ લાવવામાં દોડાદોડી કરી રહ્યો હતો, 'મોટી' ભોજન વ્યવસ્થાની ઉપાધિમાં પડી હતી. ગુલાબરાય મહેમાનોનું સ્વાગત કરવામાં રોકાયો હતો. માધવ પોતાના નવા બનેલા મિત્રો સાથે વાર્તાવિનોદ કરતો વરરાજાનો પોષાક ધારણ કરતો હતો. અને મેના?

મેનાના આનંદનો પાર નહોતો. જે માધવને માટે પોતે રડી રડીને આંખો લાલ કરી હતી તે માધવ આજે સદાને માટે પોતાનો થવાનો એ વિચારથી તેનો હર્ષ સમાતો નહોતો. આડોશપાડોશની સ્ત્રીઓએ તેને વસ્ત્રાભૂષણો સજાવવામાં મણા રાખી નહોતી. મેના, માબાપ વિનાની અનાથ મેના, સુંદરીના સ્મરણ સ્વરૂપ મેના, આજે સનાથ થવાની હતી.

પરંતુ એક વાતની તેના મનમાં ગુંચવણ થતી હતી, 'અજામિલ, પોતાના બાપુ કેમ ગંભીર જણાય છે? ઘરનાં બધાં માણસો અરે આડોશી પાડોશી આનંદમાં છે અને અજામિલ કેમ ઉદાસ?' મેનાથી આ ન સેહેવાયું.

તે અજામિલ પાસે આવી અને કહ્યું, "બાપુ, જુઓ, આજ હું કેવી લાગું છું!"

"બહુ જ સુંદર, મેના, જાણે સ્વર્ગની દેવી," તેના શબ્દોમાં અજબ ગાંભીર્ય હતું.

"બાપુ!" મેના ગળગળી થઇ ગઇ.

"કેમ મેના, શું છે?"

"આખું ગામ આજે આનંદમાં છે અને તમે કેમ આમ ઉદાસ જેવા લાગો છો?"

'હું ? હું ? મને તો કંઈ જ નથી," અજામિલે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"ત્યારે તમો હસો જોઈએ."

અજામિલે હસવાનો યત્ન કર્યો, તે ખડખડ હસ્યો. મેનાના આનંદનો પાર ન રહ્યો.

મેના માધવનાં લગ્ન થયાં, મેનાને કન્યાદાન તરીકે અજામિલે અમૂલ્ય જરઝવેરાત આપ્યું, અને 'દંપતી દીર્ઘાયુ ભોગવો' એવા શુભાશીર્વાદ આપ્યા.

જમવાની તૈયારી થઈ અને બધા મહેમાનોને જમવા બેસવાનું આમંત્રણ થયું. બધા આવ્યા, પણ દેવશંકર શાસ્ત્રી ક્યાંય દેખાતા નહોતા. ગુલાબરાયે તેને આજે ખાસ આગ્રહપૂર્વક કહ્યું હતું કે આજે તો તમારે મારી તથા બધા મહેમાનોની સાથે જમવા બેસવું જ પડશે. ગુલાબરાયે તપાસ કરી, એક નોકર-ચીકાએ જણાવ્યું કે 'દેવશંકર શાસ્ત્રીની તબીયત એકાએક બગડી આવવાથી તેમને જમવાની રુચિ નથી અને વેહેલા સુઇ જવાની ઇચ્છાથી મને હકિકત જણાવીને ચાલ્યા ગયા છે.' આજના શુભ પ્રસંગે એ સાથે હોત તો આનંદ આવતે, પરંતુ તબીયત બગડી એટલે લાચાર, એમ કહી બધાએ મન મનાવ્યું અને મિષ્ટાન્નને ઇન્સાફ આપી મેના માધવની એ પ્રેમી યુગલની જય બોલાવવા લાગ્યા.

મેના અને માધવ લગ્ન ગ્રંથીથી જોડાયાં, હૃદયથી જોડાયાં હતાં તે હવે શરીરથી સંધાયાં; મેનાને મન માધવ અને માધવને મન મેના, એજ એકબીજાનું લક્ષ્ય બન્યું, બન્ને એકબીજાના પ્રેમમાં અરસપરસ લીન બન્યાં.

---

## પ્રકરણ ૫૯ મું
### દૈવાધીન

અજામિલને શું થયું હતું?

મેનાને મળી, તેની ઇચ્છાને વશ થઇ ખડખડ હસીને અજામિલ બીજા ઓરડામાં, જ્યાં ગંદાં, કાદવથી ખરડાયલાં કપડાં સાથે લોહીથી તરબોળ થયલા માધવને અગાઉ લાવ્યો હતો ત્યાં આવ્યો. એ ઓરડાનો દેખાવ ફરી ગયો હતો. લગ્ન પ્રસંગે તે ખાસ શણગારવામાં આવ્યો હતો અને

ગુલાબ જળ, અત્તર અને ફુલના ઢગલાથી ત્યાં સુગંધ ફેલાઇ રહી હતી. રાયજીનો એક નોકર કીકો ભપકાદાર પોષાક પહેરી અત્તરદાન અને ગુલાબ-દાનની વ્યવસ્થા કરી રહ્યો હતો ત્યાં અજામિલ આવ્યો અને કપડાંની ઝોળીમાં નાંખેલો પોતાનો હાથ બતાવી કહ્યું, "મને હાથે બહુ જ પીડા થાય છે તેથી અહીં રોકાઇ શકતો નથી. રાયજીને કહેજે કે આરામની જરૂર હોવાથી હું જાઉં છું. જમવા માટે મારી રાહ ન જુએ." ઓરડાની બારીમાંથી બહાર નજર કરતાં બધે લગ્નનો આનંદોત્સવ અને દોડધામ જણાઈ અને જમવા માટે તૈયારી થતી હોય એમ જણાયું. અજામિલ કોઇ ન જાણે ન જુએ એમ નિકળી પડયો.

પોતાના ઘરમાં આવતાં જ તેણે બત્તી કરી અને પથારીમાં પડયો. અનાયાસે તેની નજર સામેના પૂજાના ગોખલામાં પડી. નાનપરામાંથી નાસતી વખતે સાથે લીધેલી અને ફરી પકડાયા પહેલાં વૃક્ષની છાયામાં છૂપાવી સાચવી રાખેલી વસ્તુઓ, મહાત્મા ગરીબદાસજીની પ્રસાદી, આચમની અને પવાલાનાં દર્શન થયાં અને મહાત્મા સાંભર્યા. મહાત્માની મૂર્તિ પ્રત્યક્ષ ખડી હોય તેમ બંને હાથે વંદન કરી તે મનમાં જ બબડવા લાગ્યો, "મહાત્મા ગરીબદાસજી, પ્રભો, આપનો આદેશ પાર પાડ્યો છે. મારા જીવનમાં એક નિરાધાર બાળાને સુખી કરવાનો સંકલ્પ કર્યો હતો, તે આજે પરિપૂર્ણ થયો. આટઆટલાં સંકટ વેઠતાં પણ છેવટે તેને સુખી થયેલી જોઈ મારી આંખો ઠરી. પરંતુ હવે મારું કોણ? મેના મારી છે, એ નિર્દોષ પંખી મારા માટે લાગણી ધરાવે છે એ વિચારથી મને હુંફ મળતી, અને મારું અકારું જીવન પણ એને લીધે ટકી રહેતું. હવે આખા વિશ્વમાં મારું કોણ? આ હતભાગીની સંભાળ લેનાર, યાદ કરનાર, ચહાનાર કોઈ જ નહી. પ્રભુ! પ્રભુ!"

તે ઉઠ્યો, એક નાની સરખી પેટી લીધી અને પથારીમાં મૂકી તે ઉઘાડી. કોઇ નાના બાળકનાં વસ્ત્રો તેમાં ભર્યાં હતાં. તે એક પછી એક કાઢ્યાં. મોજાં, પેહેરણ, પોલકાંનો પથારીમાં ઢગલો કર્યો અને ધારી ધારીને જોવા લાગ્યો. એ જ વસ્ત્રો જે જલુ ઠારની વીશીમાં, ધર્મશાળામાં તે લઇ ગયો હતો, અને ટાઢમાં ઠરી જતી નિરાધાર બાળાને પહેરાવી પોતે રાજી

થયો હતો. એ વખતે એ અનાથ બાળાની માતાનો આત્મા સ્વર્ગમાં બેઠો બેઠો પણ આ વસ્ત્રોનું દાન કરનાર સજ્જનને કેવો શુભાશીર્વાદ આપી રહ્યો હશે ?

તે ધર્મશાળા લુચ્ચો જસુ ઠાર અને રાક્ષસી મંછી, તોફાની અમથી અને શકરી, અને એ ઘરમાં ઘેરાયલી ગરીબ ગરવી ગાય સમાન મેના, એ બધું નજરે તર્યું અને અજામિલનુ હૈયું ભરાઇ આવ્યું.

તેણે વસ્ત્રો ગોઠવવા માંડ્યાં. નીચે બે મોજાં, તેના ઉપર પોલકું અને માથે ઓઢણી. જાણે મેનાજ પથારીમાં પડી હોય એવી ભ્રાંતિ થઇ. એજ એજ દેખાવ.

સફેદ વાળથી ભરેલું માથું પથારીમાં પડ્યું, મોં મેનાના વસ્ત્રોમાં છુપાયું અને અજામિલ નાના બાળકની માફક ડુસકા ભરવા લાગ્યો.

હતભાગી અજામિલ! કેટલી વખત તેણે આવા દુઃખમય અનુભવો કર્યાં? કેટલી વખત અંતરાત્માના અવાજને વશ થઇ તેણે દુઃખ વોહોરી લીધું? કેટલી વખત દૈવને આધીન થઇ તેણે અસ્વસ્થ અવસ્થા પ્રાપ્ત કરી? માત્ર સત્યને ખાતર, અંતરાત્માને સંતોષવા ખાતર, કેટલી વખત તેણે જાણી જોઇને સંકટો સહન કર્યાં? સત્યને વળગતાં તેની છાતીમાં પાટુ વાગતી હતી, અંતરાત્માને સંતોષવા જતાં તેનાં અંગેઅંગ કચડાઇ જતાં હતાં, દૈવી પ્રેરણાને પોષવા જતાં તેના ઉપર દુઃખના ડુંગર ઉગતા હતા, પરંતુ આ બધું એ દૈવી પુરુષ મહાત્મા ગરીબદાસજીની દૈવી પ્રેરણાથી જ થતું, જ્યારે જ્યારે તે પોતાના નિશ્ચયથી ચળતો, જ્યારે જ્યારે તેનો નિશ્ચય ઢીલો થતો ત્યારે ત્યારે મહાત્મા ગરીબદાસજી કલ્પનામાં ખડા થતા અને તેને અવળા માર્ગે જતાં અટકાવતા. એ મહાત્માના આદેશે તેના જીવનને ઉન્નત બનાવ્યું હતું. મહાત્મા ગરીબદાસજીના વચનામૃતથી અજામિલ લુંટારાને બદલે સંતપુરુષ બન્યો હતો.

ગમે તેટલાં દુઃખ પડે તે સહન કરવા તે તત્પર હતો. એ દુઃખમાંથી છટકી જવાના અનેક માર્ગો તે જાણતો હતો, છતાં સત્ય અને નીતિને ખાતર એનો ઉપયોગ કદી કરતો નહી. અનેક વખતે સત્યાચરણ અને

દુઃખમાંથી છટકવાની લાલસાનું દારુણ યુદ્ધ જામતું, પરંતુ તે સત્યાચરણને જ સેવતો, એમાં જ પોતાનો વિજય છે એમ માનતો અને તેનો દૃઢ અંતરાત્મા પ્રસન્ન થતો, અને કહેતો કે, 'સત્યાચરણથી મળતી અગાધ શાંતિનો હવે નિર્ભયતાથી ઉપભોગ કર.'

પરંતુ એ શાંતિ કેવી હતી? આટઆટલાં કષ્ટો વેઠયા પછી આવી શાંતિ?

આજે રાતે અજામિલને લાગ્યું કે આજે છેવટનું જીવનયુદ્ધ છે. વિધિના લેખ કદી પણ ટાળ્યા ટળતા નથી. પોતાના કર્મમાં દુઃખ નિર્માયું હોય તો પછી વિધિનું નિર્માણ કેમ મિથ્યા થાય? કર્મ ફળ ભોગવવું જ જોઈએ.

આજે પણ તેના અંતરમાં યુદ્ધ જામ્યું હતું. બે માર્ગમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તેનો નિર્ણય કરવાનો હતો. મેના અને માધવના સુખને ખાતર પોતાનો ભોગ આપવો, કે પોતાના સુખની ખાતર મેનાના સુખમાં અંતરાયરૂપ થવું?

મેનાને સુખી કરવા તેણે તનતોડ મહેનત કરી હતી આજે પોતે તેને સુખી બનાવી શકયો હતો. પોતાના લાંબા વખતની ઇચ્છા પરિપૂર્ણ થઇ હતી. છતાં આવી અસ્વસ્થતા, અશાંતિ શા માટે?

એક ગહન પ્રશ્ન તેના મનમાં ઉપસ્થિત થયો હતો. 'પોતે હવે શું કરવું?'

મેનાને માધવ મળ્યો હતો, માધવને મેના મળી હતી. બન્નેને જે જોઇએ તે મળ્યું હતું. બન્ને અઢળક દ્રવ્યનાં માલિક બન્યાં હતાં, અને એ કાર્ય પોતાનુંજ હતું. મેના અને માધવ બન્ને સુખી હતાં. શું એ સુખ પોતાને લીધે જ છે એમ તેઓને જણાવા દેવું? મેના તો હવે બીજાની થઇ હતી, તેના ઉપર બીજાનો અધિકાર હતો, છતાં મેનાના અંતરમાં એક શુભેચ્છક તરિકે, આશ્રયદાતા તરીકે, મુરબ્બી તરીકે પોતે સ્થાન ભોગવી ન શકે? શું કરવું?

મેનાના પાલક પિતા તરીકે જ ઓળખાઇને સમાજમાં રહેવું? પોતાની સત્ય સ્થિતિ છુપાવીને એક સજ્જન ગૃહસ્થ ગણાઇને મેનાના એક કુટુંબીજન તરીકે રહેવું? પોલીસની નજરમાં અદ્યાપિ પણ ભયંકર ગુન્હેગાર તરીકે ગણાતો હોવા છતાં રાયજીના ઘરમાં આવજાવ કરવી?

એમ કરીને પોતાની પાછળ ફરતી કાયદાની જાળ શું આ નિર્દોષ બાળકો તરફ પણ લંબાવવી? મેનાના સુખ ઉપર છીણી મુકવી? એક તરફ મેનાના સુખનો સર્વ નાશ અને બીજી તરફ પોતાનો આત્મભોગ હતો.

આ પ્રશ્નનો તેણે કેવી રીતે ઉકેલ કર્યો? એનો ઉકેલ કરવાનું કાર્ય સેહેલું નહોતું. તેના અંતરમાં આખી રાત તોફાન જામ્યું, વિચારમાળા અસ્ખલિત ફર્યા કરી, વિધિના વિધાનને વશ થઇ અજામિલે આખી રાત શય્યામાં પડ્યા પડ્યા તરફડિયાં માર્યાં. પથારીમાંથી માથું ઉચું કર્યા વિના કે એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તે મડદાની માફક સ્થિર પડ્યો રહ્યો. મગજમાં અનેક તરંગો ઉઠતા, ઉછળતા અને પુનઃ શમાઇ જતા. વારંવાર તે મેનાનાં વસ્ત્રો તરફ જોઇ રહેતો અને આંખમાંથી અશ્રુઓ સારતો પ્રાતઃકાળે તે સફાળો ઉઠ્યો, અને શય્યાનો ત્યાગ કરતાં કરતાં બબડ્યો, "લલાટે લખ્યું હશે તે જ થશે. હતભાગી અજામિલ, દૈવાધીન થા, એ જ, એજ માર્ગ, આત્મભોગમાં જ તારો ઉદ્ધાર છે."



## પ્રકરણ ૬૦ મું
### એકરાર

પ્રભાતના પોહોરમાં અજામિલ રાયજીને ત્યાં આવ્યો. રાતે બધાં મોડાં સુતાં હોવાથી સેવક વર્ગ સિવાય કોઇ જાગ્યું નહોતું, કીકો ઘરમાં આડીઅવળી પડેલી જણસોને વ્યવસ્થિત કરી રહ્યો હતો. તેણે અજામિલને પૂછ્યું, "ઓહહો, શેઠ, અત્યારમાં ક્યાંથી? અમે તો બધા ખૂબ મોડા સુતા હતા."

"તારા શેઠ જાગ્યા છે" અજામિલે ઉત્તર આપવાને બદલે પ્રશ્ન પૂછ્યો.

"આપને હાથે હવે કેમ છે?" કીકાએ પણ ઉત્તર ન આપતાં સામો પ્રશ્ન કર્યો.

"ઠીક છે. તારા શેઠ જાગ્યા?"

"કયા શેઠ, નાના કે મોટા?"

"નાના, માધવરાય."

"છોટા રાયજી?" ફીકાએ ભૂલ સુધારી.

"ચાહ્યો શેઠને જગાડવા. આપ આવ્યા છો .એવી વરદી આપું?"

"નહી, મારું નામ ન દેશો. 'કોઈ ખાસ ખાનગી કામ માટે મળવા આવ્યો છે અને રાહ જૂએ છે' એમ કહેજો."

"એમ!" ફીકાને નવાઇ લાગી.

ફીકો ગયો અને અજામલ ઓરડામાં એકલો પડ્યો. બધું અસ્તવ્યસ્ત પડયું હતું. જમીન ઉપર પુષ્પો વેરાયાં હતાં અને ત્યાં પાથરેલા ગાલીચા ઉપર પાન તો કયાંઇ કાથો, કયાંઈ સોપારી, કયાંઇ સુડી એમ બધું આડું અવળું પડયું હતું. ગાદીતકિયાનું પણ ઠેકાણું નહોતું, અને મિષ્ટાન્નના પડ્યા રહેલા કણનો ઉપભોગ કરવા કીડીનું ધણ ઉભરાતું નજરે પડતું હતું. અસ્તવ્યસ્ત સ્થિતિમાં લગ્નના ગઇ કાલના આનંદોત્સવની આછી ઝાંખી થતી હતી.

અજામિલ ઉજાગરાથી ભારે થયેલી આંખોથી આ બધું જોઇ રહ્યો હતો. તેવામાં માધવ ત્યાં આવ્યો. તેનું વદન હસતું હતું, શરીરમાં સ્ફૂર્તિ હતી, આંખોમાંથી સ્નેહરસ ઝરતો હતો.

"ઓહહો, કોણ બાપુ! પેલા મૂર્ખા ફીકાએ તો અજાણ્યાનો ડોળ કર્યો. કેમ આટલા બધા વ્હેલા?"

માધવ અને અજામિલ બન્નેનું વર્તન આજ સુધી અરસપરસ શૂન્ય હતું. બન્નેને એકબીજા તરફ અભાવ હોય એમ જણાતું, પરંતુ માધવના આજના વર્તનથી એ અભાવ નાશ પામ્યો હોય એમ સ્પષ્ટ થતું હતું. 'મેના જેને પૂજે તે પોતાને પણ પૂજ્ય હોવો જોઇએ' એમ માધવને જણાયું અને તેના પરિણામે બધો અભાવ, અવિવેક અદૃશ્ય થયો.

"ઠીક થયું કે તમે આવ્યા. કાલે તમે અહીંથી ચાલ્યા ગયા તેથી બધાય નારાજ થતા હતા. વારુ, હવે આપની તબિયત કેમ છે? ઠીક છે, નહી! એ (મેના) તો તમારા માટે કાલીઘેલી થઇ જાય છે. તમને અહિં જ રાખવાનો અમે નિશ્ચય કર્યો છે અને આપને માટે ખાસ જુદું દિવાનખાનું રાખવા ઠરાવ્યું છે. હવે તમારે હવાઅજવાળા વગરના અને અંધારી

કોટડી જેવા ઘરમાં રહેવાની જરૂર નથી. આજે જ અહીં રહેવા આવો. આપની તમામ સગવડ સચવાય એવી વ્યવસ્થા થઇ ગઇ છે, અને આપને કોઇ વાતની કમીના ન જણાય તેની એ ખબર રાખશે. આજે જમવાનું પણ અહીંજ છે, સમજ્યા બાપુ ?"

અજામિલને લાગ્યું કે આ શબ્દો કવખતના હતા.

પોતાની ચાલુ ઉદાસી વૃત્તિથી જ તે બોલ્યો, "રાયજી, હું આપને એક મહત્વની વાત જણાવવા આવ્યો છું. હું એક ગુન્હેગાર છું."

અજામિલે શું કહ્યું તેનું માધવને ભાન ન રહ્યું.

પોતાનો હાથ ઝોળીમાંથી બહાર કાઢી, હાથે વિંટાળેલો પાટો છોડી હાથ બતાવતાં તેણે કહ્યું, "જુઓ મારા હાથને કંઇ જ થયું નથી, તેમ જ મારી તબિયત પણ બગડી નહોતી. માત્ર લગ્નમાં કોઇ જાતનું વિઘ્ન ન આવે તે માટે ત્યાંથી મારે ખસી જવાની જરૂર હતી."

માધવ કંઇ ન સમજ્યો, "એટલે ?"

"એટલે એમ કે હું સરકારી ભાડુતી કોટડીનો મહેમાન છું."

"શું કહો છો ? હર્ષઘેલછા તો લાગુ નથી પડી ?"

"ના, રાયજી, હું સ્વસ્થ છું. ચોરીને માટે ૧૯ વર્ષ સુધી હું કેદમાં પૂરાયો હતો. ત્યાંથી નાસી છૂટ્યા પછી પુનઃ જન્મટીપની સજા થઇ હતી. હજી પણ એ ભય મારા માથે ભમ્યા કરે છે."

માધવ સમજ્યો, આ શબ્દોની સત્યતા સ્વીકારવા તે તત્પર નહોતો છતાં તે બધું સમજ્યો. તેનું હૃદય કંપી ઉઠ્યું. પોતાનું ભાવી તેને અંધકારમય, ભયાનક લાગ્યું.

"કહો, કહો, બધું કહો ગમે તેમ તોપણ તમે એના પિતા છો."

"રાયજી, હું ધારું છું કે મારા વચનોમાં તમને વિશ્વાસ આવશે, જો કે ન્યાયમંદિરમાં પણ અમારા જેવા માણસોને સોગંદ આપવામાં જ આવતા નથી......"

સત્યતાની મૂર્તિ નિડરતાથી સત્યનું દિગ્દર્શન કરાવી રહી હોય તેવી રીતે અજામિલ બોલ્યો, "મારાં વચનો સત્યજ માનજો. હું મીનાનો પિતા ?

નહી નહી, રાયજી! હું તો ચાંપાનેર તરફનો એક ગરીબ ભીલ છું. એક વખત જંગલમાંથી લાકડાની ભારીઓ લાવી ગુજરાન કરતો હતો. મારું નામ દેવશંકર શાસ્ત્રી નથી, પણ અજામિલ છે. મેના સાથે મારી કોઇ જાતની સગાઇ નથી."

"હોય નહી, બને જ નહી, ખાત્રી શી?"

"ખાત્રી મારાં વચનોની. હું પોતે જ કહું છું, હું જ એકરાર કરું છું એથી સરસ ખાત્રી બીજી કઇ?"

માધવ આ વિચિત્ર મૂર્તિને જોઇ રહ્યો. તેના ચહેરા ઉપર ગંભીરતા અને ઉદાસીનતા છવાયાં હતાં. માધવને તેનાં વચનો ઉપર વિશ્વાસ આવ્યો.

"ધારો કે તમારાં વચનો સત્ય છે," માધવ બધું જાણવા આતુર બન્યો.

"હું જે કહીશ તે સત્ય જ કહીશ, મેનાનો હું પિતા નથી. હા, ધર્મપિતા ગણાઉં ખરો. દશ વર્ષ પહેલાં એ છોકરી કયાં છે એ પણ હું નહોતો જાણતો. હું મેનાને ચાહું છું એમાં તો લેશ માત્ર શંકા નથી, કારણ વૃદ્ધાવસ્થામાં નાનાં બાળકો તરફ સ્વાભાવિક જ પ્રેમ ઉપજે છે. હું મનુષ્ય છું, મને પણ ઈશ્વરે હૃદય આપ્યું છે. મેના નિરાધાર અનાથ હતી, માબાપ વિનાની હતી, મારા વૃદ્ધની હુંફની તેને જરૂર હતી. આમ હોવાથી મેં તેની સંભાળ લીધી, બાળકોનો સ્વભાવ એટલો બધો ભોળો હોય છે કે તેને જરા મન આપ્યું કે તે ભાવપૂર્વક વળગી પડે છે. ત્યારથી આજ સુધી મેં મેનાને ઉછેરીને મોટી કરી છે. રાયજી, તેને મારાથી બની શકે તેટલું સુખસગવડ અને જ્ઞાન આપ્યું છે. તેની જાત ન વટલાય એની મેં ખાસ કાળજી રાખી છે. શુદ્ધ બ્રાહ્મણની કન્યા તરીકે જ તેને તમારા હાથમાં સોંપી છે. મારા કર્તવ્યની સમાપ્તિ થઇ છે. આજે મેના મારાથી વેગળી પડી છે, તેના અને મારા જીવનના આજથી બે માર્ગો જૂદા પડ્યા છે. તેના માટે હવે મારે કંઇ પણ કરવા જેવું બાકી રહ્યું નથી. તેનું ભાગ્ય ફર્યું છે અને તે ઠેકાણે પડી છે એટલે મને નિરાંત છે. તેને આપેલો વીશ લાખનો વારસો મારી પાસે કેવી રીતે આવ્યો તે તમારે જાણવાની જરૂર નથી. એ દોલત તેને આપી દીધી, એટલે એ

બાબતમાં પણ કંઈ કરવાપણું રહેતું નથી. હવે માત્ર મારું ખરું નામ તમને જણાવવાનું બાકી રહ્યું."

માધવ તો આભો બની સાંભળી જ રહ્યો. આવી વાતો સાંભળવી પોતાને ગમતી ન હોય તેમ કટાણું મોં કરી તે બોલ્યો, "પણ આ બધું મને કહેવાની શી જરૂર છે? તેમ કરવાની તમને કોણ ફરજ પાડે છે? તમારા મનમાં જ એ વાત રાખી મૂકી હોત તો? તમને કોઇ પૂછવા આવ્યું નથી. નથી કોઇ તમારી તપાસ કરતું કે નથી કોઇ તમારી પુંઠે પડયું. આમ સ્વયં બધો ખુલાસો કરવામાં તમારો ખાસ ઉદ્દેશ હશે."

"ઉદ્દેશ? માત્ર આત્મસંતોષને ખાતર. હૃદયના અવાજને આધીન થઇને મારે આમ કરવું પડયું છે. બાકી તમે કહો છો તેમ હું ધારત તો જરા પણ હોહા કર્યા વિના તમારા ઘરમાં આવીને રહી શકતે અને એક જ પંગતે જમી શકત. હું જાણું છું કે તેમ કરવાથી મને અનહદ આનંદ અને સુખ મળતે. આ ઘર મારું કુટુંબ જ ગણાત."

---

## પ્રકરણ ૬૧ મું

### એકરાર-(ચાલુ)

આટલું બોલતાં બોલતાં અજામિલ ઉશ્કેરાઈ ગયો, "મારું કુટુંબ! ના, ના. મારા ભાગ્યમાં વળી કુટુંબ કેવું? વિશ્વમાં વિચરતા મનુષ્ય તરીકે રહેવાનો પણ હક્ક નહી તો પછી કુટુંબીજન બનવાની વાતજ શી? મારા માટે આ સૃષ્ટિમાં કુટુંબજ નિર્માણ થયું નથી. દુનિયાથી પણ બહિષ્કૃત બનેલો હું એક અભાગી જન છું. મેનાનાં તમારી સાથે લગ્ન કર્યાં, તેની ઇચ્છાનુસાર તેને પતિ મળ્યો, માયાળુ સાસરિયાં મળ્યાં, એ જોઈ મને સંતોષ થયો, પરંતુ મારો પગ તમારા ઘરમાં ટકતો નહોતો. હું ધારતે તો અસત્ય બોલતે, તમને બધાને છેતરી શકતે અને દેવશંકર શાસ્ત્રી તરીકે તમારા ઘરમાં રહી શકતે. જ્યાં સુધી મેનાનો સ્વાર્થ હતો ત્યાં સુધી અસત્ય બોલવા હું તત્પર બન્યો, પરંતુ મારા પોતાના સ્વાર્થ માટે તો તેમ નજ

કરું. તમે કહો છો કે હું મુંગો રહ્યો હોત તો બધું ઠીકઠીક ચાલ્યું જાત. તમે પૂછો છો કે આ બધો એકરાર કરવાની કોણ ફરજ પાડે છે? હું કહું છું કે મારો અંતરાત્મા. મુંગા રહેવું એ તો રમત વાત હતી, પરંતુ આખી રાત મેં એ વિચારમાંજ ગાળી છે. બે વાતમાં હું નથી ફાવી શકતો. એક તો મારા હૃદયની ભાવનાને તરછોડી શકતો નથી. બીજું મારા અંતરાત્માના અવાજની અવગણના કરી શકતો નથી. આમ હોવાથી જ હું આજે પ્રભાતે મારા અંતરની વાત ઠલવવા, એકરાર કરવા આપની પાસે આવ્યો છું. મારું ખરું નામ ન જણાવતે તો તમારી સાથે હું આનંદમાં રહી શકતે અને બધો સુખવૈભવ ભોગવતે. પરંતુ મારા અંતરમાં તેથી આઘાતજ થાત. બહાર ચોમેર આનંદ ફેલાયો હોય અને અંતર ચીરાઇ જતું હોય એ સ્થિતિ કેમ સહી જાય?—

"વાત એટલાથીજ ન અટકતે. ધારો કે હું તમારી સાથે રહ્યો. હમેશાં મારી સત્ય સ્થિતિ છૂપાવવા માટે કંઈ કંઈ જુઠાણાં કરવાં પડે અને મારા પાપના છાંટા કોઈ દિવસ તમને, રાયજી, તમને અને મારી નિર્દોષ મેનાને ઉડે. આ બધું શા માટે? મારા સુખ માટે? મને સુખી બનાવવા માટે? અરે મને સુખી થવાનો અધિકાર શું છે? હું તો દુનિયામાંથી બહિષ્કૃત થયેલો પામર પ્રાણી છું."

અજામિલ અટકયો. માધવ તો આ બધું સાંભળી દિંગ બન્યો હતો. પુનઃ અજામિલ બોલવા લાગ્યો.

"રાયજી, હું સાચાબોલો માણસ છું. હા, તેમ કરવાથી તમે મારી ધૃણા કરશો એ હું જાણું છું, પરંતુ મારો આત્મા તો જરૂર પ્રસન્ન થશે. માણસ ઉપર ભય ઝુઝી રહ્યો હોય ત્યારે બીજાઓને અજ્ઞાન દશામાં રાખી એ ભય તેમના ઉપર પણ નાંખવો એ સજ્જનનું ભૂષણ નથી. દેવશંકર શાસ્ત્રી એ મારું નામ નથી. એ તો માત્ર મારી છેવટની ઇચ્છા પાર પાડવા માટે મેં ખોટું ધારણ કરેલું નામ છે. કોઇનું નામ ચોરવું એ પણ પાપજ છે અને હવે એ પાપ વધારે વખત ચાલુ રાખવા મારી ઇચ્છા નથી. કોઇનું નામ ધારણ કરી જનસમાજમાં ઘુસવું અને 'સફેદ

ઠગ'ની માફક તેમને છળવા તેના કરતાં તો ગમે તે દુઃખ સહન કરવું અને આત્મભોગ આપવો એજ બેહેતર છે. એટલા માટેજ હું સ્વયં આ બધું તમને કહેવા આવ્યો છું."

અજામિલે જરા શ્વાસ ખાધો, અને વળી બોલ્યો, "અગાઉ મેં જીવવા માટે મીઠાઇનો તાટ ચોર્યો હતો, આજે જીવવા માટે કોઇના નામની ચોરી પણ નહી કરું."

"જીવવા માટે?" માધવથી ન રહેવાયું, "જીવવા માટે એ નામની કંઇ જરૂર નથી."

"એ હું જ જાણું છું. ધારો કે મેં તમને કંઈ વાત કરી નથી; ધારો કે હું તમારા ઘરમાં રહું છું; ધારો કે આપણે જમી પરવારીને વાતે વળગ્યા છીએ અથવા આ બંગલાની પાછળના બગીચામાં ફરીએ છીએ. તેવામાં અચાનક તમે 'અજામિલ' નામની બુમ સાંભળો, કોઇને પોતાનો હાથ મારા ખભા ઉપર મુકતા જુઓ, પોલીસના માણસોને તરત મારા તરફ ધસી આવતા અને પકડી જતા જુઓ તો તમને તે વખતે કેવું લાગે?"

માધવ મૌન રહ્યો.

"તેથીજ હું કહું છું કે સત્ય વાત તમને જણાવવામાં મેં ભૂલ નથી કરી. રાયજી, મારી મેનાના સૌભાગ્યમણિ, તમે બંને યુગલ સુખી થાઓ. સ્વર્ગસમું સુખ ભોગવો, દુનિયામાં સારી નામના મેળવો અને ચિરંજીવ રહો. મારા માટે જરા પણ કાળજી ન રાખો. હું તો હતભાગી દુઃખી પામર પ્રાણી છું."

માધવે અજામિલનો હાથ પકડ્યો; જાણે પથ્થરનોજ ઘડાયો હોય એવો કઠણ લાગ્યો. "તમે એમ ન કરો. જુઓ, મારા દાદાના ઘણા મિત્રો છે. તેમની લાગવગથી એ તમારી મુક્તિ મેળવી આપશે, તમારા ગુનાહ માટે માફી મેળવશે."

"એમ કરવાની કંઈ જરૂર નથી. જગત્ મને મૃત્યુ પામેલો ધારે છે, મૃત્યુ પામેલો મનુષ્ય કદી સજીવન થતો હશે? મૃત્યુ એજ માફી. મારા માટે માફી મેળવવાની હવે કંઈ જરૂર નથી. મારે પણ એક મિત્ર છે, અને તે કર્તવ્ય કર્મ. મારે મારા અંતરાત્માની માફી મેળવવાની જરૂર છે."

અચાનક એ ઓરડાનું બારણું ઉઘડ્યું અને મેના અંદર આવીઃ "ઓહહો ! અત્યારમાં શી હુંડી શીકારો છો ?"

અજામિલ ચમક્યો. "કોણ મેના ?" તેનો અવાજ ભારે હતો.

માધવે વાત વાળી લીધી, "એ તો આ વીશ લાખ રૂપિયાની વ્યવસ્થા કેવી રીતે કરવી એ વિશે અમે વિચાર કરતા હતા."

"ઠીક. બાપુ, ચાલો હું તમને તમારા માટે તૈયાર કરાવેલો ઓરડો બતાવું," મેનાએ અજામિલનો હાથ ખેંચ્યો.

"હમણાં નહી," માધવ હુકમ કરતો હોય તેવી ઢબે બોલ્યો, "હમણાં અમે વેપારની વાતોમાં રોકાયલા છીએ. તું જા, પછી બોલાવશું; નાહક હિસાબમાં ભૂલ પડે."

"હવે જોયો તમારો હિસાબ. હું અહીં બેઠી છું તેમાં તમને શું નડું છું ?"

"હમણાં નહી. અમારું કામ થઇ જાય પછી."

અજામિલ મુંગો મુંગો ઉભો હતો. મેના તેના તરફ ફરીને બોલી; "બાપુ, તમે કેમ કંઈ બોલતા નથી ? હું અહીં આવી તે નથી ગમતું ?"

"ન કેમ ગમે બેટા ?" અજામિલે મેનાના મસ્તક ઉપર હાથ ફેરવ્યો. મેનાને લાગ્યું કે અજામિલનો હાથ કંપે છે.

"બાપુ, હાથે બહુ પીડા થાય છે ?"

"ના, એ તો મટી ગયું !"

"ત્યારે કેમ આમ ઢીલા જણાઓ છો ? તબિયત ઠીક નથી ?"

"કંઈ નથી, બેટા."

"ત્યારે એક વાર હસો જોઇએ."

અજામિલે હાસ્ય કર્યું. પરંતુ એ હાસ્ય આસુરી હતું.

માધવે પુનઃ મેનાને ત્યાંથી ચાલ્યા જવાનો ઇસારો કર્યો. મેના તોબરો ચડાવી ત્યાંથી ચાલી ગઈ. માધવ બારણું બરાબર બંધ કરતાં બબડ્યો, "ગરીબ બિચારી મેના. તેને જ્યારે ખબર પડશે કે......"

આ શબ્દો અજામિલના કાને પડતાં જ તે કંપ્યો. "તમે મેનાને આ બધું જણાવી દેશો નહી. ના ના, પ્રભુને ખાતર તેમ ન કરશો. તમને મેં

સ્વેચ્છાથીજ બધું જણાવી દીધું છે, આખી આલમને હું એ બધું જણાવતાં આંચકો ન ખાઉં; પરંતુ મેના, એ નિર્દોષ પંખિણીને આ વાત જણાતાં એ બિચારી હેબતાઈ મરશે."

અજામિલે પોતાની બંને હથેલીમાં મોં છૂપાવ્યું અને ડુસ્કાં ભરવા લાગ્યો.

માધવે ધીરજ આપી, "જરા પણ ચિંતા ન કરો, આ ભેદ મારા સિવાય બીજું કોઈ નહી જાણવા પામે. પરંતુ એક વાત તમને કહ્યા વિના રહેવાતું નથી. તમને સોંપવામાં આવેલી થાપણ તમે પ્રામાણિકતાથી અને વિશ્વાસપૂર્વક સાચવી રાખીને હકદાર વારસને સોંપી છે તે માટે તમને ધન્યવાદ ઘટે છે અને તેનો યોગ્ય બદલો તમને મળવો જોઈએ. તમારી મરજીમાં આવે તેટલી રકમ માગી લ્યો. વધારે રકમ માગતાં સંકોચ ન પામશો."

"તે માટે આપનો ઉપકાર માનું છું. એ વાત જ જવા દો. હવે ફક્ત એક બાબત આપને કહેવા જેવી છે."

"શી ?"

"તમે બધી વાત જાણી લીધી. આ ઘરના તમે માલિક મુખત્યાર છો. કહો હવેથી મેનાને મળવા ન આવવું એમ તમે માનો છો ?"

"એમ થાય તો વધારે ઠીક."

"ત્યારે કદી મેનાને મળવા નહી આવું," કહી અજામિલ બારણા તરફ ગયો, બારણું ઉઘાડયું, એક પગ બહાર મૂકયો અને પછી જાણે કંઇ વિચાર થઈ આવ્યો હોય તેમ અંદર ફરી માધવ પાસે આવ્યો. અત્યારે તે સ્વસ્થ બન્યો હતો.

"રાયજી, એક વિનંતિ સાંભળી લ્યો. તમારી પોતાની રજા હોય તો મેનાને મળવા આવતો રહું, મારી એવી ખાસ ઇચ્છા છે. મેનાને મળવાની ઇચ્છા ન હોત તો આજે તમારી પાસે એકરાર કર્યો તે કદી ન કરતે અને ગમે ત્યાં ચાલ્યો જાત, પરંતુ જ્યાં મેના હોય ત્યાં રહીને જીવન પૂરું કરવાની, મેનાને કોઈ કોઈ વખત જોઇને આંખો ઠારવાની પ્રબળ ઇચ્છા હોવાથીજ આ માર્ગ મેં ગ્રહણ કર્યો. મેના નવ વર્ષ સુધી મારી પાસે રહી છે. અજ્ઞાન બાલ્યાવસ્થાથી તેને ઉછેરીને મોટી કરી છે.

તેના તરફનો વાત્સલ્યભાવ તેને જોવાની, મળવાની મમતા છોડી શકતો નથી. એ મને પિતાજ ગણે છે, હું તેને પુત્રીવત્ ચાહું છું. અત્યારથી કદી પણ મેનાનાં દર્શન નજ થાય એ મને અતિ દુઃખદાયક થઈ પડશે. તમારી અનુમતિ હોય તો કોઇ કોઈ વખત તેને મળવા આવતો રહું. કોઇ કોઇ વાર, વારંવાર નહી જ, અને તે પણ અલ્પ સમય માટે. હું બિલકુલ અહીં નહી જ આવું તો લોકો પણ વહેમાશે. તેના કરતાં કોઈ કોઈ વાર આવતો રહીશ તો કોઇને હરકતરૂપ નહી થાઉં અને મારો આત્મા પ્રસન્ન થશે. કહો તો રોજ સાંજે, સંધ્યાકાળ વખતે આવું. મેના મને નીચેના ભંડારીયા આગળ મળે એવી ગોઠવણ કરી રાખશો.

"ઠીક," માધવે ઉત્તર આપ્યો, "રોજ સાંજે આવતા રહેજો, મેના તમારી તે વખતે રાહ જોશે,"

"પ્રભુ તમારું કલ્યાણ કરે." અજામિલે આશિષ આપી અને ત્યાંથી વિદાય થયો.

---

## પ્રકરણ ૬૨ મું
## પરિવર્તન

માધવ મુંઝવણમાં આવી પડ્યો. ફૂળની આશાએ કરંડીઅ માં હાથ નાંખતા વીંછીનો ડંખ લાગે અને જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ ખરા સુખના-આનંદના વખતમાં અજામિલનો ભેદ જાણીને માધવની થઇ. શું ગુન્હેગારની પુત્રી સાથે પોતાનાં લગ્ન થયાં? માધવ કમકમ્યો.

અજામિલ માધવને વિચિત્ર પુરુષ જણાયો. એક ગુન્હેગાર તરીકે તે ભયંકર મનુષ્ય ગણાય, પરંતુ તેનામાં કેટલાક સદ્ગુણ પણ સ્પષ્ટ જણાતા હતા. આ લુટારાએ પોતાને સોંપવામાં આવેલી થાપણ પૂરેપૂરી આપી દીધી હતી. એ થાપણ વિષે કોઇને કંઈ ખબર નહોતી, એટલે તેણે ધાર્યું હોત તો બધું ધન તે પચાવી પાડતે. આવી અનુકૂળતા હોવા છતાં તેણે સ્વેચ્છાથી સઘળું ખરા હકદારને સોંપી દીધું એટલે એની પ્રામાણિકતા તો ખરેખર પ્રશંસાપાત્ર ગણાય. વળી તેના મનમાં પાપ હોય તો તે સ્વયં એકરાર શા માટે કરે!

આ વિચારોથી માધવની મુંઝવણ ઓછી થઇ. વળી પ્રશ્ન થયો, 'જંકુડાની ગુફામાંથી આ માણસ પોલીસ પાસે ફરીયાદ કરવાને બદલે નાસી કેમ ગયો હશે?' માધવેજ તેનું સમાધાન કરી લીધું. 'ગુન્હેગાર તરીકે તે નાસતો ભાગતો ફરતો હશે તેથીજ.' વળી પ્રશ્ન થયો, 'પરેલનાં તોફાનમાં તે શા માટે આવ્યો હશે? ઇનાયતખાનને માટેજ. કારણ બંધનમાં પડેલા ઇનાયતખાનને તેજ લઇ ગયો હતો અને પાછળથી ગોળીબાર સંભળાયો હતો એટલે આ ગુન્હેગારે ઇનાયતખાનને ઠાર કરી પોતાનું વેર વાળ્યું હશે.' માધવ પોતાની શંકાનું સમાધાન પોતેજ કરતો ગયો.

વળી વિચાર થયો, "પણ પ્રભુએ આમ મીયાં મહાદેવનો જોગ ક્યાંથી રચ્યો હશે? ક્યાં આ નિર્દોષ કન્યા અને ક્યાં એ લૂંટારો? ક્યાં દેવી અને ક્યાં એ દૈત્ય? પ્રભુની લીલા પણ અજબ છે. અજામિલના હાથમાં ઉછરેલી મેના કેવી સંસ્કારી? મેનાના પાલનહાર તરિકે પ્રભુએ અજામિલને શું જોઇને નિમ્યો હશે? પણ એમાં શું? ગંધાતા ખાતરના સંસર્ગમાં શું સુવાસિક ગુલાબ પુષ્પો ઉત્પન્ન નથી થતાં?"

માધવ મેનાને ચાહતો હતો, મેના હવે તેની થઇ હતી, મેના પ્રેમની, પવિત્રતાની મૂર્તિ હતી. તેને જોઇતી વસ્તુ મળી હતી. હવે એથી વિશેષ બીજું શું જોઇએ? અજામિલ ગમે તેવો હોય તો તેની સાથે હવે શું લેવા દેવા? અજામિલે પોતે કબુલ કર્યું છે કે 'મેના સાથે મારે કોઇ જાતનું સગપણ નથી. દશ વર્ષ પહેલાં તે ક્યાં હતી તેની પણ મને ખબર નહોતી, આ ઉપરથી જ સિદ્ધ થાય છે કે મેના અને અજામિલને કોઇ જાતનો કુટુંબી નાતો નથી.

ત્યારે હવે શું કરવું? અજામિલ ત્યાં આવ્યા કરે એ તેને ન ગમ્યું. "શા માટે તે મારા ઘરમાં વારંવાર પગ મુકે? તેનું અહીં શું કામ છે?" પરંતુ તેને આપેલું વચન યાદ આવ્યું અને એ પ્રશ્ન ઉડી ગયો. પોતે જ એ ગુન્હેગારને વચન આપ્યું હતું એટલે એ પાળવું જ જોઇએ.

તેણે મેનાને તેની બાલ્યાવસ્થાની વાતો કાઢી કેટલાક પ્રશ્નો પૂછ્યા. ભોળી બિચારી મેના! તેને શું ખબર કે શા માટે માધવ આ પ્રશ્નો પૂછે

છે ? નિખાલસ દિલથી મેનાએ પોતે જાણતી હતી તેટલી વાત જણાવી. માધવની ખાત્રી થઇ કે ગુન્હેગાર ગણાતા આ અભાગીજને મેનાને એક સગા પિતાના જેટલા વાત્સલ્યથી પાળીપોષી, લાડલડાવી મોટી કરી હતી. અજામિલ ગમે તેવો હોય પરંતુ આ અનાથ બાળાને બચાવીને, તેને ઉછેરીને સંસ્કારી, સુખી બનાવવા તેણે પોતાના પ્રાણ પાથર્યા છે !

બીજા દિવસની સાંજ પડી અને અજામિલ મેનાને મળવા આવ્યો. ગુલાબરાયના ઘરની ખડકી બંધ હતી તેથી અજામિલે સાંકળ ખખડાવી. ફીકાએ બારણું ઉઘાડ્યું અને અજામિલને જોઈ બોલ્યો, "રાયજીએ કહ્યું છે કે તમારી મરજી ઉપર અગર નીચે જ્યાં બેસવાની હોય ત્યાં ખુશીથી બેસજો."

"કંઇ નહી. અહિં નીચેજ બેસીશ."

ફીકાએ ભંડારીયું ઉઘાડયું અને 'મારાં બાઇને બોલાવી લાવું છું,' કહી ત્યાંથી ચાલ્યો ગયો.

અજામિલે ભંડારીયામાં પગ મૂકયો. એક ખૂણામાં કોલસાની ગુણોની થપ્પી મારી દીધી હતી. બીજા ખૂણામાં લાકડાં ભર્યાં હતાં, અને ભીંતને લગોલગ ગોઠવેલી ડબ્બાઓની હારને લીધે તેમાં અનાજ સંઘરી રાખેલું હોય એમ જણાતું હતું. ઓરડીના ખૂણામાં અને છત આગળ બાવાં બાઝી ગયાં હતાં તે કાઢવાની કોઇને ફુરસદ મળી નહોતી. માત્ર લગ્ન પ્રસંગે જમીન વાળી ચોળીને સાફ કરેલી હતી અને અજામિલને માટે ખાસ તૈયારીજ રાખી હોય તેમ એક જાજમનો કટકો ત્યાં બીછાવી દીધો હતો.

અજામિલ આ જોઈ રહ્યો હતો ત્યાં મેના આવી અને નમન કર્યું, "બાપુ, અહિં મને શા માટે બોલાવી ? ઉપર ચાલોને ?"

"ના, બહેન. અહિંજ ઠીક છે. હું બે ઘડી રોકાવાનો છું એટલે જ્યાં બેઠા ત્યાં સરખુંજ છે."

"કેમ, આજે એટલી બધી ઉતાવળ ? આજે આમ કેમ બાવરા જેવા જણાઓ છો ? તમારે વળી અહિં, આ કોઠારમાં બેસવાનું હોય ?"

"તેમાં શું વાંધો, મેના ? તને જોઇને રાજી થવું એટલીજ ઇચ્છાથી અહીં આવ્યો છું !"

"એટલે? એમ નહી ચાલે. હવે તો અહીંથી જમીનેજ જવાશે."

"હું તો જમીને જ આવ્યો છું."

"ઠીક, તો ઉપર તો ચાલો."

"ના, અહીં જ ઠીક છે."

અજામિલની હઠથી મેનાને બહુ આશ્ચર્ય ન થયું. અજામિલનો સ્વભાવ ઘડી ઘડી બદલાતો હતો એવો તેને અનેકવાર અનુભવ થયો હતો. તેણે વળી પ્રશ્ન કર્યો, "પરંતુ મને મળવા માટે આવું સ્થાન કેમ પસંદ કર્યું?"

"કારણ કે મેના..." કંઇ ભૂલ થઇ હોય તેમ તે સુધારતાં બોલ્યો, "બાઈ, બેન, કારણ એટલું જ કે મારો સ્વભાવ વિચિત્ર છે એ તમે જાણો છોજ."

"બાઇ, બ્હેન, તમે, આ બધો શો ફેરફાર? બાપુ, આજે આમ કેમ કરો છો?" મેના ગળગળી થઇ ગઇ.

અજામિલે લુખું હાસ્ય કર્યું. એ હાસ્યમાં અંતર વેદનાનો આભાસ હતો.

"મેના, તમે હવે શેઠાણી બન્યાં..."

"પણ તેથી તમને શું? ગમે તેમ તોય તમારી તો દીકરીજ, બાપુ!."

મેના આગળ કંઈ પણ બોલે તે પહેલાંજ અજામિલે કહ્યું, "મને બાપુ ન કહો, હું તે પદવીને લાયક નથી."

"ત્યારે? શું કહું?"

"અંજો."

મેનાના આશ્ચર્યની અવધિ થઈ. "અંજો? મને ચીડવો છો નહિ? બાપુ, તમે મારા બાપુ નહિ? હું તમારી મેના નહિ? આજે તમને શું થયું છે? અમારી સાથે રહેવું નહિં, અમારી સાથે જમવું નહિ, અને વળી બાપુ પણ કહેવા દેવું નહિ? બાપુ, મારો કંઇ દોષ થયો છે?"

"ના."

"ત્યારે?"

"કંઇ નહિ, સ્હેજજ."

"ત્યારે આજે નામ બદલવાનું કારણ?"

"મારી ધુન."

"એ ધુનબુન નહિ ચાલે. તમારે અહીં જમવું જ પડશે અને મને મેના કહીને જ બોલાવવી પડશે. નહિ તો હું રીસાઈ જઈશ અને તમારી સાથે કદીયે નહિ બોલું," મેનાએ રીસામણાં લીધાં.

અજામિલનો અંતરાત્મા અનહદ વેદના ભોગવવા લાગ્યો. અસ્પષ્ટ સ્વરે તે બોલ્યો, "આ તને સુખી કરવી એ જ મારા જીવનનું ધ્યેય હતું, એ મેં સાધ્યું છે. પ્રભુ હવે મારી દોરી ખેંચી લે એટલે બસ. મેના, તું હવે સુખી બની છે. હવે દુનિયામાં મને કંઇ તૃષ્ણા નથી."

'તું' શબ્દ સાંભળી મેના ખુશી થઇ. "બસ બાપુ મને તું કહીનેજ બોલાવો. મને તું કહીને બોલાવો છો એ કેવું સારું લાગે છે! ગમે તેમ તો પણ હું તો તમારી પુત્રી—"

અજામિલ પુનઃ ખિન્ન થયો. મેના, નિર્દોષ ભોળી મેના હજી ખરું રહસ્ય સમજી શકતી નથી. પોતાની મમતા મૂકી શકતી નથી એ જોઇ તેને દુઃખ થયું. વધારે બેસવામાં સાર નથી એમ જાણી તેણે પોતાની પાઘડી જમીન ઉપર મૂકી હતી તે ઉપાડી માથે મુકી અને જવા તૈયાર થયો.

"કેમ, એટલી વારમાં?" અજામિલ આમ તરતજ જાય એ મેનાને ન ગમ્યું.

"બહુ વખત થયો, મેના, ઘરમાં તારું કંઈ કામ હશે અને બધાં વાટ પણ જોતાં હશે."

ભંડારીયાની બહાર પગ મૂકતાં તે બોલ્યો "મેના આજે તમને તું કહી બોલાવ્યાં છે. હવેથી તેવી ભૂલજ નહિ કરું, ક્ષમા કરજો."

અજામિલ ગયો. મેના તેના વિચિત્ર વર્તનથી દિગ્મૂઢ બની ગઈ.

---

## પ્રકરણ ૬૩ મું

### અભાવ

મેનાએ માધવને આ હકીકત જણાવી અને તે જે કરે છે તે વાજબીજ કરે છે, એમ માધવે જણાવ્યું, કારણ પૂછતાં 'મારી પોતાની જ

એવી ઇચ્છા છે.' એવો માધવે અસ્પષ્ટ ખુલાસો કર્યો એટલે આ વરઘેલી વનિતાએ વધારે પ્રશ્નો ન પૂછતાં 'તમને ગમે તે ખરું' કરી મન વાળ્યું.

બીજે દિવસે સાંજે અજામિલ આવ્યો, મેનાને મળ્યો પરંતુ ગઇ કાલના જેવી હૃદયવ્યથા ન અનુભવી. ન કર્યો મેનાએ કોઇ જાતનો વિવેક કે ન કર્યો કંઇ આગ્રહ. અમુક પ્રસંગ જોવાની ટેવ પડી જાય ત્યારે તેમાં જરાય નૂતનતા નથી રહેતી. અમુક કાર્યનું કારણ જણાય અથવા તેમાં કંઇ ખાસ કારણ છે એવી માન્યતા થઇ જાય ત્યારે તે માટે કંઇ જિજ્ઞાસા રહેતી નથી. તેવી જ રીતે માધવનો ખુલાસો જાણ્યા પછી મેનાને થયું. અજામિલ સાથે તેણે વાતો કરી, પરંતુ તેમાં બાળભાવ બિલકુલ જણાતો નહોતો, મેનાની સ્નેહભરી મમતા નહોતી.

આવી રીતે દિવસે દિવસે માયા અને મમતા ઓછાં થતાં ગયાં અને અજામિલને લાગ્યું કે પોતાની ઇચ્છા ધીરે ધીરે પાર પડતી જાય છે.

મેના અજામિલને બાપુ કે અજાના નામથી સંબોધતી નહોતી. કોઇ ત્રાહિતની સાથે વાત થતી હોય તેવા સ્વરૂપમાં વાતચીત ચાલતી. એક વખત વાતવાતમાં મેનાના હોઠમાંથી 'બાપુ' શબ્દ નિકળી પડ્યો અને અજામિલના મુખ ઉપર પ્રસન્નતા પ્રકાશી. તરત જ તેણે મેનાને કહ્યું, "તમે ભૂલ્યાં, અજો કહો."

"બરાબર, અજાજી, હવે બસ?" મેના નિર્દોષ બાળકની માફક હસી પડી.

"ઠીક," અજામિલનું ગળું રુંધાયું, પોતાની આંખમાં આવેલાં આંસુઓ જોવા ન પામે તે માટે તેણે પોતાનું મુખ ફેરવી લીધું.

કહેવાય છે કે, નાણાંનો નીશો ચડે છે. મેનાને ધીરેધીરે સાહેબીનો મદ ચડવા લાગ્યો.

એક વખત વાતચીતમાં અજામિલના શિથિલ સ્વભાવ અને વિચિત્ર વર્તનથી તે ખીજાણી અને કહ્યું, "તમે પણ અજબ મૂર્તિ જણાઓ છો." અજામિલને લાગ્યું કે હવે અહીં આવવામાં સાર નથી.

બીજે દિવસે તે ન આવ્યો. રાત સુધી મેનાએ રાહ જોઇ. તે વિચારમાં પડી, 'અજાજી કેમ નહી આવ્યા હોય?'

ત્રીજે દિવસે સાંજે પણ અજામિલ ન આવ્યો, પણ મેના જરાય આતુર ન બની. ચોથે દિવસે સવારે તેણે કીકાને અજામિલની ખબર કાઢવા મોકલ્યો અને કહ્યું, "તેને પૂછજે કે કાલે સાંજે કેમ નહોતા આવ્યા?"

કીકો આવ્યો અને ખબર પૂછ્યા "કાલે સાંજે કેમ નહોતા આવ્યા?" એ સાંભળી અજામિલને આશ્ચર્ય થયું. 'મેનાને એટલું પણ ભાન નહી હોય કે હું તો બે દિવસ નથી ગયો, છતાં એ ગઈ કાલે નહોતા આવ્યા એમ જ જાણે છે?' મનમાં જ પ્રશ્ન કર્યો અને એ મેનાની મંદ સ્મરણશક્તિ કે તેની બેદરકારીનું પરિણામ હશે? તે સમજી ન શકયો.

કીકાને તેણે કહ્યું, "તારાં બાઈને કહેજે કે મારી તબિયત સારી છે. હું બહુ કામમાં હોવાથી બે દિવસ થયાં આવી શકયો નથી. હજી પણ થોડા દિવસો જરૂરી કામને લીધે હું બહારગામ જવાનો છું તેથી નહી આવી શકાય."

કીકાએ શેઠાણીને સંદેશો આપ્યો. પરંતુ 'બે દિવસ થયાં આવી શકયો નથી,' એ શબ્દોનું તેને કંઈ મહત્વ નહોતું, એટલે બાકીના શબ્દો જ મેનાના કાન સુધી પહોંચ્યા અને અજામિલની અંતરવેદના કોઈ જાણી શકયું નહી.

વૈભવ વધે એટલે વિવેક ઘટે, સુખ સાહેબી મળે એટલે સ્નેહસંબંધ વિસારે પડતો જાય અને પોતાનું કર્તવ્ય કર્મ ભૂલી જવાય. મેના ગુલાબરાયના ઘરમાં સર્વ વાતે સુખી હતી. પનોતાં પગલાંની વહુનાં વખાણ કરવામાં, તેની સર્વ પ્રકારની સગવડ સાચવવામાં, તેને બની શકે તેટલી લાડ લડાવવામાં ગુલાબરાય કંઈ કમીના રાખતો નહોતો. પોતાની ઉત્તરાવસ્થામાં આવું સુખ જોઈ તે ગાંડો ઘેલો થઈ જતો અને મેનાનાં સુખ, આનંદ માટે ખાસ કાળજી રાખતો. સેવક વર્ગ મેનાનો પડ્યો બોલ ઝીલી લેવા ખડા પગે તત્પર હતો, એટલે મેનાને અજામિલનું સ્મરણ ભાગ્યેજ થતું, ધીરેધીરે તે વિસારે પડવા લાગ્યો.

માધવને તો અજામિલનો એકરાર સાંભળીનેજ તેના તરફ ઘૃણા થઈ હતી. અજામિલ જેમ બને તેમ પોતાથી, પોતાના ઘરથી દૂર રહે એવી

તેની ઇચ્છા હતી અને એ પ્રમાણે જ તેણે પ્રબંધ કર્યો હતો. એકરાર અગાઉ જે દેવશંકર શાસ્ત્રી તરફ તેને પૂજ્ય પિતાતુલ્ય ભાવ ઉપજ્યો હતો તેજ અજામિલ તરફ એકરાર પછી તેને પૂરતો અભાવ થયો. ધીરે ધીરે મેના પણ તેને ભૂલી જાય એવી તેની ઇચ્છા હતી અને તે માટે મેના જ્યારે પણ અજામિલ વિષે કંઇ વાત કાઢવા જાય ત્યારે તે વાત ઉડાવી બીજી વાતે વળગતો અને પોતે જાણીજોઇને આમ કરે છે એવી મેનાને શંકા ન પડે એવી રીતે વર્તતો. આમ કરવાની પોતાની ફરજ છે, ગૃહસ્થ કુટુંબમ આવા લુંટારાનો પગ નજ શોભે, એથી તો કોઇ વખતે રાયજીના કુળને કલંક લાગે, એમ તે માનતો અને પોતે જે કરે છે તે વાજબી જ કરે છે એમ ધારી નિશ્ચિત બનતો.

અજામિલને આ અભાવનો અનુભવ થયો અને તેણે આવવાનું બંધ કર્યું. બેચાર દિવસ તેણે મનને માર્યું, પરંતુ જીવ ન રહ્યો, અને મેનાને નજરે જોઇ આંખો ઠારવાના વિચારથી તે પોતાના ઘરમાંથી બહાર નિકળ્યો. ખેતવાડી પાસે આવી દૂરથી તે સુરત સદન તરફ તાકી રહેતો. પરંતુ ત્યાં સુધી જવાની, એ ગલીમાં પગ મૂકવાની હિંમ્મત થતી નહોતી. ચિત્ત ઉડીને સદન સુધી પહોંચતું, પરંતુ પગ ઉપડતા નહોતા. સુરત સદન નજરે પડતાં તેની આંખો ચળકતી, મેનાની મૂર્તિ નજર આગળ ખડી થતી અને આનંદની આછી ઝાંખી થતી, પરંતુ સુરત સદનમાં પ્રવેશ કરવા જેવું રહ્યું નથી એ વિચાર આવતાં પુનઃ ગ્લાનિ થતી અને અજામિલ પુતળાની માફક સુરત સદનને, તેની ઉઘાડી બારીઓને, બારી પાસે ટીંગાતા રોપનાં કુંડાઓને જોઇ રહેતો, કદાચ મેના અનાયાસે બારી પાસે આવે અને પોતાને તેને જોવાનો અનાયાસે લાભ મળે એ લાલચથી તે સુરત સદન તરફ—ટગરટગર જોઇ રસ્તાપર જતાઆવતા લોકો, આસપાસના દુકાનદારો અને ઓટલા ઉપર બેસી રહેલા નવરા ગપ્પીદાસો કુતૂહલ ભરી નજરથી આ વિચિત્ર વૃદ્ધ પુરુષ તરફ જોતા અને કંઇ કંઇ તરંગો કરતા. સામાન્ય રીતે બધા એમજ માની લેતા કે આ કોઇ ગાંડો મનુષ્ય છે અને તેની ડાગળી ચસ્કેલી હોવાથી રોજ અહીં ઉભો રહી જ્યાં ત્યાં નજર ફેરવ્યા કરે છે.

અજામિલ સદન તરફ જોઇ રહેતો, લાંબા વખત સુધી કોઇ ન દેખાયાથી નિરાશ થતો, મેના યાદ આવતાં હૃદય ભરાઇ આવતું, આંખમાં ઝળઝળીયાં આવતાં અને ઢીલા પગે તે ત્યાંથી પાછો ફરતો. આમ કેટલાક દિવસ ચાલ્યું. પરંતુ ધીરે ધીરે પગ ખેતવાડી સુધી પહોંચવા દેતા નહી, અડધા રસ્તેથીજ નિરાશ થઈ તે પાછો ફરતો. આમ ધીરે ધીરે તેની ગતિ મંદ પડતી ગઇ, ઘરેથી રોજ નિયમિત વખતે નિકળતો પરંતુ જરા દૂર જઇ અટકી જતો અને આગળ જવા મન વધતું નહી. 'જઇને શું લાભ ?' એવો તેના અંતરમાંથી ધ્વનિ નિકળતો, તેના પગ ઢીલા પડતા અને તે પાછો ફરતો. દિવસે દિવસે તેનું દુઃખ, નિરાશા અને ગ્લાનિ વધવા લાગ્યાં. પાડોશીઓ કહેતા કે બિચારો કોઇ ભમતા ભૂત જેવો ભોળો માણસ છે. છોકરાઓ પણ એની પાછળ પડતા અને 'આ ગાંડો ચાલ્યો,' કહી બૂમો મારતા. અજામિલના અંતરમાં ઘોર અંધકાર ફેલાવા લાગ્યો.

---

## પ્રકરણ ૬૪ મું

### મંદવાડના ખાટલામાં

દુઃખનો ડુંગર માથે પડ્યો હોય અને માણસ જેમ હતાશ બની જાય તેમ અજામિલ નિરાશ બની દિવસે દિવસે વધારે હૃદયભગ્ન થતો જતો હતો. સુરત સદન પાસે જવાનું તેણે માંડી વાળ્યું હતું, ઇચ્છા થાય તો પણ તેના પગમાં હવે જોર નહોતું.

તે એકાંતમાં વિચારમાં પડી જતો, "દુનિયામાં મારું કોણ ? કોઇ નહી, એક મેના હતી તે પણ ગઇ. હવે કયા સુખે, કયી આશાએ જીવવું ?"

નાની નોકરી છોડી ગઇ હતી. અજામિલ હમણાં એકલોજ હતો. મેના-માધવના અભાવથી ઉપજેલી વિરાગ વૃત્તિમાં એકાંત જીવનની ઉદાસીનતા ભળી અને તેને જીવન ખારું થઈ પડ્યું.

ઘરમાં પડ્યા પડ્યા કંટાળવાથી તે બહાર જવાની ઇચ્છાથી એક દિવસ સાંજે નિચે ઉતર્યો, પરંતુ હાંફ ચડી હોય એમ થાકી જઇ બાજૂના

ઘરના ઓટલા ઉપર જ્યાં જીવાએ તેને માધવની ચિઠ્ઠી આપી હતી ત્યાં થાક ખાવા બેઠો અને પછી આગળ જવાની હિમ્મતજ ન ચાલી. પોતાના ઘરમાં જઈ તે પથારીમાં પડ્યો.

થઇ ચૂક્યું. અજામિલ આજે પથારીમાં પડ્યો તે સદાને માટે. એ પથારીમાંથી, એ મંદવાડના ખાટલામાંથી તે ઉભો થવા પામ્યો નહી.

પાડોશણ ભલી બાઇ હતી. આ વૃદ્ધનો સાદો સરળ સ્વભાવ જોઈ તેની નિરાધાર સ્થિતિ માટે તેને દયા ઉપજી. દિવસમાં બેચાર વાર ધક્કા ખાઇ જતી, ખબરઅંતર પૂછતી, તેના ખાનપાનની ખબર લેતી અને 'કંઇ નથી હમણાં મટી જશે, ઘડપણમાં તો બધું એવુંજ તો.' કહી હિમ્મત આપતી.'

નિત્ય નિયમ પ્રમાણે તે સવારમાં અજામિલ માટે રાબ કરીને લઇ આવી. જુએ તો અજામિલ પથારીમાંજ પડેલો અને સાંજે થાળી મૂકી ગઈ હતી તે એમ ને એમજ ઢાંકી મૂકેલી. તે બબડી "કાકા, આમ શું કરતા હશો? કાલ આખા દિવસના અપવાસી હતા છતાં સાંજે પણ વાળુ ન કર્યું?"

"મેં ખાધું છે," અજામિલે ટુંકો ઉત્તર આપ્યો.

"શું ખાધું હોય? થાળીમાં ખીચડી તો એમ ને એમ પડી છે."

"પણ કુંજો તો ખાલી કર્યો છે."

"તેમાં શું? કંઇ પાણી પીધે પેટ ભરાય? બે કોળિયા અનાજ પેટમાં જાય તો જરા શરીરમાં પણ ચેતન આવે."

"પણ શું કરું? મને તો પાણીની જ ભૂખ હતી."

"એ ભૂખ નહી, પણ તરસ. આખો દિવસ પાણી પીવાનું મન થાય એ ખરી તરસ નહી, પણ એ તો તાવની નિશાની."

"કાલે જરૂર ખાઇશ."

"વળી કાલે શું કરવા? રોજ અપવાસજ કરોને! ભલા માણસ, ખાધા વિના આ કાયા કેમ ટકી શકે?"

"ઠીક ત્યારે, આજે જરૂર ખાઇશ."

એ ભલી બાઇએ પોતાના હાથેજ અજામિલને રાબ પાઈ. અજામિલે મનમાંજ 'ભગવાન્ તારું ભલું કરે,' એવો આશીવાદ આપ્યો.

પાડોશણે પોતાના ધણીને વાત કરી. "આપણે શું કરીએ? પૈસા હોય તો વૈદ ડાકટરની મદદ મળે અને સારવાર થાય."

"અરેરે, ત્યારે એ એમ ને એમ પથારીમાં જ સબ્યા કરશે? બિચારો ભગવાનનું માણસ છે!"

બીજા દિવસે એ બાઇનો જીવ ન રહ્યો તેથી નજીકમાં એક વૈદ્ય રહેતો હતો તેને તેડી લાવી.

વૈદ્યે અજામિલની નાડી જોઇ, આંખનાં પોપચાં ઉંચાં નીચાં કર્યાં, અને છાતી તપાસી લીધી.

પાડોશણ અધીરી બની બારણા બહાર ઉભી હતી. "કેમ છે એને, વૈદરાજ?" વૈદે ઘરમાંથી બહાર પગ મૂકતાંની સાથે તેણે પ્રશ્ન કર્યો.

"તબિયત બહુ લથડી છે."

"તમને શું જણાય છે?"

"ખાસ રોગ તો કંઇ નથી. પરંતુ તેના હૃદય ઉપર કંઈ દુઃખભાર આવી પડ્યો લાગે છે. કોઈ વહાલા જનનો વિયોગ થવાથી જેવી સ્થિતિ થાય તેવી આ માણસની હાલત જણાય છે. આમાંથી પરિણામ ભયંકર આવે છે."

"તમે ફરી કાલે આવીને એને જોઇ જશો?"

"આવીશ તો ખરો, પરંતુ તેને મારા કરતાં બીજા કોઇની વધારે જરૂર છે," પાડોશણ બિચારી વૈદનાં વચનોનો મર્મ સમજી નહી.

ચાંપાનેરનો ખડતલ ભીલ, ગાડું ઉંચું કરી કુલીયાને બચાવનાર નાનજી શેઠ, જલુ ઠાર જેવાને પણ દમ ભરાવી તેના દેખતાં મેનાને લઇ જનાર પરદેશી, મેનાનો ભાર સાથે રાખી ઇનાયતખાનને હંફાવનાર, ગુન્હેગાર, મૂર્છા પામેલા માધવના ચેતનહીન શરીરને ઉપાડી લાવનાર અજામિલ આજે નિર્બળ દશામાં પથારીમાં પડ્યો હતો. નહોતી તેનામાં તે વખતની શક્તિ કે નહોતું તે સમયનું ચેતન! તેનો નિસ્તેજ ચહેરો અને સુકાયલું શરીર જોઇને કોઇને એમ જ લાગે કે આ અજામિલ ન હોય.

પથારીમાં કોણી ઉપર ટેકો દઇને તે મહા મુશીબતે ઉઠી બેઠો થયો, પરંતુ ટટાર બેસાયું નહી અને તકીયા ઉપર પડ્યો. સામે ગોખલામાં મહા-

ત્માની પ્રસાદીરૂપ પવાલું અને આચમની પડ્યાં હતાં તેના તરફ એકી ટશે જોઇ રહ્યો; ગરીબદાસજી નજરે તર્યા અને 'બેટા! હવે તારા જીવનકર્તવ્યની સમાપ્તિ થઇ. તું કૃતકૃત્ય બન્યો. હવે તો પ્રભુનું ચિંતન કર, સંસારની માયાનો ત્યાગ કર, તારો ઉદ્ધાર થશે' એવો આદેશ આપી રહ્યા હોય એવી ભ્રાંતિ થઇ. અજામિલે બંને હાથ જોડી પ્રણામ કર્યા. ગરીબદાસજીનું ચિંતવન કરતાં કરતાં બેઠાં બેઠાં જ તેની આંખ મળી ગઈ.

તે જાગ્યો ત્યારે તેને ખૂબ તરસ લાગી જણાઈ, ખાટલા પાસે, નીચે પાણીનો કુંજો પડ્યો હતો, પરંતુ તે ઉપાડીને પથારીમાં લેવા જેટલું હાથમાં જોર નહોતું. ખાટલાની ઈસ ઉપર એક હાથ ટેકવી, વાંકા વળી, બીજા હાથથી કુંજાને મોં પાસે લઈ તેણે પોતાની તરસ છીપાવી અને પથારીમાં પડ્યો. તેને લાગ્યું કે હવે પોતાની જીવન સંધ્યાનો સમય પાસે આવતો જાય છે.

તેને એકાએક કંઈ વિચાર સુઝ્યો. અચાનક શરીરમાં જોર આવ્યું હોય તેમ તે ઉઠ્યો અને ઓશીકા આગળ પડેલાં ખડિયો કલમ અને કાગળ ઉપાડ્યાં. ખડિયામાં શાહી તદ્દન સુકાઇ ગઇ હતી, તેમાં પાણીનાં થોડાં ટીપાં નાંખી કલમથી હલાવીને તેણે લખવા માંડ્યું:–

"મેના, તું સુખી થજે. તારા પતિ માધવરાયે મારા તરફ રાખેલું વર્તન વાજબીજ હતું. તેમાં એનો દોષ નથી. દોષ મારો પોતાનો છે.

"માધવરાય સજ્જન છે, સ્નેહાળ છે. તેની છાયામાં તું સુખી થઈશ એવી મને ખાત્રી છે અને તેથી હું સંતોષથી મરું છું.

"માધવરાય, તમે મેનાને સંભાળજો. દુનિયામાં એનું કોઇ નથી. એનો આખો સંસાર તમારામાંજ છે. એને ન દુભવશો. એ ગરીબ ગાય જેવી મેનાને કદી ઓછું આવવા ન દેશો.

"મેના, તને સુખી કરવા માટે મારાથી બનતું કર્યું છે. વીસ લાખનો વારસો બધો તારોજ છે, તેનો તારી અને માધવરાયની મરજી પ્રમાણે ઉપયોગ કરજે, એ ધન ક્યાંથી આવ્યું તેનો ખુલાસો અત્યારે કરવાની જરૂર જણાય છે. એ ખરા પરસેવાનો પૈસો છે. હરામનો કે લુંટી લીધેલો

નથી. શેરડીનો પાક સુધારવા માટે ઉત્તમ ખાતરની શોધ મેં કરી હતી અને એ ખાતરના પ્રતાપે શેરડી, કપાસ વિગેરેનો મનમાનતો પાક ઉતરતો અને હું ગરીબાઇમાંથી મુક્ત થઇ શ્રીમંત ધનાઢ્ય બન્યો. આપણામાં કહેવત છે કે 'જમીનમાં તો કાચું સોનું પાકે છે' એનો મને બરાબર અનુભવ થયો છે. એ ખાતર વિગેરેના પ્રયોગો તેમ જ બીજા કેટલાક છૂપા ચમત્કારિક નુસ્ખાઓ મારી નોંધપોથીમાં છે તે તને મળી આવશે. તેનો ઉપયોગ કરવામાં આવે તો........"

તેનો હાથ થરથરવા લાગ્યો. કલમ પડુ પડુ થઇ રહી.

"મેના! માધવ! પ્રણામ, સુખી રહો, માફ કરજો."

તેના હાથમાંથી કલમ પડી ગઇ. શરીર કમ્પ્યું, આંખે તમ્મર આવ્યાં અને પથારીમાં ચત્તોપાટ થઇ પડ્યો.

જરા ભાન આવતાં તે બબડ્યો, "થઇ ચૂકયું, મેના કદી મળવાની જ નહી. તેને જોયા વિના જ હું મરી જઇશ, અરેરે મરતી વખતે એટલી શાંતિ પણ નહી મળે? અત્યારે તે આવીને બાળક સમાન હાસ્ય કરે અને તેની કાલી કાલી ભાષા મારા કાનોમાં પહોંચે તો મને કેવી ટાઢક વળે? નહી, નહી, થઇ ચૂકયું, મારું દુનિયામાં કોઇ જ નથી. મારી કોને પડી હોય? દયા કર, ઓ પ્રભુ, પરમકૃપાળુ પરમાત્મા."

એજ ઘડીએ બહારથી કોઇ બારણું ખખડાવતુ હોય એવો અવાજ આવ્યો.



## પ્રકરણ ૬૫ મું

### ભેદ ખૂલ્યો

એક દિવસ સાંજે માધવ બહાર જવાની તૈયારી કરતો હતો તેવામાં ફીકાએ તેના હાથમાં ચિઠ્ઠી મૂકી. ચિઠ્ઠીમાંથી તંબાકુની વાસ આવતાં માધવ ચમકયો. આવી ચિઠ્ઠી મોકલનાર કોણ હશે? નં૦ ૫૦–૫૨ વાળા ઘરમાં આવી જ વાસ મારતાં કાગળ ઉપર લખેલી એક ચિઠ્ઠી તેને મળી હતી તેનું સ્મરણ થયું.

ચિઠ્ઠી ઉઘાડતાંજ તેણે અક્ષર ઓળખ્યા: એજ અક્ષર, એજ ફીકી શાહી. ઘડી વાળવાની એજ પદ્ધત અને વધારામાં તંબાકુની એવી જ વાસ. જંકુડાની ગુફા તેના સ્મરણ પટ ઉપર ખડી થઇ, તેને લાગ્યું કે જે માણસને શોધવાને માટે પોતે તનતોડ મહેનત કરી રહ્યો છે તે આવી અનાયાસે પોતાને આંગણે આવી ચઢ્યો છે.

તેણે ચિઠ્ઠી લક્ષપૂર્વક વાંચવા માંડી.

"મહેરબાન સાહેબ,

"પ્રભુની મારા ઉપર કૃપા દૃષ્ટિ હોત તો હું એકાદ મોટા સરદારની પંક્તિમાં આજે હોત અને પેશ્વાની માફક પૂજાત, પરંતુ મારાં વખાણ કરવાં એ મને પસંદ નથી. હું તો એક મહત્વના કાર્ય માટે આપને મળવા માગું છું, અમુક વ્યકિતનો છૂપો ભેદ હું એકલોજ જાણું છું. અને તે વ્યક્તિ સાથે તમારે નિકટનો સંબંધ છે, તે કહો કે તમારા કુટુંબમાં જ છે. આપના ભલામાં ભાગીદાર બનવાની ઇચ્છાથી જ એ આપને જણાવવાની જિજ્ઞાસા થઇ છે અને તેથીજ આપને તસ્દી આપી છે. આપની આજ્ઞા માથે ચડાવીશ."

લી૦ શુભેચ્છક, જાલમસિંગ

સહીમાં જાલમસિંગ નામ વાંચી માધવ આશ્ચર્ય પામ્યો. "ત્યારે શું આ લખનાર કોઈ બીજો હશે? ના, ના, એ તો નામ છૂપાવવાની યુક્તિ હશે. ચિઠ્ઠી, અક્ષર, શાહી અને ગંધથી મારી ખાત્રી થાય છે કે એજ માણસ હશે."

માધવને સંતોષ થયો કે બે માણસોનો પત્તો મેળવવા પોતે મોં માંગ્યું આપવા તત્પર હતો તેમાંથી એક તો મળી ગયો. હવે માત્ર બીજાની શોધ કરવાની જ ઉપાધિ રહી. તે ચિઠ્ઠી આપનારને અંદર લાવવાની કીકાને તેણે આજ્ઞા કરી.

તરત જ એક વિચિત્ર મૂર્તિએ માધવના ઓરડામાં પ્રવેશ કર્યો. તેને જોતાં જ માધવ તો આભો બની ગયો. ક્યાં તેણે ધારેલો જલુ ઠાર અને ક્યાં આ વિચિત્ર મૂર્તિ?

ત્યાં આવનાર માણસ વૃદ્ધાવસ્થાને લીધે કેડેથી વળી ગયો હોય એમ ચાલતો હતો, તેનું નાક લાંબુ હતું, આંખ ઉપર લીલા કાચના હલકા

ચશ્મા ચડાવ્યા હતા, અને માથાના વાળ ઝુલફાની માફક કપાળ ઉપર લટકી આંખને ઢાંકી દેવાનો યત્ન કરી રહ્યા હતા. તેણે પહેરેલો ડગલો એટલો બધો ઢીલો હતો કે સ્વાભાવિક જ એવું અનુમાન થાય કે તે કોઇની પાસેથી માગી લીધેલો કે કોઇનો ઉતરેલો જ છે.

પોતે ધારતો હતો તેને બદલે બીજા માણસને આવેલો જોઈ માધવ નિરાશ થયો એટલું જ નહીં, પરંતુ આ વિચિત્ર મૂર્તિને પોતાના ઓરડામાં આવવાની ધૃષ્ટતા કરતો જોઇ તેના ઉપર તિરસ્કાર ઉપજ્યો.

આવનાર ઝુકીઝુકીને નમન કરવા લાગ્યો ત્યારે માધવની નજર તેના આખા અંગ ઉપર ફરી વળી. કટાણું મોં કરી તેણે પૂછ્યું, "કેમ, શું કામ છે?"

નફ્ટની માફક હાસ્ય કરી આવનારે ઉત્તર આપ્યો, "આપ ખરા ખાનદાન છો. ભલભલા શ્રીમંતો અને સરદારોના સહવાસમાં આપ આવેલા છો. લક્ષ્મણરાવ નામના સરદારની મીજલસમાં આપનાં દર્શન કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું."

સામા માણસને ન ઓળખવા છતાં પણ તેને ઓળખતો હોય એવો ડોળ કરવાનો લુચ્ચા માણસોએ ઇજારો રાખ્યો હોય છે. માધવ તો આ ગપ સાંભળી હેબતાઈ ગયો.

"લક્ષ્મણરાવ? હું તો તે નામના કોઈ ગૃહસ્થને ઓળખતો નથી."

"ત્યારે કદાચ ભગુભાઇ ભરુચીને ત્યાં હશો. તે મારી સાથે બહુ ભેળાય છે. હુક્કાપાણીમાં મારા વિના તેને તો ન જ ચાલે."

માધવ આ માણસની નફ્ટાઇથી કંટાળ્યો. કઠોર સ્વરે તેણે કહ્યું, "તેનું નામ પણ મેં સાંભળ્યું નથી. એ લપ્પન છપ્પન જવા દો. તમારે જે કામ હોય તે કહી નાંખો."

"માધવરાયજી, કાઠિયાવાડમાં લીલાપર નામનું એક ગામ છે. હવા પાણી તો એવાં સારાં કે કંઈ કહેવાની વાત નહી. ત્યાંનું પાણી અને અહીંનું ઘી એ બને બરાબર..."

"માધવ આકળો થયો, "હા, પણ તેથી તમારી મતલબ શી છે? મુદ્દાની વાત ઉપર આવો."

"હવે વૃદ્ધાવસ્થા થઈ છે એટલે આ કાયા જન્મભૂમિમાં પડે તો સારું એવી ઇચ્છા છે. અમે ત્રણ જણા છીએ. હું, મારી ઘરવાળી અને એક દીકરી, એટલી લાંબી મુસાફરી કરવા જેટલા મારી પાસે પૈસા નથી, અને વળી ત્રણનાં પેટ ભરવાનાં એ તો જૂદાં.'

"પણ તેમાં મને શું?"

આવનાર કપાળ ઉપર લટકતા ઝુલફાને ઠીકઠાક કરતાં બોલ્યો, "આપ મહેરબાને મારી ચિઠ્ઠી બરાબર લક્ષપૂર્વક વાંચી નથી લાગતી."

"હશે, હવે જે કહેવાનું હોય તે સ્પષ્ટ કહી નાંખો."

"ઠીક. ત્યારે મુદ્દાની વાત એમ છે કે એક છૂપો ભેદ તમને વેચાતો આપવો છે."

"છૂપો ભેદ વળી કેવો?"

"જુઓ, પૈસાની વાત તો પછી. પણ તે પહેલાં જ તમને કંઇક જણાવું. તમને બહુ ઉપયોગી લાગશે."

"વારુ, વારુ, પણ શું છે તે જ કહી દોને?" માધવ અકળાયો.

"શેઠજી! એક લુંટારો અને ખૂની આપના ઘરમાં ઘુસી ગયો છે.'

"મારા ઘરમાં? હોય જ નહી."

"નહી શું? છે જ. હું કંઈ ગઈ ગુજરી વાત કરતો નથી. તાજેતરનો જ પ્રસંગ કહું છું. એ પ્રસંગ પોલીસની આંખે ચડ્યો નથી એટલું જ બાકી છે."

માધવે કંઈ જ ઉત્તર ન આપ્યો.

આવનારે પોતાનું પારાયણ આગળ ચલાવ્યું, "એ માણસ આપને ઉધુંચતું સમજાવી ખોટું નામ ધારણ કરી આપના ઘરમાં પેસી ગયો છે. તેનું ખરું નામ તો અજામિલ છે."

"એ તો મને ખબર છે."

"એ કોણ છે તે જાણો છો?"

"કોણ છે?"

"નાસી છૂટેલો એક ભયંકર કેદી," ભયંકર શબ્દ તેણે એવી રીતે ઉચ્ચાર્યો કે કોઇ નબળોપોચો માણસ ભડકી ઉઠે.

"એ તો હું જાણું જ છું."

"પરંતુ, મેં કહ્યું એટલે જ આપના જાણવામાં આવ્યું ના?"

"નહિ, તે પહેલાંજ મને ખબર હતી."

માધવના બેદરકાર વર્તનથી અને 'હું તો એ જાણું છું' એ વાક્યથી આવનાર મનમાં ફફડી ઉઠ્યો.

"હશે, આપની સાથે હુજ્જત કરવામાં મારું ભૂષણ નહિં. પરંતુ હવે જે વાત હું કહેવાનો છું એ તો એટલી બધી છૂપી છે કે મારા સિવાય બીજું કોઇએ જાણતું નથી. એ વાત આપનાં ગૃહલક્ષ્મીના વારસા બાબતની છે. માત્ર બે હજાર રૂપીઆ મને આપો એટલે એ જણાવી દઉં!"

"એ છૂપી વાત પણ હું સારી પેઠે જાણું છું," માધવના મનમાં જરા પણ જિજ્ઞાસા ન જણાઈ.

આવનાર ઢીલો પડ્યો, "કંઈ નહિં, ફક્ત એક હજાર રૂપીઆ આપો એટલે તરત એ વાત કહી દઉં."

"એક વખત કહ્યું તો ખરું કે એ વાત હું જાણું છું. ફરીથી પણ એ જ વાત જણાવું છું," માધવને કંટાળો ઉપજ્યો.

આવનારની આંખો ચમકી, એ ચમકાટ માધવને પરિચિત લાગ્યો.

"શેઠજી, ગમે તેમ પણ મારે મારું પેટ ભરવું જ જોઇએ. મારા પાસે આપના લાભની છૂપી વાત છે. મહેરબાન, હું કહી દઉં છું. આ બોલ્યો, પણ મને પચાસેક રૂપીઆ તો આપો!"

માધવ તેના તરફ કરડી નજરે જોઈ રહ્યો.

"તારી અત્યંત છૂપી વાત હું સારી પેઠે જાણું છું. જેમ અજામિલનું નામ જાણું છું તેમ તારું પણ..."

"મારું નામ?" આવનાર ચમક્યો.

"હા."

"બરાબર, મારી ચિઠ્ઠીમાં જ મેં તે જણાવ્યું છે."

"નહિં. જાલમસીંગ એ તો ખોટું નામ છે. તું તો જલુ ઠાર છે!"

"જલુ ઠાર? આપ આ શું બોલો છો?" તે ખડખડ હસ્યો.

"હા. વળી બીજી ઓળખાણ આપું ? નં૦ ૫૦-૫૨ ના મકાનમાં રહેનાર જંકુડો તે તું જ, નાટકીયો ફકીરચંદ તે પણ તું, તું જ કવિ ગવરીશંકર, તું જ પગી અમરજી અને તું જ સુવાવડી દુઃખી બાઈ ઉજમ, કેમ ખરું કે નહિ ?"

"ઉજમ ? એ તો સ્ત્રીનું નામ."

"હા, અને સ્ત્રીનું નામ ધારણ કરવામાં પણ તને ખોટ છે ? ગુજરાતના ગામડામાં લુહારની કોડ અને વીશી રાખતો હતો તે પણ તું જ કે નહિં ?"

"કોડ ? વીશી ? મેં તો એવું કંઇ જોયું નથી."

"એમ ? ત્યારે તું જલુ ઠાર નહિ ?"

"જી, ના."

"તું હડહડતો જૂઠો છે, ચાલ નિકળ અહીંથી," આમ કહેતાં કહેતાં માધવે પોતાના ખીસામાંથી એક સોનામ્હોર કાઢી તેના તરફ ફેંકી.

આવનારે સોનામ્હોર લીધી અને પાસા બરાબર તપાસ્યા અને સીક્કો ખોટો નથી એવી ખાત્રી કરી લીધી, "ચાલો હવે આપણે સમજુત કરીએ."

તેણે પોતાના કપાળ ઉપર લટકતાં ઝુલફાં ઉંચાં ચડાવ્યાં, આંખ ઉપરથી ચશ્મા ઉતાર્યા, બનાવટી નાક કાઢી લીધું અને તીક્ષ્ણ સ્વરે બોલ્યોઃ–"માધવરાયજીનું અનુમાન ખોટું હોય જ નહિ, હું ખરેખર જલુ ઠાર જ છું." તે ટટાર થયો. વાંકો વળી ગયેલો ડોસો જોતજોતામાં જુવાન બની ગયો.

જલુ ઠાર આ ઉદાર છતાં પક્કા યુવાનને જોઇ ઠંડોગાર થઇ ગયો. દરેકનાં નામ જાણનાર આ મૂર્તિ વળી કોણ ? તે વિચારમાં પડ્યો, પણ બીજી કંઈ અટકળ કરી શકયો નહિ. જલુ ઠાર માધવની પડોશમાં જ રહેતો હતો, છતાં તેને નજરે કદી જોયો નહોતો, તેની દીકરીએ એ જ ઘરમાં માધવ નામનો કોઇ ગરીબ છોકરો રહે છે એમ કહ્યું હતું, અને તે ઉપરથી તેને ઓળખ્યા વિના જ તેના ઉપર જલુ ઠારે ચિઠ્ઠી પણ લખી હતી. પરંતુ એ ગરીબ માધવ ક્યાં અને આ ધનવાન માધવરાયજી ક્યાં ? એ બંને એક જ છે એવી જલુ ઠારને શંકા પણ કયાંથી આવે ?

મેના-માધવનાં લગ્ન પછી વરઘોડિયાં મંદિરે દર્શન કરવા ગયાં હતાં ત્યાં જંકુડાએ અચાનક મેનાને જોઇ લીધી અને તે ચમક્યો. ક્યાં અજામિલ સાથે ફરતી મેના અને ક્યાં આ કોઇ ફક્કડ શ્રીમંત યુવાનની પત્ની? પ્રથમ તો આ મેના હોય જ નહિ એમ લાગ્યું, પણ તેનો જીવ ન રહ્યો અને પોતાની છોકરી શકરીને એ વરઘોડિયાની પાછળ પાછળ જઈ તેમનું ઘર જોઇ લેવા હુકમ કર્યો. શકરીએ ઘર જોયું, બાપને ખબર આપી અને ખંધા જલુ ઠારે મેના ને અજામિલને નજરે જોયાં અને સરસ શિકાર હાથ લાગ્યો છે માની પુનઃ કપટજાળ બીછાવવા મનસૂબો કર્યો. આમ કરીને બને તેટલો કસ કાઢવાની તેની દાનત હતી.

ગરીબ બિચારી મેના! તેના સુખમાં વિઘ્ન નાંખવા જલુ ઠાર તત્પર બન્યો. પોતાનું પાપી પેટ ભરવા માટે તેણે આ નિર્દોષ પંખિણી ઉપર છરી ફેરવવાનો વિચાર કર્યો. પોતાની અધમ વૃત્તિને સંતોષવા ખાતર બળવાન પુરુષો પારકાનાં સુખનો સંહાર કરતાં પણ અચકાતા નથી.

માધવ વિચારમાં પડ્યો. જે જલુ ઠારનો પત્તો મેળવવા તે ક્યારનો ફાંફાં મારતો હતો તે આમ અનાયાસે આવી મળ્યો એ જોઇને પોતાના પિતાનું ઋણ ફેડવામાં હવે હરકત નહિ આવે એ વિચારથી તેને સંતોષ થયો, પરંતુ આવા અધમ પુરુષના ઉપકાર નીચે દબાવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયેલું જોઇ તે ખિન્ન પણ થયો. ગમે તેમ હોય પરંતુ આવા નાલાયક માણસના કરજમાંથી પોતાના પવિત્ર પિતાના આત્માને છોડવવા તે તત્પર બન્યો. સાથે બીજો પણ વિચાર આવ્યો. મેનાના વારસાનો ભેદ આ ભામટો જાણતો જ હોય તો તે શા માટે ન જાણી લેવો?

માધવ વાતે વળગ્યો, "જલુ ઠાર! તારું નામ તો મેં કહ્યું, પરતુ તું જે છૂપો ભેદ મને જણાવવા માંગે છે તે પણ કહી દઉં? 'અજામિલ લુંટારો છે, કારણ કે તેણે નાનજી શેઠ નામના ધનાઢ્યને લુંટ્યો હતો; તે ખુની છે કારણ કે તેણે ઇનાયતખાન નામના એક પોલીસ અમલદારને મારી નાંખ્યો હતો."

"હું તો કંઇ સમજી શકતો નથી."

"ત્યારે હું બરાબર સમજાવું. સરકારની આંખે ચડેલો એક માણસ નાનજી શેઠ નામ ધારણ કરી ગણદેવી પાસે એક ગામ વસાવી રહ્યો હતો. શેરડીના પાક અને બીજા વેપારમાં તેણે ખૂબ પૈસા જમાવ્યા હતા. તે બહુ ભલો હતો, પુન્યદાન કરતો, શાળાઓ, ઇસ્પીતાલો વિગેરે લોકોપયોગી સંસ્થાઓ સ્થાપતો. ગરીબની વહારે ધાતો, અનેક નિરાધાર બાળકોને પાળીપોષી મોટાં કરતો અને ગામનો ધણીરણી થઇ પડ્યો હતો. કેદમાંથી છૂટેલા એક કેદીને નાનજી શેઠે અજ્ઞાનતાથી કરેલા દોષની ખબર હતી, તેથી તેણે તેને જાહેર કર્યો, પકડાવ્યો, અને એ તકનો લાભ લઇને ખોટી સહી કરીને નાનજી શેઠની બધી મુડી ઉચાપત કરી ગયો. નાનજી શેઠને પકડનાર આ કેદી તે બીજો કોઈ નહી પણ અજામિલ. બીજી બાબતમાં તો મારા કરતાં વધારે કોઈ જાણતું નથી, કારણ કે પરેલના તોફાન વખતે તેણે ઇનાયતખાનને ઠાર કર્યો એ વખતે હું હાજર હતો."

પોતાની બાજી બગડેલી જોઇ જલુ ઠાર ઢીલો પડ્યો હતો, પરંતુ માધવની આ ભૂલ જોઈ પુનઃ તેનામાં જોર આવ્યું.

"શેઠજી! આપની ભૂલ થાય છે. આપ કોઇના માથે ખોટું આળ ચડાવો છો. નથી અજામિલે નાનજી શેઠને લુંટયો, કે નથી ઇનાયતખાનને મારી નાંખ્યો."

"એમ માનવાનું કંઇ કારણ?"

"હા, પહેલું કારણ એ કે અજામિલ એ જ પોતે નાનજી શેઠ છે."

"આ શું બકે છે?"

"બકતો નથી, પણ સાચું બોલું છું. વળી બીજું કારણ એ કે તેણે ઇનાયતખાનને મારી નાંખ્યો નથી, કારણ કે ઇનાયતખાને પોતે ઇનાયતખાનને મારી નાંખ્યો છે."

"એટલે?"

"એટલે એ જ કે તેણે આપઘાત કર્યો છે."

માધવ ચીડાયો. આ ભામટો બનાવતો તો નહી હોય? "પણ તે સાબિત કરવાની હિમ્મત છે?"

"અરે એનું મડદું દરિયામાંથી તણાતું તણાતું મળી આવ્યું હતું."

"પણ તેની સાબિતી શી?"

"આ રહી સાબિતી, અને તે પણ ગમે તેના હાથનાં લખેલાં કાગળિયાં નહી પણ છાપેલાં છાપાં. કાગળિયાં તો ખોટાં બનાવી શકાય." એમ કહેતાં જ જલુ ઠારે પોતાના ઝુલતા ડગલામાંથી જરીપુરાણાં છાપાં કાઢયાં.

તેમાંથી એ 'પાન' શોધી કાઢી તેણે માધવના હાથમાં મુકયાં.

માધવે ઘડી ઉકેલી. એકમાં ઇનાયતખાને પોતાના આપઘાત સંબંધમાં કરેલી નોંધ હતી. અને બીજી પોલીસ રીપોર્ટની છાપેલી નકલ હતી.

માધવે બંને છાપાં વાંચ્યાં, આશ્ચર્યચકિત બન્યો, અને હર્ષનો ઉદ્ગાર તેના મુખમાંથી નિકળી પડ્યો, "ઓ પ્રભુ! આ અજામિલ તો ખરેખર પરોપકારી મહાત્મા જ છે. અરે આ વારસાનું બધું ધન તેની ખરા પરસેવાની કમાણીનું છે. એજ નાનજીશેઠ—નાનપરાનો ઉદ્ધાર કરનાર; એ જ અજામિલ, ઇનાયતખાનનો જીવ બચાવનાર! અરે એતો વીર પુરુષ છે! સંત છે."

જલુ ઠારે પુનઃ બાજી બગડેલી જોઇ. આ તો કરવા ધાર્યું હતું કંઇ અને થયું કંઇ, પણ તે હિંમત હારે તેવો નહોતો. મહેરબાન! એ પણ આપની ભૂલ જ છે. અજામિલે નાનજીશેઠને નથી લૂટયો છતાં એ લૂંટારો તો છેજ અને તેણે ઇનાયતખાનનું ખૂન નથી કર્યું છતાં એ ખૂની તો છે જ."

"શું ૪૦ વર્ષ પહેલાં તેણે કરેલી નજીવી ચોરીને લીધે એ લુંટારો કહેવાય? એ ચોરી માટે તો તેણે કેટલું પ્રાયશ્ચિત્ત, કેટલો પરોપકાર, કેટલું દાનધર્મ કર્યું છે!" માધવ નાની સરખી શંકાનું પણ છેદન કરવા મથતો હતો.

"એ તો બધી જૂની વાતો થઇ. હું તો તાજેતરના બનાવો જ આપને જણાવવા આવ્યો છું. એ વાત મારા વિના બીજું કોઇ જાણતું નથી. આપનાં ગૃહલક્ષ્મીને મળેલા વારસાનો ભેદ એમાં જ સમાયો છે. એ વારસો એમને આપી દે એવો તે ભોળો નથી, પરંતુ એમ કરીને એક ખાનદાનના ઘરમાં ઘુસવાનો, ખાનદાનમાં ખપવાનો પ્રયાસ તેણે આદર્યો છે."

"એ ભેદ બધા આપને જણાવવા માટે હું આવ્યો છું. તે માટે લાખ રૂપિયા આપવા પડે તો પણ ઓછા જ છે, છતાં મને શું આપવું

તે આપની મુન્સફી ઉપર જ રાખું છું, આપ કદાચ પૂછશો કે અજામિલ પાસે કેમ નથી જતો? તેનો જવાબ સ્પષ્ટ જ છે. એણે તો પોતાની બધી પુંજી આપને આપી દીધી છે. હવે તેની પાસે રાતી પાઇ પણ નથી. એટલે એ ભૂખડીબારસ પાસે જવામાં મારો શું શુક્રવાર વળે? મને તો પૈસા જોઇએ છીએ તેથી જ આપની પાસે આવ્યો છું. દમનો રોગ થવાથી બહુ ઉભો રહી શકતો નથી, નીચે બેસું?"

માધવે ડોકું નમાવી હા પાડી. જલુ ઠાર જાજમ ઉપર બેસી ગયો.

"માધવરાયજી! જે દિવસે પરેલમાં તોફાન થયું તે દિવસે રાતે એક માણસ ગટરના મોં આગળ આવ્યો."

માધવની જિજ્ઞાસા ઉછળી. પોતે જે વાત જાણવા માગે છે તે જ આ ન હોય? જલુ ઠારે આગળ ચલાવ્યું. "એના મનમાં કંઇ ચોરી હોય એમ જણાતું હતું. તેણે ખંભા ઉપર એક જુવાનનું મુડદું ઉપાડ્યું હતું. બીજા માણસે આ જોયું, કોઇ ધનાઢ્ય યુવાનની દોલત પચાવી પાડવા માટે જ તેને પૂરો કરી નાંખ્યો હશે અને આમાં કંઈ ભેદ હશે એમ જાણી તેણે એ મદડાના કપડામાંથી એક છેડો ફાડી લીધો, એમ ધારીને કે કોઈ વખતે આ ખૂનીનો પત્તો મેળવવા કામ લાગશે. તે માણસે બારણાની ચાવી માગી અને તેનું પંજાબી પહેલવાન જેવું શરીર જોઈ બીજો માણસ ડરી ગયો એટલે ચાવી આપી નાસી ગયો. એ મડદાને દરિયામાં ફેંકી દીધું કે શું કર્યું તે જોવા માટે ત્યાં થોભવાની તેની હિમ્મત ન ચાલી. માધવરાયજી, કંઇ સમજાય છે? મુડદું ઉપાડનાર માણસ તે અજામિલ અને બીજો માણસ તે આ સેવક પોતે. કાપી લીધેલો કપડાનો છેડો આ રહ્યો."

આમ કહેતાં જ જલુ ઠારે ડગલાના બીજા ખીસામાંથી લોહીના ડાઘાથી ખરડાયલા કપડાનો છેડો કાઢ્યો.

માધવે તે જોયો, ચમક્યો, કબાટમાં પોતે સાચવી રાખેલા લોહીવાળાં કપડાં કાઢવા ઉઠ્યો. પણ તેની નજર તો જલુ ઠારના હાથ તરફ, લોહીના ડાઘવાળા છેડા તરફ જ હતી. જલુ ઠારનું ભાષણ ચાલુ જ રહ્યું, "મહેરબાન! મારી તો પક્કી ખાત્રી છે કે એ મુડદું કોઈ ધનાઢ્ય પર-

દેશીનું હોવું જોઇએ અને તેની પાસે નગદ માલ હોય તેનાથી લલચાઇને અજામિલે તેનું ખૂન કર્યું હોવું જોઇએ."

"એ યુવાન બીજો કોઈ નહી પરંતુ હું પોતેજ હતો," માધવે જલુ ઠારના હાથમાંથી લોહીના ડાઘાવાળો છેડો ઝુંટવી લીધો અને પોતે સાચવી રાખેલા કપડા સાથે મેળવતાં એ છેડો બરાબર બંધબેસ્તો થઈ ગયો. જલુ ઠાર ખસિયાણો પડી ગયો. તેને લાગ્યું કે તેનો પોતાનો વક્કર જવાનો વખત આવ્યો છે!

માધવ ક્રોધથી લાલપીળો થઈ ગયો. કબાટમાંથી એક હજારની નોટ કાઢી, જલુ ઠાર તરફ ફેંકતાં પોતાનો ગુસ્સો તે દબાવવા લાગ્યો.

"પાજી! લે તારું મોં કાળું કર. તું માણસ નહી પણ શયતાન છે. તારા જેવા હડહડતા જૂઠા, શઠ અને કપટી પુરુષ સાથે વાત કરવામાં પાપ છે. તું એ બિચારા સાધુ પુરુષને ખુવાર કરવા આવ્યો, પરંતુ એ તો ઉલટો વધારે પવિત્ર થઈ પડ્યો. તેં તેને નાલાયક ઠરાવવા યત્ન કર્યો, પરંતુ તેં તેની લાયકાત ઉલટી વધારી દીધી. મારે કહેવું જોઇએ કે તું પોતે જ લુંટારો છે, તું જ ખૂની છે. જલુ ઠાર, જંકુડા, તારી પેલી અંધારી કોટડી, ગુફામાં તેં બીછાવેલી કપટજાળ મેં નજરે જોઇ છે અને હું ધારું તો અત્યારે જ તને પોલીસના હાથમાં સોંપી દઉં. અરે ફાંસીને લાકડે લટકે એવી સાબીતી આપી દઉં. પણ મારે તારા જેવા નથી થવું. લે આ હજાર રૂપિયા અને તારું મોં કાળું કર."

જલુ ઠાર નોટ આડીઅવળી તપાસવા લાગ્યો. માધવનો ક્રોધ હજી સમાયો નહોતો.

"નરાધમ! રગેરગે પાપથી ભરેલા દંભી! પારકાનું બુરું જ ઇચ્છનાર શઠ, હવે કંઇક સમજી જા. આ પ્રસંગ ઉપરથી કંઇક ઉપદેશ લે અને સમજ કે પારકાનું બુરું કરવા જતાં પોતાનું જ ભુંડું થાય છે. ખાડો ખોદે તે પડે એ કુદરતનો કાયદો છે અને અજામલને ફસાવવા જતાં તું પોતે ફસાઇ પડ્યો છે. તારી કેવી વલે થાત તે તું હમણાં જ જોવા પામતે, પરંતુ એકજ બાબતથી હું અચકાઉં છું, ચકીના આરા પાસેનું યુદ્ધ તને ઉગારી લે છે."

"ચક્રીનો આરો ! નાયકડાનું યુદ્ધ !" જાણે કંઇ અજબ કીમિયો હાથ લાગ્યો તેમ જલુ ઠારે આંખો ચમકાવી.

"હા, એજ. શયતાન, ત્યાં તેં એક સરદારનો જીવ બચાવ્યો હતો."

"હા, હા, એક જમીનદારનો."

"જમીનદાર કે સરદાર, તારે એ વાત સાથે શો સંબંધ ? લુચ્ચાઇ દોંગાઇ કરી જેને તેને શીશામાં ઉતારવામાં જ ધ્યાન રાખ, એટલે બહુ થયું. તારા જેવી પાપની પ્રતિમા આ ઘરમાં પગ મૂકે તેથી આંગણું પણ અપવિત્ર થાય. જા, જેમ બને તેમ જલદી મુંબઇ છોડી જા. લે આ પાંચ હજાર રૂપિયા બીજા. કંઈ સારો ધંધો કરી ખાજે, પાપ વૃત્તિને તજી દેજે અને તારું જીવન સુધારી સુખી થજે."

"વાહ, માધવરાયજી ! વાહ ! આપનાં શાં વખાણ કરું ! આપ તો સાક્ષાત્ કુબેર ભંડારીનો અવતાર......"

માધવની આંખે ફરી જલુ ઠાર સાથે વધારે વાત કરવાની તેની ઇચ્છા નહોતી, જલુ ઠાર સમજ્યો અને ઝુકી ઝુકીને સલામ ભરી માધવે આપેલી નોટને હાથની મુઠીમાં ખૂબ દબાવી ત્યાંથી નિકળ્યો. જતાં જતાં તેણે માધવના શબ્દો સાંભળ્યા, "ખબરદાર, જો મુંબઇમાં વધારે વાર રહ્યો છે તો, હું તારી પાછળ ખાસ નજર રાખીશ અને તું મુંબઇ ક્યારે છોડી જાય છે તેની ખાત્રી કરીશ. તેમ નહી કરે તો પછી પોલીસ......"

કુતરો મોંમાં બટકું રોટલો લઇ ઉભી પુછડીએ નાસે તેમ જલુ ઠાર ત્યાંથી વંજો માપી ગયો. માધવનો ઉપદેશ સાંભળવાની તેની વૃત્તિ નહોતી, તે સમજવા જેટલું જ્ઞાન નહોતું, તેનો અમલ કરવા જેટલી તેનામાં પવિત્રતા નહોતી. એનું લક્ષ તો માત્ર ભજકલદારંની મળેલી અણધારી ભેટમાં જ હતું.

આ પાપી પુતળાંને આપણે અહીંથી નમસ્કાર કરીએ. કોયલાને ગમે તેટલા પાણીથી ધોઇએ તોપણ તેની કાળાશ ન જ જાય, તેમ જલુ ઠાર જેવા નરાધમને ગમે તેટલો ઉપદેશ આપવામાં આવે તો પણ એ પાપી જીવ પુણ્યશાળી ક્યાંથી થાય ? છાણનો કીડો છાણમાં જ મરે છે. જલુ ઠારનું,



જહુ ઠારે માધવના શબ્દો સાંભળ્યાં, "ખબરદાર! જો મુંબઈમાં
વધારે વાર રહ્યો છે તો......" (ભાગ ૨–પૃ. ૨૭૦)

નરપિશાચ જંકુડાનું જીવન પાપમાં જ પુરું થવાનું હોય ત્યાં તેને સત્કર્મ કે સદાચાર ક્યાંથી સુઝે? બીજે જ દિવસે તે અને તેની પુત્રી, શકરી કાઠિયાવાડ તરફ ઉપડી ગયાં. કાળાં કર્મ કરવાનું વ્યસન પડેલું તે ત્યાં પણ ન છૂટી શક્યું અને માધવે આપેલાં નાણાંનો ઉપયોગ ઢોર ખરીદીને પરદેશ ચડાવવાના, કસાઈના હવાલામાં સોંપવાનો પાપી ધંધો તેણે કરવા માંડ્યો. 'કુપાત્રે દાન કરવાની મહાન્ પુરુષો મના કરે છે' તે આટલા માટે.

---

## પ્રકરણ ૬૬ મું
## ગરીબનું નસીબ ગરીબ

માધવના પશ્ચાત્તાપનો પાર નહોતો. ફરવા જવાનું માંડી વાળી તે તરત જ મેના પાસે આવ્યો અને કહ્યું, " મેના ! ચાલ, જલદી કર આપણે બહાર જવું છે. જલદી એકદમ.........."

તેણે ઝીકાને હાંક મારી અને કહ્યું, "ઝીકા જા દોડતો જા. રસ્તામાં જે ગાડી મળે તે તરત લઈ આવ. ગમે તેવી હોય પણ એકદમ જલદી......"

મેના આવી અસાધારણ ઉતાવળનું કારણ સમજી શકી નહી. વિહ્વળ બનેલા માધવ તરફ જોઈ રહી.

"ચાલ, ચાલ મેના ! વખત ગુમાવવા જેવું નથી. એણે જ મારી જીંદગી બચાવી છે. હુ તો સાવ નગુણોજ નિવડ્યા."

મેના કંઈ સમજી નહી. માત્ર માધવની ઇચ્છાને વશ થઈ તે કપડાં બદલી તૈયાર થઈ.

ગાડી આવી અને બંને તેમાં બેઠાં, "જરા જલદી જવા દે. પૈસા મોં માગ્યા આપીશ. ભાયખલા તરફ લઈ લે."

"ભાયખલા ! શું મારા બાપુને મળવા જવું છે! મને ઘણીવાર એમ થતું કે આપને કહું, પણ જીભ ઉપડતી નહોતી."

"આપણે બંને નગુણાં. મેના ! તારા બાપુ તો કોઈ સંત પુરુષ છે. હવે બધા ભેદનો પડદો ખૂલી ગયો. હવે હું સ્પષ્ટ સમજી શકું છું. મેં જીવા સાથે મોકલેલો પત્ર તને નથી મળ્યો એમ તું કહે છે એટલે એ પત્ર તારા

બાપુના હાથમાં જ આવ્યો હશે અને મને સંકટમાં જોઇ તે મારા રક્ષણ માટે તોફાનમાં આવ્યા હશે. ખરેખર એ કોઇ પરોપકારી પુરુષ છે. પારકાના ભલાને માટે જ એણે જીવન અર્પણ કર્યું છે. માત્ર મને જ નહી પણ ઇનાયતખાનને પણ તેણે જ બચાવી લીધો હતો. હવે મને બધી વાત દીવા જેવી સ્પષ્ટ સમજાય છે."

"એમ હશે," મેના બિચારી કંઇ સમજતી નહોતી.

ગાડીમાંથી ઉતરી ભાયખલા નં. ૭ વાળા મકાન આગળ તેઓ આવ્યાં અને ઉપર ચડી બારણું ખખડાવ્યું.

"ઉઘાડું જ છે," અજામિલનો અવાજ બહુ જ મંદ પડી ગયો હતો.

દ્વારને હડસેલીને બંને અંદર આવ્યાં. મેના તો દોડીને અજામિલને ગળે વળગી પડી.

"મારી મેના!" મેનાને જોતાં જ અજામિલને અચાનક જોર આવ્યું અને શક્તિહીન હોવા છતાં તે પથારીમાં બેઠો થઈ ગયો. તેની આંખોમાં હર્ષાશ્રુ ભરાયા.

"બાપુ!"—મેના ગળગળી થઇ ગઇ.

"બહેન, તમે અહીં આવ્યાં! ઓ પ્રભુ, ત્યારે શું તમે મને ક્ષમા આપવા આવ્યાં છો?"

અજામિલના એક એક શબ્દે માધવનું હૃદય વલોવાતું હતું તેની આંખમાં આંસુઓ ભરાયાં, તે રડુ રડુ થઇ ગયો અને અજામિલને ચરણે પડ્યો, "મારા જીવનદાતા, પૂજ્ય મુરબ્બી."

"કોણ? રાયજી તમે? તમે પણ મને ક્ષમા કરો છો? મારાં કેવાં સદ્ભાગ્ય!"

માધવ અજામિલનાં ચરણો તરફજ જોઇ રહ્યો હતો. આ દેવી પુરુષના અંતકાળ સુધી પણ તેનો ઉપકાર કરવાનો પોતાને પ્રસંગ ન મળ્યો એ વિચારથી તેનું કાળજું કપાતું હતું.

મેના અજામિલને માથે નાના બાળકની માફક હાથ ફેરવતી તેના સફેદ વાળને પંપાળી રહી હતી. અજામિલ સ્વર્ગીય સુખનો લાહાવો અનુભવતો હતો.

"માધવરાય! મેં તો મેનાને જોવાની આશા જ છોડી દીધી હતી. તમે આવ્યા તે જ ઘડીએ હું વિચાર કરતો હતો કે હવે મેનાનું મોં જોવાની આશા જ વ્યર્થ. એ વિચારથી મને કેવું દુઃખ થતું હતું એ તમને કેવી રીતે જણાવું?"

અજામિલને શ્વાસ ચઢ્યો. ઓરડામાં ક્ષણભર મૌન પથરાયું.

"મારા જેવા એકલવાયા માણસને મારી વહાલી મેનાને કોઇ કોઇ વાર નજરે જોઇ આંખો ઠારવાનું મન થાય એ સ્વાભાવિક છે, પણ મારું આગમન ઉપાધિરૂપ થતું જોઇ ત્યાં આવવાનું મારે બંધ કરવું પડ્યું. બીજું શું થાય? ત્યારથી જ મેનાનાં દર્શનની મેં આશા છોડી. પરંતુ આજે તેને જોતાં મને કેવી ટાઢક વળે છે. મારું બધું દુઃખ ભૂલી જવાય છે. માધવરાય! તેને મેના કહીને જ બોલાવવા દ્યો, અવિવેક થાય તો ક્ષમા, પણ તે ફક્ત આજે જ. એ અવિવેક લાંબો વખત નહી ચાલે."

મેનાથી બોલ્યા વિના ન રહેવાયું! "બાપુ! તમે એમ એકાએક કેમ અમને છોડી ગયા? તમે કેવા નઠોર કે અમને કહ્યું પણ નહી! આટલા બધા દિવસ ક્યાં ગયા હતા? ક્યારે પાછા આવ્યા? આવ્યા ત્યારે અમને જણાવ્યું કેમ નહી? અરેરે, આ તમારા શરીરમાં શો ફેરફાર? નર્યું હાડ-પિંજર! પથારીમાં પડ્યા ત્યાં સુધી અમને ખબર પણ ન આપ્યા? અરે આમ જૂઓ તો ખરા, એમના હાથ કેવા ઠંડાગાર લાગે છે."

મેનાની સૂચનાથી માધવ ઉભો થયો, તેને જોતાં જ અજામિલે પુનઃ ક્ષમા યાચી, "રાયજી! કહોને તમે મને ક્ષમા નહી કરો?"

કરુણરસની હદ આવી. માધવનું હૃદય ખળભળી ઉઠ્યું. ગળગળા સાદે તે અંતરના ઉભરા ઠલવવા લાગ્યો.

"મેના! જોયું? એ મારી પાસે ક્ષમા યાચે છે. મારી ક્ષમા! અરે ક્ષમા તો મારે તેની યાચવી જોઇએ. તેણે મારા માટે શાંશાં દુઃખો વેઠ્યાં તે તું જાણે છે? તેણે પોતાના જીવના જોખમે સંકટમાં પડી મારો જીવ બચાવ્યો છે. અને જીવ બચાવવાની સાથે જ મારા જીવનની એક પૂરી આશા તું પોતે, મને આપીને તેણે મારું જીવન સુખી બનાવ્યું છે. આ

ઉપકાર તેણે કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી કર્યો છે. આ ઉપકાર કરતાં નથી તેણે પોતાના દેહની દરકાર રાખી કે નથી પોતાના સ્વાર્થનો વિચાર કર્યો. આનું નામ તે ખરી મર્દાનગી. આટઆટલું કર્યા છતાં પણ તે મારી ક્ષમા યાચે છે. અરે ? એના ઉપકારનો વિચાર કરું તો તો મારી ચામડી ઉતારી એના જોડા શીવડાવું તોપણ એ ઓછું જ થઇ પડે."

"એમ ન કહો, એવું અશુભ ન બોલો," અજામિલનો ક્ષીણ સ્વર સંભળાયો.

માધવનો પૂજ્ય ભાવ વધ્યો, "પણ તમે મને પ્રથમથી જ આ વાત કેમ ન જણાવી ? એ તમારો પણ દોષ ખરો. લોકોની જીંદગી બચાવીને તેમને છેવટ સુધી અજાણ્યાં જ રાખવાં, એ કયાંનો ન્યાય ? અને વળી પોતે વાતમાં કાંઇ જાણતા જ ન હોય એવો ડોળ કરવો એ તો વધારામાં."

"રાયજી ! આપને મેં સત્ય બીના જ જણાવી હતી."

"પણ બધી વાત કેમ ન જણાવી ? તમે પોતે જ નાનજી શેઠ એ કેમ ન જણાવ્યું ? તમે ઇનાયતખાનને બચાવ્યો એ વાત કેમ ન કહી ? મારી જીંદગી પણ તમે જ બચાવી હતી એ વાત કેમ મારાથી છૂપાવી ?"

"એટલા માટે કે હું તમારા વિચારને મળતો થયો હતો. મારે તમારાથી દૂર રહેવું જોઇએ એમ મને લાગ્યું. તમારી જીંદગી મેં બચાવી છે એમ તમે જાણ્યું હોત તો તમે મને તમારી સાથે જ રહેવાની ફરજ પાડતે. તેથી જ હું મુંગો રહ્યો હતો. એ વાત જણાવતે તો હું તમારા સુખમાં આડખીલીરૂપ થઇ પડત.

"આડખીલી રૂપ ? અને તે પણ અમને ? શું તમને અમે અહીં રહેવા દઇશું ? તમને અમારે ઘરે તેડી જવા જ અમે આવ્યાં છીએ. સારું થયું કે અનાયાસે આ બધી બાતમી મને મળી આવી, નહી તો છેવટ સુધી હું અંધારામાં જ અથડાત. તમે જેમ મેનાના બાપુ તેમ મારા પણ પૂજ્ય પિતાતુલ્ય છો. આવા ભૂત ભડકામણા ઘરમાં કાલે તમારે રહેવાનું નથી."

અજામિલના અવાજમાં નિરાશા ભરી હતી, "કાલે ! કાલે હું નથી રહેવાનો અહીં કે નથી રહેવાનો તમારે ત્યાં."

"એટલે ?" માધવ નારાજ થયો, "હવે તમને ક્યાંય અથડાવા દેવા નથી. વૃદ્ધાવસ્થામાં મુસાફરી કરવાની કંઇ જરૂર નથી, હવે તો તમે અમારા મુરબ્બી, તમને એક ઘડી પણ વીલા નહી મૂકીએ."

મેના અત્યાર સુધી માધવ અને અજામિલ વચ્ચે થયેલી વાતચિત સાંભળી રહી હતી. હવે તેનાથી બોલ્યા વિના ન રહેવાયું, "બાપુ, આ વખતે તો તમારો છૂટકો જ નથી. અમે ગાડી લઇને જ આવ્યાં છીએ એટલે હમણાં તમને સાથે જ લઈ જઇશું. નહી આવોને તો આમ ઉપાડીને ગાડીમાં નાંખીશું."

લાડઘેલી મેના 'બાપુ' પાસે લાડ કરવા લાગી. તેને ઉપાડવા જ જતી હોય એમ અજામિલના બંને ખભા ઉંચાં કરવા તેણે યત્ન કર્યો. વળી કંઇ યાદ આવ્યું હોય તેમ બોલી, "બાપુ, તમને ખબર છે ? અમારા સુરતસદનની પાછળના બગીચામાં હમણાં મોગરાનાં ફુલો એવાં ખીલી નિકળ્યાં છે તેની સુગંધથી મગજ તર થઈ જાય. તમને તો આખો દહાડો ત્યાં જ બેસી રહેવાનું ગમી જાય."

અજામિલનું લક્ષ મેનાના શબ્દો તરફ નહી, પરંતુ તેના મધુર સ્વર તરફ હતું. તેની આંખમાં પુનઃ હર્ષાશ્રુ આવ્યાં. તે મનમાં ગણગણ્યો, "પ્રભુ તું દયાળુ છે, છેવટે મેનાનો મેળાપ કરાવ્યો ખરો."

મેનાએ પૂછ્યું, "કેમ બાપુ, શું ધાર્યું ?"

"મેના, તમારી સાથે રહેવાનું મન કેમ ન થાય ? એવો સુંદર બગીચો અને રમણીય બાગ, અને વળી સ્નેહ, મમતા રાખનારા સગાંવ્હાલાના સમાગમમાં સ્વર્ગીય સુખનો લ્હાવો, એ બધું કોને ન ગમે ? સગાસંબંધીનો સ્નેહ સમાગમ એ આ સંસારમાં સાચું સ્વર્ગ છે, એ સુખ અલૌકિક છે, પણ........"

અજામિલનો શ્વાસ ઘુંટાયો, મંદ સ્વરે તેણે કહ્યું, "પણ મનુષ્યનું ધાર્યું કંઈ કામ આવે છે ?"

અજામિલની આંખમાં એક અશ્રુબિંદુ જણાયું, હર્ષનું નહી પણ દુઃખ, નિરાશાનું. તેને અટકાવવાનો યત્ન કરતાં અજામિલે ફીકકું હાસ્ય કર્યું. મેનાએ તેના બંને હાથ પકડ્યા અને પૂછ્યું, "બાપુ, એમાં ધારવાનું શું હતું? અમારી સાથે આવો એટલે પત્યું. અરે, પણ આ તમારા હાથ આમ કંપે છે કેમ? ઓહહો, આ તો વધારે ને વધારે ઠંડા થતા જાય છે. એમ કેમ? તમે માંદા છો, બાપુ?"

"નારે, મને તો કંઇ નથી, એ તો માત્ર..." અજામિલે જાણીને જ વાક્ય અધુરું રાખ્યું.

"માત્ર શું?" મેના અધીરી બની.

"માત્ર હું આ સંસારમાં થોડી ઘડીનો મહેમાન છું." મેના અને માધવ બંને કમકમી ઉઠ્યાં.

"મરી જશો?" માધવથી એકાએક પૂછાઇ ગયું.

અજામિલે ફિકકું હાસ્ય કર્યું, "એમાં શું છે? મરણ દરેક માણસને માટે સરજાયું છે."

"બાપુ, એમ કેમ બોલો છો? પ્રભુ તમને સો વર્ષના કરે. હું તમને એમ મરવા નહી દઉં." મેના તેના ગળે વળગી પડી.

"નહી મરવા દે? ભોળી રે ભોળી! હજી એવી ને એવી જ રહી. બેટા, એમાં તારું કે મારું કોઇનું ન ચાલે. હા, કદાચ જીવું પણ ખરો. તમે નહોતાં આવ્યાં ત્યાં સુધી એમજ લાગતું કે હું ક્ષણ માત્રમાં મૃત્યુ પામીશ, પણ તને જોઇને જીવને શાંતિ થઈ છે એટલે કદાચ જીવું પણ ખરો."

માધવ, ડાકટર બનેલો માધવ અત્યાર સુધી ઉંડા વિચારમાં જ ઉતરી પડ્યો હતો. અજામિલની ઉદારતા, પોતાનો પ્રમાદ અને અત્યારના હૃદયદ્રાવક પ્રસંગના જ વિચારમાં ઉતરી પડ્યો હતો તેથી અજામિલની તબિયત તપાસવાનો વિચાર જ તેને સુઝ્યો નહોતો. તેના મૃત્યુની વાત સાંભળતાં જ તે ચેત્યો અને અજામિલનો હાથ લઇ તેની નાડી તપાસવા લાગ્યો.

નાડી અનિયમિત ચાલતી હતી, ઘડીમાં ધીમે તો ઘડીમાં ઝડપથી. માધવને ફાળ પડી, છતાં અજામિલ હિંમત ન હારી જાય એ વિચારથી

તેણે કહ્યું, "તમને કંઇ નથી. નાડી તો મજાની ફરે છે. શરીરમાં કંઇ રોગ જણાતો નથી. એ તો વૃદ્ધાવસ્થાની સ્હેજ નબળાઈ. આજ સુધી વેઠેલાં સંકટોને લીધે શરીર ખખળી ગયું છે એટલું જ. હવે દુઃખનાં વાદળ વિખરાયાં અને સુખનો સૂર્ય ઉગ્યો એમ જ માની લ્યો. અમે તમને અમારે ત્યાં લઇ જઇશું. તમારી સેવાચાકરી કરીશું અને તમને કોઈ વાતે ઓછું ન આવે એવી ખાસ કાળજી રાખીશું. તમારું સુખ એ જ અમારો ધર્મ."

મેના ધ્રુસ્કેધ્રુસ્કે રડતી હતી. અજામિલ આમ એકાએક મૃત્યુ પામે એ વિચારથી તેની છાતી ફાટી જતી હતી. તેને શાંત પાડવાનો અજામિલે યત્ન કર્યો, "મેના, શામાટે રડે છે? જોને, રાયજી પોતે જ કહે છે કે મને કંઈ રોગ નથી."

માધવ તરફ જોઇ તેણે કહ્યું, "રાયજી, તમારા ઘરે આવીને રહું તોપણ હું જે છું તે મટી જવાનો નથી. વિધિનું નિર્માણ શ્રેય છે. મૃત્યુ એ એક જ માત્ર આ કફોડી સ્થિતિનું નિવારણ છે. આપણા કરતાં પ્રભુને આપણી ચિંતા વિશેષ હોય છે અને એ પરમ કૃપાળુ પરમાત્મા યોગ્ય માર્ગ શોધીને તૈયાર જ રાખે છે. મારા માટે મૃત્યુ એ એક જ માર્ગ છે."

એટલામાં બારણું ખખડયું અને વૈદે પ્રવેશ કર્યો. "પધારો વૈદરાજ. પ્રણામ, આ રહ્યાં મારાં વહાલાં બાળકો." અજામિલે ઉચ્ચારેલો પ્રણામ શબ્દ 'છેવટના પ્રણામ' સૂચવતો હતો.

દુઃખના વખતમાં, તેમાં પણ પોતાનું વ્હાલું સગું મૃત્યુના મુખમાં સપડાયું હોય ત્યારે માણસ આભા જેવો બની જાય છે અને તેની વિચાર-શક્તિ પણ બ્હેર મારી જાય છે. આવા પ્રસંગે ઘરનો જ માણસ ડાકટર કે વૈદ હોય તોપણ બહારથી વૈદકીય મદદ મેળવવાની વૃત્તિ થાય છે. માધવ ડાકટર હોવા છતાં અત્યારે તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. વૈદને આવેલો જોઈ તેના પગમાં જોર આવ્યું. "વૈદરાજ..." આ એક જ શબ્દમાં તેના અંતરનાં બધા ભાવો ભળ્યા હતા. વૈદ સમજી ગયો.

વૈદરાજ અજામિલની નાડી તપાસતાં બોલ્યો, "માત્ર તમારી જ ખોટ હતી. તમારી ગેરહાજરી એ જ તેના રોગનું કારણ." માધવના કાનમાં મંદ સ્વરે તેણે કહ્યું, "તમે બહુ જ મોડા આવ્યા."

અજામિલ વૈદરાજ તરફ જોઈ બોલ્યો, "મોત વ્હેલું મોડું એક વખત આવવાનું છે જ. સંસારનાં સ્નેહબંધન, માયા અને મમતામાં લપટાઇ મનુષ્ય મોતથી ડરે છે."

"અત્યારથી એવા વિચાર ન કરો. પ્રભુનું નામ સ્મરણ કરો. ઈશ્વર સૌ સારા વાનાં કરશે."

"મારે તો સૌ સારા વાનાંજ છે. વૈદરાજ, મારાં આ પ્રિય બાળકો નજર આગળ હોય અને હું પ્રભુ પાસે જાઉં એ મારાં અહોભાગ્ય."

વૈદ હિંમત આપીને દવા મોકલવાનું કહી ત્યાંથી ગયો, પરંતુ માધવને ચેતવતો ગયો.

બારણાની બહારજ ભલી, પરગજુ પાડોસણ વૈદરાજની વાટ જોઇને ઉભી હતી. તેણે ખબર પૂછ્યા અને જવાબ સાંભળતાં હોષકોષ ઉડી ગયા. "અરે રામ રામ, આવો ભક્તરાજ જેવો ભલો માણસ આમ વાત-વાતમાં ઉડી જશે !" તે મનમાં જ બબડી અને અંદર આવી કહ્યું, "ભાઇ, હિમત રાખજો, ભગવાન્ હમણાં સારું કરી નાંખશે. ઠાકોરજીની છબી લઇ આવું ? જેથી તેમનામાં ચિત્ત પરોવાય અને દુઃખ ઓછું થાય ?"

"બહેન, આ રહી પૂજાના ગોખલામાં ઠાકોરજીની છબી. મારી સન્મુખ જ ઠાકોરજી બીરાજે છે. બહેન, મારી નિરાધાર સ્થિતિમાં તમેજ મારી સંભાળ લીધી છે. તમારો જેટલો પાડ માનું તેટલો ઓછો. માધવરાયજી, પેલી પેટીમાં કેટલુંક ધન છે તેમાંથી આ ભલી બાઇને પાંચસો રૂપીઆ આપજો. તેને જે આપું તે ઓછું જ છે."

"એ શું બોલ્યા ? દુશ્મન પથારીમાં પડ્યો હોય તો પણ તેની સારવાર કરવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે. તમે તો પ્રભુના માણસ..." તે બાઇ ત્યાંથી ગઇ, અજામિલ માટે કંઇક ખાવાનું કરી લાવવાની તેની ઇચ્છા થઇ.

"મેના, માધવરાય, જોઇ આ ભલી બાઇ. તેના જેવાં પરગજુ બનજો. એ ન હોત તો હું કયારનોએ પથારીમાં પડ્યો પડ્યો સડી ગયો હોત. દરેક કામમાં પ્રભુમાં શ્રદ્ધા રાખજો. એ પરમકૃપાળુ પરમાત્મા



અજામિલે કહ્યું–"મેના! બેટા લે. આનું જીવની પેઠે જતન કરજે."

(ભાગ ૨–પૃ. ૨૭૯)

પોતાના ભક્તોનું ભલું જ કરે છે.” અજામિલ પોતાની પથારીની સામે જ આવેલા ગોખલા તરફ, ગોખલામાં રાખેલી છબી તરફ જોઇ રહ્યો. તેના મુખ ઉપર દૈવી તેજ ચમકી રહ્યું.

સ્વસ્થ બનતાં વળી અજામિલ બોલ્યો, “માધવરાયજી, મને એક વાતનું દુઃખ હજી થયા કરે છે. મેં આપેલા વીસ લાખના વારસા વિષે તમને શંકા છે અને એ ધન વાપરતાં તમે ડરો છો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે એ ધન કોઇ પણ અનીતિના માર્ગે મેળવેલું નથી. પરંતુ ખરા પરસેવાનો, મારા સાહસ અને શ્રમનો પૈસો છે. શેરડીના ઉત્તમ ખાતરની શોધથી સારો પાક પેદા કરીને અને ગામડાનો ઉદ્યોગ ખીલવીને મેં એ પૈસો મેળવ્યો છે. બીજા પણ કેટલાક ઉપયોગી નુસ્ખાઓ મેં અજમાવ્યા છે અને તે બધું મારી નોંધપોથીમાંથી મળી આવશે. તમે નહી જ આવો એમ ધારી મેં મેનાના નામે એક પત્ર લખ્યો છે તેમાંથી હકિકત સમજાશે. હું ધારું છું કે હવે તમારી શંકાનું સમાધાન થયું હશે,” બોલતાં બોલતાં તેને શ્વાસ ચડ્યો.

“આપનાં વચનોમાં શંકા હોય જ નહી. હું આપની આજ્ઞાનું યથાસ્થિત પાલન કરીશ.”

“બસ હવે મને શાંતિ થશે.” એકાએક જોર આવ્યું હોય એમ તે સફાળો ઉઠ્યો, પૂજાના ગોખલામાંથી રૂપાનું તરભાણું અને આચમની ઉપાડ્યાં, પોતાની આંખોને એ પવિત્ર વસ્તુનો સ્પર્શ કરાવ્યો અને મેનાના હાથમાં તે મૂકતાં બોલ્યો, “મેના, બેટા લે, આનું જીવની પેઠે જતન કરજે. એ છે તો રૂપાનાં પણ મારા મનથી તો સોના કરતાં, અરે મણિ માણેક કરતાં પણ વધારે મૂલ્યવાન છે. એ એક મહાત્માની પ્રસાદી છે, એના પ્રતાપે જ મારો અને મેના તારો પણ ઉદ્ધાર થયો છે.”

અજામિલને મહાત્મા ગરીબદાસજી યાદ આવ્યા. એ તરભાણું અને આચમનીમાં તેમનું પ્રતિબિંબ પડેલું જોયું. મહાત્મા ગરીબદાસજીની ભવ્ય–પ્રતિભાશાળી મૂર્તિ ચક્ષુ સમીપ ખડી થઈ અને અજામિલે માનસિક પ્રણામ કર્યા. આખા ઓરડામાં દિવ્ય પ્રકાશ પથરાયો હોય એવી સર્વને ભ્રાંતિ થઇ. મહાત્માના ચિંતવનથી અજામિલ શાંત થયો.

"મેના, એક વાત તને કહેવાની રહી જાય છે. બાલ્યાવસ્થાથી જ તું માતાના સુખથી વંચિત રહી છે તેથી જ તારી માતા કાણુ તેનું તને જ્ઞાન નથી. હું તે જાણું છું. તેનું નામ સુંદરી હતું. તારા માટે તેણે અનેક સંકટો વેઠ્યાં હતાં. મેના, એ નામ યાદ રાખજે અને એક સ્નેહાળ અને સદ્‌ગુણી માતાની કલ્પના કરી તેના માટે સ્નેહનાં બે આંસુડાં પાડજે. એ તે બિચારી પ્રભુના ધામમાં પહોંચી ગઇ છે, પરંતુ તેનો આત્મા ઉપર રહ્યો રહ્યો તને આશીર્વાદ આપતો હશે."

પુનઃ શ્વાસ ચઢ્યો અને અજામિલ અટક્યો. હજી પણ કંઇક કહેવાનું રહી જતું હોય એમ તેની મુખચર્યા ઉપરથી સ્પષ્ટ થતું હતું.

એટલામાં પાડોશણ સાકરની બનાવેલી રાબ લઈ આવી. મેનાએ તેના હાથમાંથી વાસણ લઇ લીધું અને પોતે અજામિલને તે પાવાનો યત્ન કર્યો. રાબ ગળે ઉતરતી નહોતી. તે મોંમાંથી પાછી વળવા માંડી.

પાડોશણ અનુભવી હતી. આવા અનેક પ્રસંગો તેણે જોયા હતા. શ્વાસ વધારે ને વધારે ભારે થતો હતો. તેણે જાણ્યું કે અજામિલનો અંતકાળ આવી લાગ્યો છે. તેણે તરતજ ઘીનો દીવો સળગાવ્યો.

અજામિલે છેવટનો પ્રયાસ કર્યો, "માધવરાય, છેવટની એક જ ઇચ્છા. મહાત્મા ગરીબદાસના નામે એક અન્નક્ષેત્ર બનાવજો અને ભૂખ્યાની ભૂખ ભાંગે એવો પ્રબંધ રચજો. સામેની પેટીમાંથી તે માટે જોઇએ એટલા પૈસા નિકળશે. મારું નામ કોઇ પણ સંસ્થા જોડે રાખવાની મારી ઇચ્છા નથી. મારું નામ કોઈ જીવન અંધકારમાં જ વિત્યું છે અને મારું નામ અંધકારમાં જ રહે એમ ઇચ્છું છું. મને, આ અભાગી અજામિલને, કોઇ કોઇ વાર યાદ કરજો અને મારો આત્મા સુખી થાય એવી પ્રાર્થના કરજો. પ્રભુ તમારું ભલું કરશે."

પાડોશણે માધવને ચેતવ્યો, "ભાઇ, હવે વધારે વખત નહી જાય, આપણામાં કહે છે કે, 'પુન્યે પાપ ઠેલાય' માટે કંઇ દાનપુન્ય કરવાની ઇચ્છા હોય તો તેને જણાવી દો જેથી તેના આત્માને શાંતિ થાય."

"મુરબ્બી, આપના સ્મરણાર્થે હું એક ધર્માદા ઔષધાલય ચલાવીશ."

મેનાએ પૂર્તિ કરી, "અને બાપુ, તમને બાળકો ઉપર બહુ પ્રેમ છે તેથી હું ગરીબ અનાથ બાળકો માટે અનાથ બાળકાશ્રમ બંધાવીશ અને..."

"મેના માધવ, સંપીને રહેજો, સુખી થજો, પ્રભુ તમારું કલ્યાણ કરે. પ્રભુ, પરમાત્મા, રામ..."

રામ શબ્દના ઉચ્ચાર સાથે અજામિલની વાચા અટકી, ડોળા ફાટી ગયા, નાડી બંધ પડી, પ્રચંડ પહેલવાન જેવું શરીર જડ ચેતનહીન બન્યું, તેનો જીવન દીપક ઓલવાઇ ગયો; અજામિલનો આત્મા તેના દેહનો ત્યાગ કરી સ્વર્ગે સંચર્યો.

ગયો—ગરીબનો બેલી, દુઃખીનો દિલાસો, પરોપકારની પ્રતિમા, ગરીબદાસનો સાચો શિષ્ય અંતે ગરીબાઇમાં જ મૂઓ. ગરીબનું નસીબ ગરીબ જ રહ્યું.

* * * *

## ઉપસંહાર

મેના અને માધવ પોક મૂકીને રડ્યાં. મેનાને તો બિચારીને એમ જ લાગ્યું કે સંસારમાંથી પોતાનું બધું સુખ નષ્ટ થયું.

પોતાનો જીવ બચાવનાર માટે પોતે કંઇજ ન કરી શકયો એ વિચારથી માધવ વ્યથિત થયો. હવે તો તેના આત્માને શાંતિ થાય એવા ઉપાય યોજવામાં જ પોતાના કર્તવ્યની સાર્થકતા ગણી લીધી.

કોઇ પણ વ્યક્તિ આપણાથી દૂર થાય છે, તેમાં પણ સદાને માટે અદૃશ્ય થાય છે ત્યારે તેના તરફનો આપણો ભક્તિભાવ અનેકગણો વૃદ્ધિ પામે છે. માધવને પણ તેવું જ થયું. અજામિલના મૃત્યુથી તેના તરફનો પૂજ્યભાવ વધારે દૃઢ થયો. તેણે ભાવપૂર્વક અજામિલની ઉત્તર ક્રિયા કરી, અનેક ગરીબ ગુરબાને દાનધર્મ કર્યું અને તેના આત્માને પ્રભુ શાંતિ અર્પે એવી સહૃદય પ્રાર્થના કરી.

અજામિલે આપેલા વીસ લાખના વારસામાંથી તેણે યોગ્ય રકમ તેના પુન્યાર્થેજ ખર્ચવાનો સંકલ્પ કર્યો. અજામિલની પેટીમાંથી મળેલા તમામ

પૈસા તેણે અજામિલની ઇચ્છાનુસાર 'ગરીબદાસજી અન્નક્ષેત્ર' સ્થાપવામાં જ રોક્યા. પોતે ડાક્ટર હોવા છતાં એ કામ લાંબો વખત થયાં વિસારી મૂકયું હતું, પરંતુ અજામિલ પ્રત્યે પોતાનું ઋણ ફેડવા માટે તેણે એ ધંધો ફરીથી શરુ કર્યો અને તેના પુન્યાર્થે 'ધર્માદા ઔષધાલય' ચાલુ કર્યું. અજામિલે પોતાનું નામ કોઈ પણ સંસ્થા સાથે જોડવાની મના કરેલી હોવાથી તેનું નામ ઔષધાલય સાથે આપી શકાય એમ નહોતું. પરંતુ તેનો આત્મા પોતે તેના પુન્યાર્થે જે પ્રયાસ કરે છે તે જોઇને પ્રસન્ન થશે એમ માની તે સંતોષ પામતો અને ભુખતરસ કે રાતદિવસની દરકાર કર્યા વગર દર્દીઓની માવજત કરવામાં તલ્લીન બનતો.

તેણે એક અનાથાશ્રમ પણ ચાલુ કર્યું. મેના સવાર સાંજ ત્યાં જતી, માબાપ વિનાના, નિરાધાર બાળકોની ખબર લેતી. તેમનાં સુખસગવડ સાચવતી અને વ્યવસ્થામાં જરા પણ ખામી ન રહે તે માટે ખાસ કાળજી રાખતી. તેને લાગતું કે પોતાના બાપુ પણ છૂપી રીતે આવીને આ બાળકોને જોઇ રાજી થતા હશે અને આશીર્વાદ આપી જતા હશે.

* * *

આજે અજામિલની સંવત્સરી હતી. અજામિલના સ્વર્ગવાસને આજ એક વર્ષ પૂરું થયું હતું, પરંતુ અજામિલ મેના—માધવના હ્રદયમાંથી ખસ્યો નહોતો. અનેક નિરાધાર—લાચાર રંક જનોને દાનધર્મ કરી, અનાથાશ્રમનાં અનાથ બાળકોને આજે મિષ્ટાન્ન જમાડવાનો પ્રબંધ કરી આપી મેના ઘરે આવી અને અજામિલે આપેલા છેલ્લા સ્મારક તરભાણું અને આચમની ઉપર નજર પડી. મેનાનું હૈયું ભરાઇ આવ્યું, આંખમાં ઝળઝળીયાં આવ્યાં અને રડતી રડતી આવીને તેણે માધવના ખોળામાં માથું મૂકયું. આંખમાંથી વહેતા શ્રવણ ભાદરવાએ માધવના શરીરને ભીનું કર્યું. તેની સાથે તેનું હ્રદય પણ સ્નેહભીનું થયું અને તેની આંખમાંથી નિકળેલાં આંસુ મેનાના ગાલ ઉપર પડ્યાં.

"મેના, આમ દિલગીર થયે શો દહાડો વળવાનો છે? એ કંઇ પાછા મળવાના છે?"

"નાથ, મને શોક એટલો જ થયા કરે છે કે એમણે બિચારાએ મરતાં સુધી પણ જરાય સુખ જ ન ભોગવ્યું. દુઃખમાં જ તેમનો અંત આવ્યો."

"મેના, મને પણ એ વાતનું જ દુઃખ થાય છે. પણ કુદરતની બાજી જ એવી અટપટી છે. કસ્તુરીમાં સુગંધ હોવા છતાં તે કાળી છે, કોયલ મધુરભાષા હોવા છતાં કાળી છે, તેવીજ રીતે અજામિલ સદ્ગુણી, સદાચારી, સંત હોવા છતાં દુનિયાની દૃષ્ટિએ તે દોષિત જ રહ્યો, અને પાસે અઢળક ધન-સંપત્તિ હોવા છતાં એ બિચારો તેનો છેવટ સુધી ઉપયોગ કરી ન શકયો પ્રભુ ઇચ્છા ! દુનિયાનો કાયદો જ ઉંધો હોય એમ જણાય છે. નસીબનો ખેલ ન્યારો છે, ગરીબનું નસીબ પણ ગરીબ જ હોય છે, અને તેથી જ લોકો કહે છે કે, "ગરીબનું નસીબ ગરીબ."



"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ-સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ મુંબઈ.

## "ગુજરાતી" પત્રમાં પ્રકટ થયેલી સામાજિક નવલકથાઓ

**એમ. એ. બનાકે કયોં મેરી મિટ્ટિ ખરાબ કી ?**–(ર્ક્તા: અમૃત કેશવ નાયક) આ વાર્તામાં એમ. એ. ની પરીક્ષામાં પાસ થયેલો અને તેમાં પોતાની જાતને રદ્દ કરનારા માણેકચંદ નામના વિદ્યાર્થીની હકીકત છે. તે પછી તે એક પારસીની પેઢીમાં રહે છે, અને ત્યાં આગળ જતાં તેની કેવી ઉન્નતિ થાય છે તે દર્શાવ્યું છે. તે ઉપરાંત હિન્દુ સમાજના કેટલાક બગાડાનું પણ દર્શન કરાવેલું છે. વાર્તા લોકપ્રિય થઇ પડેલી છે. કીંમત રૂ. ૨–૦–૦ ટ. ખ. ૦–૩–૦

**વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ**–આ એક મુસલમાન સંસારની સત્ય ઘટનાપૂર્ણ સામાજિક નવલકથા છે. તેની રચના હકીકત એટલી રસપૂર્ણ છે કે એકવાર એક પાનું વાચતાં બીજું પાનું, અને બીજું પાનું વાંચતાં ત્રીજું, એમ મોહ વધતો જાય તેવી વાર્તા છે. વિલાયતનું અનુકરણ કરવા જતાં કેટલીક નુકસાની થાય છે તે આમાં સારી રીતે દર્શાવ્યું છે. કીંમત રૂ. ૨–૦–૦ ટ. ખ. ૦–૩–૦.

**સંદિગ્ધ સંસાર** અથવા **સાધુ કે શયતાન**–આમાં આપણા કેટલાક થઇ બેઠેલા ધર્માચાર્યોની પોલ ઉઘાડી પાડવામાં આવી છે ટાલીઆ ગોપાળના કાવાદાવા અને તેનો આખરે ફેજ વાંચતા વાંચનારને કેટલાક પોતાના અનુભવના વિષયો તેમાં નજરે જોયલાં જણાશે, અને વાર્તાની રહસ્યમય સત્ય ઘટના નજર આગળ બનેલી લાગશે.

કીંમત રૂ. ૩–૦–૦. ટ. ખ. ૦–૩–૦

**ચૂડેલનો વાંસો** અથવા **એક નટીની આત્મકથા**–

**ભાગ ૧ લો** ... ... કીંમત રૂ. ૪–૦–૦. ટ. ખ. ૦–૪–૦

**ભાગ ૨ જો** ... ... કિંમત રૂ. ૪–૦–૦. ટ. ખ. ૦–૪–૦

આ વાર્તાના બે ભાગોમાં ચંપા નામની એક નટીની આત્મકથા છે. નાટકકાર તરીકે આપણી રંગભૂમિપર નાચનારાઓ કેવા પ્રકારનું જીવન ગુજારે છે તેનો રહસ્યમય પડદો ખુલ્લો કરવામાં આવ્યો છે.

બીજા ભાગમાં અમદાવાદમાં સાધુના વેશમાં કેટલો અનાચાર ચાલી રહ્યો છે, તથા બંગાળામાં એક ગરીબ બ્રાહ્મણની કન્યાઓના વરવિક્રયના રીવાજથી કેવા હાલબેહાલ થાય છે, તેની કરૂણરસિક કથા છે. એ ઉપરાંત દિલ્લીની એક નામચીન વિધવા બાઈ દેવકુમારીના પ્રપંચો ખુલ્લા કરાયલા છે. આ બન્ને ભાગો ઘણા રસમય છે. વાંચવા માંડો તો જરૂર તેનો કેડો મૂકો નહિ એવી ખાત્રી છે.

**નવો જમાનો–અમૃત કે ઝેર**–આ વાર્તામાં ચાલુ જમાનાની એક સત્ય મિશ્રિત રસમય કથા છે. ઊપરથી દેખાતી અમૃતમય જીંદગીમાં કોઈ કોઇ વાર ઝેર કયાં રહેલું છે તે સૂક્ષ્મતાથી વાંચનારને દર્શાવ્યું છે. વાર્તા અદ્ભુત અને રસિક છે.

કીંમત રૂ. ૩–૦–૦ ટ. ખ. ૦–૩–૦

